
Norusto
METAL PRESERVATIVE PAINT

# હિંદના
# નામાંકિત નરનારીઓ

**(*Gujarati "Who's Who"*)**


સમ્પાદક:

મુનીકુમાર જે. પાઠક.



પ્રકાશક:

ગુજરાતી "હુ'ઝ હુ" પબ્લીશીંગ કંપની
મેરવાન બીલ્ડીંગ, સર ફીરોજશાહ મહેતા રોડ,
કોટ, મુંબઇ

આવૃત્તિ ૧ લી] [ઈ. સ. ૧૯૪૧


કિમ્મત રૂપીઆ દશ.

# સદ્‌ગત સર મનમોહનદાસ રામજી

૧૮૫૭નું ઐતિહાસિક વર્ષ કયો હિંદી ભુલી શકે એમ છે? એજ વર્ષમાં મુંબઇના એક બાહોશ વ્યાપારી, નમુનેદાર શહેરી, વ્યવહારૂ નેતા અને સનાતન ધર્મના સ્થંભ સમા સર મનમોહનદાસ રામજીનો જન્મ થયો હતો. શેઠ મનમોહનદાસે મુંબઇની હાઇસ્કુલની કેળવણી લીધી હતી. પણ વિદ્યાભ્યાસ કરતાં કરતાંજ જીવનમાં વ્યાપાર મહત્વનુ સ્થાન ધરાવે છે એની તેમને પ્રતીતિ થતાં એમણે ૨૨ વર્ષની યુવાન વયે વ્યાપાર જગતમાં ઝંપલાવી દીધું. વ્યાપારનો એમનો અનુભવ જેમ જેમ વધતો ગયો તેમ તેમ એમની શકિત પણ ખીલતી ગઇ અને ધીમે ધીમે સમસ્ત મુંબઇ પ્રાંતના એક મહાન વેપારીની નામના પ્રાપ્ત કરી લીધી. વ્યાપારી જીવનના પ્રારંભમાંજ એમણે માંચેસ્ટર સાથે ઘાડો વ્યાપારી સંબંધ બાંધી દીધો. એને પરિણામે મેસર્સ રાલી બ્રધર્સની મોટી પેઢીને પણ લાગ્યું કે આપણા વેપાર માટે આ જ માણસ યોગ્ય છે, તેથી રાલી બ્રધર્સે સર મનમોહનદાસની પેઢીને પોતાના વ્યાપારી આડતીઆ તરીકે નીમી દીધી. આ રીતે બન્ને પેઢીઓનો જામેલો ધંધાદારી સંબંધ ૨૦ વર્ષ સુધી ચાલ્યો.

સર મોહનદાસની શકિતની સુવાસ હવે તો ચોમેર ફેલાવા લાગી. દેશી કાપડના વેપારીઓના મંડળે એમની શકિત અને કાર્યદક્ષતા તરતજ પીછાની લીધી અને એક શકિતશાળી અગ્રેસર તરીકે મંડળને ઉપયોગના થઇ પડશે, એવી ખાત્રી થતાં એમને ૧૮૯૮માં મંડળના પ્રમુખપદે ચુંટી કાઢયા. એ પદે તેઓ લાંબા કાળ સુધી ચાલુ રહયા હતા. મંડળના પ્રમુખ તરીકે વેપારીઓને મોટા લાભ થાય એવા કાર્યો એમણે ઉપાડી લીધા હતા અને એની પાછળ એમણે રાતદિન જોયા વિના સખ્ત કામ કર્યું હતું. માલના ભરતીઆના ફોર્મની નવરચના કરવાની એમની લડત ફળીભુત થઇ હતી અને એને પરિણામે વેપારીઓને મોટો લાભ મળ્યો હતો. વળી "અમ્પાયર" તરીકે હિંદીઓની નીમણુંક કરવાની લડત પણ ફ-તેહમંદ નીવડી હતી.

સર મોહનદાસની ખ્યાતિ કાંઇ રાલી બ્રધર્સના આડતીઆ તરીકે મર્યાદીત રહી ન્હોતી; પરંતુ મુંબઇના એક મહાન ધંધાદારી તરીકે વ્યાપારી આલમ તેમની તરફ માનની દ્રષ્ટીથી નીહાળતી. પરદેશી માલની આયાત પુરતોજ તેમનો વેપાર ન્હોતો, પણ એ ધંધાના અનુભવે એમની દ્રષ્ટિ વિશાળ બની હતી, અને દેશના કાપડ ઉદ્યોગ પ્રત્યે વળી હતી. ન્યુ કૈસરે હિંદ મીલ, ધી ઇંડીઅન મેન્યુફેકચરીંગ મીલ કુંપની લી૰, ધી હિંદુસ્તાન મીલ્સ અને નાગપુરની મોડેલ મીલ્સના તેઓ ચેરમેન અને ડીરેકટર હતા. બોમ્બે સ્વદેશી કો–ઓપરેટીવ સ્ટોર્સ કંપની લી૰ના ચેરમેન અને ડીરેકટર અને ઇંડીઅન મર્કન્ટાઇલ ઇન્શ્યુરન્સ કંપની લી૰ના ચેરમેન ને ડીરેકટર હતા.

મીલમાલેકોની મંડળીમાં એમનું સ્થાન મહત્વનું હતું. છેક ૧૮૯૧થી મંડળની કમીટીમાં એમણે ઉત્સાહપુર્વક સક્રીય ભાગ લેવા માંડયો હતો. એને પરિણામે સર મનમોહનદાસ મંડળના સ્થંભ ગણાતા હતા. મીલમાલેકોએ પોતાના આ પ્રીય અને બાહોશ સભ્યને ૧૯૦૯માં પ્રમુખપદે ચુંટી કાઢીને તેમની સેવાની કદર કરી હતી.

આપણા મુંબઇ શહેરની દેશી વેપારી ચેમ્બરના સ્વર્ગસ્થ સ્થાપક હતા. હિંદી વેપારીઓને વેપાર ધંધામાં પડતી

મુશ્કેલીઓ અને સહન કરવા પડતા અન્યાય સર મનમોહનદાસ સાંખી શકતા ન્હોતા. એમણે એના એક અસરકારક ઇલાજ તરીકે વ્યાપારી સંગઠ્ઠનનો પ્રયોગ કર્યો અને એની સફળતાના ફળ આજે પણ આપણે ચાખીએ છીએ. ૧૯૦૬ માં એમના શ્રમનું પરિણામ મુંબઇની દેશી વેપારી ચેમ્બરની સ્થાપનામાં પરિણમ્યું. આ ચેમ્બરની સ્થાપનાથી એમની વ્યવહારૂ રાજદ્વારી બુદ્ધિની સૌને પ્રતીતિ થઇ. ૧૯૦૭ માં પોતે ચેમ્બરના પ્રમુખ થયા અને ૧૯૧૩ સુધી ચેમ્બરનું નાવ મુસીબતોમાંથી પાર ઉતાર્યું. ફરી પાછા ૧૯૨૪ માં પ્રમુખપદે આવ્યા અને ચેમ્બરનું કામ સફળતાથી ચાલવા લાગ્યું. પણ કમનશીબે ૧૯૩૨ માં ચેમ્બરમાં ગંભીર મતભેદ પડયા અને આખી ઇમારત જાણે જમીનદોસ્ત થવાની તૈયારીમાં હોય એમ લાગવા માંડયું.

બન્ને પક્ષોએ એમને ૧૯૩૩ ના વર્ષ માટે પ્રમુખસ્થાન લેવા આગ્રહ કર્યો. સર મનમોહનદાસની તબીયત સારી ન્હોતી, દાકતરોએ એમને આરામ લેવાની સલાહ આપી હતી; એમ છતાંયે ચેમ્બર પ્રત્યેના પ્રેમ અને કર્તવ્યને લીધે એમણે કશાની પણ પરવા કર્યા વિના પ્રમુખપદ સ્વીકાર્યું. પછી તો ચેમ્બર ધીમે ધીમે બળવાન બનતી ગઇ અને આજે સૌ કોઇ એમને ચેમ્બરના "પિતા" તરીકે ઓળખે છે.

વ્યાપાર ધંધા અંગેની એમની અનેકવિધ પ્રવૃત્તિઓ છતાં રાજકારણને એ ભુલ્યા ન્હોતા. રાજકારણમાં તો એ પહેલેથીજ રસ લેતા આવ્યા હતા. નગરની સેવા માટે મુંબઇની મ્યુનીસીપલ કોરપોરેશનમાં ભુલેશ્વર જીલ્લાના સભ્ય તરીકે ૧૮૯૮ માં દાખલ થયા. એમાં ૧૮ વર્ષ સુધી રહી કીંમતી સેવા બજાવી છે. પ્રથમ સ્ટેન્ડીંગ કમીટીમાં આવ્યા અને ૧૯૦૮ માં એના ચેરમેન બન્યા. ધીમે ધીમે એમની કાર્યશક્તિ ખીલતી ગઇ અને ૧૯૧૨–૧૩ માં તેઓ કોરપોરેશનના પ્રમુખ ચુંટાયા. મુંબઇ નગરીની સેવા બજાવવાના ઉમદા હેતુથીજ તેમણે કોરપોરેશનમાં પ્રવેશ કર્યો હતો, એ એમણે મરકીના પહેલીવારના ઉપદ્રવ પ્રસંગે પીડીત પ્રજાને રાહત આપવાનું કાર્ય બજાવી પુરવાર કર્યું હતું.

૧૯૧૦ થી એમની જાહેર પ્રવૃત્તિનું ક્ષેત્ર વિસ્તૃત બન્યું. મુંબઇની લેજીસ્લેટીવ કાઉન્સીલમાં હિંદી વેપારી વર્ગના પ્રતિનિધિ તરીકે ચુંટાયા અને દશ વર્ષ સુધી રહયા. એ પછી મોંટેગ્યુ–ચેમ્સફર્ડ સુધારા પછી સ્થપાયેલી હિંદની પહેલી વડી ધારાસભામાં મુંબઇની દેશી વેપારી ચેમ્બરના પ્રતિનિધિ તરીકે ચુંટાયા અને ૧૯૨૩ સુધી રહયા. ૧૯૨૫ માં કાઉન્સીલ ઓફ સ્ટેટમાં બે વાર ચુંટાયા હતા.

સર મનમોહનદાસના વ્યાપારી, નાગરીક અને રાજદ્વારી તરીકેના જીવનની આપણે ઝાંખી કરી ગયા પણ એમના ધાર્મિક જીવન વિષે ભુલી શકીએ એમ નથી. આટલી પ્રવૃત્તિઓમાં પડવા છતાં સનાતન ધર્મ પ્રત્યેનો પ્રેમ દ્રઢ રહયો હતો. સમસ્ત દેશની સર્વ સનાતન ધર્મ સંસ્થાઓ સાથે તેમને સંબંધ હતો. અખિલ હિંદ વર્ણાશ્રમ સ્વરાજ સંઘના તેઓ ઉપ–પ્રમુખ હતા. મુંબઇમાં મળેલા વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘના છઠ્ઠા વાર્ષિક અધિવેશનના સ્વાગતાધ્યક્ષ તરીકે એમની વરણી થઇ હતી અને ૧૯૩૪ માં કલકત્તામાં મળેલી અખિલ હિંદ સનાતન નેતા પરિષદના પ્રમુખ તરીકે સર્વાનુમતે એમની પસંદગી કરવામાં આવી હતી. ઉપરાંત બનારસ (કાશી) ભારત ધર્મ મહામંડળમાં મુંબઇ પ્રાંતના પ્રતિનિધિ તરીકે બીરાજતા હતા અને અનેક ધાર્મિક ટ્રસ્ટો ને સખાવતોના વહિવટમાં એમનો હીસ્સો હતો.

વિચારે તેમજ આચારે તેઓ ચુસ્ત સનાતની હતા. હરિજનોના મંદિર-પ્રવેશની પ્રવૃત્તિનો પ્રારંભ થતાં, તેમણે ધર્માભિમાનથી પ્રેરાઇને એનો વિરોધ કરવામાં આગેવાની લીધી હતી. અનેક સુધારક અગ્રેસરો એમને સમાધાન માટે મળ્યા પણ સર મનમોહનદાસ તો અવિચળ માલમ પડયા ને એ સુધારકોને સમાધાન સાધવાની આશા છોડી દેવી પડી.

અંતે ગાંધીજીએ ૧૯૩૩ માં સમાધાનનો કોઇ ઇલાજ શોધી કહાડવા માટે તેમને ખાસ પત્ર લખી યરોડા જેલમાં તેડાવ્યા. દાકતરોએ એમને શ્રમ લેવાની મનાઇ કરી હતી છતાં તેઓ ગાંધીજીને મળવા યરવડા જેલમાં ગયા અને એક કલાક સુધી અસ્પૃશ્યતા નિવારણ પ્રવૃત્તિ વિષે ખુલ્લા દિલની ચર્ચા કરી. ચર્ચા દરમ્યાન મોહનદાસ (ગાંધીજી) અને મનમોહનદાસ બન્ને પોતપોતાની માન્યતામાં એવા તો મકકમ હતા કે સમાધાનને અવકાશ મળ્યો નહિ. સુધારકોની આ પ્રવૃત્તિ સામે સર મનમોહનદાસે એ પછી મજબુત વિરોધ ઉભો કર્યો અને વ્યવસ્થીત કાર્ય ઉપાડયું. સનાતનીઓમાં જબરો પ્રચાર ઉપાડયો, તેમાં એમને ધર્માચાર્યો અને સનાતની આગેવાનોનો સાથ મળ્યો.

ધર્મની બાબદમાં સરકાર કે ધારામંડળોની દખલ હોવી જોઇએ નહિ, એવી તેમની દ્રઢ માન્યતા હતી. તે અનુસાર તેમણે બ્રિટિશ સરકાર પર એક વિજ્ઞપ્તી પત્ર મોકલી આપ્યું હતું અને સરકારને ધાર્મિક બાબદોમાં સરકાર દખલગીરી નહિ રહે, તેવી જાહેરાત કરવાનો આગ્રહ કર્યો હતો. આ પત્ર પર દેશભરની બસો સનાતની સંસ્થાઓની સહીઓ હતી અને તે જોઇન્ટ સીલેકટ કમીટી પર મોકલી આપવામાં આવ્યું. સનાતનીઓએ ધારાસભાઓ સર કરવી જોઇએ, એ તેમના દીલની ધગશ હતી અને પથારીવશ હોવા છતાંયે તેમણે સનાતની નેતાઓ સાથે ચર્ચા કરીને તેની એક વિસ્તૃત યોજના તૈયાર કરી હતી.

સર મનમોહનદાસની જાહેર સેવાઓની સરકારે પણ કદર કરી હતી. તેમને ૧૮૯૮ માં જે. પી. બનાવવામાં આવ્યા હતા. ઓનરરી પ્રેસીડેન્સી મેજીસ્ટ્રેટની બેંચની સ્થાપના થઇ ત્યારે ઓનરરી મેજીસ્ટ્રેટ નીમાયા હતા અને તે પદે તેઓ વર્ષો સુધી રહયા હતા. ૧૯૨૭ માં સરકારે તેમને નાઇટ બનાવી ઉચ્ચ પ્રકારનું માન આપ્યું હતું. સર મનમોહનદાસ વર્ષો સુધી બોમ્બે પોર્ટ ટ્રસ્ટના ટ્રસ્ટી હતા, તેમજ વીકટોરીઆ જુબીલી ટેકનીકલ ઇન્સ્ટીટયુટની ટ્રસ્ટી બોર્ડના સભ્ય હતા. બી. બી. રેલ્વેની, ડીરેકટર ઓફ ઇંડસ્ટ્રીઝ, અને મુંબઈ ખીલવણી ખાતાંની સલાહકારી સમિતિઓમાં પણ સભ્ય તરીકે તેમણે કામ કર્યું છે.

સર મનમોહનદાસ ૭૬ વર્ષની વયે માયાળુ અને સાદુ જીવન ગાળી ૧૩ મી ઓગસ્ટ ૧૯૩૪ ને દિને પાછળ સુંદર અને અનુકરણીય કારકીર્દિ મુકી સ્વર્ગવાસ પામ્યા હતા. દેશભરમાં આ સમાચારથી ખુબ ગમગીની ફેલાઈ હતી. અનેક જાહેર મંડળો અને સંસ્થાઓએ તેમનાં માનમાં કામકાજ બંધ રાખ્યાં હતાં. સનાતનીઓએ એક ધર્મવીર ગુમાવવા માટે, મુબઇ મ્યુનીસીપલ કોરપોરેશને આગેવાન ધંધાદારી અને સેવાની ધગસવાળો નાગરીક ગુમાવવા બદલ, હિંદી ચેમ્બરે ચેમ્બરનો પિતા ગુમાવવા બદલ, વડી ધારાસભા અને કાઉન્સીલ ઓફ સ્ટેટે એક આગેવાન સભ્ય ગુમાવવા બદલ શોકદર્શક ઠરાવો કર્યા હતા.

# પ્રસ્તાવના

ગુજરાતી સાહિત્યમાં નવલકથાઓ, વાર્તાઓ, કવિતાઓ તથા બીજા કેટલાક વિષયોના પુસ્તકો સારા પ્રમાણમાં પ્રગટ થાય છે, પરંતુ વિજ્ઞાનના તથા માહિતીના પુસ્તકોની ખોટ મોટી રહે છે. રાજકારણ, સમાજસેવા તથા જીવનના અન્ય ક્ષેત્રોમાં પડેલા મહાનુભાવોના પરિચયના પુસ્તકો અંગ્રેજી ભાષામાં સંખ્યાબંધ છે; પરંતુ અંગ્રેજી નહીં જાણનારી પ્રજાને પોતાના મહાન નેતાઓ, પોતાના વ્યાપારીઓ, પોતાના વિજ્ઞાનવેત્તાઓ, શિલ્પશાસ્ત્રીઓ વગેરેને ઓળખવા માટે બહુજ જુજ સાધન સાંપડે છે. તેથી "હિંદના નામાંકિત નરનારીઓ"ને નામે અંગ્રેજી "હુ'ઝ હુ"ની ઘાટી ઉપર ગુજરાતીમાં આ પુસ્તક રચવાનો અમને ખ્યાલ આવ્યો, અને પરિચય કરવા યોગ્ય સન્નારીઓ અને સજ્જનોના વૃતાંતો અમે યથાશકિત સંખ્યામાં પ્રાપ્ત કરી શકયા છીએ. હવે પછીની આવૃત્તિઓમાં તે સંખ્યામાં વધારો પણ કરીશું. આ આવૃત્તિની રચનામાં જેઓએ અમને મદદ કરી છે, જેઓએ અમને સહકાર આપ્યો છે, જેઓએ બીજાઓના જીવનની માહીતી મેળવી અમને પુરી પાડી છે તેઓ સર્વેનો અમે આભાર માનીએ છીએ.

આ આવૃત્તિમાં અમે સંજોગવશાત નામો કક્કાવારી ગોઠવી શકયા નથી, છતાં વાંચકોનો સમય બચાવવા માટે અમે નામોની અનુક્રમણિકા કક્કાવાર તૈયાર કરી છે જે ઘણી ઉપયોગી થઇ પડશે. આ આવૃત્તિનું મુદ્રણ ચાલતું હતું તે દરમ્યાન કોંગ્રેસના એક માજી પ્રમુખ શ્રી. શ્રીનીવાસ આયંગર અને એક મહાન પત્રકાર તથા લીબરલ નેતા સર સી. વાય. ચીંતામણીનાં અવસાન થયા છે, અને ના૦ વાઇસરોયે પોતાની કારોબારી કાઉન્સીલ વિસ્તૃત કરી છે તથા એક પ્રજાકીય સંરક્ષણ સભા નીમી છે અને એક યુધ્ધ વિષયક સલાહ સમિતિ નીમી છે. વળી એ દરમ્યાન કેટલાક મહાનુભાવોને ના૦ શહેનશાહની જન્મતીથીની ખુશાલીમાં મોટા મોટા ઇલ્કાબો પણ મલ્યા છે. કેટલાકો પોતાના ઉંચા હોદ્દાઓ ઉપરથી રીટાયર થયા છે જયારે કેટલાકો ઉંચા હોદ્દાઓ ઉપર નીમાયા છે. તે વિગતો તેમના જીવનવૃત્તાંતોમાં ઉમેરવી અશકય હતી જે વાંચકો પોતે સમજી શકશે.

મુંબઇ,
તા૦ ૧-૮-૪૧.

**મુનીકુમાર જગન્નાથ પાઠક**
સમ્પાદક

# નામ૦ શહેનશાહ જ્યોર્જ ૬ ઠ્ઠા.

મર્હુમ નામ૦ શહેનશાહ જ્યોર્જ ૫ માના ચાર પુત્રોમાંના બીજા પુત્ર આલબર્ટ ફ્રેડરિક આર્થર જ્યોર્જ તે હમણાંના બ્રીટીશ શહેનશાહ જ્યોર્જ ૬ ઠ્ઠા છે. તેમના મોટા ભાઇ તે માજીશહેનશાહ એડવર્ડ ૮ માંએ પોતાની પસંદગીની સ્ત્રીને પરણવા ખાતર ગાદીનો ત્યાગ કરવાથી આલ્બર્ટને ગાદી મળી ગઇ. એમનો જન્મ તા૦ ૧૪ મી ડીસેમ્બર સને ૧૮૯૫ ને રોજ થયો હતો. સામુદ્રિક શાસ્ત્ર અને જ્યોતિષશાસ્ત્રના મહાન વિશારદ "કીરો" એ અગાઉથીજ ભવીષ્ય ભાખ્યું હતું કે પાટવી કુંવર માટે રાજ્યસન્યાસ, જ્યારે બીજા કુંવર માટે રાજ્યયોગ સર્જાયેલો હતો અને તેમજ બન્યું છે! અસ્તુ: પાટવીકુંવર અને આ બીજા કુંવરની વયમાં ફક્ત દોઢ વર્ષનોજ તફાવત હોવાથી કેળવણી તથા બીજી તાલીમો બંને રાજપુત્રોને સાથેજ આપવાનું બની શક્યું હતું. બન્ને રાજપુત્રો તથા રાજકુંવરી મેરી ત્રણેને બાળવયથીજ ભાષાજ્ઞાન આપવાનું શરૂ કરવામાં આવ્યું હતું અને બાળકો આઠ આઠ વર્ષનાં થયાં પહેલાં તો તેઓ ફ્રેન્ચ ભાષામાં પણ સારી રીતે વાતચીત કરતાં થઇ ગયાં હતાં. તે પછી તેઓને અંગબળ વધારવાનું શિક્ષણ



આપવા માંડ્યું. જેમાં કાર્યક્રમે લશ્કરી કવાયદ, લડાઇની વ્યુહ રચના અને તરવાની કળા તેઓ શીખી ગયાં. મોજશોખની રમત ગમતોમાં "સ્કવોશ રેકેટસ" એ તેઓની માનીતી રમત થઇ પડી હતી, જો કે ક્રીકેટ, ફુટબોલ, ગોલ્ફ, શિકાર, ઘોડેસ્વારી, માછલાં મારવાની કળા, સંગીતકળા, નૃત્યકળા કે બીજી કોઇપણ કળા શીખવાનું તેઓએ અધુરૂં રાખ્યું ન હતું. તે સાથે તેઓના ચારીત્ર્ય ઘડતર ઉપર ખાસ ધ્યાન આપવામાં આવ્યું હતું અને તે નેમ બરાબર પાર પડી હતી એ પુરવાર કરવાનો પ્રસંગ એડવર્ડ ૮ માના ગાદી ત્યાગ વખતે ઉપસ્થિત થયો હતો. ઉદાહરણ તરીકે યુવરાજનું ચારિત્ર્ય ઘડતર ઉંચ પ્રકારનું હતું તેથીજ દેશ અથવા શહેનશાહતને ભય અથવા આફતમાં ઉતાર્યા વગર તેઓ પ્રેમયોગી બની ગયા અને તેમની રાજ્યધુરા પોતાની ખાંધે ઉપાડી લેવા શહેનશાહ જ્યોર્જ ૬ ઠ્ઠાએ જ્યારે અનાકાની કરી નહિ. રાજકુમારો તેર તેર ચઉદ ચઉદ વર્ષોના થયા એટલે એમના દાદા તે મર્હુમ શહેનશાહ ૭ મા એડવર્ડે તેઓને નઉકાચાલનનું શિક્ષણ લેવા મોકલ્યા. ત્યાં તેઓથી રાજવંશનું ગુમાન રાખીને વર્તાય તેમ ન હતું. નઉકાના અધિકારી-

ઓની આજ્ઞાનું પાલન કર્યેજ છુટકો હતો. આ શીક્ષણ રાજકુમાર આલ્બર્ટે યુવરાજ કરતાં પણ વધારે પ્રાપ્ત કર્યું. આ શિક્ષણ દરમ્યાન સને ૧૯૧૨ માં બીજા વીદ્યાર્થીઓની માફકજ તેઓને ખલાસીઓ તરીકેની નાની યા મોટી ફરજ બજાવવી પડતી અને ખલાસીઓની સાથેજ બેસીને પાઉં, "ચીઝ" અને કાંદાની કચુંબર ખાવી પડતી. પ્રવાસ દરમ્યાન એક વાર તેઓ ઇજીપ્તમાં લોર્ડ કિચનરના મહેમાન પણ થઇ આવ્યા હતા. રાજકુમાર આલ્બર્ટ સઘળી રીતે શાંત, સહનશીલ, આજ્ઞાંકિત, જ્ઞાનવાંછુ અને અનુભવ પ્રાપ્તિની ઇચ્છાવાળા હોવા છતાં તેમનાં વાણીસ્થાનમાં એક ખોડ હતી. "ક" અને "ગ" અક્ષરના ઉચ્ચાર તેમનાથી થઇ શકતા નહિ. "કિંગ"ને બદલે તેમનાંથી "ટિંઘ" બોલાતું અને "ગૉડ"ને બદલે "ધોડ" બોલાતું; તેથી વાતચિત કરતી વખતે "ક" અને "ગ" અક્ષરવાળા શબ્દો બનતાં સુધી તેઓ વાપરતાજ નહિ પણ પાછળથી ખુબ તકલીફ ઉઠાવીને તેવણે એ ખોડ સુધારી હતી. રાજકુમાર આલ્બર્ટમાં સ્વદેશાભિમાનની લાગણી પહેલેથીજ બહુ તીવ્ર છે. ૧૯૧૪-૧૮ ના યુરોપીય યુધ્ધ વખતે એકવાર તેઓ "એપેન્ડીસાઇટીસ"ના ઓપરેશનમાંથી હજી પુરતા સાજાયે થયા ન હતા તે પહેલાંજ તેમણે સમુદ્ર યુધ્ધમાં જોડાવાની પરવાનગી મેળવી હતી અને જર્મન નૌકા કાફલા સામે બાથ ભીડવાના પ્રસંગો પણ તેમને મળ્યા હતા. ૧૯૧૮ ની આખરે લડાઇ બંધ થયા પછીથી તે તેઓ શહેનશાહ બન્યા ત્યાં સુધીમાં તેમણે ખુશ્કી લશ્કર, હવાઇફોજ, નૌકા કાફલામાં ઘણા ઉંચા અને માનવંત ઓધ્ધા ભોગવ્યા હતા. ૧૯૧૪–૧૮ ની લડાઇ ફાટી નીકળવાથી જે વિષયોમાં તેમની કેળવણી અધુરી રહી હતી તે કેળવણી લેવાની રાજપુત્રો માટે ગોઠવણ કરવામાં આવી. પરિણામે તેઓ ઇતિહાસ, અર્થશાસ્ત્ર અને નાગરિક વિદ્યા શીખ્યા. સને ૧૯૨૦ માં તેમને "ડયુક ઓફ યોર્ક"નો ઇલ્કાબ આપવામાં આવ્યો હતો. ૧૯૨૧ માં તેઓ સ્ત્રેથમોરનાઅર્લની નાની દીકરી ઇલીઝાબેથ સાથે પ્રેમમાં પડયા અને માતપિતાની મંજુરી અને સંમતિ મેળવી સને ૧૯૨૩ માં તેઓએ તેણી સાથે લગ્ન કર્યું. એ ઇલીઝાબેથ તે આપણાં હમણાંનાં નામદાર શહેનશાહ બાનુ છે. તેમનો (ના૰ શહેનશાહબાનુનો) જન્મ સને ૧૯૦૦ માં થયો હતો અને પોતાના પિતાને ત્યાં આવતા મહેમાનોની અચ્છી મહેમાનગીરી કરવા માટે તેઓ મશહુર હતાં. લગ્ન પછી ડયુક અને ડચેસ ઓફ યોર્ક તરીકે તેઓએ સલ્તનતના જુદા જુદા દેશોમાં સરકારના પ્રતિનિધિઓ તરીકે પ્રવાસ કર્યો હતો અને જુદી જુદી પ્રજાઓની પ્રીતિ સંપાદન કરી

હતી. ૧૯૨૬ માં તેમને એક પુત્રી રત્ન સાંપડયું, જેનું નામ ઇલીઝાબેથ પાડવામાં આવ્યું છે. આજે તે શાહજાદી ૧૫ વરસની થઇ છે અને બ્રીટીશ સલ્તનતની ભવિષ્યની મહારાણી તરીકે ગાદી વારસ જાહેર થઇ છે. ૧૯૩૦ માં માર્ગરેટ નામની બીજી શાહજાદીનો જન્મ થયો હતો. તે પછી એ નામવરોને ઇશ્વરેચ્છાએ વધુ સંતતિ પ્રાપ્ત થઇ નથી. બાળકો માટે ના૦ શહેનશાહ અને શહેનશાહબાનુ બન્નેને પ્રેમ છે.



ના૦ શહેનશાહ જ્યોર્જ ૬ ઠ્ઠા સને ૧૯૩૬ ના ડીસેમ્બરમાં ગાદીએ આવ્યા હતા. તેમની તાજપોષીની ક્રિયા તા૦ ૧૨ મી મે ૧૯૩૭ ને રોજ થઈ હતી. તે પછી ના૦ શહેનશાહ અને શહેનશાહબાનુ યુનાઇટેડ સ્ટેટ્સ ઓફ અમેરિકા તથા કેનેડાના પ્રવાસે જઇ આવ્યાં હતાં અમેરિકામાં તેઓ પ્રેસીડેન્ટ રૂઝવેલ્ટ તથા મીસીસ રૂઝવેલ્ટને મળ્યાં હતાં. અમેરિકામાં તેઓ એટલાં બધાં લોકપ્રિય થઇ પડયાં હતાં કે કેટલાક અમેરિકનો ના૦ શહેનશાહને બંધારણપૂર્વકના રાજા તરીકે ખુશીથી સ્વીકારીને તેઓની પનાહ હેઠળ અમેરિકાને બ્રીટીશ સલ્તનત સાથે જોડાઇ જવાની હિમાયત કરવા લાગ્યા હતા. એ નામવરોની લાયકાતને પરિણામે અમેરિકા આજે બ્રીટનને તન, મન અને ધનથી મદદ કરી રહયું છે. કેનેડાની પ્રજામાં ખાસ કરીને જંગલના ગોવાળ લોકોમાં ના૦ શહેનશાહ ખુબ લોકપ્રિય થઇ પડયા હતા. પ્રવાસેથી પાછા ફર્યા પછી થોડાક મહિના પસાર થયા તેટલામાં તો સને ૧૯૩૯ ના સપ્ટેમ્બરમાં દુષ્ટ હિટલરે પોલેન્ડ ઉપર કરેલી ચઢાઇને લીધે આખી સલ્તનતને લડાઇમાં સંડોવાવું પડયું છે. જર્મન હવાઇ ફોજે ગોઅરીંગ જેવા ગુંડાની સુચનાથી ના૦ શહેનશાહના બકીંગહેમ પેલેસને નુકશાન કર્યું છે અને વેસ્ટ મીનીસ્ટર એબી કે જયાંના તવારીખ મશહુર પવિત્ર પત્થર ઉપર ના૦ શહેનશાહની તાજપોષીની ક્રિયા કરવામાં આવી હતી તેને પણ જોખમ પહોંચાડયું છે. પરંતુ ના૦ શહેનશાહ અને શહેનશાહબાનુ પોતાનાં અંગત દુઃખોને ગણકારતાં નથી. તેઓ આફતમાં સપડાયેલી પોતાની ગરીબ પ્રજાની વચ્ચે ફરીને તેને દિલાસો આપે છે અને લડાઇના વખતમાં ખાવાપીવાની ચીજો રૈયતને જેમ કરકસરથી વહેંચવામાં આવે છે તેમજ તે નામવરો પણ કરકસરથીજ ચલાવે છે.

સરનામું:—બકીંગહેમ પેલેસ, લંડન.

**ના૦ વાઈસરોય, લોર્ડ લીનલીથગો—ના૦ વિકટર અલેકઝાંડર જોન હોપ, માર્કવીસ ઓફ લીનલીથગો,** કે ટી., જી એમ. એસ. આઇ., જી. એમ. આઇ. ઇ., ઓ. બી. ઇ., ડી. એલ., ટી. ડી. હિંદના ના૦ વાઇસરોય અને ગવર્નર-જનરલ.

એમનો જન્મ ૧૮૮૭માં થયો હતો. પહેલા માર્કવીસ અને ચોથા લોર્ડ વેન્ટ્રીના ત્રીજા પુત્રી ઓન. હેરસી ડમોલીન્સના તેઓ વડા પુત્ર થાય છે. તેઓ ૧૯૦૮ માં પિતાની પાછળ માર્કવીસ બન્યા હતા. એમણે ૧૯૧૧ માં રાઇટ ઓન૦ સર એફ મીલ્નરના બીજાં પુત્રી ડોરીન મોક સાથે લગ્ન કર્યાં છે. એમણે ઇટન ખાતે કેળવણી લીધી હતી.



૧૯૧૪-૧૮ના યુદ્ધમાં તેમણે સેવા બજાવી હતી. ૧૯૨૦-૨૬ માં પહેલી લોધીઅન્સ એન્ડ બોર્ડર આર્મર્ડ કાર કંપનીના સેનાધિપતિ હતા, ૧૯૨૨-૨૪માં નૌકા ખાતાંના સીવીલ લોર્ડ હતા, ૧૯૨૪-૨૬માં યુનીઅનીસ્ટ પાર્ટી ઓર્ગેનાઇઝેશનના ડેપ્યુટી ચેરમેન હતા, ૧૯૨૪-૩૧ માં નેવી લીગના પ્રમુખ હતા, ૧૯૨૩માં ખેતીવાડી ઉત્પાદનના ભાવો અને વ્હેચણીનું નિયમન કરનાર ડીપાર્ટમેન્ટલ કમીટીના ચેરમેન હતા, ૧૯૨૬-૨૮ માં હિંદી ખેતીવાડીના શાહી કમીશનના પ્રમુખ હતા, ૧૯૩૩માં હિંદી બંધારણ ઘડવા નીમાયલી સંયુકત સીલેકટ કમીટીના પ્રમુખ નીમાયા હતા, ૧૯૩૬માં હિંદના વાઇસરોય અને ગવર્નર જનરલના હોદ્દા પર નીમાયા હતા અને તે નામદારની હકુમત દરમ્યાન ૧૯૩૫ના રાજતંત્રનો અમલ શરૂ થયો હતો. ચુંટણીમાં સાત પ્રાંતોમાં કોંગ્રેસ પાર્ટીને બહુમતી મળવા છતાં ગવર્નરો પોતાની ખાસ સત્તાનો ઉપયોગ નહી કરવાનું વચન આપે નહી ત્યાં સુધી રાજવહીવટની જવાબદારી ઉપાડવાની કોંગ્રેસે ના પાડવાથી લોર્ડ લીનલીથગોએ મહાત્મા ગાંધીજી સાથે મંત્રણા કરી અસામાન્ય કારણ વીના રાજવહીટમાં દરમીયાનગીરી નહી કરવામાં આવે એવી ખાત્રી આપવાથી કોંગ્રેસ પ્રધાનમંડળો હસ્તીમાં આવ્યા હતા. કોંગ્રેસ સત્તા પર આવ્યા પછી બીહાર ઓરીસ્સા અને સંયુકત પ્રાંતમાં રાજદ્વારી કેદીઓને છોડવાના સવાલ સંબંધી કોંગ્રેસ અને હીંદી સરકાર વચ્ચે મતભેદ પડવાથી રાજદ્વારી પરિસ્થીતિ તંગ બની હતી પણ લોર્ડ લીનલીથગોની મુત્સદીગીરીથી આ મુશ્કેલીનો સંતાષકારક અંત આવ્યો હતો. બ્રિટીશહિંદ અને રાજસ્થાનોનું સંયુકત ફેડરેશન સ્થાપવા તે નામદારે ભગીરથ પ્રયાસ કર્યો હતો, પણ કોંગ્રેસ, મુસ્લીમ લીગ અને દેશી રાજવીઓ પણ ફેડરેશનની વિરૂધ્ધ પડવાથી એ યોજના પડતી મુકાઇ હતી. લડાઇ ફાટી નીકળ્યા પછી કોંગ્રેસે રાજીનામાં આપવાથી લોર્ડ લીનલીથગોએ બ્રિટીશ સરકાર તરફથી હિંદને સંસ્થાનીક દરજ્જો આપવાની જાહેરાત કરીને કોંગ્રેસ અને લીગ વચ્ચે સમાધાની કરાવવાની ઘણી કોસેશ કરી હતી પણ કમનસીબે બધી મંત્રણા નીષ્ફળ જવાથી તે નામદારે પોતાની કારોબારી કાઉન્સીલ વિસ્તૃત બનાવવાનો વીચાર માંડી વાળ્યો હતો. વાઇસરોય પદ પર આવતાની સાથે તેમણે હિંદના પશુધનના રક્ષણ માટે અસરકારક પગલાં લીધા હતા અને તેથી તે નામદારને આમવર્ગમાં "ખેડુત વાઇસરોય"નું ઉપનામ મળ્યું હતું. એમને ગોલ્ફ અને શીકારનો શોખ છે.

સરનામુ—વાઇસરોયનો મહેલ, ન્યુદિલ્હી અને વાઇસરીગલ લોજ, સીમલા.

**મુંબઇના નાꝏ ગવર્નર, સર (લોરેન્સ) રોજર લમલી,** જી.સી. આઇ.ઇ., ટી.ડી.ડી. એલ.—૧૯૩૭ના સાલથી તેઓ મુંબઇના ગવરનર. એ નામવરનો જન્મ ૧૮૯૬ના સાલના જુલાઇ માસની ર૭મી તારીખે થયો હતો. મરહુમ બ્રીગેડીયર જનરલ ઓ૦ ઓસબેર્ટ લમલી, સી. એમ. જી.ના તેમજ મરહુમ કોનસ્ટેન્સ એબીએનોર, ઓ. બી. ઈ. તે ફ્રસ્ટ લાઇફ ગાર્ડસના કેપટન યુસટેસ જોન વીલસન-પેટન અને એબીલી કોનસ્ટેન્યા, તે રેવરન્ડ લોર્ડ જોન પાઈનનાં વડાં બેટીના તેઓ બેટા છે. સ્કારબરોના ૧૦ મા અર્લના 'નેવ્યુ' અને તેઓના વારિસ થાય છે. તેમનાં લગ્ન ૧૯૨૨નાં સાલમાં કેથેરીન ઇસાબેલ તે બરવીકશીયરના માર્કમોન્ટવાલા મરહુમ આર. એફ. મેકઇવેનનાં બેટી સાથ થયાં હતાં. તેમને એક છોકરો છે કે જેનો જન્મ તા૦ ૫ મી ડીસેમ્બર ૧૯૩૨ને દીને થયો હતો. તેમને ચાર છોકરીઓ પણ છે.



તેઓએ ઇટન, આર. એમ. સી. સેન્ડહર્સ્ટ, મેગડેલન કોલેજ ઓક્ષફર્ડ મધે કેળવણી લીધી હતી. ૧૯૨૧ના સાલમાં તેઓએ ઓક્ષફર્ડ યુનીવરસીટીની બી. એ.ની ડીગ્રી મેળવી હતી. ૧૯૨૨ થી ૧૯૨૯ સુધી કીંગ્સટન-અમોન-હલ, ઇસ્ટ વીભાગ તરફથી તેમજ ૧૯૩૧ થી ૧૯૩૭ સુધી યોર્ક તરફથી પાર્લામેન્ટના એક સભ્ય તરીકે બેઠક ધરાવી હતી. ફ્રાંસ મધે ૧૯૧૬ થી ૧૯૧૮ના સાલ સુધી ૧૧ મી હુઝાર્સ રેજીમેન્ટમાં સેવાઓ બજાવી હતી.

૧૯૩૭માં લોર્ડ બ્રેબર્નના મરણ પછી કોંગ્રેસ સરકારની હકુમત દરમ્યાન સર રોજર મુંબઇપ્રાંતના ગવર્નપદ પર આવ્યા હતા અને તેમણે કોંગ્રેસ પ્રધાનમંડળ સાથે એક સનદશીર રાજકર્તા જેવું વિવેકી વર્તન ચલાવવાથી કોંગ્રેસ પાર્ટીના પ્રધાનો સાથે-ખાસ કરીને ઓ૦ મી૦ ખેર, ઓન૦ મી૦ મુનશી અને ડા૦ ગીલ્ડર સાથે તેમને મીત્રાચારીનો સંબંધ બંધાયો હતો. કોંગ્રેસે મુંબઇ શહેર અને પરાંઓમાં દારૂબંધીની યોજના અમલમાં મુકી ત્યારે સર રોજરે સરકારી મહેલમાંની જયાફતોમાં પોતાની રાજીખુશીથી શરાબ વાપરવાની મનાઇ કરી હતી. કોંગ્રેસ પ્રધાન મંડળે લડાઇ ફાટી નીકળવા પછી રાજીનામું આપ્યું ત્યારે તે નામદારે કોંગ્રેસ પ્રધાનમંડળના રાજવહીવટની પ્રશંસા કરી હતી.

પબ્લીકેશન—હીસ્ટરી ઓફ ધી ઇલેવન્થ હુઝાર્સ, ૧૯૩૬.

કલબ્સ—કેવેલરી, કાર્લટન.

સરનામું—ગવર્નમેન્ટ હાઉસ, મુંબઇ.

**આસામના ગવર્નર**—ના૦ સર રોબર્ટ નીલ રીડ, કે. સી. એસ. આઇ., કે. સી. આઇ. ઇ., આઇ. સી. એસ.

તેમનો જન્મ ૧૮૮૪ માં થયો હતો, તેમને પાલવર્ન અને બ્રાસેનોઝ કોલ ખાતે કેળવણી લીધી હતી અને એમીહેલ ડીસની સાથે ૧૯૦૯ માં લગ્ન કર્યાં હતાં. ૧૯૦૭ માં હિંદ આવ્યા હતા. પ્રથમ બંગાળમાં મદદનીશ મેજીસ્ટ્રેટ તરીકે નીમાયા હતા અને ૧૯૧૧–૧૪ માં બંગાળ સરકારના અંડર-સેક્રેટરી હતા. ૧૯૨૦–૨૭ માં મેજીસ્ટ્રેટ અને કલેકટર થયા હતા અને ૧૯૨૭–૨૮ માં બંગાળ સરકારના ખેતીવાડી અને ઉદ્યોગખાતાંના સેક્રેટરી નીમાયા હતા. ૧૯૩૦ માં રાજશાહી ડીવીઝનના કમીશ્નર બન્યા હતા અને ૧૯૩૦–૩૧ માં કામચલાઉ સેક્રેટરી થયા હતા. ૧૯૩૪–૩૭ માં બંગાળ સરકારની કારોબારી કાઉન્સીલના સભ્ય બન્યા હતા. ૧૯૩૭ માં આસામના ગવર્નરપદે આવ્યા હતા. એમને ગોલ્ફ અને પોલોનો શોખ છે.

સરનામું:—સરકારી મહેલ, શીલોંગ.

**જોડયા પ્રાંતના ગવર્નર**, ના૦ સર મોરીસ ગારનીઅર હેલેટ, કે. સી. એસ. આઇ., સી. આઈ. ઇ., આઇ. સી. એસ.

એમનો જન્મ ૧૮૮૩ માં થયો હતો. એમણે ઓક્ષફર્ડની ન્યુ કોલેજ અને વીંચેસ્ટર કોલેજમાં અભ્યાસ કર્યો હતો અને જી. સી. એમ. સાથે લગ્ન કર્યાં હતાં. ૧૯૦૭ માં હીંદી સનંદી નોકરીમાં નીમાયા હતા. ૧૯૧૩–૧૫ માં બીહાર અને ઓરીસ્સાની સરકારના ઉપ-મંત્રી હતા, ૧૯૧૫–૨૦ માં મેજીસ્ટ્રેટ અને કલેકટર હતા, ૧૯૧૯–૨૪ માં બીહાર અને ઓરીસાના સ્થાનીક સ્વરાજ્ય ખાતાંના મંત્રી બન્યા હતા, ૧૯૨૪–૨૯ માં મેજીસ્ટ્રેટ-કલેકટર અને ૧૯૨૯–૩૦ માં કમીશનર થયા હતા. ૧૯૩૦–૩૨ માં બીહાર સરકારના મુખ્ય મંત્રી નીમાયા પછી ૧૯૩૨–૩૬ માં હીંદી સરકારના ગૃહમંત્રીના ઓધ્ધા પર આવ્યા હતા. ૧૯૩૭–૩૯ માં બીહારના ગવર્નર નીમાયા હતા અને ૧૯૩૯ માં યુકત પ્રાંતના ગવર્નરનો ઓધ્ધો સ્વીકાર્યો હતો.

સરનામું:—સરકારી મહેલ, લકનઉ.

**પંજાબના ગવર્નર**, ના૦ સર હેનરી ડફીલ્ડ કરેક, બેરોનેટ, કે. સી એસ. આઇ., આઇ. સી. એસ.

એમનો જન્મ ૧૮૭૬ માં થયો હતો. એમણે ઇટન અને ઓક્ષફર્ડની પેમબ્રોક કોલેજમાં અભ્યાસ કર્યો હતો. ૧૮૯૯ માં તેઓ હિંદી સનંદી નોકરીમાં દાખલ થયા હતા. તરતજ એજ વર્ષમાં સેટલમેન્ટ ઓફીસર તરીકે જોડાયા હતા. ૧૯૧૯–૧૯૨૨ માં સેશન્સ જજ અને હિંદી સરકારના સ્વદેશ ખાતાંના મંત્રી નીમાયા હતા. ૧૯૨૨–૧૯૨૭ માં પંજાબ સરકારના મુખ્ય મંત્રી નીમાયા હતા. ૧૯૩૦–૩૪ માં પંજાબની કારોબારીમાં હતા અને ૧૯૩૪–૩૮ માં ગવર્નર-જનરલની કારોબારી સમિતિમાં ગૃહમંત્રી હતા. ૧૯૩૮ માં પંજાબના ગવર્નરના ઓધ્ધાપર આવ્યા હતા.

સરનામું:—સરકારી મહેલ, લાહોર.

**બીહારના ગવર્નર,** ના૦ સર થોમસ એલેકઝાંડર સ્ટુવર્ટ, કે. સી. એસ. આઇ., કે. સી આઇ. ઇ., આઇ સી. એસ.

એમનો જન્મ ૧૮૮૮ માં થયો હતો. એમણે એડીનબર્ગની જ્યોર્જ હેરીઅટની સ્કુલ અને યુનીવરસીટીમાં શિક્ષણ લીધું હતું, અને ૧૯૧૪ માં કરેન્ડન ગીલની પુત્રી એલ્સી સાથે લગ્ન કર્યાં હતાં. સર થોમસ ૧૯૧૧ માં હિંદી સનંદી નોકરીમાં દાખલ થયા હતા અને ૧૯૧૨–૧૮ માં યુકત પ્રાંતમાં મદદનીશ મેજીસ્ટ્રેટ અને કલેકટર તરીકે કામ કર્યું હતું. ૧૯૧૯ માં ઇમ્પીરીઅલ કસ્ટમ્સ સર્વીસમાં મદદનીશ કલેકટર બન્યા હતા. ૧૯૨૦ માં રંગુન ખાતે ચોખાના કમીશનર નીમાયા હતા. ૧૯૨૩ માં રંગુનમાં કસ્ટમ્સના કલેકટર, ૧૯૨૫ માં મદ્રાસના કસ્ટમ્સ કલેકટર, ૧૯૨૮ માં મુંબઇના કસ્ટમ્સ કલેકટર, ૧૯૩૨ માં સોલ્ટ રેવન્યુના કલેકટર, પછી હિંદી સરકારના વ્યાપાર ખાતાંના વધારાના મંત્રી નીમાયા હતા. ૧૯૩૪ માં હિંદી સરકારના વ્યાપાર ખાતાંના મંત્રી નીમાયા હતા. ૧૯૩૭ માં કાઉન્સીલના સભ્ય અને ૧૯૩૮ માં બીહારના કામચલાઉ ગવર્નર નીમાયા હતા. ૧૯૩૯ માં બીહારના ગવર્નરપદે આવ્યા હતા.

સરનામું:—સરકારી મહેલ, પટણા.

**બંગાળના ગવર્નર**—ના૦ સર જોન આર્થર હર્બર્ટ, જી. સી. આઇ ઇ., ડી. એલ.જી. જે. પી.

એમનો જન્મ ૧૮૯૫ માં થયો હતો. તેમણે વેલીંગ્ટન., હાર્વર્ડ (યુ. એસ. એ.) ખાતે કેળવણી લીધી હતી. ઇલચેસ્ટરના છઠ્ઠા અર્લની પુત્રી લેડીમેરી થીરેસા ફોક્ષ–સ્ટ્રેંજવેઝ સાથે તેમણે ૧૯૨૪ માં લગ્ન કર્યાં હતા. ૧૯૧૬–૧૮ માં ગતયુદ્ધમાં રોયલ હોર્સ ગાર્ડઝમાં સેવા બજાવી હતી. ૧૯૨૬–૨૮ માં વાઇસરોયના "એડીકાંગ" હતા. ૧૯૩૪–૩૯ માં મનમાઉથ ખાતેથી પાર્લામેન્ટમાં ચુંટાયા હતા. ૧૯૩૫ માં નૌકા ખાતાંના પાર્લામેન્ટરી સેક્રેટરીના ખાનગી પાર્લામેન્ટરી મંત્રી હતા અને ૧૯૩૬ માં નાયબ હિંદી વજીરના ખાનગી પાર્લામેન્ટરી સેક્રેટરી હતા. ૧૯૩૭માં મદદનીશ "વ્હીપ" હતા. ૧૯૩૯ માં બંગાળના ગવર્નરપદે આવ્યા હતા.

સરનામું:—સરકારી મહેલ, કલકત્તા.

**મદ્રાસના ગવર્નર, ઓનરેબલ સર આર્થર હોપ,** જી. સી. આઇ., ઇ. એમ. સી.—ઓ૦ સર આર્થર હોપે મદ્રાસના ગવર્નરનો હોદ્દો ઇ. સ. ૧૯૪૦ના માર્ચની ૧૨ મી તારીખે ધારણ કર્યો હતો. ત્યાર પહેલાં



૧૯૩૧ થી ૧૯૩૯ સુધી પાર્લામેન્ટના તેઓ સભ્ય હતા અને તેમને બર્મીંગહામ પરગણાના એસ્ટન વિભાગ તરફથી યુનીયનીસ્ટ પાર્ટી માટે ચુંટી કાઢવામાં

આવ્યા હતા. તેઓ નામદાર સમ્રાટના મહેલ ખાતાના ખજાનચી હતા. તેઓ બેરન રેંકેલોરના જયેષ્ટ પુત્ર છે. એમનો જન્મ ૧૮૯૭માં થયો હતો. ઇ. સ. ૧૯૧૯ માં બ્રીગેડીઅર જનરલ સર આર. ગોર ગોરડન ગીલપુરની કનિષ્ટ પુત્રી ગ્રીઝમ જોડે એમનું લગ્ન થયું હતું. એમને સંતાનમાં ચાર પુત્રીઓ છે. સર આર્થર હોપે સેન્ડહર્સ્ટની એરિટરી સ્કુલમાં વિદ્યાભ્યાસ પુરો કરી ઇ. સ. ૧૯૧૪માં કોલ્ડસ્ટ્રીમ ગાર્ડસની ટુકડીમાં લશ્કરી નોકરી શરૂ કરી હતી. મહાનયુધ્ધમાં ૧૯૧૫ થી ૧૯૧૯ સુધી એઓએ ફ્રાન્સમાં લશ્કરી નોકરી કરી હતી અને તે દરમ્યાન તેમણે કેપ્ટનની પદ્વી, મીલીટરી ક્રોસ અને ક્રોસ ડીગેર મેળવ્યા હતા. તેમને દફતરોમાં તેમનું નામ વારંવાર શાબાશી માટે લખવામાં આવતું હતું. આ દરમ્યાન તેઓ સખ્ત ઘાયલ થયા હતા. ત્યાર બાદ ઇ. સ. ૧૯૨૨–૨૩માં તેઓ તુર્કીમાં લશ્કરી નોકરી પર હતા. ઇ. સ. ૧૯૨૪ થી ૧૯૨૯ સુધી તેઓ વોરવીક શાયરના એક વિભાગ તરફથી ચુટાઇ આમની સભામાં બીરાજ્યા હતા અને તે દરમ્યાન તેમણે સેક્રેટરી ઓફ માઇન્સ કર્નલ જી. આર. લેનના ખાનગી મંત્રી તરીકે ૧૯૨૪–૨૬ સુધી કામ કર્યું હતું. તે ઉપરાંત તેમણે એસીસટન્ટ વ્હીપ (૧૯૩૫) લોર્ડ ઓફ ધી ટ્રેઝરી (૧૯૩૫–૩૭) નામદાર સમ્રાટના ખાનગી ખાતાના ચેમ્બરલેન (૧૯૩૭ના મેથી-ઓકટોયર સુધી)નો હોદ્દો ભોગવ્યો હતો અને આ બધાં કામ કોઇ પણ પગાર લીધા વીના તેઓએ બજાવ્યા હતા. શિકાર, નિશાનબાજી અને ક્રીકેટમાં એઓ પોતાની ફુરસદ ગુજારે છે.

**મધ્ય પ્રાંતો અને બીહારના ગવર્નર,** સર હેનરી જોસફ ટવીનામ, સી. આઇ. (૧૯૩૪), સી. એસ. આઇ. (૧૯૩૭), કે. સી એસ. આઇ. (૧૯૪૦).

તેમનો:જન્મ ૧૮૮૭માં થયો હતો. તેમના પિતાનું નામ ચાર્લ્સ ટવીનામ અને માતાનું નામ મેરી સાફાયા પીગો. તેમના લગ્ન મ્યુરીઅલ હીઅરસન સાથે ૧૯૧૫માં થયાં હતાં. આ લગ્નથી એમને એક દીકરો અને બે દીકરી છે. તેમણે વિદ્યાભ્યાસ રૂઆંની રેટક્લીફ કોલેજમાં કર્યો હતો અને માંચેસ્ટર યુનાવર્સીટીની બી. એ.ની પરિક્ષા માનસહિત પાસ કરી હતી. આ ઉપરાંત તેમણે લંડન અને લોસાંમાં પણ વિદ્યાભ્યાસ કર્યો હતો. હિંદી સનંદી નોકરીમાં તેઓ ૧૯૦૯ માં દાખલ થયા અને પ્રથમ પુર્વ બંગાળ અને આસામમાં મદદનીશ મેજીસ્ટ્રેટ તરીકે નોકરી કરી હતી. પાછળથી તેઓ બંગાળ સરકારના રાજદ્રારી ખાતાંના મંત્રીના ઓધ્ધાપર આવ્યા હતા. ૧૯૧૫ થી ૧૯૧૮ દરમ્યાન તેઓ આઇ. એ. આર. ઓ. અને ૨/૧૮૩ ઉદ્રામ રાઇફલ્સની ટુકડીના કેપ્ટન હતા. ૧૯૨૦થી ૧૯૨૪ સુધી કુચબિહારની સ્ટેટકાઉન્સીલના ઉપ–પ્રમુખ હતા. ૧૮૨૫થી ૧૯૨૭ સુધી માયમેન-સીંગના ડીસ્ટ્રીકટ મેજીસ્ટ્રેટ ૧૯૨૯થી ૧૯૩૧ સુધી બંગાળ સરકારના જાહેરખાતાં અને મહેસુલી ખાતાંના મત્રી, ૧૯૩૨ માં રાજદ્રારી ખાતાંના વધારાના મંત્રી અને કામચલાઉ મુખ્ય મંત્રી ૧૯૩૬–૪૦ બંગાળના ચીતાગોંગ અને પ્રેસીડન્સી વિભાગના કમીશ્નર ૧૯૩૩–૩૪–આસામના કામચલાઉ ગવર્નર ૧૯૩૯માં મધ્ય પ્રાંતો અને વરાડના કામચલાઉ ગવર્નર અને પાછળથી ૧૯૪૦માં કાયમી ગવર્નર. તેઓ ફુરસદનો સમય ગોલ્ફ રમવામાં અને ઘોડેસ્વારીમાં ગાળે છે.

સરનામું:—નાગપુર.

**લીનલીથગો,** ના૦ મારકીઓનેસ—તેઓ મરહુમ સર ફેડરીક મીલ્નર બેરોનેટના પુત્રી થાય. એમના લગ્ન ૧૯૧૧



માં ના૦ માર્કવીસ ઓફ લીનલીથગો સાથે થયાં હતાં. તેમના પિતા "સૈનિકોના મિત્ર" તરીકે ગયા મહાયુધ્ધની સેવાને પરિણામે જાણીતા હતા અને એમણે સંકટગ્રસ્ત લોકોને સ્હાય કરવામાં વર્ષો વિતાવ્યા હતા. આ બધા ગુણ તેમનામાં ઉતર્યાં છે અને તેઓ બધા પ્રકારના પ્રજાહીતના કાર્યોમાં રસ લે છે. મારકીઓનેસ લીનલીથગો હિંદમાં ક્ષય રોગ નીવારણના પ્રશ્નમાં ખાસ રસ લઇ રહયા છે, એ કાર્ય પણ તેમને ઇંગ્લાંડમાં બહુજ પ્રિય હતું. ક્ષય માટે ઇંગ્લાંડમાં "પેપવર્થ વીલેજ સેટલમેંટ"માં જે અદ્દભુત કાર્ય ચાલે છે, તેની સાથે હજીયે તેમનો સંબંધ ચાલુ છે. તેઓ લંડનમાં બહુજ લોકપ્રિય છે છતાંયે તેમને તો ગ્રામ્યજીવન વધુ પસંદ છે, તેથી તેઓ ફોર્થ નદીને કિનારે સ્કોટલેંડમાં આવેલા પોતાના હોપટાઉન હાઉસમાંજ નિવાસ કરવાનું પસંદ કરે છે. બગીચાના બહુ શોખીન છે અને છોડઉછેરના કાર્યનો ખાસ અનુભવ ધરાવે છે. ૧૯૩૦માં તેમને કૈસરે હિંદનો સુવર્ણપદક અર્પણ થયો હતો.

**વાયવ્ય સરહદ્દ પ્રાંતના ગવર્નર,** ના૦ સર જ્યોર્જ કનીંગહામ, કે. સી. એસ. આઈ., કે. સી. આઇ. ઇ., ઓ. બી. ઈ., આઇ. સી. એસ.

એમનો જન્મ ૧૮૮૮માં થયો હતો. એમણે એડીનબર્ગની ફેટેઝ અને ઓક્ષફર્ડની મેગ્ડેલન કોલેજોમાં અભ્યાસ કર્યો હતો અને ૧૯૧૧માં આઇ. સી. એસ. થયા હતા. એમણે કે. એમ. એડેઇર સાથે લગ્ન કર્યાં છે. ૧૯૧૪ થી સર જ્યોર્જ હીંદી સરકારના રાજદ્વારી ખાતાંમાં જોડાયા હતા. એમણે ૧૯૧૪–૨૫ માં સરહદ્દ પ્રાંતમાં નોકરી બજાવી હતી. ૧૯૨૫–૨૬ માં કાબુલ ખાતેના બ્રિટીશ એલચી ખાતામાં સલાહકાર હતા. ૧૯૨૬–૩૧ માં ના૦ વાઇસરોયના ખાનગી મંત્રી નીમાયા હતા. ૧૯૩૨–૩૬માં સરહદ્દ પ્રાંતની કારોબારી કાઉન્સીલમાં ગૃહમંત્રી તરીકે હતા અને ૧૯૩૭ માં સરહદ્દ પ્રાંતના ગવર્નરપદે આવ્યા.

સરનામું:—સરકારી મહેલ, પેશાવર.

# દેશી રાજ્યકર્તાઓ.

**હૈદ્રાબાદના ના૦ નિઝામ**—હૈદ્રાબાદના નિઝામુદઉલા, નિઝામ-ઉલ-મુલક અસફ



ઝાનો જન્મ સને ૧૮૮૬ માં થયો હતો. કેળવણી એમણે ખાનગી રાહે બાહોશ કેળવણીકારો રાખીને મેળવી હતી. ૧૯૦૬ માં એમણે પોતાના એક ભાયાત નવાબ જહાંગીર જંગની શાહઝાદી દુલ્હનપાશા સાથે લગ્ન કર્યું હતું. ૧૯૧૧ ની સાલમાં એઓ ગાદીએ આવ્યા હતા. એમના જેવાં એક સૌથી મોટાં દેશી રાજ્યનો વહીવટ અત્યાર સુધી એકલી ૭ સભાસદોની કારોબારી કાઉન્સીલ મારફતે ચાલતો હતો. પણ હવે નવું બંધારણ દાખલ કરીને ૧૨ નીમાયેલા અને ૮ ચુંટાયેલા પ્રજાપ્રતિનિધીઓની ધારાસભા પણ સ્થાપવામાં આવી છે. કારોબાર આપ અખત્યાર હોવા છતાં પ્રજાપ્રગતિની ઘણી બાબતોનાં ખાતાં બ્રિટીશ હિંદનાં જેવાં છે એમનાં રાજ્યમાં એમની પોતાની છાપના સિક્કા તથા ટપાલની ટીકીટો ચાલે છે. એમનું પોતાનું લશ્કર પણ છે. આ નિઝામ સાહેબના અમલમાં રાજ્યે ખુબ પ્રગતિ કરી છે. નિઝામ સાગર નામનું

એમણે જે સરોવર બંધાવ્યું છે તેનો બંધાર આખી દુનીઆમાં મોટામાં મોટો છે. અને તેમાંથી ૧૩૦૦૦ એકર જમીનને પાણી આપવામાં આવે છે. નિઝામ સાહેબ પોતે અરબી, ફારસી, ઉર્દુ અને હીંદી ભાષાઓના ખાં હોવાથી સાહીત્યકળાના પોતે મહાન આશ્રયદાતા છે અને એમનું જીવન ફકીર જેવું સાદું અને શુધ્ધ હોવાથી એઓ એક આદર્શ રાજકર્તા લેખાય છે. સમવાયતંત્ર રચીને બ્રિટીશ ઈલાકાઓ અને દેશી રાજ્યો એકત્ર કરીને આખાં હિંદનો કારભાર કરી શકાય એ સુચના સૌથી પ્રથમ એમની પાસેથી નીકળી હતી અને હૈદ્રાબાદને તે તંત્ર સાથે જોડવાની ખુશી પણ બતાવી હતી. એમના પ્રતિનીધી સર અકબર હૈદરીએ ગોળમેજી પરીષદમાં એ યોજના બીજા પ્રતિનીધીઓનાં મગજમાં સારી રીતે ઠસાવી હતી વરાડ પ્રાંતનો વહીવટ જો કે મધ્યપ્રાંતો સાથે બ્રિટીશ હીંદના હાથમાં રહેશે તો પણ ના૦ નિઝામ સાથે હમણાં નવા કરાર કરીને બ્રીટીશ સરકારે એમ ઠરાવ્યું છે કે નિઝામોને હવેથી વંશપરંપરા હૈદ્રાબાદ અને વરાડના નિઝામો તરીકે અને તેઓના ગાદીવારસ શાહઝાદાઓને વરાડના શાહઝાદા તરીકે ઓળખાવવા.

એમના ગાદીવારસ શાહઝાદા જનરલ વાલાશાં નવાબ મીર હિમાયત અલીખાન, આઝમ ઝા બહાદુર છે. જેમનો જન્મ સને ૧૯૦૭ માં થયો હતો. તેમને પ્રખ્યાત હીંદી તથા યુરોપીઅન શિક્ષકો પાસે કેળવણી અપાવી છે અને તુર્કીના માજી સુલતાન તે ખલીફા અબદુલ મજીદ બીજાની એક પુત્રી શાહઝાદી નામે દુરા શેહવાર સાથે તેમને પરણાવ્યા છે અને એ જુવાન જોડાંને ત્યાં જન્મેલા શાહઝાદાનું સુખ જોવા પણ ના૦ નિઝામ નસીબવંત નીવડયા છે. ના૦ નિઝામના બીજા શાહઝાદા વાલાશાં કર્નલ નવાબ મુઆઝમ ઝા બહાદુર છે. તેમને ખલીફાની ભત્રીજી સાથેજ પરણાવેલા છે. ખલીફાના ખાનદાનની કન્યાઓને વહુઓ તરીકે મેળવી શકયા એ ના૦ નિઝામ માટે અંગત મગરૂરીની બીના છે.

**જોધપુરના ના૦ મહારાજા**—જોધપુરના મહારાજા ધિરાજ શ્રી સર ઉમેદસિંગજી સાહેબ બહાદુર જી. સી. આઇ. ઇ., કે. સી. એસ. આઇ., કે સી. વી. ઓ. નો જન્મ તા૦ ૮ મી જુલાઈ ૧૯૦૩ ને રોજ થયો હતો. એમણે કેળવણી અજમેરની મેયો કોલેજમાં લીધી હતી. પોતાના મોટા ભાઇના મરણ બાદ તા૦ ૩ જી અકટોબર ૧૯૧૮ ને રોજ એઓ ગાદીપર આવ્યા હતા અને ૧૯૨૩ માં સંપુર્ણ સત્તા પ્રાપ્ત કરી હતી. ૧૯૨૧ માં એમણે ઉમેદનગરના ઠાકોર જયસિંગજી ભટ્ટીની પુત્રી સાથે લગ્ન કરયું હતું જેમનાથી એમને ચાર રાજકુમારો અને એક રાજકુમારીની પ્રાપ્તી થઇ છે. એમને એક નાનો ભાઇ છે અને બે બ્હેનો છે, જેમાંની એક જયપુરની અને બીજી રેવાની મહારાણી બનેલી છે. મહારાજાએ બનારસની હિંદુ યુનીવરસીટીને ખેતીનાં અભ્યાસનું ખાતુ માજી વાઇસરોય લોર્ડ અરવીનને નામે ચલાવવા રૂા. ૩ લાખ આપ્યા છે. રાજ્યનો વહીવટ એઓ ચાર પાંચ પ્રધાનો નીમીને કરાવે છે. મહારાજાને લશ્કરી તથા બીજા ઇલ્કાબો ઘણા મળેલા છે. "પોલો" ની રમતનો એમને ખાસ શોખ છે.

**વડોદરાના મહારાજા શ્રી. પ્રતાપસિંહ ગાયકવાડ**—એમનો જન્મ તા૦ ૨૯ મી જુન ૧૯૦૮ ને રોજ થયો હતો. એમના



પિતા શ્રીમંત ફતેહસિંહ રાવ બાળ યુવરાજને ત્રણ માસના મેલી ભરજવાનીમાં અકાળ મરણ પામ્યા હતા. તેથી મરહુમ મહારાજા શ્રીમંત સયાજીરાવની પાછળ ગાદીવારસ યુવરાજ તરીકે એમને સ્થાપવામાં આવ્યા હતા અને ૧૯૧૪ થી એમને પ્રાથમીક કેળવણી અપાવા માંડી અને તે પછી ત્રણ ચાર વર્ષ બાદ એમને ઘોડેસ્વારીની, તરવાની અને શીકાર કરવાની તાલીમ આપવામાં આવી. ક્રિકેટ તથા ટેનીસની અંગ્રેજી રમતોના તો તેઓ ઉસ્તાદજ બની જવા પામ્યા. શીકાર કરવા માટે તો તેઓ સોનગઢ, ધારી, કારવાડ, આંબોલી, દામોહ, કુચબીહાર, હરદ્વારા અને કોલનગઢ સુધી જતા અને વીસ વરસનું વય થતાં પહેલાં તો એમણે કેટલાયે વાઘ, સિંહ, હાથી, ચીત્તા, દીપડા, જંગલી પાડા, રીંછ અને મગરોને તફડાવી નાંખ્યા હતા. ૧૯૨૬ માં મેટ્રીક પસાર થયા પછી કોલેજમાં દાખલ થઇ એમણે પોતાની ક્રિકેટ ટીમ ઉભી કરી અને "રેન્ડલ કપ"ની ટુર્નામેન્ટમાં તેમની ટીમ ચારવાર લાગત કપ જીતી હતી. એક વરસ પુનાનાં બધાં જીમખાનાંઓને જીતી આવ્યા હતા. છેક ૧૯૩૬ માં બી. બી. સી. આઇ. રેલ્વેની ટીમ સામે રમતાં એમણે ૯૭ 'રન' કર્યા હતા. તેજ પ્રમાણે "ટેનીસ" અને "પોલો" ની રમતમાંયે એમણે ખુબ ઈનામ જીત્યાં હતાં. બ્રીજ, બીલીયર્ડ, હોકી, ફુટબોલ વિગેરે રમતોમાં તેઓ પારંગત છે. લશ્કરી તાલીમ લઇ એમણે લેફ્ટેનન્ટની પરીક્ષા પસાર કરી હતી. એમને સીનેમાનાં ચિત્રો લેતાંયે આવડે છે. આઠ ઘોડાની ગાડી હાંકતાં એમને આવડે છે. મોટર હાંકવાનું તો એમને હાથવેંતમાંજ છે. તા૦ ૭ મી ફેબ્રુઆરી ૧૯૩૯ ના દીનથી તેઓ ગાદીપર બીરાજમાન છે અને વડવાઓથી ઉતરી આવેલો ફરઝંદ–ઇ–ખાસ–ઇ–દૌલત–ઇ–ઇંગલીશીયા, સેનાખાસખેલ, સમશેર બહાદુરનો ઇલ્કાબ ધરાવે છે.

માધ્યમીક કેળવણી માટે યુવરાજ ૧૯૨૧ થી ૧૯૨૩ સુધી વીલાયતમાં રહયા હતા. ૧૯૨૮ થી તેમને રાજવહીવટની તાલીમ અપાવા લાગી હતી. ૧૯૨૯ માં તેમનું કોલ્હાપુરવાળાં શ્રીમતી શાંતાદેવી ઘોરપડે સાથે લગ્ન થયું હતુ. તેમનાથી મહારાજાને બે રાજકુમારો અને પાંચ રાજકુમારીઓની પ્રાપ્તી થઇ છે. તેમાંથી મોટા રાજકુમાર ભવિષ્યમાં વડોદરાના મહારાજા થશે અને બીજા રાજકુમારને તેની આકા–ફોઇ તે કોલ્હાપુરના ગાદીવારસ થવા માટે દત્તક લીધા કહેવાય છે.

મહારાજાએ સને ૧૯૩૯ માં ગાદી ઉપર આવવા આગમચ પોતાનાં રાજ્યમાં ઘણી વાર મુસાફરીઓ કરી હતી અને મુલ્કી તથા ન્યાયાધીશીમાં કેટલીક વાર ઓધ્ધા પણ ભોગવ્યા હતા. સને ૧૯૩૧ માં તેમણે યુરોપનો પ્રવાસ કર્યો હતો અને બીજીવાર સને ૧૯૩૭ માં નાο શહેનશાહ જ્યોર્જ ૬ ઠ્ઠાની રાજ્યાભિષેક ક્રિયામાં હાજરી આપવા સાથે આખી પૃથ્વીનો પ્રવાસ કર્યો હતો.

મહારાજા પ્રતાપસિંહ ગાદીએ આવ્યા પછી થોડા મહીનામાં યુરોપમાં મહાન યુધ્ધ ફાટી નીકળ્યું તે સંબંધમાં બ્રીટીશ સરકારને એમણે લાખો રૂપીઆની મદદ કરી છે અને હજી પણ કરે છે.

નાο મહારાજાને ઘોડાની રેસનો પણ ઘણો શોખ છે અને તે માટે તેઓ પહેલી પંકતીના ઘોડાઓની એક મોટી ટુકડી ધરાવે છે. પોતાની પ્રજા પ્રત્યે તેઓ પોતાના દાદા જેટલાંજ લાગણીવાળા છે અને હમણાં ગુજરાતમાં આવી પડેલી રેલની આફત પ્રસંગે તેમણે તુરતાતુરત પોતાની પ્રજાને મદદ કરવાના હુકમો બ્હાર પાડયા હતા. રાજ્યનો વહીવટ તદન પ્રજાકીય ધોરણે ચાલે છે અને કેટલીક દીશાઓમાં તો બ્રીટીશ હીંદનાં કરતાં વડોદરા રાજ્યમાં વધુ સુધારાઓ, પ્રજાહીતનાં ખાતાંઓ અને કાયદાઓ છે.

**વાંસવાડાના મહારાજા ધીરાજ**—સને ૧૫૨૭ માં વાંસવાડાનું રાજ્ય સ્થાપનાર મેવાડના શીશોદીયા રજપુત મહારાવલ જગમલસિંગજીની ૨૧ મી પેઢીના ફરઝંદ તે હમણાના રાયાનરાય મહારાજા ધીરાજ મહારાવલજી સાહેબ શ્રી સર પૃથ્વીસીંગજી બહાદુર કે. સી. આઈ. ઇ. છે. એમનો જન્મ તાο ૧૫ મી જુલાઇ ૧૮૮૮ ને રોજ થયો હતો અને ગાદીપર તેઓ સને ૧૯૧૪ માં આવ્યા હતા. કેળવણી એમણે અજમેરની મેયો કોલેજમાં લીધી હતી. એમનું રાજ્ય ખીલતું અને સુધરેલું છે. તેમાં બીન સરકારી ચુંટાયેલા સભાસદોની બહુમતી વાળી ધારાસભા છે અને મોટાં શહેરોનાં જેવી સુખસાહેબીની સાર્વજનીક સગવડો પણ છે.

**લાઠીના ઠાકોર સાહેબ**—લાઠીના ઠાકોર સાહેબ શ્રીο પ્રલ્હાદસિંહજી તાο ૩૧ મી માર્ચ ૧૯૧૨ ને દિને જન્મ્યા હતા અને પિતાના મરણ બાદ સને ૧૯૧૮ માં ગાદીએ આવ્યા હતા. રાજકોટની રાજકુમાર કોલેજમાં કેળવણી લીધા બાદ રાજવહીવટની તાલીમ એમણે વાંકાનેર રાજ્યમાં રહીને લીધી હતી. કોટડા સંગાણીના ઠાકોર સાહેબની પુત્રી સુર્યકુંવરબા સાથે એમણે લગ્ન કર્યું હતું. એમને એક પાટવી કુંવર અને બે કુંવરીઓ છે. કારભારીની મદદથી તેઓ રાજકાજ ચલાવે છે અને ધારાધોરણ ઘડવામાં પ્રજામંડળ અને ખેડુત મંડળના પ્રતિનિધીઓની સલાહ લે છે. રાજ્યમાં પ્રાથમીક કેળવણી મફત છે. એમના એક પુર્વજ તે સદગત ઠાકોર સુરસિંહજી "કલાપી"નાં તખલ્લુસથી ગુજરાતી ભાષાના એક અનુપમ કવિ થઇ ગયા હતા. તેમનો સંસ્કારનો પ્રવાહ આ ઠાકોર સાહેબના જીવનમાં પણ ભળ્યો છે. તેઓ મોટા સાહિત્યભકત છે અને પોતાનાં ગામમાં એમણે સને ૧૯૩૨–૩૩ માં ગુજરાતી સાહિત્ય પરિષદ દીο બο કૃષ્ણુલાલ ઝવેરીનાં પ્રમુખપણાં હેઠળ ભરાવી હતી.

**માઇસોરના ના૦ મહારાજા શ્રી૦ જય ચામરાજ વાડીઆર બહાદુર**—સદ્દગત ના૦ શ્રી૦ કાન્તીરાવ નરસીંહરાજા વાડીઆરના આ એકના એક પુત્રનો જન્મ



૧૯૧૯ માં થયો હતો. ખાસ શાળામાં જે. ટી. ટરનર નામના સાહેબની દેખરેખ હેઠળ તેમણે પ્રાથમીક અભ્યાસ કર્યો હતો. કોલેજમાં પોતાના ભાવિ પ્રજાજનો સાથે તેમણે અભ્યાસ કરવા માંડયો ત્યારે પોતાની અને અન્ય વિદ્યાર્થીઓ વચ્ચે સ્હેજ ભેદભાવ નહિ રાખવાની ખાસ સુચના અપાઇ હતી. ઇન્ટરની પરીક્ષા પસાર કર્યા પછી એમણે ઇતિહાસ, અર્થશાસ્ત્ર અને રાજનીતિશાસ્ત્રનો ઉંડો અભ્યાસ કર્યો. એમાં હીંદના આંતરરાષ્ટ્રીય સંબંધવાળા વિભાગ પર ખાસ લક્ષ આપ્યું હતું. તેમને મહારાજા કોલેજની ઇતિહાસ વિષયક મંડળીના સર્વાનુમતે માનદ પ્રમુખ ચુંટવામાં આવ્યા હતા. પ્રમુખ તરીકેના પ્રારંભીક ભાષણમાં ચીન–જાપાન વચ્ચેના વ્યવહારમાં વિરોધ ઉભો થવાની તેમણે આગાહી કરી હતી. ભાષા અને સંસ્કૃતિના આધારે અસલ કર્ણાટકના જુદા જુદા ભાગોનું એકીકરણ કરવાની અને કાનડી ભાષાના ઉગતા લેખકોની પ્રવૃતીમાં એમણે ઘણો રસ લીધો હતો. વિદ્યાર્થીઓના લાભ માટેના સઘળાં ફંડો અને કાર્યોમાં તેઓ ઉદાર ફાળો આપતા હતા. વિદ્યાપીઠમાં અતિ વ્યવસાયી ચાર વર્ષ ગયા બાદ છેલ્લી પરીક્ષા પ્રથમ પંકતિમાં પસાર કરી હતી. કોલેજનો અભ્યાસ પુર્ણ કર્યા પછી તેમણે આઇ. સી. એસ. વાળા એલ્વીન સાહેબની મદદથી રાજયવહીવટની તાલીમ મેળવી હતી. સાથે સાથે રાજયના ખેડુત વર્ગની સ્થીતીનો અભ્યાસ કરવા માઇસોર તાલુકાનો પ્રવાસ કર્યો હતો. ૧૯૩૮ માં ચારખારીના મહારાજની બ્હેન સત્યપ્રેમકુંવરી સાથે એમના લગ્ન થયાં હતાં. ના૦ શ્રી૦ જય ચામરાજ વાડીઆરે યુરોપ એશીઆના ઘણા દેશોનો પ્રવાસ કર્યો છે. ૧૯૪૦ માં એમનો રાજયારોહણ થયો હતો અને રાજયાધીશની સંપુર્ણ સત્તા એમને સોંપવામાં આવી હતી

**નાગોડના રાજા સાહેબ મહેન્દ્રસીંગજીદેવ**, નાગોડના રાજકર્તા—એમનો જન્મ ૧૯૧૬ માં થયો હતો. તેઓ ધરમપુરના મહારાણાની કુંવરી સાથે પરણ્યા છે. એમણે જુદા જુદા શિક્ષકોના હાથે ઘરમેળે કેળવણી લીધી હતી. ૧૯૩૬ માં એમને રાજયકર્તાના સર્વ અધીકાર મળ્યા હતા. એમણે માઇસોર સરકાર અને બુંદેલખંડ એજન્સી (નોવગંગ) હસ્તક રાજવહીટની તાલીમ મેળવી હતી. એમના વડવાએ છ સૈકા થયા નાગોડમાં રાજય કરતા આવ્યા છે. એમના રાજયનો વિસ્તાર ૫૦૧ ચોરસમાઇલ છે અને વસ્તી ૭૪૫૮૯ છે. એમને નવ તોપનું માન છે.

સરનામું:—નાગોડ, બુંદેલખંડ.

**કાશ્મીરના મહારાજા**—જમ્મુ અને કાશ્મીરના મેજર જનરલ મહારાજા સર હરિસિંગ ઇન્દ્રમહીન્દ્ર બહાદુર સીપાર–ઇ–સલ્તનત, જી. સી. એસ. આઇ., જી. સી. આઇ. ઇ., કે. સી. વી. ઓ. નો જન્મ



તા૦ ૩૦ મી સપટેમ્બર ૧૮૯૫ ને રોજ થયો હતો. એઓ સને ૧૯૨૫ માં ગાદીએ આવ્યા હતા. તેની બીજી સાલ યુરોપને પ્રવાસે જઇ આવ્યા હતા. દેશમાં એમનાં રાજ્યનો વિસ્તાર સૌથી વધારે મોટો છે એટલુંજ નહિ પણ એમની સરહદ સાથે રશીઆ, ચીન (તીબેટ, તાર્તરી) તથા અફઘાનીસ્તાન જેવાં અગત્યનાં રાજ્યોની સરહદ લાગી ગઈ છે, જેથી દેશના રક્ષણ માટે એમની જવાબદારી અને ચિંતા સૌથી વધારે છે અને એજ સબબથી હિંદી સરકારના પોલીટીકલ એજન્ટ પણ સરહદ પર આવેલાં ગીલગીટ શહેરમાં છે. એમનો પાટવી કુંવર જમ્મુ અને કાશ્મીરનો ગાદીવારસ છે. એમનાં પ્રથમ લગ્ન ધરમપુરના ના૦ મહારાણાનાં મોટાં પુત્રી સાથે થયાં હતાં. કાશ્મીર રાજ્ય એક પ્રગતિવાળું રાજ્ય લેખાય છે અને ધારા-સભા મારફત રાજ્યનો વહીવટ ચાલે છે. પ્રજા માટે રાજ્યમાં કેળવણી અને તબીબી સારવારની પુરતી સગવડો છે અને પ્રજાનાં સુખ સગવડ માટે રાજ્યમાં અનેક સગવડો છે.

**અલવરના મહારાજા**—અલવરના મહારાજાશ્રી સેવાઇ તેજસીંઘજી બહાદુર. રજપુતાનાના અલવર રાજ્યના રાજ્યકર્તા. એમનો જન્મ અલવર ખાતે ૧૯૧૧ માં થયો હતો. એમણે પોતાનો વિદ્યાભ્યાસ ખાનગીમાં ઘેર કર્યો છે. ચૌદમા સૈકાના જયપુરના રાજા ઉદયકરણજીના વંશજ મચેરીના રાવ પ્રતાપસીંઘજીએ અલવર રાજ્યની સ્થાપના કરી હતી. અલવર રાજ્ય કુટુમ્બ કાછવા રજપુત જાતીનું છે. હાલના રાજ્યકર્તા ૧૯૩૭ માં ગાદીએ આવ્યા હતા. એમના પહેલાના રાજા કર્નલ મહારાજા શ્રી૦ સેવાઇ જેસીંઘજીએ બ્રીટીશ સરકારને ચીન, અફઘાન અને ૧૯૧૪ ના યુધ્ધોમાં સહાય કરી હતી. એમને ગોળમેજીમાં આમંત્રણ અપાયું હતું. હાલના રાજકર્તા રાજ્યના વહીવટમાં અને પ્રજાના કલ્યાણના કાર્યમાં ખૂબ રસ લઇ રહયા છે. પાટવીકુંવર મહારાજકુમાર પ્રતાપસીંઘજીનો ૧૯૩૮ માં જન્મ થયો હતો અને બીજા કુમાર યશવંતસીંઘજીનો જન્મ ૧૯૩૯ માં થયો હતો.

રાજ્યનો વિસ્તાર ૩૧૫૮ ચોરસમાઇલ છે અને ૧૯૩૧ ની વસ્તીગણત્રી મુજબ ૭૪૯,૭૫૧ ની વસ્તી છે. રાજ્યની આવક ૪૦ લાખની છે.

**દરભંગાના મહારાજાધિરાજ**—દરભંગાના મહારાજાધિરાજ સર કામેશ્વરસિંગ બહાદુર કે. સી. આઈ. ઇ. પોતાના રાજવંશમાં ૧૯ મા રાજકર્તા છે. તેઓ જ્ઞાતે ક્ષત્રિય બ્રાહ્મણ છે અને એમની એ મોટી જ્ઞાતિના સામાજીક અને ધાર્મિક વડા તેઓજ છે. જનક રાજાનું મિથિલાનું જે રાજ્ય હતું તેજ લગભગ તેમની પાસે છે એમનો જન્મ તા૦ ૨૮ મી નવેમ્બર ૧૯૦૭ને રોજ થયો હતો અને ગાદીએ



તેઓ તા૦ ૧૪ મી જુલાઇ ૧૯૨૯ ને દિને આવ્યા હતા. તેમના પિતાશ્રી સર રામેશ્વરસિંગ બહાદુર બહુ વિદ્વાન હતા અને દેશોદ્ધારની ચળવળોમાં ખુબ ભાગ લેતા હતા. તેના રૂડા સંસ્કાર સર કામેશ્વર ઉપર પણ પડેલા છે. તેઓ હિંદી સરકારની રાજસભામાં બિરાજી આવ્યા છે. પહેલી બે ગોળમેજી પરિષદોમાંયે પધાર્યા હતા. બંગાળ અને બિહારના જમીનદાર મંડળોના તેઓ પ્રમુખ છે, ભારત ધર્મ મહામંડળના પ્રમુખ છે, પટણા અને કલકત્તાની યુનિવર્સીટીઓના આ જીવન "ફેલો" છે, રોયલ એમ્પાયર સોસાયટી અને રોયલ આર્ટ સોસાયટીના સભ્ય છે. યુનીવર્સિટીઓ, કોલેજો અને મંદિરોને તેમણે રૂા. ૭ લાખ જેટલી સખાવત આપેલી છે. એમનાં પુસ્તકાલયમાં કિંમતી હાથ લખાણો પડેલાં છે. ખુદ્દુતોના તેઓ હિતેચ્છુ છે અને બિહારના ધરતીકંપ વખતે પોતાની પ્રજાના સંકટ નિવારણ માટે તેમણે સૌથી વધારે મદદ કરી હતી. ઉદ્યોગમાં તેઓ રસ લેતા હોવાથી નવસારીમાં એમણે કાપડની એક મીલ ઉભી કરાવી હતી જે દરભંગા મિલને નામે ઓળખાય છે. તેનો વહીવટ આજે બીજાઓ ચલાવે છે પણ ગુજરાત પુરતી એ તેમની સેવાજ કહેવાય. રમતગતોમાં એમને "પોલો"નો ખાસ શોખ છે.

**છોટાઉદેપુરના મહારાવલ**—ગુજરાત એજન્સીમાં આવેલાં છોટાઉદેપુરના મહારાવલ શ્રી. નટવરસિંહજી ફતેહસિંહજીનો જન્મ ૧૯૦૬ માં થયો હતો. ગાદીએ ૧૯૨૩ માં આવ્યા હતા. કેળવણી રાજકોટમાં લીધી હતી. એમણે બીજીવારનું લગ્ન રાજપીપળાના મહારાજા વિજયસિંહજીની પુત્રી શ્રી કુસુંમ કુંવરબા સાથે સને ૧૯૨૮ માં કર્યું હતું. પહેલીવારનું લગ્ન રાજપીપળાના મર્હુમ મહારાજાની રાજકુંવરી શ્રી પદ્મા કુંવરબા સાથે આગલે વરસેજ થયું હતું પણ તે મરણ પામ્યાં હતા. મહારાવલને ત્યાં હમણાં ચારેક વરસનો ગાદીવારસ કુમાર છે.

**ગ્વાલીઅરના નામ૦ મહારાજા સીંધીઆ**—ગ્વાલીઅરના મહારાજા શ્રી૦ જ્યોર્જ જીવાજીરાવનો જન્મ તા૦ ૨૬ મી જુન ૧૯૧૬ ને રોજ થયો હતો અને



પોતાનાં પિતા મહારાજા સર માધવરાવ સીંધીઆના અકાળ મરણથી એઓ તા૦ ૫ મી જુન ૧૯૨૫ ને રોજ ગાદીએ આવ્યા હતા. સને ૧૯૩૬ માં એમને સંપુર્ણ રાજસત્તા સપુરદ કરવા આગમચ ૧૧ વરસ સુધી વડાં મહારાણીએ સલાહકારોની કાઉન્સીલની મદદ સાથે મુતાલીક તરીકે વહીવટ ચલાવ્યો હતો. એમને ઉંચા પ્રકારની અને સ્વાશ્રયી બનાવે એવી કેળવણી આપવામાં આવેલી હોવાથી આટલી વયમાંયે સારા રાજકર્તા તરીકે એમણે ઠીક નામના મેળવી છે

**ભોપાલના નામ૦ નવાબ**—ભોપાલના કર્નલ સીકંદર સૌલાત ઇફતીખાર-ઉલ-મુલક નવાબ મહમદ હમીદુલ્લાખાન બહાદુર જી. સી. એસ. આઇ., જી. સી. આઇ. ઇ., સી. વી. ઓ. નો જન્મ સને ૧૮૯૪ માં થયો હતો. ૧૯૦૫ માં એમનું કાબુલ અને પેશાવરના શાહઝાદા જેહાંગીરની પૌત્રી મૈમુના સુલતાન શાહબાનો બેગમ સાથે લગ્ન થયું હતું. નવાબ સાહેબ સને ૧૯૨૬ માં ગાદીએ આવ્યા હતા અને એમના પછી ગાદીવારસ એમની ત્રણ શાહઝાદીઓમાંની વડી શાહઝાદી સુરૈયા ઝાહ નવાબ ગૌહરેતાજ આબીદા સુલતાન બેગમને મુકરર કરવામાં આવી છે. નવાબ સાહેબે કેળવણી અલીગઢની મોહમેદન એંગ્લો ઓરીએન્ટ કોલેજમાં લીધી હતી પણ બી. એ. ની ડીગ્રી સને ૧૯૧૫ માં અલ્હાબાદ યુનીવરસીટી તરફથી મેળવી હતી. તે પછી તેઓ પોતાના રાજકર્તા નવાબ બેગમ માતાના મુખ્ય સેક્રેટરી તરીકે નીમાયા હતા. ગાદીએ આવ્યા પછી એમણે ગામોના ઇજારા અપાતા બંધ કરી મહેસુલ માટે રઇયતવારી પધ્ધતિ દાખલ કરી, ધારાસભા સ્થાપી, કારોબારી અને ન્યાયાધીશ ખાતાંઓને જુદાં પાડી વડી અદાલત અને ન્યાયાધીશી કાઉન્સીલ સ્થાપી. નવાબ સાહેબ નરેન્દ્ર મંડળની સ્ટેન્ડીંગ કમીટીપર ૧૯૨૬ થી ૧૯૩૧ સુધી સભ્ય હતા. અને ૧૯૩૧-૩૨ માં તેના ચાન્સેલર બન્યા હતા. ૧૯૩૦ થી ૧૯૩૫ સુધી તેઓ અલીગઢની મુસ્લીમ યુનીવરસીટીના ચાન્સેલર હતા અને ૧૯૩૦ તથા ૧૯૩૧ માં ગોળમેજી પરિષદમાં લંડન પણ ગયા હતા. યુરોપનો પ્રવાસ એમણે પોણો ડઝન વાર કર્યો છે. રમતગમતોમાં "પોલો" માં એમણે પ્રખ્યાતી પ્રાપ્ત કરેલી છે.

**ઇન્દોરના મહારાજા યશવંતરાવ હોલ્કર**—એમનો જન્મ તા૦ ૬ ઠી સપ્ટેમ્બર ૧૯૦૮ને રોજ થયો હતો. પ્રાથ-



મીક કેળવણી અપાવીને ઉંચી કેળવણી માટે એમને સને ૧૯૨૦ થી ૧૯૨૩ સુધી વીલાયતમાં રાખવામાં આવ્યા હતા. સને ૧૯૨૪માં સ્વદેશ પાછા આવતાં કાગલના નાના સરદારની પુત્રી સંયોગીતાબાઇ સાથે એમનું લગ્ન થયું હતું. ૧૯૨૬ માં તેઓ પાછા ઓક્ષફર્ડની ક્રાઇસ્ટ ચર્ચ કોલેજમાં ઉંચો અભ્યાસ કરવા ગયા હતા. એ દરમ્યાન એમના પિતાશ્રી શ્રીમંત તુકોજીરાવ હોલ્કરે ગાદીનો ત્યાગ કરતાં યશવંતરાવને ગાદી મળી અને ૧૯૩૦ માં તેની સંપુર્ણ સત્તા મળી. ૧૯૩૧ માં એઓ બીજી ગોળમેજી પરીષદમાં હાજરી આપવા લંડન ગયા હતા અને સમવાયતંત્રની યોજનાને પોતાની સંમતિ તથા પોતાનાં રાજ્યને તેમાં જોડવાની ખુશી દર્શાવી હતી. યુરોપનો પ્રવાસ એમણે કર્યો છે તેમજ ઇન્દોર રાજ્યનો પણ કોઈ જીલ્લો એમના ફરવામાંથી બાકી રહયો નથી. રાજ્યની આવકમાંથી રાજવરાણાના ખર્ચ માટે એમણે ફકત ૨૧ ટકા લેવા મુકરર કર્યા છે. મી૦ વિલ્સ નામના એક ફારેગ થયેલા સનંદી અમલદારની સલાહથી ખેડુતોના ઉધ્ધાર માટે તથા રાજ્યમાં જોઈતા અમલદારો મેળવવા માટે એમણે લાભકારક યોજનાઓ અમલમાં મુકી છે. સને ૧૯૩૭માં મહારાણી સંયોગીતાબાઇનું અવસાન થયા પછી એમણે ૧૯૩૮ માં મીસ માર્ગેરીટ લોલર નામની અમેરીકન યુવતી સાથે લગ્ન કરેલું.

**ધ્રોળના ઠાકોર સાહેબ**—ધ્રોળના ઠાકોર સાહેબ શ્રી૦ ચંદ્રસિંહજીનો જન્મ તા૦ ૨૮મી આગસ્ટ ૧૯૧૨ ને રોજ થયો હતો અને ગાદીએ ૧૯૩૯ના અકટોબરમાં આવ્યા હતા. કેળવણી રાજકોટમાં અને પાછળથી પુનાની દક્ખણ કોલેજમાં લીધી હતી. એમનું પહેલું લગ્ન ૧૯૨૯ માં લખતરના ઠાકોર સાહેબની ભત્રિજી સાથે થયેલું, પણ ૧૯૩૬ માં તેણીના મરણ બાદ ભાદરવાના રાણા સાહેબની પુત્રી સાથે તેમણે બીજી વાર લગ્ન કર્યું છે. આ રાજ્યની સ્થાપના સને ૧૫૯૫ માં નીમ હરધોળજીએ કીધી હતી. આ મહારાજા ભગવાન શ્રીકૃષ્ણના વંશના જાડેજા રજપુત છે. રજપુત બોર્ડીંગ હાઉસ એમના પ્રયત્નોથી બંધાયું હતું. ગાદીએ આવતાંની સાથે સૌથી પહેલાં તો એમણે દારૂબંધી ફરમાવી હતી અને ભાયાતોનાં દેવાં માફ કરી તેઓના ગરાસ પાછા સોંપ્યા હતા. ગઇ સાલ દુકાળ દરમ્યાન પોતાની રૈયતમાં એમણે ૧૦૦૦૦ મણ અનાજ મફત વહેંચ્યું હતું.

**પોરબંદરના નામ૦ મહારાજા**—પોરબંદરના નામ૦ મહારાજા રાણા સાહેબ શ્રી નટવરસિંહજી બહાદુર, કે. સી. એસ. આઈ. નો જન્મ તા૦ ૩૦ મી જુન ૧૯૧૦



ના દિને થયો હતો. તેઓએ રાજકોટની રાજકુમાર કોલેજમાં કેળવણી લીધી હતી અને ૧૯૧૮ માં અ. હિં. રાજકુમાર ડીપ્લોમાં પરીક્ષામાં પ્રથમ આવ્યા હતા. ૧૯૧૮ માં મહારાજાનો ઇલ્કાબ મળ્યો હતો, ૧૯૧૯ માં રાજતંત્રની તાલીમ લીધી હતી, ૧૯૨૦ માં તેમનો રાજ્યાભિષેક અને લગ્ન થયાં હતાં, ૧૯૨૧ માં યુરોપના પ્રવાસે ગયા હતા, ૧૯૨૨ માં વેટીકનમાં બેનેડીક્ટ ૧૫ ની મુલાકાત લેનાર તેઓ બીજા રાજવી હતા, ૧૯૨૫ માં દરબારી બેંકની સ્થાપના કરી હતી, ૧૯૨૭ માં માજી વાઇસરોય લોર્ડ અરવીને પોરબંદરની મુલાકાત લીધી હતી, ૧૯૨૮ માં બાળલગ્ન પ્રતિબંધક કાયદો ઘડયો હતો અને રાજ્યમાં ઇમ્પીરીઅલ બેંકની શાખાની સ્થાપના થઇ હતી, ૧૯૨૯ માં તેઓ નામદારને કે. સી. એસ. આઇ.નો ઇલ્કાબ મળ્યો હતો, ૧૯૩૦ માં ખેડુત સંરક્ષણ ધારો ઘડયો હતો, ૧૯૩૧ માં મ્યુનીસીપાલીટીમાં પ્રજાકીય તંત્ર દાખલ કરવામાં આવ્યું હતું, ૧૯૩૨ માં અ. હિં. ક્રીકેટ ટીમના કેપ્ટન તરીકે ઇંગ્લાંડનો પ્રવાસ કર્યો હતો, ૧૯૩૪ માં અ. હિં. વીલીંગ્ડન ટેનીસ ટુર્નામેન્ટની સ્થાપના કરી હતી, ૧૯૩૫ માં માજી વાઇસરોય લોર્ડ વીલીંગ્ડને પોરબંદરની મુલાકાત લીધી હતી, પ્રજાજનમાંના રાજમંત્રી અને રાજ શુભેચ્છકોનું સલાહકારી બંધારણ ઘડાયું હતું, ઓનરરી મેજીસ્ટ્રેટની બેંચની સ્થાપના થઇ હતી, ૧૯૩૬ માં સાઉથ આફ્રીકન ડેલીગેશનની પધરામણી થઇ હતી, ૧૯૩૯ માં સ્વાશ્રયી નૂતન શિક્ષણ યોજના ઘડાઇ હતી, દુષ્કાળ સંકટ નિવારણ યોજનાઓ હસ્તીમાં આવી હતી, રાજકુમારી શ્રી લીલારાજે કુંવરબા સાહેબનો માંગલિક લગ્નોત્સવ ઉજવાયો હતો, ૧૯૪૦ માં પંચવાર્ષિક વૃક્ષવર્ધન યોજના ઘડાઇ હતી અને ૧૯૪૧ માં નામ૦ વાઇસરોય લોર્ડ લીનલીથગોની પોરબંદરમાં પધરામણી થઇ હતી.

નામદાર પોરબંદરનરેશે તા૦ ૧૨ મી જુન ૧૯૪૧ ને દીને શ્રીનગર (પોરબંદર તાબે) ના કુમાર સાહેબ શ્રી૦ બાલસીંહજી બી. એજી. ને યુવરાજ તરીકે દત્તક લીધા છે અને તેમનું નામ શ્રી૦ ઉદયભાણુ રાખ્યું છે. યુવરાજશ્રીની સગાઇ તા૦ ૧૬ મી જુન ૧૯૪૧ ના દીને લીમડીના ઠાકોર સાહેબ શ્રી૦ છત્રસાલસિંહજીના બ્હેન રાજકુમારી શ્રી પ્રેમકુંવરબા સાથે થઇ હતી અને તા૦ ૩ જી જુલાઈ ૧૯૪૧ ને દીને તેમની સાથે યુવરાજશ્રીના લગ્ન થયાં હતાં

## રાજસ્થાન પોરબંદર

**મહારાજા: ચરિત્રરેખા:**—જન્મ—શ્રી. હનુમાન વંશજ હિંદની પ્રાચીનમાં પ્રાચીન ને પશ્ચીમ હિંદમાં પ્રથમ વસાહતી જેઠવા

વંશના ૧૮૦મા રાજવી; અભ્યાસ—રાજકોટ રાજકુમાર કોલેજ, અભ્યાસમાં તેમજ મેદાનમાં પ્રતિષ્ઠા પામ્યા; લગ્ન—શ્રીખંડી નરેશ સ્વ૦ ઠા. સા. શ્રી૦ દૌલતસિંહજી બહાદુરનાં રાજકુમારી શ્રી૦ રૂપાળીબા સાથ; સંસીધ્ધી—સ્થાપત્યના અભ્યાસક, સંગીતના રસમીમાંસક, લલિતકલાના ઉપાસક; યુરોપના ચારેય પ્રવાસોમાં સમ્રાટની મુલાકાતો, વેટીકન બેનેડીકટ ૧૫ની મુલાકાત લેનાર બીજા રાજવી, અખીલ હિંદ ને સીલોનનો પ્રવાસ, સાપ્તાહીક ગ્રામ્ય પ્રવાસ.

**રાજ્ય મર્યાદા:**—અરબી સમુદ્ર પર ૬૪૨ ૧/૪ માઇલનો રસાળ પ્રદેશ; ઘી, પત્થર, બરડા પર્વતની વનસ્પતિ, માટી, સાગરજળની સમૃધ્ધીઓ; આય–૨૬ લાખ, વ્યય–૨૫ લાખ: વસ્તી—૧૪૬૫૬૪; રાજધાની—પોરબંદર, મહાભારત જુનું સુદામાપુરી, યાત્રા સ્થાન, રેલ્વે જંકશન, એરપોર્ટ, હીંદી મહાસાગરનું ધીકતુ તેમજ આફ્રીકા જવા આવવાનું સગવડભર્યું બંદર.

**રાજતંત્ર:**—દીવાન, અમલદારો, પ્રજાસેવકોમાંથી ૨૩ સલાહકારો સંગાથ રાજવી સ્વયંનિયામક: કારોબારી અને ન્યાય વહીવટની નીર્લેપતા.

**મ્યુનીસીપાલીટી:**—પ્રજાકીય, સંયુકત મતાધિકાર, ૧૨ પ્રજાથી ચુંટાયેલ, ૫ રાજ્યથી નિયુકત, ૩ કોઓપ્ટ; **સ્વાસ્થ્ય**—કલામય નગરરચના, આરોગ્ય ભવનો, સૌરાષ્ટ્રમાં બ્લડલેસ નાઇફની પહેલ કરનાર દવાખાનાઓ, લેડી લીનલીથગો જેને અપૂર્વ કહે છે તેવું પ્રસુતીગૃહ, સ્ત્રી ઔષધાલય, આયુર્વેદીક–યુનાની ઔષધાલયો, એકસરે ડીપાર્ટમેન્ટ; **શિક્ષણ**—મોન્ટેસોરીથી મેટ્રીક સુધી, એક દાયકામાં બાળસંખ્યા બમણી, ખર્ચે ત્રણગણી, ગુરૂકુળ, વનિતા વિશ્રામ, અનાથ આશ્રમો, કન્યા વિદ્યાલય, બાળ મંદીરો, સ્ત્રી ઉદયોગ શાળાઓ, સ્થાયી ફરતાં પુસ્તકાલયો, રાત્રીશાળાઓ, હરિજન શાળાઓ અને આશ્રમો, પાઠશાળાઓ, કાશી કલકતાની સંસ્કૃત પરીક્ષા કેન્દ્ર, મદરેસા, હનુમાન હોસ્ટેલ્સ, ઉદાર શિષ્યવૃતીઓ; **ઉદયોગ**—સીમેન્ટ ફેકટરી, મીલ–સુતરાઉ, રેશમી, ટીન-સોલ્ટ-મેચ, હોઝીઅરી, સીલ્વર વર્કસ, સીમેન્ટ ટાઇલ્સ, વહાણુ બનાવટ, કેમીકલ લેબોરેટરી, જીનેરી, કોટન પ્રેસ, ઓઇલ મીલ, પેઇન્ટ, ડીસ્ટેમ્પર, રંગકામ, ઘી રીફાઇનરી, હાથવણાટનું કાપડ–ગરમ, રેશમી, ખાદી, બાંધણી, નેતર, ઘાંસ, માટી, સાબુ, તાળાં, પંપ, ત્રાજવાં, લાકડ, લોઢ, આદિ કારીગીરી; **ખેડુત પ્રજા માટે**—છેક હળવી મ્હેસુલ, ઉદાર તગાવી, શ્રેષ્ટ બીયાંની સગવડતા, ખેડુત સંરક્ષણ ધારો, વિશાળ નવાણ યોજના, પ્રતિમહાલ પશુ–પ્રદર્શન, વસ્ત્ર સ્વાવલંબન યોજના; **પ્રજા માટે**—હળવી જગાત, વેપાર વર્ધન માટે અનેક સગવડતાઓ; **બેન્ક**—દરબારી, ઇમ્પીરીઅલ બેંકની શાખા; **યાત્રા–સ્થળો**—સુદામાપુરી, બીલ્લેશ્વર, માધવપુર, મીયાણી, વિસાવાડા, શિંગડા; **જોવાલાયક સ્થળો**—સાગર વિહાર, જળદીપ હોજ, દરીઆ મહાલ, છાયા દરબારગઢ, જાંબુવતીનું ભોયરૂં, દ્વિગ નિવાસ, મેકોનીકી કલબ, નટવરબાગ, મુળમાધવપુર, ભાદર–પુલ, ખાણ; **યુધ્ધ સહાય**—વાર્ષિક એક લાખ, ના૦ વાઇસરોયના આગમન પ્રસંગે સવા લાખ વધુ, સીવીક ગાર્ડ, પ્રકાશન, યુધ્ધ સમીતિ, પ્રજાનો ફાળો દશ હઝાર ઉપર, રાજ્ય–નોકરો–કારખાનાએ એક દીનની આવક.

**રાજકુટુમ્બ**—અ. સૌ નામદાર મહારાણી શ્રી૦ રૂપાળીબા સાહેબ M. B. E., અસ્મતપનાહ નામદાર બામા સાહેબ શ્રી રામબા સાહેબ.

**અમાત્ય વર્ગ**—વઝીર અને દીવાન જાડેજા શ્રી પ્રતાપસિંહજી રામસિંહજી તાઝિમિ સરદાર. નાયબ દીવાન—ખાનબહાદુર ફરામરોઝ માસ્તર.

**ધરમપુરના નાᵒ મહારાણા**—હીઝ હાઈ-નેસ શ્રીમંત નાᵒ મહારાણા શ્રીᵒ વિજય-દેવજી મોહનદેવજી રાણા, ધરમપુરના રાણાસાહેબ—એમનો જન્મ ૧૮૮૪ માં



થયો હતો. સને ૧૯૨૧ માં તેઓ નામદાર ગાદીએ બીરાજમાન થયા હતા. એમણે રાજકોટની રાજકુમાર કોલેજમાં અભ્યાસ કર્યો છે. ૧૯૦૫માં રાજપીપળાના મહારાણા શ્રીᵒ ગંભીરસીંહજી મહારાજના કુંવરી શ્રીᵒ અ. સૌ. રસીકકુંવરબા સાથે લગ્નગ્રંથીથી જોડાયા હતા અને રસીકકુંવરબા સાહેબના સ્વર્ગવાસ પછી ૧૯૦૭ માં પાલીતાણાના કુમાર શ્રીᵒ સામંતસીંહજીના કુંવરી અ. સૌ. મનહર કુંવરબા સાહેબ સાથે વિવાહીત થયા હતા. અ. સૌ. મનહર કુંવરબા ૧૯૩૯ માં દેવગતિ પામ્યાં છે નાᵒ ધરમપુર નરેશ નરેન્દ્ર-મંડળના સ્વહક્કાનુસાર એક સભ્ય છે. ૧૮૭૭ માં જ્યારે મહારાણી વીકટોરીયાએ "એમ્પ્રેસ ઓફ ઇન્ડીઆ"નો ઇલ્કાબ ધારણ કર્યો ત્યારે ધરમપુર રાજ્યને એક ધ્વજા એનાયત કરવામાં આવી હતી અને મરહુમ શહેનશાહના સીલ્વર જુબીલી મહોત્સવ પ્રસંગે એક ચાંદ આપવામાં આવ્યો હતો. ૧૯૩૭ માં કોરોનેશન મેડલ પણ એનાયત થયો હતો નાᵒ મહારાણાએ ૧૯૨૪, ૧૯૨૯, ૧૯૩૩, ૧૯૩૫, ૧૯૩૯ ના વર્ષોમાં યુરોપનો પ્રવાસ કર્યો હતો ૧૯૨૫ માં ચીન, જાપાન, ફેડરેટેડ મલાયા સ્ટેટસ, જાવા અને સુમાત્રા, ૧૯૨૮ માં ઇજીપ્ત, સીરીઆ, ઇરાક અને પેસ્લેસ્ટાઇન, ૧૯૩૪માં ઓસ્ટ્રેલીઆ, ટાસમાનીઆ અને ન્યુ ઝીલેન્ડ, ૧૯૩૭માં ચીન, જાપાન, સ્ટ્રેઇટસ સેટલમેન્ટ અને મનીલા અને ૧૯૩૯ માં અમેરીકા, કયુબા, કોસ્ટરીકા અને પનામા વિગેરે સ્થળે મુસાફરી કરી છે. ૧૯૨૪ માં જ્યારે તેઓ ઇંગ્લાંડ ગયા હતા ત્યારે નાᵒ શહેનશાહ તેમજ શહેનશાહબાનુએ તેમનું સ્વાગત કરયું હતું. ધરમપુર રાજ્યનો વિસ્તાર ૭૦૪ ચોરસમાઇલ છે. વસ્તી ૧૧૨૦૩૧ ની છે અને આવક લગભગ ૮ાા લાખ રૂપીઆની છે. સ્ટેટને કાયમને માટે ૯ તોપનું અને શ્રીમંત મહારાણા સાહેબને ૧૧ તોપનું માન છે નાᵒ યુવરાજ શ્રીᵒ નરહરદેવજી સાહેબ બી. એ. (મુંબઇ) અને એમ. એ (કેન્ટર)ની ડીગ્રીઓ સંપાદન કરી છે. સ્ટેટ કાઉન્સીલ નીચે મુજબ છે:—શ્રીᵒ ડી. વી. સરૈયા બી. એ., એલ એલ. બી.; દીᵒ બᵒ ચુનીલાલ માણેકલાલ ગાંધી બી. એ , એલ એલ. બી. (એડવોકેટ); શ્રીᵒ એસ. જે. દેશાઇ બી.એ.; શ્રીᵒ બી. ટી. શાહ બી. એ., એલ એલ બી ; મ્યુનીસીપલ કાઉન્સીલ-ચેરમેન—શ્રીᵒ ડી. વી. સરૈયા, સભ્યો—નગરશેઠ નારણદાસ ભાણાભાઇ અને ડોᵒ કે. બી. પાસપાટી એમ. બી. બી. એસ. (ચીફ મેડીકલ ઓફીસર) અંગત સ્ટાફ—પ્રાઇવેટ સેકરેટરી - શ્રીમતી સુશીલાદેવી ભટકલ, હજુર પર્સનલ આસી-સ્ટન્ટ શ્રીᵒ ભોગીલાલ જગજીવનદાસ મોદી,

મદદનીશ મંત્રી શ્રી૦ જગમોહનદાસ સી. શાહ. ચાલુ યુદ્ધમાં શ્રીમંત મહારાણા સાહેબે રાજ્યના તમામ સાધનો તેમજ અંગત સ્હાય આપવાની ઇચ્છા વ્યકત કરી છે. રાજ્ય પ્રથમથીજ સામ્રાજ્ય તરફ વફાદાર છે. લડાઈના પ્રસંગે ડીફેન્સ બોન્ડ રૂા. ૧૦૦૦૦ ના ખરીદયા છે. વૉર ગીફ્ટ ફંડમાં રૂા. ૫૦૦૦ ભર્યા છે. સીલ્વર ટ્રીંકેટ ફંડમાં રૂા. ૭૪૦ ભર્યા છે. તેમજ પ્રજાએ રૂા. ૧૮૦૦૦ના વૉર બોન્ડ લીધા છે વળી ગુજરાતના રાજ્યો તરફથી સ્પીટ ફાયર એરોપ્લેન રૂા. ૭૫૦૦૦ નું સેવામાં આવનાર છે. વડોદરામાં ગુજરાતના રાજ્યોના રેસીડન્ટે "વૉર ફંડ" ઉઘાડયો હતો તેમાં રૂા. ૫૦૦ આપી ના૦ મહારાજા પેટ્રન થયા છે. નામદાર મહારાજાના પેટ્રનેજ હેઠળ રેડક્રોસ સોસાયટી તથા બીજી સખાવતના કામો માટે મદદરૂપે ધરમપુર રાજ્યની "યુનાઇટેડ વેલ્ફેર સોસાયટી" ખોલવામાં આવશે. જેનો ઉદ્દેશ રૂા. ૩૦૦૦૦૦ જેવી ગંજાવર રકમ ભેગી કરવાનો છે.

**જાંબુઘોડાના રાણા**—જાંબુઘોડાના રાણા શ્રી૦ રણજીતસિંહજી ગંભીરસિંહજી તા૦ ૪થી જાન્યુઆરી ૧૮૯૨ ને રોજ જનમ્યા હતા. રાજકોટમાં કેળવણી લીધી હતી અને ૧૯૧૮ માં ગાદીએ બેઠા હતા. અખિલ ભારત ક્ષત્રીય મહાસભાના એઓ આશ્રયદાતા છે. બીજી કલબો ઉપરાંત મુંબઇની વિલીંગડન કલબના પણ એઓ સભાસદ છે. એમને એક ગાદીવારસ કુમાર છે.

**વાડાસીનોરના નવાબ સાહેબ બાબી શ્રી૦ જમીયતખાનજી બહાદુર**—એમનો જન્મ તા૦ ૧૦ મી નવેમ્બર ૧૮૯૪ ને રોજ થયો હતો અને ગાદી પર તેઓ ૧૯૧૫ ના ડીસેમ્બરમાં આવ્યા હતા. એમણે રાજકોટમાં સાક્ષરી અને દેહરાડુન માં લશ્કરી તાલીમ લીધી હતી, પણ તેઓ લડવૈયા બનવાને બદલે કવી અને સાક્ષર છે. એમની ઉર્દુ અને ગુજરાતી કવિતાઓએ તથા એમના નાટકોએ એમને ગુજરાતી સાક્ષરોમાં સારૂં સ્થાન અપાવ્યું છે. હમણાં એમને ત્રણ બેગમો છે, તેમાંથી વડાં બેગમને થયેલો પુત્ર બાળપણમાં મરણ પામ્યો હતો. સૌથી નાનાં બેગમને ત્રણ દીકરીઓ છે. દ-તક લેવાની સનદ નવાબસાહેબને મળેલી છે. એમનું રાજ્ય ગુજરાત એજન્સીમાં બીજા વર્ગનું છે.

**રાજપીપળાના મહારાજા**--રાજપીપળાના મહારાજા શ્રી વિજયસિંહજીનો જન્મ તા૦ ૩૦ મી જાન્યુઆરી ૧૮૯૦ ને રોજ



થયો હતો અને ગાદીએ તા૦ ૨૬ મી સપટેમ્બર ૧૯૧૫ માં આવ્યા હતા. કેળવણી રાજકોટમાં અને પાછળથી દેહરાદુનની લશ્કરી કોલેજમાં લીધી હતી. યુરોપ અને અમેરીકામાં એઓ બહુ ફર્યા છે અને ઇંગ્લેન્ડમાં આંબા ઉછેરવાનો પ્રયત્ન પણ કર્યો હતો. એમના રાજ્યમાં છેલ્લા બે દાયકાથી જંગલો કપાઇને ખેતીવાડીનો વિકાસ બારડોલી અને નવસારીના ખેડુતો મારફત ખુબ થયો છે અને હજી થાય છે. જંગલોમાં રેલ્વે લંબાય છે અને કપાસ લોઢવાનાં કારખાનાંઓ વધતાં જાય છે. એમના રાજ્ય માં અકીકના પત્થરોની ખાણો છે અને પ્રાચીન ગ્રીક ભુગોળવેત્તા ટોલેમીનો અકીકના પત્થરનો પ્યાલો એમના લીંબોદરા ગામની ખાણના પત્થરનો બનેલો હતો. રાજ્યમાં પ્રાથમીક કેળવણી મફત છે. વીધવાઓ અને લાચારો માટે સદાવ્રતો છે.

**જસદણના દરબાર**—જસદણના દરબાર શ્રી આલાખાચર તા૦ ૪ થી નવેમ્બર ૧૯૦૫ને રોજ જનમ્યા હતા, રાજકોટમાં કેળવાયા હતા, ૧૯૧૯ માં ગાદીએ આવ્યા હતા અને ૧૯૨૪ માં સ્વતંત્ર અખત્યાર પામ્યા હતા. આ રાજવંશ અયોધ્યાના પ્રાચીન સુર્યવંશી મહારાજા કરણશરૂતના પુત્ર કઠ ઉપરથી ઉતરી આવેલો છે, તેથી તેઓ કાઠી કહેવાય છે અને સૌરાષ્ટ્રનું નામ બદલીને કાઠીયાવાડ કરનારા એ લોકોજ છે. દરબારને બે કુમારો છે. રાજ્યમાં બધી જાતની કેળવણી મફત છે, દારૂની આયાત બંધ કરવામાં આવી છે. ખેડુતોને જમીનની વેચાણ હક સાથે માલેકી આપવામાં આવી છે અને શાહુકારોની વ્યાજખોરીથી તેઓને રક્ષણ આપવામાં આવે છે. પુખ્ત વયના મતધિકાર સાથે ગામેગામ પંચાયતો સ્થાપવામાં આવી છે.

**પાલણપુરના નવાબ**—પાલણપુરના નવાબ સાહેબ મહાખાન શ્રી તાલીમહમદ ખાનબહાદુર જી. સી. આઇ. ઇ., કે. સી. વી. ઓ. નો જન્મ તા૦ ૭ મી જુલાઇ ૧૮૮૩ ને રોજે થયો હતો. કેળવણી ખાનગીરાહે લીધી હતી. ગાદીએ ૧૯૧૮ માં આવ્યા હતા. એમનું રાજ્ય પુરાણું છે અને એમના ખાનદાનમાં ઉતરી આવેલાં એ ૨૯ મા રાજકર્તા છે. ૧૯૨૮ માં તેઓ પ્રજાસંઘની ધારાસભામાં હિંદના એક પ્રતિનિધિ તરીકે પધારી આવ્યા હતા. ૧૯૩૭ માં નામ૦ શહેનશાહની તાજપોષી વખતે તેઓ માનદ એડીકાં તરીકે સેવા બજાવવા ગયા હતા.

**બીકાનેરના મહારાજા**—હીઝ હાઇનેસ મહારાજા શ્રી૦ ગંગાસીંગજી બહાદુર, જી. સી. એસ. આઇ., જી. સી. આઇ. ઇ., જી. સી. પી. ઓ., જી. બી. ઇ., કે. સી. બી.—તેમનો જન્મ ૧૮૮૦ માં થયો હતો. અજમેરની મેયો કોલેજમાં કેળવણી લીધી હતી. કેમ્બ્રીજ, એડીનબરો, બનારસ અને હૈદ્રાબાદ (દખ્ખણ)ની યુનીવરસીટીઓની ઓનરરી એલ. એલ. ડી.ની ડીગ્રી



ધરાવે છે. તેઓ ૧૯ તોપોની સલામીનું માન ધરાવે છે. એઓ નામવર બ્રીટીશ લશ્કરના ઓ૦ જનરલ ઉપરાંત સેકન્ડ રોયલ લાનસર્સના ઓ૦ કર્નલ પણ છે ગયાં મહાન યુધ્ધમાં એ નામવરે ફ્રાંસ અને ઇજીપ્તના રણક્ષેત્ર ઉપર બજાવેલી સેવાઓ બાબે "ડીસ્પેચીઝ" માં બે વાર ઇશારો કરવામાં આવ્યા હતો તેમજ કે. સી. બી ના ખેતાબ ઉપરાંત કેટલીક લશકરી પદવીઓની નવાજેશ એઓ ઉપર કરવામાં આવી હતી. ૧૮૯૯–૧૯૦૦ ની સાલમાં પડેલા ભારે દુષ્કાળ દરમ્યાન બજાવેલી સેવાઓની સ્તુતી દાખલ એઓ ઉપર ફર્સ્ટ કલાસ કેસરે-હિંદ ગોલ્ડ મેડલની નવાજેશ થઇ હતી. એ નામવરે મરહુમ શહેનશાહ એડવર્ડ સાતમા, જયોર્જ પાંચમા અને જયોર્જ છઠ્ઠાની રાજ્યાભિષેકની ક્રિયાઓમાં (Coronations) હાજરીઓ આપી હતી હીંદની સેન્ટ્રલ રેકરૂટીંગ બોર્ડના એઓ એક સભ્ય છે. ૧૯૧૭ની ઇમ્પીરીઅલ વોર કેબીનેટમાં તેમજ ૧૯૧૯ ની પીસ કોનફરન્સમાં એ નામવરે હીંદના એક ડેલીગેટ તરીકે હાજરી આપી હતી. લંડન, એડીનબરો, માનચેસ્ટર અને બ્રીસ્ટોલ શહેરોનું એ નામવરે છુટાપણું મેળવ્યું છે. ૧૯૨૪ માં લીગ ઓફ નેશન્સની એસેમ્બલીના મળેલી બેઠકમાં હીદી રાજકર્તાઓ વતી તેમણે હાજરી આપી હતી. ૧૯૩૦ માં લીગ ઓફ નેશન્સની એસેમ્બલી સમક્ષ ગયલાં ઇન્ડીઅન ડેલીગેશનના એઓ લીડર હતા. એજ સાલમાં મળેલી ઇમ્પીરીઅલ કોનફરન્સમાં ગયલા હીંદના ત્રણ પ્રતિનિધીઓમાંના તેઓ એક હતા. હીંદના નરેન્દ્ર મંડળના તેઓ પહેલા ચાનસેલર (૧૯૨૧–૨૬) હતા. બનારસ હીંદુ યુનીવરસીટીના તેઓ એક પેટ્રન અને ચાનસેલર હતા.

૧૯૦૧ માં તેમની ઉપર કે. સી. આઇ. ઇ., ૧૯૦૪ માં કે. સી. એસ. આઇ., ૧૯૦૭ માં જી. સી. આઇ. ઇ., ૧૯૧૧ માં જી સી. એસ આઇ, ૧૯૧૮માં કે. સી. બી. (ઓ૦ મીલીટરી), ૧૯૧૯ માં જી. સી. પી. ઓ. અને ૧૯૨૧ માં જી. બી. ઇ. (મીલીટરી)ના ઉચ્ચ ખેતાબોની નવાજેશ થઇ હતી.

**ઇડરના મહારાજાધિરાજ શ્રી૦ હિંમતસિંગજી**—એમનો જન્મ તા૦ ૨ જી સપટેમ્બર ૧૮૯૯ ને રોજ થયો હતો



અને ૧૯૦૮ માં હજી તો જ્યારે પ્રાથમીક કેળવણી લેતા હતા ત્યારે એમનું લગ્ન જયપુર રાજ્યમાં આવેલા ખંડેલા ગામના રાજાની જ્યેષ્ટ કુમારી શ્રી જવાહર કુંવર સાહેબા સાથે થયું હતું. ઇડરનું રાજ્ય ૨૦૦ વર્ષ ઉપર જોધપુરના મહારાજાના બે ભાઇઓએ સ્થાપ્યું હતું. તેની નવમી પેઢીએ મહારાજા સર દોલત સિંગજી થયા હતા જેમનું ૧૯૩૧ માં મરણ થવાથી હિંમતસિંગજી એ વંશના દશમા રાજા તરીકે ગાદીએ બેઠા હતા. હિંમતસિંગજીએ ૧૯૧૧ થી ૧૯૧૬ સુધી અજમેરની મેયો કોલેજમાં શિક્ષણ લઇને પછી તરતજ રાજવહીવટમાં ઝંપલાવ્યું હતું એટલે મહારાજા થવા અગાઉજ એમને બહોળો અનુભવ મળી ગયો હતો. પોતાની રાજધાનીના શહેર હિમ્મતનગરને સુધારીને એમણે જોવાલાયક બનાવ્યુ છે. એમને બે રાજકુમારો છે.

**માંગરોલના શેખ**—માંગરોલના શેખ સાહેબ મહમદ જેહાંગીર મીયાંનો જન્મ તા૦ ૨૯ મી અકટોબર ૧૮૬૦ ને રોજ થયો હતો. એવણે કેળવણી રાજકોટમાં લીધી હતી. ગાદીએ સને ૧૯૦૮ માં આવ્યા હતા તેમને ૫ શેખજાદા અને ૫ શેખજાદીઓ છે. માંગરોલનો વહીવટ જુનાગઢના એક તાલુકા મિસાલ થાય છે પણ એને જુનાગઢથી સ્વતંત્ર બનાવવાના સવાલ ઉપર બ્રીટીશ સરકાર વિચાર ચલાવે છે.

**ઝાબુઆના રાજા**—ઝાબુઆના રાજા સાહેબ ઉદયસિંહ જોધપુરના રાઠોડ વંશમાંથી ઉતરી આવેલા છે પણ તેમને કાવાસા વંશના મર્હુમ રાજા ગોપાલસિંગે દત્તક લીધા હતા. ૧૮૯૮ માં તેમને રાજ્યનો અખત્યાર માંડયો હતો. ૧૯૦૭ માં સુંથના રાજાની બહેન સાથે, ૧૯૧૨ માં ધારીયાવાડના ઠાકોરની દીકરી સાથે અને તે પછી શીવપુરના રાજાની દીકરી સાથે, એમ ત્રણવાર લગ્ન કર્યાં છે.

**ખંભાતના નવાબ**—ખંભાતના નાજીમુદૌલા મુમાઝ-ઉલ-મુલ્ક મોમીન ખાનબહાદુર દીલાવરજંગ નવાબ મીરઝા હુસેન યાવેર ખાનબહાદુરનો જન્મ તા૦ ૧૬ મી મે ૧૯૧૧ ને રોજ થયો હતો અને ૪ વરસની બાળવયે તા૦ ૨૧ મી જાન્યુઆરી ૧૯૧૫ ને રોજ ગાદીપર આવ્યા હતા પણ ખરી સત્તા તેમને ૧૯૩૦ ના ડીસેમ્બરમાં આપવામાં આવી હતી. રાજકોટમાં કેળવણી લઇ શિક્ષકો સાથે એક વરસ યુરોપ પણ ફરી આવ્યા હતા.

**ભાવનગરના મહારાજા રાવલ શ્રી. કૃષ્ણકુમારસિંહજી**, કે. સી. એસ. આઇ — એમનો જન્મ તા૦ ૧૯ મી મે ૧૯૧૨ ને



રોજ થયો હતો. એઓ સાત વર્ષના થયા પહેલાં તો એમનાં માતા અને પિતા (મહારાજા સર ભાવસિંહજી) મરણ પામ્યાં એટલે રાજ વહીવટ સર પ્રભાશંકર પટણી, કર્નલ આર. સી. બર્ક, દી૦ બ૦ ત્રિભુવનદાસ કાળીદાસ ત્રિવેદી અને ખા૦ બ૦ એસ. એ. ઘોઘાવાળા, એઓની બનેલી કાઉન્સીલે મહારાજા પુખ્ત ઉમરના થયા ત્યાં સુધી (સને ૧૯૧૯ થી ૧૯૩૧ સુધી) ચલાવ્યો હતો. એમના રાજ્યે એક ખાસ અગત્યનું કામ કરી બતાવીને આખા દેશના બીજા રાજાઓ સમક્ષ ઉદાહરણ ધર્યું છે. એમના રાજ્યના ખેડુતોનું એકંદર દેવું રૂ. ૬૫ લાખ હતું. તેની પતાવટ રાજ્યે વચ્ચે પડીને કરીને શાહુકારોને અમુક અમુક રકમો ચુકવીને સર્વ ખેડુતોને ઋણ મુકત કર્યા છે. મહારાજાએ રાજકોટ તેમજ વિલાયતમાં શિક્ષણ મેળવ્યું હતું. એક ૯ વર્ષના વયે એમણે શિકારને લગતું એક ઇનામ મેળવ્યું હતું. એમણે કેળવણી વીલાયતમાં લીધી હતી. સને ૧૯૩૧ માં રાજકાજની એમને સંપૂર્ણ સત્તા મળી તેજ સાલમાં એમણે ગોંડલના યુવરાજનાં ત્રીજાં પુત્રી વિજયાબા સાથે લગ્ન કર્યાં હતાં. એમને બે રાજપુત્રો છે.

**કેરવાડાના ઠાકોર**—કેરવાડાના ઠાકોર સાહેબ સરદાર રાણાશ્રી માનસિંહજી ભાસાહેબ, બી. એ., બાર-એટ-લો નો જન્મ તા૦ ૧૦ મી માર્ચ ૧૯૦૪ ને રોજ થયો હતો અને ગાદીએ સને ૧૯૩૮ માં આવ્યા હતા. તેમણે રાજકોટની રાજકુમાર કોલેજ, અમદાવાદની ગુજરાત કોલેજ અને પુનાની ખેતીવાડીની કોલેજમાં શિક્ષણ લીધું હતું. સને ૧૯૨૬ માં સુરતના નવાબની ભત્રીજી સાથે લગ્ન કર્યાં પછી બે વર્ષ બાદ તેઓ લંડન ગયા અને ત્યાંથી બારીસ્ટર થઇ યુરોપના દેશોમાં ફરીને મુંબઇ આવ્યા અને હાઇકોર્ટમાં ઓરીજીનલ સાઇડપર બે વર્ષ પ્રેકટીસ કરી. ૧૯૩૬ માં ના૦ શહેનશાહ જ્યોર્જ છઠ્ઠાની તાજપોશી વખતે તેઓ બીજીવાર વિલાયત ગયા હતા અને પાછા ફરતાં મુસ્લીમ દેશોમાં ફરી આવ્યા હતા. વાગરા અને ભરૂચની ઘણી સંસ્થાઓ પર તેઓ ઓધ્ધેદાર હતા અને છે. પોતાના ખેડુતોનું એક લાખ રૂપીયાનું દેવું તેમણે માફ કર્યું છે. તેઓ જાતે મોલેસલામ ગરાસીઆ હોવાથી તેઓના મંડળના પણ ઉપ-પ્રમુખ છે.

**રાજકોટના ઠાકોરસાહેબ શ્રી. પ્રદ્યુમ્નસિંહજી**—રાજકોટ સંસ્થાનના રાજ્યકર્તા જે શાખામાંથી નવાનગરના જામ સાહેબ ઉતરી આવેલા છે તેજ શાખાના વંશજ છે. આ શાખાનો મુળપુરૂષ જાડેજા શ્રી૦ વીભોજી હતા. હાલના ઠાકોર સાહેબનો જન્મ ઇ. સ.



૧૯૧૩ ના ફેબ્રુઆરીની ૨૪ મી તારીખે થયો હતો. પંચગનીમાં પ્રાથમીક કેળવણી શરૂ કર્યા બાદ વધુ અભ્યાસ માટે તેઓશ્રી રાજકોટની રાજકુમાર કોલેજમાં દાખલ થયા હતા. સારી વર્તણુંક માટે તેમને આ કોલેજમાં સોનાનો ચાંદ એનાયત કરવામાં આવ્યો હતો. આ કોલેજમાં વધુમાં વધુ જેટલો અભ્યાસ થઇ શકે એટલો તેમણે પુરો કર્યો હતો. રમતગમતો અને તેમાં પણ ક્રીકેટ અને પોલોમાં તેઓ પ્રવીણ છે. હાલાર ક્રીકેટ કલબના તેઓ વર્ષો થયાં કેપ્ટન છે અને આખા હિંદુસ્થાનની મુસાફરી કરી છે. એઓશ્રી સ્વભાવે ઠંડા અને ગંભીર પ્રકૃતિના છે. રાજ્ય વહીવટમાં તેઓ ઘણો રસ લે છે. સાર્વભૌમ સત્તાએ તેમને રાજ્યકર્તાની પુર્ણ સત્તાઓ સોંપી છે. એમને નવ તોપોનું માન મળે છે. એમનું લગ્ન અગીયાલી (ભાવનગર)વાળા કુંવરી શ્રી નરેન્દ્રકુંવરબા સાથે થયું હતું. રાજકોટ સંસ્થાનનું ક્ષેત્રફળ ૨૮૨૪ ચોરસમાઇલ છે અને વસ્તી ૭૫૫૪૦ ની છે.

**રાધનપુરના નવાબ**—રાધનપુરના નવાબ સાહેબ મુરતઝાખાન જોરાવર ખાનબાબી બહાદુરનો જન્મ તા૦ ૧૦ મી અકટોબર ૧૮૯૯ ને રોજ થયો હતો. બાબી જાફરખાનને ગાદી સ્થાપ્યા પછી તેઓ દશમા રાજક-ર્તા આગલા નવાબ સાહેબ સર જલાલુદ્દીન ખાનજીના તેઓ ભત્રિજા તેમજ જમાઇ થાય છે અને ગાદીએ છેક સને ૧૯૩૭ માંજ આવ્યા હતા તેમણે કેળવણી રાજકોટમાં લીધી હતી. ૧૯૨૫ માં તેમણે પાલણપુરના નવાબની દીકરી સાથે અને ૧૮૨૯ માં નવાબ સર જલાલુદ્દીનની દીકરી સાથે લગ્ન કર્યું હતું. આ રાજ્ય બ્રીટીશને કે કોઇને ખંડણી આપતું નથી; ઉલટું પોતાના અતરાફના ૮ ગામો પાસેથી વાર્ષિક 'જમા" મેળવે છે.

**સંતના મહારાણા**—સંતના મહારાણા શ્રી જોરાવર સિંહજીનો જન્મ તા૦ ૨૪ મી માર્ચ ૧૮૮૧ ને દિને થયો હતો; ગાદીએ સને ૧૮૯૬ માં આવ્યા હતા પણ સંપુર્ણ અખત્યાર સને ૧૯૦૨ માં મળ્યો હતો. તેમણે કેળવણી રાજકોટમાં લીધી હતી. આ મહારાણા વિક્રમ અને ભોજના વંશજ (પરમાર રજપુત) છે. એમના યુવરાજ પ્રવિણસિંહજીનું લગ્ન કચ્છના યુવરાજની પુત્રી સાથે કરવામાં આવેલું છે.

**ગોંડલના મહારાજા**—ગોંડલના મહારાજા ભગવતસિંહજી જી.સી.એસ.આઇ., જી. સી. આઇ. ઇ., એમ. ડી. એફ. આર. સી. પી. ઇ., એમ. બી., સી. એમ., એમ. આર. સી. પી., ડી. સી. એલ. (ઓક્ષન), એલ. એલ. ડી. (એડીનબરો), એફ. આર. એસ. ઇ., એમ. આર. એ. એસ., એમ. આર. ઇ અને મુંબઇ યુનીવરસીટીના ફેલો. એમનો જન્મ સને ૧૮૬૫ માં



થયો હતો અને ૪ વર્ષની બાળવયે ગાદીએ આવ્યા હતા તો પણ સંપુર્ણ અખત્યાર સને ૧૮૮૪ માં મળ્યો હતો. એમના નામ પાછળની ડીગ્રીઓ માટે ભાગે વૈદ્યકીય છે જે એમણે વિલાયતમાં મેળવી હતી. આ દેશના વૈદ્યકીય શાસ્ત્રને આગળ વધારવા તેઓ બહુ હોંશ રાખે છે અને દેશી ઔષધો બનાવવા એમના આશ્રય હેઠળ ગોંડળમાં વર્ષોથી એક રસશાળા ચાલે છે. એમનાં રાજ્યમાં કેળવણી મફત અને સ્ત્રી કેળવણી ફરજીયાત અપાય છે. અનુભવી સાક્ષરો પાસે એમણે તૈયાર કરાવેલી ગુજરાતી વાંચનમાળાની ચોપડીઓ આજે અનેક દેશી રાજ્યોમાં અને બ્રીટીશ રાજ્યમાં વસતા ગુજરાતીઓમાં ચાલે છે. એમણે રચાવેલો ગુજરાતી શબ્દકોષ પણ સત્તાવાર ગણાય છે. એમના રાજ્યમાં કોઇ પણ પ્રકારનો વેરો નથી. એમનાં પત્ની શ્રી નંદકુંવરબા ધરમપુરના મહારાણા શ્રી૦ નારણદેવજીનાં પુત્રી છે. તેમની સ્ત્રી ઉધ્ધારની પ્રવૃત્તિની પીછાણમાં મહારાણી વીકટોરીયાએ આઇ. ઓ. સી. આઇ. નો ઇલ્કાબ આપ્યો હતો. આ મહારાજા વિષે રાજા વિક્રમના જેવી કેટલીક વાતો પ્રચલીત છે જેવી કે અંધારપીછોડો ઓઢીને રાત્રે નગરચર્ચા સાંભળવા નીકળવું.

**પાજોદના દરબાર**—પાજોદ કે જે કાઠીઆવાડના સરદારગઢ તાલુકામાં આવેલું છે તેના દરબાર ખાન શ્રી ઇમામુદ્દીન ખાન મુરતઝાખાનનો જન્મ તા૦ ૧૧ મી ડીસેમ્બર ૧૯૧૬ ને દિને માંગરોલ મધે થયો હતો; કેળવણી રાજકોટમાં લીધી હતી. ૧૯૩૬ માં બાંટવાના તાલુકદારની બેટી સાથે લગ્ન કર્યું હતું. દરબારના પિતાશ્રી એમને દોઢ વર્ષના મેલીને મરણ પામ્યા હતા તેથી માંગરોલના એમના મામાએ ઉછેરીને મોટા કીધા હતા. સગીર વયમાં ૧૯૩૫ સુધી એમની જાગીરનો વહીવટ સરદારગઢના દરબાર હસ્તક રહયો હતો જે હવે એમને મળ્યો છે. દરબારમાં સારામાઠા પ્રસંગ આવવે રૈયત પાસેથી ઘરૂવબક નામનો જે વેરો લેવાતો હતો તે તથા અમલદારો માટે જે ઝાંપલી વેરો લેવાતો હતો તે એમણે બંધ કર્યો છે. રૈયત પાસેનુ

રૂા. ૧૫૦૦૦ જેટલું લેણું માફ કર્યું છે. "મસ્તાન"ના તખલ્લુસથી પોતે ઉર્દુ ગઝલો લખે છે જે "રૂસવા"ને નામે પુસ્તકાકારમાં પ્રગટ કરવામાં આવશે. ગીરના જંગલમાં એમણે એકવાર દશ ફીટ લાંબા સિંહનો શિકાર કર્યો હતો.

**બનારસના મહારાજા** (સગીર) વિભુતિ નારાયણસિંહ બહાદુરનો જન્મ સને ૧૯૨૭ની ૫મી નવેમ્બરે થયો હતો. સને ૧૯૩૯ની ૫મી એપ્રીલે તેઓ ગાદીએ આવ્યા છે પણ સગીર વયના હોવાથી રાજ્યનો વહીવટ મી૦ સી. આર. પીટર્સ (પ્રમુખ), ખા. બ. એસ. અલી ઝામીન (ઉપ-પ્રમુખ), મી૦ વિશ્વનાથ પ્રસાદ (જુડીશિયલ એન્ડ એજ્યુકેશન મેમ્બર) તથા મી૦ બી. નીરખન્ડી પ્રસાદ નારાયણસિંહ (પેલેસ મેમ્બર)ની બનેલી કાઉન્સીલ દ્વારા ચાલે છે. બનારસનું રાજ્ય ખાડોહી, ચાકીઆ અને રામનગર એ ત્રણ જીલ્લાઓનું બનેલું છે અને યુકત પ્રાંતો ખાતેના બ્રીટીશ વહીવટના ધોરણેજ તેનો વહીવટ ચાલે છે.

**બગસરાના દરબાર**—રાજકોટમાં સત્યાગ્રહ કરવા ગયેલા ખુદ મ. ગાંધીજીને પણ નમતુ નહિ આપનાર ત્યાંના દિવાન વીરાવાળા કે જે સને ૧૯૩૯માં મરણ પામ્યા હતા તેના મોટાભાઇ રામવાલા મુલુવાલા બગસરાના દરબાર છે અને રાજકોટની તે વખતની રાજસભાના એક સભ્ય વાલેરાવાલા તે આ દરબાર રામવાલાના બીજા દીકરા થાય છે. દેવગામવાળા વાલા મંછાએ બગસરા જીતીને ત્યાં સને ૧૫૨૫માં પોતાનું રાજ્ય સ્થાપ્યું હતું; તે પરથી આ ખાનદાનની અટક "વાલા" પડેલી લાગે છે. દરબાર રામવાલાનો જન્મ સને ૧૮૮૫માં થયો હતો. કેળવણી રાજકોટમાં લીધી હતી. જેતપુરના બસીઆવાજસુરની પુત્રી હીરબાઇ સાથે લગ્ન કર્યું હતું; જેનાથી યુવરાજ ભાયાવાલા તથા કુમાર વાલેરાવાલાની પ્રાપ્તી થઇ હતી. ૧૯૦૮ થી દરબાર રામવાલાને બગસરાનો વહીવટ મળ્યો હતો. એમના ગામમાં રેશમી તથા સુતરાઉ કાપડના વણાટનો ઉદ્યોગ ચાલે છે.

**મુધોલના રાજ્યકર્તા**—શ્રીમંત રાજા ભૈરવસિંહ માલોજીરાવ ધોરપદે (સગીર) ઉદેપુરના શિશોદિયા મહારાણાઓના વંશજ છે. તેમનો જન્મ મુધોલ ખાતે તા૦ ૧૫મી અકટોબર ૧૯૨૯ને દિને થયો હતો. ના૦ વાઇસરોયની મંજુરીથી તેમના પિતાએ તા૦ ૯મી નવેમ્બર ૧૯૩૭ ને દિને ગાદીનો ત્યાગ કર્યો ત્યારથી તેઓ ગાદી ઉપર આવ્યા છે. પુનાની પ્રીપેરેટરી મીલીટરી સ્કુલમાં તેઓ શિક્ષણ લે છે. વેસ્ટગેઇટ-ઓ-સી (લંડન) ખાતેની ડ્રન સ્કુલમાં પણ તેઓ ૪ વર્ષ રહયા હતા અને સને ૧૯૪૧ના ફેબ્રુઆરી માસમાં દેહરાદુન ખાતેની ડ્રન સ્કુલમાં જોડાયા છે. તેમને ના૦ વાઇસરોયની મુલાકાત લેવાનો અધિકાર તેમજ ૯ તોપોની સલામીનો અધિકાર છે. રાજા સગીર છે તે દરમ્યામ રાજ્યનો કારોબાર રાજા સાહેબના માતુશ્રી રીજન્ટ રાણી સાહેબા લેડી પાર્વતીબાઇ (પ્રમુખ), રાજ્યના દિવાન (ઉપ-પ્રમુખ) અને બીજા ત્રણ સભ્યોના બનેલી કાઉન્સીલ ચલાવે છે.

**લુણાવાડાના ના૦ મહારાણા**—ના૦ મહારાણા શ્રી વીરભદ્રસિંહજી સાહેબ બહાદુરનો જન્મ તા૦ ૮ મી જુન ૧૯૧૦ ના દિને થયો હતો તેઓ તા૦ ૨૭



ઓકટોબર ૧૯૩૦ ના દિને ગાદી ઉપર આવ્યા હતા. રાજ્યનો વિસ્તાર ૩૮૮ ચોરસ માઈલ જેટલો છે. રાજ્યની વસ્તી (૧૯૪૧ ની વસ્તી ગણત્રી મુજબ) ૧૦૫૩૨૦ ની છે. ના૦ મહારાણાશ્રીને ૯ તોપની સલામીનું માન છે. ના૦ મહારાણા વીરભદ્રસિંહજી ચાલુકય વંશના વંશજ છે. તેમણે અજમેરની મેયો કોલેજમાં ઉંચ્ચ કેળવણી લઇ. હિંદુસ્તાનમાં અગત્યના સ્થળોની મુલાકાત લઇ પોતાના જ્ઞાનમાં સારો વધારો કરેલો છે. ક્રીકેટ, હોકી, ટેનીસ, શિકાર, ઘોડેસ્વારી વિગેરે રમતગમતોમાં તેઓએ ઉંડો રસ કોલેજમાં લીધો હતો, અને હરિફાઇમાં સારાં ઇનામો મેળવ્યાં હતાં. દહેરાદુનમાં તેમણે પ્રાથમીક લશ્કરી તાલીમ લઇ તે દિશામાં સારી પ્રગતિ કરેલી છે. બ્રિટિશ સરકાર તરફથી બ્રિટિશ સૈન્યના માનદ લેફટેનન્ટની પદવી તેઓને આપવામાં આવી છે.

તા૦ ૨૭ અકટોબર સને ૧૯૩૦ ના દિને તેઓ ગાદીનશીન થયા ત્યારથી તેઓએ પ્રજાપયોગી કામોમાં ઉંડો રસ બતાવ્યો છે.

ગામડાઓમાં વધારેના દવાખાનાંઓ ખોલી તબીબી સાધનોમાં વધારો કર્યો, ગામડામાં શાળાઓની સંખ્યામાં સંગીન વધારો કર્યો, માધ્યમિક કેળવણી મફત (ફ્રી) કરી, ગીરાસદારોનાં જુનાં દેવાં માફ કર્યાં. ગીરાસદારો માટે રજપુત છાત્રાલયની સ્થાપના કરી, તેમની કેળવણી માટે ખાસ વ્યવસ્થા કરી, નવાં પુસ્તકાલયો સ્થાપ્યાં, ખેડુતોની આર્થિક સ્થિતિ સુધારવા ખેડુત સહકારી બેન્ક સ્થાપી, જકાત તથા મહેસુલના દરમાં ઘટાડો કર્યો, અને વેપાર હુન્નરને ઉત્તેજન આપવા માંડયું.

નામદાર શહેનશાહની તાજપોષીના પ્રસંગે તેઓએ નામદાર મહારાણી સાહેબા સાથે વિલાયતમાં હાજરી આપી, યુરોપના અગત્યના બીજા દેશોમાં મુસાફરી કરી પોતાના જ્ઞાનમાં વૃધ્ધિ કરી છે.

પ્રજાને રાજકીય બાબતોમાં તાલીમ આપવાના શુભ ઉદ્દેશથી મ્યુનીસીપલ બોર્ડને પ્રજાકીય બનાવી, પ્રજા પ્રતિનિધિ સભાની સ્થાપના કરી, અને ગ્રામ્ય પંચાયતનો ધારો પસાર કર્યો.

જર્મની સાથેનો ચાલુ વિગ્રહ શરૂ થતાં નામદાર બ્રીટીશ સરકારને પોતાની અંગત સેવા તેમજ રાજ્યના સર્વ સાધનો અર્પણ કરયાં. રાજ્યની વાર્ષિક ઉપજના ૫ ટકા

વિગ્રહ દરમીઆન સહાય માટે પ્રતિ વર્ષ આપવાનું શરૂ કરયું. રેડક્રોસના, લંડનના મેયરના રાહતના અને બીજા અન્ય ફાળાઓમાં સ્ટેટમાંથી તથા ખાનગી ખર્ચમાંથી સુંદર રકમ આપી છે. આધુનીક જમાનાની વિગ્રહની ઉચ્ચ તાલીમ લેવા તેઓશ્રીએ વેલ્સ રેજીમેન્ટમાં જોડાઇ ત્રણ માસ સુધી દેવલાલી, મુંબઇ વિગેરે સ્થળે તાલીમ લીધી છે. તેઓશ્રી સરહદ પ્રાંતમાં અને જરૂર પડતાં હીંદ બહાર વિગ્રહમાં ઝંપલાવવા અતિ ઉત્સુક છે.

તેઓ સાહેબના સર્વ કાર્યોમાં નામદાર અ. સૌ. મહારાણી સાહેબા શ્રી મનહર કુંવરબા સાહેબા પ્રેરણા અને ઉત્સાહ આપી રહયાં છે. તેઓ સાહેબા વાંકાનેરના રાજવી કેપ્ટન નામદાર મહારાણા રાજ-સાહેબ શ્રી અમરસિંહજી સાહેબ બહાદુરના પુત્રી હોઇ ઉંચી કેળવણી લીધી છે. સંગીતનું સુંદર જ્ઞાન ધરાવે છે અને સ્ત્રી ઉન્નતિના કાર્યોમાં ઉંડો રસ લે છે.

નામદાર મહારાણા સાહેબને ૩ પુત્રો છે યુવરાજ શ્રી ભુપેન્દ્રસિંહજીની ઉંમર વર્ષ ૭, રાજકુમાર શ્રી ધીરેન્દ્રસિંહજીની ઉંમર વર્ષ ૫, અને રાજ્યકુમાર શ્રી પુષ્પેન્દ્રસિંહજીની ઉંમર વર્ષ ૩ાા ની છે. ત્રણે રાજ્યકુમારો પ્રાથમિક કેળવણી લઈ રહયા છે.

**ઇલોલના ઠાકોર**—ઇલોલના ઠાકોર શ્રી શીવસિંહજી વિજયસિંહજી ઝાલા મકવાણાનો જન્મ તા૦ ૩૧ મી ડીસેમ્બર ૧૯૧૦ ને દિને થયો હતો. ગાદીએ ૧૯૨૭ માં આવ્યા હતા પણ પુરો અખત્યાર ૧૯૩૫ માં મળ્યો હતો. સાદ-રાની કોલેજમાં સાત વર્ષ શિક્ષણ લઇ પછી તેઓ કર્નલ ગોર્ડનની દેખરેખ સાથે વિલાયત શીખવા ગયા હતા.

**આમોદના સરદાર નવાબ સર નહાર-સિંગજી ઇશ્વરસિંગજી**—તેઓ ગુજરાતના પહેલા વર્ગના સરદાર, અને મુંબઇ ઇલાકામાં આવેલા ભરૂચ જીલ્લાના આમોદ કસ્બાના ઠાકોર સાહેબ છે. એમનો જન્મ તા૦ ૨ જી એપ્રીલ ૧૮૭૬ ને રોજ થયો હતો, અને ગાદીપર તા૦ ૯ મી મે ૧૯૦૧ ને રોજ આવ્યા હતા એમનું પ્રથમ લગ્ન નેપાડના ઠાકોર સાહેબની દીકરી સાથે, બીજું લગ્ન વીરપુરના ઠાકોર સાહેબની દીકરી સાથે અને ત્રીજું લગ્ન કેરવાડાના ઠાકોર સાહેબની બહેન સાથે થયું હતું. મુંબઇની ધારાસભામાં તેઓ પહેલવહેલા ૧૯૦૯ માં ચુંટાઇને ઘણાં વરસો તેના સભાસદ રહયા હતા, અને દીલ્હીની વડી ધારાસભામાં ૧૯૩૧ માં ચુંટાઇને ૪ વરસ સભાસદ રહયા હતા. તે દરમ્યાન ૧૯૩૩ માં તેઓ યુરોપનો પ્રવાસ કરી આવ્યા હતા. ભરૂચના પહેલા વર્ગના માનદ મેજીસ્ટ્રેટ અને જીલ્લા લોકલબોર્ડના પ્રમુખના હોદ્દા પણ તેમણે ભોગવ્યા છે. અંબાલામાં સને ૧૯૩૦ માં આખા હિંદના મુસ્લીમ રજપુતોની પરિષદ મળી હતી તેનું પ્રમુખસ્થાન એમને મળ્યું હતું. ૧૯૨૭ માં લાહોરમાં અંજુમન હિમાયતે ઇસ્લામની ૪૧ મી વાર્ષિક સભાનું પ્રમુખ-સ્થાન પણ તેમણે શોભાવ્યું હતું. એ સભામાં એક લાખ માણસો ભેગાં થયાં હતાં સને ૧૯૩૮ થી તેઓ ગુજરાતના જમીનદારોના મંડળના પ્રમુખ છે. ગુજરાતના મોલેસલામ ગરાસીયાઓના વડા તેઓ છે. નવાબનો ઇલ્કાબ તેમને સને ૧૯૨૯ માં મળ્યો હતો; અને નાઇટહુડ (સર)નો ઇલ્કાબ સને ૧૯૩૮ માં મળ્યો હતો.

**નવાનગરના મહારાજા**—ના૦ મહારાજા શ્રી૦ લેફ-કર્નલ સર દીગ્વીજયસિંહજી જાડેજા—એમનો જન્મ ૧૮૯૫ માં થયો



હતો. મરહુમ મહારાજા શ્રી૦ રણજીતસિંહજીના દત્તક પુત્ર તરીકે ૧૯૩૩ માં ગાદીએ આવ્યા હતા અને તે પછી કે. સી. એસ આઈ. અને જી. સી. આઇ. ઇ. ના ઇલ્કાબ મેળવ્યા હતા. એમણે રાજકોટની રાજકુમાર કોલેજમાં અને લંડનની માલ્બર્ન અને યુનીવરસીટી કોલેજોમાં અભ્યાસ કર્યો હતો. ૧૯૩૫ માં સીરોહીના મહારાવ સાહેબની પુત્રી સાથે એમણે લગ્ન કર્યાં હતા. એમને ગાદીવારસ પુત્રની પ્રાપ્તી થઇ છે. એમનું નામ મહારાજકુમાર શ્રી૦ શત્રુશલ્યસિંહજી છે ને એમનો જન્મ ૧૯૩૯ માં થયો હતો. ના૦ જામસાહેબે લશ્કરી તાલીમ લીધી છે અને કેપ્ટનને પદે પહોંચ્યા હતા. અત્યારે નરેન્દ્ર મંડળના પ્રમુખનો ઓધ્ધો તેઓશ્રી દીપાવી રહયા છે.

રાજ્યની આવક આશરે રૂ. ૯૦ લાખની છે. રાજ્યમાં મુખ્ય બંદર બેડી છે અને તેથી રાજ્યને સારી આવક છે. જામનગર-દ્વારકા રેલ્વે પણ તેમની છે.

**ભાદરવાના ઠાકોર**—ભાદરવાના શ્રીમંત ઠાકોર સાહેબશ્રી નટવરસિંહજી રણજીતસિંહનો જન્મ તા૦ ૧૯ મી નવેમ્બર ૧૯૦૩ ને રોજ થયો હતો, અને ગાદીએ સને ૧૯૩૫ માં આવ્યા હતા. આ ઠાકોર ગુજરાતના છેલ્લા સ્વતંત્ર રજપુત રાજા કરણવાઘેલાના વંશજ ગણાય છે, અને પાછળથી મુસલમાનોના તથા મરાઠાઓના ઘણાયે હુમલા થવા છતાં રાજ્યે પોતાની સ્વતંત્રતા ટકાવી રાખી હતી. ભાદરવા ગામ મહી નદીને કાંઠે આવેલું છે. ઠાકોર સાહેબે કેળવણી રાજકોટમાં લીધી હતી અને ૧૯૩૦ માં રાજપર (કાઠીયાવાડ)નાં કુંવરી સાથે લગ્ન કર્યું હતું. રાજ્ય નાનું છે. પણ કેળવણીમાં પ્રગતિવાન છે.

**વરસોડાના ઠાકોર**—વરસોડાના ઠાકોર શ્રી જોરાવરસિંહજી સુરજમલજી ચાવડા તા૦ ૧૭ મી એપ્રીલ સને ૧૯૧૪ માં જનમ્યા હતા, સાદરા અને અજમેરની કોલેજમાં કેળવાયા હતા, ૧૯૩૨ માં વાંસદાના મહારાજાની ભત્રીજી સાથે પરણ્યા હતા અને ૧૯૩૩ માં ગાદીએ આવ્યા હતા.

**વાંકાનેરના મહારાણા**—ના૦ મહારાણાશ્રી અમરસિંહજી બહાદુર કે. સી. એસ. આઇ., કે. સી. આઇ. ઇ.—એમનો જન્મ તા૦ ૪ થી જાન્યુઆરી ૧૮૭૯ ને રોજ થયો હતો. ૧૮૮૧ માં ગાદીએ આવ્યા હતા પણ સત્તા સને ૧૮૯૯ માં મળી હતી. તેમણે રાજકોટની રાજકુમાર કોલેજમાં કેળવણી લીધેલી. ગાદીવારસ મહારાજકુમાર શ્રી. પ્રતાપસીંઘજી છે.

**ઝાલાવાડના રાણા,** લેફ. નાo ધર્મ-દિવાકર પ્રજાવત્સલ મહારાજ રાણા સર શ્રી. રાજેન્દ્રસીંહજીદેવ બહાદુર, કે. સી. એસ. આઇ., એમ. આર. એ. એસ., એ. આર. પી. એસ., એફ. આર. જી. એસ., એફ. ઝેડ. એસ., એફ. આર. એચ. એસ., એફ. આર. એજી. એસ.,— એમનો જન્મ ૧૯૦૦ માં થયો હતો ૧૯૨૯ માં તેઓ ગાદીએ આવ્યા હતા. અજમેરની મેયો કોલેજમાં એમણે કેળવણી લીધા પછી ઓક્ષફર્ડ યુનીવર્સીટીની સ્કુલ ઓફ રૂરલ ઇકોનોમીમાં વધુ અભ્યાસ કર્યો હતો. હૈદ્રાબાદ રેજીમેન્ટમાં એમણે ભાગ લીધો છે. ૧૯૨૯ માં બલુચીસ્તાનના સેન્ડેમન કિલ્લામાં હતા. શિકારના શોખીન છે, સંગીત ખેતીવાડી, કવિતા અને લલીત કળાનો એમને શોખ છે. રાણા સાહેબ રોયલ ઇન્સ્ટીટયુટ ઓફ ગ્રેટબ્રિટન, બોમ્બે નેચરલ હીસ્ટરી સોસાયટી, લંડનની ઇસ્ટ ઇંડીઆ એસોસીએશન, બ્રિટિશ એસોસીએશન ફોર ધી એડવાન્સમેંટ ઓફ સાયન્સ, વેસ્ટર્ન ઇંડીઆ સ્ટેટસ ક્રીકેટ એસોસીએશન (રાજકોટ), કેનેલ કલબ ઓફ ઇંડીઆ (દહેરાદુન), વેસ્ટર્ન ઇંડીઆ આટોમોબાઇલ એસોસીએશન (મુંબઇ), ઓટોમોબાઇલ એસોસીએશન (લંડન), રોયલ એશીઆટીક સોસાયટી ઓફ લંડન, કલકત્તાની કલકત્તા લીટરરી સોસાયટી ઉપરાંત લંડનની અને હિંદની ખેતીવાડી વિષયક સંસ્થાઓના સભ્ય છે. ઘણી કલબોમાં સભ્ય છે. એ ઉપરાંત ૧૯૩૨–૩૭ માં નરેન્દ્ર મંડળની સ્ટેન્ડીંગ કમીટીના સભ્ય હતા. ૧૯૩૪–૩૬ માં ઓલ ઇંડીઆ ક્ષત્રીય મહાસભાના પ્રમુખ હતા. સામુદાયીક શિક્ષણમાં નાo રાણા સાહેબ ઊંડો રસ લે છે. ગાદીવારસ મહારાજકુમાર શ્રી. હરિશ્ચંદ્ર બહાદુરનો જન્મ ૧૯૨૧ માં ઓક્ષફર્ડ ખાતે થયો હતો.

**જંજીરાના નવાબ,** નાo સીદી મુહમદખાન—એમનો જન્મ ૧૯૧૪ માં થયો હતો. તેઓ ૧૯૨૨ માં ગાદીએ આવ્યા હતા પણ ૧૯૩૩ માં એમને રાજ્યવહિવટની પુર્ણ સત્તા પ્રાપ્ત થઇ હતી. નવાબ સાહેબે રાજકોટની રાજકુમાર કોલેજમાં અભ્યાસ લેવાની શરૂઆત કરી હતી. ૧૯૩૦ માં માન સાથે ડીપ્લોમાં મેળવ્યા પછી પુનાની ડેકકન કોલેજમાં રાજકારણ, રાજવહિવટ અને ખેતીવાડી વિષયક કેળવણી મેળવી હતી અને માઇસાર રાજ્યમાં રાજ્યવહીવટની વધુ તાલીમ લીધી હતી. ૧૯૩૩ માં મધ્ય હિંદના ઝાવરા રાજ્યની શાહજાદી સાથે એમણે લગ્ન કર્યાં હતાં

રાજ્યની આવકનો આધાર ખેતીવાડી, જંગલ, આબકારી અને કસ્ટમ્સપર છે. કાઠીઆવાડમાં પણ નવાબ સાહેબનો થોડોક વીસ્તાર છે અને તે વીસ્તારનું જાફરાબાદ બંદર સારી આવક આપે છે.

**બીલખાના દરબાર**—બીલખાના દરબારશ્રી રાવતવાલા સાહેબ કે જેઓ કાઠી જાતિના ઓઘડવીરાણી વંશના છે તેમનો જન્મ તાo ૧૯મી જાન્યુઆરી ૧૯૦૬ ને રોજ થયો હતો. બીલખાના આગલા દરબારશ્રી કંથડવાલા સને ૧૯૨૩ માં નિઃસંતાન મરણ પામ્યા હતા એટલે ભાગદારો અને ભાયાતો બીલખાના વારસા માટે લડયા, તેમાં રાવતવાલા સાહેબને ફતેહ મળી, અને ૧૯૨૮ માં (જાન્યુઆરી) તે ગાદીએ આવ્યા. તેજ

સાલમાં (ફેબ્રુઆરી) એમણે દેવકુંવરબા સાથે લગ્ન કર્યાં અને તેજ સાલમાં (નવેમ્બર) પુત્ર પ્રાપ્તિ પણ થઇ શિકાર અને યુરોપીયન રમતગમતોમાં તેઓ બહુ કુશળ છે.

**મોરબીના મહારાજા**—ના૦ મહારાજા શ્રી૦ લખધીરજી બહાદુર, જી. બી. ઇ., કે.સી.એસ.આઇ.—એમનો જન્મ ૧૮૭૬



માં થયો હતો. એમણે હિંદ અને ઇંગ્લાંડમાં ખાનગી કેળવણી લીધી હતી. ૧૯૨૨ માં તેઓ ગાદીએ આવ્યા હતા. એમને બે કુમાર છે. ગાદીવારસનું નામ યુવરાજ શ્રી૦ મહેન્દ્રસિંહજી છે.

રાજ્યની આવક રૂ. ૫૦ લાખની છે. મુખ્ય બંદર નવલખી છે, ત્યાં યુરોપ, જાપાન, જાવા, અમેરીકા અને હિંદી બંદરોએથી સ્ટીમરોની આવ જા થાય છે. રાજ્યમાં રાજ્યનીજ માલેકીની ૧૩૩ માઇલની રેલ્વે અને ૬૩ માઇલની ટ્રામ્વે લાઇન છે. રાજ્ય માં ટેલીફોન સર્વીસ પણ છે.

રાજ્યમાં લીમીટેડ કંપનીઓ પણ છે અને રૂ, મીઠું વિગેરેના ઉદ્યોગો છે. કોટન પ્રેસીંગ અને જીનીંગ ફેકટરીઓ ઉપરાંત પરશુરામ પોટરી વર્કસ લી૦, મોરબી સોલ્ટ વર્કસ, રેલ્વે વર્ક સોપ, ઇલેકટ્રીક પાવર હાઉસ, ન્યુ લખધીરજી સ્પીનીંગ એન્ડ વીવીંગ મીલ્સ, શ્રી. મહેન્દ્રસિંહજી ગ્લાસ વર્કસ, મયુર મેટલ વર્કસ, ધી બોન ફેકટરી, ધી મોરબી મેચ વર્કસ, હાર્ડવેર એન્ડ ફીટીંગ્સ મેન્યુફેકચરીંગ ફેકટરી, ધી કાઠીઆવાડ પેઇન્ટ વર્કસ અને ઓઇલ મીલ્સ પણ છે.

પ્રાથમીક અને માધ્યમીક કેળવણી મુફત છે.

**દાતીઆના મહારાજા,** લેફ-કર્નલ ના૦ મહારાજા લોકેન્દ્ર સર ગોવિંદસીંઘ જુદેવ બહાદુર, જી. સી. આઇ. ઇ., કે. સી. એસ. આઇ.,—એમનો જન્મ ૧૮૮૬ માં થયો હતો. ૧૯૦૭ માં તેઓ ગાદીએ આવ્યા હતા. સેન્ટ જોન એમ્બ્યુલન્સ એસોસીએશન રેડક્રોસ સોસાયટી, ગર્લગાઇડ એસોસીએશન વિગેરે અખીલ હિંદ સંસ્થાઓના સ્હાયક છે અને ક્રીકેટ કલબ ઓફ ઇંડીઆના સભ્ય છે. એમણે ગત મહાયુધ્ધમાં ૭ લાખ જેટલી મોટી રકમ આપી હતી. ન્યુ દિલ્હીમાં મુકવા માટે એમણે લોર્ડ રીડીંગનું બાવલું હિંદી સરકારને ભેટ આપ્યું હતું. ના૦ મહારાજાએ પોતાના રાજ્યમાં હોસ્પીટલ અને શાળાના સુંદર મકાનો બંધાવ્યાં છે. શિકારના શોખીન છે. એમણે દક્ષીણ આફ્રીકામાં ૧૯૧૨-૧૩ માં પ્રવાસ કર્યો હતો. ૧૯૩૩ માં ના૦ મહારાજાએ પોતાની સીલ્વર જુબીલી ઉજવી હતી.

**દાંતાના મહારાજા**—મહારાજા શ્રી. ભવાનીસિંહજી સાહેબ બહાદુર, કે. સી. એસ. આઇ.—એમનો જન્મ તા૦ ૧૩ મી સપ્ટેમ્બર ૧૮૯૯ને દિને થયો હતો.



એમણે અજમેરની મેયો કોલેજમાં કેળવણી લીધી હતી અને તા૦ ૧૦ મી માર્ચ ૧૯૨૬ને રોજે ગાદીએ આવ્યા હતા. ના૦ મહારાજા આરાસુરી અંબામાતાના ભકત છે.

**વાંસદાના મહારાવલજી**—વાંસદાના મહારાવલજી શ્રી. ઇન્દ્રસિંહજી પ્રતાપસિંહજીનો જન્મ તા૦ ૧૬ મી ફેબ્રુઆરી ૧૮૮૮ને દિને થયો હતો. કેળવણી રાજકોટની રાજકુમાર કોલેજમાં લીધી હતી અને ગાદીપર તા૦ ૧૧મી નવેમ્બર ૧૯૧૧ને રોજ આવ્યા હતા. માણુસાના રાવલજીશ્રીનાં પુત્રી શ્રીમતી આનંદકુંવરબા સાથે એમણે લગ્ન કર્યું હતું. તેમના ગાદીવારસ યુવરાજ આજે ચૌદેક વરસના છે.

**માણુસાના રાવલજી**—માણુસાના રાવલજી શ્રી. સજ્જનસિંહજીનો જન્મ સને ૧૯૧૧માં થયો હતો. કેળવણી અજમેરની મેયો કોલેજમાં લીધી હતી અને ગાદીએ ૧૯૩૪માં આવ્યા હતા. માણુસાના રાજકર્તાઓ પોતાને વનરાજ ચાવડાના વંશજો તરીકે ઓળખાવે છે. રાવલજી વાંકાનેરના મહારાણાની કુંવરી સાથે લગ્ન કર્યા બાદ સને ૧૯૩૫-૩૬ માં યુરોપ અને અમેરીકા ફરી આવ્યાં હતાં. અત્યારે તેમને એક ગાદીવારસ કુમાર છે. મહારાજાની મોટી બેન વાંસદાના મહારાવલજી સાથે અને નાની બહેન લખતરના યુવરાજ સાથે પરણેલી છે.

**કચ્છના મહારાવ**—ના૦ મહારાજાધીરાજ મીરઝા મહારાવ શ્રી. ખેંગારજી સવાઇ બહાદુર, જી. સી. એસ. આઇ., જી. સી. આઇ. ઇ.—એમનો જન્મ ૧૮૬૬ માં થયો હતો. ૧૮૭૬માં તેઓ ગાદીએ આવ્યા હતા અને ૧૮૮૫માં એમને રાજ્યની સંપુર્ણ સત્તા મળી હતી. એમણે ઘેર ખાનગી કેળવણી લીધી હતી. ૧૯૨૧માં લંડનમાં ઇમ્પીરીઅલ કોન્ફરન્સ તથા જીનીવામાં પ્રજાસંઘની બેઠકમાં હાજરી આપી હતી. ના૦ મહારાવ ૧૯૩૧માં બીજી ગોળમેજી પરિષદમાં પણ હાજર રહયા હતા. ગાદીવારસ મહારાજકુમાર શ્રી. વિજયરાજજી છે.

રાજ્યનું ક્ષેત્રફળ ૮૨૪૯૫ ચોરસ માઇલ છે અને કચ્છનું રણ ૯૦૦૦ ચોરસ માઇલ છે, એ જુદું. આવક આશરે ૩૨ લાખ છે.

**જુનાગઢના નવાબ**—ના૦ નવાબ સાહેબ કેપ્ટન સર મહબત ખાનજી રસુલખાનજી ત્રીજા, જી. સી. આઇ. ઇ., કે. સી. એસ. આઇ.—એમનો જન્મ તા૦ ૨ જી આગસ્ટ ૧૯૦૦ ને રોજ થયો હતો. એમના



પિતા રસુલખાનજીનાં મરણથી એઓ ગાદીએ ૧૯૧૧ માં આવ્યા હતા પણ સંપુર્ણ સત્તા ૧૯૨૦ માં મળી હતી. ૧૯૧૩ માં એઓ વિલાયત જઇ આવ્યા અને પછી અજમેરની મેયો કોલેજમાં જોડાયા. એમનું રાજ્ય કાઠીઆવાડમાં સૌથી મોટું છે. રાજ્ય પાસે પોતાની બેન્ક, રેલ્વેઓ અને પોતાનાં બંદરો છે. પોતાનું ટપાલ વીજળીખાતું છે. આખા એશીયાખંડમાં સિંહુની વસ્તી ફકત એમના રાજ્યમાં આવેલાં ગીરનાં જંગલોમાં રહી છે અને તેને મોટો ખર્ચ કરી જાળવી રાખવામાં આવે છે. એજ પ્રમાણે એમના ગીરના બળદોની ઓલાદ પણ સર્વોત્તમ લેખાય છે.

ગાદીવારસ શાહુઝાદા મહમદ દીલાવર ખાનજીનો જન્મ ૧૯૨૨ માં થયો હતો.

રાજ્યનું મુખ્ય બંદર વેરાવળ છે અને આવક આશરે રૂ. એક કરોડની છે.

**કુચબીહારના મહારાજા**—ના૦ જગદીપેન્દ્ર નારાયણભુપ બહાદુર—એમનો જન્મ તા૦ ૧૫ મી ડીસેમ્બર ૧૯૧૫ ને દિને થયો હતો અને તા૦ ૨૦ મી ડીસેમ્બર ૧૯૨૨ ને રોજ ગાદીએ આવ્યા હતા. એમને સંપુર્ણ સત્તા સને ૧૯૩૬ માં મળી હતી. તેમણે વિલાયતમાં હેરોનેકેમ્બ્રીજ ખાતે કેળવણી લીધી હતી. એમના માતાજી તે મર્હુમ મહારાજા સર સયાજીરાવ ગાયકવાડનાં પુત્રી થાય છે. મહારાજાને એક ભાઇ અને ત્રણ બહેનો છે.

રાજ્યની આવક ૩૪ લાખ છે. સ્ટેટ કાઉન્સીલના પ્રમુખ તરીકે ના૦ મહારાજા પોતે બીરાજે છે. રાજ્યમાં લેજીસ્લેટીવ કાઉન્સીલની સ્થાપના થઇ છે, એમાં બીનસરકારી બહુમતી રહે એ માટે બીન–સરકારી સભ્યોની સંખ્યા વધારવામાં આવી હતી.

**મુલીના ઠાકોર**—મુલીના ઠાકોર સાહેબશ્રી હરિશ્ચંદ્રસિંહજી તા૦ ૧૦ મી જુલાઇ ૧૮૯૯ ને રોજ જનમ્યા હતા અને ૧૯૦૫ માં બાળવયે ગાદીએ આવ્યા હતા. રાજકોટમાં કેળવણી લીધી હતી. ૧૯૨૦ માં કોટા રાજ્યમાં આવેલી કુનાદીની જાગીરના માલેકીની પુત્રી શ્રી. નંદકુંવરબા સાથે લગ્ન કીધું હતું. એમને બે કુમારો છે.

**મંડીના રાજા,** મેજર ના૦ રાજા સર જોગીન્દ્ર સેન બહાદુર, કે. સી. એસ. આઇ. એમનો જન્મ ૧૯૦૪ માં થયો હતો.



તેઓ ૧૯૧૩ માં ગાદીએ આવ્યા હતા પણ ૧૯૨૫ માં એમને રાજ્ય વહીવટની સંપુર્ણ સત્તા સોંપાઇ હતી. રાજા ચંદ્રવંશી રજપુત કુળના છે અને ઇંદ્રપ્રસ્થ (દીલ્હી) પર હજાર વર્ષ પર રાજ્ય કરનારા રાજાના વંશજ છે. રાજાએ લાહોરની કવીન મેરીસ કોલેજ અને એઇચીસન કોલેજમાં અભ્યાસ કર્યો છે ૧૯૨૩–૨૪ માં એમણે લાહોરમાં વહીવટી અને ન્યાયખાતાંની તાલીમ લીધી છે. એમણે બે વાર લગ્ન કરયું હતું. ૧૯૨૩ માં કપુરથલાના મહારાજાની એકની એક પુત્રી સાથે અને બીજીવાર ૧૯૩૦ માં રાજપીપળાના કુનવાર પૃથ્વીરાજસિંહની પુત્રી સાથે. યુરોપના દેશોનો પ્રવાસ કર્યો છે, છઠ્ઠા જ્યોર્જના રાજ્યારોહણ પ્રસંગે હાજરી આપી હતી. ગાદીવારસ શ્રી૦ યુવરાજ યશોધનસિંહનો જન્મ ૧૯૨૩ માં થયો હતો.

**કોટાહના મહારાવ,** ના૦ મહારાજાધીરાજ મહારાજ મહીમહેન્દ્ર મહારાવરાજા શ્રી. કર્નલ સર ઉમેદસીંહજી સાહીબ બહાદુર, જી. સી. એસ. આઇ., જી. સી. આઇ. ઇ, જી. બી. ઇ, એલ એલ. ડી.,—એમનો જન્મ ૧૮૭૩ માં થયો હતો અને ૧૮૮૯ માં ગાદીએ આવ્યા હતા એમણે અજમેરની મેયો કોલેજમાં અભ્યાસ કર્યો હતો. એમણે ઉદેપુરના મહારાણા ફતેહસીંહજી સાહેબની પુત્રી સાથે ૧૮૯૨ માં લગ્ન કર્યાં હતાં. ૧૮૯૩ માં તેમનું અવસાન થતાં ૧૮૯૭ માં કચ્છના મહારાવ સાહેબની પુત્રી સાથે ફરી લગ્ન કર્યું હતું. એ પણ અવસાન પામતાં ૧૯૦૮ માં ઇસરદાના ઠાકુર સાહેબની બ્હેન સાથે ત્રીજીવાર લગ્ન કર્યું હતું. ગાદીવારસ મહારાજકુમાર ભીમસીંઘજી સાહેબનો જન્મ ૧૯૦૯ માં ત્રીજીવારના લગ્નથી થયો હતો. કુમારે અજમેરની મેયો કોલેજમાં ડીપ્લોમાં મેળવી છે. એમણે બીકાનેરના મહારાજા ગંગાસીંઘજીની પુત્રી સાથે લગ્ન કર્યાં છે અને ૧૯૩૪ માં એક પુત્ર નામે બ્રીજરાજસીંઘજીનો જન્મ થયો છે. મહારાવ ચૌહાણ રજપુત છે અને બુંદી કુટુંબના વંશજ છે. અત્યારના રાજકર્તાના વખતમાં રાજ્યે સારી પ્રગતિ કરી છે. રાજ્યમાં ૧૩૬ શાળાઓ, ૩૩ દવાખાના અને ૪૫૧ સહકારી સંસ્થાઓ છે.

રાજ્યની આવક રૂ. ૫૩ લાખ ૬૮ હજારની છે.

**બારીઆના મહારાવલશ્રી સર રણજીતસિંહજી**—એમનો જન્મ તા૦ ૧૦ મી જુલાઈ ૧૮૮૬ ને દિને થયો હતો. તેમને



રાજકોટ, દેહરાદુન અને વિલાયતમાં કેળવણી મળી હતી. એમનું લગ્ન સને ૧૯૦૫ માં રાજપીપળાના મર્હુમ મહારાજાની પુત્રી શ્રીમંત તખ્તકુંવરબા સાથે થયું હતું. એમને એક પાટવીપુત્ર છે અને પાટવીને ત્યાં બે રાજપુત્રો છે. એમનું ખાનદાન ચાંપાનેરના ચોહાણ રાજકર્તાઓ કે જેઓ પાપા પતિઓને નામે પ્રખ્યાત હતા, તે પરથી ઉતરી આવેલું છે. મહારાવલશ્રી ૧૯૦૮ માં ગાદીએ આવ્યા હતા. ૧૯૧૪–૧૮ ની યુરોપીય લડાઇમાં તેઓ ફ્રાન્સ અને ફ્લાન્ડર્સમાં લડી આવ્યા હતા અને ૧૯૧૯ ની અફઘાન લડાઇમાં પણ જઇ આવ્યા હતા. મહારાવલશ્રી પોતે બ્રીટીશ સરકાર કે બીજા કોઇ પણ દેશી રાજ્યને કંઇ ખંડણી આપતા નથી પણ તેથી ઉલટું બ્રીટીશ પંચમહાલ જીલ્લાના દાહોદ, કલોલ અને હાલોલ તાલુકાઓની આવકમાંથી પોતે ચોથ મેળવે છે. મહારાવલશ્રીને વાઘનો શિકાર કરવાનો બહુ શોખ છે.

**બહાવલપુરના નવાબ**—મેજર ડો૦ રૂકન-ઉદ-દૌલા, નસ-રત-ઇ જંગ, સૈફ-ઉદ-દૌલા, હાફીઝુલ મુલ્ક, મુખલીસ-ઉદ-દૌલા વા મોઇન-ઉદ-દૌલા અલ-હજ નવાબ સર સાદીક મોહમદ ખાનસાહેબ બહાદુર અબ્બાસી વી., એલ એલ. ડી., જી. સી. આઇ. ઇ., કે. સી. એસ. આઇ., કે. સી. વી. ઓ.—એમનો જન્મ ૧૯૦૪ માં થયો હતો. ૧૯૦૭ માં તેઓ ગાદીએ આવ્યા હતા. તેમણે લાહોરની ઍચીસન ચીફ્સ કોલેજમાં વિદ્યાભ્યાસ કર્યો હતો. ૧૯૨૧ માં લગ્નગ્રંથીથી જોડાયા હતા. ૧૯૨૪ માં તેમને રાજ્યવહિવટની સંપુર્ણ સત્તા મળી હતી. નરેન્દ્રમંડળની સ્ટેન્ડીંગ કમીટીના નવાબ સાહેબ સભ્ય છે. ૧૯૨૧ માં જ્યારે પ્રીન્સ ઓફ વેલ્સે હિંદની મુલાકાત લીધી હતી ત્યારે તેઓ એમના એડીકાં હતા. લશ્કરમાં એમણે ભાગ લીધો છે અને માનદ મેજરની પદવી પણ મળી છે. એમણે ઘણીવાર યુરોપનો પ્રવાસ કર્યો છે. ઇંગ્લાંડ જાય ત્યારે દરેક વખતે એમને ના૦ શહેનશાહની મુલાકાતનું માન મળે છે.

પંજાબનાં મુસ્લીમ રાજ્યોમાં એમનું રાજ્ય સૌથી મોટું છે. બગદાદ અને કેરોના અબ્બાસાઈડ ખલીફના સીધા વંશજ છે એમના ગાદીવારસ શાહીબઝાદા મહમદ અબ્બાસ ખાનસાહીબ બહાદુર છે.

રાજ્યની આવક રૂ. ૧,૨૧,૩૦,૦૦૦ની છે.

**પાલીતાણાના ઠાકોર**—ના૦ ઠાકોર-સાહેબ શ્રી સર બહાદુરસિંહજી કે. સી. આઇ. ઇ. ભાવનગરના રાજકર્તાઓના વંશના ગોહેલ રાજપુત છે. એમનો જન્મ તા૦ ૩ જી એપ્રીલ ૧૯૦૦ ને રોજ થયો



હતો. ૫ વર્ષની વયે એઓ ગાદીએ આવ્યા હતા, પણ ૧૯૧૯ માં એમને રાજ્યનો સંપુર્ણ અખત્યાર સોંપવામાં આવ્યો હતો. એમણે પ્રથમ રાજકોટમાં અને પછી વિલાયતમાં કેળવણી લીધી હતી. ક્રીકેટની રમતના એઓ ચુનંદા ખેલાડી છે. રાજ્ય તરફથી શત્રુંજય પર્વત ઉપરનાં સુપ્રસિધ્ધ અને ઐતિહાસિક જૈન તીર્થસ્થાનોનું રક્ષણ થઇ રહયું છે. પોતાના રાજ્ય તરફથી અને રાજકોટ રાજકુમાર કોલેજની કાઉન્સીલ તરફથી નરેન્દ્ર મંડળમાં સભ્ય તરીકે બીરાજે છે.

**વાસણાના ઠાકોર**—વાસણાના ઠાકોર તા૦ ૧૮ મી સપ્ટેમ્બર ૧૮૯૬ ને રોજ જનમ્યા હતા. સાદડાની રાજકુમાર કોલેજમાં કેળવણી લીધી હતી અને ૧૯૧૮ માં ગાદીએ આવ્યા હતા.

**સચીનના નવાબ**—સચીનના નવાબ સીદીમહમદ હૈદર મહમદ યાકુતખાનનો જન્મ તા૦ ૧૧ મી સપ્ટેમ્બર ૧૯૦૯ ને રોજ થયો હતો. કેળવણી રાજકોટમાં લીધી હતી. ગાદીએ સને ૧૯૩૦ માં આવ્યા હતા. તેવણ ત્રણ બેગમો પરણ્યા છે. જેઓમાં વડી બેગમ તે લોહારૂના નવાબની મોટી બહેન થાય છે. સચીનના નવાબો અને જંજીરાના સીદીયા હબશી મુસલમાન રાજકર્તાઓ અસલ એક ખાનદાનના છે, પણ સને ૧૭૯૧ થી તેઓ છુટા પડયા હતા. સચીન રાજ્ય બ્રીટીશ સરકારને કે બીજા કોઇ રાજ્યને કંઇ પણ ખંડણી ભરતું નથી. ડુમસનું હવાખાવાનું દર્યાઇ મથક આ રાજ્યમાં આવેલું છે.

**સરદારગઢના—દરબાર** સરદારગઢના દરબાર ખાનશ્રી ગુલામ મોહીયુદીનખાનનો જન્મ વડોદરામાં તા૦ ૧૧ મી જુન ૧૯૧૯ ને રોજ થયો હતો. મી૦ આર. એ. હાવેલની દેખરેખ હેઠળ તેઓ જાપાન, યુરોપ અને અમેરીકા ફરી આવ્યા; પછી નવાનગરના મહારાજાની દેખરેખ હેઠળ રાજવહીવટની તાલીમ લીધી અને તા૦ ૧૧ મી જુન ૧૯૪૦ થી તાલુકાનો વહીવટ તેમણે હસ્તગત કરી મફત પ્રાથમીક કેળવણી દાખલ કરી છે.

**પ્રતાપગઢના મહારાવત**—ના૦ મહારાવત સર રામસિંહજી બહાદુર, કે. સી. એસ આઇ—૧૯૦૮ માં એમનો જન્મ થયો હતો. ૧૯૨૯ માં ગાદીએ આવ્યા હતા.

પ્રતાપગઢ રાજ્ય કંથાલ પણ કહેવાય છે. મેવાડના રાણા મોકલે ૧૬ મા સૈકામાં આ રાજ્યની સ્થાપના કરી હતી. પ્રતાપ સાંહે ૧૬૯૮ માં પ્રતાપગઢ શહેર વસાવ્યું હતું. જશવંતસીહના સમયમા મરાઠાઓએ રાજ્ય પર ચઢાઇ કરી હતી પણ મહારાવતે દિલ્હીને ભરવામાં આવતા રૂ. ૧૫૦૦૦ ને બદલે હોલ્કરને સાલીમ શહાઈ એટલે ૭૨૭૦૦ રૂપીઆ ભરવાનું નકકી કરી મરાઠાઓને દુર કર્યા હતા. એ વખતે રાજ્યની ટંકશાળમાં સાલીમ શહાઇનો સીકકો આસપાસના દેશી રાજ્યોમાં કાયદેસરનું ચલણ ગણાતું હતું. બ્રીટીશ સરકાર સાથે રાજ્યને ૧૮૦૪ માં પહેલીવાર સંબંધ બંધાયો હતો પણ એ વખતે કરવામાં આવેલી સંધી લોર્ડ કોર્નવાલીસે રદ કરીને ૧૮૧૮ માં નવી સંધી કરી હતી. ત્યાર પછીથી હોલ્કરને ભરવામાં આવતી ખંડણી બ્રીટીશ સરકારને ભરવામાં આવે છે.

**વડીઆ દરબાર**—નામદાર દરબારશ્રી સુરગવાળા. એમનો જન્મ ૧૯૦૪ માં થયો હતો. ૧૯૩૦ માં એમને ગાદી પ્રાપ્ત થઇ હતી અને ૧૯૩૦ ની ૭ મી સપટેમ્બરે એમણે રાજ્યવહિવટ સંભાળી લીધો હતો. એમણે બાહોશ શિક્ષક હસ્તક ખાનગીમાંજ કેળવણી લીધી હતી. ૧૯૨૧ માં એમણે કુંવરબા સાહેબ સાથે લગ્ન કર્યાં હતાં. સંતતીમાં બે છોકરા અને બે છોકરી છે. ગાદીવારસ યુવરાજ શ્રી. ક્રીષ્ણકુમારનો જન્મ ૧૯૩૧ માં થયો હતો.

રાજ્યમાં કેળવણી મફત છે અને બાળલગ્ન કરવાની તથા દારૂ પીવાની મનાઇ છે. સુંદર મકાનો બાંધવાની રાજ્યે ખાસ યોજના કરી છે.

**પતીઆલા નરેશ**—હી૦ ના૦ ફરઝંદ-ખાસ દોલતે-ઇંગ્લીશીઆ મન્સુર-ઉલ-ઝમાન, અમીર-ઉલ-ઉમર મહારાજાધીરાજ રાજ રાજેશ્વર શ્રી૦ મહારાજા-ઇ-રાજગણ શ્રી૦ યાદવેન્દ્રસીંહજી, એલ એલ. ડી., મહેન્દ્ર બહાદુર યદુવંશવતન ભટ્ટી કુલ ભુષણ, પંજાબના એક અગ્રગણ્ય રાજ્યના



રાજા—એમનો જન્મ ૧૯૧૩ માં થયો હતો. ૧૯૩૮ માં તેઓ ગાદીએ આવ્યા હતા.

(વધુ વિગત માટે જુઓ પૃષ્ટ ૨૭૬)

**જયપુરના મહારાજા,** કેપ્ટન ના૦ સરમદ–ઇ–રાજાઇ હિંદુસ્તાન રાજરાજેન્દ્ર શ્રી. મહારાજાધીરાજ સર સવાઇ માનસીંહ બહાદુર, જી. સી. આઇ ઇ — એમનો જન્મ ૧૯૧૧ માં થયો હતો.



ના૦ મહારાજા ર૦ મહારાજા સર સવાઇ માધોસિંહ બહાદુરના દત્તક પુત્ર છે અને ૧૯૨૨ માં એમની ગાદીએ આવ્યા હતા. ૧૯૩૧ માં રાજવહિવટની સર્વ સત્તા એમને પ્રાપ્ત થઇ હતી. એમણે અજમેરની મેયો કોલેજ અને વુલવીચની રોયલ મીલીટરી એકેડેમીમાં કેળવણી લીધી હતી. ૧૯૩૧ માં હિંદી લશ્કરના માનદ લેફ્ટેનન્ટ નીમાયા હતા. ૧૯૩૪ માં માનદ કેપ્ટનનું પદ પ્રાપ્ત કર્યું હતું. જયપુરની લશ્કરી ટુકડીના વડા સેનાધિપતિ છે. નરેન્દ્રમંડળના સભ્ય છે, બનારસ હિંદુ યુનીવર્સીટીની કોર્ટના સભ્ય છે, અજમેરની મેયો કોલેજની કાર્યવાહક સમિતિના ઉપ-પ્રમુખ છે. એ ઉપરાંત રજપુતાના ક્રીકેટ કલબ, એરો કલબ ઓફ ઇંડીઆ અને બરમા અને જયપુર ફ્લાઇંગ કલબના પેટ્રન છે. ૧૯૨૪ માં એમણે જોધપુરનરેશ સર ઉમેદસિંહની બ્હેન સાથે પહેલાં લગ્ન કર્યાં હતાં અને પછીથી સ્વ૦ જોધપુરનરેશ સર સુમરસીંહની પુત્રી સાથે ૧૯૩૨ માં બીજાં લગ્ન કર્યા હતા. એમને એક પુત્રી અને ત્રણ પુત્ર છે. ના૦ મહારાજા એક પ્રખ્યાત પોલો ખેલાડી છે. ૧૯૩૩ માં તેઓ એક પોલો ટીમ ઇંગ્લાંડ લઇ ગયા હતા જ્યાં બધા ટુર્નામેન્ટો જીતીને રેકર્ડ કર્યો હતો.

ના૦ મહારાજા જયપુરના ૩૯ મા રાજકર્તા છે. અયોધ્યા (અત્યારે આઉધ)ના રાજા રામના પુત્ર કુશના વંશજો કાછવાહ રજપુતોના વડા છે.

રાજ્યની આવક રૂ ૧,૩૫,૦૦,૦૦૦ ની છે.

**રેવાના મહારાજા**—ના૦ બંધવેશ મહારાજા સર ગુલાબસીંહજી દેવ બહાદુર, જી સી. આઇ. ઇ., કે. સી. એસ. આઇ., (વાઘેલ રજપુત)—એમનો જન્મ ૧૯૦૩ માં થયો હતો. ૧૯૧૮ માં ગાદીએ આવ્યા હતા અને ૧૯૨૨ માં એમને રાજ્યવહીવટના તમામ હકક પ્રાપ્ત થયા હતા. એમણે ઇન્દોરની દાલી કોલેજમાં અભ્યાસ કર્યો હતો. ૧૯૧૯ માં જોધપુર નરેશની બ્હેન સાથે એમણે લગ્ન કર્યાં હતાં અને ૧૯૨૫ માં કીશનગઢના સ્વ૦ મહારાજા સર મદનસીંહ બહાદુરની પુત્રી સાથે પણ લગ્ન કર્યાં હતાં મહારાજા જાણીતા સ્પોર્ટસમેન છે અને એમને શીકારનો ખુબ શોખ છે. એમણે લંડનમાં ભરાયલી બધી ગોળમેજી પરીષદોમાં ભાગ લીધો હતો અને ફેડરલ સ્ટ્રકચર કમીટીના સભ્ય પણ ચુંટાયા હતા. ઇન્દોરની દાલી કોલેજની જનરલ કાઉન્સીલના અને ઇન્દોરની કીંગ એડવર્ડ મેડીકલ સ્કુલની કાર્યવાહક સમિતીના સભ્ય છે.

રાજ્યની આવક રૂ. ૬૦ લાખની છે. રાજ્યમાં સંખ્યાબંધ પાણીના ધોધ છે. રાજ્યમાં ખનીજ પદાર્થો પુષ્કળ નીકળે છે. મહારાજા રાજ્યના વહીવટમાં સારા પ્રમાણમાં રસ લે છે. રાજ્યમાં ૭ સભ્યની સ્ટેટ કાઉન્સીલ છે અને ૪૧ બીન સરકારી સભ્યોની રાજપરીષદ છે. વેપાર ઉદ્યોગના વિકાસ માટે રાજ્યમાં એક સ્ટેટ બેંક છે અને આખા રાજ્યમાં એની શાખાઓ પ્રસરેલી છે.

**ઉદેપુરના મહારાણા**—લેફ્-કર્નલ. ના૦ મહારાજાધીરાજ મહારાણા શ્રી૦ સર ભુપાલ સિંહજી બહાદુર, જી. સી. એસ. આઇ.—



એમનો જન્મ ૧૮૮૪ માં થયો હતો. ૧૯૧૦ માં મારવાડના ઐાવાના ઠાકરની પુત્રી સાથે એમણે પહેલીવાર લગ્ન કર્યાં હતાં અને પછી ૧૯૨૮ માં મારવાડના ખુડાલાના ઠાકુરની પુત્રી સાથે લગ્ન કર્યાં હતાં. ૧૯૩૦ માં મહારાણા ફતેહસીંહજી બહાદુરનું અવસાન થતાં હાલના મહારાણા ગાદીએ આવ્યા હતા ઉદેપુરના રાણા પ્રતાપનું નામ તો સૌને જાણીતું છે. આ એજ ઉદેપુર છે, એને મેવાડ પણ કહે છે. રજપુતાનાનું સૌથી મોટું રાજ્ય છે.

મહારાણાએ ઘરમેળે કેળવણી લીધી હતી. એમના ગાદીવારસ મહારાજકુમાર શ્રી૦ ભગવત સીંહજી છે.

રાજ્યની આવક રૂ. ૮૦ લાખની છે.

**સીરોહીના મહારાજા,** ના૦ મહારાજાધીરાજ મહારાવશ્રી સર સરૂપ રામસીંહ બહાદુર, જી. સી. આઇ. ઇ., કે. સી. એસ. આઇ.—એમનો જન્મ ૧૮૮૮ માં થયો હતો. ૧૯૨૦ માં ગાદીએ આવ્યા હતા. દિલ્હીના છેલ્લા હિંદુ રાજા ચૌહાણ વંશના રજપુત કહેવાતા, એમાંથી ફુટેલી એક દવેરા રજપુતની શાખાના સીરોહીનરેશ વંશજ છે. સીરોહીનું અત્યારનું પાટનગર ૧૪૨૫ માં વસાવવામાં આવ્યું હતું. સીરોહી રાજ્યને ૧૮ માં સૈકામાં જોધપુર સાથે યુદ્ધ ચાલતું હતું. ૧૮૨૩ માં બ્રિટિશ સરકારે સીરોહીને સંરક્ષણ આપી જોધપુરના વર્ચસ્વનો અંત આણ્યો હતો. સીરોહી રાજ્યમાં ૫૬૫૦ ફીટ ઉંચો પ્રખ્યાત આબુ પર્વત આવેલો છે. સીરોહી રાજ્ય પહાડી પ્રદેશથી ભરપુર છે. મહારાજા પ્રધાનો વડે રાજ્ય છે.

**ધ્રાંગધ્રાના ના૦ મહારાજા**—મેજર મહારાજા મહારાણા શ્રી. સર ઘનશ્યામસીંહજી, જી સી. આઇ. ઇ., કે. સી. એસ. આઇ.—એમનો જન્મ ૧૮૮૯ માં થયો હતો અને ૧૯૧૧ માં ગાદીએ આવ્યા હતા. એમણે રાજકોટની રાજકુમાર કોલેજમાં કેળવણી લીધા પછી ઇંગ્લાંડ જઇ સર ચાર્લ્સ ઓલીવંટની દેખરેખ નીચે ખાનગી શિક્ષકો હસ્તક ઉચ્ચ કેળવણી લીધી હતી. તેમણે પાંચ વાર લગ્ન કર્યાં છે અને સંતતીમાં ત્રણ કુમારો છે. જેઓ દેહરાદુનમાં કેળવણી લે છે.

રાજ્યની વર્ષિક આવક આશરે રૂા. ૨૫ લાખની છે.

**કપુરથલાના મહારાજા,** કર્નલ નાo ફરઝંદ-ઇ-દિલબંદ રસીખ-ઉલ-ઇતીકાદ દૌલત-ઇ-ઇંગ્લીશીઆ રાજા-ઇ-રાજગણ મહારાજા સર જગતજીતસીંહ બહાદુર, જી. સી. એસ. આઇ, જી. સી. આઇ. ઇ., જી. બી. ઇ.—એમનો જન્મ ૧૮૭૨ માં



થયો હતો તેઓ કપુરથલાના સ્વo રાજા-ઇ-રાજગણ ખરકસીંહના પુત્ર થાય હિંદના આગેવાન શીખ રાજકર્તા છે. ગત મહાયુદ્ધમાં એમણે અર્પેલી સેવા બદલ એમને મળતું તોપોનું માન વધારીને ૧૫ તોપોનું કરવામાં આવ્યું છે અને વાર્ષિક ૯૦૦૦ પૌંડની ખંડણી બ્રીo સરકાર તરફથી કાયમને માટે પાછી વાળવામાં આવી હતી. જુદા જુદા યુરોપ અમેરીકાના રાજ્યો તરફથી ચંદ્રક મેળવ્યા છે. ૧૯૨૬, ૧૯૨૭ અને ૧૯૨૯ માં પ્રજાસંઘમાં હિંદી નરેન્દ્રો અને હિંદ તરફથી પ્રતિનીધી તરીકે ભાગ લીધો હતો. ૧૯૨૭ માં મહારાજાએ પોતાના રાજ્યનો સુવર્ણ મહોત્સવ ઉજવ્યો હતો ૧૯૩૫ માં પંચમ જ્યોર્જના રૂપક મહોત્સવમાં અને ૧૯૩૭ માં છઠ્ઠા જ્યોર્જના રાજ્યારોહણ વખતે હાજર રહયા હતા. ૧૯૩૭ માં એમણે પોતાનો હીરક મહોત્સવ ઉજવ્યો હતો. ગાદીવારસ શ્રીo તીકારાજા પરમજીતસિંહ છે.

રાજ્યની આવક રૂા. ૪૦ લાખની છે.

**ભરતપુરના મહારાજા,** નાo શ્રી. મહારાજા બીજેન્દ્ર સવાઇ બીજેન્દ્રસીંહ બહાદુર, બહાદુરજંગ—એમનો જન્મ ૧૯૧૮ માં થયો હતો અને તેઓ ૧૯૨૯ માં પિતાની ગાદીએ આવ્યા હતા. ૧૯૩૯ માં એમને પુર્ણ રાજસત્તા મળી હતી. ભરતપુરના રાજકર્તાઓ જાટ વંશના છે, અને ૧૧ મા સૈકાનો તેમનો ઇતિહાસ મળી આવે છે. ૧૮૦૩ માં બ્રિ સરકાર સાથે સહકાર કરનાર રજપુતાનામાં આ રાજ્ય પહેલુ હતું. આગ્રાની લડાઇમાં મરાઠાઓને હરાવવામાં ભરતપુરે સ્હાય કરી હતી. એના બદલામાં રાજ્યને પાંચ જીલ્લા મળ્યા હતા. પરંતુ ૧૮૦૪ માં ભરતપુરે બ્રિ. સરકાર વિરૂધ જસવંતરાવ હોલ્કરની તરફેણ કરવાથી યુધ્ધ જાગ્યું હતું. ૧૮૦૫ માં સુલેહ થઇ હતી અને ત્યાર પછી બ્રિ. સરકાર સાથે સહકારના કરાર થયા હતા જે હજી ચાલુ છે. ૧૮૨૫ માં ભલતો માણસ ગાદી પચાવી પાડતાં ફરી ઝઘડો જાગ્યો હતો અને ખરા વારસદારને બ્રિ. સરકારે સ્હાય કરી હતી. ભરતપુર રાજ્યે ૧૮૫૭ના બળવા વખતે તથા મહાયુધ્ધ વખતે સારી સ્હાય કરી હતી.

આવક રૂ. ૩૧ લાખની છે.

**ધોલપુરના રાણા,** ના૦ રઇસ–ઉદ–દૌલા સીપાહદાર–ઉલ–મુલ્ક સરમદ રાજ-હાઇહિંદ મહારાજાધીરાજ શ્રી સવાઇ મહારાજરાણા સર ઉદયભાણુસિંહ લોકેન્દ્ર બહાદુર દીલેરજંગ જયદેવ, જી. સી. આઇ. ઇ., કે. સી. એસ. આઇ., કે. સી. વી. ઓ.—એમનો જન્મ ૧૮૯૩ માં થયો હતો. એમના ભાઇ મહારાજ-



રાણા રામસીંહનું અવસાન થતાં તેમને ૧૯૧૧ માં ગાદી મળી હતી.

ધોલપુરના રાજકર્તાઓ બામરોલીના જાટના વંશજો છે. આશરે ૧૩૬૭ માં બામરોલીથી ગ્વાલીઅર જઇ વસવાટ કર્યો હતો. આ જાટ લોકો ગોહદમાં જઇ વસ્યા અને ૧૫૦૫ માં સુરજાનદેવ ગોહદના રાણા બન્યા. ૧૭૬૧ માં રાણા ભીમસીંહે મરાઠાઓને પાણીપતમાં હરાવ્યા પછી ગ્વાલીઅરનો કીલ્લો કબજે કર્યો હતો, પણ છ વર્ષ પછી એ ગુમાવી દીધો હતો. ૧૭૭૯ માં મરાઠાઓ સામે બ્રિ. સરકારે સંધી કરી રક્ષણ આપ્યું હતું. એ છતાંયે સીંધીઆ અને બ્રિ. સરકાર સાથે તકરાર ચાલુ રહેતા ગોહદ અને ગ્વાલીઅર સીંધીઆને ગયા અને ધોલપુર, બારી, બૅસેરી, સેવાઉ અને રાજાખેરા મહારાજ રાણા કીરતસીંહને અપાયા. એમની પછી રાણા ભગવતસીંહ આવ્યા અને પછી એમના પૌત્ર નીહાલસીંહ આવ્યા અને એમની ગાદીએ અત્યારના મહારાજા આવ્યા છે.

**કોચીનના મહારાજા**—ના૦ સર શ્રી રામ વર્મા, જી. સી. આઇ. ઇ., એલ એલ. ડી.—એમનો જન્મ ૧૮૬૧ માં થયો હતો. ૧૯૩૨ માં તેઓ ગાદીએ આવ્યા હતા. એમણે ખાનગીમાં કેળવણી લીધી હતી. ગાદીવારસ ના૦ કેરાલા વર્મા, એલ્યા રાજા છે.

કોચીન એ હિંદના દક્ષીણ–પશ્ચીમ ખુણા પર આવેલું દરીઆકાંઠાવાળું રાજ્ય છે. આ રાજ્યમાંજ સૌથી પહેલાં જવાબદાર સરકારનું તત્વ દાખલ કરવામાં આવ્યું હતું. અનામત ખાતાંનો ના૦ મહારાજા દીવાન મારફતે વહીવટ કરે છે જ્યારે અન્ય ખાતાંઓ ધારામંડળોને જવાબદાર એવા પ્રધાન હસ્તક છે. વિસ્તૃત મતાધિકાર પર રચાયલી ધારાસભા છે. કેળવણીની બાબદમાં રાજ્યનું સ્થાન બધા રાજ્યો અને પ્રાંતોમાં મોખરે છે. એમાં ૩ કોલેજ, ૫૧ હાઇસ્કુલો, ૧૧૨ માધ્યમિક શાળાઓ અને ૮૦૦ પ્રાથમીક શાળાઓ છે. રાજ્ય તરફથી ૫૭ હોસ્પીટલો અને દવાખાનાઓ નિભાવાય છે. રાજ્યમાં છ મુખ્ય શહેરોની છ મ્યુનીસીપાલીટીઓ છે અને ગામડાંઓમાં ૮૬ પંચાયતો છે.

**રતલામના મહારાજા**—મેજર જનરલ ના૦ સર સજનસિંહજી, જી. સી. આઇ ઈ, કે સી. એસ. આઈ., કે. સી. વી. ઓ., ના૦ શહેનશાહના એડીકાં—એમનો જન્મ



૧૮૮૦ માં થયો હતો. જોધપુરના રાજકુટુમ્બથી ઉતરી આવેલા માલવાના રાઠોડ વંશના વડા તરીકે એમનો સ્વીકાર થયો છે અને માલવાના રજપુતોમાં સારૂં માન ધરાવે છે. ઇન્દોરની ડાલી કોલેજમાં કેળવણી લીધેલી. ૧૮૯૩ માં ગાદીએ આવ્યા હતા અને ૧૯૦૨ માં કચ્છના મહારાવની પુત્રી સાથે લગ્ન કરેલા અને ૧૯૨૨ માં જામનગરના જાણીતા સોધા રજપુત કુટુમ્બની પુત્રી સાથે લગ્ન કર્યાં હતાં. એમનાથી એમને બે પુત્રી અને એક પુત્ર છે. રતલામના મહારાજાએ ગયા મહા યુધ્ધમાં ફ્રાંસ ખાતે લડાઇમાં ભાગ લીધો હતો. એમની સેવાની કદર કરી ફ્રાંસની સરકારે એમને માનચાંદ આપ્યા હતા એમને ૧૯૧૮ માં બ્રિટીશ સૈન્યમાં કર્નલ બનાવવામાં આવ્યા હતા ૧૯૧૯ માં અફઘાન યુધ્ધમાં પણ એમણે ભાગ લીધો હતો. એમને મેજર-જનરલ બનાવવામાં આવ્યા હતા અને ૧૯૩૬ માં ના૦ શહેનશાહના એડીકાં તરીકે નીમવામાં આવ્યા હતા. આ પદે નીમાતા ૧૯૩૭ના મે માસમાં ના૦ શહેનશાહના રાજ્યાભિષેક પ્રસંગે હાજર રહયા હતા. પોલોના ખાસ ખેલાડી તરીકે દેશપરદેશમાં એમની ખ્યાતી છે. ગાદીવારસ મહારાજકુમાર લોકેન્દ્રસિંહજી છે.

**રામપુરના નવાબ**—કેપ્ટન ના૦ અલીજહા ફરઝંદે-દીલપર્ઝારે-દૌલતે ઈંગ્લીશીઆ. મુખલીસ-ઉલ-દૌલા, નાસીર-ઉલ-મુલ્ક, અમીર-ઉલ-ઉમરી, નવાબ સર સૈયદ મહમદ રાઝા અલીખાન બહાદુર, મુસ્તેઈદે-જંગ, કે. સી. એસ. આઇ., ડી. લીટ, એલ એલ. ડી.—એમનો જન્મ ૧૯૦૬ માં થયો હતો. ૧૯૩૦ માં ગાદીએ આવ્યા હતા. એમણે રાજકોટની રાજકુમાર કોલેજમાં કેળવણી લીધી હતી. એમને બે પુત્ર અને છ પુત્રીઓ છે. ગાદીવારસ કર્નલ નવાબ ઝાદા સૈયદ મુર્તઝા અલીખાન બહાદુરનો જન્મ ૧૯૨૩ માં થયો હતો. ના૦ નવાબ અલીગઢ મુસ્લીમ યુનીવરસીટીના પ્રો-ચેન્સેલર, નરેન્દ્ર મંડળની સ્ટેન્ડીંગ કમીટીના સભ્ય, સેકન્ડ કીંગ જયોર્જીસ ઓન ગુરખા રાઇફલ્સ ટુકડીના કેપ્ટન, ઇસ્ટ ઇન્ડીઆ એસોસીએશન અને માર્લબરો કલબ (લંડન)ના સભ્ય છે. રાજમુઝફર નગરના પ્રખ્યાત સાદતે-બરેહા કુટુંબના વંશજો છે અને રાજકુટુંબ સૈયદ છે. ૧૮૫૭ ના બળવાથી બ્રી૦ સરકારને વફાદાર છે. ગત મહાયુધ્ધમાં અને અત્યારના યુધ્ધમાં એમણે બ્રી૦ સરકારને સ્હાય કરી છે.

રાજ્યની આવક રૂા. ૫૧ લાખની છે.

**નેપાલના મહારાજા,** ના૦ મહારાજાધીરાજ ત્રીભુવન વીર વીક્રમ જંગબહાદુરશાહ બહાદુર શમશેર જંગદેવ ૧૯૧૧ માં એમના પિતાની ગાદીએ આવ્યા હતા. નેપાલ રાજ્યમાં રાજા તો માત્ર



નામનોજ હોય છે, બધી સત્તા પ્રધાનના હાથમાં હોય છે. પ્રધાનને બધી સત્તા ઉપરાંત મહારાજાનો ઇલ્કાબ પણ આપવામાં આવે છે. મહારાજા ભીમશમશેર જંગબહાદુર રાણાના અવસાન બાદ ૧૯૩૨ માં એમના ભાઇ ઓજસ્વી રાજન્ય, પ્રોજ્જવલ નેપાલતારા, અતુલ જ્યોતીર્મયત્રી શકતી પટ, અતી પ્રવાલ ગોરખા દક્ષીણા બાહુ પૃથુલધીશ ના૦ મહારાજા જોધા શમશેર જંગબહાદુર રાણા, જી. બી., જી. સી. એલ. એચ, જી. સી. એલ., જી. સી. એસ આઇ., જી. સી. એન. એલ., જી. સી. એસ એસ. એમ. એલ, જી. સી. આઇ. ઇ., જી. કે. આર કે,, થીટાંગ પાવતીગ શુન ચીઆંગલુહ ચુઆન શાંગ ચીઆંગ, બ્રિટિશ લશ્કરના ઓનરરી લેફ્ટનન્ટ જનરલ, હિંદી લશ્કરની બધી ગુરખા રાઈફલ રેજીમેન્ટના ઓનરરી કર્નલ, વડા પ્રધાન અને નેપાલના વડા સેનાધિપતિ પ્રધાનપદે આવ્યા હતા.

નેપાલ એ હિમાલયનું એક નાનકડું સ્વતંત્ર રાજ્ય છે. આશરે ૫૬૦૦૦ ચોરસ માઇલનો સાંકડો પ્રદેશ પહાડોથી ભરપુર છે. ખટમંડુ એ રાજ્યનું પાટનગર છે. રાજ્યની ૫,૫૮૦,૦૦૦ ની વસ્તી મોટે ભાગે હિંદુઓની છે. બધી પ્રજા ગુરખા કહેવાય છે. ગુરખાઓએ નેપાલનું રાજ્ય કબજે કર્યું તે પહેલાં ત્યાં ઘણા નાના રાજ્યો હતાં ૧૮ મા સૈકામાં ગુરખા રાજા પૃથ્વી નારણશાહે બધા નાનાં રાજ્યો કબજે કરી નેપાલના રાજ્યની સ્થાપના કરી હતી. ૧૮૪૬ માં રાણા કુટુંબના વડા મહારાજા જંગ બહાદુર રાણાએ નેપાલના મહારાજા પાસે નેપાલના વડા પ્રધાને વંશપરંપરા અધિકાર ભોગવવાના હકક માંગી લીધા હતા, ત્યારથી એ કુટુંબ નેપાલના વડા પ્રધાનના અધિકાર ભોગવે છે અને રાજ્ય કરે છે. ૧૮૫૦ માં જંગબહાદુર ઇંગ્લાંડના પ્રવાસે ગયા હતા હિંદ છોડી ઇંગ્લાંડ જનાર આ પહેલાજ હિંદી રાજવી હતા. એમણે બ્રિ પ્રજા જોડે સંબંધ બાંધ્યો હતો. ૧૮૧૬ માં સંધી કરી હિંદ સાથેનો સંબંધ પણ નકકી થયો છે. નેપાલને હિંદ અને ચીન સાથે મિત્રતાનો સંબંધ છે. ગયા મહાયુધ્ધમાં લશ્કર અને પૈસાની નેપાલે જે સ્હાય કરી છે, એના બદલામાં નેપાલને વર્ષે દિવસે દશ લાખની ભેટ મળે છે આ ભેટ કાયમની છે.

અત્યારના વડા પ્રધાન રાણા ગાદીએ આવતાની સાથેજ લંડનમાં નેપાલનું એલ્ચી ખાતું સ્થાપ્યું હતું. એ પછી નેપાલપર ધરતીકંપની ભયાનક આફત આવી હતી. રાજ્યમાં આધુનીક પધ્ધતિના રસ્તા છે, ટેલીફોન વ્યવહાર પણ છે અને બેંક અને શણુની મીલ પણ છે. ખાંડ, સુતરાઉ કાપડ અને ઉનના ઉદ્યોગો છે. ઇતિહાસ પ્રસીધ્ધજનક રાજાનું જનકપુર બી. એન. ડબલ્યુ રેલ્વેના જયનગર સાથે સંકળાયેલું છે. જનકપુર રાજ્યની બીજી રેલ્વે લાઇનનું મથક છે. નેપાલ રાજ્યની આવક બે કરોડની છે અને રાજ્ય તરફથી ૪૫૦૦૦ નું લશ્કર નીભાવવામાં આવે છે.

**નભાના મહારાજા,** ના૦ મહારાજા પ્રતાપસીંહ, સગીર વયના હોવાથી સગીર અવસ્થા પુરી થાય ત્યાં સુધી નભા રાજ્યનો વહિવટ મી૦ ઇ. બી. વેકફીલ્ડના પ્રમુખપણા હેઠળ નીમવામાં આવેલી રીજંસી કાઉન્સીલદ્વારા ચાલે છે. ના૦ પ્રતાપસીંહ અત્યારે પંજાબમાં રાજવહિવટની તાલીમ લઇ રહયા છે.

નભા, પતીઆલા અને જીન્દ એ ત્રણ ઉત્તર હિંદના શીખ રાજ્યોમાં નભા મોટું રાજ્ય ગણાય છે. રાજ્યનું ક્ષેત્રફળ ૧૦૦૦ ચોરસ માઇલ છે અને ત્રણ લાખની એની વસ્તી છે. રાજ્ય નભા અકાલઇન્ફટ્રી ઉપરાંત એક સ્ટેટ સર્વીસ યુનીટ એમ બે લશ્કરી ટુકડી અને ૪૦૦ માણસોનું પોલીસદળ નીભાવે છે. રાજ્યમાંથી નોર્થવેસ્ટ અને બી. બી. એન્ડ સી. આઇ. એમ બે રેલ્વે લાઇનો પસાર થાય છે. રાજ્યે વેપારવૃદ્ધિ માટે બેંક સ્થાપી છે.

૧૯૨૩ માં નભા અને પતીઆલા સ્ટેટ વચ્ચે ઝઘડો જાગતાં બ્રિ સરકારે તપાસ કરી હતી. તપાસ દરમ્યાન માલમ પડયું હતું કે પતીઆલા રાજ્યના કેટલાક માણસોને પતીઆલા સ્ટેટદ્વારા નુકશાન પહોંચાડવાના હેતુથી નભા પોલીસે બનાવટી મુકર્દમાઓ ઉભા કર્યાં હતા. પરિણામે નભાનરેશશ્રી રીપુદમનસીંહે સરકાર સાથે કરાર કરી રાજ્યનો વહિવટ છોડી દીધો હતો. રાજ્યનો વહિવટ સરકારે હસ્તગત કર્યો હતો, પણ મહારાજાએ કરારનો ચાલુ ભંગ કર્યો હોવાથી એમને પદભ્રષ્ટ કરવામાં આવ્યા હતા અને મહારાજા તેમજ અન્ય સર્વ ઇલ્કાબો પાછા લઇ લેવામાં આવ્યા હતા. અત્યારે પદભ્રષ્ટ મહારાજા...માં નિવાસ કરી રહયા છે અને રાજ્યવહિવટ રીજંસી કાઉન્સીલ દ્વારા ચાલે છે.

**ઓરછાના મહારાજા**—ના૦ સરમદ-ઇ રાજાહાઇ બુંદેલખંડ શ્રી૦ સવાઇ મહેન્દ્ર મહારાજા સર વીરસીંહ દેવ બહાદુર, કે. સી. એસ આઈ.—એમનો જન્મ ૧૮૯૯ માં થયો હતો ૧૯૩૦ માં ગાદીએ આવ્યા હતા. ઇન્દોરની દાલી, રાજકોટની રાજકુમાર અને અજમેરની મેયો કોલેજમાં અભ્યાસ કર્યો હતો. ઉપરાંત મધ્ય પ્રાંતોના સાગર જીલ્લામાં વહીવટી તાલીમ લીધી હતી. એમણે વઢવાણના મહારાજાની બ્હેન સાથે લગ્ન કર્યાં હતાં પણ તેમનું અવસાન થતાં એમણે ગોંડળના મહારાજાની પૌત્રી સાથે બીજીવાર લગ્ન કર્યાં હતાં. ગાદીવારસ રાજા બહાદુર શ્રી૦ દેવેન્દ્ર સીંઘજી દેવ છે.

**ત્રાવણકોરના મહારાજા,** ના૦ શ્રી. પદ્મનાભદાસ વન્‍ચીવાલ સર બાલારામ વર્મા કુલસેખર કીર્તિપતી માને સુલતાન મહારાજા રાજા રામરાજા બહાદુર શમશેર જંગ, જી સી. આઈ. ઇ., ડી. લીટ. (આંધ્ર.)—એમનો જન્મ ૧૯૧૨ માં થયો હતો. ૧૯૨૪ માં ગાદીએ આવ્યા હતા અને ૧૯૩૧ માં રાજવહિવટના સર્વ હક્ક પ્રાપ્ત કર્યા હતા. તેમણે ઘર-મેળેજ કેળવણી લીધી હતી.

ત્રાવણકોર રાજ્ય એ દક્ષિણ હિંદનું દરીઆ કાંઠાનું એક મોટું રાજ્ય છે. રાજ્ય નૈસર્ગીક સૌંદર્યથી ભરપુર છે, એમાં સુંદર પહાડો છે, સુંદર નદીઓ છે અને જંગલો છે. રાજ્યમાં શિક્ષણનું પ્રમાણ ઘણું મોટું છે હરિજનો માટે રાજ્યના સર્વ મંદિરો ખુલ્લા મુકાયા છે, અને કળાવિજ્ઞાનનું શિક્ષણ અને સંશોધન કાર્ય આગળ ધપાવવા માટે રાજ્ય તરફથી યુનીવર્સીટીની સ્થાપના થઇ છે. ઉદ્યોગની દિશામાં રાજ્યે સારી પ્રગતિ કરી છે. પાલીવાલહાઇડરો ઇલેકટ્રીક સ્કીમ, સીરેમીક ફેકટરી અને ત્રાવણકોર સુગર્સ એન્ડ કેમીકલ્સ લી૦ એ એના પુરાવા છે.

ત્રીવેન્દ્રમ રાજ્યનું પાટનગર છે, અને સાઉથ ઇંડીઅન રેલ્વેપર મુખ્ય મથક છે. રાજ્યમાં રસ્તાઓ અને નહેરોની એક મોટી વ્યવસ્થીત યોજના છે. મુંબઇ અને ત્રીવેન્દ્રમ વચ્ચે અઠવાડીક વીમાની સર્વીસ પણ છે. આ સર્વીસ ત્રીચીનોપોલી સુધી લંબાવવામાં આવી છે.

રાજ્યની આવક રૂ. ૨ કરોડ ૬૪ લાખની છે.

# સામાન્ય વિભાગ

**મુલ્લાંજી સાહેબ**, સૈયદના તાહેર નામ સૈફુદ્દીન સાહેબ—વહોરા કોમના વડા મુલ્લાંજી સાહેબનો જન્મ ૧૮૮૮ના ઓગસ્ટ



માસમાં થયો હતો. ના૦ મુલ્લાંજી સાહેબ દાઉદી વહોરા શીઆ મુસ્લીમ કોમના વડા ધર્મગુરૂ છે અને દખ્ખણના પહેલા વર્ગના સરદાર છે. દાઈ-ઉલ-મુલતકની ૯૦૦ વર્ષ થયા સ્થપાયેલી ઉચ્ચ પદવીના ૫૧ મા અધીકારી છે. કેરો ખાતે ઇજીપ્તના ફાતીમા ખલીફોની હસ્તી નાબુદ થયા પછી યેમેનમાં સ્થાઇ થયેલા સુલતાનોના ના૦ મુલ્લાંજી વંશજ છે. એમના વંશજોએ ઘણા વીશેષ અધીકાર ભોગવ્યા છે અને દીલ્હીના મોગલ બાદશાહો અને હીંદના અન્ય દેશી રાજ્યો તરફથી તેમજ બ્રિ૦ સરકાર તરફથી અનેક પ્રસંગોએ ઉચ્ચ પ્રકારના માન મળ્યા છે વહોરા કોમની ધાર્મિક તેમજ કોમી બાબદોમાં ના૦ મુલ્લાંજી સાહેબ સર્વ અધીકાર ધરાવે છે. ધાર્મીક અને સામાજીક પ્રશ્નો જેવા કે લગ્ન, છુટાછેડા, વારસા વિગેરે વિષેના એમના નીયમો છેવટના ગણાય છે. દાવતની બાબતોનું યોગ્ય રીતે સંચાલન થઇ શકે એ માટે ના૦ મુલ્લાંજી સાહેબે જુદા જુદા ખાતાંઓ સ્થાપ્યાં છે અને એના વહિવટ માટે વજીરો નીમ્યા છે અને મંત્રીઓ રાખ્યા છે. જગત આખામાં જ્યાં જ્યાં વહોરા કોમ વસતી હોય ત્યાં ત્યાં એ નામદાર પોતાનો પ્રતીનીધી નીમે છે. ઘણીવાર વહોરા કોમની વસ્તીવાળા

નગરોમાં પોતાના અનુયાયીઓની હાલત કેવી છે એની તપાસ માટે મોટા ઓધ્ધેદારોને મોકલવામાં આવે છે. ના૦ મુલ્લાંજીએ ગાદી પર આવ્યા પછી પોતાની શીક્ષણ વિષયક નીતિનો અમલ બરાબર ને વિગત વાર થઇ શકે, એ માટે એક ખાસ ખાતું સ્થાપ્યું છે

સરનામુ:—સઇફી મહાલ, મલબાર હીલ, મુંબઇ.

**ધનજીભાઇ બમનજી લેડી ફ્રેની—** જાણીતા પારસી કરોડપતી સર ધનજીભાઇ બમનજીનાં તેવણ ધણીઆણી થાય છે.



તેમને ઉચ્ચ કેળવણી મળેલી છે અને આટલો આટલો પૈસો હોવા છતાં બીલકુલ અભીમાન નથી. ગરીબોનું હીત હમેશાં તેમને હૈડે છે. તેઓ ધારમીક મનોવૃતીવાળા, સખાવતી ખવાસના, ભલાં અને દીલસોજ છે. તેઓ પોતાની કોમના તથા જાહેર સવાલોમાં ઘણી ઉલટ લે છે. જાણીતા સ્પોર્ટસમેન મી૦ એ. સી. અરદેશરનાં તેઓ બ્હેન થાય છે. પોતાના મરહુમ ધણીની યાદગીરી માટે તેમણે અનેક સખાવતી ખાતાંઓમાં મદદ કરી છે. વાંદરામાં આવેલાં બાઇ શીરીનબાઇ કામાના કોનવેલેસન્ટ હોમમાં મરદો માટે રૂ. ૬૫ હજારના ખર્ચે એક ખાસ નવું ખાતું તેમણે ખોલ્યું છે જેનો ઘણો સારો લાભ લેવાય છે. હાલની લડાઇમાં પણ તેઓએ પોતાથી બનતી મદદ કરી છે. યુરોપમાં પણ તેમણે અનેક સખાવતો કરી છે.

લેડી બમનજી પોતાની નાદુરસ્ત તબીઅતને લીધે ઇંગ્લાંડ ગયાં હતાં પણ તે પછી એકાએક લડાઇ ફાટી નીકળ્યાથી તેઓ પોતાનાં બેટી, જમાઇ અને પાલક બેટા ફ્લી બમનજી સાથે ત્યાં રોકાઇ ગયાં છે અને હેરોગેટમાં રહયાં છે. ઇંગ્લાંડમાંનો પોતાનો આલીશાન બંગલો તેઓએ જખ્મી થયલા સેપાહોના વપર શ માટે આપ્યો છે. ગરીબો તરફ તેઓ ઘણા દીલસોજ છે અને તેમને છુપી મદદ કરે છે.

સરનામું:—મારબલ વીલા, વોરડનરોડ, મુંબઇ.

**જાદવજી હંસરાજ ડૉ૦—** ડૉ૦ જાદવજી એક બાહોશ ઓપથેલ્મીક સરજન (આંખના ડાકટર) છે. મુંબઇમાં તેમણે વર્ષો સુધી પ્રેકટીસ કરી આંખના એક સારા ડોકટર તરીકે નામના મેળવી હતી અને ગરીબ લોકોને પોતાની સેવાઓનો લાભ આપવા માટે તેમણે કેટલીક સખાવતી અને જાહેર હોસ્પીટલો સાથ સંબંધ બાંધ્યો હતો. મુંબઇની ભાટીઆ જનરલ હોસ્પીટલની સ્થાપના તેમની મહેનતને આભારી છે. હાલમાં તેઓ કચ્છ રાજ્યના ચીફ મેડીકલ ઓફીસર છે.

**સાસુન, સર વીકટર,** ત્રીજા બેરોનેટ—એમણે હેરો, ત્રીનીટી કોલેજ, કેમ્બ્રીજ મધ્યે કેળવણી લીધી હતી. રોયલ એર



ફોર્સના માજી કેપ્ટન છે. હીંદની વડી ધારાસભાના એઓ એક સભ્ય હતા. ૧૯૨૯ના સાલમાં મજુરોની હાલત બાબે તપાસ કરવા નીમવામાં આવેલાં શાહી કમીશનના તેઓ એક મેમ્બર હતા. ૧૯૨૫થી ૧૯૨૭ના વરસો દરમ્યાન સરકારની ચલણની રાજનીતીનો એવણે સખત વીરોધ કીધો હતો. ઈંડીયન કરન્સી લીગના તેઓ સ્થાપક અને પ્રમુખ હતા. ઈ. ડી. સાસુન ગરૂપની મીલો સાથ એમને સંબંધ છે. તેઓ થોડાં વર્ષો ઉપર રીટાયર થઇ ચીન ગયા હતા પણ ચીન મધ્યેના અશાંત મામલાને લીધે તેઓ હીંદ પાછા ફર્યા છે.

સરનામું:—ઇ. ડી. સાસુન અને કંપની, બેલાર્ડ એસ્ટેટ, મુંબઇ.

**વૈદ્યનાથન, મી૦ એલ. એસ,** એમ. એ., એફ. આઇ. એ. એકચુઅરી—મી૦ વૈદ્યનાથનનો જન્મ ૧૮૯૩ના ઓગસ્ટમાં થયો હતો. ૧૯૧૫માં એમણે એમ. એ.ની પરીક્ષા પહેલા નંબરે પસાર કરી મદ્રાસ યુનીવરસીટીનું સ્ટુઅર્ટ પ્રાઇઝ મેળવ્યું હતું. એમણે વડોદરા કોલેજના ગણીતના પ્રોફેસર તરીકે પહેલાં સેવા બજાવી હતી. ૧૯૨૪ના સાલમાં ચઢયાતી એકચુરીયલ ડીગ્રીનો અભ્યાસ કરવા અર્થે મુંબઇ સરકારના સ્કોલર તરીકે તેઓ ઇંગ્લાંડ ગયા હતા. ૧૯૨૬માં ઇનસ્ટીટયુટ ઓફ એકચુઅરીઝની છેવટની પરીક્ષા પસાર કીધી હતી. આ માન મેળવનારા તેઓ પહેલાજ હીંદીવાન હતા. દુન્યાના એકચુઅરીઓની મળેલી કોનફરન્સોમાં એમણે હીંદના પ્રતીનીધી તરીકે હાજરી આપી હતી હાલમાં તેઓ ઓરીએન્ટલ વીમાકંપનીમાં ઘણો ઉંચો હોદ્દો ધરાવે છે.

સરનામું:—ઓરીએન્ટલ બીલ્ડીંગ્સ, હોર્નબી રોડ, મુંબઇ.

**મરાઠે, શ્રી. ગણેશ સદાશીવ,** એમ. એ., એ આઇ. એ.—શ્રી. મરાઠેનો જન્મ ૧૮૮૨ના સાલમાં થયો હતો. તેઓ હીંદની સંખ્યાબંધ લાઇફ અને પ્રોવીડેન્ટ ઇનશ્યુરન્સ કુંપનીઓના કનસલટીંગ એકચુઅરી છે. હીંદ તેમજ લંડન મધ્યેની બે મોટી વીમાકંપનીઓમાં એમણે સેવા બજાવી હતી. તેઓ અનેક પ્રકારની જાહેર હીલચાલોમાં ભાગ લે છે. વીમા (ઇનસ્યુરન્સ) આલમમાં શ્રી. મરાઠેનું નામ મશહુર છે.

સરનામું:—પુના.

**કુંઝરૂ, પંડીત હરદયાનાથ**—પંડીત કુંઝરૂ એક લીબરલ આગેવાન તરીકે મશહુર છે અને હાલની લીડર્સ કોનફરન્સના તેઓ એક આગેવાન છે. સરવન્ટસ ઓફ ઇંડીયા સોસાયટીના તેઓ પ્રેસીડન્ટ છે. ૧૯૦૫ માં મરહુમ મી૰ જી. કે. ગોખલે તરફથી ઉભી કરવામાં આવેલી આ સોસાયટીમાં શરૂઆતમાં જોડાયલા કેટલાક સભાસદોમાંના એવણ એક હતા.



એઓ લીબરલ છે. ૧૯૧૮ ના સાલથી કે જયારથી લીબરલો કોંગ્રેસમાંથી જુદા પડયા હતા તે સાલ સુધી ઇંડીઅન નેશનલ કોંગ્રેસ સાથ ઘાડો સંબંધ ધરાવતા હતા. તે પછીથી લીબરલ સાથે જોડાઇ જઇ ઓલ ઇન્ડીઆ લીબરલ ફેડરેશનનું પ્રમુખપદ પણ લીધું હતું. વરસો સુધી એઓ જોડયા પ્રાંતની ધારાસભાના એક સભાસદ પણ હતા.

સરનામું:—સરવન્ટસ ઓફ ઇંડીઆ સોસાયટી, અલ્હાબાદ.

**શીવદાસાની, મી૰ હસનમલ પારમલ**, બી. એ. (કેનટબ)., આઇ. સી. એસ.—એમનો જન્મ ૧૮૯૧ ની સાલમાં થયો હતો. તેમણે હૈદ્રાબાદ અને મુંબઇની એલ્ફીનસ્ટન કોલેજમાં કેળવણી લીધી હતી અને બી. એ. માં ફર્સ્ટ કલાસ ફર્સ્ટ પસાર થવા સાથ અનેક ઇનામો મેળવ્યાં હતાં. એવણને ઇંગ્લાંડમાં અભ્યાસ કરવા માટે હીંદી સરકારની સ્કોલરશીપ મળી હતી. ઇંગ્લાંડની સેન્ટ જોન્સ કોલેજમાં તેઓ પાછળથી જોડાયા હતા અને ૧૯૧૩ માં મેથેમેટીકલ ત્રીપોસ માટેની પરિક્ષા પસાર કરી 'રેંગલર' (Wrangler) થયા હતા. ૧૯૧૪ ના ઓગસ્ટમાં એમણે આઇ. સી. એસ.ની અને એજ સાલનાં ડીસેમ્બરમાં બારીસ્ટર–એટ–લોની પરીક્ષાઓ પસાર કીધી હતી. ૧૯૨૨ ના સાલમાં ગાંધીજીની કરવામાં આવેલી ધરપકડને લીધે એમણે સરકારી નોકરીમાંથી રાજીનામું આપ્યું હતું. ૧૯૨૨ માં તેઓએ ઇંડસ્ત્રીયલ બેન્ક ઓફ વેસ્ટર્ન ઇંડયાના જનરલ મેનેજર થયા હતા. ૧૯૨૩ માં તેઓ મુંબઇની લેજીસ્લેટીવ કાઉન્સીલના એક સભાસદ હતા. ૧૯૩૦ ના સાલમાં મુંબઇની ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટના ચીફ ઓફીસર નીમાયા હતા. જે હોદ્દા ઉપર હજુ તેઓ છે.

સરનામું:—ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટ બીલ્ડીંગ, એસપ્લેનેડ રોડ, મુંબઇ.

**માધવ, (પ્રો૰) ક્રીષ્ણા બીંદુ**, એમ. એ, એફ. આર. એ. એસ., એ. આઇ. એ. (લંડન)—પ્રો૰ માધવનો જન્મ ૧૮૯૫ ના સાલમાં થયો હતો. હીંદની જીંદગીનો વીમો ઉતારનારી અનેક કંપનીઓના એઓ કનસલટીંગ એકચુઅરી છે. માઇસોરની યુનીવર્સીટીના મેથેમેટીકલ, ઇકોનોમીકસ એન્ડ સ્ટેટીસટીકસ ડીપાર્ટમેન્ટના તેઓ વડા છે. યુનીવર્સીટીની જુદી જુદી અનેક બોર્ડો ઉપર તેમજ ફેકલ્ટીઓમાં તેઓ સ્થાન ધરાવે છે. ઇન્ડીયન સાયન્સ કોંગ્રેસ અને ઇંડીયન મેથેમેટીકલ અને ઇકોનોમીક કોનફરન્સોમાં એમણે પોતાના 'રીસર્ચ'ને લગતા સંખ્યાબંધ નીબધો વાંચ્યા છે.

સરનામું:—મહારાજા કોલેજ, માઇસોર.

**ગોવિંદલાલ શીવલાલ મોતીલાલ,** જે. પી.—રાજા બહાદુર ગોવિંદલાલ એક આગેવાન મારવાડી વેપારી અને જાણીતા બેન્કર છે. હોમરૂલની ચળવળમાં તેમણે



આગેવાન ભાગ લીધો હતો. મુંબઈની મ્યુનીસીપાલીટીમાં પણ તેઓ ચુંટાયા હતા. તેમને અનેક વ્યાપારી સંસ્થાઓ સાથ સંબંધ છે. તેઓ નેશનાલીસ્ટ વીચારના છે અને પ્રજાકીય હીલચાલો અને કાર્યોમાં તેઓ સારી ઉલટ લે છે. મુંબાઈની દેશી વેપારી ચેમ્બરના તેઓ પ્રમુખ પણ હતા. કાઉન્સીલ ઓફ સ્ટેટના પણ તેઓ સભાસદ ચુંટાયા હતા.

સરનામું:—મલબાર હીલ, મુંબઈ.

**શાંતીદાસ આશકરણ**—ઓ૦ મી૦ શાંતીદાસ આશકરણ હીંદની વ્યાપારી, સ્પોર્ટીંગ અને જાહેર પ્રજામાં જાણીતા છે. તેઓ એક મોટા મીલમાલેક અને કાપડના વેપારી હોવા ઉપરાંત જુપીટર જનરલ ઇન્સ્યુરન્સ કંપનીના ચેરમેન છે. તેમને રેસીંગનો શોખ છે અને તેથી તેઓ કેટલાક સારી જાતના ઘોડાઓ ધરાવે છે અને તે ઘોડાઓએ અનેક વખત ઇનામો જીત્યાં છે. સીધીયા સ્ટીમ નેવીગેશન કંપની અને બીજી અનેક જોઈન્ટ સ્ટોક કંપનીઓમાં તેઓ ડીરેકટર છે. હાલમાં તેઓ કાઉન્સીલ ઓફ સ્ટેટના સભાસદ છે. પોતાની જૈન કોમના સવાલોમાં તેઓ ભારે ઉલટ ધરાવે છે અને ઓલ ઇન્ડીઆ જૈન એસોસીએશનના પ્રમુખનો હોદ્દો તેમણે દીપાવ્યો છે.

સરનામું:—નેપીયન્સી રોડ, મુંબઈ.

**કબીરૂદીન, મી૦ આહમદ,** એમ. એલ. એ., બાર-એટ-લો તેઓ કલકત્તાની હાઇકોર્ટના એક એડવોકેટ છે. એમનો જન્મ ૧૮૮૬ના સાલમાં થયો હતો. કેમ્બ્રીજની મેગડેલન કોલેજમાં કેળવણી લીધી હતી. ૧૯૧૦ના સાલમાં બારીસ્ટરની પરિક્ષા પસાર કીધી હતી. ઢાકાની યુનીવર્સીટી કોર્ટના તેઓ એક સભ્ય છે. ૧૯૧૭માં મળેલી બેંગાલ એગ્રીકલચરલ કોન્ફરન્સના તેઓ પ્રેસીડન્ટ હતા. ૧૯૨૦માં લેજીસ્લેટીવ કાઉન્સીલના અને ૧૯૨૧માં લેજીસ્લેટીવ એસેમ્બલીના એક સભાસદ તરીકે ચુંટી કઢાયા હતા. કલકત્તાના વીમેન્સ યુનીઅનના તેઓ એક સ્થાપક અને પ્રેસીડન્ટ હતા. એસેમ્બલી મધેની પાર્લામેન્ટરી મુસ્લીમ પાર્ટીના એવણ એક સ્થાપક અને ચીફ વ્હીપ હતા. એસેમ્બલીની ડેમોક્રેટીક પાર્ટીના એવણ એક સભાસદ હતા. મજુરોની હાલત બાબે તપાસ ચલાવવા નેમાયલાં શાહી કમીશનના એવણ એક સભાસદ હતા.

સરનામું:—૧૦, હેસટીંગ્સ, સ્ટ્રીટ, કલકત્તા.

**પેટીગરા, મી૦ નોશીર કાવસજી,** સોલીસીટર અને એડવોકેટ (ઓ. એસ.) મુંબઇ હાઇકોર્ટ—મી૦ નોશીર પેટીગરાનો જન્મ સુરતમાં તા૦ ૧૫ મી સપટેમ્બર



૧૯૦૪ ના દીને થયો હતો. મુંબઇના લોકપ્રિય ડેપ્યુટી પોલીસ કમીશનર મરહુમ ખાન બહાદુર કાવસજી પેટીગરાનાં તેઓ દીકરા થાય છે તેમનાં માતાજીનું નામ આવાંબાઈ છે. બાઇજી આવાંબાઇ તે શેઠ જહાંગીરશાહ અરદેશર તાલ્યારખાનનાં દીકરી થાય છે. મી૦ નોશીરે સેંટ ઝેવીઅર્સ હાઇસ્કુલમાંથી મેટ્રીકની, સેંટ ઝેવીઅર્સ કોલેજમાંથી બી. એ. ની અને લો કોલેજમાંથી એલ એલ. બી. ની પરીક્ષાઓ પસાર કરી હતી. ૧૯૨૫થી ૧૯૨૮ સુધી તેમણે જાણીતા સોલીસીટરો મેસર્સ મુલ્લાં અને મુલ્લાંમાં આરટીકલ્ડ કલાર્ક તરીકે કામ કરી ૧૯૨૯ ની સાલમાં સોલીસીટરની પરીક્ષા પસાર કરી હતી. એજ સાલમાં તેઓ મુંબઇ હાઇકોર્ટની ઓરીજીનલ સાઇડના એડવોકેટ તરીકે એનરોલ થયા હતા. ૧૯૩૦ ની સાલમાં તેઓ મુલ્લાં અને મુલ્લાંમાં ભાગીદાર તરીકે જોડાયા હતા. ૧૯૩૫ થી ૧૯૩૮ સુધી તેમણે સરકારી લો કોલેજમાં પ્રોફેસર તરીકે કામ કર્યું હતું અને નવેમ્બર ૧૯૩૮ થી તેઓ મુંબઇના પબ્લીક પ્રોસીક્યુકર અને કીંગ્સ પ્રોકટર તરીકે કામ કરે છે. તેઓ ગંભીર અને ઠંડા સ્વભાવના તથા ગરીબો તરફ દીલસોજી ધરાવતા હોવાથી પોતાના સરકલમાં તેઓ ઘણા માનીતા છે. ફેબ્રુઆરી ૧૯૩૫ માં તેમણે ખાનબહાદુર ડી. નાદીરશાહનાં દીકરી શીરીન બાઇ સાથે લગ્ન કર્યાં છે. મીસીસ શીરીન પેટીગરા પણ એક સારા સોશીઅલ વર્કર તરીકે જાણીતાં છે.

સરનામું:—ધન વીલા, નં. ૨૧ પાલીહીલ, વાંદરા.

**મહેતા, મીસીસ શારદા, બી. એ.,** એમનો જન્મ ૧૮૮૨ ના સાલમાં થયો હતો. વડોદરાની મહારાણી હાઇસ્કુલના એઓ એકટીંગ પ્રીન્સીપાલ હતા. વડોદરાની શ્રી ચીમનાબાઇ સ્ત્રી સમાજના એઓ ઓરગેનાઈઝર અને સ્થાપક છે. મુંબઇની યુનીવરસીટીના તેમજ વીમેન્સ યુનીવરસીટીના એઓ ફેલો છે. મુંબઇની યુનીવરસીટીની સીન્ડીકેટના એઓ થોડોક વખત એક સભાસદ હતા. શ્રી ચીમનાબાઇ ગાયકવાડ હીંદુ ગર્લ્ઝ સ્કોલરશીપ ટ્રસ્ટ ફંડના એઓ ઓનરરી સેક્રેટરી છે. ૧૯૨૮ ની સાલમાં બરોડા સ્ટેટ પ્રજામંડળના એઓ એક મેમ્બર હતા. અમદાવાદમાં છોકરીઓનું હોસ્ટેલ ઉભુ કરવા માટેના એઓ એક ઓરગેનાઇઝર છે.

સરનામુ:—એલીસ બ્રીજ, અમદાવાદ.

**જગજીવન ઉજમસી મુળજી**—શેઠ જગજીવનદાસ ખાંડના એક મોટા વેપારી છે તેમજ ૧૯૨૯ની સાલથી સુગર મરચંટસ એસોસીએશનના પ્રેસીડંટ છે. ખાંડના ઉદયોગની ખીલવણી અર્થે એમણે અનેકવાર યુરોપ, જાવા, વીગેરે મુલકોની મુલાકાત લીધી હતી. તેઓ અનેક વ્યાપારી તથા જાહેર સંસ્થાઓ સાથ સંબંધ ધરાવે છે.

સરનામુ:—વસીયામલ બીલ્ડીંગ, બાબુલ નાથ રોડ, મુંબઇ

**જસદનવાલા, મી૦ એ. એ.**—સ્પોર્ટીંગ, રેસીંગ અને વેપારી આલમમાં મી૦ એ. એ. જસદનવાલાનું નામ જાણીતું છે. મેસર્સ આદમજી લુકમાનજીની વર્ષોની જુની અને ધીકતી પેઢીના તેઓ એક ભાગીદાર છે. તેમનો જન્મ ૧૮૯૯ની સાલમાં થયો હતો. મુંબઇના ઇસ્લામ જીમખાનાના તેઓ વર્ષોથી ઓનરરી સેક્રેટરી છે. બોંબે ક્રીકેટ એસોસીએશન અને ક્રીકેટ ક્લબ ઓફ ઇન્ડીઆના પણ તેઓ જાણીતા સભ્ય હોવા ઉપરાંત એક હોદ્દેદાર છે. તેમને શહેરની ઘણી જાહેર સંસ્થાઓ સાથ સંબંધ છે.



સરનામું:—રહીમતુલ્લા હાઉસ, હોમજી સ્ટ્રીટ, કોટ, મુંબઇ.

**હોલ્કર, માજી મહારાજા સર તુકોજીરાવ**—ઇંદોરના માજી મહારાજા સર તુકોજીરાવનો જન્મ ૧૮૯૦ના સાલમાં થયો હતો. અજમેરની મેયો કોલેજમાં એમણે કેળવણી લીધી હતી. ૧૯૧૦ની સાલમાં તેમણે યુરોપની મુલાકાત લીધી હતી. ૧૯૧૧ માં થયલી તાજપોષીની ક્રિયામાં પણ એમણે હાજરી આપી હતી. ૧૯૧૩ તેમજ તે પછી ૧૯૨૧ની સાલમાં એમણે ફરી યુરોપની મુલાકાત લીધી હતી. ૧૯૨૬ના ફેબ્રુઆરી મહીનામાં એમણે ગાદીત્યાગ કર્યો હતો. તે પછી તેઓ એક અમેરીકન બાનુને પરણ્યા હતા. એ બાનુને હીંદુ ધર્મમાં લેવામાં આવી છે. એ લગ્ન સુખી નીવડયા છે અને એ અમેરીકન બાનુથી સર તુકોજીરાવને કેટલાંક છોકરાંઓ પણ છે. તેમણે ગાદીત્યાગ કર્યો છે છતાં રાજ્યના વહીવટમાં તેઓ સારી ઉલટ લઇ રહયા છે.

સરનામુ:—ઇંદોર.

**ગામા**—દુનીયાના ચેમ્પીયન કુસ્તીબાજ તરીકે મલ્લરાજ ગામાનું નામ મશહુર છે. તેમણે પોતાના ભાઇ ઇમામબક્ષ કે જે પણ એક અચ્છા કુસ્તીબાજ છે, તેની સાથ દુનીયાની મુસાફરી કીધી છે. દુન્યાના દરેક દેશોના ચેમ્પીયનોને એમણે ચેલેંજ કરી હતી, અને અત્યાર સુધીમાં દુન્યાના કોઇબી કુસ્તીબાજે એઓ ઉપર સરસાઇ મેળવી નથી. યુરોપના જાણીતા કુસ્તીબાજો ઝીબીસ્કી અને પીટરસનને અનુક્રમે ત્રણ અને એક મીનીટમાં તેમણે હરાવ્યા છે, જે એક રેકોર્ડ છે.

સરનામુ:—પતીઆલા.

**મહેતા, મીસીસ હુમાબાઇ જે. કે., જે. પી.**—એવણુ બાઇસાહેબનો જન્મ ૧૮૮૩ના સાલમાં થયો હતો. તેઓ



હાલના સર દીનશા પીટીટ બેરોનેટનાં ફોઈ થાય છે. તેવણુ એક જાણીતા "સ્પોર્ટસ-વુમન" છે. અને સુંદર ઘોડેસ્વારી જાણે છે. એક વખત એવણુ રેસના ઘોડાઓ પણ ધરાવતા હતા જે અનેકવાર ઇનામો જીતી ગયા હતા. એમણે દુન્યાના તમામ ભાગોની મુસાફરી કીધી છે. એવણુના માતાજી બાઇ આવાંબાઇના મરણ પછી તેઓને કીંમતી ઝવેરાતનો વારસો મળ્યો હતો જેની કીંમત રૂ. ૧૨ લાખ જેટલી અડસટવામાં આવી હતી અને તેની આવકમાંથી તેવણે વાંદરા મધે પારસી છોકરીઓ માટેની ઓરફનેજ બંધાવી તેને "બાઇ આવાંબાઇ ફરામજી પીટીટ પારસી ગર્લ્ઝ ઓરફનેજ"નું નામ આપ્યું હતું. એવણુની પારસી કોમ પ્રત્યેની તેમજ સાર્વજનીક સખાવતો વિશાળ છે. એવણુ બાઇના લગ્ન ૧૯૧૯ના સાલમાં મી૦ જેહાંગીર કે. બી. મહેતા સાથ થયાં હતાં જેઓ પણુ એક અચ્છા ઘોડેસ્વાર છે તેમજ દુન્યાના તમામ ભાગોની મુસાફરી કીધી છે. પારસી કોમના હીત અર્થે મી૦ મહેતા પણુ ઉલટમંદ સેવાઓ અર્પી રહયા છે.

પારસી કોમ માટે બાઈજી હુમાબાઈની સેવાઓ હંમેશાં હાજર છે અને હાલમાં તેઓ પારસી કોમની બહેતરીનાં કાર્યમાં સારો હીસ્સો આપી રહયાં છે.

સરનામું:—માઉન્ટ પ્લેઝન્ટ રોડ, મુંબઇ.

**નહેરૂ, મીસીસ રામેશ્વરી**—એવણુનો જન્મ ૧૮૮૯ના સાલમાં થયો હતો. તેઓના લગ્ન મી૦ બ્રીજલાલ નહેરૂ સાથ થયાં હતાં કે જેઓ નોર્થ વેસ્ટર્ન રેલ્વેના ચીફ ઓડીટર છે. મીસીસ નહેરૂએ રશીઆ, ઇજીપ્ત, બરમા વિગેરે યુરોપના મુલકોનો પ્રવાસ કીધો છે. "સ્ત્રીદર્પણુ"ના તેઓ કેટલાંક વરસો સુધી એડીટર હતાં. ઓલ ઇંડીયા વીમેન્સ કોનફરન્સના એવણુ સોશ્યલ સેક્રેટરી છે. વીમેન્સ ઇંડીયન એસોસીએશનની લંડન કમીટીના એઓ પ્રેસીડન્ટ છે. તેમજ એજ ઓફ કનસેન્ટ કમીટીના તેઓ એક સભ્ય છે. હીંદી સવાલો બાબે ઇંગ્લાંડ તેમજ યુરોપ મધે આવેલી સંખ્યાબંધ સભાઓ સમક્ષ એમણે ભાષણો કીધાં હતાં. લંડન અને જીનીવા ખાતે મળેલી સ્ત્રીઓને લગતા સવાલો સંબંધી દેશપરદેશની અનેક કમીટીઓના એવણુ એક સભાસદ છે. ઇંડીયન લીગની વીમેન્સ કમીટીના તેઓ પ્રેસીડન્ટ હતા.

સરનામું:—લાહોર.

**સેન, ઓ૦ મી૦ ક્ષીતીશચન્દ્ર,** બી. એ. (કલકત્તા), બી. એ. (કેમ્બ્રીજ), આઈ. સી. એસ., મુંબઇ હાઇકોર્ટના જજ—એમનો જન્મ ૧૮૮૮માં થયો હતો.



એમણે શ્રીમતી લીલા દાસગુપ્તા સાથે લગ્ન કર્યા છે. એમણે કલકત્તાની પ્રેસીડન્સી કોલેજ અને કેમ્બ્રીજના ટ્રીનાટી હોલમાં કેળવણી લીધી હતી. ૧૯૧૩ માં આઇ સી. એસ. થયા અને નાશીક ને ધારવાડ જીલ્લાના મદદનીશ કલેકટર તરીકે નોકરીમાં જોડાયા. ૧૯૨૦–૨૩માં ધારવાડ, સોલાપુર, ખાનદેશ અને થાણા જીલ્લાના મદદનીશ જજ, ૧૯૨૩–૨૪માં લેજીસ્લેટીવ કાઉન્સીલના સેક્રેટરી અને મદદનીશ લીગલ રીમેમ્બ્રન્સર, ૧૯૨૪–૨૫ માં લીગલ ડીપાર્ટમેન્ટના ડેપ્યુટી સેક્રેટરી, ૧૯૨૩ અને ૧૯૨૫–૨૮ માં થાણા અને કાનડા જીલ્લાના જીલ્લા અને સેશન્સ જજ, ૧૯૨૮–૩૧ માં હાઇકોર્ટની એપેલેટ સાઇડના રજીસ્ટ્રાર, ૧૯૩૧–૩૪ માં હૈદ્રાબાદ (સીંધ)માં જીલ્લા અને સેશન્સ જજ અને ૧૯૩૫–૩૭માં લીગલ રીમેમ્બ્રન્સર હતા. ૧૯૩૭ના જુનથી મુંબઇની હાઇકોર્ટના જજ હતા. ૧૯૩૯ માં વધારાના જજ નીમાયા.

સરનામું:—નારાયણ દાભોલકર રોડ, મલબારહીલ, મુંબઇ.

**જયરામદાસ દોલતરાય.**—મી૦ જયરામદાસનો જન્મ ૧૮૯૨ના સાલમાં થયો હતો. ૧૯૧૫ના સાલમાં ધારાશાસ્ત્રી તરીકેની છેવટની પરિક્ષા પસાર કીધી હતી. જે પછી કરાંચી મધ્યે તેમણે એક ધારાશાસ્ત્રી તરીકે પ્રેકટીસ કરવા માંડી હતી ૧૯૧૬ માં હોમરૂલની ચળવળમાં તેઓ જોડાયા હતા. ૧૯૧૯ ના સાલમાં સત્યાગ્રહની ચળવળમાં તેમણે ભાગ લીધો હતો. ૧૯૧૭ના સાલથી ઓલ ઇન્ડીયા કોંગ્રેસ કમીટીના એવણ એક સભાસદ છે. ૧૯૨૦–૨૧ ના અસહકારની ચળવળમાં પણ ભાગ લીધો હતો, જેને અંગે તેઓને જેલની સજા થઇ હતી. ૧૯૨૫–૨૭માં અને તે પછી કેટલીક વાર તેઓ કોંગ્રેસના જેનરલ સેક્રેટરી હતા. મુંબઇની લેજીસ્લેટીવ કાઉન્સીલના તેઓ એક સભ્ય પણ હતા. રાજદ્વારી ચળવળોમાં ભાગ લેવા માટે તેમને અનેકવાર કેદની સજા થઇ હતી.

સરનામું:—હૈદ્રાબાદ (સીંધ.)

**મર્ઝબાન, મી૦ અરદેશર ફીરોજશાહ,** બી. એ —પારસી કોમનાં માનીતાં દઇનીક પત્ર "જામે જમશેદ 'ના અધિપતિ મી૦ અરદેશર ફીરોજશાહ મર્ઝબાનનો જન્મ



૧૯૧૪ ની સાલમાં મુંબઈમાં થયો હતો. મી૦ અરદેશરે મુંબઇની ભરડા ન્યુ હાઇસ્કુલમાં માધ્યમીક અને એલફીન્સ્ટન કોલેજમાં ઉચ્ચ કેળવણી લઇ ૧૯૩૨ ની સાલમાં બી. એ.ની પરીક્ષા પસાર કરી હતી. ૧૯૩૩ માં તેમના પીતા મી૦ ફીરોજશાહ મરણ પામ્યા હતા અને તેથી તેઓ એમ. એ.નો અભ્યાસ પડતો મુકી "જામે"માં જોડાઇ ગયા હતા. મી૦ પીજામના મરણ પછી "જામે"નું તંત્રીપદ તેમના ભાઇ મી૦ શાવકશાહે લીધું હતું અને મી૦ શાવકશાહના મરણ પછી ૧૯૩૬ માં "જામે 'નું તંત્રીપદ મી૦ અરદેશરને ફાળે આવ્યું હતું. મી૦ અરદેશર ઉચ્ચ કેળવણી પામેલા હોવાથી અને જરનાલીઝમનો વારસો તેમના દાદાજી મી૦ જેહાંગીરજી મર્ઝબાનના વખતથી તેમને મળેલો હોવાથી મી૦ અરદેશરે પોતાના ભાઈની સાથે મળીને "જામે' ને આગળ પાડવામાં સારો ભાગ ભજવ્યો છે અને તેમના પિતાની એક લાંબા સમયની મુરાદ તેમણે ૧૯૩૯ ની સાલમાં પુરી પાડી હતી. મરહુમ મી૦ પીજામની ઇચ્છા એ હતી કે એક દઇનીક પત્ર સાથે એક ફર્સ્ટ કલાસ અઠવાડીક પત્ર પણ કાઢવું, અને મી૦ અરદેશરે અને તેના ભાઇએ પોતાના પિતાનું સ્વપ્ન ખરૂં પાડયું છે. થોડાજ સમયમાં "જામે"ની અઠવાડીક આવૃત્તિ પણ ઘણી લોકપ્રિય થઇ પડી હતી અને આજે એ અઠવાડીકે પણ મુંબઈની પ્રજામાં તથા પારસી કોમમાં સારૂં સ્થાન પ્રાપ્ત કરયું છે.

મી૦ અરદેશર એક સારા લેખક અને પત્રકાર છે.

સરનામુ:—C/o. "જામે જમશેદ", બેલાર્ડ એસ્ટેટ, મુંબઈ.

**કીચલુ, ડા૦ સૈફુદ્દીન,** બાર-એટ-લો,—૧૯૧૩ ની સાલથી એમણે રાવલપીંડી મધે પ્રેકટીસ શરૂ કીધી હતી. માર્શ્યલ લો કમીશને એજ સાલમાં એમને દેશ-પારનો હુકમ કીધો હતો. એજ સાલ (૧૯૧૯)ના નાતાલના તહેવારો દરમ્યાન તેમને છોડી મુકવામાં આવ્યા હતા. ૧૯૨૦ ના સાલમાં કોંગ્રેસ અને ખીલાફતની ચળવળોમાં ભાગ લેવા માટે તેમણે પ્રેકટીસ પડતી મેલી હતી. અસહકાર તેમજ સત્યાગ્રહની ચળવળોમાં આગેવાનીભર્યો ભાગ લીધો હતો. કોંગ્રેસના એકટીંગ પ્રેસીડન્ટનો ઓધ્ધો પણ એમણે ભોગવ્યો હતો.

સરનામું:—અમૃતસર.

**લાલભાઇ હીરાચંદ વકીલ**—શ્રી. લાલભાઇ શેઠનો જન્મ અમદાવાદમાં તા૦ ૨૦મી ડીસેમ્બર ૧૮૭૭ના દિને



થયો હતો. તેઓ જૈન શ્વેતાંબર કોમના છે. તેમના પિતા તે જમાનામાં અમદાવાદના એક અગ્રગણ્ય વકીલ હતા. શ્રી. લાલભાઇ શેઠે અમદાવાદની મીશન હાઇસ્કુલમાં અને ગુજરાત કોલેજમાં કેળવણી લીધી હતી અને તે પછી વ્યાપારમાં પડયા હતા. શરૂઆતમાં તેમણે વીમાનો અને તે પછી ઝવેરાતનો ધંધો કર્યો હતો અને ૧૯૦૮ની સાલમાં લાલભાઇ માણેકલાલની જાણીતી પેઢીની સ્થાપના કરી હતી. તેઓ અમદાવાદ શરાફ મહાજનના સભ્ય પણ થયા હતા. આવી રીતે કેટલોક સમય વ્યાપાર કર્યા પછી તેમણે જગાભાઈ લાલભાઇની પેઢી સ્થાપી અને ઝવેરાતનો ધંધો સારી રીતે ચાલુ રાખ્યો. એ ધંધામાં તેમણે સારી નામના મેળવી અને તેમનામાં વેપારી પ્રજાનો સારો વિશ્વાસ બેસતો ગયો. ઝવેરાતના ધંધામાં પ્રમાણિકતા અને ઘરાકોનો વિશ્વાસ પ્રાપ્ત કરવાની શકિત અવશ્યનાં હોવાથી શ્રી. લાલભાઇ શેઠ પોતાનામાંના એ બેઉ સદ્ગુણોને લીધે સારા આગળ વધી શકયા. આવી રીતે પોતાની આસપાસ ઘરાકોનું એક સારૂં મંડળ મેળવીને તેમણે સાથે સાથે શેર બજારમાં પણ કામકાજ કરવા માંડયું. ૧૯૧૬ની સાલમાં તેઓ મુંબઇના જુના શેર બજાર (ધી નેટીવ શેર એન્ડ સ્ટોક બ્રોકર્સ એસોસીએશન)ના એક સભ્ય થયા અને દલાલ તરીકેનો કાર્ડ પણ લીધો. તેમણે એ પેઢીનું નામ મેસર્સ લાલભાઇ હીરાચંદ રાખ્યું છે અને મુંબઇ તથા અમદાવાદના વ્યાપારી મંડળોમાં એ પેઢી મશહુર છે. લાલભાઇ હીરાચંદની પેઢીના આજે તેઓ એક સીનીઅર ભાગીદાર છે, જ્યારે બીજા ભાગીદારોમાં તેમના ભાઇ શેઠ સોમાભાઇ અને ભત્રીજા શેઠ રસીકલાલભાઇ છે. શેઠ લાલભાઇને મુંબઇ તથા અમદાવાદની અનેક વ્યાપારી સંસ્થાઓ સાથે સંબંધ છે અને તેઓ એક ઠરેલ, દીર્ઘદ્રષ્ટીવાળા, દયાળુ, પ્રમાણિક અને તડનેફડ સંભળાવી દેનારા લેખાતા હોવાથી વ્યાપારીઓ તેમને ચાહે છે અને તેમની ચાલુ સલાહ લે છે. શ્રી. લાલભાઇ શેઠ મુંગી સેવામાં માને છે અને અનેક વ્યાપારી મંડળો સાથ તેમને સંબંધ હોવા છતાં અને વ્યાપારીઓમાં તેમની મોટી લાગવગ હોવા છતાં કોઇ પણ સ્થળે હોદ્દો ભોગવવાની તેમણે આશા રાખી નથી. કેળવણી, જીવદયા, સામાજીક, જાહેર અને ધાર્મીક પ્રશ્નોમાં તેઓ ઘણી ઉલટ લઇ રહયા છે અને એ કાર્યોમાં

પોતાથી બનતી સેવા અને મદદ આપે છે. તેઓ દયાળુ દીલના છે પણ પોતાની જાહેરાતના ભુખ્યા નહીં હોવાથી એવી રીતે દાન કરે છે કે ડાબે હાથે તેઓ જે કાંઇ આપે તે તેમનો જમણો હાથ પણ જાણે નહીં. શેઠ લાલભાઇને એક પુત્ર અને બે પુત્રીઓ છે.

સરનામું:—૪૧૮ લેમીંગ્ટન રોડ, મુંબઇ.

**મેકલીન, ના૦ જજ આલ્બર્ટ સાર્ટન રોમર,** બી. એ., મુંબઇ હાઇકોર્ટના જજ—એમનો જન્મ ૧૮૯૦ માં થયો હતો.



એમણે ઓક્ષફર્ડના વેસ્ટમીનીસ્ટર અને ક્રાઇસ્ટ ચર્ચમાં શિક્ષણ મેળવ્યું હતું. ૧૯૧૩ માં તેઓ હિંદ આવ્યા હતા અને મુંબઇમાં મદદનીશ કલેકટર અને મેજીસ્ટ્રેટ તરીકે નોકરીમાં જોડાયા હતા. ૧૯૨૨ માં મદદનીશ જજ અને મદદનીશ સેશન્સ જજ નીમાયા હતા. ૧૯૨૩ માં મદદનીશ જજ અને વધારાના સેશન્સ જજ બન્યા હતા. ૧૯૨૪ માં જજ નીમાયા હતા. ૧૯૨૬ માં હાઇકોર્ટની એપેલેટ સાઇડના રજીસ્ટ્રાર બન્યા અને ૧૯૨૯ માં પાછા જજ અને સેશન્સ જજ નીમાયા હતા. થોડા સમય બાદ એજ વર્ષમાં એડનના જયુડીશીયલ એસીસ્ટન્ટ અને વધારાના સેશન્સ જજ નીમાયા હતા. ૧૯૩૧ માં સરકારના લીગલ ડીપાર્ટમેન્ટમાં કામચલાઉ મંત્રી તરીકે નીમણુંક થઇ હતી. ૧૯૩૨ માં વેસ્ટર્ન ઇન્ડીઆના દેશી રાજ્યોમાં જયુડીશીઅલ કમીશનર બન્યા અને ૧૯૩૪ માં મુંબઇ હાઇકોર્ટના કામચલાઉ અને ૧૯૩૫ માં જજ નીમાયા.

સરનામું:—કારમાઇકલ રોડ, મુંબઇ.

**હુસેનભાઇ અબ્દુલ્લાભાઇ લાલજી—** એવણ મુંબઇના એક જાણીતા ધંધાદારી, મીલમાલેક તેમજ મુંબઇના માજી મેયર છે. એઓ મુંબઇની મ્યુનીસીપાલીટીના, સ્ટેન્ડીંગ કમીટીના, સીટી અને ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટના વર્ષો સુધી સભાસદ હતા. ઇન્ડીઅન મરચન્ટસ ચેમ્બર વિગેરે જાહેર સંસ્થાઓના સભાસદ છે. ચેમ્બરના તેઓ પ્રમુખ પણ થયા હતા. ૧૯૩૫ માં દીલ્હી ખાતે મળેલી ફેડરેશન ઓફ ઇન્ડીઅન મરચન્ટસ ચેમ્બરના તેઓ પ્રેસીડન્ટ હતા. એજ સાલમાં જીનીવા ખાતે મળેલી મજુરોની કોનફરન્સમાં હીંદી કારખાનાંવાળાઓના પ્રતીનીધી તરીકે હાજરી આપી હતી. મુંબઇની લેજીસ્લેટીવ કાઉન્સીલના વર્ષો સુધી સભાસદ હતા. ૧૯૩૦ માં મજુરોની હાલત બાબે તપાસ કરવા નેમાયલાં વ્હીટલી કમીશનના એવણ એસીસ્ટન્ટ કમીશનર હતા. હાલમાં તેઓ હીંદી ધારાસભાના સભાસદ છે.

સરનામું:—વોરડન રોડ, મુંબઇ.

**વર્મા, શ્રી. જયકૃષ્ણ નાગરદાસ,** બી. એ. એલ એલ. બી, એમ. એસ સી., ઇકોનોમી (લંડન), બેરીસ્ટર, રોયલ સ્ટેટીસ્ટીકલ સોસાયટી, લંડનના ફેલો, ૧૯૩૬થી લુણાવાડા રાજ્યના દિવાન—એમનો જન્મ ૧૮૯૪માં ભરૂચમાં થયો



હતો. ૧૯૨૪માં શ્રી. રતીલાલ ઠક્કરની પુત્રી શ્રીમતિ કુંજલીલા સાથે એમણે લગ્ન કર્યાં હતા. ભરૂચની હાઇસ્કુલમાં કેળવણી લીધા પછી વડોદરાની શ્રી. સયાજી હાઇસ્કુલમાં દાખલ થયા હતા. પછી મુંબઇની વિલ્સન અને ગવર્નમેન્ટ લો કોલેજમાં અભ્યાસ કરી ડીગ્રીઓ મેળવી હતી. મીડલટેમ્પલમાં બેરીસ્ટર થયા અને લંડનની સ્કુલ ઓફ ઇકોનોમીકસમાં એમ. એસ. સી.ની ડીગ્રી મેળવી. મુંબઇ ઇંડસ્ટ્રીયલ મીલ અને તુલસીદાસ તેજપાલ મીલ્સના મંત્રી હતા. મુંબઇ હાઇકોર્ટમાં ઓરીજીનલ સાઇડના એડવોકેટ તરીકે ૧૯૨૪ થી ૧૯૩૬ સુધી પ્રેકટીસ કરેલી. સીડનહામ કોલેજમાં મરકન્ટાઇલ લોના પ્રોફેસર તરીકે પણ કામ કરેલું. એ ઉપરાંત ૧૯૩૪–૩૬ માં શ્રી. સાહિત્ય સંસદના સહાયક મંત્રી હતા. બે સ્વર્ગસ્થ બાળકો જગદીશચંદ્ર અને જ્યોત્સના વર્માની સ્મૃતિ તરીકે ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળને પોતાના પુસ્તકાલયનો એક વિભાગ અર્પણ કર્યો છે. ઉપરાંત શ્રીમતિ નંદકુંવરબા નાગરદાસ વર્માને નામે સુરતના સ્ત્રીમંડળમાં એક પુસ્તકાલય અર્પણ કર્યું છે. એમણે કેટલાક ગ્રંથો પણ લખ્યા છે: અંગ્રેજીમાં "કોન્સ્ટીટયુશનલ લૉ ઓફ ઇંડીઆ એન્ડ ઇંગ્લાંડ"માં પ્રગટ થયેલા પુસ્તકના લેખકોમાંના એક લેખક છે. આ ઉપરાંત ગુજરાતીમાં "હિંદી રાષ્ટ્રીય મહાસભાનો ઇતિહાસ ભાગ ૧–૨", "મહાત્મા ગાંધીજીનું જીવન"માં પણ એમણે લેખક તરીકે ફાળો આપ્યો છે. શ્રી૦ "વર્માની વિવિધ વાર્તાઓ" અને "લક્ષ્મીની સાડી"ના કર્તા છે. ૧૯૩૭માં શ્રી. વર્માને કોરોનેશલમેડલ મળેલો અને "રાજ્યવલ્લભ"નો ઇલ્કાબ અર્પણ થયો હતો.

સરનામું:—લુણાવાડા (ગોધરા) થઇને.)

**આયર, પ્રો. સી. એસ. રંગા—** એમનો જન્મ ૧૮૯૪ના સાલમાં થયો હતો. કોઇમબેટોર અને ત્રીચીનોપોલી મધે એમણે કેળવણી લીધી હતી. ૧૯૨૩ થી ૧૯૩૪ના વરસો સુધી તેઓ હીંદની વડી ધારાસભાના એક સભાસદ પણ હતા. "ફાધર ઇંડયા"ની જાણીતી ચોપડી તેમજ બીજી અનેક ચોપડીઓના તેઓ કર્તા છે. તેઓ કોંગ્રેસ અને કામદારોના સવાલોમાં હીત ધરાવે છે. ડીફેન્સ ઓફ ઇંડઆ રૂલ્સ હેઠળ હાલમાં તેમની ધરપકડ થઇ છે.

**સોમાભાઇ હીરાચંદ વકીલ**—શેઠ સોમાભાઇનો જન્મ અમદાવાદમાં તા૦ ૧૪ મી જુલાઈ ૧૮૮૪ના દિને



થયો હતો. તેઓ જૈન શ્વેતાંબર કોમના છે. તેમના પિતા ને જમાનામાં અમદાવાદના એક અગ્રગણ્ય વકીલ હતા શ્રી. સોમાભાઇ શેઠ માધ્યમિક કેળવણી લીધા પછી કાપડના ધંધામાં પડયા હતા અને અમદાવાદની જાણીતી વકીલ બ્રધર્સની પેઢી સ્થાપી હતી. તે પછી તેઓ પોતાના વડીલબંધુ શેઠ લાલભાઇની સાથે લાલભાઇ માણેકલાલની ઝવેરાતની પેઢીમાં જોડાયા હતા. એ પેઢીનું કામકાજ ઘણું વધી પડવાથી અને યુરોપમાં રહી ઝવેરાતનું વેચાણ કરવા માટે એક અંગત, પ્રમાણિક, વિશ્વાસુ, હુંશીઆર અને અનુભવી માણસની જરૂર હોવાથી બહારના કોઇ સખ્સને તે કામ નહીં સોંપતાં શેઠ સોમાભાઇનેજ એ કામ માટે પસંદ કરવામાં આવ્યા. એ ધંધાને અંગે તેઓ યુરોપમાં લાંબી મુદત સુધી રહયા હતા. યુરોપથી પાછા ફર્યા પછી શેઠ સોમાભાઇ પોતાના વડીલબંધુની સાથે લાલભાઇ હીરાચંદની શેર દલાલોની પેઢીમાં જોડાયા અને એ પેઢીને આગળ વધારવામાં તેમણે ઘણો કીંમતી ફાળો આપ્યો છે. આ પેઢીના માલેકો અમદાવાદના વતની હોવાથી અમદાવાદની પ્રજા તરફથી તેમને ઘણું કામકાજ મળતું હતું અને હજી પણ મળે છે અને તેથી અમદાવાદના ઘરાકોની સગવડ માટે શેઠ સોમાભાઇએ અમદાવાદના શેર બજારમાં કાર્ડ લીધો અને એમની પેઢી સોમાભાઈ હીરાચંદની પેઢી તરીકે મશહુર છે. એ પેઢીના શેઠ સોમાભાઇ એક સીનીઅર ભાગીદાર છે. યુરોપ અને મુંબઇના વ્યાપારી બજારોના અંગત અનુભવને લીધે અને પ્રમાણિકપણે કામ લઇ પોતાના ઘરાકોને ખરી સલાહ આપવાની ટેવને લીધે શેઠ સોમાભાઇ વ્યાપારીઓમાં અને પોતાના ઘરાકોમાં ઘણા માનીતા છે. તેઓ પોતાનાં હિત કરતાં ઘરાકોનાં હીત તરફ વધારે ધ્યાન આપે છે અને તેથી તેઓ પોતાની આસપાસ એક મોટું મીત્રમંડળ ધરાવે છે શેર બજાર જેવાં બજારોમાં દલાલો માટે જે મુખ્ય ચીજની જરૂર છે તે એ છે કે ઘરાકોનો વિશ્વાસ મેળવવો, કારણ કે ઘરાકો મોટે ભાગે પોતાના દલાલની સલાહ પ્રમાણે ચાલે છે તેઓ પોતાના સ્વાર્થ કે ઘરાકની ખફગીની દરકાર કર્યા વગર પોતાના ઘરાકને હંમેશ સીધી દોરવણી આપવાની કાળજી રાખે છે અને તેથી તેમના ઘરાકોનો તેઓ પુર્ણ વિશ્વાસ મેળ-

વવાને ભાગ્યશાળી નીવડયા છે.

શેઠ સોમાભાઇને મુંબઇ તથા અમદાવાદની અનેક વ્યાપારી સંસ્થાઓ સાથે સંબંધ છે અને તેઓ એક ઠરેલ, દીર્ઘદ્રષ્ટીવાળા, દયાળુ, પ્રમાણિક અને તડનેફડ સંભળાવી દેનારા લેખાતા હોવાથી વ્યાપારીઓ તેમને ચાહે છે અને તેમની ચાલુ સલાહ લે છે. તેઓ મુંગી સેવામાં માને છે અને અનેક વ્યાપારી સંસ્થાઓ સાથ તેમને સંબંધ હોવા છતાં અને વ્યાપારીઓમાં તેમની મોટી લાગવગ હોવા છતાં કોઇ પણ સ્થળે હોદ્દો ભોગવવાની તેમણે આશા રાખી નથી. કેળવણી, જીવદયા, સામાજીક, જાહેર અને ધાર્મિક પ્રશ્નોમાં તેઓ ઘણી ઉલટ લે છે અને એ કાર્યોમાં પોતાથી બનતી સેવા અને મદદ આપે છે. તેમને ૩ છોકરા અને ૪ છોકરીઓ છે

સરનામું:—એલીસ બ્રીજ, અમદાવાદ.

**હારડીકર (ડૉ૰) નારાયણ સુબ્બરાવ,** એમ. સી. પી. એસ, એમ. એસ સી. (યુ. એસ. એ.)—ડૉ૰ હારડીકર આઠ વરસ સુધી અમેરીકામાં રહયા હતા. અમેરીકાની ઇલીનોઆ યુનીવર્સીટીમાં પી. એચ. ડીની ડીગ્રી માટે જો કે ટર્મભરી હતી તો પણ પાછળથી અભ્યાસ પડતો મેલ્યો હતો અને રાજકરણમાં પડયા હતા. ૧૯૧૭થી ૧૯૨૧ સુધી તેઓ અમેરીકાની હોમરૂલ લીગના જનરલ સેકરેટરી હતા. "યંગ ઇંડીયા"ના તેઓ મેનેજીંગ એડીટર હતા. ૧૯૨૧માં હીંદ પાછા ફર્યાં હતા, અને અસહકારની ચળવળમાં ભાગ લેવા લાગ્યા હતા. નાગપુર ખાતેના સત્યાગ્રહની ચળવળને અંગે તેઓને જેલની સજા થઇ હતી. કોંગ્રેસની વરકીંગ કમીટીના તેવણ એક સભાસદ હતા. મીઠાંના સત્યાગ્રહની ચળવળમાં ભાગ લેવા માટે તેમને બેવાર સજા થઈ હતી.

સરનામું:—હુબલી.

રૂઇકર, **મી૰ આર. એસ.,** બી. એ., એલ એલ. બી., એડવોકેટ, નાગપુર—મી૰ રૂઇકર કામદારોના હીતની હીલચાલમાં ભારે ઉલટ લે છે. ઓલ ઇંડીયા ટ્રેડ યુનીઅન કોંગ્રેસના તેઓ માજી પ્રમુખ છે. જી. આઇ. પી. રેલ્વેમેન્સ યુનીઅનના તેઓ પ્રેસીડન્ટ છે. ૧૯૨૮ના સાલમાં જી. આઈ. પી. રેલ્વેના કામદારોની પડેલી હડતાલની તેવણે આગેવાની લીધી હતી. ૧૯૩૦ અને ૧૯૩૨ના સાલની કાયદાભંગની ચળવળમાં તેમણે ભાગ લીધો હતો. મજુરોને અંગેની તેમજ કોંગ્રેસને લગતી ચળવળોને અંગે તેઓને અનેકવાર જેલની સજા થઇ હતી.

સરનામું:—નાગપુર.

**શાંતીકુમાર નરોત્તમ મોરારજી**—રા૰ શાંતીકુમારભાઇનો જન્મ ૧૯૦૨ના સાલમાં થયો હતો ૧૯૨૨ની સાલમાં એમનાં લગ્ન શેઠ મથુરાદાસ ગોકલદાસનાં પુત્રી શ્રીમતી જમનાબાઇ સાથ થયાં હતાં. સીંધીયા સ્ટીમ નેવીગેશન કુંપની લીમીટેડ અને તેની સાથ જોડાયલી સંસ્થાઓના તેઓ ડીરેકટર અને મેનેજીંગ એજન્ટ છે. તેઓ નેશનાલીસ્ટ વીચારના છે અને મુંબઇમાં સ્વદેશી મારકેટ સ્થાપવામાં તેમની સારી મદદ હતી.

સરનામું:—સીંધીઆ હાઉસ, બેલાર્ડ એસ્ટેટ, મુંબઇ.

**ગાંધી, મહાત્મા મોહનદાસ કરમચંદ:–** ગાંધીજીનો જન્મ તા૦ ૨–૧૦–૧૮૬૯ ના દિને પોરબંદરના કારભારી કબા ગાંધીને



ત્યાં, તેમના ચોથીવારના પત્ની પુતળીબાઈને પેટે થયા હતા. એમનો અભ્યાસ પ્રથમ પોરબંદરમાં અને પાછળથી રાજકોટમાં થયા હતો. હાઈ સ્કુલમાં વિદ્યાર્થી હતા ત્યારે ૧૩ વર્ષની ઉંમરે એમનુ કસ્તુરબાઈ સાથે લગ્ન થયું હતું. વિદ્યાર્થી અવસ્થામાં એમના પહેલા બાળકનો જન્મ થયા હતો. ભાવનગરની શામળદાસ કોલેજમાં ઉચ્ચ કેળવણી લીધા પછી બેરીસ્ટર થવા ઇંગ્લાંડ ગયા હતા. ત્રણ વર્ષ પછી હિંદ આવી બેરીસ્ટર તરીકે ધંધો બરાબર ન ચાલવાથી છ મહિના બાદ રાજકોટ ગયા. ત્યાંથી પોરબંદરની એક મેમણ પેઢીના દક્ષીણ આફ્રીકામાં ચાલતા કોર્ટના ખટલામાં મદદ કરવા દક્ષીણ આફ્રીકા ગયા. દ. આફ્રીકામાં હીંદીઓની અનેક પ્રકારની હાડમારીઓનો એમને પ્રત્યક્ષ અનુભવ થતા એ દૂર કરવાની ઈચ્છા જન્મી અને ત્યાંજ વસવાટ કર્યો અને લડત શરૂ કરી. આ કાર્યમાં પ્રથમ "ઇંડીઅન ઓપીનીઅન" નામનું પત્ર પણ પ્રસીદ્ધ કર્યું. વળી દરબન પાસે ફીનીક્ષ આશ્રમ પણ સ્થાપ્યો. ૧૯૦૭ માં ગાંધીજીએ બોઅર યુદ્ધ અને ઝુલુ બળવા વખતે ઘવાયલાઓની સારવાર કરવા માટે હિંદીઓના એમ્બ્યુલંસ ટુકડીઓ ઉભી કરી હતી. ૧૯૧૩ માં દ. આફ્રીકાની લડત પૂરી કર્યા બાદ ૧૯૧૩ માં તેમણે હિંદ આવવા માટે આફ્રીકા છોડયું; પણ પ્રથમ તેઓ વિલાયત ગયા અને ૧૯૧૪ નું યુદ્ધ સળગી ઉઠતા ત્યાં રહેતા હિંદવાસીઓની એમ્બ્યુલંસ ટુકડી ઉભી કરી ફ્રાંસના રણક્ષેત્રમાં જવાની તૈયારી કરી; પરંતુ સખ્ત માંદગીને લીધે એ વિચાર પડતો મૂકી હિંદ આવ્યા. ગાંધીજીએ સ્વ૦ ગોપાળકૃષ્ણ ગોખલેને પોતાના ગુરૂ માન્યા હતા. શ્રી. ગોખલેએ હિંદના રાજકારણમાં પડતાં પહેલાં હિંદની પરિસ્થિતિનો અભ્યાસ કરવાની ગાંધીજીને સલાહ આપી હતી; એ મુજબ ગાંધીજીએ એક વર્ષ સુધી હિંદનો પ્રવાસ કર્યો અને પછી અમદાવાદમાં સાબરમતીને કાંઠે આશ્રમ સ્થાપ્યો. ત્યાંથી યુદ્ધ માટે લશ્કરની ભરતી કરવા ખેડામાં પ્રવાસ કર્યો. એ કાર્ય પુરૂં થયું ન થયું ને બિહારના ગળીની ખેતી કરનારા ખેડૂતોનો આર્તનાદ એમને પહોંચ્યો અને તેમના દુઃખનિવારણાર્થે બિહાર ગયા. ત્યાંથી પાછા ફર્યા પછી તરતજ અમદાવાદના મીલમજૂરોની હડતાળની આગેવાની લીધી અને આ લડતને અંગે એમનો જાહેરમાં ઉપવાસ કરવાનો પ્રથમ પ્રસંગ ઉભો થયો. આ હડતાળ પૂરી થયા પછી ખેડામાં દુષ્કાળ પડવાથી મહેસુલ ભરવાને લાચાર બનેલા ખેડૂતો તરફથી સત્યાગ્રહની લડત શરૂ કરવી પડી અને તેનો અંત આવ્યા બાદ ૧૯૧૯-૨૧ માં ખીલાફતની તથા અસહકારની લડત ઉપાડી લીધી. આ દરમ્યાન કામના બોજાને લીધે તેમની

તબીઅત લથડી અને પથારીવશ થયા. દાકતરોએ એમને દુધ પર રહેવાની સલાહ આપી, પરંતુ દુધ ન પીવાની પ્રતિજ્ઞા હોવાથી એમણે દાકતરોની સલાહ માની નહિ. પરંતુ એમના ધર્મપત્ની કસ્તુરબાઈએ આગ્રહ કરવાથી બકરીનું દુધ પીવાની શરૂઆત કરી. ૧૯૨૨ ના માર્ચ માસમાં રાજદ્રોહના ગુન્હા બદલ અમદાવાદના જીલ્લા જજ મી૦ બ્રુમફીલ્ડે ગાંધીજીને છ વર્ષની આસાન કેદની સજા કરી હતી. પણ ૧૯૨૪ માં સજા પૂરી થતાં પહેલ્લા જેલમાં એમની હાલત બગડતા એમને છોડી મૂકવામાં આવ્યા હતા. જેલમાં એમને "અપેન્ડીસાઈટીસ" નું દર્દ થયું હતું અને કર્નલ મેડોકે ઓપરેશન કર્યું હતું. એજ વર્ષે ગાંધીજી કોંગ્રેસની બેઠકના પ્રમુખ થયા હતા. અને ૧૯૨૯ સુધીના સમય દરમ્યાન રાજકારણમાંથી નિવૃત્ત થયા હતા. ૧૯૩૦ માં ફરી રાજકારણમાં આવ્યા અને દાંડી કૂચ શરૂ કરી. સવિનય કાયદાભંગની લડત ઉપાડી. આ ચળવળ અંગે ગાંધીજીને ૧૯૩૦ માં નજરકેદ કરવામાં આવ્યા, અને ત્યારના વાઈસરોય લોર્ડ અરવીન સાથે સમાધાન કર્યું. પરિણામે પ્રખ્યાત ગાંધી-અરવીન કરાર હસ્તીમાં આવ્યા. પછી ગાંધીજી મહાસભાના કુલ પ્રતિનિધિ તરીકે લંડન ગોળમેજી પરિષદમાં ગયા, ત્યાંથી પાછા ફર્યા બાદ ગાંધી-અરવીન કરારનો ભંગ થવાથી ગાંધીજીએ નવી લડત માટે જાહેરાત કરતાં તેમને તરતજ કેદ કરવામાં આવ્યા. આ પ્રસંગે વાઈસરોય તરીકે લોર્ડ વીલીંગ્ડન હતા. જેલ દરમ્યાન ગાંધીજીએ તે વેળાના વડા પ્રધાન મી૦ રામ્સે મેકડોનલ્ડના હરિજનોને હિંદુઓથી ભીન્ન પાડતા કોમી ચુકાદા સામે ઉપવાસ આદર્યાં એટલે એમને જેલમાંથી મૂકત કરવામાં આવ્યા. અને પૂના કરાર હસ્તીમાં આવ્યા પછી ગાંધીજીએ લડત મોકુફ કરી અને હરિજન કાર્ય પાછળ ધ્યાન આપ્યું. ૧૯૩૫ માં ગાંધીજી કોંગ્રેસમાંથી છુટા થયા, અને માત્ર સલાહકાર તરીકે ચાલુ રહ્યા. એ ઉપરાંત ગ્રામ્યોદ્ધાર પાછળજ ધ્યાન આપવા માંડયું. દરમ્યાન બંગાળના નજરકેદીઓની મૂક્તિ માટે પણ ચળચળ ઉપાડી હતી. ૧૯૩૯ માં રાજકોટની લડત અંગે આમરણ ઉપવાસ આદરવાનો પ્રસંગ ઉભો થયો હતો. ઠાકોર સાહેબને તેમના વચન પાલન કરાવવાનો આ ઉપવાસનો હેતુ હતો. પરંતુ આ બાબતનો ન્યાયપૂર્વક નીકાલ આવશે. એવી ના૦ વાઈસરોય લોર્ડ લીન્લીથગોની બાંહેધરી મળવાથી ગાંધીજીએ ઉપવાસ છોડી દીધા. આ પ્રકરણ ફેડરલ અદાલતના વડા જજ સર મોરીસ ગ્વાયર પર છોડવામાં આવ્યું હતું. એમનો ચૂકાદો ગાંધીજીની તરફેણમાં આવ્યો પણ ચૂકાદાના અર્થ અંગે ફરીથી ઝઘડા ઉભા થતાં ગાંધીજીએ એને ફગાવી દઇ રાજકોટ નરેશની શુભ નિષ્ટા પર સર્વ છોડી દીધું. ૧૯૩૯ માં યૂરોપમાં યુદ્ધ ફાટી નીકળતાં ના૦ વાઈસરોય લોર્ડ લીન્લીથગોએ કોંગ્રેસનો સહકાર માંગ્યો; એ અંગે ગાંધીજી સાથે બેવાર મંત્રણા થઈ પણ એ નિષ્ફળ નીવડતાં ગાંધીજીએ વાણી સ્વાતંત્ર્ય માટે વ્યક્તિગત સત્યાગ્રહની લડત શરૂ કરી છે. આ લડતમાં ગાંધીજીએ સક્રીય ભાગ લીધો નહિ હોવાથી એમની ધરપકડ થઇ નથી. ગાંધીજીએ "યંગ ઇંડીઆ" "નવજીવન" અને "હરીજન" પત્રો પ્રગટ કર્યા હતા. એ પત્રો ખૂબજ પ્રખ્યાત થયા હતા. આ પત્રોનું પ્રકાશન અત્યારે બંધ છે. ગાંધીજીનાં અનેક પુસ્તકોમાં આત્મકથા અને દક્ષીણ આફ્રીકાનો ઇતિહાસ બહુજ વંચાયા

છે. સાબરમતી આશ્રમ છોડી ગાંધીજીએ સેવાગ્રામ ખાતે નવો આશ્રમ ખોલ્યો છે અને ત્યાંથી સર્વ પ્રવૃત્તિ ચલાવે છે.

સરનામું : સેવાગ્રામ, વર્ધા.

**પટેલ, સરદાર વલ્લભભાઈ ઝવેરભાઈ:–** ગાંધીજીના અનન્ય ભકત સરદાર વલ્લભભાઇ જ્ઞાતે પાટીદાર છે. એમનો જન્મ નડીઆદ પાસે આવેલા કરમસદ ગામે થયો



હતો. સદ્‌ગત વિઠ્ઠલભાઇ પટેલ એમના જ્યેષ્ટબંધુ થાય. નડીઆદ હાઇસ્કુલમાં અભ્યાસ કરી મેટ્રીકયુલેશનની પરિક્ષા પાસ કર્યા બાદ ડીસ્ટ્રીકટ પ્લીડર થઇ, એમણે ગોધરામાં વકીલાત શરૂ કરી હતી. થોડા વખત વકીલાત કર્યા પછી વિલાયત જઇ બેરીસ્ટર થયા અને અમદાવાદમાં ધંધો શરૂ કર્યો. એ દરમ્યાન તેઓ ૧૯૧૬માં ગાંધીજીના સંસર્ગમાં આવ્યા અને જાહેરજીવનમાં પડયા. ખેડાના સત્યાગ્રહમાં અને નાગપુરના રાષ્ટ્રધ્વજની લડતમાં એમણે આગળ પડતો ભાગ લીધો હતો. એટલુંજ નહિ પણ અનેક લડતોમાં એમણે પ્રજાને વિજય અપાવ્યો હતો. એમની વ્યવસ્થા શકિત ઉચ્ચ પ્રકારની ગણાય છે. બોરસદના કરની અને પછી બારડોલીના કરની લડતે એમને દેશપરદેશમાં ખૂબ ખ્યાતી આપી હતી. અમદાવાદ શહેરની સુધારણા અંગે પણ એમનો ફાળો અપૂર્વ છે. આ સેવા એમણે અમદાવાદ મ્યુનિસિપાલીટીના ૧૯૨૪ થી ૧૯૨૮ નાં વર્ષો સુધી પ્રમુખ તરીકે રહી આપી હતી. ૧૯૩૧ માં કરાંચી કોંગ્રેસ અધિવેશનના પ્રમુખ ચુંટી દેશે એમની યોગ્ય કદર કરી હતી. કોંગ્રેસ પ્રાંતોમાં હોદ્દા સ્વીકાર્યા ત્યારે નીમાયલી પાર્લામેન્ટરી પેટા સમિતિના તેઓ પ્રમુખ છે અને પ્રાંતોના કોંગ્રેસ પ્રધાનમંડળોની રચનામાં અને તેમની પ્રવૃતિઓને કોંગ્રેસના આદેસાનુસાર યોગ્ય દોરવણી આપવામાં એમણે મોટો ફાળો આપ્યો હતો. તેમણે અનેક રાજદ્વારી અને પ્રજા પરિષદોનું પ્રમુખસ્થાન લીધું હતું. યુધ્ધ ફાટી નીકળ્યા પછી કોંગ્રેસના ઠરાવ અનુસાર તેઓ ભાષણ કરે તે પહેલાંજ તેમને હિંદ સંરક્ષણ ધારા હેઠળ પકડવામાં આવ્યા છે અને અટકમાં રાખવામાં આવ્યા છે. આ પહેલાં પણ તેમને અનેક પ્રસંગોએ જેલ મળી હતી.

સરનામું:—મરીનડ્રાઇવ, મુંબઈ ૧.

**નહેરૂ, પંડીત જવાહરલાલ મોતીલાલ:–** પંડીત જવાહરલાલનો જન્મ ૧૮૮૯ માં અલ્હાબાદના પ્રખ્યાત અને શ્રીમંત વકીલ સ્વ૦ શ્રી. મોતીલાલ નહેરૂને ત્યાં થયો હતો. જ્ઞાતે કાશ્મિરી બ્રાહ્મણ છે. શાળા તથા કોલેજનો અભ્યાસ વિલાયતની સુપ્રસિધ્ધ હેરો સ્કુલ અને કેમ્બ્રીજની ટ્રીનીટી કોલેજમાં કર્યો હતો. એમ. એ.ની પરિક્ષા પાસ કરી

પંડીત જવાહર બારીસ્ટર થયા અને અલ્હાબાદ હાઇકોર્ટમાં જોડાયા. એમનું લગ્ન ૧૯૧૬માં કુમારી કમળા સાથે થયું હતું. ૧૯૧૮ માં અલ્હાબાદની હોમરૂલ લીગની શાખાના મંત્રીપદથી એમણે જાહેર જીવનની શરૂઆત કરી હતી. એજ વર્ષમાં કોંગ્રેસની અખીલ હિંદ કોંગ્રેસ સમિતિના સભ્ય થયા અને ૧૯૨૧-૨૨ માં જેલ ગયા



હતા. ૧૯૨૯ માં કોંગ્રેસના સામાન્ય મંત્રી બન્યા હતા. લાહોરની મહાસભા જેમાં સ્વતંત્રતાનો જગમશહુર ઠરાવ રજુ થયો હતો એના એ પ્રમુખ ચુંટાયા હતા. અને ત્યારથી એમની કારકીર્દી દેશપરદેશમાં પ્રસરી હતી. ૧૯૩૦ ની લડતમાં જેલમાં ગયા હતા અને ગાંધીજી સાથે છુટયા હતા. ૧૯૩૪ માં ફરીથી પંડીતજી જેલમાં ગયા હતા પરંતુ એમનાં પત્ની કમળા નહેરૂની ગંભીર માંદગીને કારણે તેમને ૧૯૩૫ માં મુકત કરવામાં આવ્યા હતા. ૧૯૩૫ માં લકનોની અને ૧૯૩૬ માં ફઇઝપુરની મળી કુલ ત્રણવાર પંડીતજીને કોંગ્રેસના પ્રમુખ ચુંટવામાં આવ્યા હતા. પ્રમુખ તરીકે સમાજવાદ અંગે તેમણે કરેલા ભાષણોથી હિંદભરના વેપારી મંડળોમાં ખૂબ ઉહાપોહ મચ્યો હતો અને તેને પરિણામે મુંબઇના ૨૧ અગ્રગણ્ય વેપારીઓ તરફથી એક મેનીફેસ્ટો બહાર પાડવામાં આવ્યો હતો. પંડીતજીએ યુરોપ એશીઆનો લાંબો પ્રવાસ કર્યો છે. જેલ વસવાટ દરમ્યાન પંડીતજીએ પોતાની આત્મકથા અને જગતના ઇતિહાસની ઝાંખી કરાવતા બે પુસ્તકો લખ્યાં હતાં. ૧૯૩૯ માં પંડીતજીએ કોંગ્રેસના પ્રતિનિધિ તરીકે ચીનનો પ્રવાસ કર્યો હતો. એમનો આત્મભોગ અપાર છે. તાજેતરમાં યુધ્ધ-વિરોધી ભાષણ કરવા માટે હિંદ સંરક્ષણ ધારા હેઠળ એમને ચાર વર્ષની જેલની સજા થઇ છે.

સરનામું:—સ્વરાજ્ય ભુવન, અલ્હાબાદ.

**સેતલવડ, સર ચીમનલાલ હરિલાલ:-** બી. એ., એલ એલ. બી., એડવોકેટ, (ઓ. એસ.), કે. સી. આઇ. ઇ (૧૯૨૪), એલ એલ. ડી.—એમનો જન્મ ૧૮૬૬ માં ભરૂચમાં થયો હતો. પ્રાથમિક અભ્યાસ અમદાવાદમાં પુરો કરી, તેઓ ૧૮૮૦ માં મુંબઇની એલ્ફીન્સ્ટન કોલેજમાં દાખલ થયા હતા. કોલેજ કારકીર્દી દરમ્યાન મુખ્ય અધ્યાપકના પ્રેમ અને પ્રશંસા સંપાદન કર્યા હતા. કાયદાનો અભ્યાસ પૂરો કરી મુંબઇની હાઇકોર્ટમાં એપેલેટ સાઇડ પર વકીલાત કરી દશ વર્ષ પૂરા કર્યાં બાદ ઓરીજીનલ સાઇડ પર પ્રેકટીસ કરવાની લાયકાત મેળવી ત્યાં ધંધો શરૂ કર્યો હતો. એ દરમ્યાન સર ફીરોઝશાહ મ્હેતા સામે ઉભા થયેલા કોકસ પક્ષ સામેના દાવામાં અને સુરજમલ વિરૂધ્ધ હોર્નીમેનના કેસમાં બતાવેલી વિદ્વતાથી એમની ખ્યાતી અને

ધંધો ઘણો આગળ વધ્યો હતો. ૧૯૨૧ માં તેઓ થોડા વખત માટે મુંબઇ હાઇ કોર્ટના ન્યાયાધિશ નીમાયા હતા અને ત્યાંથી ૧૯૨૧–૨૩ માં મુંબઇના ના૦ ગવર્નરના કારોબારી મંડળના સભ્ય નિમાયા હતા. એમના લગ્ન અમદાવાદના સરકારી વકીલ નરભેરામ રૂઘનાથદાસની પુત્રી કૃષ્ણા ગઉરી સાથે થયાં હતાં. એમને ત્રણ પુત્ર છે. મોટા પુત્ર શ્રી. મોતીલાલ મુંબઇના એડવોકેટ જનરલના ઓદ્ધા પર છે. સર ચીમનલાલનું જાહેર જીવન મરહૂમ સર



ફીરોઝશાહ મ્હેતાના આશ્રય હેઠળ તેઓ ૧૮૯૨માં મુંબઇ મ્યુનિસીપાલીટીમાં ચુંટાયા ત્યારથી શરૂ થયેલું ગણાય. ત્રણ વર્ષના ગાળા સિવાય તેમનું આ જીવન લગભગ ૨૫ વર્ષ સુધી ચાલુ રહ્યું હતું. એમાં તેઓ ૧૭ વર્ષ સુધી તો મ્યુ૦ સ્કુલ્સ કમીટીના પ્રમુખ રહ્યા હતા. ૧૮૯૩ માં તેઓ મુંબઇ ધારાસભાના સભ્ય ચુંટાયા હતા અને ૧૮૯૫ માં ફરી ચુંટાયા હતા. તે પછી ૧૯૦૬ માં ફરી પાછા મુંબઇ યુનીવરસીટી તરફથી ચુંટાયા હતા. ૧૯૧૫ માં સ્વ૦ શ્રી૦ ગોખલેના અવસાન પછી તેમની જગાએ વડી ધારાસભામાં મુંબઇ ધારાસભા તરફથી ચુંટી કાઢવામાં આવ્યા હતા. વડી ધારાસભાના પ્રમુખ સર ફ્રેડરીક વ્હાઇટ થોડો વખત રજા પર ગયા હતા ત્યારે એમની જગાએ સર ચીમનલાલની નીમણુક થઇ હતી. ૧૯૨૬ માં ધારાસભા સાથેનો એમનો સંબંધ પૂરો થયો હતો. મુંબઇ યુનીવરસીટી સાથેનો સંબંધ પણ એટલોજ લાંબો હતો. એમને યુનીવરસીટીના વાઇસ ચાન્સેલર નીમવામાં આવ્યા હતા. આ ઓદ્ધો એમણે ૧૯૧૭ થી ૧૯૨૭ સુધી ભોગવ્યો હતો. મુંબઇ યુનીવરસીટીએ એમને એલ. એલ. ડી.ની પદ્વી એનાયત કરી હતી. ૧૯૧૮ માં સ્થબરો રીફોર્મ કમીટી અને ૧૯૧૯ માં હુન્ટર કમીટીના સભ્ય નીમાયા હતા. ૧૯૩૦–૩૧ માં ગોળમેજી પરિષદમાં એક ડેલીગેટ તરીકે લંડન ગયા હતા. સર ચીમનલાલ સેતલવડ લીબરલ નેતા તરીકે જાણીતા છે અને લીબરલ પરિષદોમાં ઓદ્ધા ધરાવતા આવ્યા છે. લીબરલ ફેડરેશનના પ્રમુખનો હોદ્દો પણ તેમણે દીપાવ્યો છે. હિંદી વિમા ઉદ્યોગમાં પણ તેમનું સ્થાન અગત્યનું છે. ૧૯૩૫ માં ઇન્ડીઅન ઇન્સ્યુરન્સ કંપનીઓની મળેલી ત્રીજી પરિષદના પ્રમુખ તરીકે તેમની વરણી થઇ હતી. એક મહાન રાજદ્વારી અને ધારાશાસ્ત્રી તરીકે સર ચીમનલાલ હિંદભરમાં મશહુર છે.

સરનામું:—સેતલવડ રોડ, મલબારહીલ; મુંબઇ.

**જયકર, રાઇટ ઓન૦ મુકુંદ રામરાવ, એમ. એ., એલએલ. ડી., ડી. સી., પી. સી., લંડનની પ્રીવી કાઉન્સીલની**

**જ્યુડીશીયલ કમીટીના સભ્ય:—** મુંબઈ યુનીવરસીટીમાં વિદ્યાભ્યાસ કરી, મુંબઈની હાઇકોર્ટમાં બૅરીસ્ટર તરીકે ધંધો શરૂ કર્યો હતો. શ્રી૦ જયકરે ૧૯૧૬ માં જાહેર જીવનમાં ઝંપલાવ્યું હતું. ૧૯૨૩ માં જુની મુંબઈની ધારાસભામાં ચુંટાયા હતા અને સ્વરાજ પક્ષના અગ્રેસર તરીકે કામ બજાવ્યું હતું. ૧૯૨૫ માં કોંગ્રેસની બેઠક મળી ત્યાં સુધી શ્રી૦ જયકર એ સ્થાને ચાલુ રહ્યા હતા. ૧૯૨૬ માં હિંદની વડી ધારાસભામાં મુંબઇ શહેરના પ્રતિનિધી તરીકે ચુંટાયા હતા અને ૧૯૩૯ સુધી કાયમ રહ્યા હતા. ત્યાં ૧૯૨૭ થી ૧૯૩૦ સુધી નેશનાલીસ્ટ પક્ષના ઉપનેતા હતા. ૧૯૩૦ની સીમલા બેઠકમાં વિરોધ પક્ષના અગ્રેસર હતા. ગોળમેજી પરિષદમાં એક ડેલીગેટ તરીકે લંડન ગયા હતા. ત્યાં ફેડરલ સ્ટ્રકચર કમીટીના સભ્ય તરીકે પણ કામ કર્યું હતું. વ્હાઇટ પેપર પર પણ વિચારણા ચલાવવા માટે નીમાયલી સંયુકત પાર્લામેન્ટરી સમિતિના હિંદી ડેલીગેટ નીમાયા હતા. ૧૯૩૭ માં હિંદની ફેડરલ કોર્ટના એક જજ અને જ્યુડીશીયલ કમીટીના સભ્ય નીમાયા હતા. ૧૯૨૪ માં "વેદાન્તનું તત્વજ્ઞાન" એ નામનું પુસ્તક એમણે પ્રગટ કર્યું હતું.

સરનામું:—વીંટર રોડ, મલબારહીલ, મુંબઈ.

**આયર, સર સી. પી. રામસ્વામી, કે. સી. આઇ. ઇ.:—** એમનો જન્મ ૧૮૭૯ માં થયો હતો. સર સી. પી. રામસ્વામી હિંદના મહાન કાયદાશાસ્ત્રીઓમાંના એક છે અને જાણીતા લીબરલ રાજપુરૂષ તરીકેની પણ એમની ખ્યાતી છે. માત્ર ૨૪ વર્ષની ઉમ્મરે તેઓ મદ્રાસ બારમાં જોડાયા હતા. મદ્રાસ યુનીવરસીટી અને મદ્રાસ કોરપોરેશનના ફેલો નીમાયા હતા. ૧૯૧૭–૧૮ માં તો તેઓ કોંગ્રેસના સામાન્ય મંત્રી હતા પણ પાછળથી કોંગ્રેસ સાથેને સંબંધ છોડી દીધો હતો. ૧૯૨૦ માં તેમને મદ્રાસના ઍડવોકેટ જનરલ નીમવામાં આવ્યા હતા. ૧૯૨૩ માં સર સી. પી. મદ્રાસ સરકારની



એકઝીકયુટીવ કાઉન્સીલમાં જોડાયા હતા. ત્યાં તેઓ ૧૯૨૮ સુધી રહ્યા હતા. લંડન ખાતેની ગોળમેજી પરિષદના પણ તેઓ એક ડેલીગેટ હતા અને ૧૯૩૧ માં હિંદી સરકારની એકઝીકયુટીવ કાઉન્સીલના સભ્ય નીમાયા હતા. તે પછી ત્રાવણકોર રાજ્યના દિવાન નીમાયા હતા અને અત્યારે એ રાજ્યની સેવા કરે છે.

ઠેકાણું:—ત્રીવેન્દ્રમ.

**અબદુર રહીમ, સર, કે. સી. એસ. આઇ., એમ. એ., બાર–એટ–લો:—** ૧૯૦૮ માં સર અબદુર રહીમ મદ્રાસ હાઇકોર્ટના જજ નીમાયા હતા. ૧૯૨૨ માં જાહેર નોકરીઓ (પબ્લીક સર્વીઝ) સંબંધમાં નીમાયલા શાહી કમીશનના તેઓ સભ્ય હતા. એમની સેવાઓની કદર કરી સરકારે એમને ૧૯૧૯ માં નાઇટ બનાવ્યા હતા. એ પછી તેઓ ૧૯૨૧ થી ૧૯૨૫ સુધીમાં બંગાળ સરકારના કારોબારી મંડળમાં નીમાયા હતા. ૧૯૩૫માં હિંદની વડી ધારાસભામાં પ્રમુખ તરીકે ચુંટાયા હતા. એમણે "પ્રીન્સીપલ્સ ઓફ મોહમેડન જયુરીસ પ્રુડેન્સ" નામનું પુસ્તક લખ્યું છે.

સરનામું:—૨૧૭ લોઅર સરકયુલર રોડ, કલકત્તા.

**કાવસજી જહાંગીર બેરોનેટ, સર:—** એમનો જન્મ ૧૮૭૯ માં થયો હતો. એમના વડવાઓ ૧૭૧૭ માં નવસારીથી મુંબઇ આવ્યા હતા. એ સમયથી મુંબઈ શહેરના વ્યાપારી જીવનનો પ્રારંભ થયો હતો. એમના



વડવાઓએ ચીન સાથે સૌથી પ્રથમ વ્યપાર શરૂ કર્યો હતો અને ચીનનો પ્રથમ પ્રવાસ કરનારા પણ તેઓજ હતા. સર કાવસજી પાંચ વર્ષની વયે પોતાના માબાપ સાથે ઇંગ્લાંડ ગયા હતા અને ત્યાં બે વર્ષ સુધી અંગ્રેજ બાળશિક્ષિકા હસ્તક શિક્ષણ લીધું હતું. સર કાવસજીએ ૧૯૦૪ માં પોતાના જાહેર જીવનની શરૂઆત કરી હતી. મુંબઈની મ્યુનીસીપલ કોરપોરેશનના તેઓ વર્ષો સુધી સભ્ય હતા અને તેનીસ્ટેન્ડીંગ કમીટીના તેમજ કોરપોરેશનના પ્રમુખ પણ બન્યા હતા. ૧૯૨૧ માં બોંબે લેજીસ્લેટીવ કાઉન્સીલમાં જોડાયા હતા અને ૧૯૨૩ થી ૧૯૨૮ સુધી મુંબઇ સરકારની એકઝીકયુટીવ કમીટીના મેમ્બર હતા. એમના સમયમાંજ "બેકબે રેકલેમેશન" અને "સકકર બેરેજ" યોજનાઓ ચાલુ થઇ હતી. એ પછી ૧૯૨૯ માં હિંદની વડી ધારાસભાના સ્વતંત્ર પક્ષમાં જોડાઇ ગયા હતા. ગોળમેજી પરિષદ અને જગત ભરની ઈકોનોમીક કોન્ફરન્સમાં તેઓએ ભાગ લીધો હતો. હિંદના લીબરલ ફેડરેશનના પ્રમુખ ચુંટાવા ઉપરાંત ૧૯૩૬-૩૭માં લીબરલ પક્ષના નેતા ચુંટાયા હતા. રાજકીય ક્ષેત્ર ઉપરાંત વ્યાપાર ઉદ્યોગના ક્ષેત્રમાં પણ એમનું નામ પ્રખ્યાત છે. ઓરીએન્ટલ વિમા કંપની, તાતા આયર્ન કંપની, ઇન્ડીઆ બેંક ઉપરાંત અનેક લીમીટેડ કંપનીઓના તેઓ ડીરેકટર છે. સર કાવસજી પારસી પંચાયતના ટ્રસ્ટી છે અને પારસી સંસ્થાઓમાં સક્રીય ભાગ લઈ કોમની સેવા પણ બજાવે છે. ઇરાન લીગના લાઇફ મેમ્બર છે અને લીગના પ્રમુખ પણ થયા છે. પારસી કોમમાં સર કાવસજીનું સ્થાન ઘણું ઉંચું છે અને દેશના રાજદ્વારી તથા ઉદ્યોગીક ક્ષેત્રમાં પણ તેમનું નામ મશહુર છે. તેઓ દયાળુ અને સખાવતી દીલના છે અને તેમના કુટુંબની સખાવતો કોમી કરતાં કોસ્મોપોલીટન વધારે છે અને એ સખાવતોનો આંકડો લાખોથી ગણાય છે.

સરનામું:—નેપીઅનસી રોડ, મુંબઇ.

**પ્રાંજપે, ડો૦ રઘુનાથ પુરૂષોતમ:—** એમનો જન્મ રત્નાગીરી જીલ્લાના દપોલી તાલુકામાં આવેલાં મુરડી ખાતે તા૦ ૧૬ મી ફેબ્રુઆરી ૧૮૭૬ ના દિને થયો હતો. માતા લોકમાન્ય ટીલકનાં દુરનાં સગાં થતાં હતાં અને આજે હજી ૯૭ વર્ષે પણ હયાત છે. એમનાં પ્રથમ લગ્ન શ્રીમતિ દ્રારકાબાઇ ભાવે (અવસાન ૧૯૦૦) સાથે અને દ્વીતીય લગ્ન શ્રીમતિ સાઇબાઈ જોશી [અવસાન ૧૯૩૧] સાથે થયાં હતાં. એમને એક પુત્રી છે. શકુંતલા બી. એસ. સી. મુંબઇ

અને બી. એ (કેન્ટબ). કોંકણુ સ્થચિતપાવન બ્રાહ્મણુ. ૧૯૦૨ થી ૧૯૨૭ સુધી પુનાની ફરગ્યુસન કોલેજના પ્રીન્સીપાલ અને ગણિત શાસ્ત્રના અધ્યાપક; દખ્ખણુ એજ્યુકેશન સોસાયટીના આજીવન સભ્ય(૧૮૯૬–૧૯૨૬) મુંબઇના કેળવણી ખાતાના પ્રધાન (૧૯૨૧–૨૩), જંગલ ખેતીવાડી અને આબકારી ખાતાનાં પ્રધાન (૧૯૨૭), ઇન્ડીઆ કાઉન્સીલના સભ્ય (૧૯૨૭ થી ૧૯૩૨),



લકનો યુનીવરસીટીના વાઇસ ચાન્સેલર (૧૯૩૨ થી ૧૯૩૮), મુંબઇ યુનીવરસીટીના ફેલો (૧૯૦૪ થી ૧૯૨૭), રીફોર્મ ઇન્કવાયરી કમીટી (મુડીમેન કમીટી)ના, ઓક્ઝીલરી અને ટેરીટોરીઅલ ફોર્સ કમીટીના તથા ટેકસેશન ઇન્કવાયરી કમીટીના સભ્ય, જીનીવા ખાતે આંતરરાષ્ટ્રીય કામદાર પરિષદમાં હિંદના પ્રતિનિધી (૧૯૨૭ થી ૧૯૩૦), રોમ ખાતે ઇન્ટરનેશનલ એજ્યુકેશનલ સીનેમેટોગ્રાફીક ઇન્સ્ટીટ્યુટના હિંદ માટેના પ્રતિનિધિ (૧૯૨૮ થી ૧૯૩૧), હિંદના વિનીત મહામંડળ (લીબરલ ફેડરેશન ઓફ ઇન્ડીઆ) ના પ્રમુખ ૧૯૨૪ અને ૧૯૩૯, ૧૯૨૨ માં નાગપુર ખાતે મળેલી ઇન્ડીઅન નેશનલ સોશ્યલ કોન્ફરન્સના અને અમદાવાદ ખાતે મળેલી પ્રાંતિક સોશ્યલ કોન્ફરન્સના પ્રમુખ. કેળવણી વિષયક લાયકાતો:—બી. એસ. સી. (મુંબઈ ૧૮૯૪), એમ. એ. (કેન્ટબ), ડી. એસ. સી. (ઓ. કલકત્તા), મુંબઇ યુનીવરસીટીની તમામ પરિક્ષાઓમાં પહેલો નંબર, ગવર્નમેન્ટ ઓફ ઇન્ડીઆ સ્કોલર (૧૮૯૬ થી ૧૯૦૧), કેમ્બ્રીજનીસેન્ટ જ્હોન્સ કોલેજના સ્કોલર અને ફેલો, બ્રેકેટેડ સીની યર રેંગ્લર (૧૮૯૯), અભ્યાસ અંજારલા, મુરૂદ, દપોલી, મુંબઇ, પુના, કેમ્બ્રીજ, પેરીસ, અને ગટ્ટેન્જન ખાતે. લંડનના રેસનાલીસ્ટ પ્રેસ એસોસીએશનના માનદ સભ્ય, લંડન મેથેમેટીલ સોસાયટીના, અમેરીકન મેથેમેટીકલ સોસાયટી અને નેશનલ ઇન્સ્ટીટયુટ ઓફ સાયન્સ ઇન ઇન્ડીઆના સભ્ય, કયસરે હિંદનો ચાંદ (ફર્સ્ટ કલાસ). કેળવણી વિષયક, રાજકીય અને સામાજીક પ્રવૃત્તિઓમાં આગળ પડતો ભાગ લઇ રહ્યા છે જુદી જુદી સંસ્થાઓ માટે એમણે કરેલી સખાવતો ઉપરાંત એમના વતનના ગામ મુરડીમાં પ્રાથમિક શિક્ષણુ મફત અને ફરજીઆત આપવા માટે આશરે બાર હજાર રૂપીઆના ખરચે એક શાળા સ્થાપી છે.

સરનામું:—પુરૂષો-તમ આશ્રમ, પુના ૪.

**તાતા,** લેડીનવાઝબાઇરતનજી—એમનો જન્મ ૧૮૮૦ માં થયો હતો. લેડી નવાઝ-



બાઇ તાતા પોતાના મોસાળ તરફથી જાણીતા શેઠ ખાનદાનનાં છે, જે ખાનદાનનાં હાલના

પ્રખ્યાત નબીરા શેઠ કાવસજી જાલભાઇ શેઠ છે. એમના પિતા શેઠ અરદેશર મહેરવાનજી શેઠ, તા૦ ૧૬ મી ઓકટોબર ૧૮૭૮ ને દિને ૩૬ વર્ષની ભરજવાન વયે ઘોડા પરથી પડી જઇ ગુજરી ગયા હતા. લેડી નવાઝબાઇએ મુંબઇમાં સારી કેળવણી લીધી છે. ૧૮૯૯ માં "કય-સરે હિંદ"ના માજી માલેક મરહુમ મી૦ ફરામજી કાવસજી મ્હેતાએ "સ્ત્રી મીત્ર" નામનું ફકત પારસી બાનુઓની કલમથી ચોપાન્યુ કાઢયું હતું, તેમાં તેઓ એક લેખક હતા. તેઓ મરહુમ શેઠ જમશેદજી તાતાના બેટા સર રતનતાતા સાથે પરણ્યાં હતાં. એ ધણીધણીઆણી મરહુમ શેઠ જમ-શેદજી તાતાનાં મરણ સુધી તેમના સાથેજ રહ્યાં હતાં. ૧૯૧૬ માં રતન તાતાને બહોળી કીંમતી સખાવત માટે ના૦ શહેનશાહની સાલગ્રેહને દિને "નાઇટ હુડ"ના ખેતાબ મળવાથી નવાઝબાઇ લેડી તાતા થયાં હતાં. ૧૯૧૬ માં લડાઇના સમયમાં મરહુમ સર રતન તાતા મુંબઇથી ઇંગ્લાંડ જતા હતા ત્યારે ભુમધ્ય સમુદ્રમાં એમની સ્ટીમર "એરેબીઆ" સબમરીનના ટોરપીડોથી ડુબી ગઇ હતી. તેમાં સર રતન તાતા અને લેડી તાતાની આખી પાર્ટી સલામત બચી ગઇ હતી અને ઇંગ્લાંડને કીનારે ઉતરી હતી. ત્યારપછી સર રતન તાતા ૧૯૧૭ માં ૪૭ વર્ષની ઉમ્મરે અવસાન પામ્યા હતા. તેઓ પોતાનું વીલ કરી તેના "એકઝીકયુટ્રીકસ" તરીકે લેડી નવાઝબાઇને નીમી ગયા હતા.

લેડી નવાઝબાઇ પોતાના ખાવીંદ સર રતન તાતા ટ્રસ્ટ ફંડના પ્રમુખ છે. મરહુમ સર રતન તાતા રૂ. ૨ કરોડથી વધુ પુંજી મુકી ગયા હતા અને તેમના ટ્રસ્ટ ફંડમાંથી દર વર્ષે લાખો રૂપીઆ જુદાં જુદાં સખાવતી કાર્યોમાં આપવામાં આવે છે. સર રતન તાતાના ફરમાન મુજબ લેડી નવાઝબાઇએ માથેરાનનો પોણા લાખ રૂપીઆની કીંમતનો બંગલો બાઇ શીરીનબાઇ કામાના વાંદરાના કૌનવેલેશંટ હોમ માટે બક્ષીસ અને તેના નિભાવ માટે અઢી લાખ રૂપીઆ આપ્યા હતા. ઉપરાંત વાંદરામાં બાઇ હીરાંબાઇ તાતા મેમોરીઅલ ચાલમાં એક બ્લોક પોતાને ખર્ચે અને બે બ્લોક ટ્રસ્ટ ફંડમાંથી બંધાવી આપ્યા હતા. ઉપરાંત ઉડવાડા ખાતેના શેઠ માણેકજી કાવસજી દમણવાલાના ધરમના દવાખાનાના મકાનને સુધારવા માટે મદદ કરી હતી, નારગોળ અને સંજાણામાં સ્કુલ તથા હોસ્પીટાલ સ્થાપી હતી. નવસારીમાં સર રતન તાતાને નામે સ્થાપેલી સ્પોર્ટસ કલબ માટે વગર ભાડે પોતાનું મકાન બક્ષીસ કીધું હતું. મુંબઇમાં લેડી નવાજબાઇએ હયુંજીસ રોડ પર પોતાનાં મરહૂમ માતાજીની નઇયતે રૂ. ૩૧,૦૦૦ ને ખર્ચે ગરીબ જરથોસ્તીઓને માટે મકાન બંધાવી પારસી પંચાયતને સોંપ્યું હતું. એ ઉપરાંત રતન તાતા ઇન્ડસ્ટ્રીયલ હોમમાં ૫૦૦ પારસી બાઇઓને રોજી મળે એ ઉદ્દેશથી વધારો કરવા માટે પારસી પંચાયતના પ્લોટ પર ૯ મકાન બાંધવા માટે એક લાખ અલગ કાઢયા હતા. ૧૯૨૬ માં લેડી નવાજબાઇને એક સુલેહના અમલદાર નેમવામાં આવ્યાં હતાં. લેડી નવાઝબાઇને કોઇ સંતાન નથી. લેડી નવાઝબાઈ મુંબઈની પારસી પંચાયતના એક ટ્રસ્ટી છે અને એ માન મેળવનાર તેઓ પહેલાંજ પારસી બાનુ છે.

સરનામું:—તાતા હાઉસ, વ્રોડબી રોડ, મુંબઈ.

**મહેતા,** સર ચુનીલાલ વ્રજભુખણદાસ, એમ. એ., એલ એલ. બી.,—સર ચુનીલાલ ન્યાતે મોઢ વણીક છે. એમનો જન્મ ૧૮૮૧



માં થયો હતો. એમના પિતા જાણીતા વેપારી હતા અને નારણદાસ રાજારામની પેઢીના ભાગીદાર હતા. મુંબઇમાંજ તેમણે કેળવણી લીધી હતી. અભ્યાસ પૂરો કર્યા પછી પિતાના ધંધામાં જોડાઇ ગયા હતા. તેમણે જાહેર જીવનની શરૂઆત મ્યુનીસીપાલીટીમાં સભ્ય બની કરી હતી. પછી મુંબઇની ધારાસભામાં ચુંટાયા હતા અને બે વાર દેશી વેપારી ચેમ્બરના પ્રમુખ થયા હતા. એ પછી ૧૯૨૧ થી ૧૯૨૮ સુધી મુંબઇ સરકારના વસુલાતી અને નાણાં ખાતાંના પ્રધાન થયા હતા. સરકારી ઓધ્ધા પરથી પણ એમણે કોંગ્રેસને રેલ સંકટ નિવારણના કાર્યમાં સહકાર દીધો હતો. બારડોલીની પહેલી લડતમાં થયેલી સમાધાની પણ એમની મારફતે થઇ હતી. હિંદી સરકારે નીમેલી કેટલીક સમિતિઓમાં પણ તેમને સ્થાન મળ્યું હતું. ૧૯૨૯ માં રાષ્ટ્રસંઘમાં હિંદના પ્રતિનિધી તરીકે નીમાયા હતા. અનેક જાણીતી લીમીટેડ કંપનીના તેઓ ડીરેકટર છે. ક્રીકેટર અને સ્કાઉટ કમીશનર તરીકે પણ એમની કારકીર્દી જાણીતી છે. સરકારે જે. પી. અને નાઇટના ખેતાબો પણ એમને આપ્યા છે.

સરનામું:—રીજ રોડ, મુંબઇ.

**બીલીમોરીઆ, સર શાપુરજી બમનજી, એમ. બી. ઇ., જે. પી :—** સર શાપુરજી બમનજીનો જન્મ ૧૮૭૭માં થયેલો.



એમણે સેંટ ઝેવીઅર્સ કોલેજમાં અભ્યાસ કરેલો અને ૧૯૦૬ માં શ્રી૦ ભીકાજી એન. દલાલનાં પુત્રી જરબાઇ સાથે લગ્ન કરેલા. એમની જાહેર કારકીર્દીનું ક્ષેત્ર બહોળું છે. જેવા કે ગવર્નરની કાઉન્સીલે નીમેલી ઓડીટસ કાઉન્સીલના સભ્ય, સીડનહામ કોલેજની એડવાઇઝરી બોર્ડના સભ્ય, ઇમ્પીરીઅલ રીલીફ ફંડ અને વાર હોસ્પીટલના માનદ ઓડીટર, હિંદી સરકારે નીમેલી એકબ તપાસ સમિતિના સભ્ય, વાઇસરોયે નીમેલી ઓલ ઇન્ડીઆ એકાઉન્ટસી બોર્ડના સભ્ય, એન. એમ. વાડીઆ ચેરીટીઝ, સર જમશેદજી જીજીભાઇ ચેરીટી ફંડઝ, પારસી પંચાયત ફંડઝ એન્ડ પ્રોપર્ટીઝ અને અન્ય ધર્માદા ટ્રસ્ટો અને સંસ્થાઓના તેઓ ટ્રસ્ટી છે. ૧૯૧૯માં એમ. બી. ઇ. અને ૧૯૨૮ માં નાઇટ બનાવવામાં આવ્યા હતા. તેઓ પારસી મેત્રીમોનીઅલ કોર્ટના એક ડેલીગેટ છે અને ટ્રુડંટસ યુનીઅનના પ્રમુખ છે. ૧૯૨૮-૨૯ માં ગ્રેટ બ્રાટનની હિંદી વેપારી ચેમ્બરના પ્રમુખ હતા. વાર લોન અંગે સુંદર સેવા બજાવવા માટે ના૦ વાઇસરોયે એમને પ્રશંસાપત્રક અર્પણ કર્યું છે. મોટી મોટી મીલ્કતોના રીસીવર તરીકે અને ઝઘડાવાળી બાબદોમાં લવાદ તરીકે એમની હાઇકોટ તરફથી વારંવાર નીમણુક થાય છે. મુંબઇ, કલકત્તા, લાહોર, અને દીલ્હીની કોર્ટ તરફથી નીમાયલા ઓફીસીયલ લીકવીડેટર તરીકે તેઓ પાયોનીઅર બેન્ક ઓફ ઇન્ડીઆ, અમરીતસર બેન્ક, ડેવેલેપમેન્ટ કોરપોરેશન ઓફ ઇન્ડીઆ લી૦ અને બીજી ઘણીએ જોઇન્ટ સ્ટોક કંપનીઓને ફડચામાં લઇ ગયા છે. યુધ્ધના સમય દરમ્યાન ઘણીએ દુશ્મન રાષ્ટ્રના પ્રજાજનો તરફથી ટ્રેડીંગ કંપનીઓના પણ તેઓ લીકવીડેટર નીમાયા હતા. સ્કોટીશ મેસોનીક કમિસનરીના સભ્ય છે. મુંબઇની રોટરી કલબના ઉપ-પ્રમુખ છે. ૧૯૩૯ માં જીલ્લા રોટરી ગવર્નર તરીકે નીમવામાં આવ્યા હતા. નેશનલ કલબ (લંડન), ઓરીએન્ટ, વીલીંગ્ડન, રેડીઓ, રોટરી અને વેસ્ટર્ન ઇન્ડીઅન ટર્ફ (મુંબઇ) વિગેરના સભ્ય છે. તેમનો સુલેહના અમલદાર અને ઓનરરી મેજીસ્ટ્રેટ છે. ૧૯૩૫ માં તેઓ મુંબઇના શેરીફ નીમાયા હતા અને ઓડીટરો તથા એકાઉન્ટન્ટોની મશહુર પેઢી મેસર્સ એસ. બી. બીલીમોરીઆ અને કંપનીના તેઓ વડા ભાગીદાર છે. મુંબઇ અને હિંદની વેપારી આલમમાં સર શાપુરજી જાણીતા છે.

સરનામું:—૧૩ કફ પરેડ, કોલાબા,
મુંબઈ.

**ચીંતામણી, સર ચીરાવુરી યજ્ઞેશ્વરા:-** એમનો જન્મ વિજયાનગરમમાં ૧૮૮૦માં થયો હતો. એમણે શ્રીમતી કીષ્ણાવેનેમા સાથે લગ્ન કર્યાં હતા. વિજયાનગરમની મહારાજા કોલેજમાં અભ્યાસ કર્યો હતો. અત્યારે અલ્લાહબાદના "લીડર" પત્રના મુખ્ય તંત્રી છે. ૧૯૧૬ થી



૧૯૨૩ સુધી યુકત પ્રાંતની જુની ધારાસભાના સભ્ય હુતા અને ૧૯૨૭ થી ૧૯૩૬ સુધી પાછા સભ્ય ચુંટાયા હતા. ૧૯૧૯ માં ઇંગ્લાંડ ગયેલા લીબરલ પાર્ટીના પ્રતિનિધિ મંડળના એક સભ્ય હતા. ૧૯૧૮ થી ૧૯૨૦ અને ૧૯૨૩ થી ૧૯૨૯ સુધી નેશનલ લીબરલ ફેડરેશનના સામાન્ય મંત્રી હતા. ૧૯૨૧ થી ૧૯૨૩ મા યુકત પ્રાંતના કેળવણી અને ઉદ્યોગ ખાતાના પ્રધાન નીમાયા હતા. ૧૯૨૯ માં પેહેલી ગોળમેજી પરિષદના અને ૧૯૩૦–૩૧ માં બીજી રાજસ્થાન પ્રજાપરિષદના ડેલીગેટ તરીકે ઇંગ્લાંડ ગયા હતા- ૧૯૩૫ માં બીજી કોમીચુકાદા વિરોધી પરિષદ અને ઓલ ઇંડીઆ પત્રકાર પરિષદના પ્રમુખપદે બીરાજ્યા હતા. નેશનલ લીબરલ ફેડરેશનના ૧૯૨૦ માં મદ્રાસ ખાતે અને ૧૯૩૧ માં મુંબઇ ખાતે પ્રમુખ હતા. ૧૯૩૨ માં હિંદી મતાધિકાર સમિતિના સભ્ય હતા. ૧૯૦૧ માં "ઇન્ડીયન સોશીયલ રીફોર્મ્સ," ૧૯૦૫ માં "સર ફીરોઝશાહ મ્હેતાના ભાષણો અને લખાણો" ૧૯૩૭ માં "હિંદી રાજકારણ" વિગેરે પુસ્તકો પ્રગટ કર્યાં છે. એમને અલ્લાહબાદ યુનીવરસીટીની ડોકટર ઓફ લીટરેચરની અને બનારસ હિંદુ યુનીવરસીટીની એલ એલ. ડી. ની ઓનરરી ડીગ્રીઓ મળી છે.

ઠેકાણું: ૨૬ હેમીલ્ટન રોડ, અલ્લાહબાદ.

**કેકોબાદ કાવસજી દીનશા, જે. પી:—** મુંબઇ, એડન, હોડેઇડા, બરબરા, જીબુટી અને ઝાંઝીબાર ખાતે વેપાર કરતી કાવસજી



દીનશાહ એન્ડ બ્રધર્સની કંપનીના શેઠ કેકોબાદ ભાગીદાર છે. શેઠ કેકોબાદનો જન્મ ૧૮૬૬માં એડન ખાતે થયો હતો. મુંબઇમાં ફોર્ટ હાઇસ્કુલ અને એલ્ફીન્સ્ટન કોલેજમાં અભ્યાસ કરેલો અને ૧૮૯૨ માં ચીનમાં વેપાર કરતા હોરમસજી એદલજી દાવરની પુત્રી ખરશેદબાઇ સાથે લગ્ન કરેલા. તેમને ત્રણ દીકરીઓ છે. કોલેજની કેળવણી લીધા પછી શેઠ કેકોબાદ ૧૮૯૦ માં પોતાના પિતાશ્રીના ધંધામાં જોડાઇ ગયા અને પિતાશ્રીનું મૃત્યુ થયા પછી કાવસજી દીનશાહ એન્ડ બ્રધર્સની પેઢીના ભાગીદાર બન્યા. પેઢીની ઘણી શાખાઓનું કામકાજ એમને હસ્તક હતું. પેઢીનો વેપાર એડન, ઝાંઝીબાર, મોકેઇડા, જીબુટી, સામાલી કોસ્ટ, અને બેન્ડીર સુધી વિસ્તાર પામ્યો હોવાથી હિંદ ઉપરાંત યુરોપ અને અમેરીકામાં પણ પેઢીની ખ્યાતી પ્રસરી ગઇ હતી. આવા વિસ્તૃત વ્યાપાર ધંધા માટે

કોઈ પણ મનુષ્ય ગર્વ ધારણ કરી શકે એમ છે. શેઠ કેકોબાદના આ વેપાર પ્રવૃત્તિઓ ઉપરાંત એમની પ્રતિષ્ઠામાં બીજી અનેક વસ્તુઓ [illegible] કરી શકે એવી હતી એડનના બંદરના અનેક વખત શેઠ કેકોબાદ ટ્રસ્ટી બન્યા હતા. મુંબઇની પારસી મેટ્રીમોનીઅલ કોર્ટનાં ડેલીગેટ તરીકે, "ડફરીન"ના વ્યવસ્થાપક તંત્રમાં એક સભ્ય તરીકે અને હિંદ અને એડનની દીવાદાંડીઓની સલાહકારક કમીટીના સભ્ય તરીકે એમણે જનતાની ઘણી ઉપયોગી સેવા બજાવી છે. તેઓ અનેક ધર્માદા સંસ્થાઓના ટ્રસ્ટી અને ખજાનચી છે. એ ઉપરાંત ઓનરરી પ્રેસીડન્સી મેજીસ્ટ્રેટ છે, ઇન્ડીઅન સેલર્સ હોમની કમીટીના સભ્ય છે, મુંબઈની ડીસ્ટ્રીકટ અને ઇંગ્લેંડની યુનાઇટેડ ગ્રાંડ લોજોના તેઓ એક કમીશન ઓફીસર છે. એમની સખાવતો કાંઇ નાનીસુની નથી. ઉદાર સ્વભાવના અને પરોણાગત માટે તેઓ પ્રખ્યાત છે. જુની વિચારશરણીના પ્રતિનિધિરૂપ તેમજ બુધ્ધીશાલી અને પ્રતિષ્ઠાવાન છે. આકર્ષક રીતભાતવાળા છે અને એમનું વર્તન દેખાવ કરવાને બદલે સંગીન હોય છે. દેશ પ્રત્યેની તથા પોતાની તેમજ અન્ય કોમો પ્રત્યેની એમની સેવાઓ દેખાવ પુરતી હોતી નથી, પણ સંગીન પરિણામવાળીજ હોય છે. અરેબીઅન અને આફ્રીકન બંદરો અને મુંબઇ વચ્ચે એમણે સંબંધ સ્થાપ્યો છે અને એ રીતે ત્યાંના બજારામાં હિંદી માલ દાખલ કરાવનારાઓમાં એમણે પહેલ કરી છે.

સરનામું:—લીલા-ગીતા, ૩૭ પેદર રોડ, મુંબઈ ૬.

**તાતા**, મી. જહાંગીર આર. ડી.—મરહુમ મી. આર. ડી. તાતાના આ જ્યેષ્ટ પુત્રનો જન્મ ૧૯૦૪ માં ફ્રાંસમાં થયો હતો. એમણે



મોટે ભાગે કેળવણી ફ્રાંસમાં લીધી હતી. યુનીવરસીટીમાં મોકલવાને બદલે એમના પિતાએ એમને ૧૮ વર્ષની ઉમ્મરે ૧૯૨૨માં તાતા સન્સ લીમીટેડમાં એક મદદનીશ તરીકે પોતાની દેખરેખ નીચે મૂકયા હતા. વધુ અનુભવ માટે મી. જહાંગીરે ૧૯૨૬ માં જમશેદપુર ખાતેના સ્ટીલના કારખાનામાં કેટલાક મહિનાઓ ગાળ્યા હતા, પણ એ દરમ્યાન એમના પિતાનું અવસાન થતાં એમને મુંબઈ પાછા આવવું પડયું હતું. પછી તરતજ તેમને તાતા સન્સના ડીરેકટર નીમવામાં આવ્યા હતા. ૧૯૩૩ માં તાતા આયર્ન એન્ડ સ્ટીલ કંપનીના ડીરેકટર નીમાયા પછી એ કંપનીના વહેવારમાં તેમણે સક્રીય ભાગ લીધો છે. ઇંડીઅન હોટેલ્સ કંપનીના પણ તેઓ ડીરેકટર છે અને અત્યારે તાજ મહાલ હોટેલની જે જાહોજલાલી છે, એ એમની કામગીરીના પ્રતાપે છે. ૧૯૩૮ માં સર એન. બી. સકલાતવાળાના અવસાન પછી મી. જહાંગીર તાતાને તાતા સન્સ અને તાતા આયર્ન એન્ડ સ્ટીલ કંપનીના ચેરમેન નીમવામાં આવ્યા હતા. એ ઉપરાંત એસોસીએટેડ સીમેન્ટ કંપનીઝ, ઈમ્પીરીઅલ બેંક, ન્યુ ઇન્ડીઆ એશ્યુરન્સ કંપની, બોમ્બે ડાઇંગ, યુનાઇટેડ ઈસ્ટર્ન એજન્સીઝ વિગેરેના તેઓ ડીરેકટર છે. વિમાની વ્યવહારમાં પણ મી. જહાંગીર ખૂબ રસ લેવા ઉપરાંત સક્રિય ભાગ લે છે. ૧૯૨૩ માં બોંબે ફલાઈંગ કલબમાં ઉડતા શીખ્યા પછી ૧૯૩૦ માં આગાખાન પ્રાઈઝમાં તેઓ વિમાનમાં ઇંગ્લાંડ ગયા હતા. ૧૯૩૨ માં તાતા કંપનીનું વિમાની ખાતું એમને હસ્તક સ્થપાયું હતું અને એજ વર્ષમાં કરાંચી–મુંબઈ અને ૧૯૩૭ માં મુંબઇ–દીલ્હી એરમેલ સર્વીસ ચાલુ કરી હતી.

સરનામું:—બોંબે હાઉસ, બ્રુસ સ્ટ્રીટ,
કોટ, મુંબઇ.

**આંબેડકર, ડૉ૦ ભીમરાવ રામજી, એમ. એ., પી. એચ. ડી., ડી. એસ. સી., બાર–એટ–લો:**—એમનો જન્મ ૧૮૯૩ માં થયો હતો. સતારા અને મુંબઈ ખાતે કેળવણી લીધા પછી, ગાયકવાડ સરકાર તરફથી શિષ્યવૃત્તિ મેળવી ઉચ્ચ અભ્યાસ માટે અમેરીકા ગયા હતા. ત્યાં જઈ અર્થશાસ્ત્ર (ઇકોનોમીકસ) અને સમાજશાસ્ત્ર (સોશીયોલોજી)નો અભ્યાસ કર્યો હતો. પછી ઇંગ્લાંડ ગયા. ત્યાં જઈ ઇંડીઆ ઓફીસના પુસ્તકાલયમાં શોધકાર્ય કર્યું અને "ગ્રેઝ-ઇન"માં બેરીસ્ટરનો અભ્યાસ કર્યો. હિંદ આવ્યા પછી ૧૯૧૭માં "સીડનહામ કોલેજ ઓફ કોમર્સ"માં અર્થશાસ્ત્ર (પોલીટીકલ ઈકોનોમીકસ)ના પ્રોફેસર નીમાયા હતા. ફરીથી વધુ અભ્યાસ માટે પરદેશના પ્રવાસે



ગયા અને જર્મની જઈ "બાન" યુનીવરસીટીમાં જોડાયા. ત્યાંથી લંડન યુનીવરસીટીમાં દાખલ થઇ અર્થશાસ્ત્ર અને વ્યાપાર (કોમર્સ)ની ડી. એસ સી.ની ડીગ્રી મેળવી ૧૯૨૩ માં બેરીસ્ટર તરીકે દાખલ થયા હતા. ૧૯૧૮ માં સાઉથબરો મતાધિકાર સમિતિ સમક્ષ અને ૧૯૨૬ માં હિંદી ચલણુ અંગે નીમાયલા શાહી કમીશન સમક્ષ જુબાની આપી હતી. હરિજનોના નેતા તરીકે સરકારે એમને ગોળમેજી પરિષદમાં આમંત્રણુ આપ્યું હતું. ૧૯૩૦ માં તેઓ ગોળમેજીમાં અને ૧૯૩૨ માં સંયુકત પાર્લામેન્ટરી સમિતિમાં ભાગ લેવા લંડન ગયા હતા. ગાંધીજીએ ઉપવાસ કર્યા ત્યારે પુના કરાર ઘડવામાં હરિજનો તરફથી એમણે આગેવાનીભર્યો ભાગ લીધો હતો. પ્રાંતિક સ્વરાજ્ય મળતા એમણે મુંબઈની ધારાસભામાં સ્વતંત્ર મજુર પક્ષની સ્થાપના કરી હતી. હજી એ પક્ષ અસ્તીત્વમાં છે. ડો૦ આંબેડકર એક લેખક તરીકે પણ જાણીતા છે. એમણે "રૂપીઆનો કોયડો", "બ્રીટીશ હિંદમાં પ્રાંતિક નાણા વ્યવસ્થાનો વિકાસ", "હિંદમાં જ્ઞાતિઓ", "જ્ઞાતિ પ્રથાનો વિનાશ" "પાકીસ્તાન વિષે વિચારો" અને "સમવાયતંત્રમાં મુકતી" વિગેરે પુસ્તકો પ્રગટ કર્યાં છે. રાજગ્રહ, હિંદુ કોલોની દાદર ખાતેના એમના નિવાસસ્થાનમાં એક જબરદસ્ત પુસ્તકાલય છે.

**મોદી,** સર એચ. પી.:—સર હોમી મોદીનો જન્મ સને ૧૮૮૧ માં થયો હતો. મુંબઈમાં એલ્ફીન્સ્ટન કોલેજમાંથી ૧૯૦૭ માં ગ્રેજ્યુએટ



થયા હતા અને એ ઉપરાંત એમ. એ. અને એલ એલ. બી.ની ડીગ્રીઓ પણ પ્રાપ્ત કરી હતી. એમણે અર્થશાસ્ત્રનો વિષય લીધો હતો પણ ગણીતના વિષયે એમને ખુબ ત્રાસ દીધો હતો. પરિક્ષા પસાર કર્યા પછી એમણે "આલ્જીબરા"ની ચોપડીના પાનેપાના ફાડી નાંખ્યા હતા. સર મોદીનું મીલ ઉદ્યોગ અંગેનું જ્ઞાન વિશાળ છે. એમણે ૧૯૨૭ માં અને તે પછી ૧૯૨૯ થી ૧૯૩૪ સુધી મુંબઈના મીલ ઓનર્સ એસોસીએશનનું પ્રમુખપદ શોભાવ્યું હતું. આપણા મીલ ઉદ્યોગની પ્રગતિમાં એમનો સારો હીસ્સો છે. તેઓ ૧૯૨૯ની સાલથી હિંદની વડી ધારાસભાના સભ્ય છે. વડી ધારાસભાના સભ્ય તરીકે તેઓએ મીલ ઉદ્યોગ અને સુતર સંરક્ષણ ધારા માટે ખુબ લડત ચલાવી હતી. તે પછી તેઓ મેન્ચેસ્ટરની મુલાકાતે ગયા હતા અને ત્યાં બહુજ ચકચાર પામેલા મોદી-લીઝ કરાર કર્યા હતા. આ કરાર સરકાર તરફથી રજુ થયેલા ઇન્ડીઅન ટેક્ષટાઇલ ટેરીફ એમેન્ડમેન્ટ બીલમાં દાખલ કરવામાં આવ્યા હતા. સર એચ. પી. એક જાણીતા વકતા છે અને એમના ભાષણોમાં રમુજી તત્વ હોય છે. તેઓ હંમેશા "સ્વતંત્ર સભ્ય" તરીકેજ રહેવાનું પસંદ કરે છે. એમણે લખેલું "હિંદનું રાજદ્વારી ભાવી" નામનું પુસ્તક રૂ. ૨૦૦૦)નું ઇનામ મેળવી શકયું હતું. એ ઉપરાંત સર ફીરોઝશાહ મ્હેતાનું જીવન-વૃતાંત પણ એમણે લખ્યું છે. એ બન્ને પુસ્તકો સારાં વખાણાયાં છે. ૧૯૧૩ની સાલથી તેઓ મુંબઈની મ્યુનીસીપલ કોરપોરેશનના સભાસદ છે અને ૧૯૨૩-૨૪ માં તેમણે મુંબઇના મેયરનો હોદ્દો દીપાવ્યો હતો. મુંબઈની દેશી વ્યાપારી ચેમ્બરના તેઓ એક આગેવાન સભ્ય છે અને ૧૯૨૮ માં તેઓ ચેમ્બરના પ્રમુખ થયા હતા. ૧૯૩૩ ની સાલથી તેઓ એમ્પલોયર્સ ફેડરેશન ઓફ ઇન્ડીઆના પ્રમુખ છે સર હોમી રાઉન્ડટેબલ કોનફરન્સમાં પણ ગયા હતા. આંતરરાષ્ટ્રીય કામદાર પરિષદની જીનીવા ખાતે સને ૧૯૩૭ માં મળેલી બેઠકમાં તેઓ હિંદના કારખાનાવાળાઓના એક ડેલીગેટ તરીકે ગયા હતા. તેઓ મેસર્સ તાતા સન્સ લીના એક ડીરેકટર છે અને સેન્ટ્રલ બેંક ઓફ ઇન્ડીઆ, ક્રીકેટ કલબ ઓફ ઇન્ડીયા અને એસોસીએટેડ સીમેન્ટ કંપનીઝના પ્રમુખ છે. સર હોમી મુંબઇના જાહેર તથા દેશના વ્યાપાર અને ઉદ્યોગીક જીવનમાં ઘણો આગળ પડતો ભાગ લે છે.

સરનામું:—ખંભાલા હીલ, મુંબઇ.

**વાલચંદ હીરાચંદ:**—રા. વાલચંદ ભાઇનો જન્મ શોલાપુરમાં સને ૧૮૮૨ માં થયો હતો અને તેમણે શોલાપુર, પુના અને મુંબઇમાં કેળવણી લીધી હતી. હિંદી વહાણવટાંને જગ આશકાર કરનાર રા. વાલચંદ



ભાઇ હિંદની મોટામાં મોટી શીપીંગ કંપની ધી સીંધીઆ સ્ટીમ નેવીગેશન કંપનીના પ્રમુખ છે. પ્રીમીઅર કન્સ્ટ્રકશન કું. લી૦ ના પણ પ્રમુખ છે કે જે કંપનીએ હીંદુસ્તાન તથા સીલોનમાં સરકારી રેલ્વેઓ, અર્ધ સરકારી સંસ્થાઓ વગેરે માટે મોટાં બાંધકામોના કોન્ટ્રેકટો અમલમાં મુકયાં હતાં. રેલ્વે લાઇનો, પુલો, લશ્કરી બરાકો, કવેટામાં લશ્કરી સત્તાવાળાઓ માટે કવેટાની નવી રચનાનાં બાંધકામો, મુંબઇની વોટર સપ્લાય સ્કીમનાં બાંધકામો, જી. આઇ. પી. રેલ્વેની ભોરઘાટ ટનેલ, વીકટોરીઆ ટરમીન્સનું રીમોડેલીંગ, ચોલા પાવર હાઉસ અને બીજાં ઘણાં જાહેર બાંધકામો આ પ્રીમીઅર કન્સ્ટ્રકશન કંપનીએ કર્યાં છે. રા. વાલચંદભાઇ પાઇપો બનાવવાના ઉદ્યોગમાં ઘણી ઉલટ લે છે અને હીંદુસ્તાન, બરમા અને સીલોનમાં તેની ૩૪ જેટલી ફેકટરીઓ છે. ખાંડના ઉદ્યોગમાં પણ રા. વાલચંદભાઇનો ફાળો મોટો છે અને કલંબ (પુના જીલ્લો) તથા રાવલગાંવ (નાશક જીલ્લો) ખાતેની બે મોટી સુગર ફેકટરીઓ સાથ તેમને સંબંધ છે. તેઓ ઓરીઅન્ટલ વીમા કંપની, તાતા કેમીકલ વર્કસ, એસોસીએટેડ સીમેંટ કંપનીઝ લી૦, ઓખા સોલ્ટ વર્કસ અને બીજી ઘણી કંપનીઓના ડીરેકટર છે. તેઓ એક મોટા જમીનદાર અને ખેડુત પણ છે. તેઓ ઇન્ડીઅન મરચન્ટસ ચેમ્બરના ૧૯૨૭ ની સાલમાં, હીંદી વેપારી ચેમ્બરોનાં ફેડરેશનના ૧૯૩૨–૩૩ ની સાલમાં, મહારાષ્ટ્ર ચેમ્બર ઓફ કોમર્સના ૧૯૨૭ થી ૧૯૩૮ સુધીના વર્ષોમાં, ઇન્ડીઅન નેશનલ શીપ ઓનર્સ એસોસીએશનના, ઇંટરનેશનલ ચેંબર ઓફ કોમર્સની ઇન્ડીઅન નેશનલ કમીટીના ૧૯૩૧–૩૩ માં અને બીજી કેટલીક વ્યાપારી સંસ્થાઓના પ્રમુખ છે. તેઓ ઇન્ટરનેશનલ ચેમ્બર ઓફ કોમર્સ (પેરીસ)ના ઉપપ્રમુખ છે. ઇન્ટરનેશનલ ચેમ્બર ઓફ કોમર્સની કોંગ્રેસના હીંદી ડેલીગેશનના તેઓ ૧૯૩૩ માં (વીએના), ૧૯૩૫ માં (પેરીસ), ૧૯૩૭ માં (બરલીન) અને ૧૯૩૯ માં (કોપનહેગન) નેતા હતા. ૧૯૩૨ માં જીનીવા ખાતે મળેલી ઇન્ટરનેશનલ લેબર કોનફરન્સમાં તેઓ હીંદના કારખાનાવાળાઓના એક ડેલીગેટ તરીકે ગયા હતા. ઇમ્પીરીઅલ એગ્રીકલ્ચરલ રીસર્ચ કાઉન્સીલની કારોબારી મંડળી સાથ તેઓ પાંચ વર્ષ સુધી સંબંધ ધરાવતા હતા. મુંબઇ અને હિંદના વ્યાપારી તથા ઔદ્યોગિક જીવનમાં રા. વાલચંદભાઇ આગળ પડતો ભાગ લઇ રહ્યા છે.

ઠેકાણું:—કન્સ્ટ્રકશન હાઉસ, બેલાર્ડ એસ્ટેટ, મુંબઇ.

**ટાગોર,** ડો૦ સર રવિન્દ્રનાથ—એમનો જન્મ સને ૧૮૬૧ માં થયો હતો. એમને સઘળું શિક્ષણ ઘેરેજ આપવામાં આવ્યું હતું. ૨૪ વર્ષની વયે તો પિતાની જાગીર સંભાળવાનો બોજો એમના શીરે આવી પડયો હતો. ત્યાં ગામડાં, નદીઓ, ખેતરો, પહાડો વિગેરે કુદરતી વાતાવરણમાં રહેવાનું મળવાથી એમને કાવ્યની સ્ફુરણા મળી હતી. એ દિશામાં ધીમે ધીમે પ્રગતિ કરતા ૪૦ વર્ષની વયે એમણે શાંતિનિકેતનમાં એક શાળા સ્થાપી હતી. આ શાળા ૧૯૨૧ માં વિશ્વભારતીને નામે જગતભરની સંસ્કૃતીનું મથક બનતાં વિશ્વવિખ્યાત બની હતી. ૧૯૧૨ માં કવી ટાગોર ઈંગ્લાંડ ગયા હતા અને પોતાનાં બંગાળી લખાણો તથા કાવ્યોના અંગ્રેજીમાં ભાષાંતર કર્યાં હતા. ૧૯૧૩ માં તેમને સાહિત્યનું "નોબલ પ્રાઇઝ" મળ્યું હતું. આ બનાવને લીધે જગતભરમાં હિંદની પ્રતિષ્ઠા વધી હતી. બંગાળી તથા અંગ્રેજીમાં એમણે અનેક નાટકો, કાવ્યો અને વાર્તાઓ લખ્યાં છે. આ સઘળા પુસ્તકોનો વિષય સાહિત્ય, કળા અને ધર્મ છે. એમના અનેક પુસ્તકો અંગ્રેજીમાં ભાષાંતર થયા છે. ૧૯૧૫ માં તેમને સરનો ખીતાબ મળ્યો હતો અને ૧૯૧૬ માં ઢાકા તથા બનારસ યુનીવરસીટીઓ તરફથી ડોકટર ઓફ લીટરેચરની ડીગ્રીઓ મળી છે. કવીવર ટાગોરને આખી મનુષ્ય જાતી પ્રત્યે સ્હાનુભુતી છે. તેમને રાષ્ટ્રીયતા પણ સંકુચીત લાગે છે. પૂર્વ અને પશ્ચીમનો મેળ કરવા તેઓ હંમેશ ઈંતેજાર છે. તેમણે ચીન, જાપાન અને ઇરાનના પ્રવાસ પણ કર્યા છે.



સરનામું:—શાંતીનીકેતન.

**મથુરાદાસ વિસનજી જે. પી.**—જાણીતા ભાટીઆ કોમના તવંગર વેપારી શેઠ ૧૮ વર્ષની ઉમ્મરે વેપાર ધંધામાં પડયા હતા. એમનો જન્મ ૧૮૮૧ માં થયો હતો.



રા૦ બ૦ વીસનજી ખીમજીના એ પુત્ર થાય અને એમની દેખરેખ હેઠળ એમને સારી તાલીમ મળી હતી. ઘઉંના આટાની "વેલીંગ્ટન ફલોર મીલ્સ"નો શ્રી. મથુરાદાસ વહિવટ કરે છે અને "બોંબે કંપની"ની દલાલી કરે છે. શહેરની વેપાર ઉદ્યોગની અનેક લીમીટેડ કંપનીઓના એ ચેરમેન છે. એ ઉપરાંત ઈસ્ટ ઇન્ડીઆ કોટન એસોસીએશનની સ્થાપના પ્રસંગના ડીરેકટર ઉપરાંત એના પહેલા પ્રમુખ થવાનું માન તેમને મળ્યું હતું. દેશી વેપારી ચેમ્બરના એક પ્રસંગે પ્રમુખ હતા. હજીયે ઘણી કેળવણી વિષયક સંસ્થાઓના પ્રમુખ છે અને ધર્માદા સંસ્થાઓના ટ્રસ્ટી છે. ૧૯૩૪ થી ૧૯૩૯ સુધી દેશી વેપારી ચેમ્બરના પ્રતિનિધી તરીકે હિંદની વડી ધારાસભાના સભ્ય રહ્યા હતા. ૧૯૪૦ માં મુંબઈના શેરીફ બન્યા હતા. હિંદુ કોમના

જાણીતા અગ્રેસર હોવા છતાંયે મુંબઈની વેપારી આલમનો અને જાહેર જનતાનો એમણે સારો પ્રેમ સંપાદન કર્યો છે. ગાંધીજીએ હરિજન ઉધ્ધારની ચળવળ શરૂ કરી ત્યારે એમણે એમાં આગેવાનીભર્યો ભાગ લીધો હતો અને મુંબઇની હરિજન સંસ્થાના એ પ્રમુખ નીમાયા હતા.

સરનામુઃ—૯ વોલેસ સ્ટ્રીટ, કોટ, મુંબઇ.

**મહેતા, શ્રી. જમનાદાસ માધવજી:—** એમ. એ., એલએલ. બી., બાર–એટ–લૉ—એમનો જન્મ ૧૮૮૪ના ઓગસ્ટ માસમાં



થયો હતો. શ્રી. રતનજી લાધુજીની પુત્રી મણીબાઇ સાથે એમના લગ્ન થયા હતા. તેમણે જામનગર, જુનાગઢ, મુંબઇ અને લંડનમાં કેળવણી લીધેલી. જાહેર જીવનમાં પડયા પછી તેઓ અનેક સંસ્થાઓના સભ્ય થયા હતા. મુંબઇ મ્યુનીસીપલ કોરપોરેશનના તે આજે પણ સભ્ય છે. હિંદની વડી ધારાસભાના ૧૯૨૩ થી ૧૯૩૦ સુધી સભ્ય હતા. ઓલ ઇંડીઆ રેલ્વેમેન્સ ફેડરેશન, મહારાષ્ટ્ર પ્રાંતિક કોંગ્રેસ કમીટી (૧૯૨૧–૨૩), મુંબઇ પ્રાંતિક કોંગ્રેસ કમીટી (૧૯૨૯–૩૦) ના પ્રમુખ હતા. એ ઉપરાંત ૧૯૨૧ થી ૧૯૩૧ સુધી ઓલ ઇંડીઆ કોંગ્રેસ કમીટીના સભ્ય હતા અને ૧૯૨૬ માં હિંદની રાષ્ટ્રીય મહાસભાની કાર્યવાહક સમિતિના પણ સભ્ય હતા. એમણે ડેમોક્રેટીક સ્વરાજ્ય પાર્ટીના સામાન્ય મંત્રી તરીકેનો ઓધ્ધો પણ ભોગવ્યો હતો. ૧૯૩૩–૩૫ માં નેશનલ ટ્રેડઝ યુનીઅન ફેડરેશનના પ્રમુખપદે બીરાજ્યા હતા અને ૧૯૩૪ માં આંતરરાષ્ટ્રીય મજુર પરિષદમાં હિંદી મજુરોના પ્રતિનિધિ તરીકે જીનીવા ગયા હતા. ૧૯૩૫માં આંતરરાષ્ટ્રીય મજુર કચેરી (આઇ. એલ. ઓ.)ના વહિવટી તંત્રના ડેલીગેટ તરીકે ગયા હતા. એશીયન એશ્યુરંસ કંપનીના ચેરમેન ઉપરાંત ૧૯૩૬–૩૭ માં મુંબઈના મેયર તરીકેના ઓધ્ધા પર પણ આવ્યા હતા. પ્રાંતિક સ્વરાજ્ય મળ્યા પછી, કોંગ્રેસે ઓધ્ધા સ્વીકાર્યા પહેલા વચગાળેના પ્રધાન મંડળમાં શ્રી. જમનાદાસ મહેસુલ અને નાણાં ખાતાંના પ્રધાન તરીકે થોડો વખત રહ્યા હતા. ત્યારપછી મુંબઇની વડી ધારાસભામાં વિરોધપક્ષના એક નેતા તરીકે બીરાજ્યા હતા.

સરનામુંઃ—રીજરોડ, મલબાર હીલ, મુંબઈ.

**ડગન, લેફ. કર્નલ સર જમશેદજી નસરવાનજી,** નાઇટ, સી. આઇ. ઇ., ઓ. બી. ઇ., ડી. ઓ., એલ. એમ. એન્ડ એસ., એફ. સી. પી. એસ., જે. પી., લેફ. કર્નલ—આંખના આ પ્રખ્યાત ડોકટર અને સર્જયનનો જન્મ ૧૮૮૪ માં મુંબઈમાં થયો હતો. એમણે મુંબઇ, વીએના અને ઓક્ષફર્ડ ખાતે કેળવણી લીધેલી. સરકાર



તરફથી કૈસરે હિંદ, સીલ્વર જુબીલી અને કોરોનેશન મેડલો મળેલા છે. ૧૯૦૫–૬ માં જે. જે. હોસ્પીટલમાં સરજરીના રજીસ્ટ્રાર હતા. સર સી. જે. હોસ્પીટાલમાં ૧૯૦૬ માં હાઉસ સરજયન હતા. ત્યાંથી ધીમે ધીમે

આગળ વધતા ગયા. ૧૯૨૨ માં ગ્રાંટ મેડીકલ કોલેજની ઓફથેલ્મીક, મેડીસીન અને સરજરીના હોસ્પીટલના પ્રોફેસર અને સુપ્રીન્ટેન્ડંટ થયા. ૧૯૩૯ માં નિવૃત થયા અને એજ હોસ્પીટાલના અને સરકારી હોસ્પીટલોના સરર્જન તરીકે નીમાયા. પરદેશોની અનેક ઓફથેલ્મોલોજીકલ સોસાયટીઓના સભ્ય છે. તેઓ ઓલ ઇંડીઆ મેડીકલ કાઉન્સીલના ૧૯૩૪ થી ૧૯૩૮ સુધી સભ્ય હતા. એ ઉપરાંત ડો૦ ડગન ૧૯૧૮ થી મુંબઇ યુનીવરસીટીના ફેલો છે. ૧૯૨૯ માં મુંબઇ યુનીવરસીટીની મેડીકલ ફેકલ્ટીના ડીન હતા. મુંબઇની જાણીતી કલબોના સભ્ય છે. એમણે આંખના રોગો અને આંખના સાયંસ ઉપર ૨૬ ગ્રન્થો લખ્યા છે. ગત મહા યુધ્ધમાં મુંબઇની બધી વોર હોસ્પીટલના કન્સલ્ટીંગ સરજ્યન હતા. ૧૯૨૭ માં હિંદમાંના લશ્કરમાં જોડાયલા ૧૯૨૯ માં લેફ. કર્નલ થયા હતા. ૧૯૩૫ માં નિવૃત થયા.

સરનામું:—"થ્રી લોન સાઇડ," હાર્કનેસ રોડ, મલબાર હીલ, મુંબઇ ૬.

**ચતુરભુજ ગોરધનદાસ:**–શેઠ ચતુરભુજ વેપારી જગતમાં અને ભાટીયા કોમમાં એક ઘણી નામાંક્તિ અને લોકપ્રિય વ્યકિત છે. મેસર્સ મુળજી જેઠા એન્ડ કું. ના તેઓ પ્રોપ્રાયટર છે. ૧૮૯૦ ના મે માસની ૧૮ મી તારીખે જામનગર ખાતે એમનો જન્મ થયો સ્વ૦ શેઠ લાલજી નારણજીનાં બ્હેન અને શેઠ મુળજી જેઠાના પુત્ર શેઠ ગોરધનદાસ સુંદરદાસનાં વિધવા મીસીસ ગંગાબાઇએ ૧૯૧૮ ના માર્ચની ૨૯ મીએ એમને દ-તક લીધા. આની બે વર્ષ પહેલાં તેઓ કેળવણી પુરી કરી ધંધા તરફ વળી ચુકયા હતા. શેઠ ચતુરભુજ દાનપરાયણ છે. દાનપ્રવૃતિમાં તેઓ જેમ ફાવે તેમ દાન કરવાને બદલે વિવેક વાપરવામાં માને છે. બનારસ હિન્દુ યુનીવસીટીને એમણે એક લાખ રૂપીયા તથા



જળગામ ખાતે એક શાળાનું મકાન બાંધવા માટે સરકારને ૫૦૦૦૦ રૂપીઆ આપ્યા છે. પરેલ ખાતે આવેલી શેઠ ગોરધનદાર સુંદરદાસ મેડીકલ કોલેજ માટે પણ એમણે એક ઘણીજ મોટી રકમ આપી હતી કે જે કેટલાક લાખની હતી. તારદેવ પર આવેલી ભાટીઆ જનરલ હોસ્પીટલ માટે તથા ભાટીઆઓને સસ્તા નિવાસની સગવડ મળે તે માટે તથા પીકેટ રોડ પર ગીતાગૃહના બાંધકામ માટે એમણે મોટી રકમોનું દાન કર્યું છે. હિંદીવ્યાપારી મંડળના મકાનના બાંધકામ માટે પણ ૫૦૦૦૦ રૂપીઆ આપ્યા હતા. આ ઉપરાંત પણ એમની જુદી જુદી સખાવતો છે. દાનવીરોમાં શિરોમણી શેઠ ચતુરભુજ ઘણા દ્રઢનિર્ણયી છે. એકવાર એમણે નિર્ણય કર્યા પછી ચલિત્ત થવાના નહીં.

સરનામું:–૫૩ વોર્ડન રોડ, મુંબઇ

**સેતલવડ,** જીવણલાલ ચીમનલાલ:– હીંદની તથા મુંબઇની વ્યાપારી આલમમાં અને ખાસ કરીને વીમાના ક્ષેત્રમાં



મી૦ જીવણલાલભાઇ જાણીતા છે, અને હિંદમાં દેશી વીમાની ચળવળ ચલાવવામાં તેમનો ફાળો મોટો છે. સામાન્ય વીમાનું કામ કરનારી દેશી વીમા કંપનીઓ સાથે મળીને કામ કરે, દેશના વ્યાપાર ઉદ્યોગની વીમા કંપનીઓ સેવા બજાવી શકે અને હિંદી પ્રજામાં દેશી વીમાની ભાવના પેદા કરાવી શકાય તે હેતુથી ઈન્ડીઅન ઈન્સ્યુરન્સ કંપનીઝ એસોસીએશન સ્થાપવામાં આવ્યું હતું, અને તે મંડળના મી૦ જીવણલાલભાઈ એક સ્થાપક છે. એ મંડળની કમીટીના તેઓ શરૂઆતથી આગેવાન સભ્ય હોવા ઉપરાંત વર્ષોથી તેના પ્રમુખનો હોદ્દો પણ દીપાવે છે. હિંદી ધારાસભાએ હાલમાં જે નવો ઈન્સ્યુરન્સ એકટ ઘડયો છે તેના ઘડતરમાં બીજાઓ સાથે રા૦ જીવણલાલભાઇની પણ સરકાર તેમજ વડી ધારાસભા તરફથી સલાહ લેવામાં આવી હતી અને સરકાર સમક્ષ તથા વડીધારાસભા સમક્ષ દેશી વીમા કંપનીઓનો કેસ તેમણે અચ્છી રીતે રજુ કર્યો હતો. રા૦ જીવણલાલભાઇ બોંબે ફાયર ઇન્સ્યુરન્સ એસોસીએશનના પણ છેલ્લાં ૧૪ વર્ષથી એક ઉપયોગી સભ્ય છે. તેઓને વીમાની દરેક શાખાઓનો બહોળો અનુભવ છે અને હિંદની બે મોટી વીમા કંપનીઓ વલ્કન ઇન્સ્યુરન્સ કંપની અને ઇન્સ્ટ્રીઅલ એન્ડ પ્રુડેન્શીઅલ એશ્યુરન્સ કંપનીના વહીવટ સાથ તેમને સંબંધ છે. વીમા ઉપરાંત બીજા વ્યાપારી સવાલોમાં પણ તેઓ ઉલટલે છે, અને મુંબઇની ઇન્ડીઅન મરચન્ટસ ચેંબરની કમીટીના તેઓ છેલ્લાં દશ વર્ષથી આગેવાન સભ્ય છે. ચેંબરના ઉપપ્રમુખ અને પ્રમુખના હોદ્દાઓ તેમણે દીપાવ્યા હતા, અને હાલમાં તેઓ ચેંબરના ઉપપ્રમુખ તરીકે પાછા ચુંટાયા છે. રા૦ જીવણલાલભાઈને બીજી પણ વ્યાપારી સંસ્થાઓ સાથે સંબંધ છે. તેઓ હિંદના દેશી વ્યાપારી ચેંબરોની ફેડરેશનની કારોબારી કમીટીના પણ સભ્ય છે. તેઓ નેશનાલીસ્ટ વિચારના અને એક શાંત કાર્યકર છે.

સરનામું:–ઇન્ડસ્ટ્રીઅલ એશ્યુરન્સ બીલ્ડીંગ, ચર્ચગેટ રેલ્વે સ્ટેશન સામે, કોટ, મુંબઇ.

**કરંજીઆ, શ્રી. બેરામજી નવરોજી,** એમ.એલસી. (મુંબઇની અપર ચેંબર), જે. પી., એફ. સી. આઇ. એસ.—મુંબઇની શહેરી



તથા વેપારી આલમમાં શ્રી. કરંજીઆ જાણીતા છે. રેશમી કાપડના તેઓ એક મોટા વેપારી છે અને મુંબઇની અપર ચેંબર (લેજીસ્લેટીવ કાઉન્સીલ) અને મુંબઇની મ્યુનીસીપલ કોરપોરેશનના તેઓ એક આગેવાન સભાસદ હોવા ઉપરાંત અનેક લીમીટેડ કંપનીઓના ડીરેકટર અને ઓનરરી પ્રેસીડન્સી મેજીસ્ટ્રેટ છે. મુંબઇ શહેરમાં કોરપોરેશન માટે રૂ. ૫ ના ભાડાંનો મતાધીકાર દાખલ થયો અને કોરપોરેશનમાં કોંગ્રેસ પહેલીવાર બહુમતીમાં આવી ત્યારે એટલે ૧૯૩૯ માં શ્રી. કરંજીઆ મુંબઇના પહેલા શહેરી તરીકેનું એટલે મેયર ચુંટાવાનું માન મેળવવાને નશીબદાર નીવડયા હતા. છેલ્લાં ૨૫ વર્ષોથી દુકાળ, રેલ અથવા બીજી આફતોમાં રાહત આપવા સ્થપાયલા ફંડોના પ્રમુખ, સેક્રટરી, અથવા ખજાનચી તરીકે તેમણે કામ કર્યું છે. વોર અને ફુડ પ્રાઈસીઝ કન્ટ્રોલ કમીટીઓના (૧૯૧૪–૧૯), ૧૯૨૧ માં પ્રીન્સ ઓફ વેલ્સે મુંબઈની મુલાકાત લીધી ત્યારે ગોઠવાયલા "અવર ડે ફંડ અને પીપલ્સ ફેર"ના ગવર્નર્સ સીંધ રીલીફ ફંડ (૧૯૩૦–૩૧)ના, નામ૰ શહેનશાહ પંચમ જયોર્જનાં સીલવર જુબીલી અને મેમોરીઅલ ફંડોના, અને કવેટા તથા બીહારના ધરતીકંપ સંકટ નીવારણ ફંડના સેક્રેટરી તરીકે તેમણે કામ કર્યું હતું. તેઓ હોસ્પીટલ મેઇન્ટેનન્સ કમીટીના ખજાનચી અને સેંટ જોન એમ્બ્યુલન્સ એસોસીએશનના ઉપ-પ્રમુખ પણ છે. તેઓ ચરનીરોડ બીચ કમીટીના પ્રમુખ (૧૯૨૪–૩૪), પોર્ટ ટ્રસ્ટના એક ટ્રસ્ટી, કોરપોરેશનની ઇમ્પ્રુવમેંટસ કમીટી અને વકર્સ કમીટીના પ્રમુખ તથા સ્ટેંડીંગ કમીટીના સભાસદ, અને બીજી મ્યુનીસીપલ કમીટીઓના સભાસદ પણ હતા. બાળકો માટેની જરબાઈ વાડીઆ હોસ્પીટલની સલાહકારી કમીટી ઉપર કોરપોરેશનના પ્રતીનીધી તરીકે તેઓ બેઠક ધરાવતા હતા. મુંબઇમાં ફાટી નીકળેલા કોમી હુલ્લડો અને મીલ હડતાલોની સમાધાનીમાં પણ શ્રી. કરંજીઆએ મોટો ફાળો આપ્યો હતો જી. આઇ. પી. તથા બી. બી. એન્ડ સી. આઈ. રેલ્વેઓની સલાહકારી કમીટીઓમાં પણ તેઓ બેઠક ધરાવે છે અને ફીલ્મ સેનસર બોર્ડ ઉપર તેઓ ત્રણ વર્ષ હતા. વેસ્ટર્ન ઈન્ડીઆ ઓટોમોબાઇલ એસોશીએશન અને એકસાઈઝ એડવાઇઝરી કમીટી ઉપર પણ તેમણે કામ કર્યું હતું. ૧૯૩૨ માં તેઓ ઇન્ડીઅન મરચન્ટસ ચેંબરના પ્રમુખ હતા અને ચેંબરની કમીટીના તેઓ આજે ઘણાં વર્ષોથી સભ્ય છે ૧૯૩૨ માં તેઓ ઓનરરી પ્રેસીડેન્સી મેજીસ્ટ્રેટોની સોસાયટીના પ્રમુખ હતા અને સીલ્ક મરચન્ટસ એસોસીએશન તથા પેસેન્જર્સ એન્ડ ટ્રાફીક રીલીફ એસોસીએશનના પ્રમુખના હોદ્દા તેમણે વર્ષો સુધી ભોગવ્યા છે. પબ્લીક હોલીડે ઇન્કવાયરી કમીટીના તેઓ

પ્રમુખ નીમાયા હતા અને જેલોના તેઓ એક ઓનરરી વીઝીટર હતા. શ્રી૦ કરંજી-આનો જન્મ સપ્ટેંબર ૧૮૭૬ માં થયો હતો, અને તેમણે મુંબઇની એલ્ફીનસ્ટન હાઈસ્કુલ તથા સર જમશેદજી જીજીભાઈ પારસી બેનીવોલન્ટ ઇન્સ્ટીટયુટમાં કેળવણી લીધી હતી. ૧૮૯૩ ની સાલમાં તેમણે યુરપ, ચીન અને જાપાન સાથે વેપાર કરવાનું શરૂ કર્યું હતું. શ્રી૦ કરંજીઆ રેશમી કાપડ અને રેશમના એક શાહ સોદાગર છે. તેઓ ઈન્ડીઅન સ્ટોક એક્ષ્ચેંજ, યુનીયન બેંક અને બીજી ઘણી કંપનીઓના ડીરેકટર છે. તેમને સુતરાઉ કાપડ અને બીજા વેપાર ધંધાઓ સાથે પણ સંબંધ છે. રેશમ અને રેશમી કાપડના વેપારની આંટીઘુંટી તેઓ એટલી બધી જાણે છેકે હિંદની જુદી જુદી સરહદો ઉપરથી જકાત ભર્યા વગર દાણચોરીથી હિંદમાં આયાત થતાં કાપડના સંબંધમાં સખત પગલાં લેવામાં સરકારને મદદરૂપ થઇ પડી સરકારની આવક વધારવામાં તેમણે સારો હીસ્સો આપ્યો છે. તેવીજ રીતે કાઠીઆવાડના બંદરોએ પરદેશોથી માલ ઉતરી ઓછી જકાત ભરી બ્રીટીશ હિંદમાં દાખલ થવા લાગ્યાથી અને ઓછી જકાતવાળો માલ બ્રીટીશ હિંદમાં આયાત થતા માલ સાથ ખોટી રીતે હરીફાઇ કરવા લાગ્યાથી ૧૯૨૭ માં તે વેળાના હિંદી ખજાનચી સર બેઝીલબ્લેકેટ સાથ મસલ્હેત ચલાવી શ્રી૦ કરંજીઆએ વીરમગામ ખાતે નાકું રાખવાની મજબુત ભલામણ કરી હતી અને તેમાં તેઓ સફળ નીવડયા હતા. સુતર કાપડ, રેશમી કાપડ અને જરી કસબના ઉદ્યોગોમાં તપાસ કરવા નીમાયલી ટેરીફ બોર્ડો સમક્ષ, ઇન્ડીઅન રેલ્વે ઇન્કવાયરી કમીટી (વેજવુડ કમીટી) સમક્ષ અને સેન્ટ્રલ તથા પ્રાંતીક બેંકીંગ ઇનકવાયરી કમીટીઓ સમક્ષ શ્રી૦ કરંજીઆએ જુબાની આપી હતી. રેન્ટકન્ટ્રોલ કમીટી(૧૯૧૪-૧૯)ના તેઓ એસેસર પણ હતા. શ્રી૦ કરંજીઆ તેમની જાહેર સેવાઓ બદલ કઇસરે હિંદ મેડલ, નાo વાઇસરોય તરફનું સરટીફીકેટ ઓફ મેરીટ, શહેનશાહ પંચમ જ્યોર્જ સીલવર જુબીલી મેડલ અને કોરોનેશન મેડલ મેળવવાને પણ નશીબદાર નીવડયા છે.

તેઓ મુંબઇની વીલીંગડન સ્પોટર્સ કલબ, રોટરી કલબ, વેસ્ટર્ન ઇન્ડીઆ ટર્ફ કલબ, ઓરીયન્ટ કલબ, બોંબે પ્રેસીડેન્સી રેડીઓ કલબ, રીપન કલબ, બોંબે ફલાઇંગ કલબ વગેરે કલબોના મેંબર છે. તેઓ એક જાણીતા ફ્રીમેશન છે. ઇંગ્લીશ કોનસ્ટીટયુશન, સ્કોચ કોનસ્ટીટયુશન, મેસોનીક ચેપ્ટર, તેમજ મેસોનીક કોનકલેવ એ દરેકના માસ્તર તરીકેની ખુરશી મેળવવાનું તેમણે માન મેળવ્યું છે.

શ્રી. કરંજીઆની મેયર તરીકેની તથા લેજીસ્લેટીવ કાઉન્સીલના સભ્ય તરીકેની કારકીરદી ઘણી ઝળકતી છે. તેઓ મેયર હતા તે દરમ્યાન શહેરના બધા વોર્ડોમાં મુફત અને ફરજીઆત પ્રાથમીક કેળવણી દાખલ થવા પામી હતી, શહેરના ઉતર ભાગમાં સંડાસો માટે ફલશીંગ સીસ્ટમ દાખલ કરવા માટે મ્યુનીસીપલ લોન ફંડમાંથી ગ્રાન્ટની મજુરી મળી હતી, કોરપોરેશનના મોટા હોદાઓ ઉપર કવોલીફાઇડ માણસો નીમવા માટે કોરપોરેશને ઠરાવ પસાર કર્યો હતો, શહેરના ઉત્તર વીભાગમાં મેલેરીઆ અને ટાઈફોડના ઉપદ્રવો ઓછા કરવાના પગલાં લેવા એક કોન્ફરન્સ મળી હતી, ટોબેકો ડયુટી એ મ્યુનીસીપલ આવક હોવાથી મુંબઇ સરકારે તે છીનવી લીધાથી મ્યુનીસીપાલીટીના તે હકક માટે લડત ચલાવવા તેમની સરદારી હેઠળ નાo ગવર્નરના એક સલાહકાર મી૦ જે. એ. મદન સમક્ષ

એક ડેપ્યુટેશન લઇ જવામાં આવ્યું હતું, કોઇબી સાધારણ પુંજીનો માણસ મ્યુનીસીપલ જગ્યા ઉપર મકાન બાંધવા માંગે તો તેને લોન આપવાને લગતો ઠરાવ થયો હતો, લડાઇને લીધે થયલી મોંઘરીવારીનું ઓછા પગારના મ્યુનીસીપલ નોકરોને ભથ્થું મળ્યું હતું, અને પ્રોપરટી ટેક્ષ વસુલ કરવાનું કામ સરકારે મ્યુનીસીપાલીટીને માથે નાંખ્યાથી મ્યુનીસીપાલીટીને સરકાર તરફથી પુરતા ખર્ચ નહીં મળ્યાથી સામે લડત ચલાવવામાં આવી હતી. મેયર તરીકેના તેમના હોદ્દા દરમ્યાન કોરપોરેશનની ૧૩૧ સાધારણ અને ૧૫ ખાસ સભાઓ મળી હતી (કે જે આગલા બધા રેકર્ડો તોડનારૂં હતું) અને ૧૩૧૦ સાધારણ અને ૧૮૭ ખાસ બાબતોનો નીકાલ કરવામાં આવ્યો હતો, અને એટલી બધીમાંથી એક પણ સભામાં તેઓ ગેરહાજર હતા નહી. લેજીસ્લેટીવ કાઉન્સીલના સભ્ય તરીકે તેમણે જાહેર હીતના અનેક સવાલો પુછયા હતા અને ઠરાવો રજુ કર્યા હતા. લાયકાત વગરની દાઇઓથી થતી હેરાનગતી દુર કરવા અને સ્ત્રી જાતની સેવા બજાવવા તેમણે ક્વૉલીફાઇડ દાઇઓ રાખવાનો ઠરાવ ધારાસભામાં પસાર કરાવ્યો હતો.

ઠેકાણું:—"શેંગરેલા," ૮ કારમાઈકલ રોડ, મુંબઇ ૬.

**મથુરાદાસ દ્વારકાદાસ:**—શેઠ મથુરાદાસનો જન્મ ૧૯૦૮ માં થયેલો. સંગીન કેળવણી પ્રાપ્ત કર્યા પછી તેઓ વ્યાપારમાં પડયા. શેઠ મથરાંદાસ ૧૯૨૨ માં શેઠ લાલજી નારણજીની પેઢીમાં જોડાયા અને ૧૯૨૮ માં એ પેઢીના ભાગીદાર બન્યા. એ ઉપરાંત બોંબે ડાઇંગ એન્ડ મેન્યુફેકચરીંગ કંપનીની સેલીંગ એજન્સી જે મેસર્સ ચત્રભુજ ગોરધનદાસની કંપનીને નામે ધંધો કરે છે એના પણ ભાગીદાર બન્યા. જામ શ્રી૦ રણજીતસીંહજી સ્પીનીંગ એન્ડ વીવીંગ મીલ્સના ઓધ્ધાની રૂએ ડીરેકટર છે અને



જ્યુપીટર જનરલ ઇન્સ્યુરન્સ કંપની લીં૦ ના ડીરેકટર અને મેનેજીંગ એજંટ છે. ખાનદેશ સ્પીનીંગ એન્ડ વીવીંગ મીલ્સ અને ન્યુ ઇસ્ટ ઇન્ડીઆ પ્રેસ કં. લીં૦ ના પણ ડીરેકટર છે. દેશી વેપારી ચેમ્બરની કમીટીના અને ઇંડીઅન ઇન્સ્યુરન્સ એસોસીએશનની કમીટીના સભ્ય છે. ૨૪૦ શેઠ લાલજી નારણજીએ જામનગર ખાતે સ્થાપેલી જીનીંગ એન્ડ પ્રેસીંગ ફેકટરી હજી એમના હસ્તક ચાલુજ છે. શેઠ મથરાંદાસે વ્યાપારી મંડળીમાં સારી કીર્તી સંપાદન કરી છે. સ્વભાવે મળતાવડા અને જાહેર કાર્યમાં ભાગ લેવાની ધગશ ધરાવતા હોવાથી સર્વત્ર પ્રિય થઇ પડે છે. ટુંક સમયમાંજ શેઠ લાલજી નારણજીની માફક એક મહાન વ્યાપારીની પ્રતિષ્ઠા પ્રાપ્ત કરશે.

સરનામું:—૨૧૦, વાલકેશ્વર રોડ, મુંબઇ.

**પ્રાણલાલ દેવકરણ નાનજી:** બેન્કર, વેપારી, દલાલ અને મીલકતદાર, જે. પી અને ઓનરરી પ્રેસીડન્સી મેજીસ્ટ્રેટ, પોરબંદર રાજ્યના રાજમંત્રી—રા. પ્રાણુલાલભાઇનો



જન્મ ૧૮૯૪ માં થયો હતો. સ્વ૦ શેઠ દેવકરણ નાનજીના એ દ્વિતિય પુત્ર થાય. મુંબઇની સેંટ ઝેવીઅર્સ કોલેજમાં અભ્યાસ કર્યા પછી ૧૮ વર્ષની વયે પિતાશ્રીની પેઢીમાં જોડાયા. અત્યારે દેવકરણ નાનજી એન્ડ સન્સ, (બેન્કર્સ, મરચન્ટસ એન્ડ લેન્ડલોર્ડસ) દેવકરણ નાનજી (શેર, સ્ટોક, કોટન, બુલીઅન, ઘઉં અને અળસીના વેપારી અને દલાલ) વિગેરે પેઢીઓમાં વડા ભાગીદાર છે. દેવકરણ નાનજી બેન્કીંગ કંપની લી૦ના ચેરમેન છે. ઉપરાંત હિન્દુસ્તાન સુગર મીલ્સ લી૦, હિંદ સાઇકલ્સ લી૦, નેશનલ સ્ટુડીઓઝ લી૦, પોદ્દાર મીલ્સ લી૦, બોંબે પ્રોવીન્શીયલ કો—ઓપરેટીવ લેન્ડમોરગેજ બેન્ક લી૦, બોંબે સ્ટીમ નેવીગેશન લી૦, દેવકરણ નાનજી પ્રીન્ટીંગ એન્ડ પબ્લીસીંગ કં૦ લી૦ અને ઇન્ડીઅન હ્યુમ પાઇપ કં૦ લી૦ના ડીરેકટર છે. દેશી વેપારી ચેમ્બર અને એની બેન્કીંગ, શીપીંગ, ફીનાન્સ અને આંતરીક વ્યાપાર ઉપસમિતિ ઓના સભ્ય છે. ઉપરાંત લીવરપુલનાં લીવરપુલ કોટન એસોસીએશન લી૦ સાથે પણ સભ્ય તરીકે સંબંધ ધરાવે છે. પ્રોપર્ટી ઓનર્સ એસોસીએશન અને ઇન્ડીઅન રેડક્રોસ સોસાયટીના આજીવન સભ્ય છે. અંધેરીના ભારતીય વીદ્યાભવનની સ્થાપના કરનારાઓમાં શ્રી૦ પ્રાણુલાલભાઇ પણ હતા અને અત્યારે એના માનદ ખજાનચી છે. દાદર હિન્દુ મંદિર, કોટની સંસ્કૃત શાળા, દેવકરણ નાનજી સખાવત ટ્રસ્ટ, પારપીઆ પ્રધાન ચેરીટીઝ ટ્રસ્ટ, ગુલાલવાડી ચેરીટીઝ, શેઠ કલ્યાણજી ચત્રભુજ હિંદુ સેનેટેરીઅમ કાંદીવલી વિગેરે ટ્રસ્ટોના ટ્રસ્ટી છે. સાહિત્ય, સંગીત અને કલાના શોખીન છે તેમજ વિલીંગ્ડન સ્પોર્ટસ કલબ, રોયલ વેસ્ટર્ન ઇન્ડીઆ ટર્ફ કલબ, મુંબઇ પ્રેસીડન્સી રેડીઓ કલબ અને ઓરીએન્ટ કલબના સભ્ય છે. દેવકરણ નાનજી અઠવાડીક વ્યાપારી બજારોનું અવલોકન, દેવકરણ નાનજી ડેઇલી મારકેટ રીપોર્ટ અને દેવકરણ નાનજીસ બોંબે ઇન્વેસ્ટર્સ ઇયરબુક એમની તરફથી પ્રગટ થાય છે. ૧૯૧૧ માં જામનગર સ્ટેટના મુન્સીફ અને મેજીસ્ટ્રેટ સ્વ૦ શ્રી૦ ગોવિંદજી ઝવેરચંદનાં પુત્રી જયવંતીબ્હેન સાથે લગ્ન કરેલા. શ્રીમતિ જયવંતીબ્હેન કોટના હિન્દુ સ્ત્રી મંડળના એક સ્થાપક અને ચેરમેન છે અને સમાજ ઉન્નતિના કાર્યો કરતી વિવિધ સ્ત્રી સંસ્થાઓના સભ્ય છે.

સરનામું:—'લલિત વિલાસ', વાલકેશ્વર રોડ, મલબારહીલ, મુંબઇ.
(ઓફીસ) દેવકરણ નાનજી બીલ્ડીંગ, એલ્ફીન્સ્ટન સરકલ, કોટ, મુંબઇ.

**ધરમદાસ શામળલાલ પરભુદાસ કોઠારી:**—જુના શેર બજાર (ધી નેટીવ શેર એન્ડ સ્ટોક બ્રોકર્સ એસોસીએશન)ના એક આગેવાન સભ્ય તરીકે શેઠ ધરમદાસ આજે



એક સુખ્યાત વ્યકિત છે. એમના પરિચયમાં આવેલા વ્યાપારીઓ યા નાણાંશાસ્ત્રીઓ સૌ કોઇ એમનો સંપર્ક સાધવામાં આજે ગૌરવ લે છે. જુના શેર બજારની સ્થાપના થઇ ત્યારથી શેઠ ધરમદાસના પિતામહ એ બજાર સાથે સંકળાએલા. એમની જવલંત કારકીર્દીએ આજે શેઠ ધરમદાસની પેઢીને બજારમાં અગ્રગણ્ય અને મોભાદાર સ્થાન આપ્યું છે. આજે લગભગ પાંચ દસકાથી એમની પેઢી, વ્યાપારી જગતમાં એમની નામનાને કયાંયે ઝાંખપ લાગવા દીધા સીવાય, અવિરત પ્રગતિ સાધી રહી છે.

પરંતુ એ પ્રગતિ કંઈ સ્વયંસિદ્ધ તો નજ હોય ને? એની પાછળ તો એના સંચાલકોની પ્રમાણિકતા, કાર્યદક્ષતા અને દીર્ઘદ્રષ્ટિ એ સૌજ કામ કરી રહ્યાં હોય છે. પરંતુ એથી વધુ તો એમના ચારિત્ર્યબળનેજ એ પ્રગતિ આભારી છે. એટલે સંચાલકોના ચારિત્ર્યના પરિચય સિવાય એ પેઢીનો પરિચય અધુરોજ રહે.

ઇ. સ. ૧૮૯૫ ની ૨૩ મી અકટોબર એ શેઠ ધરમદાસનો જન્મદિન. તેઓ મોઢ વણિક જ્ઞાતિના છે. પરંતુ આજે તો તેઓ તથા તેમના વડિલો, સ્વજ્ઞાતિમાંજ નહિ. પરંતુ પરકોમમાં પણ તેમના સત્કાર્યો વડે ઘણી સારી રીતે આદર પામ્યા છે. તેઓ પણ સમાજસેવા કે રાષ્ટ્રસેવા, ધાર્મિક કાર્યો કે કેળવણીનાં કાર્યો, એવી કોઇપણ સેવાની તક જવા દીધા સિવાય ઉદાર હૃદયે એમાં પોતાનો ફાળો આપી ચુકયા છે. પછી તે સેવા સ્વકોમની હોય કે પર કોમની સંકટ નિવારણની હોય કે તબીબી મદદ માટેની છાત્રાલય બંધાવવાની કે સેનેટેરીઅમ ખોલવાની ચાહે તે માનવસેવાનાં કાર્યો હોય. એ સૌમાં શેઠ ધરમદાસ તેમજ તેમના પૂર્વજોએ પોતાનો ફાળો આપ્યોજ હોય. એમને આંગણે આવેલ પ્રાર્થી કદી ખાલી હાથે પાછા ફર્યા નથી. આ તો થઇ એમની ઉદારતાની વાત. પરંતુ એમનો માયાળુ સ્વભાવ, એમની સહૃદયતા એમની વાણીનું મહત્વ અને વિવેક એકવાર પણ એમના પરિચયમાં આવનાર માણસના હૃદય પર એમના ચારિત્ર્યની છાપ પાડયા વિના રહેશે નહિ.

શેઠ ધરમદાસનું મુળ વતન જુનાગઢ. એમના પૂર્વજોમાં ધધાર્થે પ્રથમ મુંબઇ આવનાર એમના પ્રપિતામહ શેઠ જીવણદાસ ગાંગજી. એમના ત્રણ પુત્રોમાંના એક તે શેઠ પરભુદાસ. જીવનની કંઇક લીલી સુકી વટાવી એ કુળને તારનાર તેઓજ હતા. ગરીબાઇને લીધે ઉચ્ચ અભ્યાસ તો ન કરી શકયા, તોય ટયુશનો કરી ધંધા પુરતું પ્રાપ્ત કર્યુંજ. અને એક ફ્રેઇટ-બ્રોકર (નુર દલાલ) તરીકે પોતાના જીવનની શરૂ-

આત કરી. શેર બજાર (પિધડતાજ રૂ. ૫) માં એ એસોસીએશનનું કાર્ડ લીધું અને અહિંથીજ એમની તથા એ પેઢીની પ્રગતિનું પ્રસ્થાન થાય છે. એમની બુદ્ધિ તેમજ દિર્ઘદ્રષ્ટિ એમને આગળ વધવાનો માર્ગ બતાવતી, પ્રમાણિકતા કોઇપણ પ્રકારના પતનમાંથી એમનું રક્ષણ કરતી, એમનો સ્વભાવ અને ચારિત્ર્ય, હંમેશ જાણે એમને પીઠબળ દેતાં હોય તેમ પ્રગતિને પંથે દોરતાં.

એક પ્રમાણિક ધંધાદારી તરીકે શેઠ પરભુદાસ આજે લોકપ્રિય થઇ ગયા છે. એમની સેવાની કદર તરીકે શેર બજારે એમને પોતાના ઉપ-પ્રમુખ તેમજ પ્રમુખ તરીકે સ્થાપ્યા હતા. સ્વ૦ સર શાપુરજી ભરૂચા મુંબઇના શેરીફ થયા ત્યારે એસોસીએશન તરફથી સર શાપુરજીને અભિનંદન પત્ર આપવાનું માન પણ શેઠ પરભુદાસનેજ મળ્યું હતું. એમની જાહેર સેવાની નોંધ લઇ સરકારે તેમને J. P. (Justice of Peace—સુલેહના અમલદાર) બનાવ્યા હતા.

શેઠ પરભુદાસને ઉચ્ચ કેળવણી માટે તો ભારે આકાંક્ષા હતી. પરંતુ જે પોતે ન લઇ શકયા તે ઉચ્ચ કેળવણી પોતાની જ્ઞાતિમાં વિદ્યાર્થીઓ લઇ શકે એવા આશયથી એક ફ્રી બોર્ડીંગ સ્કુલ સ્થાપવા તેમણે રૂા. ૧ લાખની બાદશાહી રકમ કાઢી આપી હતી. આજેય એ સંસ્થા એમના શુભ નામ સાથે એમના ધ્યેયને સિધ્ધ કરતી પ્રગતિ કરી રહી છે. એ સંસ્થાદ્વારા આજસુધી સેંકડો વિદ્યાર્થીઓએ પોતાના જીવનનો વિકાસ સાધ્યો છે, અને સાધી રહ્યા છે. વળી ઉચ્ચ કોમના હિન્દુઓ માટે મુંબઇમાં એક વાડી પણ એમણે બંધાવી આપી છે. આ ઉપરાંત કેટલીય સખાવતો એમના ઉદાર હસ્તે ગરીબોને કરી હશે.

જીવનના વિધવિધ રંગો જોઇ ૭૫ વર્ષની વયે ઇ. સ. ૧૯૨૧ ના મેની તા૦ ૧૧ મીએ જ્યારે શેઠ પરભુદાસ સ્વર્ગવાસી થયા ત્યારે તેમને ત્રણ પુત્રો હતા; શેઠ શામળદાસ, શેઠ દેવીદાસ અને શેઠ લાલદાસ. પરંતુ આજે તો એમાંના એકલા શેઠ શામળદાસજ એ કુટુંબના વડિલ તરીકે હયાત છે. એમના બીજા બે ભાઇઓ પણ એમની માફક સત્કાર્યો કરી જીવનની સુવાસ ફેલાવી ગયા છે. સ્વ૦ શેઠ દેવીદાસે પોતાની પુત્રી લીલાવતીના સ્મરણાર્થે દેવલાલીમાં એક સેનેટોરીઅમ બંધાવ્યું છે. વળી શેઠ લાલદાસે પણ પોતાની કોમના ગરીબ બંધુઓ માટે સસ્તા ભાડામાં રહી શકાય તેવો "જેંકાર નિવાસ" બંધાવ્યો છે. તેમના ટ્રસ્ટીઓએ એમની યાદમાં રૂ. ૨ લાખ ખર્ચી ઉંચ કોમના હિંદુઓ માટે એક બાદશાહી સેનેટોરીઅમ જુહુ પર બંધાવ્યું છે.

શેઠ શામળદાસે પણ પોતાના પિતાના પગલે જઇ, ઉદાર ભાવે ઘણી સખાવતો કરી છે, અને એઓ આજેય કરી રહયા છે. સ્વ૦ શેઠ દેવીદાસના ટ્રસ્ટી તરીકે એમણે જી. ટી. હોસ્પીટલમાં ક્ષયનો વોર્ડ સ્થાપવા રૂા. ૧ લાખ, એક્ષરે તથા ઇલેકટ્રીક ખાતું સ્થાપવા રૂા. ૭૫૦૦૦, મુંબઇની ગુજરાતી કોમના ગૌરવસમી સર હરકીશનદાસ હોસ્પીટલમાં સુવાવડ ખાતું સ્થાપવા માટે રૂા. ૧ લાખ, નાશીકની ઝનાના મીશન હોસ્પીટલમાં સુવાવડખાતાનું મકાન બંધાવવા રૂા. ૩૫૦૦૦, મુંબઇની નાયર હોસ્પીટલમાં રૂ. ૫૦૦૦ અને ગુજરાતી હીંદુ સ્ત્રી મંડળને રૂ. ૨૫૦૦૦ આપ્યા છે. એ એમની સહૃદયતા અને ઔદાર્યના પૂરાવા તરીકે બસ છે. એમણે પોતે પણ જી. ટી. હોસ્પીટલમાં લાયબ્રેરી સ્થાપવા રૂા. ૧૦૦૦૦, દેવલાલીના લીલાવતી હિંદુ સેનેટોરીઅમમાં એક બ્લોક તથા લાયબ્રેરી સ્થાપવા, તથા સર હરકીશનદાસ હોસ્પીટલમાં એક વોર્ડ સ્થાપવા

રૂ. ૧૦૦૦૦/ આપી કેટલીય મોટી રકમો અર્પી છે. આવી જાહેર સેવાની કદર કરી સરકારે તેમને જે. પી. બનાવી કયસરે હિન્દનો ચાંદ એનાયત કર્યો છે.

આજે શેઠ શામળદાસ નિવૃત્ત જીવન ગાળે છે. એમના બે લાયક પુત્રો શેઠ ધરમદાસ તથા શેઠ મથરાંદાસ એમની પેઢીને આજે દોરી રહયા છે.

શેઠ ધરમદાસ, અહિંની ન્યુ હાઇસ્કુલમાં અભ્યાસ કરી, પોતાની પેઢીમાં જોડાઈ ગયા. પોતાના સદ્‌ગુણો વડે એમણે પેઢીની ઉત્તરોત્તર પ્રગતિ કરી. શેર બજારે એમની સેવાની કદર પિછાની અને ૧૯૩૭–૩૮ માં એ મંડળના ડીરેકટરોની બોર્ડના સભ્ય તરીકે ચુંટી કાઢયા. સામાજિક પ્રવૃતિઓ અને સેવાના માર્ગો પણ શેઠ ધરમદાસના કાર્યક્ષેત્રની બહાર નથી રહી ગયાં. જી. ટી. હોસ્પીટલની સલાહકારી કમીટીમાં, સર હરકીશનદાસ હોસ્પીટલની મેનેજીંગ કાઉન્સીલમાં, યમુનાબાઈ નાયર હોસ્પીટલ તથા નેશનલ મેડીકલ કોલેજની સલાહકારી કમીટીમાં એક સભ્ય તરીકે એમને ઘણું અગ્રસ્થાન છે. શેઠ પરભુદાસ જીવણદાસ કોઠારી તથા શા. મુળચંદ વાસનજી મોઢ વણિક બોર્ડીંગ સ્કુલ (દાદર) જે એમના પિતામહે સ્થાપી છે તેના એક ટ્રસ્ટી તથા સેક્રેટરી તરીકે તેઓ એ સંસ્થાને શોભાવી રહયા છે. રાજકોટની વાલજી લક્ષ્મીદાસ મોઢ બોર્ડીંગની મેનેજીંગ કમીટીના પણ તેઓ એક સભ્ય છે. આ ઉપરાંત દેવલાલી ખાતેનું લીલાવતી હિન્દુ સેનેટોરીઅમ, બોરીવલી ખાતેનું કાલીદાસ પ્રાગજી આરોગ્ય ભુવન, મુંબઇ ખાતેનું 'જેકોર નિવાસ', એ સૌ આજે એમના ટ્રસ્ટીપણા નીચે સુવ્યવસ્થિત રીતે ચાલી રહયાં છે. એમની સખાવતોમાં સર હરકીશનદાસ હોસ્પીટલમાં લીફ્ટ માટે આપેલા રૂ. ૨૫૦૦, નાયર હોસ્પીટલમાં રેડીઅમ માટે રૂ. ૨૦૦૦ અને સુરતમાં બ્રહ્મચારી આશ્રમમાં અતિથિ ગૃહ સ્થાપવા માટે રૂા. ૨૦૦૦, એ મુખ્યત્વે ગણી શકાય પરંતુ એમણે અજ્ઞાત રહીને પણ કેટલીય સખાવતો કરી છે, જેને અહિં સ્થાન આપવું ઉચિત નથી.

આજે એમના નાના ભાઈ શેઠ મથુરાંદાસ પણ એમની સાથે પેઢી પર કામ કરી રહયા છે. એમનો જન્મ મુંબઇમાં સને ૧૯૧૭ માં થયો હતો. ન્યુ હાઈસ્કુલમાં કેળવણી લઈ તેઓ ૧૯૩૭ થી પોતાના વડિલોની પેઢીમાં જોડાઈ ગયા છે. એમના જીવનની શરૂઆતમાં—ધંધામાં જોડાતાંજ—એમની પ્રતિભા એમના પરિચયમાં આવનારને અસર કરે છે. એમના હૃદયની ઉદારતા તેમજ ઉચ્ચ આશયો એમના ઉજ્જવળ ભાવિની આશા આપે છે.

આમ આવા ચારિત્ર્યવાન, સેવાભાવી, અને પ્રમાણિક સંચાલકોના આશ્રય નીચે એ પેઢી કેમ ન વિકસે? આજના શેર બજારના જીવનમાં વારંવાર પ્રતીત થતો સટ્ટાફાટી સડો એ પેઢીમાં હજૂ પ્રવેશ્યો નથી, એ હર્ષની વાત છે. એમનું ઔદાર્ય એમને સમૃધ્ધિવાન બનાવે છે. એમની સહૃદયતા એમને લોકપ્રિયતા બનાવે છે, એમની બુધ્ધિ, કાર્યદક્ષતા અને દિર્ઘદ્રષ્ટિ એમને પ્રગતી કરાવે છે, અને એમની પ્રમાણિકતા, એમની પેઢીની વિશિષ્ટતા હોઇ, એમની કીર્તિ તથા કારકીર્દીને ઉજ્જવળ બનાવી એ પેઢીને આગે ને આગે બઢાવી રહી છે.

સરનામું:—"સી વ્યુ", પ્લોટ નં. ૧૫,
વરલી એસ્ટેટ, મુંબઇ.

**સેઠના, મી. મીનોચેર જહાંગીરજી,** બી. એ., બેરીસ્ટર–એટ–લૉ, લંડનની રોયલ ઇકોનોમીક સોસાયટીના ફેલો, લેખક, લેકચરર, ધારાશાસ્ત્રી અને ફીલસુફ:—મી૦



સેઠના ૧૯૧૧માં મુંબઇ ખાતે જન્મ્યા હતા. એમના પિતા ડૉ૦ જહાંગીરજી મન્ચેરજી સેઠના ડી. વી. એસ., જી. બી. વી. એસ., પુનાની સાયન્સ કોલેજના બાયોલોજી (પ્રાણી અને વનસ્પતિ વિજ્ઞાન) ના પ્રોફેસર હતા. ભાઇ મી૦ રૂસ્તમ જહાંગીર સેઠના બી. એ., બી. એસ. સી., બી. ઈ. એલ. એલ. બી., મુંબઇ મ્યુનીસીપાલીટીના લેન્ડ એકવીઝીશન ખાતાંના એક અમલદાર છે. મી૦ સેઠનાએ ગોવાળીઆ ટેન્ક રોડ પર આવેલી માસ્ટર્સ ટયુટોરીઅલ હાઇ સ્કુલમાં શિક્ષણ લીધું હતું. દસ્તુરજી સાહેબ કૈખશરૂ માહીયાર કુટાર (એમ. એ), પ્રીન્સીપાલ માણેકજી બનાજી (એફ. સી. આર. એ.) અને મી૦ એન. પી. પાવરી (બી. એ. એલએલ. બી.), જેવા વિખ્યાત શિક્ષકોને હાથે તેઓ કેળવાણી પામ્યા હતા. વીલ્સન કોલેજમાંથી ૧૯૩૧ માં બી. એ.ની ડીગ્રી પ્રાપ્ત કરીને તેઓ ૧૯૩૨ ના ઓકટોબરમાં ઇંગ્લેન્ડ ગયા હતા. ૧૯૩૪ માં તેઓએ બેરીસ્ટરની છેલ્લી પરીક્ષા પાસ કરી હતી અને ૧૯૩૫ માં તેમનું નામ મુંબઈ હાઈકોર્ટના ઓરીજીનલ સાઇડના એડવોકેટોની નામાવલીમાં દાખલ કરવામાં આવ્યું હતું. ૧૯૩૬ માં મી૦ સેઠના બાટલીબોઇના એકાઉન્ટન્સી ઇન્સ્ટીટયુટમાં કંપની લૉ અને મર્કન્ટાઇલ લૉના લેકચરર બન્યા હતા. હજી પણ તેઓ એ હોદ્દો ધરાવે છે. એમને શીખવા પ્રત્યે ખુબ પ્રેમ છે. ૧૯૩૭ માં મી૦ સેઠનાએ "મેરીટસ ઓફ ધી ઇન્ડીઅન કંપનીઝ એકટ" નામનો એક નિબંધ પ્રગટ કર્યો હતો. એજ વરસમાં એમણે હિન્દના કંપની લૉ અંગે ૪૫૮ પાનાનું એક મોટું પુસ્તક પ્રગટ કર્યું હતું. મુંબઇ હાઈકોર્ટના માનનીય જજ મી૦ બી. જે વાડીયાએ આ પુસ્તક માટે સુંદર ઉપોદ્દઘાત લખી આપ્યો છે. ધારાશાસ્ત્રીઓ, ન્યાયાધીશો, પ્રોફેસરો, અમલદારો અને વેપારીઓએ આ પુસ્તકની ખુબ પ્રશંસા કરી છે. ૧૯૩૯ માં મુંબઇના મી૦ ડી બી. તારાપોરવાલાએ મી૦ શેઠનાની "એરોબ્રીઝ ઇન્ડીઅન લૉ સીરીઝ"—"સીવીલ રોંગ્સ એન્ડ ધેર રેમેડીઝ" નામનું પુસ્તક પ્રસિધ્ધ કર્યું હતું. આ પુસ્તકનો ઉપોદ્દઘાત મુંબઇ હાઇકોર્ટના જજ ઓ૦ મી૦ જસ્ટીસ વાસુદેવે લખ્યો છે. ૧૯૪૦ ના જાન્યુઆરી માસમાં મી૦ શેઠનાનાં લગ્ન કલકત્તાના એન્જીનીઅર મી૦ જમશેદજી અરદેશર અંકલેસરીઆનાં પુત્રી અને સીટી કોલેજના લેકચરર મીસ ખારશેદ જમશેદજી અંકલેસરીઆ એમ. એ., બી. ટી., એલ. ટી. સાથે થયાં હતાં. મી૦ શેઠના ધંધાએ એક લેખક, શિક્ષક અને ધારાશાસ્ત્રી છે પણ મુખ્યત્વે તો તેઓ એક આદર્શવાદી સદ્ગૃહસ્થ છે. એમનો સત્ય તેમજ વિદ્યા તરફનો પ્રેમ અદ્ભુત છે. તેઓ જણાવે છે કે:—"Learning and knowledge and Beauty, ... Great are these all to have, ...... But greater still are Wisdom and Duty, though for it not many crave" અને મી૦ સેઠના ઉમેરે છે કે:—"Make kindnes a part of your being. And Love the emblem of living"

સરનામું:—૨૫૨, તારદેવ રોડ, મુંબઇ.

**સેઠના, મીસીસ ખુરશેદ મીનોચેર જહાંગીરજી,** એમ એ., બી. ટી., એલ. ટી., મદ્રાસની સીટી કોલેજના માજી લેકચરર, હાલ મુંબઇની બાઇ રહેમતબાઇ હબીબ હાઇસ્કુલનાં પ્રીન્સીપલ—મીસીસ



સેઠના (એ વખતનાં મીસ અંકલેસરીઆ) નો જન્મ ૧૯૧૩ની પાંચમી જુને થયો હતો. તેમણે કલકત્તાની લોરેટો કોન્વેન્ટ અને લોરેટો કોલેજ ખાતે શિક્ષણ લીધું હતું. ૧૯૩૪ માં તેમણે અંગ્રેજી સાહિત્યનો વિષય પસંદ કરીને બી. એ. (ઓનર્સ)ની ડીગ્રી સંપાદન કરી હતી. ૧૯૩૫ માં તેમણે બી. ટી. ની પરીક્ષા પસાર કરી હતી. ૧૯૩૭ માં તેમણે એમ. એ.ની ડીગ્રી પ્રાપ્ત કરી હતી અને સીટી કોલેજ ખાતે લેકચરર નીમાયાં હતાં. તેઓ કલકત્તાના કન્સલ્ટીંગ એન્જીનીઅર મી૦ જમશેદજી અરદેશીર અંકલેસરીયા (જીનવાલા)નાં પુત્રી થાય છે. ૧૯૪૦ માં મુંબઇના બારીસ્ટર-એટ-લૉ મી૦ મીનોચેર જહાંગીરજી શેઠના સાથે તેમનાં લગ્ન થયાં હતાં. હાલમાં તેઓ મુંબઇની કન્યાઓ માટેની રહેમતબાઇ હબીબ હાઇસ્કુલનાં પ્રીન્સીપલ છે. મીસીસ સેઠના કેળવણીનાં કામમાં ખુબ રસ લે છે.

સરનામું:—૨૫૧, તારદેવ રોડ, મુંબઇ.

**શ્રોફ, મી૦ કે. આર. પી.**—શેર બજારના બાહોશ પ્રમુખ શેઠ કેખશરૂ શ્રોફનો જન્મ ૧૮૭૮ માં થયો હતો. ન્યુ હાઇસ્કુલમાં કેળવણી લીધા પછી લંડનની ચેમ્બર ઓફ કોમર્સમાં કોમર્સની ડીગ્રી માન સહીત પસાર કરી હતી. ૨૨ વર્ષની વયે એમણે એક શીક્ષક તરીકે કારકીર્દી શરૂ કરી હતી. મેટ્રીક અને પ્રીવીઅસમાં દાખલા અને વિજ્ઞાનના વર્ગો એ લેતા. ૧૯૦૨ માં



એ ધંધો છોડી એમણે પોતાના પીતાશ્રી સાથે શેર બજારમાં ઝંપલાવ્યું. ધીમે ધીમે મેસર્સ આર. પી. શ્રોફ એન્ડ સન્સની પેઢીને એમણે લોકપ્રીય સંસ્થા બનાવી. ૧૯૧૬ માં શેર બજારમાં સભ્ય તરીકે જોડાયા અને ૧૯૨૦ થી માંડીને આજ સુધી ડીરેકટરોની બોર્ડમાં છે. માનદ ખજાનચીનો હોદ્દો પણ એમણે ભોગવ્યો છે. ૧૯૩૯ની સાલ સુધી તેઓ શેર બજારના એક ચુંટાયલા પ્રમુખ રહ્યા હતા પણ ત્યાર પછી મોરીસન કમીટીની ભલામણ મુજબ એમને પગારદાર પ્રમુખ તરીકે નીમવામાં આવ્યા છે. એમનો વર્ષે રૂ. ૫૦૦૦૦ નો પગાર નકકી થયો છે

ત્યારથી આર. પી. શ્રોફ એન્ડ સન્સની પેઢીમાંથી રા. શ્રોફ શેઠ નીકળી ગયા છે. શેર બજારમાં વર્ષો થયાં બાહોશીથી, ધીરજથી અને ખંતથી એમણે સારી સેવા બજાવી છે અને હંમેશા બજાર સાથે જાહેર જનતાનું પણ હીત જોયું છે. ૧૯૨૭માં તેઓ જે. પી. બન્યા હતા. ૧૯૨૯ થી બાંબે શેર હોલ્ડર્સ એસોસીએશનના ઉપ–પ્રમુખ છે. ઝોરાસ્ટ્રીયન કોઓપરેટીવ ક્રેડીટ બેન્કના ચેરમેન છે. યુનીઅન બેન્ક, સેન્ટ્રલ કોઓપરેટીવ લેન્ડ મોર્ટગેજ બેન્ક, ઇન્ડીઅન મરકનટાઇલ ઇન્સ્યુરન્સ કંપની વિગેરેના ડીરેકટર છે. ૧૯૩૫માં સીલ્વર જ્યુબીલી મેડલ પણ એમને મળ્યો છે. શેર બજારમાં ખુબજ પ્રીય થઇ પડયા છે. એમના પુત્રપુત્રીના લગ્ન પ્રસંગે દલાલોએ એક લાખ રૂપીઆની પર્સ આપી હતી અને એસોસીએશને રૂ ૧૦૦૦૦ નો ચાંદલો કર્યો હતો. જુદી જુદી કમીટીઓ સમક્ષ અને સરકાર સમક્ષ બાહોશીથી બજારનો કેસ શ્રી. શ્રોફ રજુ કરે છે અને તેથી સરકાર સાથેનો સંબંધ સારો રહ્યો છે.

સરનામું:—સ્ટોક એક્ચેન્જ બીલ્ડીંગ, દલાલ સ્ટ્રીટ, કોટ, મુંબઇ.

**અબુબકર ઇબ્રાહીમ ઘીવાળા**—વેજીટેબલ પ્રોડકટસના એક મોટા વેપારી, અને શેર બજાર તથા બીજા વેપાર ધંધાઓ સાથે સંબંધ ધરાવનાર રા૦ અબુ શેઠનો જન્મ વેરાવળ મુકામે ૧૯૦૦ની સાલમાં થયો હતો. તેઓ હાલાઇ મેમણ કોમના છે પરંતુ કોમી ભેદભાવથી તેઓ મુકત છે, અને તેને લઇને પોતાના વ્યાપારમાં તથા બીજાં કામકાજોમાં તેઓ સફળતા મેળવવા ઉપરાંત સઘળી કોમોમાં માન અને પ્રતિષ્ઠા ધરાવે છે. તેમના પિતા વેરાવળમાં ઘીનો વેપાર કરતા અને એ ધંધાની ખીલવણીને અંગે તેઓ મુંબઇ આવ્યા હતા અને ઘીની દુકાન ખોલી હતી. ૧૯૧૪ની સાલમાં તેઓ મરણ પામ્યા હતા. રા૦ અબુશેઠ



તે વખતે કેળવણી લેતા હતા. પિતાના ઘીના ધંધાને લીધે એ ધંધા તરફ તેમને શરૂઆતથી પક્ષપાત હતો અને ૧૯૦૨ ની સાલમાં વેજીટેબલ પ્રોડકટસનો ધંધો શરૂ કર્યો. વ્યાપારી બુધ્ધી અને ધંધાદારી કુનેહને લઇને એ ધંધામાં તેમણે થોડાજ સમયમાં સફળતા મેળવી અને મદ્રાસ તથા કરાંચીમાં શાખાઓ ખોલવા ઉપરાંત હિંદના જુદા જુદા ભાગોમાં એજન્ટોની પણ નીમણુંક કરી. પોતાના ધંધાને અંગે તેમને અવાર નવાર આખા હીંદની તથા કોલંબોની મુસાફરીઓ કરવી પડતી. તે સમયે હિંદમાં વેજીટેબલ પ્રોડકટસની પેદાશ હતી નહીં અને મોટે ભાગે તે પરદેશથી આવતું. વોલકર્ટ બ્રધર્સ અને ઈ. ડી. સાસુનના વેજીટેબલ પ્રોડકટસની તેમની પાસે સોલ એજન્સીઓ હતી, રા. અબુશેઠ ૧૯૩૩ની સાલમાં હજ કરવા ગયા હતા અને પોતાના વ્યાપાર ઉપર પુરતું ધ્યાન રાખી શકાય નહીં તે માટે મુંબઇમાંની પોતાની હેડ ઓફીસ રહેવા દઈ એમણે બહારગામની પોતાની શાખાઓ બંધ કરી હતી. જેમ જેમ આ દેશમાં વેજીટેબલ પ્રોડકટસ બના-

વવાનાં કારખાનાં ખુલવા લાગ્યાં તેમ તેમ પરદેશથી એ વસ્તુના આયાત હિંદમાંથી ઓછી થઇ અને વેજીટેબલ પ્રોડકટસના હિંદ મધ્યેનાં મોટા મોટા કારખાનાં અને કંપની હીંદુસ્તાન વનસ્પતી મેન્યુફેકચરીંગ કંપનીના રા૦ અબુશેઠ સેલીંગ એજન્ટ છે.

વેજીટેબલ પ્રોડકટસના વેપારમાં રા૦ અબુશેઠ એક આગેવાન વ્યકિત છે. એ ધંધા ઉપરાંત તેઓ શેર બજારમાં પણ ઘણું મોટું કામકાજ કરે છે અને તેમનાં બહોળાં કામકાજને અંગે શેર દલાલોની અંદર પણ તેમનું નામ જાણીતું થઇ પડયું છે. રા૦ અબુશેઠ કેમીકલ્સ અને સીમેન્ટનો પણ વેપાર કરે છે અને તે વેપારને અંગે તેમને હિંદ બહારના દેશો સાથે પણ સંબંધ છે. રા૦ અબુશેઠ એક મીલકતદાર છે અને સારા વેપારી લતામાં તેમની કેટલીક મીલકતો આવેલી છે.

રા૦ અબુભાઇએ પોતે ઉચ્ચ કેળવણી તો નથી લીધી પણ કેળવણી માટે તેમને પક્ષપાત છે. એ દીશામાં તેઓ પોતાથી બનતી મદદ આપે છે અને અંધેરી ખાતેની ઇસ્માઇલ કોલેજની ગુજરાતી લીટરરી સોસાયટીને પણ તેમણે સારી જેવી રકમ ડોનેશન તરીકે આપી હતી. મુસ્લીમ લીગ તરફથી પ્રચારકાર્ય કરવા માટે જે પ્રેસ ફંડ ખોલવામાં આવ્યું છે તેમાં પણ રા૦ અબુભાઇએ રૂા. ૧૦૦૦ની રકમ આપી છે. રા૦ અબુભાઇ હસમુખા, મળતાવડા સ્વભાવના, દયાળુ જીગરના અને કોમી ભેદભાવથી પર એવા ગ્રહસ્થ છે. વેજીટેબલ પ્રોડકટસ મરચન્ટસ એસોસીએશનની મેનેજીંગ કમીટીના રા૦ અબુશેઠ એક સભ્ય છે અને અનેક કોમી, જાહેર તથા વ્યાપારી સંસ્થાઓમાં હોદ્દા ભોગવવાનું તેઓ માન ધરાવે છે.

સરનામું:—અરવત મેનશન, પાયધુની. મુંબઇ ૩.

**અમૃતલાલ કાલીદાસ**—શેઠ અમૃતલાલભાઈ નેટીવ શેર સ્ટોક એન્ડ બ્રોકર્સ એસોસીએશન (જુના શેર બજાર)ના ઉપપ્રમુખ, મુંબઇના અગ્રગણ્ય શેરદલાલ, જ્ઞાતિએ જૈન વીસા ઓસવાળ, અને અમદાવાદના વિખ્યાત 'નગરશેઠ' કુટુંબના નબીરા છે.



તેમનો જન્મ ૧૮૮૭માં થયલો. પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ અમદાવાદમાંજ લીધું. ધંધાની શરૂઆત એમણે ઝવેરાતના ધંધાથી અમદાવાદમાંજ કરી હતી પરંતુ ૧૯૦૬માં એ ધંધો છોડી તેઓ મુંબઈ આવ્યા, અને શેર બજારમાં જોડાયા. ૧૯૦૯માં રજીસ્ટર્ડ શેર દલાલ થયા અને ખંત, કાર્યકુશળતા, નિષ્પક્ષપાતપણું વગેરે ગુણોને લઇ ભારે નામના મેળવી. તેઓ મહત્વાકાંક્ષી હોઇ ખાલી શબ્દોમાં નહીં પરંતુ કાર્યોમાંજ માને છે. એમની લોકપ્રિયતા ઝડપબંધ વધવા લાગી અને ૧૯૧૮ થી તેઓ શેર બજારની મેનેજીંગ કમીટીના સભ્ય બન્યા. ૧૯૨૬માં ઉપપ્રમુખ બન્યા. ત્રણ ચાર માસ એમણે પ્રમુખ તરીકે પણ કામ કર્યું હતું. ૧૯૩૯થી તેઓ ઉપપ્રમુખપદે છે. સામાજીક અને જીવદયાના કાર્યોમાં તેઓ ઘણો રસ લે છે અને વ્યવહારૂ બુદ્ધિના ગૃહસ્થ હોઇ ખરાં કામનો આગ્રહ રાખે છે. જાહેર સેવા એમની ધગશ છે. શેઠ આણંદજી કલ્યાણજી ટ્રસ્ટ ફંડના તેઓ ટ્રસ્ટી બન્યા હતા. અને શત્રુંજય ઝઘડાના સમાધાનમાં ભારે હિસ્સો આપી જૈન કોમની અમૂલ્ય સેવા બજાવી હતી. આ સંબંધમાં ના૦ વાઇસરાયની મુલાકાતે ગએલાં પ્રતિનિધિ મંડળના તેઓ એક સભ્ય હતા. "સમેત શિખર" ઝઘડાની પતાવટમાં એમનો હિસ્સો ઘણો મોટો છે. સારાભાઈ મોદી વિદ્યા-તેજક મંડળના તેઓ પ્રમુખ છે. ધરમચંદ ઉદાઇચ અને હાયર એજ્યુકેશન ટ્રસ્ટ ફંડના તેઓ ટ્રસ્ટી છે, અને યશોવિજયજી જૈન ગુરૂકુળના ઉપપ્રમુખ છે. આ ઉપરાંત તેઓ મોતીશા લાલબાગ જૈન ચેરીટીઝના મેનેજીંગ ટ્રસ્ટી છે. હિંદી વેપારી મંડળ અને એની મેનેજીંગ કમિટીના એક સભ્ય છે. અખિલ-હિંદ જૈન સ્વયંસેવક પરિષદની ચર્ચાઓમાં એમણે એકવાર પ્રમુખસ્થાન લીધું હતું અને મુંબઇમાં મળેલી જૈન શ્વેતામ્બર પરિષદની ૧૪મી બેઠકની સ્વાગત સમિતિના પ્રમુખ હતા. છેલ્લા બે વર્ષથી તેઓ માંગરોળ જૈન સભાના પ્રમુખ છે. મુકત અને શાંત સ્વભાવ, સેવાપરાયણતા અને ઉદારતા, નિષ્પક્ષપાતપણું અને કાર્યકુશળતા એમનાં ચારિત્ર્યનાં આગળ તરી આવતાં લક્ષણો છે. રાજકારણમાં તેઓ કોંગ્રેસ પક્ષના છે અને એની પ્રવૃત્તિઓમાં સંગીન સહાય આપી છે. સ્વદેશીના પ્રખર હિમાયતી છે. એમણે દેશભરમાં વિસ્તૃત પ્રવાસ કર્યો છે. એમનું વાંચન અને દ્રષ્ટિબિન્દુ વિશાળ છે. એમના વિચારો સુધારાવાદી છે. બ્રોકર્સ કલબ અને વીલીંગ્ડન સ્પોર્ટસ કલબના તેઓ સભ્ય છે તથા મુંબઇની હિંદુ મર્ચન્ટસ કલબના માનદ ખજાનચી છે.

સરનામું:–ઇંદ્રભુવન, વાલકેશ્વર રોડ, મુંબઇ.

**મદન, જનાર્દન આત્મારામ,** બી. એ; સી એસ. આઇ; સી. આઇ, ઇ; આઇ. સી. એસ. ૧૯૩૯ થી મુંબઇના ગવર્નરના સલાહકાર છે. ૧૮૮૫માં એમનો જન્મ થયેલો. સ્વ૦ એચ. પી. પીતલેની પુત્રી ચંપુબાઇ સાથે લગ્ન કર્યાં છે. મુંબઇની એલ્ફીન્સ્ટન કોલેજમાં કેળવણી લીધા પછી ઓક્ષફર્ડમાં બી. એ. થયા હતા અને કેમ્બ્રીજમાં પણ કેળવણી



લીધેલી. ૧૯૦૯માં મદદનીશ કલેકટર તરીકે જોડાયલા. ૧૯૧૯માં મદદનીશ સેટલમેન્ટ ઓફીસર અને કોઓપરેટીવ સોસાયટીઓના મદદનીશ રજીસ્ટ્રાર તરીકે સેવા બજાવી હતી. ૧૯૨૦માં કલેકટર અને કોઓપરેટીવ સોસાયટીઓના રજીસ્ટ્રાર બન્યા. ૧૯૨૫ની જુની મુંબઇની ધારાસભાના સભ્ય હતા. ૧૯૨૬–૨૮ માં હિંદની ખેતીવાડી સંબંધી તપાસ કરવા નીમાયલા બાદશાહી કમીશનના સંયુકત મંત્રી તરીકે કામ કર્યું હતું. ૧૯૨૮–૨૯માં મુંબઇ પ્રાંતમાં કલેકટર અને જીલ્લા મેજીસ્ટ્રેટ હતા. ૧૯૨૯માં મુંબઇ પ્રાંતની બેન્કીંગ તપાસ સમિતિના ચેરમેન નીમાયા હતા. ૧૯૩૦માં મજુર ખાતાંના ડીરેકટર નીમાયા હતા. ૧૯૩૪માં મહેસુલખાતાના મંત્રી હતા અને ૧૯૩૬માં મુંબઇ પ્રાંતના દક્ષીણ વિભાગના કમીશનર થયા હતા.

સરનામું:–ડફમોર, રીજ રોડ, મુંબઇ.

**નાણાવટી, શ્રી૦ મણીલાલ બાલાભાઇ,** બી. એ: એલ. એલ. બી; એમ. એ. એમ.નો જન્મ અમદાવાદ ખાતે ૧૮૭૭માં થયેલો. શ્રી. નાણાવટી અત્યારે રીઝર્વ બેન્ક ઓફ ઇંડીઆ (મુંબઇ)ના ડેપ્યુટી ગવર્નર-પદે છે. ૧૯૦૪માં તેઓ વડોદરા રાજ્યની નોકરીમાં જોડાયા હતા. ૧૯૧૨ માં કોમર્સ અને ઇંડસ્ટ્રીઝના ડીરેકટર હતા. ૧૯૧૨ થી ૧૯૩૧ સુધી જુદા જુદા હોદ્દા પર હતા કોઓપરેટીવ સોસાયટીઝના રજીસ્ટ્રાર, ડેવેલપમેન્ટ કમીશનર, કમીશનર અને એકાઉન્ટંટ જનરલ, ઉપરાંત ઓખા હાર્બર બોર્ડના સેક્રેટરી અને પછી પ્રમુખ બનેલા. ૧૯૨૬ થી ૧૯૩૦ સુધી ઓખા બંદરની ખીલવણીનું ખાતું એમને હસ્તક હતું. ૧૯૩૨–૩૩ માં રેવન્યુ કમીશનર હતા. ૧૯૩૪–૩૫માં નાયબ દીવાન પણ બન્યા હતા.

સરનામું:–"લીલા", જુહુ, મુંબઇ.

**પરશોતમદાસ ઠાકોરદાસ, સર, નાઇટ, સી. આઇ. ઇ., એમ. બી. ઇ., જે. પી:–** ૧૮૭૯ માં મુંબઇમાં એમનો જન્મ થયેલો. મુંબઇની એલ્ફીન્સ્ટન કોલેજમાં કેળવણી પ્રાપ્ત કરેલી. શ્રી. દામજીભાઇ કોઠારીની પુત્રી ધનકોર બાઇ સાથે લગ્ન કરેલા. ૧૯૦૨ માં નારણદાસ રાજારામની કંપનીમાં જોડાયા અને ૧૯૦૮ થી



એ કંપનીના વડા ભાગીદાર રહયા છે. આત્યારે પણ મુંબઇમાં જાણીતા વેપારી તરીકે એજ પેઢીમાં ધંધો કરે છે. ઉપરાંત એમની અનેક વીધ જાહેર પ્રવૃતિ છે. ઇસ્ટ ઇંડીઆ કોટન એસોસીએશનના પ્રમુખ છે. બોંબે ઈલેકટ્રીક સપ્લાય એન્ડ ટ્રામ્વે કંપની, ઓરીએન્ટલ લાઇફ એશ્યુરંશ કંપની લી૦, ઇંડીઅન રેડીઓ એન્ડ કેબલ કમ્યુનીકેશન લી૦ વિગેરે કંપનીઓના ચેરમેન છે. ૧૯૧૧–૧૨ માં બોંબે સેંટ્રલ ફેમીન રીલીફ ફંડના માનદ મંત્રી અને ખજાનચી હતા.

૧૯૧૨ માં કઇસરે હિંદનો ચંદ્રક મળ્યો હતો. ૧૯૧૮–૧૯ માં સ્થપાયેલા દુષ્કાળ ફંડના પણ તેઓ મંત્રી અને ખજાનચી બન્યા હતા. ૧૯૨૦ માં શેરીફ બન્યા હતા. ૧૯૨૨–૨૩ માં ઇંડીઅન ગેત્રન્ચમેન્ટ (ઇંચકેપ કમીટીમાં સભ્ય હતા. ૧૯૨૪ થી ૧૯૩૦ સુધી દેશી વેપારી ચેમ્બર તરફથી વડી ધારાસભામાં હિંદના વ્યાપારી પ્રતિનિધિ તરીકે બીરાજ્યા હતા. ૧૯૨૨–૨૩ માં કાઉન્સીલ ઓફ સ્ટેટના સભ્ય હતા. ૧૯૨૮–૨૯ માં ગુજરાત રેલ સંકટ નિવારણ ફંડના પ્રમુખ હતા. દેશી વેપારી ચેમ્બરના ત્રણ વખત પ્રમુખ બનેલા, ૧૯૨૮ માં દેશી વેપાર ઉદ્યોગના મહામંડળ (ફેડરેશન) ના પ્રમુખ હતા. ૧૯૨૬ માં ચલણ અને હુંડીયામણ અંગે નીમાયલા શાહી (હીલ્ટન–યંગ) કમીશનના સભ્ય હતા. ૧૯૩૦ માં વડી સરકારે નીમેલી બેન્કીંગ ઇન્કવાયરી કમીટીના વાઇસ–ચેરમેન હતા. ૧૯૩૨–૩૩ માં ગોળમેજી પરિષદ અને સંયુકત પાર્લામેન્ટરી સમિતિના ડેલીગેટ તરીકે લંડન ગયા હતા. ૧૯૩૬–૩૮ માં ઇંડો–બ્રિટીશ વ્યાપારી વાટાઘાટ અંગે હિંદી સરકારના બીનસરકારી સલાહકાર નીમાયા હતા. ૧૯૩૮ માં મુંબઇ સરકારે નીમેલી ઈકોનોમીક એન્ડ ઇંડસ્ટ્રીયલ સર્વે કમીટીના ચેરમેન હતા. ઇમ્પીરીઅલ ઇંડીઆ સીટીઝનશીપ એસોસીએશનના ચેરમેન છે. સુરત અને પંચમહાલ જીલ્લાઓમાં પ્રાથમીક શિક્ષણ અંગે સારી સેવા બજાવી છે, અને શાળા માટે સુરતમાં ૧૧૦ અને પંચમહાલમાં ૧૫ મકાનો બાંધવાના ખર્ચ પેટે સારી રકમ દાન આપી છે. સુરત જીલ્લામાં ૩૯૫ પુસ્તકાલયો અને ૨૧ વ્યાપારીશાળાઓ સ્થાપવા માટેના ખર્ચ પેટે પણ સારો ફાળો આપ્યો છે. ડાકોરમાં હાઈસ્કુલો સ્થાપવા માટે બે મકાનોનો ખર્ચ આપ્યો છે, અને ભાવનગરમાં બોર્ડીંગ સ્કુલ માટે એક મકાન કરી આપ્યું છે.

સરનામું:–નવસારી ચેમ્બર્સ, આઉટ્રામ રોડ, કોટ. મુંબઈ.

**નિહાલ સીંઘ; સંત:**—૧૮૮૪ માં એમનો જન્મ થયેલો. પંજાબ યુનીવર્સિટીમાં કેળવણી લીધેલી. ૧૯૦૭ માં કેથલીન ક્રીન્સ બ્રુક સાથે લગ્ન કર્યા હતા. એમણે ૧૮૯૮ થી લેખો લખવાનું શરૂ કરેલું. અંગ્રેજી પત્રમાં પ્રથમ લેખ આપનાર તરીકે એમનું નામ જાણીતું છે. ૧૯૦૨ થી તો આખા જગતના દૈનિક વર્તમાનપત્રો, અઠવાડીકો, અને સામાયિકોમાં એ નિયમિત લેખ લખે છે.



એમણે ત્રણવાર જગતની મુસાફરી કરી છે. કેનેડા, બેલ્જીયમ, સીલોન અને હિંદની સરકારોએ એમને પુસ્તકો અને પુસ્તીકાઓ લખવા માટે રોકયા હતા. અને એમના પુસ્તકોની અસંખ્ય આવૃત્તિઓ પણ થઇ હતી. "હિંદી સૈનિકો", "નરેન્દ્રો અને તેમનું હિંદ", "પ્રગતિમાન બ્રિ૦ હિંદ" "અર્વાચીન જાપાન", "નિઝામ અને બ્રિ૦ સામ્રાજ્ય", વિગેરે પુસ્તકો જાણીતા છે.

સરનામું:—"સુર્યસ્થાન," ૧૬, નેમી રોડ, દહેરાદુન, યુકત પ્રાંત.

**દાવર, પ્રો૦ સોરાબ આર:**-પ્રીન્સીપલ દાવર્સ કોલેજ ઓફ કોમર્સ—એમનો જન્મ મુંબઇ ખાતે ૧૮૭૯ માં થયો હતો. અગ્રગણ્ય વેપારી કુટુમ્બના નબીરા છે,



એમના પિતા મી૦ રૂસ્તમજી દાવર કલકત્તા અને ગ્લાસ્ગોના જાણીતા શણ અને કેન્વાસ ઉત્પાદકો મેસર્સ વર્કમાયર બ્રધર્સના મુંબઇ ખાતેના લગભગ ચાળીસ વર્ષ સુધી આડતીયા હતા. પ્રો૦ દાવરની એમના પિતાને સ્થાને ઘણી નાનપણથીજ નીમણુંક થઇ હતી. આ કામ અમણે એકાદ વર્ષ સુધી કર્યું એ દરમ્યાન લાખોનું કામ કર્યું. મુંબઇમાં વ્યાપારી વિષયની તાલીમ પુરી કરી યુવાન દાવરને વધુ અભ્યાસ માટે ઇંગ્લાંડ મોકલવામાં આવ્યા. ત્યાં અમણે ઉચ્ચ પરીક્ષાઓ પસાર કરી હિંદ પાછા ફર્યા પછી ૧૯૦૦ ની સાલમાં દાવર્સ કોલેજ ઓફ કોમર્સની નાના પાયા પર સ્થાપના કરી, એ સંસ્થાએ એમની સબળ દોરવણી હેઠળ મહાન પ્રગતિ સાધી. ૧૯૦૪ માં તેઓ બીજીવાર ઇંગ્લાંડની મુલાકાતે ગયા. એમને પરીક્ષાઓમાં બેસવા ખાસ પરવાનગી મળી અને ઉચ્ચતમ પરીક્ષાઓ ઘણા માન સહિત પસાર કરી હાલ તેઓ ચાર્ટર્ડ ઇન્સ્ટીટયુટ ઓફ સેક્રેટરીઝ ઓફ લંડનના ફેલો છે. ૧૯૧૦માં એમણે બેરીસ્ટરની પરીક્ષા પસાર કરી અને મુંબઇ આવી મુંબઇ હાઇકોર્ટની ઓરીજનલ સાઇડમાં નોંધાયા. તેઓ મુંબઇ યુનીવર્સીટી સીંડીકેટના સભ્ય છે, સેનેટના ફેલો છે, અને એની બોર્ડ ઓફ સ્ટડીઝ ઇન કોમર્સના સભ્ય છે. ૧૯૧૫ માં મુંબઇ સરકારે સીડનહામ કોલેજ ઓફ કોમર્સની સ્થાપના કરી અને એમાં સહાય આપવા પ્રો૦ દાવરને વિનંતી થઇ અને એમણે અંગત ત્યાગ દાખવી ૯ વર્ષ સુધી ભારે ઉત્સાહ પુર્વક સેવા આપી સંખ્યાબંધ યુનીવર્સીટીઓએ પરીક્ષક તરીકે એમની પસંદગી કરી હતી. એમણે અનેક મૂલ્યવાન પુસ્તકો લખ્યાં છે. જાહેર જીવનમાં આજે એમનો ફાળો નાનો નથી. ૧૯૩૭ માં નવા ઇન્ડીઆ એકટ પ્રમાણે મુંબઇ લેજીસ્લેટીવ કાઉન્સીલના સભ્ય તરીકે એમની ચુંટણી થઇ અને પછી સરકારે એમને પહેલા પ્રમુખ તરીકે નીમ્યા. તેઓ જે. પી. છે. અને મુંબઇ મ્યુનીસીપાલીટીના કોર્પોરેટર છે. મ્યુનીસીપાલીટીની અનેક કમીટીઓ પર એમણે સફળતાપુર્વક કામ કર્યું છે. હિંદી વ્યાપારી મંડળની મેનેજીંગ કમીટીના તેઓ ઘણા વર્ષોથી સભ્ય છે. બોમ્બે શેર હોલ્ડર્સ એસોસીએશનના પ્રમુખ તરીકે પણ એમણે સુંદર સેવા બજાવી છે. કંપનીઓને લગતા કાયદાની સુધારણા માટે હિંદી સરકારે નીમેલી સમિતિના તેઓ સભ્ય હતા. સત્તાવીશ વર્ષના ગાળા દરમ્યાન પ્રો૦ દાવરે ભાષણો અને લેખોદ્ધારા આર્થિક અને ધારાકીય જીવનમાં સંગીન ફાળો આપ્યો છે. જુદી જુદી સમિતિઓ સમક્ષ એમની નિષ્ણાત જુબાની માર્ગદર્શક થઇ પડી હતી.

સરનામું:-એસ્પ્લેનેડ રોડ, કોટ, મુંબઇ.

**મહેતા, રાયસાહેબ ગીરધરલાલ દયારામ**:-જામનગર અને દ્વારકા રેલ્વેના મેનેજર અને નવાનગર રાજ્યના વેપારી મંડળના પ્રમુખ. જન્મ ૧૮૭૯ના સપ્ટેમ્બરની ૫મી તારીખે વડોદરા રાજ્યમાં આવેલાં વીસનગર ખાતે રાયસાહેબે વીસનગર અને અમદાવાદ ખાતે કેળવણી લીધી હતી. ૧૮૯૭માં માસીક આઠ રૂપીઆના પગારે ટપાલખાતામાં જોડાયા હતા અને ચઢતાં ચઢતાં પોસ્ટ ઓફીસ સુપ્રીન્ટેન્ડન્ટ બન્યા હતા. ૧૯૦૩માં તેઓ બી. બી. એન્ડ સી. આઇ. રેલ્વે કંપનીમાં જોડાયા અને ૧૯૦૫ના એપ્રીલ સુધી આબુ રોડ વિભાગમાં જુદા જુદા ઓધ્ધાઓ પર રહ્યા. એ પછી ટ્રાફીક સુપ્રીન્ટેન્ડન્ટની ઓફીસમાં એમની બદલી થઇ, જ્યાં તેઓ કારકુનના પદ પરથી એસીસ્ટન્ટ ટ્રાફીક સુપ્રીન્ટેન્ડન્ટના ઓધ્ધા સુધી ચઢયા. ડેપ્યુટી ટ્રાફીક સુપ્રીન્ટેન્ડન્ટ તરીકે પણ એમણે છ માસ સુધી કામ કર્યું હતું. ૧૯૨૧-૨૨માં, યુધ્ધ પછીની અનાજની અછતના સમય દરમ્યાન એમણે અનાજ વહેંચણી માટેના મુખ્ય અમલદાર તરીકે કામ કર્યું હતું. ૧૯૨૬માં એમની કંપનીની હેડ ઓફીસમાં બદલી કરવામાં આવી અને અગત્યનાં ખાતાંઓ એમને સોંપવામાં આવ્યાં. ૧૯૩૫માં એમણે રાજીનામું આપ્યું અને જામનગર દ્વારકા રેલ્વેના જનરલ મેનેજર બન્યા. સમાજ સુધારાની અનેક પ્રવૃત્તિઓમાં એમણે ભાગ લીધો છે. બી. બી. સી. આઇ. રેલ્વેના સ્ટાફના સભ્યો માટે એમણે મોટા પાયા પર કોઓપરેટીવ કન્સ્યુમર્સ સોસાયટી તથા મ્યુચ્યુઅલ ડેથ બેનીફીટ ફંડની યોજના કરી હતી. અખિલહિંદ વીસનગરા નાગર પરિષદના તેઓ બાવીસ વર્ષ સુધી સામાન્ય મંત્રી હતા. ૧૯૩૧માં તેઓ રાયસાહેબ બન્યા. તેઓ એક સારા વકતા છે.



સરનામું:—બેડીરોડ, ઓફીસ:-જામનગર, નવાનગર રાજ્ય,
(મુળવતન:-વીસનગર,
વડોદરા રાજ્ય).

**ખાન, ડૉ૦ સર શફાત અહમદ**:-બી. એ.—૧૮૯૩માં એમનો જન્મ થયેલો. મોરાદાબાદ અને ડબલીન ખાતે કળવણી પ્રાપ્ત કરેલી. ઈતિહાસમાં પહેલા વર્ગમાં માનસહીત આવેલા અને ડબલીનમાં ગ્રેજ્યુએટ થયેલા. ૧૯૨૧ થી અલ્લાહબાદ યુનીવર્સીટીમાં અર્વાચીન હિંદના ઈતિહાસના પ્રોફેસર છે. ૧૯૨૪ થી ૧૯૩૦ સુધી યુકતપ્રાંતની ધારાસભાના સભ્ય હતા. ૧૯૨૪માં રીફોર્મ ઈંકવાયરી સમિતિ અને ૧૯૨૫માં બીજી સમિતિઓ સમક્ષ જુબાની આપેલી. ૧૯૩૦-૩૩માં ગોળમેજી પરીષદમાં મુસ્લીમ ડેલીગેટ તરીકે ગયા હતા. ૧૯૩૩માં જોઇંટ સીલેકટ કમીટીના સભ્ય હતા. ગોળમેજી પરિષદમાં ગયેલાં મુસ્લીમ ડેલીગેશનના માનદ મંત્રી હતા. એ ઉપરાંત ગોળમેજી પરિષદની અન્ય પેટા સમિતિઓના સભ્ય હતા. ૧૯૩૨માં ગોળમેજી પરિષદ અંગે નીમાયલી વાઇસરોયની સલાહકાર સમિતિના સભ્ય હતા ૧૯૨૫ સુધી "હિંદીઇતિહાસ"ના જર્નલના સ્થાપક અને તંત્રી હતા. એમણે મુંબઇ સંબંધી ૧૬૬૭ થી ૧૭૬૩ સુધીના એંગ્લો પોરચ્યુગીઝ સંદેશાનું પુસ્તક પ્રગટ કર્યું છે,

સરનામું:—૩૧, સ્ટેન્લી રોડ,
અલ્લાહબાદ,

**મહેતા, સર હોરમસજી માણેકજી,** નાઈટ, રીઝર્વ બેન્ક ઓફ ઈન્ડીઆના ડીરેકટર—એમનો જન્મ ૧૮૭૧ માં થયો



હતો. મરહુમ મી૦ એચ. આર. ઉમરીગરની પુત્રી ગુલબાઈ સાથે એમના લગ્ન થયા હતા. મુંબઈમાં કેળવણી લઈ ૧૮૮૮ માં મુંબઈની ટંકશાળમાં નોકરીની શરૂઆત કરી અને પાછળથી ચાઈના મીલમાં જોડાયા. ૧૮૯૬ માં ધી મીલસ્ટોર્સ ટ્રેડીંગ કંપની ઓફ ઈન્ડીઆને નામે સ્વતંત્ર ધંધો શરૂ કર્યો. જે કંપનીના મેનેજીંગ એજંટ તરીકે એચ. એમ. મ્હેતાની કંપની છે. અમદાવાદના શેઠ મંગળદાસ જી. પારેખની ભાગીદારીમાં સર હોમી મ્હેતાએ ૧૯૦૪માં વીકટોરીઆ મીલ્સ, ૧૯૧૪ માં જુબીલી મીલ્સ અને ૧૯૧૬ માં રાજા ગોકુળદાસ મીલ અને ૧૯૨૯ માં ગાયકવાડ મીલ્સની ખરીદી કરી હતી. ૧૯૦૪ થી ૧૯૩૯ સુધીમાં એમણે સંખ્યાબંધ ઇલેકટ્રીક કંપનીઓ અને કોટન મીલોની સ્થાપના કરી છે. એમને મીલસ્ટોર્સ, ટેક્ષટાઈલ મશીનરી, ઇલેકટ્રીક કંપનીઓ, રૂ, વિમાનો ધંધો વિગેરે બાબદોમાં ઘણું જ સારૂં જ્ઞાન છે. ૧૯૩૧થી સર હોમી જાહેર જીવનમાં પડયા. કાઉન્સીલ ઓફ સ્ટેટના સભ્ય ચુંટાયા છે. ઉપરાંત હિન્દી સરકારે નીમેલી બીહાર-ઓરીસા સમિતિના સભ્ય છે. હિન્દી સરકારે એમને રાષ્ટ્રસંઘ (લીગ ઓફ નેશન્સ) માં ડેલીગેટ નીમ્યા હતા. ૧૯૩૪ માં કાઉન્સીલ ઓફ સ્ટેટની જગામાંથી રાજીનામું આપ્યું હતું અને રીઝર્વ બેન્કના ડીરેકટર નીમાયા હતા. મજૂર પ્રશ્નોને લગતી અનેક પરિષદમાં એમને આમંત્રણ મળ્યું છે. પોતે બોક્ષીંગ તેમજ ક્રીકેટની રમતમાં રસ લે છે અને ક્રીકેટ કલબ ઓફ ઇન્ડીઆના કંટ્રોલ બોર્ડના સભ્ય છે. ગરીબ વિદ્યાર્થીઓને એમણે કરેલી સહાય જાણીતી છે.

સરનામું:—"ગુલીતા", લોઇડ પરેડ,
વરલી સીફેસ, મુંબઈ.

**કાજી, દીવાન બ્હાદુર હીરાલાલ લલ્લુભાઈ,** એમ. એ; બી. એસ. સી; એડવોકેટ (ઓ. એસ.), એફ. આર. જી. એસ; એફ. આર. એસ. એ; એફ. એસ. એસ; કઈસરે હિંદ મેડલીસ્ટ, જે. પી. આઈ. ઈ. એસ. પ્રીન્સીપાલ અને ઈકોનોમિકસના પ્રોફેસર, ગુજરાત કોલેજ, અમદાવાદ. પહેલાં, ભુગોળ અને સ્ટેટીસ્ટીકસના પ્રોફેસર, સિડનહામ કોલેજ ઓફ કોમર્સ, મુંબઈ.—જન્મ: તા૦ ૧૦ મી એપ્રીલ ૧૮૮૬, સુરત. પિતા: ડો૦ લલ્લુભાઈ ભગવાનદાસ કાજી, એલ. એમ. એન્ડ એસ. ચીફ મેડીકલ ઓફીસર, પાલીતાણા સ્ટેટ. લગ્ન: શ્રી૦ વસંતગવરી બ્રીજલાલ શેઠ સાથે. ભાઈ: શ્રી૦ બાલુભાઈ લલ્લુભાઈ કાજી, બી. એ; એસ, ટી. સી. ડી; ડીરેકટર ઓફ એજયુકેશન, મોરબી

૧૯૨૯. મુંબઇ યુનીવરસીટીના ફેલો, શ્રીમતી નાથીબાઇ ડાકરસી યુનીવરસીટીના સિન્ડીક સહકારી ચળવળના હિંદના અગ્રગણ્ય નેતા અને લેખક, ઓલ ઇંડીઆ કોઓપરેટીવ ઇન્સ્ટીટયુટના ઓ૦ સેક્રટરી (૧૯૨૯-૩૩) અને ઉપપ્રમુખ (૧૯૩૪-૩૭): મુંબઇ પ્રાંતિક કોઓપરેટીવ ઇન્સ્ટીટયુટના ચેરમેન અને ઉપપ્રમુખ (૧૯૨૬-૩૦): બોમ્બે જીઓગ્રાફીકલ સોસાયટીના પ્રમુખ (૧૯૨૯-૩૨): મુંબઇ કોઓપરેટીવ ઇન્સ્યુરન્સ સોસાયટીના સ્થાપક અને પ્રમુખ (૧૯૩૦-૩૫) સુરત મહીલા વીદયાલયના પ્રમુખ (૧૯૩૬ થી). પ્રમુખ—માઇસોર કોઓપરેટીવ કોન્ફરન્સ (૧૯૩૪), મદ્રાસ અર્બન બેન્કસ કોન્ફરન્સ (૧૯૩૩), રજપુતાના, સેન્ટ્રલ ઇન્ડીઆ અને ગ્વાલીઅર કોઓપરેટીવ કોન્ફરન્સ (૧૯૩૭), બોમ્બે જીઓગ્રાફીકસ કોન્ફરન્સ (૧૯૩૫), તૃતીય દશાલાડ પરિષદ વડોદરા (૧૯૨૨). પુસ્તકો:—કોઓપરેશન ઇન ઇન્ડીઆ, કોઓપરેશન ઇન બોમ્બે, પ્રાઇમર ઓફ કોઓપરેશન, પ્રીન્સીપલ્સ ઓફ જનરલ જીઓગ્રાફી, લેન્ડ બીયોન્ડ ધી બારડર, આઉટમાન એટલાસ ઓફ ધી ઇન્ડીઅન એમ્પાયર, લાઇફ એન્ડ સ્પીચીસ ઓફ સર વીઠલદાસ ડાકરસી, ગ્રેટ મીસ્ટરી ઓફ લાઇફ બીયોન્ડ ડેથ.

સરનામું:—ગુજરાત કોલેજ, અમદાવાદ

**મહેતા, શ્રી. ચુનીલાલ ભાઇચંદ:—** એમનો જન્મ ૧૮૮૮ માં થયો હતો. મુંબઇમાં એમણે શિક્ષણ પ્રાપ્ત કરેલું. તાપીબાઇ સાથે લગ્ન કરેલા અને એમને અત્યારે બે પુત્રી અને એક પુત્ર છે. શ્રી૦ મહેતા શેરીફ થયા હતા અને જે. પી. પણ છે. ૧૯૪૦ માં તેઓ દેશી વેપારી ચેમ્બરના પ્રમુખ હતા. ઇન્ડીઅન સ્ટોક એક્ષચેન્જ (નવું શેર બજાર) અને બોમ્બે શ્રોફ એસોસીએશનના તેઓ પ્રમુખ છે. વળી ન્યુ દીલ્હી ખાતેની દેશી વેપાર ઉદયોગની ચેમ્બરોના મહામંડળ (ફેડરેશન) ના ઉપ-પ્રમુખ છે. ઉપરાંત એક્ષપોર્ટ એડવાઇઝરી કાઉન્સીલ, અને ઇન્ડીઅન સેન્ટ્રલ કોટન કમીટીના સભ્ય છે. ૧૯૩૫થી ૧૯૩૮ સુધી ઇમ્પીરીઅલ કાઉન્સીલ ઓફ એગ્રીકલ્ચરલ રીસર્ચના વહીવટી તંત્રના



સભ્ય હતા, રામવાડી ખાતેની મફત આંખની હોસ્પીટલની મેનેજીંગ કમીટી અને અને રેડક્રોસ સોસાયટી (મુંબઇ પ્રાંતની શાખા)ના સભ્ય છે બોમ્બે બુલીઅન એક્ષચેન્જના ડીરેકટર છે તેમજ મુંબઇ અને બહારની ઘણીયે વેપારી કંપનીઓના ડીરેકટર છે. "ફીનાન્શીયલ ન્યુઝ", "ઇન્ડીઅન કોટન રીવ્યુ અને એન્યુઅલ કોટન ચાર્ટ" ના તંત્રી છે. ૧૯૨૭ માં જગતનો પ્રવાસ કરેલો અને ૧૯૩૦ માં અમેરીકા ગયેલા.

સરનામું:—૫૨, રીજરોડ, મલબારહીલ. (ઓફીસ) ૫૧, મારવાડી બજાર, મુંબઇ ૨. (શાખા ઓફીસ) ૪૩, એસ્પ્લેનેડ રોડ, કોટ, મુંબઇ.

**જમનાદાસ મોરારજી, જે. પી.**—શેઠ જમનાદાસ મોરારજીનો જન્મ ૧૮૮૪માં થયો હતો. મુંબઇની ન્યુ હાઇસ્કુલમાં એમણે કેળવણી લીધી હતી. ૧૯૦૧માં



શેઠ હીરજી રોશકરણની પુત્રી રૂખમાણીબાઇ સાથે લગ્ન કર્યાં હતા. એમને ત્રણ બાળકો થયાં હતાં, પણ અત્યારે એકજ પુત્ર અને એકજ પુત્રી હયાત છે. શેઠ જમનાદાસ બહુજ ભલા, માયાળુ અને ધાર્મિક વૃત્તિવાળા અને સાદા માણસ છે તેઓ ૧૯૧૫થી આજ સુધી શેરબજારના ડાયરેક્ટર અને ટ્રસ્ટી રહ્યા છે. શેર બજારમાં એમની લાગવગ સારી છે. ઉપરાંત માંગરોળના વતની હોવાથી માગરોળમાં ઘણી સંસ્થાઓના પ્રમુખ અને ટ્રસ્ટી છે. માંગરોળની જૈન પાઠશાળા, પાંજરાપોળ, શ્રીમાળી સમાજ અને માંગરોળ બીલ્ડીંગ સોસાયટી, બોંબ બીલ્ડીંગ સોસાયટીના પ્રમુખ કે ટ્રસ્ટી હોવા ઉપરાંત બોંબે ટોકીઝ અને હરીનગર સુગર મીલ્સના ડીરેકટર છે. પાલીતાણાના શ્રાવીકા આશ્રમના શેઠ જમનાદાસ પ્રમુખ છે મુંબઇના શેર બજારમાં કલીઅરીંગ હાઉસની સ્થાપના થઈ છે. તેમાં એમનો મોટો હીસ્સો છે. એ સંસ્થા અંગે એમણે વારંવાર ઘણીયે સુચનાઓ રજુ કરી છે અને અગત્યની સલાહ આપી છે. શેઠ જમનાદાસની સખાવતો ઘણી છે; પરંતુ "જમણો હાથ દાન કરે તે ડાબો હાથ પણ ન જાણે" એ સુત્રનો એમણે બરાબર અમલ કર્યો છે, પરિણામે એમની ઘણીયે ખાનગી સખાવતો ગુપ્ત રહી છે. પોતાના સ્વર્ગસ્થ પુત્ર શાંતિલાલની યાદગીરી જાળવી રાખવા માટે લોનાવલા ખાતે એમણે એક લાખની કીંમતે એક આરોગ્ય ભુવન બંધાવ્યું છે. શ્રીમાલી બોર્ડીંગને એમણે રૂ. ૨૦૦૦૦ની ભેટ આપી છે. પોતાની કોમ માટે એમણે ઘણુંયે રચનાત્મક કાર્ય કર્યું છે. ઉપરાંત દેશના કાર્યમાં પણ એમણે યત્કીંચીત ફાળો આપ્યો છે. એમની કાર્યપધ્ધતિ વિશીષ્ટ પ્રકારની છે. નિયમિતતા અને પધ્ધતિસરનું કાર્ય એમને બહુ પ્રીય છે. પોતાને મળેલા પત્રોનો ઉત્તર ઢીલમાં નાંખવાની જરૂર હોય તો ૨૪ કલાકથી વધુ ઢીલ તો નજ થવી જોઈએ એવી એમની એમના માણસોને સુચનાઓ હોય છે. આ મુખ્ય ગુણોને લીધે એ પોતાનું જંગી કાર્ય સ્હેલાઇથી પાર પાડી શકે છે અને શરીર અને મનને યોગ્ય સ્થીતિમાં રાખવાનો ઉપાય સતત કાર્ય છે, એમ એમનું માનવું છે. દીર્ઘદ્રષ્ટીથી કોઇપણ વસ્તુ પર શાંતિથી વિચાર કરવો એ એમનો બીજો ગુણ છે. લીમીટેડ કંપનીઓના સરવૈયા ઝડપથી વાંચી જવાની સાથેજ એનો દીલસ્પર્શી અભ્યાસ કરવાની એમની આવડત જાણીતી છે. અને લીધે દરેક કંપનીની સ્થિતિનો એમને જલદીથી ખ્યાલ આવી જાય છે. આને લીધે એમને ત્યાં મોટા પ્રમાણના ઘરાકો છે અને એમની સંગીન સલાહનો લાભ લઇ ઘરાકો સારી કમાણી કરી શકે છે. કઇ વસ્તુમાં નાણું રોકવું, એ માટે તો એમની સલાહ લેવાય છે, અને એના એ નિષ્ણાત ગણાય છે. ખરી વસ્તુ કહી દેવામાં એ કદી અચકાતા નથી. એમની સલાહ બહુજ કીંમતી થઇ પડે છે અને આજે શેરબજારમાં તેઓ બહુજ લોકપ્રીય થઈ પડયા છે. હીંમત અને દૃઢતા એમના ગુણો છે. એક વખતે નકકી કરેલા માર્ગે જવામાં કોઇ પણ એમને ચલીત કરી શકતું નથી.

સરનામું:—ઘોડબંદર રોડ, શાંતાકરૂઝ.

**બીલીમોરીઆ, એરવદ જામાસ્પજી મોટાભાઇ (પંથકી)**—બીલીમોરાના મરહુમ એરવદ દારાબજી સોરાબજી વડા પંથકીના પૌત્ર એરવદ જામાસ્પજીનો જન્મ તા૦



૨૦મી અકટોબર ૧૮૮૪ના દિને બીલીમોરા ખાતે થયો હતો. મરહુમ એરવદ સોરાબજી માણેકજી પંથકીનાં પુત્રી બપઈમાય સાથે એમનાં લગ્ન થયાં અને ૨૦ વર્ષની ઉમ્મરે કુટુમ્બ સાથે મુંબઇ આવ્યા. બીલીમોરામાં કેળવણી લીધા પછી પંદર વર્ષની નાની ઉમરે બીલીમોરા છોડી વડવાઓ તરફથી મળેલા ધર્મગુરૂ તરીકેની ફરજો બજાવવામાં અનુભવ લેવા માટે મુંબઇ આવ્યા. પછી પુના અને થાણા ગયા. ત્યાં જઈ પોતાના ક્ષેત્રનો વધુ અભ્યાસ કરવાની એમની અભિલાષા હતી. અથોરનાન મદરેસા વર્ગમાં અવસ્તા અને પહેલ્વીનું શિક્ષણ મેળવવા સાથે પરશીયન ભાષા પણ શીખી લીધી, તેમજ વિવિધ ધાર્મિક પુસ્તકોમાંથી ધાર્મિક જ્ઞાન મેળવ્યું.

મુંબઇમાં એક સામાજીક કાર્યકર તરીકે એરવદ જામાસ્પજીએ પોતાની કારકીર્દી શરૂ કરી, અને યઝદેઝરદી ૧૨૭૨ માં તેમને ધોંડ બોલાવવામાં આવ્યા કે જ્યાં તેમણે ધોંડની અનમજુમનના આશ્રય હેઠળ જશનની ક્રિયા કરાવી હતી અને જાહેર ખાણું થયું હતું અને તે પછી ધોંડની અનજુમન તરફથી તેમને માનપત્ર આપવામાં આવ્યું હતું.

યઝદેઝરદી ૧૨૭૩ માં મુંબઇની થીઓસોફીકલ સોસાયટીમાં એવણ જોડાયા હતા. પારસી કોમમાં જુદદીન લગ્ન અને નવજોતના સવાલો ઉભા થયા હતા ત્યારે એમણે "જામે જમશેદ" અને "સાંજ વર્તમાન" પત્રોમાં અસરકારક લખાણો કર્યાં હતાં. ઝોરાસ્ત્રીઅન પરિષદની સ્થાપનાના પ્રસંગે એમને પરિષદની સબ–કમિટી, મેનેજીંગ કમિટી અને સત્કાર સમિતિમાં લેવામાં આવ્યા હતા, જ્યાં હાજરી આપી એમણે ધાર્મિક પ્રશ્નો પર ચર્ચા કરવામાં બીજા સભ્યો સાથે ઘણો અગત્યનો ભાગ લીધો હતો. અને અનેક લખાણો કર્યાં હતાં. તે સમયે ઓનરેબલ મી૦ જસ્ટીસ દાવર અને ઓ૦ મી૦ જસ્ટીસ બીમને પારસી પંચાયતના ટ્રસ્ટીઓની ચુંટણી કરવા માટેની એક યોજના ઘડી હતી, અને જ્યારે યોજના તૈયાર થઇ ત્યારે જુના વીચારના અને સુધારક વીચારના પારસીઓ વચ્ચે ટગ ઓફ વોર થવા પામી હતી. ચુંટણીનો હકક તરતનોજ મળેલો હોવાથી સખ્ત હરીફાઇ થવા પામી હતી. તે વેળા એરવદ જામાસ્પજીએ મરહુમ શેઠ જહાંગીર પીટીટ ડો૦ દીનશાહ માસ્તર, ડો૦ જહાંગીર દાજી, મી૦ જહાંગીર વીમા દલાલ વગેરે આગેવાનોની સાથે રહી ઓરથોડોક્ષ પારટી તરફથી સખત લડત ચલાવી હતી અને તેને પરિણામે એ પક્ષને ચુંટણીમાં ફતેહ મળી હતી. બાસુ સીવીલ મેરેજ બીલ, જુદદીન નવજોત અને લગ્નો, અને પારસીઓની સભાઓ બોલાવવાના સર જમશેદજી જીજીભાઇના હકકને લગતા સવાલો ઉભા થયા ત્યારે તે સવાલોની ચર્ચા કરવા સભાઓ બોલાવવામાં અને ઘટતા ઠરાવો પસાર કરવામાં એરવદ જામાસ્પજીએ બીજા આગેવાનોની સાથે આગળ પડતો ભાગ લીધો હતો. "રંગુન

બેલા નવજોત"ના સવાલમાં પણ તેમણે આગળ પડતો ભાગ લીધો હતો. કોમને લગતા સવાલોમાં એરવદ સાહેબ તરફથી જે ભારે ઉલટ લેવામાં આવે છે તેને લીધે પારસી કોમમાં તેઓ ઘણા જાણીતા છે અને મોટે ખાંચરનાં તથા જાણીતા પારસી કુટુંબોનાં ધાર્મિક ક્રીયાકામ માટે તેમને ખાસ બોલાવવામાં આવે છે. હાલમાં તેઓ ઘણા પારસી કુટુંબોના પંથકી તરીકે કામ કરે છે.

છેલ્લાં ૨૫ વર્ષ થયાં બાંબે ઝોરાસ્ત્રીઅન એસોસીએશનની મેનેજીંગ અને અન્ય કમીટીઓમાં નિયમીત રીતે એમની ચુંટણી થાય છે. અથોરનાન મંડળ અને અનજુમન કમીટીઓમાં પણ એમની નિયમિત ચુંટણી થાય છે. પારસી પંચાયતના ટ્રસ્ટીઓની ચુંટણી કરવાની સત્તા ધરાવતાં સોના મંડળમાં પણ છેલ્લા ૨૧ વર્ષ થયા નિયમીત રીતે એમને ચુંટી કાઢવામાં આવ્યા હતા. પરંતુ ૧૯૨૨ની સાલ પછી સોના મંડળની ચુંટણીના સંબંધમાં ઓરથોડોક્ષ અને સુધારક પક્ષો વચ્ચે ઝઘડાઓ ઉભા થયાથી બંને હરીફ પક્ષો વચ્ચે સમાધાની કરવાનો એરવદ સાહેબે પ્રયાસ કર્યો હતો પણ તેમાં તેમને નીષ્ફળતા મળ્યાથી તે સમયથી તેઓ બંને પક્ષોથી અલગ રહી સોના મંડળમાંથી પણ ખસી ગયા છે.

કોમ માટે તેમણે કરેલાં અગત્યના કામોમાં એક જે વધારે અગત્યનું કાર્ય કર્યું છે અને જે વીસરાય ગયું નથી તે એ છે કે ભગર અનજુમન, અનજુમનના આતશબેહરામ સાહેબની કમીટી અને વાડીયાજીના આતશબેહરામ સાહેબના ટ્રસ્ટી સાહેબો વચ્ચે ૫૦ વર્ષોથી ચાલતા ઝઘડાની તેમણે સમાધાની કરાવી હતી. આ ત્રણ વચ્ચે સમાધાની કરાવવા અગાઉ ઘણા આગેવાનોએ પ્રયાસો કર્યા હતા પણ તેમાં તેમાં તેમને નીષ્ફળતા મળી હતી. પરંતુ એરવદ જામાસ્પજી તો એ ત્રણ વચ્ચે સમજુતી કરાવવા દાંત કચકચાવીને અને બાંહ્ય ચઢાવીને ખાઈપીને લાગેલા હતા અને એક વર્ષની મહેનત પછી મી૦ જામાસ્પ દસ્તુર સોલીસીટર, દસ્તુરજી મીનોચેહેરજી, સર ફીરોઝ શેઠના અને બીજાઓની મદદ લઇ ૧૯૩૪ની સાલમાં આખરે જ્યારે તેમને સફળતા મળી ત્યારેજ તેઓ જંપીને બેઠા. તેમના આ મહાન કાર્ય માટે મુંબઇ અને નવસારી ભગર અનજુમનની સભાઓમાં તેમનો જાહેર રીતે દીલોજાન આભાર માનવામાં આવ્યો હતો.

અનજુમના આતશબહેરામની મેનેજીંગ કમીટીના તેઓ સભ્ય છે અને ઘણાંયે ફંડોના ટ્રસ્ટી તરીકે કાર્ય કરે છે. એરવદ બીલીમોરીઆ ધોબીતલાવ પારસી એસોસીએશનના એક સ્થાપક અને ખજાનચી તેમજ ઉપપ્રમુખ છે. કોમમાં એરવદ બીલીમોરીઆ જેવા બહુજ થોડા પ્રવૃતિશીલ જાહેર કાર્ય કરે છે. એરવદ તરીકે પારસી પ્રશ્નો અંગે તેઓ લોકપ્રીય છે અને એક સંગીન વ્યવસ્થાપક તરીકે લાયક પૂરવાર થયા છે. સત્ય અને ન્યાયના ચુસ્ત હીમાયતી છે. પારસી કોમના મોટા ભાગના માનનીય અગ્રેસર છે. પોતે આનંદી સ્વભાવના અને માયાળુ દીલના હોઇ મુશ્કેલીમાં મુકાયલા માણસોને હંમેશ દોરવણીથી અથવા પૈસાથી સહાયભુત બને છે. બહુજ ખુલ્લા દીલના સીધા સાદા માણસ હોવાથી ઘણીવાર એમને મિત્રો તેમજ વર્તમાનપત્રો સાથે અથડામણમાં ઉતરવું પડે છે. પણ પોતે સત્ય અને ન્યાયી માને એજ માર્ગે ચાલે છે અને તે માટે અંતે એમને વિજય પ્રાપ્ત થાય છે. મોટા દરજ્જાના માણસની કે મોટાની લાગવગની એવણે કદી દરકાર કરી નથી. છેલ્લી અનજુમનની સોની કમીટીની ચુંટણીમાં ભારે ઉહાપોહ થયો હતો પણ પોતે કોઇપણ પક્ષ તરફથી નહિ પણ સ્વતંત્ર રીતે ઉમેદવારી બ્હાર પાડી હતી અને સખ્ત હરિફાઇ તેમજ વિરોધ છતાં ફતેહમંદીથી પાર ઉતર્યા હતા. આ આતશબહેરામની મેનેજીંગ કમીટીની એમની ઉપયોગી કામગીરીને લીધે એમને આતશ બહેરામના એક પહેલવહેલા મોબેદ આથરવનેન ટ્રસ્ટી તરીકે નીમવામાં આવ્યા છે. આ નીમણુકને વધાવી લેવામાં આવી હતી. ફસલી અગીઆરીના પ્રશ્નમાં ઊલટ લઇ એક બાહોશ અથોરનાનને ઉત્તેજન આપવા માટે પોતે એક સાચ્ચા અથોરનાન તરીકે દસ્તુરજી ઓદની નેમણુંક કરવામાં તેમજ તેમને સ્થાલો વિગેરેની ઘટતી બધી ગોઠવણો કરી એ કાર્ય સુલેહશાંતિ ભરી રીતે પાર પાડવામાં મોટો ભાગ ભજવ્યો હતો અને તે પણ સદંતર બીનસ્વાર્થીપણે.

સરનામુ:—૪૧૧, લોહાર સ્ટ્રીટ, મુંબઇ.

**આઝાદ,** મૌલાના અબુલ કલામ—મૌલાના આઝાદનો જન્મ ૧૮૮૮ માં મક્કામાં થયો હતો. એમણે બાળપણ



અરબસ્તાનમાં પસાર કર્યું હતું અને ઇજીપ્તની વિખ્યાત અલઅઝહાર યુનીવરસીટીમાં ઇશ્વરજ્ઞાન પ્રાપ્ત કર્યું હતું. ટર્કી અને અન્ય મુસ્લીમ રાષ્ટ્રો સમક્ષ ઉપસ્થીત થયેલા મહત્વના પ્રશ્નો પરત્વે મુસ્લીમ જનતાનું દ્રષ્ટીબીંદુ કેળવવાના ઉદ્દેશથી એમણે કલકત્તામાં "અલહીલાલ" નામનું ઉર્દુ પત્ર કાઢયું હતું. આ પત્ર ખુબ મશહુર બન્યું હતું. આ પત્રને પરિણામેજ, ગત મહાયુધ્ધ શરૂ થયાના પ્રસંગે બ્રિ૦ સરકારે એમને નજરકેદ કર્યાં હતા. એ પછી ૧૯૨૧ માં મૌલાના આઝાદ મહાત્મા ગાંધીને મળ્યા અને એમના ચુસ્ત અનુયાયી બન્યા. ખીલાફત ચળવળમાં એમણે અગ્રગણ્ય ભાગ ભજવ્યો હતો. એ ઉપરાંત ગાંધીજીની આગેવાની હેઠળની કોંગ્રેસમાં જોડાયા હતા. ૧૯૧૩ માં દીલ્હી ખાતે મળેલી કોંગ્રેસની ખાસ બેઠકમાં પ્રમુખ પદે ચુંટાયા હતા, અને ફરીથી ૧૯૩૦ માં કોંગ્રેસના કામચલાઉ પ્રમુખ નીમાયા હતા. ત્યારથી તેઓ કોંગ્રેસની કારોબારી સમિતિના સભ્ય નીમાતા આવ્યા છે. મૌલાના ૧૯૪૦–૪૧ વર્ષના કોંગ્રેસના પ્રમુખ છે. લડાઇ વિરોધી કોંગ્રેસની હાલની ચળવળને અંગે મૌલાના પાછા જેલમાં ગયા છે.

સરનામું:—કલકત્તા.

**બજાં, એરવદ જાલ અરદેશર:—** જન્મ મુંબાઇમાં તા૦ ૧૨ મી ડીસેમ્બર ૧૯૦૫. ધી જ. ન. પીટીટ પારસી ઓરફનેજમાં મેટ્રીક સુધીની કેળવણી લઇ મુલ્લાં ફીરોઝ મદ્રેસામાં અવસ્તા પહેલવી તેમજ બીજી ભાષાઓનો બી. એ. સુધી અભ્યાસ કરી સરટીફીકેટ, મોટી સ્કોલરશીપો તેમજ સંખ્યાબંધ ઈનામો મેળવ્યા હતા.



એઓને ૧૯૩૫ ના ફેબ્રુઆરીમાં ખુશરોબાગ મધેની શેઠ કરાણીની દરેમહેરના વડા પંથકી નેમવામાં આવ્યા હતા. જે પ્રસંગ મુંબાઈ તેમજ દેશાવરના દસ્તુરજીઓ પંથકીઓ, અથોરનાનો, મંડળો અને વખાણનારાઓ તરફથી સંખ્યાબંધ સ્પાસો એઓને એનાયત કરવામાં આવી હતી. એઓ મુંબાઇની જરથોસ્તી જશન કમીટીના એક કુશલ ધર્મ શિક્ષક છે. અને મુંબાઈની જુદી જુદી પારસી છોકરાઓ અને છોકરીઓની નિશાળોમાં ધર્મ અને નિતિની કેળવણી આપે છે. એ ઉપરાંત એઓ એક અથંગ ધર્મ અભ્યાસી જાહેર વકતા, અને સમાજ સેવક છે. ધર્મના પ્રચાર અર્થે મુંબાઈ તેમજ દેશાવરોમાં ભાષણો અને વાએજો આપે છે એઓ એક સારા લેખક પણ છે અને જુદા જુદા છાપાઓ અને ચોપાન્યાઓમાં ધાર્મીક તેમજ સંસારી વિષ્યો ઉપર લખાણો કરે છે. જે લોકોની પ્રસંસા પામે છે.

એઓ મુંબાઇની વડી મેટ્રીમોનીઅલ કોર્ટના એક ડેલીગેટ, "સોની" અનજુમન કમિટિના એક ચુંટાયલા સભાસદ, પારસી પેટ્રીઆટિક લીગ અને પારસી ફેડરલ કાઉન્સીલના એક સભાસદ, પરેલ પારસી મંડળ, ખુશરોબાગ પારસી એસોસીએશન, અને પારસી મદદગાર મંડળના ઉપ પ્રમુખ, અથોરનાન-મંડળ, અથોરનાન અનજુમન કમિટી અને ભાયખલા જશન-કમિટીના આનરરિ સેક્રેટરી, ભાયખલા જશન-કમિટી ભાયખલા બાજ રોજગાર ફંડ અને શેઠ પી. આર. શેઠના ધર્મ ક્રિયા ટ્રસ્ટફંડના એક ટ્રસ્ટી, પારસી લીગ ઓફ આનરની લવાદની બોર્ડના એક સભાસદ તેમજ જરથોસ્ત ધર્મની ખોલ કરનારી મંડળીના એક સભાસદ છે.

એઓ ભાયખલા ઝોરાસ્ત્રીઅન એસોસીએશન, પારસી લીગ ઓફ 'આનર', જરથોસ્તી ભાયબંધ મંડળી, બલસારા ટ્રેનીંગ યુનીઅન જરથોસ્તી ધર્મ સંબંધી કેળવણી આપનારી અને જ્ઞાન ફેલાવનારી મંડળી, ઉરન પારસી ઇન્ડસ્ટ્રીઅલ કોલોની, અને અનજુમન પસ મંડળની કારોબાર કમીટીઓના સભાસદ છે.

એઓ ભાયખલા મ્યુનીસીપલ સ્કુલ, બાઇ મોટલીબાઇ વાડીયા ઉદ્યોગ શાળા, અને સર ખુશરો વાડવા સ્કુલના આનરરી ધર્મ-શિક્ષક છે.

ઠેકાણું:—શેઠ કરાણીની દરેમહેર, ખુશરો બાગ, કોલાબા કોઝવે, મુંબઇ

**ગીલ્ડર**, ડૉ૦ મંચેરશાહ ધનજીભાઇ. બી. એ., એમ. ડી.—કોંગ્રેસ પ્રધાનમંડળ ઓફીસ પર હતું ત્યારે તંદુરસ્તી ખાતાંના પ્રધાન તરીકેનું કાર્ય કરનાર આ ભલા પારસી તબીબનો જન્મ ૧૮૮૨ માં મુંબઇ



ખાતે થયો હતો. એમના પિતા પચાસ વર્ષ "ટેમ્પરન્સ એસોસીએશન"ના મંત્રી હતા. ડૉ૦ ગીલ્ડરે મુંબઇની ન્યુ હાઇસ્કુલમાં અભ્યાસની શરૂઆત કરી હતી. ૧૯૦૫ માં એલ. એમ એન્ડ. એસ ના ડીગ્રી પ્રાપ્ત કર્યા પછી ઇંગ્લાંડ ગયા હતા અને ત્યાં છ વર્ષ રહી એમ. ડી. તથા એફ. આર. સી. એસ. ની ઉચ્ચ ડીગ્રી સંપાદન કરી હતી. મુંબઇ આવ્યા પછી ડૉ૦ ગીલ્ડરે ખાનગી પ્રેકટીસ શરૂ કરી હતી. હૃદયરોગના તેઓ ખાસ નિષ્ણાત હોવાથી ગાંધીજી પણ એમની વારંવાર સલાહ લે છે. મ્યુનીસીપાલીટીના મેડીકલ એકઝામીનર, મુંબઇ યુનીવર્સિટી સેનેટના સભ્ય, બોંબે મેડીકલ યુનીઅનના એક વખતના પ્રમુખ, કીંગ એડવર્ડ મેમોરીઅલ હોસ્પીટલના માનદ ડાકટર વિગેરે સ્થાનો પર બીરાજી એમણે મુંબઇની વિવિધ સેવા બજાવી છે. એક સમયે સર ચીમનલાલ સેતલવડ સાથે તેઓ ડાકટરોની હાડમારી વિષે ચર્ચા કરતા હતા. ચર્ચા દરમ્યાન સર ચીમનલાલે તેમને એ હાડમારીઓ સામે રાજદ્વારી ક્ષેત્રમાં ઝંપલાવી લડત કરવાની સુચનાકરતા તેમણે રાજદ્વારી પ્રવૃતિઓમાં ભાગ લેવાનું શરૂ કર્યું. ૧૯૨૭ માં તેઓ મુંબઇની જુની ધારાસભામાં ચુંટાયા હતા. ગત મહાયુધ્ધ વખતે પણ લેડી હાર્ડીંજ વૉર હોસ્પીટલમાં એમણે સેવા બજાવી હતી. ૧૯૩૭ માં કોંગ્રેસ પ્રધાનમંડળમાં જોડાઇ એમણે ઈલાકામાં દારૂ નિષેધની પ્રવૃતિના મંડાણ કરી નવા યુગની સ્થાપના કરી હતી પણ કોંગ્રેસ પ્રધાનમંડળે ઓફીસ છોડતા એ પ્રવૃતિ શીથીલ બની હતી. અત્યારે ગાંધીજીના હાકલને માન આપી તેઓ જેલ ગયા છે.

સરનામું:—ગીલ્ડર હાઉસ, વોર્ડન રોડ, મુંબઇ.

---

**બીલીમોરીઆ, લેડી જરબાઇ શાપુરજી, જે. પી:**—૧૮૮૦ માં તા૦ ૭મી માર્ચે મુંબઇ ખાતે એમનો જન્મ થયેલો અને



સર શાપુરજી સાથે ૧૯૦૬ માં લગ્ન થયેલા. પારસી ચેરીટી ઓરગેનાઇઝેશન સોસાયટી, સ્ત્રી જરથોસ્તી મંડળ, સર રતન તાતા ઇન્ડસ્ટ્રીયલ ઇન્સ્ટીટયુટ ફોર વીમેન વિગેરે સંસ્થાઓના મેનેજીંગ કમીટીના લેડી જરબાઇ સભ્ય છે. સમાજ કલ્યાણના કાર્યોમાં સારી ઉલટ લઇ રહ્યાં છે. નેશનલ ઇન્ડીઅન એસોસીએશન, વીમેન્સ કાઉન્સીલ, વીમેન્સ વર્ક ગીલ્ડ, પ્રીન્સેસ મેરી જીમખાના વગેરે સંસ્થાઓ સાથે પણ તેમને સંબંધ છે. ગરીબ પારસીઓના નિવાસસ્થાનોની વારંવાર મુલાકાત લઇ તેમના બાળકોને જરૂર પડતી દરેક સહાય કરે છે. યુરોપની તેમણે પાંચ વખત સફર કરી હતી અને આખા હિંદ તથા સીલોનનો પ્રવાસ તેમણે ખેડયો છે. ૧૯૨૮ માં તે વખતના હિંદી વજીરના પત્ની લેડી બર્કનહેડે લેડી જરબાઇને નામ૦ શહેનશાહ અને શહેનશાહબાનુ તરફથી ભરવામાં આવેલા દરબારમાં રજુ કરી તે નામદારો સાથ મુલાકાત કરાવી હતી.

સરનામું:—૧૩, કફ પરેડ, કોલાબા, મુંબઇ.

**સીંઘ, શ્રી. ગયાપ્રસાદ,** બી. એ. એલ એલ. બી મુઝફરપુરના વકીલ—મુઝફરપુર, પટણા અને કલકત્તા ખાતે એમણે કેળવણી પ્રાપ્ત કરી હતી એ પછી કલેકટર પણ થયા હતા પણ વકીલ તરીકેનો ધંધો કરવા માટે રાજીનામુ આપી દીધું હત. મ્યુ૦ બોર્ડ અને અન્ય સમિતિઓના



સભ્ય હતા અને ૧૯૨૪ થી ૧૯૩૪ સુધી હિન્દની વડી ધારાસભાના ચુંટાયલા સભ્ય હતા. વળી વડી ધારાસભાની અનેક સમિતિઓના સભ્યપદે પણ બીરાજ્યા હતા. ઓલ ઇન્ડીઆ પોસ્ટલ અને આર. એમ. એસ., ક્ષત્રીય મહાસભા અને પંજાબની પછાતવર્ગના પરિષદના પ્રમુખપદે બીરાજ્યા છે. તેઓ બીહારની કેળવણી વિષયક સંસ્થાઓમાં પણ અગ્રગણ્ય ભાગ લે છે. ૧૯૩૪માં વડી ધારાસભામાં પાસ થયેલો બદ્દર (રક્ષણ) કાયદો એમણે રજુ કરેલો. "પીકટોરીઅલ કાશ્મીર"ના કર્તા છે.

સરનામું:—મુઝફરપુર (બીહાર).

**ચેટરજી, શ્રી. રામાનંદ:**—" મોડર્ન રીવ્યુ" અને " પ્રબાસી "ના તંત્રી શ્રી૦ રામાનંદ ચેટરજીનો જન્મ ૧૮૬૫ માં બાંકુરા ખાતે પ્રખ્યાત સંસ્કૃત અધ્યાપક કુટું બમાં થયો હતો. બાંકુરા જીલ્લાની શાળામાં એમણે અભ્યાસ કર્યો હતો. ૧૮૮૩ માં મેટ્રીકની પરીક્ષામાં ઉચ્ચ નંબરે આવ્યા હતા. સેન્ટ ઝેવીઅસ અને સીટી કોલેજમાં ઉચ્ચ અભ્યાસ કરી ૧૮૮૯ માં ઇંગ્લીશમાં માનસહીત પહેલે નંબરે આવી બી. એ થયા હતા. એ પછી "ધર્મબંધુ" પત્રનું તંત્રીપદ લીધું હતું અને "ઇન્ડીઅન મેસેન્જર"ના લાંબા સમય સુધી સહતંત્રી હતા. એ પછી " પ્રદીપ " નામના પહેલાજ સચિત્ર બંગાળી માસીકનું તંત્રીપદ લઇ એ પત્ર પોતેજ પ્રસિધ્ધ કર્યું. ૧૮૯૫ માં કાયસ્થ કોલેજના પ્રીન્સીપલ નીમાયા અને પાછળથી અલ્લાહબાદ યુનીવરસીટીના ફેલો નીમાયા હતા. યુકત પ્રાંતની માધ્યમિક શીક્ષણ સુધારણા સમિતિમાં એમની સભ્ય તરીકે નીમણુંક થઇ હતી. ૧૯૦૧ માં અલ્લાહબાદ ખાતે " પ્રબાસી " નામનું બંગાળી માસીક શરૂ કર્યું. ૧૯૦૬ માં કાયસ્થ કોલેજના પ્રીન્સીપાલનો હોદ્દો છોડી દઇ ૧૯૦૭ માં "મોડર્ન રીવ્યુ" શરૂ કર્યું. ત્યાંથી કલકત્તા આવ્યા અને ત્યારથીજ એ બન્ને પત્રોનું સંચાલન એમના હસ્તક છે. શ્રી૦ ચેટરજી હિન્દુ મહાસભાના ઉપ–પ્રમુખ છે અને કોમી ચુકાદાના કટ્ટર વિરોધી છે. હિન્દના એક જાણીતા પત્રકાર તરીકે એમની ખ્યાતી છે.



સરનામું:—કલકત્તા.

**હોડીવાલા, ખાનબહાદુર બેજનજી માણેકજી, જે. પી., ઓનરરી પ્રેસીડેન્સી મેજીસ્ટ્રેટ**–એમનો જન્મ ૧૮૭૧ માં થયો



હતો. ઉધમ અને બાહોશીથી આત્મબળે અત્યારના આગેવાન મીલકતદાર અને જાણીતા વેપારીના દરજ્જાપર આવેલા પુરૂષ તરીકે એમની ખ્યાતી ચારેકોર પ્રસરી છે. ગત મહા યુદ્ધ પ્રસંગે વોરલોનમાં સારી રકમ એકત્ર કરી આપી સરકારને સહાય કરેલી. એની કદર તરીકે સરકાર તરફથી એમને પ્રમાણપત્રો એનાયત થયા છે. યુદ્ધ દરમ્યાન આરબ શેખોને નજરકેદી તરીકે રાખવા માટે એમણે પોતાનો ઉરણ ખાતેનો બંગલો અને બાગ આપી મુંબઇના પોલીસ કમીશનરને સહાય કરી હતી. એ ઉપરાંત ઘાયલ તેમજ અશકત યુરોપીઅન અને હિંદી સૈનીકોને પણ પોતાના બંગલાઓનો લાભ આપ્યો હતો તેમજ ખાસ લોંચોમા કિનારાની સ્હેલ કરાવી હતી. અને સઇનીકોને એમણે ભેટો આપી હતી. ઉરણ ખાતે દારૂ ગાળવાની જ્યારે ભઠીઓ નખાઇ હતી ત્યારે એમણે સરકારની સુચનાથી સૌથી પહેલા અર્વાચીન પધ્ધતિની દારૂ ગાળવાની ખાસ ભઠીઓ તથા અન્ય યંત્રો આયાત કરી દાખલો બેસાડયો હતો. શ્રી. હોડીવાલા ૧૯૧૧ થી ૧૯૨૦ સુધી ઉરણ મ્યુનીસીપાલીટીના કાઉન્સીલર હતા અને ૧૯૨૦ થી ૧૯૨૨ સુધી પ્રમુખ હતા ૧૯૧૭ થી ૧૯૧૯ સુધી ઉરણમાં બેંચ મેજીસ્ટ્રેટની કોર્ટના પ્રમુખ હતા અને ૧૯૧૬ માં જે. પી. થયા હતા. ૧૯૨૫ માં તેમને ઓનરરી પ્રેસીડંસી મેજીસ્ટ્રેટ નીમવામાં આવ્યા હતા ૧૯૩૦ માં સરકારે તેમને ખાન બહાદુર બનાવ્યા હતા. શ્રી હોડીવાલા પારસી કોમમાં પણ ખુબ પ્રતિષ્ઠા પામેલા છે. મુંબઈમાં લાયક સંસ્થાઓને સાર્વજનીક સખાવતો કરવા બદલ તેઓ જાણીતા છે. તેમણે અલીબાગ ખાતે હોસ્પીટલ પણ બંધાવી આપી છે. આતીથ્ય સત્કાર કરવાનો એમનો ગુણ અને ઉદારતા જાણીતા છે. એમના આનંદી સ્વભાવે હિંદી અને યુરોપીઅન કોમના મિત્રોનું એક મોટું મંડળ એકત્ર કર્યું છે. એમણે સરકાર સાથે હંમેશા સહકાર કર્યો છે અને હુલ્લડ તથા બખેડાના સમયમાં શાંતિ સ્થાપવા માટે પોતાની લાગવગ વાપરી છે.

સરનામું:—ફ્રેસી મેનશન, હયુગ્રીઝરોડ, મુંબઇ.

**પારેખ,—દિવાન બહાદુર મોતીલાલ, એમ. એ., એલએલ. બી.–દિવાન બારીઆ સ્ટેટ**—એમનો જન્મ ૧૮૮૨ માં થયો હતો. નડીઆદની સરકારી હાઇસ્કુલમાં શિક્ષણ મેળવી મુંબઇની એલ્ફીન્સ્ટન અને લો કોલેજમાં ઉચ્ચ કેળવણી લીધી હતી. વાસંતીગૌરી સાથે લગ્ન કરેલાં. અત્યારે શ્રીમતી વાસંતીગૌરી સ્વર્ગવાસ થયાં છે. એમને એક પુત્ર છે. ડાકોર મંદિર સમિતિના સભ્ય છે. "વલ્લભ ચરિત્ર"ની સુધારેલી આવૃત્તિ પ્રગટ કરી છે. ૧૯૩૫ માં રાવબહાદુર અને ૧૯૩૯ માં દિવાન બહાદુર થયા હતા.

સરનામુ—દેવગઢ બારીઆ.

**મરચંટ—વિજય માધવજી, બી. કોમ.**—આ જાણીતા ક્રીકેટરનો જન્મ ૧૯૧૧ માં થયેલો. ભર્ડા ન્યુ હાઇસ્કુલમાં



શિક્ષણ લઇ ત્યાંજ પંદર વર્ષની વયે ક્રિકેટ કારકીર્દીની શરૂઆત કરેલી. એ ઉમ્મરે શીલ્ડ મેચોમાં સારા સ્કોર કર્યાં હતા. એક મેચમાં બે સંચરી કરી હતી. મેટ્રીક થયા પછી શ્રી. મરચંટે એલ્ફીન્સ્ટન અને સીડનહામ કોલેજોમાં વધુ અભ્યાસ કર્યો હતો. ૧૯૩૧ માં સીડનહામ કોલેજ તરફથી ૫૦૪ રન કર્યાં હતા અને ૨૯ વીકેટ ઉપાડી હતી અને સીડનહામ કોલેજને એના ઇતિહાસમાં પહેલી વાર આંતર કોલેજ ચેમ્પીયનશીપ પ્રાપ્ત કરાવવામાં સ્હાય કરી હતી. અઢાર વર્ષની વયે ૧૯૨૯ માં ચતુરંગી મેચમાં હિંદુઓ તરફથી ભાગ લીધો હતો. ત્યાર પછી હિંદુઓ તરફથી દરેક વર્ષે મેચમાં ઉતર્યાં છે. ચતુરંગી અને પચાંગીમાં ૭૩ રનની સરેરાશે ૮૭૫ રન કર્યાં છે, જેમાં ત્રણ સંચરીનો સમાવેશ થાય છે. રણજી ટ્રોફી મેચોમાં ૧૯૩૪ થીજ બોંબે ક્રીકેટ એસોસીએશન તરફથી રમવા માંડયું છે. અને છ સંચરી કરી છે. ગયે વર્ષે શ્રી. મરચંટને કેપ્ટન નીમવામાં આવ્યા હતા. ઈંગ્લાંડ સામે છ ટેસ્ટ મેચોમાં હિંદ તરફથી તેમણે ભાગ લીધો છે ૩૮ રનની સરેરાશે ૪૬૦ રન કર્યા છે જેમાં એક સંચરી આવી જાય છે. ૧૯૩૬ માં હિંદી ટીમની સામે ઈંગ્લાંડનો પ્રવાસ કર્યો હતો. ત્યાં બેટીંગની સરેરાશમાં ૫૧ રન કરી મોખરે આવ્યા હતા. કુલ ૧૭૪૫ રન નોંધાવ્યા હતા. ૧૯૩૭-૩૮ માં લોર્ડ ટેનીસનના ટીમ સામે હિંદી ટીમના સરદાર તરીકે શ્રી. વિજય મરચંટ નીમાયા હતા. શ્રી. મરચંટે બી. કોમ.ની પરિક્ષા પસાર કરી છે અને અત્યારે મુંબઇની ક્રાઉન, હિંદુસ્તાન અને વેસ્ટર્ન ઇન્ડીઆ મીલોના મેનેજીંગ એજંટસ ઠાકરસી મુળજીની કંપનીની પેઢીના ભાગીદાર છે.

સરનામું—સર વિઠલદાસ ચેમ્બર્સ,
એપોલો સ્ટ્રીટ, મુંબઇ.

**પુનેગર, શ્રી. શાવકશાહ નશરવાનજી, એન. ડ઼. પુનેગરની કંપનીના માલેક, મીલ સ્ટાર્સના સપ્લાયર:**—૧૮૮૯ માં એમનો જન્મ થયેલો. મુંબઇની ફોર્ટ



એન્ડ પ્રોપરાયટરી હાઇસ્કુલમાં કેળવણી લીધેલી. ૧૯૯૩ માં મુંબઈવાળા શ્રી. આર. મીસ્ત્રીનાં પુત્રી આયમાય સાથે લગ્ન

કરેલા. એમના પિતા શ્રી. એન. ઇ. પુનેગરે એન. ઈ. પુનેગરની કંપની ૧૮૮૯ માં સ્થાપેલી. ૧૯૦૭ માં શ્રી. શાવકશા પોતાના પિતાશ્રીના ધંધામાં જોડાયા. મરહુમ મી૦ એન. ઈ. પુનેગર ઇંડીઅન કોટન વેસ્ટની નીકાસ કરનારા અને અમેરીકન કોટન "સ્ટ્રાઇપીંગ્સ" ની આયાત કરનારા મોટા વેપારીઓમાં આગેવાન સ્થાન ધરાવતા હતા.

સરનામું:—યુનીઅન બેંક બીલ્ડીંગ, એપોલો સ્ટ્રીટ, કોટ, મુંબઇ.

**પકવાસા, શ્રી મંગળદાસ એમ., એમ. એલ. સી.**—એમનો જન્મ મુંબઇ ખાતે ૧૮૮૨માં થયો હતો. ૧૯૦૨ માં ગ્રેજ્યુ-



એટ થઇ ૧૯૦૫ માં એલએલ. બી. થયા અને ૧૯૦૭ માં સોલીસીટર બન્યા. મેસર્સ માધવજી એન્ડ કંપની (સોલીસીટર્સ) ની પેઢીમાં શ્રી. મંગળદાસ ભાગીદાર હતા. ૧૯૩૨ માં સત્યાગ્રહની ચળવળમાં જોડાયા હતા અને એમને એક વર્ષની જેલની સજા થઇ હતી. જેલ મુકત થયા પછી તેઓ અખીલ હિંદ ગ્રામ્ય ઉદ્યોગ સંસ્થાના કાયદાના સલાહકાર બન્યા. શ્રી. મંગળદાસ એક ચુસ્ત સામાજીક કાર્યકર છે અને મરોલી ખાતે આશ્રમ નિભાવે છે. ભરૂચ-પંચમહાલ-સૂરત મતદાર સંઘ તરફથી મુંબઇની ઉપલી સભામાં ચુંટાઇ આવ્યા હતા અને ૧૯૩૭ માં એજ સભાના પ્રમુખ બન્યા હતા. શ્રી પકવાસા હિંદુસ્તાન સ્કાઉટસ એસોસીએશનના મદદનીશ પ્રાંતિક કમીશનર છે અને મુંબઈ સરકારે સ્થાપેલી એડલ્ટ લીટરસી કમીટીની બોર્ડના ઉપ-પ્રમુખ પણ છે. યુધ્ધ વિરોધી કોંગ્રેસની પ્રવૃત્તિને લીધે હાલ તેઓ જેલમાં છે.

સરનામું—૨૯, ડુંગરસી રોડ, મુંબઇ—૬.

**અસફઅલી, બાર-એટ-લો:**—એમનો જન્મ ૧૮૮૦ માં થયો હતો. એમણે દિલ્હીની સેન્ટ સ્ટેફન્સ કોલેજમાં કેળવણી લીધી છે. આ જાણીતા દિલ્હીના કોંગ્રેસ અગ્રેસરે કોંગ્રેસ ચળવળ માં ભાગ લઇ અનેક પ્રસંગોએ જેલ નિવાસ ભોગવ્યો છે. તાજેતરમાં તેમને કોંગ્રેસની કારોબારી સમિતીમાં નીમવામાં આવ્યા છે. શ્રી. અસફઅલીએ યુરોપના



મુલકોનો મોટા પ્રમાણમાં પ્રવાસ ખેડયો છે તેઓ મુસ્લીમ નેશનાલીસ્ટ પક્ષના સભ્ય છે અને વડી ધારાસભામાં કોંગ્રેસ પારટીના સભ્ય તરીકે દિલ્હીના હિંદુ મુસ્લીમ મતદારોએ એમને ચુંટી કાઢયા હતા. ૧૯૪૦ માં યુધ્ધ વિરોધી પ્રવૃત્તિ માટે તેમને ફરીથી પકડવામાં આવ્યા છે.

સરનામું:—ન્યુ દિલ્હી.

**શાહ, શ્રી. રતીલાલ નાથાલાલ, કમરશીયલ અમદાવાદ મીલ્સ, ન્યુ કમરશીયલ મીલ્સ અને ન્યુ નેશનલ મીલ્સ કંપનીના એજન્ટ, સેન્ટીનલ એશ્યુરન્સ કંપનીના ડીરેકટર અને મેનેજીંગ એજન્ટની પેઢીના** ભાગીદાર—૧૯૦૦ ની સાલમાં એમનો જન્મ થયો હતો. બાહોશ ધંધાદારી તરીકે અમદાવાદના વ્યાપારી



મંડળોમાં પ્રસિદ્ધ છે. અમદાવાદના મીલ માલેકોની મંડળીના એક સમયે પ્રમુખ હતા. અત્યારે એ મંડળીની મેનેજીંગ કમિટિના સભ્ય છે અને તેના કામકાજમાં સારો ભાગ લે છે. શ્રી. શાહ અમદાવાદની અનેક સામાજીક અને શિક્ષણ વિષયક સંસ્થાઓની પ્રવૃતિઓનું સંચાલન કરે છે એમનામાં ધંધાદારી તરીકેની દીર્ઘ દ્રષ્ટી અને શિક્ષણના વિષયોમાં રસ લેવાની વૃત્તિનો સુમેળ છે.

સરનામું:—શારદા મંદીર પાસે, એલીસ બ્રીજ, અમદાવાદ.

**અલ્લાબક્ષ, ખાનબહાદુર**—એમનો જન્મ શીકારપૂર (સીંધ) ખાતે થયો હતો. ખા. બ. અલ્લાબક્ષ સુમરાવના જાણીતા બલુચી કુટુંબના નબીરા છે એમને માત્ર શાળાની જ કેળવણી મળી છે; કારણ કે એમના પિતા ગુજરી ગયા પછી એમની કેળ-



વણી વિષયક પ્રગતિ અટકી પડી હતી. નાની ઉમ્મરમાંથી એમના પિતાનો ધંધો સંભાળવાની ફરજ આવી પડી હતી. તેઓ વીસ વર્ષની ઉમ્મરે સકકર લોકલ બોર્ડના સભ્ય ચુંટાયા હતા. અને ટુંક સમયમાં એ બોર્ડના તેઓ પ્રમુખ થયા હતા. એ પછી ખા. બ. અલ્લાબક્ષ મુંબઈની જુની ધારાસભાના સભ્ય ચુંટાયા હતા અને ત્યાં નવ વર્ષ સુધી એટલે સીંધનો અલગ પ્રાંત થયો ત્યાં સુધી ચાલુ રહ્યા હતા. સીંધ યુનાઈટેડ પાર્ટી તરફથી તેઓ સીંધ એસેમ્બલીના સભ્ય ચુંટાયા હતા. એમણે સર ગુલામહુસેન હીદાયતુલ્લા પ્રધાનમંડળને પરાજય આપી કોંગ્રેસ પાર્ટીની સહાયથી મુસ્લીમ લીગ વિરૂધ નવું પ્રધાનમંડળ રચ્યું હતું. પણ પાછળથી એમણે રાજીનામું આપ્યું હતું. તે પછી દિલ્હી ખાતે ૧૯૪૦ માં મળેલી આઝાદ મુસ્લીમ પરિષદનું પ્રમુખપદ લીધું હતું. તેઓ હાલમાં સીંધના વડા પ્રધાન તરીકે પાછા નીમાયા છે.

સરનામું—કરાંચી.

**ભાર્ગવ, શ્રી. બિશેશ્વરનાથ મખ્ખન લાલ:**—૧૮૯૨ માં જયપુર ખાતે શ્રી. ભાર્ગવનો જન્મ થયેલો. એમના વડવાઓ મોગલ જમાનામાં અને જયપુર રાજ્ય માં ઉંચા હોદ્દા ધરાવતા હતા.



એમના પિતાશ્રી મખ્ખનલાલ એમ. એ. થયા હતા અને જયપુરના મહારાજા કોલેજના પ્રીન્સીપાલ અને જયપુર રાજ્યના કેળવણી ખાતાના ડાયરેકટર હતા. શ્રી. ભાર્ગવ યુનિઅન બેન્કના તેની સ્થાપનાથી સેક્રેટરી છે. બી. એ. એલ એલ બી. થયા છે અને જે. પી. તેમજ ઓનરરી પ્રેસીડંસી મેજીસ્ટ્રેટ પણ છે. મુંબાઈમાં હિંદી ભાષાના પ્રચારમાં સારો રસ લે છે. શાંતાક્રૂઝમાં રેસીડંટસ એસોસીએશનના મંત્રી તરીકે એ મંડળની અને એની હસ્તક ચાલતા ધર્માદા દવાખાનાની પ્રગતિમાં સારો રસ લે છે. દવાખાનામાં દરદીઓની સંખ્યા પણ ૪૦ ઉપરથી વધી ૧૭૫ થઇ છે. શાંતાક્રૂઝ એજ્યુકેશન સોસાયટી, જેની હસ્તક શેઠ આનંદીલાલ પોદાર હાઇસ્કુલ ચાલે છે, એના કાર્યમાં પણ તેઓ સારો રસ લઇ રહ્યા છે. ૧૯૩૦ થી મેનેજીંગ કમીટીના સભ્ય છે, સ્કુલના ટ્રસ્ટી છે અને ૧૯૪૦ માં માનદ મંત્રી તરીકે નીમાયા હતા. એઓ સબર્બન ડીફેન્સ લોન કમીટીના સભ્ય છે અને સભ્ય તરીકે ડીફેન્સ લોનમાં સારા નાણાં ભરાવ્યા છે. "એર રેડ પ્રીકોસન્સ" (એ. આર. પી.) સબ-કમીટી શાંતાક્રૂઝના ઉપ-પ્રમુખ છે.

સરનામું:—ગોપાળ ભુવન, ટાગોર રોડ શાંતાક્રૂઝ.

**અણે, શ્રી. માધવરાવ એસ., બી. એ., એલ એલ. બી.**—એમનો જન્મ ૧૮૮૭ માં થયો હતો. હિંદની વડી ધારા સભાના ત્રણ વખત સભ્ય ચુંટાયા હતા. એમણે ૧૯૩૦ માં સત્યાગ્રહની લડતમાં ભાગ લઇ જેલ નિવાસ ભોગવ્યો હતો. સત્યાગ્રહની ચળવળ દરમ્યાન તેઓ કોંગ્રેસના પ્રમુખપણ થયા હતા. ઓલ ઇંડીયા કોંગ્રેસ



કમીટીના એક વાર સભ્ય પણ હતા. પાછળથી કોંગ્રેસની કારોબારી કમિટીમાં પણ ચુંટાયા હતા, પરંતુ કોમી ચુકાદાના પ્રશ્નપર કોંગ્રેસ સાથે મતભેદ પડતા તેમણે પંડીત મદનમોહન માલવીઆ સાથે કોંગ્રેસ સાથેનો સંબંધ તોડી નાંખી નવી "કોંગ્રેસ નેશનાલીસ્ટ પાર્ટી"ની સ્થાપના કરી હતી. અત્યારે તેઓ એ પક્ષના અગ્રગણ્ય નેતા છે. એમણે ઓલ ઇંડીઆ હિંદુ લીગની સ્થાપના કરી છે. તાજેતરમાં યુદ્ધ અંગે સરકારે સર્વ પક્ષો સાથે સમાધાન કરવાનો પ્રયાસ કર્યો હતો ત્યારે લોર્ડ લીનલીથગોએ એમને પણ મંત્રણા માટે આમંત્રણ આપ્યું હતું.

સરનામું:—યોટમલ (બીરાર)

**ભગવાનદાસ** મનમોહનદાસ રામજી જે. પી. :—સર મનમોહનદાસ રામજી જે. પી. ના આ સઉથી નાના પુત્ર શેઠ ભગવાનદાસનો જન્મ ૧૮૯૭ માં થયો



હતો. એમણે મુંબઇમાં કેળવણી લીધી હતી. ન્યુ કઇસરે હિંદ, ઇંડીઆન મેન્યુ-ફેકચરીંગ અને હિંદુસ્તાન સ્પીનીંગ એન્ડ વીવીંગ મીલોના એજંટોની પેઢીના તેઓ ભાગીદાર છે. શ્રી. ભગવાનદાસ દેશી વ્યાપારી ચેમ્બરની મેનેજીંગ કમીટીના સભ્ય હતા અને એકઝામીનેશન ઓફ ધી કમરશીયલ બોર્ડ ઉપર દેશી વેપારી ચેમ્બરના સભ્ય હતા. મીલ માલેકોની મંડળીની મેનેજીંગ કમીટી પર ચાર વર્ષ સુધી સભ્ય હતા. ના૦ શહેન શાહની સીલ્વર જુબીલીની જુદી જુદી કમીટીઓમાં સભ્ય હતા, અને મેયર તરફથી કાઢવામાં આવેલા કવેટા ધરતી કંપ ફંડની મીલ ઉદયોગ ઉપ–સમીતિમાં સભ્ય હતા. દેશી વેપારી ચેમ્બરની પ્રોસાજર અને જનરલ પરપઝીસ પેટા સમીતિના સભ્ય હતા. એ ઉપરાંત નાથદ્વારા કમીટી તથા નાથદ્વારા રોડ કમીટીના સભ્ય છે. દેશી વ્યાપારી ચેમ્બરની મજુર કમીટીના સભ્ય હતા. વળી એકસાઇઝ કમીટીપર મીલ માલેકોના પ્રતિનિધિ તરીકે હતા. જાફરાબાદની ગોદાવરીબાઇ ડીસ્પેન્સરી, રામબાગ ચેરીટી ટ્રસ્ટ, બલાના ધર્મશાળા અને સદાવ્રત, નરોતદાસ રામજી બોર્ડીંગ ટ્રસ્ટ, મોટીબાઇ એન્ડ ગોપાલદાસ નથ્થુભાઇ રામજી વોહરા સેનીટેરીયમ, ઝવેરબાઇ નરસીદાસ દેવીદાસ એજ્યુકેશન ચેરીટેબલ ટ્રસ્ટ ફંડ અને કદીઆદરા બ્રાહ્મણ વર્ધક પાઠશાળાના ટ્રસ્ટી છે. આ પાઠ-શાળાની ત્રસ્ટ બોર્ડના તેઓ પ્રમુખ છે. અખીલ ભારત વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘના સભ્ય અને એની પબલીસીટી કમીટીના પ્રમુખ છે. ગોરક્ષક મંડળની જનરલ કમી-ટીના સભ્ય છે. ન્યુ કેસરે હિંદ સ્પીનીંગ એન્ડ વીવીંગ કંપની લી૦, મોડર્ન કેમી-કલ વર્કસ લી૦, દિલ્હી અને મેસર્સ વસનજી મનજીની કંપનીમાં ડીરેકટર છે. ૧૯૩૧ માં જે. પી. થયા હતા. જાફરાબાદ ઉત્તેજનક મંડળની મેનેજીંગ કાઉન્સીલના સભ્ય અને માનદ ખજાનચી છે અને કપોળ જ્ઞાતિની મેનેજીંગ કમીટીના સભ્ય હતા. વિઠ્ઠલ દાસ જમનાદાસ વિરૂધ ખીમજી કુંવરજી વાળા કેસમાં હાઇ કોર્ટ તરફના રીસીવર છે. હિંદુ ઇલેકશન બોર્ડના સભ્ય હતા. પેસંજર્સ એન્ડ ટ્રાફીક રીલીફ એસોસીએ શનના સભ્ય, અને તેની કારોબારી સમીતિ, ફીનાન્સ સબ કમીટી અને રેલ્વે સબ કમીટીના સભ્ય છે. શેઠ ભગવાનદાસ ન્યુ કેસરે હિંદ મીલ્સ કંપની લી૦ના મેનેજીંગ ડીરેકટર છે.

સરનામું :—રીજરોડ, મુંબઇ ૬.

---

**શ્રી. કલ્યાણભાઇ સારાભાઇ, સેન્ટીનલ એશ્યુરન્સ કંપનીના મેનેજીંગ ડીરેક્ટર**—૧૮૯૩ની સાલમાં એમનો જન્મ થયો



હતો. અમેરીકન ઇન્શ્યુરન્સ કંપનીની અને બીજી વિમા કંપનીઓની ચીફ એજન્સીઓનો તેમને બહોળો અનુભવ છે અને વિમાના ધંધામાં જાણીતા છે. તે પછી ૧૯૩૪ માં એમણે સેન્ટીનલ વીમા કંપની સ્થાપી અને એનું સુંદર રીતે સંચાલન કર્યું. આ કંપનીનો ધીમો અને સંગીન વિકાસ એમની અસાધારણ વ્યવસ્થાશકિતને આભારી છે. મેસર્સ સારાભાઇ કંપનીમાં તેઓ ભાગીદાર પણ છે.

સરનામું:—ગીરીકુંજ, હ્યુજીસ રોડ, મુંબઇ.

**આલમ, ડૉ૦ એસ. મહમદ,** બાર-એટ-લૉ,—એમનો જન્મ ૧૮૯૨ માં થયો



હતો. પંજાબના આ જાણીતા મુસ્લીમ અગ્રેસર એક વાર કોંગ્રેસના પણ જાણીતા નેતા ગણાતા હતા. ૧૯૨૧ માં વકીલાતનો ધંધો છોડી અસહકારની લડતમાં જોડાઇને અનેક વાર જેલ ગયા હતા. ત્યાર પછી ઘણો સમય સુધી તેઓ કોંગ્રેસની કારોબારી સમિતિના સભ્ય રહ્યા હતા. ડૉ૦ આલમ પંજાબની લેજીસ્લેટીવ કાઉન્સીલના સભ્ય હતા અને મુસ્લીમ નેશનાલીસ્ટ પાર્ટીના આગેવાન સભ્ય હતા. શહીદગંજ મસ્જીદની ચળવળ વખતે કોંગ્રેસમાંથી છુટા થયા હતા પણ પાછા ૧૯૩૭ માં જોડાયા હતા. અત્યારે પંજાબની વડી ધારાસભાના સભ્ય છે.

સરનામું—લાહોર.

**એરૂન્ડેલ, જ્યોર્જ સી, ડી. લીટ. એમ. એ., એલ. એલ. બી.:**—એમનો જન્મ ૧૮૭૮ માં થયો હતો.



૧૯૯૩ માં સ્વ૦ ડૉ૦ બેસંત સાથે હિંદમાં આવ્યા હતા. કેમ્બ્રીજ યુનીવરસીટીમાં તેજસ્વી કારકીર્દિ સંપાદન કર્યા પછી બનારસની સેંટ્રલ હિંદુ કોલેજના પ્રીન્સીપાલના ઓધ્ધા પર આવ્યા હતા. કાશ્મીર રાજ્યની શિક્ષણ પધ્ધતિ વિષે તપાસ કરી એમણે રીપોર્ટ કર્યો હતો અને પાછળથી હોલકર સ્ટેટના શિક્ષણ ખાતાંના વડા તરીકે નીમાયા હતા. એ પછી એમણે જાહેર જીવનમાં ઝંપલાવ્યું હતું અને હોમરૂલ લીગના વ્યવસ્થાપક મંત્રી તરીકે વર્ષો સુધી કાર્ય બજાવ્યું હતું. ૧૯૧૭ માં હિંદ સંરક્ષણ ધારા હેઠળ ડૉ૦ એની બેસંટ સાથે એમને નજર કેદ કરવામાં આવ્યા હતા. સ્વતંત્ર અને નુતન હિંદ માટે તેઓ સતત ઝંખી રહ્યા છે અને એ કાર્ય સીધ્ધી માટે ખુબ પરિશ્રમ ઉઠાવે છે. એમના પત્ની શ્રીમતિ રૂકમીની દેવી હિંદી બાઈ છે. અત્યારે ડૉ૦ એરૂંડલે થીઓસોફીકલ સોસાયટીના પ્રમુખ છે.

સરનામું:—આધર, મદ્રાસ.

**ગોરધનદાસ જી. મોરારજી:**—એમનો જન્મ લોનાવલા ખાતે ૧૮૯૯ માં થયો હતો. એલ્ફીન્સ્ટન કોલેજમાં બી. એ સુધીનો અભ્યાસ કરી ૧૯૨૧–૨૨ માં ધંધામાં જોડાયા. ૧૯૨૯ માં મુંબઇ મ્યુનીસીપાલીટી ના કોરપોરેટર બન્યા. આજ સુધી તેઓ ત્યાં સભ્ય તરીકે કાયમ છે મુંબઇ મ્યુનીસીપાલીટીની જુદી જુદી સમિતીઓના ચેરમેન અથવા સભ્ય પદ એમણે શોભાવ્યુ



છે. જે. પી., ઓ. મેજીસ્ટ્રેટ અને ઓ. પ્રેસીડન્સી મેજીસ્ટ્રેટોની સોસાયટીના સભ્ય છે. ૧૯૩૩ ની સાલથી મુંબઇ પોર્ટ ટ્રસ્ટના એક ટ્રસ્ટી અને એની જુદી જુદી સમિતી–ઓના સભ્ય; એમ. એમ. ટી એસ. ડફરીનની ગવર્નીંગ બોડીના સભ્ય. (૧૯૩૮ થી); જી. આઇ. પી. અને બી. બી. એન્ડ સી. આઇ. રેલ્વેઓની સ્થાનીક સલાહકાર સમિતીઓના સભ્ય (૧૯૩૧) થી; પેસેન્જર્સ એન્ડ ટ્રાફીક રીલીફ એસોસીએશનના તથા બી. બી. સી. આઇ. રેલ્વેની સ્થાનીક સલાહકાર સમિતિના ઉપ-પ્રમુખ, હિંદુ જીમખાના કમીટીના સભ્ય, રેડીઓ કલબના પ્રમુખ; દાદર હિંદુ જીમખાનાના ઉપ-પ્રમુખ, વેસ્ટર્ન ઇન્ડીઆ ઓટોમોબાયલ એસોસીએશનની સમિતીના સભ્ય; પ્રોપર્ટી ઓનર્સ એસોસીએશન ના પ્રમુખ (૧૯૩૯); યંગ મેન્સ હિંદુ એસોસીએશનના પ્રમુખ (૧૯૩૯); હીંદુ સંરક્ષણ મંડળ અને હીંદુ રીલીફ કમિતી ના માનદ મંત્રી (૧૯૨૯થી); હિંદી વેપારી મંડળની પેટા સમિતીના ઉપ-પ્રમુખ (૧૯૩૮), હિંદુ ઉદ્યોગ મંડળના પ્રમુખ ૧૯૩૯, વ્યાપારી મંડળોના ફેડરેશનના પ્રતિનિધી, પીસગુડસ વેપારીઓના મંડળ ના પ્રમુખ (છેલ્લાં પાંચ વર્ષથી), પીસ ગુડસ વેપારીઓએ (સ્વદેશી માર્કેટ) નીમેલા લવાદ અને સર્વેઅર, મુંબઇ પ્રાંતિક કોઓપરેટીવ બેન્કના ડાયરેકટર, ગ્વાલીઅર ઇકોનોમીક બોર્ડ પર ગ્વાલી અર સરકારે નીમેલા સભ્ય (૧૯૩૮ થી) જુદી જુદી સખાવત સંસ્થાઓના ટ્રસ્ટી, ત્રીજી ભાટીયા પરિષદના માનદ મંત્રી (૧૯૨૭), ભાટીયા વ્યાયામ શાળાના સ્થાપક (૧૯૨૭), ભાટીયા હૅસ્પીટાલના સ્થાપક (૧૯૨૭), ભાટીઆ મિત્ર મંડળ ના પ્રમુખ (ત્રણ વર્ષ સુધી); એકવર્થ લેપર હોમની મેનેજીંગ બોર્ડના સભ્ય (આઠ વર્ષ સુધી), હરિજન સેવક સંઘની મેનેજીંગ બોર્ડના સભ્ય (૧૯૩૬ સુધી), અને હયુમેનાટેરીઅન લીગની મેનેજીંગ બોર્ડના સભ્ય (૧૯૩૮ સુધી). વગેરે હોદ્દા ઉપર હતા તથા છે. મુંબઇની દેશી વેપારી ચેંબરના તેઓ પ્રમુખ પણ ચુંટાયા હતા.

સરનામું:—રજાબ મહાલ, ચર્ચગેટ રેકલેમેશન, મુંબઇ.

**ટર્નર, ખાનબહાદુર સી. આર., જે. પી.**—એમનો જન્મ ૧૮૮૯માં થયો હતો.



૧૯૦૭માં મેટ્રીક થયા પછી મુંબઈની કરંસી ઓફીસમાં રૂ. ૩૦ના પગારે કારકુનની નોકરીથી પોતાની કારકીર્દિની શરૂઆત કરી. ગત મહાયુધ્ધમાં બગદાદના સીવીલ કમીશનરના નાણાંખાતાંના મદદનીશના વડા કારકુન તરીકે એમની સેવા ઉછીની અપાઇ હતી. ૧૯૧૯માં ખાનબહાદુર ટર્નર પાછા કરંસી ઓફીસમાં આવી ગયા હતા. ત્યાં ૧૯૨૪ માં એમને જનરલ સુપ્રીન્ટેન્ડંટને પદે ચઢાવવામાં આવ્યા પછી ૧૯૨૫ અને ૧૯૨૬ માં મદદનીશ કરંસી અમલદાર તરીકેનો કામચલાઉ હોદ્દો મળ્યો હતો. ૧૯૨૮માં એમને એ હોદ્દા પર કાયમ કરવામાં આવ્યા હતા. ૧૯૩૩માં જસ્ટીસ ઓફ ધી પીસ બન્યા હતા. ૧૯૩૫માં રીઝર્વ બેન્કની સ્થાપના થતા કરંસી બેન્કનું બધું કામ રીઝર્વ બેન્કે "ઇશ્યુ ડીપાર્ટમેન્ટ"ને નામે લઇ લીધું હતું, તેમાં એમને એજ શરતોએ નોકરી પર લેવામાં આવ્યા હતા. ૧૯૩૭ના મે માસમાં સરકારે એમની કદર કરી એમને ખાનબહાદુરનો ખેતાબ એનાયત કર્યો હતો. સામાન્ય પ્રજામાં અને સ્થાનીક બેન્કોના મંડળોમાં ખા૦ બ૦ ટર્નર આનંદી સ્વભાવને લીધે બહુજ પ્રીય થઇ પડયા છે. એ ઉપરાંત તેઓ એક સારા ખેલાડી તરીકે પણ પ્રખ્યાત છે, એમણે ઓલ્ડ કરંસી ઓફીસ ક્રીકેટ કલબની સ્થાપના કરી હતી અને સ્થાપના થઇ ત્યારથીજ એના માનદ મંત્રી તરીકે કાયમ રહયા હતા. તેઓ સુરત "ફ્રીમેસન" છે અને "મધર-ઇંડીઆ" લોજના પોસ્ટ માસ્ટર છે. મરહુમ ભીખાજી બેજનજી દમણીઆના પુત્રી બચાંબાઇ સાથે એમણે લગ્ન કર્યા હતા. એમને ચાર પુત્ર અને બે પુત્રી છે.

સરનામું—મહમદ મંઝીલ, નસરવાનજી પીટીટ સ્ટ્રીટ, ગ્રાંટરોડ, મુંબઇ ૭.

**સીધવા, શ્રી. આર. કે.**—શ્રી૦ સીધવાનો જન્મ કરાંચીમાં થયો હતો. કરાંચીની



કોંગ્રેસ પ્રવૃત્તિમાં આગેવાનીભર્યો ભાગ લઇ રહયા છે. સીંધની ધારાસભાના સભ્ય અને મ્યુનીસીપલ સભ્ય છે. એક વખત મેયર પણ થયા હતા. સીંધની ધારાસભામાં કોંગ્રેસ પક્ષના અગ્રેસર છે. ઉપરાંત ઓલ ઇંડીઆ કોંગ્રેસ કમીટીના પણ સભ્ય છે. કરાંચીની ઘણીએ સંસ્થાઓ અને યુનીઅનોના પ્રમુખ છે.

સરનામું—વીકટોરીઆ રોડ, કરાંચી.

**શાહ, નટવરલાલ જેકીશનદાસ, બી. કોમ, એફ. એસ એ. એ., આર. એ :—** એમનો જન્મ ૧૮૯૮ માં થયો હતો.



ખંભાતની હાઇસ્કુલમાં અભ્યાસ કર્યા પછી સેન્ટ ઝેવીઅર્સ અને સીડનહામ કોલેજમાં ઉચ્ચ અભ્યાસ કર્યો હતો. ૧૯૧૭–૧૮ અને ૧૯૧૮–૧૯ માં મંગળદાસ હરિવલ્લભદાસ કોમર્સ સ્કોલરશીપ મળેલી. ૧૯૧૯ માં બી. કોમ.ની પરિક્ષા પસાર કરી. લંડનની સોસાયટી ઓફ ઇનકોર્પોરેટેડ એકાઉન્ટંટસ એન્ડ એડીટર્સની પરિક્ષા આપી અને સોસાયટીની ફાઇનલ પરિક્ષા ૧૯૨૩ માં પાસ કરી. ૧૯૨૩ માં એસોસીએટ અને ૧૯૨૭ માં ફેલો તરીકે ચુંટાયા. શ્રી શાહ અત્યારે મેસર્સ દલાલ એન્ડ શાહની કંપનીમાં ભાગીદાર તરીકે ધંધો કરે છે. તેઓ ૧૯૩૨ થી ૧૯૩૭ સુધી મુંબઇ યુનીવરસીટી સેનેટના સભ્ય હતા. ૧૯૩૯ માં દેશી વ્યાપારી ચેમ્બરની મેનેજીંગ કમીટીના સભ્ય હતા. દેશી વ્યાપારી ચેમ્બરની વિમા ઉપ-સમિતિ અને પરિક્ષા બોર્ડના સભ્ય છે. ઉપરાંત તેઓ બોંબે મ્યુચ્યુઅલ લાઇફ એશ્યુરન્સ સોસાયટી લી૦, કુતી કોનમ ઇલેકટ્રીક સપ્લાય કોરપોરેશન લી૦, અને સાઉથ આરકોટ ઇલેકટ્રીસીટી ડીસ્ટ્રીબ્યુશન કં૦ લી૦ ના ડીરેકટર છે. સીડનહામ કોલેજની સલાહકારી બોર્ડના સભ્ય છે.

સરનામું:—ન્યુ બંગલો, ગાર્ડન કોલોની, અંધેરી.

**ભુપટકર, ડૉ૦ પોપટલાલ એ., એમ. બી. બી. એસ., એમ. એલ. એ.**—એમનો જન્મ ૧૮૮૯ માં થયો હતો. ૧૯૧૩ માં મુંબઈ યુનીવસીટીની એમ. બી. બી. એસ. ની ડીગ્રી લીધી અને સી. જે. ઓપથેલ્મીક હોસ્પીટલમાં રહી આંખોની સારવારના નિષ્ણાત બની ૨૪ વર્ષની ઉમ્મરે કરાંચીમાં વૈદકીય ધંધો શરૂ કર્યો અને થોડાજ સમયમાં પ્રખ્યાત બની ગયા. તેઓ એક છટાદાર વકતા છે. હોમરૂલ ચળવળ વેળા એમને બ્રીટીશ હદમાંથી હદપાર કરવામાં આવ્યા હતા. ૧૯૨૧ માં કરાચીના મ્યુનીસીપલ સભ્ય બન્યા. એમનું એ પદ હજી કાયમજ છે. તેઓ કરાંચીની જીલ્લા મહાસભા સમિતિના પ્રમુખ છે. પ્રાંતિક મહાસભા અને કારોબારી સમિતિના સભ્ય છે અને કોંગ્રેસ પ્રવૃતિઓમાં ઘણો ફાળો આપે છે. સીંધ ધારાસભાના તેઓ સભ્ય છે અને એ ધારાસભાના કોંગ્રેસ પક્ષના મંત્રી છે. સત્યાગ્રહ પ્રવૃતિ વેળા ગાંધી હોસ્પીટલ એમના અધિકાર હેઠળ મુકવામાં આવી હતી અને ૧૯૩૦ માં કરાંચીમાં કોંગ્રેસની બેઠક મળી ત્યારે તેઓ એના ચીફ મેડીકલ ઓફીસર હતા.



સરનામુ:—કરાંચી.

**ચંદુલાલ જેસીંગભાઇ શાહ:—** રા. ચંદુલાલભાઇનો જન્મ સને ૧૮૯૮ માં જામનગરમાં થયો હતો. બાલ્યકાળ એમણે સુખ અને સાહ્યબીમાં વીતાવ્યો હતો



પરંતુ યુવાવસ્થામાં તેમને ભીષણ જીવન સંગ્રામ ખેલવો પડયો હતો. કોલેજના અભ્યાસ બાદ એમણે શેર બજાર અને રૂ બજારથી પોતાના જીવનની શરૂઆત કરી સાહિત્ય પ્રત્યેની તેમની અભિરૂચીએ તેમને તેમના કલમની કલાનો વિકાસ કરવા પ્રેર્યા. તેમના વડીલબંધુ શ્રી. દયારામભાઇએ તેમને સીનેઉદ્યોગમાં ઝંપલાવવાનું સુચન કર્યું. શ્રી. લક્ષ્મી, કોહીનુર અને જગદીશ ફીલ્મ કંપનીમાં વાર્તા લેખક અને દિગદર્શક તરીકે નામના મેળવ્યા પછી ૧૯૨૯ ની સાલમાં તેમણે મીસ ગોહર સાથે ભાગીદારીમાં શ્રી. રણજીત મુવીટોન કંપનીની સ્થાપના કરી. તેમણે શ્રી. રણજીત મુવીટોનને ઔદ્યોગિક વ્યવસ્થાના અનોખા નમુના પર લાવી મુકી છે. રા. ચંદુલાલ શાહે મુક ચિત્રોના તથા બોલપટોના યુગમાં ઘણાં સુંદર સર્જનો સરજ્યાં છે. "પતિ–પત્ની", "સતિ-સાવિત્રી", "ગુણ સુંદરી", "રાધારાણી", "દેશદાસી", "મીસ ૧૯૩૩", "બેરીસ્ટરની બહેરી" અને "અછુત" જેવા ચિત્રો તેમણે ઉત્પન્ન કર્યાં છે. તેઓ અનેક વિધ પ્રવૃતિઓમાં રસ લે છે. મુંબઇ ખાતે ભરાએલી પ્રથમ ઇન્ડીઅન મોશન પીકચર કોંગ્રેસના તેઓ સ્વાગતાધ્યક્ષ હતા. એમણે લીધેલી અથાગ મહેનતના પરિણામે આ કોંગ્રેસની કાર્યવાહી સંપુર્ણ રીતે સફળ નીવડી હતી. સરકાર નીયુકત ફીલ્મ એડવાયઝરી બોર્ડના પ્રમુખ હતા, પણ તાજેતરમા નાદુરસ્ત તબીઅતના કારણે તેમણે રાજીનામું આપ્યું છે. હાલમાં તેમનુ નિવાસ સ્થાન પેડર રોડ, ઉપર આવેલા "શાહબાગ" માં છે.

**નાણાવટી, શ્રી. રમેશચન્દ્ર મોતીલાલ, એફ. સી. આઇ., એફ. એફ. સી. એસ., એફ. કોમર્સ, એસ. સી. એ., એફ. આર. ઇકોનોમી એસ., એફ. એસ. એસ. (લંડન), નાગોડ સ્ટેટના રાજદ્વારી મંત્રી:—**૧૯૦૮ માં એમનો જન્મ થયો હતો. શ્રીમતિ વસુમતી રતીલાલ પારેખ સાથે લગ્ન કર્યા હતા. મુંબાઇમાં અભ્યાસ કર્યા પછી ઇંગ્લાંડમાં વ્યાપારી ડીગ્રીઓ સંપાદન



કરી હતી. ૧૯૩૬ માં હિંદની સેક્રેટરીઝ લીગ ફેકલ્ટીના મદદનીશ રજીસ્ટાર નીમાયા હતા. રૂમાનીઆના રાજા કેરોલ, બલ્ગેરીઆના રાજા બોરીસ અને ઓસ્ટ્રેલીઆના ગવર્નર જનરલની એમણે મુલાકાત લીધી હતી. ૧૯૨૮ થી ૧૯૩૮ સુધી ધરમપુર સ્ટેટની નોકરી કરી હતી. યુરાપમાં ઘણા દેશાનો સારો પ્રવાસ ખેડયો છે.

સરનામું—સદર બંગલો, નાગોડ
(સી. આઇ.)

**મનમોહનદાસ કહાનદાસ**—શેઠ મનમોહનદાસનો જન્મ તા૦ ૭ મી માર્ચ ૧૮૭૮ના દિને થયો હતો. તેઓ નાનપણ-



થીજ કુટુંબની મીલ્કતોનો વહીવટ પોતાના ભાઇ સાથ કરવા લાગ્યા હતા. કાલબાદેવી ઉપરનો ઝવેરબાગ અને તેમાં આવેલું નરનારાયણ મંદીર તેમના કુટુંબનાં ટ્રસ્ટની મીલ્કત છે અને એ કહાનદાસ નારણદાસ ટ્રસ્ટ તરીકે ઓળખાય છે. એ ટ્રસ્ટના શેઠ મનમોહનદાસ એક ટ્રસ્ટી છે. વજરેશ્વરીમાં આવેલા ગરમ પાણીના કુંડોનો ગરીબ અને દરદી માણસો લાભ લઇ શકે તે માટે શેઠ મનમોહનદાસે પોતાના પિતાના ટ્રસ્ટમાંથી એ સ્થાને એક સુંદર સેનેટોરીઅમ બંધાવ્યું છે અને જાહેર પ્રજાને વધુ સગવડો આપવા માટે તેમણે પોતાનાં માતુશ્રી ગંગાબાઇની યાદગીરીમાં તથા પોતાનાં ધર્મપત્ની રતનબાઇનાં નામની બે ધર્મશાળાઓ પણ ત્યાં બંધાવી છે. આ કુંડોના પાણીથી બ્લડ પ્રેશર, સંધીવા, લખવો, ચામડીનાં દરદો, વાયુનો ફુલાવો, એનીમીઆ, અને બીજાં દરદો સારાં થાય છે અને તેથી શેઠ મનમોહનદાસે વજરેશ્વરીમાં આ સેનેટોરીયમ અને ધર્મશાળાઓ બંધાવ્યાં છે વળી વજરેશ્વરી શેઠ મનમોહનદાસનાં કુળ દેવી હોવાથી ત્યાં જાત્રાના વખતે ૧૦૦૦ જેટલા સાધુ સંતોને સીધાં અપાય છે અને દરરોજ ચંડીપાઠ થાય છે. લાડ વાણીઆઓ માટેનાં શેઠ ભગવાનદાસ પરસોતમદાસ ચેરીટી ટ્રસ્ટના શેઠ મનમોહનદાસ એક જોડયા ટ્રસ્ટી છે. આ ટ્રસ્ટમાંથી જ્ઞાતીના વિદ્યાર્થીઓને કેળવણી માટે મદદ અપાય છે, હોલી ઉપર ઉજાણી થાય છે અને શિવરાત્રીને દિને થાણામાં ઓપણેશ્વર મહાદેવમાં બ્રહ્મભોજન થાય છે. શેઠ મનમોહનદાસને સંતતિમાં એકજ પુત્ર છે અને તે પુત્ર રા. હરકીસનદાસ પોતાના પિતાને મીલ્કતોના વહીવટમાં મદદ કરી રહ્યા છે.

ઠેકાણું—સાગર વિલાસ, સેન્ડહર્સ્ટ બ્રીજ, ચોપાટી, મુંબઇ.

**મીરઝાં સાહેબ પેસ્તનશાહ શાપુરજી જંબુસરવાલા:**—તા. ૨૭ મી નવેમ્બર ૧૮૯૧ના દિવસે સુરત શહેરમાં નેક શપાત ખાનની હવેલીમાં તેમનો જનમ થયો હતો. ઇરાનના તાજ્રે સતાનના



પુરાણા અને નામાંકીત મીરઝાં કુટુંબ ઉપરથી ઉતરી આવ્યા છે. સને ૧૫૪૫ માં હીંદુસ્તાન પાછું જીતવા માટે

હુમાયુંન બાદશાહની મદદે ઇરાંનથી લશ્કરની જંગી ફોઝ શાહ તેહેમાસ્પે મોકલી હતી તેના એકવડા મીરઝાં શાપુર બીન-દારાં હતા. એ કુટુંબે શહેનશાહ હુમાયુંન-અકબર-જહાંગીર અને શહા જેહાંનના વખતમાં દીલ્હી તથા કેશમીર માં લશ્કરી વડા તરીકે ઓહ્દાઓ ભોગવ્યા હતા. ત્યાર પછી બાજીરાવ પેશ્વા ત્રીજાની સેવા કરી ભરૂચ ડીસ્ટ્રીકટ માં વસ્યા. ત્યાંના જાગીદાર તથા ૧૦૦ વરસથી જંબુસરના નગર શેઠ છે. ૧૮૫૭ ના બળવા વખતે બ્રીટીશોની મોહટી સેવા બજાવી હતી. હાલના મીરઝાં સાહેબ મુંબઇમાં નામાંકીત સ્કોલરો પાસે અભ્યાસ કરી મીલીટરી (લશ્કરી) ટ્રેનીંગ લીધું છે. સારા સ્પોરટસમેન તથા અથંગ નીશાન બાજ છે. ભરૂચની પારસી પંચાયતના ટ્રસ્ટી, યુરોપીયન જીમખાનાના મેમબર, પારસી જીમખાનાંના વાઇસ પ્રેસીડંટ અને ભરૂચના સીવીક ગારડઝના કમાન ડન્ડ ઉપરાંત ભરૂચ અને જંબુસરની પબલીક લાઇફમાં ઉમંગ લઇ ઘણા જાણીતા છે. માતા તરફથી એઓ સુરતના પ્રખ્યાત નેકશેતખાંન કુટુંબ તરફથી ઉતરી આવ્યા છે કે જે કુટુંબ મોગલ જમાનાથી મશહુર છે અને અરદેશર કોટવાલ અને તાલેયારખાન કુટુંબને જનમ આપ્યો હતો. ૧૯૧૪-૧૮ ની મોહટી લડાઇમાં બ્રીટીશોની સેવા બજાવી હતી અને ઘણાં વરસ સુધી ટેરીટોરીયલ ફોજેમાં ભાગ લીધો હતો અને ૧૯૨૮ માં અમદાવાદ ના જાણીતા કારંજાવાલા કુટુંબના નબીરી બાનું ગુલબાનું મંચેરશાહ કારંજાવાલા સાથે શેહાદીમાં જોડાયા હતા. અને બે છોકરાં રોહીનતન તથા પાસમીનબાનું છે. મીરઝાં સાહેબ વંશપરંપરાનો ઇરાંની ખેતાબ ધરાવે છે. એમના કુટુંબની જાત પરજાત ઉપર કરેલી સખાવત અનેક અને જાણીતી છે. સવંત ૧૯૨૧ ના મોટા દુકાળ વખતે હજારો આદમીને મોટી સખાવત કરી ચાર મહીના સુધી જીવતાં રાખ્યાં હતા. તેથી જંબુસરના ખેડુતો એમના કુટુંબના વડીલોને આજે પણ પુજ્ય ગણે છે. અસલના જમાનાની હાથની લખેલી ચોપડીઓની કીંમતી લાઇબ્રેરી તથા મોગલ શહેનશાહોની ભેટ આપેલા કીંમતી ચીજોનો સંગ્રહ ધરાવે છે.

ઠેકાણું:— "ગુલશન" ભરૂચ. તથા જંબુસર.

**ભટ, શ્રી. માધવલાલ મકનજી,** માધવલાલ કંપની લી૦ ના મેનેજીંગ ડીરે-કટર, કોલસાના વેપારી, કમીશન એજંટસ અને રેલ્વે કંટ્રાકટર્સ—એમનો જન્મ ૧૮૮૬ માં થયો હતો. સત્તર વર્ષની ઉમરે



મેટ્રીકની પરિક્ષા પસાર કરી નોકરીમાં જોડાયા હતા. ત્રણ વર્ષ પછી કોલસાના વેપારી તરીકે સ્વતંત્ર ધંધો શરૂ કર્યો ૧૯૨૬ માં સરકારે તેમને જસ્ટીસ ઓફ ધી પીસ અને ઓનરરી મેજીસ્ટ્રેટ બનાવ્યા

હતા. સામાજીક કાર્ય ઉપરાંત એમની કેળવણી અને સહકારી ચળવળ વિષયક પ્રવૃત્તિઓ જાણીતી છે. કોટ અને બીજી વિભાગીય સહકારી સંસ્થાઓના ૧૨ વર્ષથી ચેરમેન હતા ઓંબે કો–ઓપરેટીવ ઇન્શ્યુરન્સ સોસાયટીના સ્થાપકોમાંના એક છે. વિદ્યાર્થીઓને હોસ્ટેલ ફી અને શિષ્યવૃત્તિઓ આપી, ગરીબ સ્ત્રીઓને સુવાવડ માટે પૈસા આપી અને ગરીબ માણુસોને દવા દારૂના પૈસા આપી સહાય કરી છે. એ ઉપરાંત દુષ્કાળ ફંડમાં પૈસા આપ્યા છે. એ બધું મળી કુલ એક લાખની સખાવત કરી છે. ખાર જીમખાના અને ખાર એજ્યુકેશન સોસાયટીના એમને હાથે સ્થાપના થઇ છે. ખારમાં જાહેર બાગ બાંધવા માટે મોટી રકમ ભેટ આપી છે. એમણે સારા પ્રમાણુમાં પ્રવાસ ખેડયા છે અને જર્મની, ઇંગ્લાંડ અને અમેરીકા ખાતે કોલસાના ઉદ્યોગના પ્રશ્નોનો ખાસ અભ્યાસ કર્યો છે. દેશી વેપારી ચેમ્બરની કમીટીના કેટલાયે વર્ષો થયા સભ્ય છે. ૧૯૩૭ માં દેશી વેપારી ચેમ્બરના ડેલીગેટ તરીકે બર્લીનમાં મળેલી આંતર રાષ્ટ્રીય ચેમ્બર ઓફ કોમર્સ કોંગ્રેસમાં ભાગ લીધો હતો. ૧૯૩૯ માં ઇંડીઅન ઇંડસ્ટ્રીઝ એસોસીએશનના પ્રમુખ ચુંટાયા હતા. રોટરી અને ફ્રીમેશન પ્રવૃત્તિમાં સક્રીય ફાળો આપે છે. શ્રી. ભટ વિલીંગ્ડન સ્પોર્ટસ કલબ, ક્રીકેટ કલબ ઓફ ઇંડીઆ અને ઓરીએન્ટલ કલબ જેવી જાણીતી કલબોમાં સક્રીય ભાગ લે છે ૧૯૪૦ માં મુંબઇની મ્યુનીસીપલ કોરપોરેશનમાં કોટના સભ્ય તરીકે ચુંટાઇ આવ્યા છે.

સરનામું—એલીસ બીલ્ડીંગ. હોર્નબી
રોડ, કોટ, મુંબઇ અને
લીંકીંગ રોડ, ખાર, મુંબઇ.

**વલ્લભદાસ કરસનદાસ નાથા:**—શેઠ વલ્લભદાસ એક જાણીતા શ્રીમંત વૈષ્ણવ ભાટીઆ ગ્રહસ્થ છે. તેમનો જન્મ સંવત ૧૯૩૯ માં મુંબઇ ખાતે થયો હતો.



એમના વડીલો કચ્છના વતની હતા અને સંવત ૧૮૮૦ માં મુંબાઇ આવ્યા હતા. શેઠ વલ્લભદાસે અંગ્રેજી ચારેક ચોપડી જેટલો અભ્યાસ કર્યો છે. તેમને વડીલો તરફથી પુષ્કળ પઇસા મળ્યો છે. એમના પિતાશ્રી કરસનદાસ વૈષ્ણવ જનતામાં ખુબ જાણીતા હતા. શેઠ વલ્લભદાસ પણ પિતાની માફક ચુસ્ત વૈષ્ણવ છે. શેઠ વલ્લભદાસે કચ્છના ક્ષયના આરોગ્ય ભુવન અને ભાટીઆ હોસ્પીટલ અંગે કરેલી સખાવતો જાણીતી છે. મુંબાઇમાં એમના અનેક માળા છે અને કરોડપતિ કહેવાય છે.

સરનામું:—ત્રોર્ડન રોડ, મુંબઇ.

**આસાવલે, રાવબહાદુર રામચન્દ્ર એસ., જે. પી.,**—કલ્યાણ ખાતે ૧૮૮૦ માં જાણીતા આસાવલે કુટુમ્બમાં એમનો જન્મ. કેળવણી લીધા પછી મ્યુ૦ નોકરીમાં જોડાયા અને પાછળથી મેસર્સ જાફરમહમદ મીસ્રીની કંપની અને બોંબે કોન્ક્રીટ કંસ્ટ્રકશન એન્જીનીઅરીંગ કંપની, બીલ્ડીંગ કંત્રાકટર્સમાં ભાગીદાર બન્યા. વસ્તી ગણત્રીના સુપરવાઇઝર તરીકે એમણે ૧૯૧૦ માં સરસ સેવા બજાવી હોવાથી એમને સરકારે પહેલા વર્ગની સનદ આપી હતી. મરાઠા અને પછાત વર્ગના છોકરાઓ માટે એમણે શાળા સ્થાપી છે. ઓલ ઇંડીઆ મરાઠા એજ્યુકેશનલ કોન્ફરંસના એક સ્થાપક હતા. ઉપરાંત મરાઠા કોમની જુદી જુદી સંસ્થાઓમાં એમણે સક્રીય ભાગ લીધો છે. ૧૯૨૩ થી ૧૯૩૯ સુધી મ્યુનીસીપલ કોરપોરેશનના સભ્ય બન્યા હતા. ૧૯૨૬ માં જુની મુંબઇ ધારાસભાના સભ્ય



હતા. વ્હીટલી લેબર કમીશન પર પ્રાંતિક કમીશનર તરીકે કાર્ય બજાવ્યું હતું અને ફેકટરી કમીટી પર મજુરોના પ્રતિનિધિ તરીકે નીમાયા હતા. બીજી અનેક મજુર સંસ્થાઓ અને મજુર સંઘોમાં એમણે પ્રમુખ કે ઉપ-પ્રમુખ તરીકે ઓધ્ધો ભોગવ્યો છે.

સરનામું—આસાવલે નિવાસ, નવરોજી હીલ, ઉમરખાડી ચીલ્ડરન્સ હોમની સામે, મુંબઇ.

**પંડિત, શ્રીમતિ વીજયાલક્ષ્મી**—સદ્‌ગત પંડિત મોતીલાલ નેહરૂના પુત્રી આખા હિંદમાં અને સંયુકત પ્રાંતમાં પહેલાં સ્ત્રી



પ્રધાન હતાં. એમનામાં પ્રથમથીજ રાષ્ટ્રીય ભાવના અતિ તીવ્ર હતી. ૧૯૩૦ અને ૧૯૩૨ ની રાષ્ટ્રીય ચળવળોમાં એમણે અગ્રગણ્ય ભાગ લીધો હતો. એ સમયે એમણે અલ્લાહબાદમાં સ્ત્રી સ્વયંસેવકોની સંસ્થા ઉભી કરી અને પીકીટીંગની વ્યવસ્થા કરી હતી. આ ચળવળ દરમ્યાન એમને બે વખત જેલ મળી હતી. હાલના વાણી સ્વાતંત્ર્ય યુધ્ધમાં પણ તેઓ સામેલ થયા હતા અને એઓ હમણાં પણ જેલમાં છે. કોંગ્રેસ પ્રધાનમંડળમાં એમણે પ્રધાન તરીકે બજાવેલી સેવા જાણીતી છે.

સરનામું—અલ્લાહબાદ.

**બાપના, સઝીરૂદ્દૌલા રાયબહાદુર સર સરેયામલ**, નાઈટ, સી આઇ ઈ; બી. એ બી એસ સી એલ એલ બી બિકાનેરના વડા પ્રધાન—૧૮૮૨ ના એપ્રીલની ૨૪ મી તારીખે એમનો જન્મ થયો ઉદેપુરના દિવાન સ્વ. મહેતા ભુપાલ સીંગના પુત્રી શ્રીમતિ આનંદ કુમારી એમના માતા થાય. ઉદેપુરની મહારાણા હાઇસ્કુલ અજમેરની સરકારી કોલેજ તથા અલ્લાહબાદની મ્યુર સેન્ટ્રલ કોલેજમાં એમણે શિક્ષણ લીધું. અજમેર—મારવાડ એકાદ વર્ષ વકીલાત કરી. મેવાડ આશરે દોઢેક વર્ષ સુધી જુડીશ્યલ ઓફીસર તરીકે રહ્યા ૧૯૦૭ માં ઇંદોર રાજ્યમાં એમની ડીસ્ટ્રીકટ અને સેશન્સ જજ તરીકે નીમણુંક થઈ. ૧૯૦૮ માં ના૦ મહારાજા તુકોજીરાવ ત્રીજાના ખાસ શિક્ષક બન્યા ૧૯૧૧ માં મહારાજાના દ્વિતીય તથા ૧૯૧૩ માં પ્રથમ મંત્રી બન્યા ૧૯૧૫ માં ગૃહસચીવ થયા અને ૧૯૨૧ માં ખાસ પેન્શન લઇ નિવૃત થયા અને પ્રધાન તરીકે પતીઆલા રાજ્યમાં જોડાયા. ૧૯૨૩ માં એમણે ગૃહસચીવ તરીકે ફરી પાછી હોલ્કર રાજ્યની સેવા સ્વીકારી અને થોડાજ વખતમાં ડેપ્યુટી વડા પ્રધાન અને અપીલ કમીટીના પ્રમુખ બન્યા ૧૯૨૬ થી ૧૯૩૯ સુધી તેઓ વડા પ્રધાન તથા પ્રધાન મંડળના પ્રમુખ તરીકે રહ્યા હતા ૧૯૩૯ ના જુનમાં નિવૃત્ત થયા અને એજ વર્ષના ઓગસ્ટ માસમાં બીકાનેરના વડા પ્રધાન તરીકે નિમાયા તેઓ ૧૯૧૪ માં રાયબહાદુર થયા. ૧૯૩૧ માં સી. આઇ. ઇ થયા હતા ૧૯૩૧માં મળેલી હીંદી ગોળમેજી પરીષદમાં તેઓ એક સબ્સીટયુટ ડેલીગેટ હતા અને ૧૯૩૫માં રાષ્ટ્ર સંઘની એસેમ્બલીના એક પ્રતીનીધી હતા ૧૯૩૬ માં એમને સરનો ઈલ્કાબ મળ્યો હતો—કલબ વિકટોરીઆ મેમોરીયલ કલબ, બિકાનેર

સરનામું:—બિકાનેર (રજપૂતાના)

**બીલીમોરીઆ, શ્રી. મંચેરશાહ બરજોરજી (મંગુસી)**—બીલીમોરીઆના જુનામાં જુના કુટુંબના નબીરા છે. આ કુટુમ્બની ૧૧ પેઢીના નામ જાણીતા છે. એમનો જન્મ ૧૮૯૯માં થયો હતો. પહેલા બીલીમોરામાં અને પાછળથી મુંબાઇમાં કેળવણી લીધેલી.



૧૯૨૧ માં કોમર્સના ગ્રેજ્યુએટની ડીગ્રી મેળવેલી. સીનેમા ફીલ્મનો ધંધો કરનાર મી૦ એમ. સી. પટેલની પેઢીમાં ૧૯૨૨ માં એક કારકુન તરીકે પોતાની કારકીર્દિના શ્રી. બીલીમોરીઆએ શરૂઆત કરેલી. ૧૯૨૩ માં સીનેમા ફીલમો અને સીનેમા મશીનરીની આયાત અને ડીસ્ટ્રીબ્યુટ કરવાનો પોતાનો ધંધો શરૂ કર્યો. ૧૯૨૫ માં સીનેમા લાઇનમાં પડયા, અને ૧૯૩૩ માં હિંદી સીનેમાં ફીલ્મો ઉતારવા માટે ચાર ભાગીદારો સાથે વાડીયા મુવીટોન કંપનીની સ્થાપના કરી. પારસી મુડી, પારસી વહીવટ અને પારસી અકલમંદીથી ચાલતો હિંદમાં આજ એક ફીલ્મ સાહસ સધ્ધર સ્થિતિમાં છે. ૧૮ વર્ષના ધંધા દરમ્યાન શ્રી. બીલીમોરીઆએ હિંદના મોટા મોટા શહેરો જેવા કે મુંબઈ, મદરાસ, કલકત્તા, દિલ્હી વિગેરેના ૨૦ સીનેમા પોતાના સીધા અંકુશ હેઠળ મેળવ્યા હતા. હિંદના મુખ્ય મુખ્ય શહેરોમાં અડધો ડઝન જેટલી ઓફીસો કાઢી છે. એમના વાડીઆ મુવીટોનના સ્ટુડીઓમાં ૧૦૦ પારસીઓ નોકરીએ છે અને એમના હાથ નીચે કામ કરતા પારસીઓની કુલ સંખ્યા ૨૦૦ ની છે. એમાના મોટે ભાગેના જુદા જુદા ખાતાઓમાં જવાબદારીભર્યા ઓધ્ધા પારસીઓ ભોગવે છે. તેઓ બીલીમોરા પારસી પંચાયતના ટ્રસ્ટી, બીલીમોરા વેપારી મહાજનના મુખી, ઇંડીઅન મોશન પીકચર ડીસ્ટ્રીબ્યુટર્સ એસોસીએશનના પ્રમુખ, અને હિંદી સરકારે હમણાજ સ્થાપેલી ફીલ્મ એડવાઇઝરી બોર્ડના સભ્ય છે. અત્યાર સુધીમાં એમની સખાવતોનો આંકડો એક લાખ રૂપીઆ થવા જાય છે. એમાં બીલીમોરાના મફત સુવાવડખાના માટે રૂ. ૫૦૦૦૦, અને બીલીમોરાના લાયક પારસી વિદ્યાર્થીઓને શીષ્યવૃત્તિઓ આપવા માટે રૂ. ૧૦,૦૦૦ ની રકમો મુખ્ય છે.

સરનામું:—એડવર્ડ થીએટર બીલ્ડીંગ
કાલબાદેવી રોડ, મુંબઇ.

**દેશાઇ, શ્રી. મોહનલાલ મગનલાલ,** બી. એ., એલ. એલ. બી.–સુરત ખાતે ૧૮૮૪ માં એમનો જન્મ થયો હતો.



મોગલ જમાનામાં એમના વડવાઓએ સારી સેવા બજાવી હોવાથી એમને અકબર, જહાંગીર અને શહાજહાન બાદશાહો તરફથી ખાસ હક પત્રો અર્પણ થયા હતા. બ્રીટીશ સરકાર દર વર્ષે શ્રી. દેશાઇના કુટુંબીજનોને ઈનામ તરીકે હજીએ ચોકસ રકમ આપે છે. એમની પાસે એ જમાનાની સ્મૃતિ તાજી કરે એવા ઘણા જુના દસ્તાવેજો છે. શ્રી. દેશાઈ ૧૯૧૦ થી મુંબઇ હાઈ કોર્ટના એડવોકેટ છે. મુંબઇની ફોજદારી અદાલતોમાં એક જાણીતા ધારાશાસ્ત્રી છે અને એમની પ્રેકટીશ મોટા પ્રમાણમાં છે. સાથે જાહેર પ્રવૃતિમાં પણ સારો ભાગ લઈ રહ્યા છે. ૧૯૨૩ થી તેઓ મુંબઇ મ્યુનીસીપલ કોરપોરેશનના સભ્ય છે. કોરપોરેશનની એનેક ઉપ-સમિતિમાં સભ્ય થયા હતા અને પ્રમુખપદે પણ હતા. "ગુજરાતી" ના જાણીતા તંત્રી સ્વ૦ શ્રી. ઇચ્છારામ સુર્યરામ દેશાઈ એમના કાકા થાય. એમની પાસે પત્રકારી અને રાજ કારણનો કકકો એમણે ઘુંટયો હતો. ઉપરાંત સ્વ૦ વીઠલભાઇ પટેલ પાસે પણ એમણે પ્રેરણા મેળવી હતી. ૧૯૦૪ થી શ્રી. દેશાઈ કોંગ્રેસમાં ભાગ લેતા થયા હતા. મુંબઇ મ્યુ૦ કોંગ્રેસ નેશનાલીસ્ટ પક્ષના ૧૯૨૩–૨૫ માં મંત્રી હતા. સુરત ખાતે ૧૯૪૦ માં મળેલી પહેલી દશા શ્રીમાળી વણિક પરિષદના પ્રમુખ હતા. લેખક, પત્રકાર જાહેર વકતા અને મ્યુ૦ સવાલોના ટીકાકાર તરીકે હજી આજે પણ શ્રી. દેશાઈ જાણીતા છે.

સરનામું:—૨૭–૨૯, એકાદશીબીલ્ડીંગ, પારેખ સ્ટ્રીટ, સેંડહર્સ્ટ રોડ, મુંબઇ.

**દેસાઇ, શ્રી. મોરારજી રણછોડજી, બી. એ.:**—ભુતપુર્વ મહેસુલી પ્રધાન ન્યાતે અનાવિલ છે. એમનો જન્મ ૧૮૯૬ માં વલસાડ ખાતે થયો હતો. બી. એ. ની પરિક્ષા પસાર કર્યા પછી શ્રી. દેશાઇ સરકારી નોકરીમાં જોડાયા હતા. એ નોકરીમાં બાર વર્ષ રહ્યા હતા અને એ દરમ્યાન અમદાવાદના ડેપ્યુટી કલેકટર તથા મદદનીસ કલેકટરના પદે તેઓ



ચઢયા હતા. પરંતુ ૧૯૩૦ માં કોંગ્રેસની હાકલ પડતા એમણે એ નોકરી ફગાવી દઇ લડતમા ઝંપલાવ્યુ હતું. તેમને દંડની અને સખ્ત જેલની સજા થઇ હતી પણ ત્રણ માસ પછી હાઇકોર્ટે એ સજા રદ કરી હતી. ૧૯૩૨ માં ફરીથી લડતમાં જોડાયા હતા અને જેલ ગયા હતા. ગુજરાત પ્રાંતિક કોંગ્રેસ કમીટીના વર્ષો સુધી શ્રી. મોરારજીભાઇ મંત્રી તરીકે રહ્યા હતા અને પ્રધાન થતા સુધી એજ પદે હતા. ૧૯૩૭ માં કોંગ્રેસ પ્રધાન મંડળમાં એમને મહેસુલ ખાતું સોંપવામાં આવ્યું હતું. એમને એ કાર્યનો અનુભવ હોવાથી એમનું કાર્ય દીપી નીકળ્યું હતું. અત્યારે સત્યાગ્રહની લડતમાં તેઓ ફરીથી જેલ ગયા છે.

સરનામું:—ગુજરાત પ્રાંતિક મહાસભા સમિતિ, અમદાવાદ.

**બજાજ, શેઠ જમનાલાલ**—એમનો જન્મ જયપુર રાજ્યમાં ૧૮૮૯ માં થયો હતો. ૧૮૯૪ માં વર્ધાના એક તવંગર ધંધાદારી શેઠ જમનાલાલજીએ એમને દત્તક લીધા હતા અને ત્યારથી વર્ધા ખાતેજ રહે છે. ૧૯૧૯ માં રાજકારણમાં ભાગ લીધો અને રાયબહાદુરનો ખેતાબ પરત કર્યો. ૧૯૨૬ માં તેમને નાગપૂર કોંગ્રેસની સત્કાર સમિતિના પ્રમુખ નીમવામાં આવ્યા હતા. ૧૯૨૦ થી શેઠ જમનાલાલ કોંગ્રેસના ખજાનચી છે અને કોંગ્રેસની કારોબારી સમિતિમાં ચુંટાતા આવ્યા છે. અખીલ હિંદ ગ્રામઉદ્યોગ સંઘ અને અખીલ હિંદ ચરખા સંઘની પ્રવૃત્તિઓમાં આગેવાનીભર્યો ભાગ લઈ રહ્યા છે અને એ ઉપરાંત ગાંધી સેવા સંઘના સ્થાપક છે, એમણે કરેલી સેવાઓ તો જાણીતી છે.



સરનામું—વરધા.

**ધરમપુર-મહારાજ કુમારનરહરદેવજી**—ધરમપુરના નામ૦ મહારાણા વજય દેવજીના આ એક માત્ર પુત્રનો જન્મ ૧૯૦૬ માં થયો હતો. ૧૯૨૭ માં તેમણે ગોંડળના ગાદીવારસની ત્રીજી પુત્રી પ્રીન્સેસ ઈંદીરા દેવી સાથે લગ્ન કર્યું હતું. તેમને બે પુત્ર અને બે પુત્રી છે. અજમેર અને રાજકોટની રાજકુમાર કોલેજોમાં અને અલ્લાહબાદ ને અલીગઢ યુનીવરસીટીઓ માં અભ્યાસ કર્યા પછી પુનાની ડેક્કન કોલેજમાં તેઓ ગ્રેજ્યુએટ થયા હતા. તે પછી ૧૯૨૯ માં કેમ્બ્રીજની કીંગ્સ કોલેજમાં જોડાયા અને ૧૯૩૨ માં બી. એ. અને ૧૯૩૫ માં એમ એ. ની ડીગ્રીઓ મેળવી. તેઓ "ઇનર ટેમ્પલ"ના સભ્ય પણ છે. કલા અને શીલ્પ કામના ખંતીલા અભ્યાસી છે. તેમની પાસે કલા કામોનો સારો જેવો જથ્થો પણ છે.

સરનામું:—ધરમપૂર (ગુજરાત).
અત્યારે ૩, કવીન્સ ગાર્ડન્સ,
પુના ખાતે.

**ઘીઆ, શ્રી. મગનલાલ ચુનીલાલ**, મુંબઇની લેજીસ્લેટીવ એસેમ્બલીના સભ્ય—એમનો જન્મ ૧૮૮૫ માં થયો હતો. એમણે ૧૯૦૯ માં પ્રથમ મશીનરી, સ્ટોર્સ, રંગ અને કાપડનો ધંધો શરૂ કર્યો. જુદા જુદા ઉદ્યોગ ધંધાનું વધુ જ્ઞાન મેળવવા માટે એમણે અનેક વાર યુરોપના દેશોની અને જાપાનની મુસાફરી કરી છે. હાલમાં તેઓ અમદાવાદની શ્રી અંબીકા મીલ અને વડોદરાની શ્રી જગદીશ મીલના સંચાલક છે. ૧૯૩૨ માં હીલ્ડઝ એન્ડ રીડઝ મેન્યુફેકચરીંગ કું. ઓફ ઈંડીઆ લી૦ ઉભી કરી હિંદમાં એક નવાજ ઉદ્યોગની સ્થાપના કરી. શ્રી. ઘીઆ ૧૯૩૧ થી મુંબઇની દેશી વેપારી ચેમ્બરના અને ૧૯૩૨ થી એની કમીટીના સભ્ય છે. ૧૯૪૦ માં ઉપ-પ્રમુખ ચુંટાયા હતા અને ચેમ્બર તરફથી તેના પ્રતિનિધિ તરીકે મુંબઇની લેજીસ્લેટીવ એસેમ્બલીમાં બેઠક ધરાવે છે. અત્યારે ચેમ્બરના પ્રમુખનો હોદ્દો ધરાવે છે. એ ઉપરાંત તેઓ ધી બોમ્બે પ્રોવીન્શીયલ વોર સપ્લાય એડવાઇઝરી કમીટી પર ચેમ્બરના પ્રતિનિધિ તરીકે બેઠક ધરાવે છે.



સરનામું—૨૦ એ વરલી, મુંબઇ.

**ગોએન્કા, રાયબહાદુર સર બદ્રીદાસ,** નાઇટ, સી. આઇ. ઇ., બી. એ.–વેપારી, શરાફ, મીલમાલેક અને જમીનદાર–સ્વર્ગસ્થ શેઠ રામચંદ ગોએન્કાના પુત્ર સર બદરીદાસનો જન્મ ૧૮૮૩ માં



થયો હતો. ૧૯૦૫ માં કલકતાની પ્રેસીડંસી કાલેજમાં ગ્રેજ્યુએટ થયા. પછી ધંધામાં જોડાયા. રામદત્ત રામકીશનદાસ રામચન્દ્ર ગોએન્કા એન્ડ સન્સના ભાગીદાર છે. તેઓ મેસર્સ રાલી બ્રધર્સ લી૦ અને કેટલવેલ બુલન એન્ડ કંપની લી૦ ના એકલા દલાલ છે અને કાપડની દલાલી કરે છે. બઇરાજ એસ્ટેટના માલેકોમાં તેઓ પણ એક છે હુકમચંદ જ્યુટ મીલ્સ, હરક્યુલસ ઇન્સ્યુરન્સ કં૦, ન્યુ ઇંડીઆ ઇનવેસ્ટમેન્ટ કોરપોરેશન લી૦, કમલા મીલ્સ લી૦, અને કલકતા સેફ ડીપાઝીટ કંપનીની ડીરેકટરોની બોર્ડના ચેરમેન છે. રીઝર્વ બેન્ક ઓફ ઇંડીઆ (સેંટ્રલ બોર્ડ) ટ્રીટન ઇન્સ્યુરન્સ કંપની, ઇંડીઅન ટ્રાન્સ-કોન્ટીનેન્ટલ એરવેઝ લી૦, તીતાઘર પેપર મીલ્સ કં., ડનલોપ રબર કંપની, બ્રેથવેટ કંપની, આલકલી એન્ડ કેમીકલ કોરપોરેશન ઓફ ઇંડીઆના ડીરેકટર છે. ૧૯૩૩ માં ઇમ્પીરીઅલ બેન્ક ઓફ ઇંડીઆ (કલકતા વિભાગ)ની ડીરેકટરોની બોર્ડના પ્રમુખ હતા, ૧૯૩૨ અને ૧૯૩૪ માં ઇમ્પીરીઅલ બેંકના ઉપ-પ્રમુખ હતા. એ ઉપરાંત કલકત્તા યુનીવરસીટીના ફેલો છે, કલકત્તા ઈમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટના ૧૯૨૮ થી ટ્રસ્ટી છે, કલકત્તાના વીકટોરીઆ મેમોરીઅલ હોલના ટ્રસ્ટી છે, કલકત્તા ડેફ એન્ડ ડમ્બ સ્કુલ અને વિદ્યાસાગર ઇન્સ્ટીટયુટ, શ્રી. વિશુધ્ધાનંદ હોસ્પીટાલ અને શ્રી. વિશુધ્ધાનંદ સ્કુલ અને બાગલે મારવાડી હિંદુ હોસ્પીટાલના ટ્રસ્ટી છે. કલકત્તાના પ્રેસીડેન્સી મેજીસ્ટ્રેટ છે. ૧૯૨૮ થી ૧૯૩૦ સુધી મારવાડી એસોસીએશનના પ્રમુખ હતા ૧૯૨૩ થી ૧૯૩૫ સુધી બંગાળની લેજીસ્લેટીવ કાઉન્સીલના સભ્ય હતા. ૧૯૩૨–૩૩ માં કલકત્તાના શેરીફ હતા. ૧૯૨૩ થી ૧૯૨૬ સુધી મ્યુનીસીપલ સભ્ય હતા. ૧૯૨૫ માં રાયબહાદુર અને ૧૯૨૮ માં સી. આઈ. ઇ., અને ૧૯૩૪ માં નાઇટ થયા.

સરનામું—"ગોએન્કા હાઉસ," ૧૪૫, મુકતારામ બાબુ સ્ટ્રીટ, કલકત્તા.

**મડગાંવકર, સર ગોવિંદ દીનાનાથ,** નાઇટ, બી. એ., આઈ. સી. એસ (નિવૃત્ત)—એમનો જન્મ ૧૯૭૧ માં થયો હતો. મુંબઇ સરકારના ઓરીએન્ટલ ટ્રાન્સલેટર રાવ શંકર પાંડુરંગ પંડીતની પુત્રી ભદરાબાઇ સાથે લગ્ન કર્યાં હતા. એમને બે પુત્ર અને એક પુત્રી છે. મુંબઇની સેંટઝેવીઅર અને એલ્ફીન્સ્ટન કોલેજમાં કેળવણી લીધા પછી ઓક્ષફર્ડના બાલીઓલ કોલેજમા અભ્યાસ કર્યો હતો. આઇ સી. એસ. થઇ બરમામાં એસીસ્ટંટ કમીશનર થયા પછી સીંધના મદદનીસ કલેકટર, મદદનીસ જજ, જીલ્લા અને સેશન્સ જજ અને જ્યુડીશીયલ કમીશનર થયા. મુંબઇની હાઇ કોર્ટના જજના ઓધ્ધા પર આવ્યા પછી ૧૯૩૦ માં કામ ચલાઉ વડા જજ નીમાયા હતા પછી ૧૯૩૧ માં નિવૃત્તિ લીધી. ૧૯૩૩-૩૪ માં હોલ્કર સ્ટેટના સલાહકાર હતા, ૧૯૩૮માં વડોદરાની હજુર ન્યાય સભાના પ્રમુખ હતા અને ૧૯૩૯ ના ઓગસ્ટમાં મુંબાઇ સરકારે નીમેલી રેવન્યુ ટ્રીબ્યુનલના પ્રમુખ બન્યા હતા.

સરનામું:—૧૧૮, કોરેગાંવ પાર્ક, પુના.

**સેતલવડ, શ્રી. વી. સી.,** બી. એ. એલ. એલ. બી., જે. પી.—મુંબઇના પ્રખ્યાત ધારાશાસ્ત્રી સર ચીમનલાલ સેતલવડના આ કનિષ્ટ પુત્રનો જન્મ ૧૮૯૭ માં થયો હતો. એમણે મુંબઇની વિલ્સન



કોલેજમાં અને પછી સરકારી લો કોલેજમાં અભ્યાસ કર્યો હતો. અભ્યાસ પુરો કર્યા બાદ ૧૯૩૫ માં શ્રી. સેતલવડ ધી ઇન્ડસ્ટ્રીઅલ એન્ડ પ્રુડેન્શીયલ એશ્યુરંસ કં. લી૦ માં જોડાયા હતા. તેઓ અત્યારે હિંદી વીમા કંપનીઓમાં અગ્રસ્થાન ભોગવતી આ વીમા કંપનીમાં જનરલ મેનેજર છે. એ ઉપરાંત વલ્કન ઇશ્યુરંસ કંપની લી૦ સાથે પણ એમને સંબંધ છે. ૧૯૩૦ થી ૧૯૩૩ સુધી મુંબઇ શહેરના મ્યુ૦ કોરપોરશનના સભ્ય હતા અને ૧૯૩૦ થી ૧૯૩૯ સુધી મ્યુ૦ સ્કુલ્સ કમીટીના પણ સભ્ય હતા. બોંબે પ્રેસીડંસી રેડીઓ કલબ લી૦ ના માનદ મંત્રી ઓમાંના એક મંત્રી છે અને ૧૯૩૬ થી તેની કમીટીના સભ્ય છે. વેસ્ટર્ન ઇંડીઆ ઓટોમોબાઇલ એસોસીએશનની કમીટી પર છે અને શહેરના એક જાણીતા નાગરીક છે.

સરનામું:—ઇન્ડસ્ટ્રીઅલ એશ્યુરન્સ બીલ્ડીંગ, ચર્ચગેટ સ્ટેશનસામે, કોટ, મુંબઈ.

**કઝીન્સ, શ્રી. જેમ્સ એચ. (કુલપત જયરામ)**—એમનો જન્મ ૧૮૭૩ માં આયર્લેન્ડમાં બેલ્ફાસ્ટ ખાતે થયો હતો. એમના પુર્વજો આઇરીશ, ઇંગ્લીશ, વેલ્સ અને ફ્રેંચ નેશનાલીટીના હતા. તેઓ ત્રાવણકોર સરકારના કલા વિભાગના સલાહકાર છે અને ત્રાવણકોર યુનીવરસીટીના લલિતકલા ખાતાંના વડા છે. મદરાસની મદનપાલે કોલેજના થોડો સમય સુધી પ્રીન્સીપલ હતા, અદીઆરના બ્રહ્મવિદ્યા આશ્રમના ડાયરેકટર ઓફ સ્ટડીઝ હતા, ન્યુયોર્ક યુનીવરસીટીની કોલેજ ઓફ ધી સીટી ઓફ ન્યુયોર્ક અને ટોકીઓની યુનીવરસીટીમાં ઇંગ્લીશ કવિતાના પ્રોફેસર હતા. કેઇઓ યુનીવરસીટીની "ડોકટર ઓફ લીટરેચર" ની ડીગ્રી પણ તેમણે મેળવી છે. ૧૯૧૬ પછી હિંદ, યુરોપ, અમેરીકા અને જાપાનમાં હિંદી કલાના ભાષણ કર્તા હતા. માઇસોરની જગમોહન ચિત્રશાળા ત્રીવેન્દ્રમ ખાતેના રાજ્યની આર્ટ ગેલેરી શ્રી ચીત્રાલયમ અને ત્રીવેન્દ્રમના રંગ વિલાસ પેલેસ મ્યુઝીયમની એમને હાથે સ્થાપના થઇ છે.

સરનામું:—"એસેન્ડેન," ત્રીવેન્દ્રમ અને "ધાટવ્યુ" કોટાગીરી, નીલગીરીઝ.

**મેકેન્ઝી, શ્રી. જોન**—એમનો જન્મ ૧૮૮૩ માં ટરીફ (સ્કોટલેન્ડ) ખાતે થયો હતો. એંડ્રુ મેકેન્ઝીના એ પુત્ર થાય. મુંબઇની વિલ્સન કોલેજના હાલ પ્રીન્સીપાલ છે. ૧૯૩૧–૩૩ માં મુંબઇ યુનીવર્સીટીના વાઇસ ચેન્સેલર નીમાયા હતા. એમની કેળવણી એમ. એ. સુધી છે. અને એબરડીનની ઓનરરી ડી. ડી. ની ડીગ્રી એમને મળી છે.

સરનામું:—વિલ્સન કોલેજ, મુંબઇ ૭.

**પારેખ, શેઠ ચીમનલાલ ગીરધરદાસ—** એમનો જન્મ અમદાવાદ ખાતે ૧૮૭૪ માં થયેલો. એમના પિતા શેઠ ગીરધર દાસ હરિવલ્લભદાસ સામાન્ય પંકતી ના ગ્રહસ્થ હતા અને ઝાઝી કેળવણી લીધી નહોતી, એમણે અને એમના પુત્રો સ્વ૦ મંગળદાસ ગીરધરદાસ તથા શેઠ ચીમનલાલે નાના પાયા પર સુતર અને મીલ સ્ટોર્સના ધંધાની શરૂઆત કરી. એ પછી એમણે સર હોમી મહેતા સાથે ભાગીદારીમાં ધંધો કર્યો હતો. સાધનો વધતાં જતાં ૧૮૯૨ માં એમણે અમદાવાદમાં આર્યોદયોગ સ્પીનીંગ એન્ડ વીવીંગ કંપની સ્થાપી અને એના મેનેજીંગ એજંટ બન્યા. શેઠ વલ્લભભાઈ દામોદરદાસ એમના ભાગીદાર હતા. આ પછી એમણે રાજનગર સ્પીનીંગ વીવીંગ અને મેન્યુફેકચરીંગ કંપનીની મેનેજીંગ એજન્સી લીધી, મુંબઇમાં બે મીલો લીધી અને વીકટોરીઆ મીલ્સ તથા જુબીલી મીલ્સ ઉભી કરી. જબલપુરમાં પણ એમણે રાજા ગોકળદાસ મીલ્સ ઉભી કરી અને ૧૯૧૯ માં અમદાવાદમાં ઇંડસ્ટ્રીઅલ બેન્ક ઓફ વેસ્ટર્ન ઇન્ડીઆની સ્થાપના કરી. આ ઉપરાંત કોટન મીલ્સ કંપનીઓ સ્થાપવા એમના મિત્રો ને ઉત્તેજન આપ્યું અને કેટલીક મેનેજીંગ એજન્સી કમીશનમાં ભાગીદારી રાખી. બીહારમાં કત્રાસાગર ખાતે એમણે એક કોલસાની ખાણ પણ શરૂ કરી. શેઠ ચીમનલાલ આશરે ૩૫ જેટલી કંપનીઓના ડાયરેકટર છે. અમદાવાદ મીલ માલેક મંડળના ઘણા વર્ષો સુધી પ્રમુખ રહ્યા હતા. ડાકોર મંદિર સમિતીના તેઓ એક સભ્ય છે. ડાકોર ખાતે નાં કેટલાંક અન્નક્ષેત્ર ટ્રસ્ટોના પ્રમુખ, અમદાવાદની બહેરાં મુંગાંની શાળાના ટ્રસ્ટીઓના તથા સેનેટરી એસોસીએશન ના પ્રમુખ છે. એમની જાહેર સખાવતો આશરે આઠ થી દસ લાખ રૂપીઆ સુધી થવા જાય છે. અસાધ્ય દરદીઓ માટે અમદાવાદમાં પાર્વતી બાઇ ગ્રહ, મુંબઇ માં કંચનગવરી સુતિકાગ્રહ તથા અમદાવાદમાં પાર્વતીબાઇ સુતિકાગ્રહ તથા પ્રજાહિતાર્થ ડીસ્પેન્સરીની સ્થાપના કરી એ માટે સારી જેવી રકમ આપી હતી. અમદાવાદના ટાઉન હોલ માટે પણ સારૂ જેવું દાન આપ્યું હતું. બનારસ હિંદુ યુનીવરસીટી, અમદાવાદની બહેરાં મુંગાની શાળા, અમદાવાદની આર.સી. ટેકનીકલ સ્કુલની હોસ્ટેલ, અમદાવાદની વેટર્નીટી હોસ્પીટલ, અમદાવાદની વઇશ્ય સભા વિગેરે અનેક સંસ્થાઓને એમણે મોટાં દાન આપ્યા છે. એમનું વય હાલમાં ૬૬ વર્ષનું છે. એમને છ પુત્રો અને બે પુત્રીઓ છે. હજીય તેઓ પોતેજ એમના ધંધાની સંભાળ રાખે છે. એમના ભત્રીજાઓ શેઠ મથુરાદાસ અને શેઠ મદન મોહન અને એમના પુત્રો શેઠ મધુસુદન એમની સાથે કામ કરે છે.

સરનામું:—લાલ દરવાજા, અમદાવાદ.

**વાડીયા, શ્રી. પેસતનજી અરદેશર એમ. એ.—**૧૮૭૮ માં મુંબઇમાં એમનો જન્મ થયેલો. અત્યારે તેઓ વિલ્સન કોલેજના પ્રોફેસર છે એમણે ઘણા પુસ્તકો લખ્યા છે. "ફીલોસોફર્સ એન્ડ ધી ફ્રેંચ રીવોલ્યુશન" "ઇન્ટ્રોડકશન ટુ ઇવાનહો," "વેલ્થ ઓફ ઇંડીઆ," "મની એન્ડ મની મારકેટ ઇન ઇંડીઆ" "હીસ્ટરી ઓફ ઇંડીઆ" "ઝોરાષ્ટ્રીએનીઝમ એન્ડ આવર સ્પીરીચ્યુઅલ હેરીટેજ" અને "એમ. કે. ગાંધી" વિગેરે એમની કૃતિઓ જાણીતી છે.

સરનામું:—"હોરમઝદ વિલા," ખંબાલા હીલ, મુંબઈ.

**કાર્ડમાસ્તર, શ્રી. શ્યાવક્ષ બેરામજી**—શ્રી. કાર્ડમાસ્તરનો જન્મ મુંબઈમાં તા૦ ૨૨ મી ફેબ્રુઆરી ૧૮૮૭ ના દિને થયો હતો.



તેમના પિતા સ્વર્ગસ્થ ખાનસાહેબ બેરામજી સોરાબજી કાર્ડમાસ્તર, બી. એ., એલ એલ. બી., અહમદનગરના એક બાહોશ ધારાશાસ્ત્રી હતા અને અહમદનગર મ્યુનીસીપાલીટીના તેઓ પહેલા પ્રમુખ હતા. તેમના પિતામહ શ્રી. સોરાબજી બેરામજી પહેલાજ હિંદી કાર્ડીંગ માસ્તર હતા અને હિંદના મીલ ઉદ્યોગમાં એ હોદ્દા ઉપર પહેલા હિંદીની નિમણુંક કરનાર દીનશા પીટીટ મીલ પહેલી હતી. શ્રી. સોરાબજી કાર્ડીંગ માસ્તર નીમાયાથી તેનાં ટુંકા નામ તરીકે લોકો તેમને કાર્ડ માસ્તર કહેતા અને તે ઉપરથી એ કુટુંબની અટક (ઓખડ) ત્યારથી કાર્ડમાસ્તર પડી છે.

શ્રી. શ્યાવક્ષ કાર્ડમાસ્તર અંગ્રેજી કેળવણી લીધા પછી બેરામજી જીજીભાઈ કોલેજ ઓફ કોમર્સમાં જોડાયા હતા અને તેમણે કેટલીક અગત્યની વ્યાપારી પરીક્ષાઓ પસાર કરવા ઉપરાંત લંડન ચેંબર ઓફ કોમર્સનો ટીચર્સ ડીપ્લોમાં પણ મેળવ્યો હતો. ટીચર્સ ડીપ્લોમા ૧૯૦૮ માં તેમણે મેળવ્યો હતો અને તે સમયે એ ડીપ્લોમા મેળવનાર તેઓ પહેલાજ હિંદી હતા. શ્રી. કાર્ડ માસ્તરે સીનીઅર એકાઉન્ટન્સી, મેથડસ એન્ડ મશીનરી ઓફ બીઝનેસ, થીઅરી એન્ડ પ્રેકટીસ ઓફ કોમર્સ, બેંકીંગ, કોમરશીઅલ એન્ડ ઇન્ડસ્ટ્રીઅલ લો વગેરે લંડન ચેંબર ઓફ કોમર્સની પરીક્ષાઓ પસાર કરી હતી.

આવી રીતે કેળવણી લીધા પછી શ્રી. કાર્ડમાસ્તર સપટેમ્બર ૧૯૦૮ માં સ્વદેશી લાઇફ ઇનસ્યુરન્સ કંપનીમાં જોડાયા હતા કે જે કંપની હાલમાં બોંબે લાઇફ એશ્યુરન્સ કંપની લીમીટેડ તરીકે ઓળખાય છે. એક સાધારણ કારકુનમાંથી વધીને ૧૯૧૮ માં તેઓ એ કંપનીના મેનેજર નીમાયા હતા કે જે હોદ્દા ઉપર ૧૯૨૯ ની સાલ સુધી તેઓ રહયા હતા. શ્રી. કાર્ડ માસ્તર સહકારી હીલચાલમાં ઘણી ઉલટ લેતા હતા અને લલ્લુભાઇ શામળદાસ પીપલ્સ કોઓપરેટીવ બેન્કના તેઓ ડીરેકટર નીમાયા હતા, અને પાછળથી તે બેંકના પ્રમુખ પણ થયા હતા. બોંબે કોઓપરેટીવ ઇનસ્યુરન્સ સોસાઇટીના તેઓ એક ફાઉન્ડર ડીરેકટર હતા. શ્રી. કાર્ડ માસ્તરે "How to operate on a banking account" ની અને "K. S. Iyers' education in auditing' ની ચોપડીઓ લખી છે.

૧૯૨૯ ની સાલમાં ધી ન્યુ ઇન્ડીઆ એશ્યુરન્સ કંપનીએ જીંદગીના વીમાનું પણ કામકાજ શરૂ કર્યું અને તેથી એ કંપનીના ડીરેકટરોએ કંપનીના લાઇફ મેનેજર તરીકે શ્રી. કાર્ડમાસ્તરની પસંદગી કરી કે જે હોદ્દો શ્રી. કાર્ડમાસ્તર હજુ ભોગવે છે. શ્રી. કાર્ડમાસ્તર દેશી વીમાની હીલચાલમાં ભારે ઉલટ લે છે અને

આ દેશનું વીમાનું કામકાજ દેશી વીમા કંપનીઓનેજ મળે તે માટે તેમણે સારી લડત ચલાવી છે. હાલના નવા ઈનસ્યુરન્સ એકટમાં દેશી કંપનીઓ તથા પોલીસી હોલ્ડરોનાં હીતો જાળવવા માટે જુદી કલમો દાખલ કરાવવામાં બીજાઓ ઉપ-રાંત શ્રી. કાર્ડમાસ્તરે પણ સારી મહેનત લીધી હતી. ઇંડીઅન લાઇફ ઓફીસમાં એસોસીએશનના સેક્રેટરી, ઉપપ્રમુખ અને પ્રમુખના હોદ્દાઓ પણ તેમણે ભોગવ્યા છે અને એ મંડળની કારોબારી કમીટીના તેઓ હજુ સભ્ય છે.

શ્રી. કાર્ડમાસ્તર નરમ અને મળતા-વડા સ્વભાવના છે અને વીમાના ક્ષેત્રમાં તેઓ જાણીતા હોવા ઉપરાંત બધા તેમને ચાહે છે.

ઠેકાણું:—હેલશીઅન લૉજ, વાચ્છા ગાંધી રોડ, ન્યુ ગામદેવી, મુંબઇ.

**વેલીન્કર, શ્રી. શ્રીકૃષ્ણ ગુનાજી**—મુંબઇ માં ૧૮૯૮ માં એમનો જન્મ થયો હતો. બી. એ. એલ. એલ. બી. થયા પછી બેરીસ્ટર થવા વિલાયત ગયેલા. અત્યારે મુંબઇ અને મુંબઇ પ્રાંતમાં ધારાશાસ્ત્રી તરીકે સુવિખ્યાત છે. રા. બ. મુકુંદ રામચંદ્રની પુત્રી બાઇ પ્રભાવતી સાથે લગ્ન કર્યા હતા. એમના પુત્ર વી. એસ. વેલીન્કર પણ બેરીસ્ટર છે, અને પ્રેકટીશ કરે છે. મુંબઇ શહેર સુધારા ટ્રસ્ટ હસ્તક ની અપીલ ટ્રીબ્યુનનલા પ્રમુખ, અમદા-વાદ અને વિરમગામના હુલ્લડ કેસોમાં ૧૯૨૦ માં જે તપાસ માટે ટ્રીબ્યુનલ નીમાઇ હતી તેના સભ્ય હતા. મુંબ-ઇની બાર કાઉન્સીલના સભ્ય અને છે. ઉપ-પ્રમુખ

સરનામું:—રતન હાઉસ, લેમીંગ્ટન રોડ, મુંબઇ.

**કુમારપ્પા,—જગદીશન** મોહનદાસ, એમ. એ. (હારવર્ડ), એસ. ટી. બી. (બોસ્ટન), એમ. એ., પી. એચ. ડી. (કોલંબીઆ); સર દોરાબજી તાતા ગ્રેજ્યુએટ સ્કુલ ઓફ સોશીયલ વર્કમાં સોસીયલ ઇકોનોમીના પ્રોફેસર—૧૮૮૬ માં એમનો જન્મ થયેલો. રત્નામ અપ્પા-સામી, બી. એ (મદરાસ), એમ. એ. (પંજાબ) સાથે લગ્ન કર્યા છે. મદ્રાસની ડોવેટના કોલેજમાં કેળવણી લઇ અમેરીકા અને યુરોપના બે વાર પ્રવાસે જઇ ઉપર જણાવેલી ડીગ્રીઓ મેળવી. ૧૯૧૫ માં લકનઉની ક્રીશ્ચીયન કોલેજના ફીલોસોફીના પ્રોફેસર નીમાયા. ૧૯૨૧ માં લકનઉ યુનીવરસીટીના ફીલોસોફીના રીડર નીમાયા. ૧૯૨૪ માં સ્પ્રીન્ગ ફીલ્ડ (અમેરીકા) ખાતે ભરાયલી એમ. ઇ. ચર્ચની પરિસ-દમાં ડેલીગેટ તરીકે ગયા હતા. ૧૯૨૬માં ફીન્લેન્ડમાં વાઇ. એમ. સી, એ. ની સમસ્ત વિશ્વની ૧૯ મી પરિષદમાં ડેલીગેટ તરીકે ગયા હતા. યુરોપ અમેરીકામાં શિક્ષણ માટે ખુબ પ્રવાસ કર્યો છે તેમજ ભાષણો પણ આપ્યા છે. ૧૯૩૧ માં માયસોર યુનીવરસીટીના ફીલાસોફી અને સોસીયોલો જીના પ્રોફેસર તરીકે નીમાયા હતા. ૧૯૩૬ માં તાતા ગ્રેજ્યુએટ સ્કુલ ઓફ સોશીયલ વર્કની સોશીયલ ઇકોનોમી વિભાગના ચેરમેન બન્યા હતા. ફીલસોફી કેળવણી અને સમાજીક કાર્ય અંગે જુદા જુદા સામાયીકોમાં સંખ્યાબંધ લેખો લખ્યા છે.

સરનામું:—તાતા ગ્રેજ્યુએટ સ્કુલ ઓફ સોશીયલ વર્ક, ભાયખલા, મુંબઇ.

**દેશાઇ, શ્રી. કેશવપ્રસાદ છોટાલાલ,** બી. એ., એલ એલ. બી.–એમનો જન્મ અમદાવાદમાં તા૦ ૨૦ મી નવેંબર ૧૮૮૮ ના દીને થયલો. બ્રહ્મક્ષત્રીય જ્ઞાતીમાં.



તેમના પિતા ડૉ. છોટાલાલ હરીલાલ દેસાઇ, એલ. એમ. એન્ડ. એસ. અમદાવાદમાં દાકતર હતા. જૂના સમયમાં મુશ્કેલીથી તેમણે દાકતરી ડીગ્રી લીધી હતી. ૩૮ વર્ષની ઉમરે ૧૮૯૮ માં તેઓ મૃત્યુ પામ્યા હતા. શ્રી. કેશવપ્રસાદના માતુશ્રી શ્રીમતી ઈશ્વરી તે અમદાવાદના જાણીતા સરકારી વકીલ સ્વ. નરભેરામ રૂગનાથદાસનાં પુત્રી અને વડોદરાના મુખ્ય ન્યાયાધિશ દીવાન બહાદુર અંબાલાલ સાકરલાલનાં બેનનાં દીકરી ૧૯૧૧ માં ૪૫ વર્ષની વયે મૃત્યુ પામ્યા હતાં. આમ માતા અને પિતા બન્ને પક્ષે સંસ્કારી કુટુંબોમાં શ્રી. કેશવપ્રસાદનો જન્મ થયો છે.

શ્રી. કેશવપ્રસાદે પોતાનું શિક્ષણ અમદાવાદ સરકારી હાઇસ્કુલ તથા ગુજરાત કૉલેજમાં લીધું. ૧૯૦૯ માં તેઓ બી. એ. થયા. ૧૯૧૧ માં મુંબાઇ લૉ કૉલેજમાંથી તેઓ એલએલ. બી. થયા. ૧૯૨૦ નાં જાન્યુઆરીમાં તેઓએ ઇંડસ્ટ્રીયલ એંડ પ્રુડેનશીયલ એશ્યુરંસ કંપની સાથે સંબંધ સાધ્યો. અત્યારે તેઓ આ કંપનીના જનરલ મેનેજર છે. આ કંપની અત્યારે સધ્ધર કંપનીઓમાં ગણાય છે. તેની સધ્ધરતામાં શ્રી. દેસાઇનો બહુ મોટો ફાળો છે. તેઓ જોડાયા ત્યારે તે કંપની સાત વર્ષની હતી. અને બહુ સાધારણ કામ હતું. અત્યારે તો વિશાળ છે.

વીમા શાસ્ત્રનો ઉંડો અભ્યાસ તેમણે કર્યો છે. નાની આવકવાળાઓને સસ્તા દરે વીમો મળે તે માટે તેમણે બોંબે કોઓપરેટીવ ઇન્શ્યુરંસ સોસાઇટીની સ્થાપના કરી. વર્ષો સુધી તેઓ તેના માનદ મંત્રી રહયા અને હાલ પણ ડીરેકટર છે. તેમની સેવાઓની પ્રશંસા અર્થે આ સોસાયટીએ તેમનું મોટું ચિત્ર પોતાના મકાનમાં મુકયું છે.

હીંદી વીમાનો ધંધો શાસ્ત્રીય ધોરણો ઉપર મુકવાની અભિલાષાએ તેઓએ અન્ય મિત્રો સાથે મળી હીંદી જીવન વીમાની એસોસીએશનની સ્થાપના કરી. અત્યારે આ એસોસીએશને સારી પ્રતિષ્ઠા મેળવી છે. શ્રી. કેશવપ્રસાદ તેના માનદ મંત્રી ત્રણ વર્ષ સૂધી હતા અને ૧૯૩૩ ની સાલમાં તેના પ્રમુખ હતા. ૧૯૩૮ માં વીમા સંબંધી કાયદો થયો તે પહેલાં આ કાયદો કેવા પ્રકારનો હોવો જોઇએ તે માટે તેમણે ચળવળ કરી હતી. પછી ઇનશ્યુરંસ લેજીસ્લેશન કમિટિની રચના થઇ. તેના જોઇંટ જનરલ સેક્રેટરી હતા. કાયદો ઘડાતી વખતે તો તેમને સીમલા અને દીલ્હી મોકલવામાં આવ્યા હતા. લાઇફ ઇન્શ્યુરંસ એસોસીએશન તરફથી ઇનકમટેકસના કાયદા વખતે પણ તેઓને દીલ્હી મોકલવામાં આવ્યા હતા. તેમની સાથે પ્રતિનિધિ મંડળની મહેનતથી વીમા કંપનીઓને ઘણોજ ફાયદો થયો છે. વીમાનું

કામ એમણે પોતાનું કામ કર્યું છે. અને તેની પાછળ પોતે ઘણો સમય આપે છે. છતાંયે બીજા જાહેર કામને તેમણે અવગણ્યા નથી. સ્ત્રી કેળવણીનો પ્રચાર થાય તે માટે પ્રથમથીજ તેમણે પ્રયત્ન કર્યો છે. અમદાવાદમાં વનિતા વિશ્રામ સાથે તેમનો સંબંધ જુના સમયથી છે. વનિતા વિશ્રામ મહિલા વિદ્યાલયની સ્થાપનામાં તેમનો મોટો ભાગ હતો. તેનો ક્રમ તૈયાર કરવા પાછળ તથા તે સંસ્થાને વ્યવસ્થિત કરવા પાછળ તેમણે ઘણો શ્રમ લીધો છે. આ સંસ્થાના માનદ મંત્રી તરીકે તેમણે લાંબો સમય કામ કર્યું છે તથા હાલમાં તેઓ અમદાવાદ વનિતા વિશ્રામના એક ટ્રસ્ટી છે. અમદાવાદમાં શ્રી ઇંદુલાલ યાજ્ઞિક અને બીજાઓ સાથે મળીને તેમણે સ્ત્રી કેળવણી મંડળની સ્થાપના કરી હતી. આ મંડળ તરફથી લાલશંકર મહિલા પાઠશાળા ચાલે છે. આ પાઠશાળા હિંદ મહિલા વિદ્યાપીઠ સાથે જોડાયલી છે.

ઇંડીયન વીમેન્સ યુનીવરસીટી—હિંદ મહિલા વિદ્યાપીઠના કામકાજમાં પણ તેઓ ઘણો ઉત્સાહભર્યો ભાગ લે છે. તેઓ તેના ફેલો છે અને વર્ષોથી સીંડીકેટ ઉપર ચુંટાય છે ત્યાંની નાણાં કમીટી, ગ્રાંટ કમીટી, વગેરે ઉપયોગી પેટા કમીટીમાં તેઓ કામ કરે છે કોલેજોના વાર્ષિક ઇનસ્પેકશન માટે પણ તેમની નિમણુક થાય છે

મુંબઇની હિંદી વેપારી ચેંબરમાં તેઓ ઘણો આગળ પડતો ભાગ લે છે. લગભગ એક દસકાથી તેની વ્યવસ્થાપક કમિટિમાં તેઓ ભાગ લે છે વ્યાપારી શિક્ષણ ફેલાય અને તે માટેની પરીક્ષાઓ વીલાયતને બદલે હિંદમાં લેવાય તે હેતુથી ચેંબરે કમરશીયલ એકઝામીનેશન બોર્ડની સ્થાપના કરી છે આ બોર્ડના કામકાજમાં મી૦ દેસાઇ વર્ષોથી ભાગ લે છે અને વીમાના વિષયમાં પરીક્ષક તરીકે પણ તેમણે કામ કર્યું છે. ચેંબરની કાર્યવાહીને રાષ્ટ્રીય ઝોક આપવામાં મી૦ દેસાઇનો ફાળો સારો છે

કોઓપરેટીવ ઇન્સ્ટીટયુટના તેઓ આજન્મ સભાસદ છે, એક વેળા તેના માનદ મંત્રી પણ હતા. કોટ વિભાગીય ઇન્સ્ટીટયુટના તેઓ પ્રમુખ પણ હતા. ગુજરાતના રેલ સંકટ વખતે તેમણે સહકારી ધોરણે ઘર બાંધવા સંબંધી ગુજરાતી પત્રિકા લખી હતી. ગુજરાતીમાં કોઓપરેટીવ પ્રાઇમર પણ તેમણે લખી છે.

ગુજરાતી સાહિત્યના તે અભ્યાસી અને લેખક છે, તેમણે ગુજરાતીમાં દસેક પુસ્તકો લખ્યા છે. "સ્ત્રીબોધ" નામે જુના માસિકના તેઓ તંત્રી છે. બાળસાહિત્યમાં પણ તેમણે ફાળો આપ્યો છે. અર્વાચીન ટુંકી વાર્તાના શરૂઆતના લેખકોમાંના તે એક છે. "મારી વીસ વાર્તાઓ" નામના પુસ્તકથી તેમણે શરૂઆત કરી હતી

રાજકીય બાબતોમાં તેઓ મહાસભા પક્ષના છે. બી. પી. સી. સી. ના એક વાર તે સભાસદ પણ હતા અને લાહોર કોંગ્રેસ માટે ડેલીગેટ પણ ચુંટાયા હતા અત્યારે મુંબઇના પરાંમાં જુહુ મ્યુનિસિપાલીટીના તેઓ કોંગ્રેસવાદી લોકનિયુકત સભાસદ છે.

તેઓ જુહુના દરિયા કીનારે પોતાના બાંધેલા નાના પણ રમણીય બંગલામાં વાસ કરે છે.

**મહેતા શ્રી. વૈકુંઠ લલ્લુભાઇ, બી. એ.,**—૧૮૯૧માં અમદાવાદ ખાતે એમનો જન્મ થયેલો. સ્વર્ગસ્થ સર લલ્લુભાઈ શામળદાસના પુત્ર થાય. તેઓ બોંબે પ્રોવીન્સીયલ કોઓપરેટીવ બેન્કના મેનેજીંગ ડીરેકટર છે અને અખીલ હિંદ ગ્રામ ઉદયોગ સંઘના ટ્રસ્ટી અને વહીવટી બોર્ડના સભ્ય ઉપરાંત સોશીયલ સર્વીસ લીગના મંત્રી પણ છે. "સોશીયલ સરવીસ કવાર્ટરલી" અને "બોંબે કોઓપરેટીવ કવાર્ટરલી" ના તંત્રી મંડળમાં સભ્ય છે. બોંબે પ્રોવીન્શીયલ કોઓપરેટીવ ઇન્સ્ટીટયુટના કારોબારી સમિતિના સભ્ય અને બોંબે કોઓપરેટીવ ઇંશ્યુરંસ સોસાયટી લી૦ અને બોંબે પ્રોવીન્શીયલ કોઓપરેટીવ લેન્ડ મોરગેજ બેન્કના ડીરેકટર છે. કોઓપરેટીવ એન્ડ એકાઉટંસી ડીપ્લોમાં બોર્ડના સભ્ય પણ છે.

સરનામું:—મરઝબાનાબાદ, અંધેરી.

**મહેતા, શ્રી. જયસુખલાલ કે, એમ. એ.:**—મુંબઈની દેશી વેપારી ચેમ્બરના આ બાહોશ મંત્રીનો જન્મ ૧૮૮૪ માં થયો હતો. શ્રીમતી મુકુંદ ગવરી સાથે એમના લગ્ન થયાં હતા. વઢવાણ હાઇ



સ્કુલમાં પ્રાથમીક કેળવણી પ્રાપ્ત કર્યા પછી મુંબઇની એલ્ફીસ્ટન કોલેજમાં તેઓ જોડાયા હતા. ૧૯૦૭ માં ચેમ્બરના મંત્રી તરીકે નીમાયા હતા. ઇંડીઅન મ્યુનીશન્સ બોર્ડે ચેમ્બર પાસે એમની સેવા ઉછીની લીધા પછી ૧૯૧૭ થી ૧૯૧૮ સુધી એમને મદદનીસ કંટ્રોલર નીમવામાં આવ્યા હતા. ૧૯૨૧ થી ૧૯૩૦ સમય દરમ્યાન જીનીવા ખાતે ભરાયલી આંતર રાષ્ટ્રીય મજુર પરિષદની ત્રીજી અને ચઉદમી બેઠકોમાં માલેકોના પ્રતિનિધિ ઓના સલાહકાર તરીકે શ્રી. મહેતા ગયા હતા. ૧૯૨૭ થી ૧૯૨૯ ના સમય દરમ્યાન શ્રી. જયસુખલાલ ઇંડીઅન ચેમ્બર્સ ઓફ કોમર્સના ફેડરેશનના મંત્રી બન્યા હતા. ૧૯૨૧ થી ૧૯૨૫ સુધી મુંબઇ ઉપનગર જીલ્લા કોંગ્રેસ કમીટીના ઉપ-પ્રમુખ, ૧૯૨૭ થી ૧૯૩૨ સુધી શાંતાક્રુઝ નોટી ફાઇડ એરીઆ કમીટીના ચેરમેન અને ૧૯૩૪ થી ૧૯૩૮ સુધી વાંદરા મ્યુનીસીપાલીટીના ઉપ-પ્રમુખ રહ્યા હતા.

સરનામું:—"કૃષ્ણ કુટિર", શાંતાક્રુઝ.

**અહમદ, ડા૦ ઝીઆઉદ્દીન,** એમ. એ. (કેન્ટરબરી), પી. એચ. ડી. (ગોટીંજન), એમનો જન્મ ૧૯૭૮ માં થયો હતો. અલીગઢ, અલ્લાબાદ, કલકત્તા અને કેમ્બ્રીજની ટ્રીનીટી કોલેજમાં એમણે અભ્યાસ કર્યો છે. તેઓ રોયલ એસ્ટ્રોનોમીકલ સોસાયટીના ફેલો અને લંડનની મેથેમેટીકલ સોસાયટીના સભ્ય છે. ૧૯૦૭ માં એમ. એ. ઓ. કોલેજ, અલીગઢના પ્રોફેસર હતા. ૧૯૧૬ માં કલકત્તા યુનીવરસીટી કમીશનના સભ્ય હતા. ૧૯૨૧ માં અલીગઢ મુસ્લીમ યુનીવરસીટીના વાઇસ-ચેન્સેલર હતા. લશ્કરના હિંદીકરણ માટે નીમાયલી સ્કીન કમીટીના સભ્ય નીમાયા હતા અને ૧૯૧૯માં યુકત પ્રાંતની લેજીસ્લેટીવ કાઉન્સીલના સભ્ય ચુંટાયા હતા. ૧૯૩૩ માં હિંદની વડી ધારાસભામાં દાખલ થયા હતા. ડા૦ અહમદ એક વિખ્યાત ગણીત શાસ્ત્રી છે.

સરનામું:—અલીગઢ.

**સીંધાનીઆ, લાલા પદમપત.** એમ. એલ. એ. (યુકત પ્રાંત)–એમનો જન્મ ૧૯૦૫ માં થયો હતો. કાનપુરની મેસર્સ જુગીલાલ કમલાપત મીલ્સના ગવનીંગ ડાયરેકટર છે. સુતરાઉ કાપડ શણુ, ખાંડ, હોઝીઅરી અને તેલ ઉદ્યોગ ના હીમાયતી છે. દેશના એ ઉદ્યોગો



વિકાસ પામે એ માટેના એમના ધગશ જાણીતી છે. જાણીતા જાહેર કાર્યકર અને સખાવતી નર છે. અનેક સામાજીક, કેળવણી વિષયક અને રાજકીય સંસ્થાઓને સ્હાય કરી છે. યુંકત પ્રાંતમાં વેપારી ચેમ્બરના એમના હાથે સ્થાપના થઇ છે. હિંદના વેપાર ઉદ્યોગના મહા મંડળ, અખીલ હિંદ મારવાડી ફેડરેશન અને અખીલ હિંદ વઇશ મહા સભાના માજી પ્રમુખ છે. યુકત પ્રાંતની એસેમ્બ્લીમાં વ્યાપારી જનતાનાં પ્રતિનિધિ તરીકે ચુંટાયા છે. સરકારે સ્થાપેલી યુ. પી. ઇંડસ્ટ્રીયલ ફીનાન્શીંગ કોરપોરેશનના ચેરમેન છે. કાનપુરમાં ૧૦૦ પ્રાથમીક શાળાના મકાનો, વર્ધાની હિંદી પ્રચાર સમિતિ, ઉપરાંત અન્ય કેળવણી વિષયક સંસ્થાઓને કરેલી કુલ સખાવતો ૭ થી ૮ લાખની ગણાય છે.

સરનામું:—કમલા ટાવર, કાનપુર.

**માલવીઆ, પંડીત મદન મોહન:—** એમનો જન્મ ૧૮૬૧ માં થયો હતો.



અલ્લાહબાદની મ્યુંર સેન્ટ્રલ કોલેજમાં અભ્યાસ પુરો કર્યા બાદ એમણે પ્રથમ શિક્ષક અને પાછળથી પત્રકાર તરીકે જીવનની શરૂઆત કરી હતી. પંડીતજી ૧૯૦૨ થી ૧૯૧૨ સુધી પ્રાંતિક ધારાસભાના સભ્ય હતા અને ૧૯૨૪ થી ૩૦ સુધી વડી ધારાસભાના સભ્ય પણ ઘણી વખત ચુંટાયા હતા. ઇ. સ ૧૯૧૯ બાદ હિંદુ યુનિવરસીટીની સ્થાપના કરવા ભગીરથ પ્રયત્ન કર્યો અને તે સ્થપાયા બાદ તેના પહેલા વાઇસ ચાન્સેલર થયા હતા. હિંદુ મહા સભાના પ્રમુખ હતા અને ઇન્ડીઅન નેશનલ કોંગ્રેસના ઇ. સ. ૧૯૦૯ અને ૧૯૧૮ માં પ્રમુખ ચુંટાયા હતા. બીજી ગોળમેજી પરિષદમાં હીંદના પ્રતિનિધિ તરીકે વિલાયત ગયા હતા. પુના પેકટ વખતે ઐકયતા સાધવાને મળેલી અનેક પરિષદોમાં એમણે મહત્વનો ભાગ ભજવ્યો હતો. સત્યાગ્રહના સંગ્રામ વખતે બે વખત જેલ ગયા હતા. માજી બ્રીટીશ વડા પ્રધાન મેકડોનાલ્ડે હીંદ પર લાદેલા કોમી ચુકાદાની સામે ચળવળ કરવા એમણે નેશનાલીસ્ટ પક્ષની સ્થાપના કરી હતી.

સરનામું:—બનારસ,

**વાડીઆ, શ્રી. જમશેદ બમનજી એચ.**—એમનો જન્મ ઇ. સ. ૧૯૦૧ ના સપ્ટેમ્બરની ૧૩ મી તારીખે થયો હતો.



શાળાની ચાર દિવાલો વચ્ચે એક અતિ તેજસ્વી વિદ્યાર્થી તરીકે અને રમતગમતના મેદાન પર અચ્છા ખેલાડી તરીકે એ વિખ્યાત થયા હતા.

અંગ્રેજી સાહિત્યને ઐચ્છિક વિષય તરીકે લઇ, શ્રી. વાડીયાએ ૧૯૨૨ માં બી. એ. ની પરીક્ષા પ્રથમ વર્ગમાં પસાર કરી. આંખની નબળાઇની લીધે એમની આઇ. સી. એસ. થવાની ઇચ્છા પૂરી પડી નહિ. એટલે ૧૯૨૪ માં એ એમ. એ. થયા.

સેન્ટ ઝેવીઅર્સ કોલેજમાં અંગ્રેજીના ટ્યુટર તરીકે અને ત્યાર બાદ સેન્ટ્રલ બેંક આફ ઇંડીઆમાં નોકરી કરતાં કરતાં એ એલ એલ. બી. થયા અને તરતજ એમણે વકિલાત કરવા માંડી. આ સર્વ પ્રવૃતિઓ સાથેજ એમણે ફીલ્મ ઉદ્યોગનો શાસ્ત્રીય અભ્યાસ શરૂ કર્યો હતો અને એનાં સીધાં પરિણામ રૂપે ૧૯૩૦ માં એમણે શ્રી. દેવારે સાથે 'વસંતલીલા' ઉતારી.

'લાલે-યમન' થી હિંદભરમાં વિખ્યાત થએલી વાડીયા મુવીટોન એમણે સ્થાપી અને એ સંસ્થાએ એક પછી એક સફળ ચિત્ર રજુ કર્યા. પ્રોડયુસર તરીકેની જવાબદારી વધતાં એમને દિગ્દર્શન છોડવું પડયું. એમ થતાં એમની સર્વ શકિત વાડીયા મુવીટોનને સધ્ધર પાયા પર મુકવા તરફ વળી

દિગ્દર્શક તરીકે પ્રસિધ્ધીને વરેલા શ્રી. વાડીયા પ્રોડયુસર તરીકે તેથીય વધુ આગળ આવી ગયા. આથી સ્વભાવિક રીતેજ, ફીલ્મ ઉદ્યોગને લગતી જાહેર પ્રવૃત્તિથી અલગ રહી શકયા નહી. પ્રોડયુસર્સ એસોસીએશન તરફથી બોમ્બે બોર્ડ આફ ફીલ્મ સેન્સોર્સના સભ્ય તરીકે એમણે એક વર્ષ કામ કર્યું. તે સાથે એડલ્ટ એજયુકેશન કમિટીના સભ્ય, ફીલ્મ એડવાઇઝરી બોર્ડના ચેરમેન અને ઇંડીઅન મોશન પિકચર્સ પ્રોડયુસર્સ એસોસીએશનના માનદ ખજાનચી તરીકેની એમણે લીધેલી જવાબદારી એ હજી પણ આનંદ સાથે અદા કરી રહ્યા છે.

પ્રજાતંત્રના હિમાયતી શ્રી. વાડીયાએ એમના આદર્શને અનુસરતાં અનેક ચિત્રો અને ડોકયુમેન્ટરી ફીલ્મ ઉતાર્યાં છે. પ્રગતિને જીવન મંત્ર તરીકે એમણે સ્થાન આપ્યું છે એટલેજ એમણે ઉતારેલી હિંદની પ્રથમ અંગ્રેજી ફીલ્મ રાજ નર્તકી મારફત હિંદી ફીલ્મ ઉદ્યોગનો સંબંધ આખાંય જગત સાથે જોડવાનું ગઉરવ હિંદને મળ્યું છે અને એમને પોતાને પણ મળ્યું છે.

**પંત, પંડીત ગોવિંદ વલ્લભ:**—યુકત પ્રાંતની સરકારના માજી કોંગ્રેસ વડા પ્રધાન અને યુકત પ્રાંતની એસેમ્બલીના કોંગ્રેસ પક્ષના આ અગ્રેસર છ વર્ષ સુધી યુકત પ્રાંતની કાઉન્સીલના સ્વરાજ્ય પક્ષના અગ્રેસર પણ હતા. ૧૯૨૧ માં અસહકારની પ્રવૃતિમા અગ્રગણ્ય ભાગ લીધો હતો. ૧૯૩૫ માં પંડીત પંત મધ્યસ્થ સરકારની ધારાસભામાં ચુંટાયા હતા. પંડીત પંત એક નિપુણ ધારાશાસ્ત્રી છે પરંતુ દેશને ખાતર એમણે મોટી "પ્રેકટીસ" ને ઠોકરે મારી છે. આત્મબલીદાનને લીધે તેઓ હંમેશ ગરીબજ રહ્યા છે. શીરત માટેની એમની કાળજી એમને કોંગ્રેસમાં પ્રથમ પંકિતમાં મુકે છે. કોંગ્રેસ સત્તાના સૂત્રો હસ્તગત કર્યાં ત્યારે એમને વડી ધારાસભામાંથી રાજીનામુ આપવું પડયુ હતુ અને યુકત પ્રાંતનાં કોંગ્રેસ પ્રધાન મંડળમાં વડા પ્રધાન તરીકે જોડાયા હતા.



સરનામું:—નઇનીતાલ.

**ડાહ્યાભાઇ વલભભાઇ પટેલ:**—સરદાર શ્રી વલ્લભભાઇ પટેલના પુત્ર શ્રી. ડાહ્યાભાઈનો જન્મ ૧૯૦૫ માં થયો હતો. ગુજરાત વિદ્યાપીઠના સ્નાતક છે. હાલ ઓરીએન્ટલ ગવનમેન્ટ સીકયુરીટી લાઇફ એશ્યુરન્સ કં૦ લી૦ ના મુંબઇ પ્રાંતના એજંસી સુપ્રીન્ટેન્ડટ છે. શ્રી. ડાહ્યાભાઇ મુંબઇની કારપોરેશનમાં કોંગ્રેસ પક્ષના સભ્ય તરીકે દાખલ થયા છે. સ્ટેન્ડીંગ કમીટીના પણ સભ્ય છે.

સરનાનું:—૬૮, મરીન ડરાઇવ, મુંબઈ

**શારદા, દિ. બા. હરવિલાસ:**—એમનો જન્મ અજમેર ખાતે ૧૮૬૭ માં થયો હતો. અજમેરની સરકારી કોલેજમાં ગ્રેજ્યુએટ થયા પછી સરકારી કોલેજમાં સીનીઅર માસ્તર નીમાયા હતા ૧૮૯૨ માં જેસલમીરના મહારાજાના શિક્ષક અને વાલી નીમાયા હતા. ત્યાંથી ૧૯૦૨ માં સરકારી નોકરીમાં આવી ૧૯૨૪ સુધી નોકરી કર્યા પછી જોધપુરની ચીફ કોર્ટના સીનીઅર જજ નીમાયા હતા. ૧૮૮૫ માં એમણે આર્ય સમાજમાં દાખલ થઇ પોતાનું જાહેર જીવન શરૂ કર્યું હતું. મહા યુધ્ધમાં મદદ કર્યા પછી ૧૯૨૪ માં અજમેર મેવાડા તરફથી વડી ધારસભામાં સભ્ય ચુંટાયા હતા. એમણે બાળ વિવાહ નિષેધનો કાયદો રજુ કર્યો હતો. એ કાયદો શારદા કાયદાને નામે ખુબ પ્રસીધ્ધ પામ્યો છે. તેમ છતાં પણ વડી ધારાસભામાં તેઓ ચુંટાયા હતા. અને સમાજ સુધારાના અનેક કાયદા રજુ કર્યા હતા.

સરનામું:—અજમેર.

**મુંજે, ડા૦ બી. એસ.:**—તેઓ હિંદુ મહાસભાના જાણીતા અગ્રેસર અને રીસપોન્સીવીસ્ટ પક્ષના જાણીતા સભ્ય છે. એમણે સત્યાગ્રહની ચળવળમાં પણ ભાગ લીધો હતો અને જેલ નિવાસ ભોગવ્યો હતો. ડો૦ મુંજે હીંદુ મહાસભાના પ્રમુખપદે ઘણી વાર આવ્યા હતા. હિંદુઓને લશ્કરી તાલીમ આપવાની પ્રવૃત્તિમાં એમણે અગત્યનો ભાગ લીધો છે અને એમના પ્રયત્નને પરિણામે નાશીકમાં ભોંસલે લશ્કરી શાળાની સ્થાપના થઇ છે.



સરનામું:—નાગપુર.

**હુસેન, ડૉ૦ ઇકબાલ:**—એમનો જન્મ ૧૯૦૫ માં પટણા ખાતે થયો હતો. મુઝફ્ફરપુર અને પટણા ખાતે કેળવણી લીધી હતી. ૧૯૨૮ માં તેઓ એમ. એ. માં પહેલા વર્ગમાં પહેલે નંબરે આવ્યા હતા. ૧૯૨૯ માં બી. એલ. થયા હતા. તેઓ પણ પટણા યુનીવરસીટીના પહેલ પી. એચ. ડી. છે. એમને શીષ્યવૃત્તિ સોનાના ચાંદ ઉપરાંત ઇનામો પણ મળ્યા છે. કટકની કોલેજમાં થોડો સમય સુધી પરશીયનના પ્રોફેસર હતા. પટણા યુનીવરસીટીના બોર્ડ ઓફ સ્ટડીઝ ઇન પરશીયનનાં સભ્ય છે. ઉપરાત બીહાર ઓરીસા મદ્રેસા બોર્ડના સભ્ય છે,

સરનામું:—પટણા કાલેજ. પો. ઓફીસ બાંકીપોર, પટણા.

**માનશાર્ડ, કલીફર્ડ, પી. એચ. ડી.**, એ. એમ. (ચીકાગો) ૧૯૨૧, ડી. બી., ૧૯૨૨, પી. એચ. ડી. (ચીકાગો) ૧૯૨૪, ડી. ડી. (ચાકાગો થીઓલોજીકલ સેમીનરી) ૧૯૩૨, બ્લેચફર્ડ ફેલો, (ચીકાગો થીઓલોજીકલ સેમીનરી) ૧૯૨૨-૨૪ ડીરેકટર, ધી સર દોરાબજી તાતા ટ્રસ્ટ તથા સર દોરાબજી તાતા ગ્રેજ્યુએટ સ્કુલ ઓફ સોશીયલ વર્ક:—એમનો જન્મ ૧૮૯૭ માં થયો હતો. ૧૯૨૫ માં અગનીસ હેલન લોઇડ સાથે એમનું લગ્ન થયું હતું. મહાયુધ્ધમાં અમેરીકન એક્ષપીડીશનરી દળમાં જોડાયા હતા. ૧૯૨૪-૨૫ માં "રીલીજીઅસ એજ્યુકેશન" નામના અમેરીકામાં પ્રસિધ્ધ થતા માસીક ના અધિપતીપદે હતા. ૧૯૨૫ માં નાગપાડા નેબરહુડ હાઉસ, મુંબઇમાં એમની નીમણુંક થઇ હતી અને મુંબઇની ડીસ્ટ્રીકટ બેનીવોલંટ સોસાયટીના માનદ મંત્રી નીમાયા હતા. ૧૯૩૮ માં મુંબઇ સરકારે નીમેલી એડલ્ટ એજ્યુકેશન કમીટીના તેઓ પ્રમુખ હતા. ઉપરાંત ચીકાગોમાં લેકચરર તરીકે પણ કાર્ય કર્યું છે. એમણે હિંદના ધાર્મીક, સામાજીક અને કોમી પ્રશ્નો પર ઘણા પુસ્તકો લખ્યા છે.

સરનામું:—નાગપાડા નેબરહુડ હાઉસ, ભાયખલા, મુંબઇ.

**મહેતા, દુર્ગાશંકર કૃપાશંકર,** બી. એ., એલ એલ બી., એડવોકેટ—એમનો જન્મ ૧૮૮૭ માં હોશંગાબાદ (મધ્યપ્રાંત) ખાતે થયેલો. તેઓ પ્રાચીન બાજ ખેડાવાળ કુટુમ્બના છે. ગુજરાતી છતાં મધ્ય પ્રાંતમાં જઇ વસેલા. ૧૯૦૮ માં કાયદાનો અભ્યાસ પુરો કર્યો. ૧૯૨૧ માં કોંગ્રેસમાં જોડાયલા, ધ્વજ સત્યાગ્રહ અને જંગલ સત્યાગ્રહની લડતમાં કારાવાસ સેવેલો. શ્રી. મહેતા વર્ષો સુધી સેવની મ્યુનીસીપલ કમીટીમાં અને સેવની જીલ્લા કાઉન્સીલના ચેરમેન હતા. ૧૯૨૭ થી ૧૯૩૦ સુધી મધ્ય પ્રાંતની કાઉન્સીલના સ્વરાજીસ્ટ સભ્ય હતા, ટુંક સમય માટે મુન્શીફ બન્યા હતા અને ઓલ ઇંડીઆ કોંગ્રેસ કમીટીના સભ્ય હતા. ૧૯૩૭ માં મધ્ય પ્રાંતની લેજીસ્લેટીવ એસેમ્બલીમાં ચુંટાયા હતા. ૧૯૩૭ થી ૧૯૩૯ સુધી મધ્યપ્રાંતની સરકારના નાણાં ખાતાના પ્રધાન હતા. કોંગ્રેસની હાલની ચળવળમાં ભાગ લઇ તેઓ જેલમાં ગયા છે.

સરનામું:—સીવીલ સ્ટેશન, નાગપુર, સી. પી.

**મહમદઅલી અલ્લાબક્ષ, જે. પી.,** વેપારી, મ્યુનીસીપલ સભ્ય અને ઓલ ઈંડીઆ મુસ્લીમ ફેડરેશનના સામાન્ય મંત્રી:—એમનો જન્મ ૧૮૮૨ માં થયેલો.



કાઠીઆવાડમાં એમણે કેળવણી લીધેલી. પંદર વર્ષની ઉંમરે તેઓ મુંબઇમાં આવેલા અને એક ધર્મના અભ્યાસી તરીકે જીવનની શરૂઆત કરી. તે પછી એક વેપારી પેઢીમાં નોકર તરીકે દાખલ થયા અને ૧૯૧૦ સુધી ત્યાં રહ્યા. ૧૯૧૧ માં એમ. અલ્લાબક્ષની કંપનીને નામે સ્વતંત્ર ધંધો શરૂ કર્યો. ૧૯૧૪ થી જાહેર પ્રવૃતિઓમાં ભાગ લેવા માંડયો. ૧૯૨૧ માં જે. પી. થયા. ૧૯૨૨ માં મ્યુ૦ કોરપોરેશનમાં ચુંટાયા અને વર્ષો થયા હજી ત્યાં છે. ૧૯૨૪ માં મુંબઇમાં મળેલી ઓલ ઈંડીઆ કેળવણી પરિષદના એક મંત્રી હતા. ૧૯૨૭ માં તેમણે જાતે ઓલ ઇંડીઆ મુસ્લીમ ફેડરેશનની સ્થાપના કરી અને ત્યારથી તેઓ એ સંસ્થાના સામાન્ય મંત્રી અને ખજાનચી છે. સાઇમન કમીશન સાથે સહકાર કરી જુબાની નોંધાવનાર હિંદમાં આજ એક રાજદ્વારી સંસ્થા હતી. ઓલ ઇંડીઆ મુસ્લીમ લીગની કાર્યવાહક સમિતિના સભ્ય છે. ઓલ ઇંડીઆ મુસ્લીમ ફેડરેશનના આશ્રય હેઠળ ઓલ ઇંડીઆ મુસ્લીમ પેલેસ્ટાઇન પરિષદની સ્થાપના થઇ હતી અને ૧૯૩૦ માં એની બેઠક મળી હતી. આ પરિષદની પ્રવૃત્તિને પરિણામે પેલેસ્ટાઇનમાં દેહાંતની સજા પામનાર ઘણાએ આરબોને મુકત કરવામાં આવ્યા હતા. ૧૯૧૭ થી દાઉદી વોહરા કોમના મંત્રી થયા છે અને કોમી તેમજ કેળવણી વિષયક બાબતોમાં ઉત્સાહ પુર્વક ભાગ લેતા આવ્યા છે. પ્રાંતિક સ્વરાજ્યની નવી એસેમ્બલીમાં ૧૯૩૬ માં મુંબઇના મુસ્લીમ મતદાર વિભાગ તરફથી ચુંટાયા છે.

સરનામું:—એમ. અલ્લાબક્ષ એન્ડ કંપની, ૧૦૬, કાવસજી પટેલ સ્ટ્રીટ, કોટ, મુંબઇ.

**મેશરી, ડૉ. પુન્શી હીરજી,** (એલ એમ. એન્ડ એસ; એફ. સી. પી એસ. જે. પી. —જન્મ ૧૮૮૦ ની ૨૩ મી સપ્ટેમ્બરે કચ્છમાં આવેલાં સહેરા ખાતે. શ્રી. લખમશી હીરજી મઇશરીના નાના ભાઇ.



સઉ કોમોની ચાહના પ્રાપ્ત કરનાર મુંબઇના સેવાભાવી મ્યુનીસીપલ સભ્ય. અનેક વિધ જાહેર પ્રવૃતિઓમાં એમનો હીસ્સો છે. તેઓ અનંતનાથજી મહારાજ જઇન ટેમ્પલ ચેરીટીસ, મુંબઇ પાંજરાપોળ, કચ્છી દશા ઓસવાળ જઇન બોર્ડીંગ વગેરે અનેક સંસ્થાઓના ટ્રસ્ટી છે અને જઇન પાઠશાળા તથા ક. દ. ઓ. જઇન બોર્ડીંગના પ્રમુખ છે. મુંબઇ મ્યુનીસીપાલીટીની લગભગ દરેક સમિતિઓમાં એમણે સેવા બજાવી છે. ૧૯૨૯ ના હુલ્લડો દરમ્યાન એમણે જીવના જોખમે શહેરીઓની આદર્શ સેવા બજાવી હતી અને આ સેવાની કદર તરીકે માંડવી પરના લગભગ દરેક વેપારી મંડળોએ એમને એક માનપત્ર તથા ચાંદીની એક સુંદર કાસ્કેટ અર્પણ કર્યા હતા. ૧૯૧૭માં તેઓ જે. પી. થયા. ૧૯૧૯ થી તેઓ ઓનરરી મેજીસ્ટ્રેટ છે. ૧૯૧૯ માં ઇન્ફ્લુએન્ઝાના રોગ ચાળો દરમ્યાન એમણે સુંદર સેવા બજાવી હતી.

સરનામું:— ૧૧૮–૧૨૦ ન્યુ ચીંચબંદર રોડ, મઇશરી મેન્શન. મુંબઇ નં. ૯.

**મહેતા, મી૦ પી. એન.,** એલ. ટી એમ., એ એમ. એસ. ટી., ગોલ્ડ મેડાલીસ્ટ અને હિંદી સરકારની ઇજનેરી શિક્ષણ માટેની શિષ્યવૃત્તિ સંપાદન કર-



નારા પહેલા વિદ્યાર્થી. હાલ મુંબઇની શ્રીરામ મીલ્સના મેનેજીંગ ડાયરેકટર— મી૦ પી. એન. મહેતાના પિતા બેહસ્તનશીન શ્રી. નસરવાનજી કે. મહેતા એક આગેવાન વીવીંગ માસ્તર અને મીલ મેનેજર હતા મુંબઇ અને અમદાવાદના મીલ ઉદ્યોગ સાથે આ આખાં કુટુંબનો છેલ્લાં ૫૦ વરસનો સંબંધ છે. મી૦ મહેતાએ ૧૮૯૫ માં એક વિદ્યાર્થી તરીકે મીલ ઉદ્યોગમાં પ્રવેશ કર્યો હતો. વીકટોરીઆ જયુબીલી ટેકનીકલ ઇન્સ્ટીટયુટના સઉથી હુશીયાર વિદ્યાર્થીઓમાં મી૦ મહેતાની ગણત્રી થતી હતી. આ ઇન્સ્ટીટયુટની છેલ્લી પરીક્ષામાંથી તેઓ સુવર્ણ ચંદ્રક પ્રાપ્ત કરીને ૧૮૯૭ માં પસાર થઇ ગયા હતા. ૧૮૯૮ થી તેઓ વીવીંગ માસ્તર (વણાટખાતાનાં વડા) તરીકે કામ કરતા આવ્યા છે. એમણે મુંબઇની ન્યુ ગ્રેટ ઇસ્ટર્ન મીલ્સ લી. માં, અમદાવાદની મી૦ મનસુખભાઇ ભગુભાઇની મીલમાં અને મુંબઇના પ્રેસીડેન્સી મીલ્સ અને કોલાબા લેન્ડ મીલ્સમાં કામ કર્યું છે. ૧૯૦૫ માં તેઓ કોલાબા લેન્ડ મીલ્સ છોડીને કાપડ બનાવવાના ઉદ્યોગનો વધુ અભ્યાસ કરવા ઇંગ્લેન્ડ ગયા હતા ૧૯૦૫ માં તેમને સઉથી પહેલી હિન્દી સરકારની ટેકનીકલ સ્કોલરશીપ આપવામાં આવી હતી. તેઓ અભ્યાસાર્થે માન્ચેસ્ટર ગયા હતા અને વીકટરી યુનીવર્સીટીની ફેકલ્ટી ઓફ ટેકનોલોજીમાંથી પ્રમાણપત્રો મેળવ્યાં હતાં. આ ઉપરાંત માન્ચેસ્ટરની મ્યુનીસીપલ કોલેજ ઓફ ટેકનોલોજીમાંથી તેમણે ઓનર્સ ડીપ્લોમાં પણ સંપાદન કર્યો હતો. લંડનની સીટી એન્ડ ગીલ્ડની પરીક્ષામાં તેમણે પીંજણ અને કાંતણ અંગે રૌપ્ય ચંદ્રક તેમજ રોકડ ઇનામો પ્રાપ્ત કર્યાં હતાં. આ ઉપરાંત સુતરાઉ કાપડ રંગવાનાં કામમાં પણ તેમણે ચંદ્રક પ્રાપ્ત કર્યો હતો. આ સિવાય રંગવાનાં, બ્લીચ કરવાનાં, છાપવાનાં અને બીજાં એવાં કામોમાં તેમણે પહેલા વર્ગનાં પ્રમાણપત્રો સંપાદન કર્યાં હતાં. ૧૯૦૮ માં તેઓ હિંદ ખાતે પાછા ફર્યા હતા. એ વખતે તેમને મુંબઇની હાથવણાટની શાળાના ઉદ્યોગ અંગે તપાસ કરવા અને એ ઉદ્યોગને વ્યવસ્થિત બનાવવા માટે મુંબઇ સરકારના કાપડ ઉદ્યોગના નિષ્ણાત તરીકે નીમવામાં આવ્યા હતા. આ તપાસ અને વ્યવસ્થાનું કામ ૧૯૦૯ માં પુરૂં થયું હતું જે પછી મી૦ મહેતા હિન્દની જુદી જુદી મીલો માટે એ નિષ્ણાત અને સલાહકારનું કામ કરી રહયા છે. વળી તેઓ ઇંગ્લેન્ડથી સુતર અને કાપડની આયાત કરવાના ઉદ્યોગમાં પણ રસ લે છે. ૧૯૦૯ પછી, ૪૦ થી ૧૨૦ નંબર સુધીનું સુતર હિન્દમાં આયાત કરીને એમાંથી ઝીણું કાપડ બનાવવાના ઉદ્યોગ તરફજ મી૦ મહેતાએ પોતાનું પુરૂં ધ્યાન આપ્યું છે. એમને આ

કામમાં ઘણી ફ્તેહ મળી છે. મુંબઇ, અમદાવાદ, રાજપુતાના બંગાળ અને હિન્દનાં બીજાં શહેરોમાંથી એમને મદદ અને સલાહ માટે વિનંતિઓ થતીજ રહે છે મી૦ મહેતા ૧૯૦૭ માં જ્યારે ઇંગ્લેડથી પાછા ફર્યા ત્યારે એમના પિતા મી૦ નસરવાનજી મહેતાએ કુરલા, ગ્લોબ, અને મુંબઇની લોર્ડ રે મીલ્સનાં કાપડને આખાં હિન્દની બજારોમાં વેચવાના હકકો સંપાદન કરી લીધા હતા વળી અમદાવાદના શેઠ મનસુખભાઇ અને શેઠ લાલભાઇ દલપતભાઇની બધી મીલોનાં કાપડને કલકત્તા અને મુંબઇની બજારોમાં વેચવાના સંપુર્ણ હકકો પણ એમણે સંપાદન કરી લીધા હતા. મુંબઇની માણેકજી પીટીટ, બમનજી પીટીટ, અને દીનશા પીટીટ મીલોનાં કાપડને કલકત્તાની બજારમાં વેચવાનો હકક પણ તેમણે થોડા વખત સુધી પ્રાપ્ત કર્યો હતો. આ બધાં કામમાં પોતાને મદદ કરવાનું મી૦ નસરવાનજીએ પોતાના પુત્રને આમંત્રણ આપ્યું હતું. પરિણામે મી૦ પી. એન. મહેતાએ ૧૯૧૩ માં એમના પિતા મરણ પામ્યા ત્યાં સુધી એમની સાથે કામ કર્યું હતું. ૧૯૧૩ મા મી૦ નસરવાનજીનું કામકાજ બંધ કરવામાં આવ્યુ હતું અને મી૦ પી. એન. મહેતાએ અંગ્રેજી માલની આયાતનો વેપાર તેમજ દેશી કાપડનો વેપાર ચાલુ રાખ્યો હતો. ૧૯૨૦ માં વેપારમાં આવેલો ઉછાળો પુરો થયો ત્યારે તેમણે આ કાપડનો વેપાર પણ બંધ કર્યો હતો. ૧૯૦૭ માં તેઓ જ્યારે હિન્દ પાછા ફર્યા હતા ત્યારે શ્રી. સુરેન્દરનાથ બેનરજીએ શરૂ કરેલી સ્વદેશીની ચળવળ પુર જોરથી ચાલી રહી હતી. એજ સમય દરમ્યાન હિંદમા ઝીણા કાપડની વણાટ દાખલ કરીને શ્રી. મહેતાએ દેશની એક સુન્દર સેવા બજાવી છે. તેઓ પોતાના મિત્રો, ઓળખીતાઓ અને ઘરાકોને પોતાની સલાહ કોઇ પણ જાતની ફી લીધા વિના આપે છે. અત્યારે તેઓ ઇંગ્લેન્ડ, યુરોપ, ચીન અને જાપાનથી સુતર, રેશમ, બનાવટી રેશમ અને સુતરાઉ કાપડની આયાત કરવાનો, કાપડની મીલોમાં વપરાતી મશીનરી આયાત કરવાનો, સ્થાનિક મીલોનાં કાપડનાં વેચાણ માટેના એજન્ટ તરીકેનો અને મુંબઇની શ્રીરામ મીલ્સના મેનેજીંગ ડાયરેકટરનો ધંધો કરે છે. ૧૯૩૫ માં તેમણે પોતાના મિત્રોની સહાયથી કરીમભાઇની મીલોમાંથી ક્રેસન્ટ મીલ ખરીદી લીધી હતી અને એમાં સુધારોવધારો કરીને એમાં સુદર ઝીણું કાપડ બનાવવાની વ્યવસ્થા કરી હતી. આ મીલ સફળતા પુર્વક કામ કરી રહી છે. એમાં ૫૦ થી ૧૨૦ નંબર સુધીનું સુતર કંતાય છે, અને એજ સુતરનું કાપડ તઇયાર થાય છે.

વેપારી અને ઉત્પાદનનાં કાર્ય ઉપરાંત મી૦ મહેતા સામાજીક અને જાહેર પ્રવૃત્તિમાં અને ખાસ કરીને પારસી બેકારોનાં કલ્યાણના કામમાં ઘણો ભાગ લે છે. પીડીતોની યાતના દુર કરવા અને જેઓ કામ કરવા રાજી થાય તેમને મદદ કરવા માટે એમણે જાહેર તેમજ ખાનગી દાન કર્યું છે. ડો૦ માસીનાની હોસ્પીટલ તેમણે મોટી કરી આપી છે. તેમણે ઉદવાડા ખાતે એક સુવાવડખાનુ બંધાવ્યું છે. એમણે પારસીઓ માટે સોંઘા ભાડાની એક મોટી ચાલ બાંધી છે. પારસી બેકારોને નોકરી અને શિક્ષણ આપવા માટે જુદે જુદે ઠેકાણે નોકરીનાં કેન્દ્રો સ્થાપવાના કામમાં પણ તેઓ રસ લે છે.

સરનામું:—કુકસ બીલ્ડીંગ, હોર્નબી રોડ, મુંબઈ.

**મુકરજી, સત્યવ્રતઃ**-એમ. એ. (ઓક્ષ), એફ. એસ. એસ. (લો), એફ. આર. એસ. એ. (લંડન) રાજ્યરત્ન-૧૮૮૭ માં દીનાજપુર (ઉત્તર બંગાળ)માં એમનો જન્મ થયેલો. ઇંડીઆન મેડીકલ સર્વીસવાળા પંડીત કર્નલ વી. સી. મુકરજી વિદ્યારત્નના એ પુત્ર થાય. કલકત્તામાં વિદ્યાભ્યાસ કર્યા પછી ૧૯૦૫ થી ૧૯૦૮ સુધી ઓક્ષફર્ડમાં ઉચ્ચ અભ્યાસ કર્યો અને પાછળથી લંડનમાં પણ ભણ્યા. ૧૯૧૧ માં વડોદરા રાજ્યની નોકરીમાં જોડાયા. ત્યાં ઝડપથી આગળ વધી ૧૯૨૧ માં સુબા પદે પહોંચી ગયા. ઓક્ષફર્ડ ખાતે વક્તૃત્વ કળામાં સારી નામના મેળવી હતી અત્યારે સર સુબાના હોદ્દાપર છે. ત્રીજી વાર સેન્સસ ખાતામાં કમીશ્નર તરીકે મોકલવામાં આવ્યા હતા. ત્રણ જીલ્લામાં સુબા તરીકે પણ કામ બજાવ્યું હતું. સરકારના મુખ્ય મંત્રી અને ડેવેલપમેન્ટ કમીશનરના પદે પણ ચઢયા હતા. વડોદરા રાજ્યમાં જાહેર વકતા તરીકે ખુબ નામના મેળવી છે. પ્રજા પ્રત્યે સ્હાનુભુતી દર્શાવનાર જાહેર નોકર તરીકે પ્રજાપ્રીય બન્યા છે ગ્રામ્યોધ્ધાર સંસ્થાઓની વ્યવસ્થા, બંધારણીય સુધારા લોકલ બોર્ડ અને મ્યુનીસીપાલીટીઓની પુનરરચના વિગેરે કાર્યોમાં સારો ફાળો આપ્યો છે. વડોદરા માટે યુનીવરસીટીના યોજના ઘડવાના કાર્યમાં શ્રી. કે. એમ મુન્શી સાથે કામ કરેલું.

સરનામું:—ઇશા, રેસ કોર્સ રોડ, વડોદરા.

---

**જીવણલાલ ગીરધરલાલ:**—અમદાવાદના એક આગેવાન મીલમાલેક અને શહેરી શેઠ જીવણલાલનો જન્મ અમદાવાદમાં સંવત ૧૯૨૫ ના આસો વદ અમાસ (દીવાળી) ના દીને થયો હતો. તેમના



પિતાશ્રી રેશમ અને શરાફીનો વેપાર કરતા હતા અને તેમની પેઢીનું નામ ગીરધરલાલ જેઠાભાઇ હતું કે જે પેઢી આજે પણ એક શરાફી પેઢી તરીકે મશહુર છે અને શેઠ જીવણલાલ તેના સુકાની છે. આ શરાફીના ધંધાને લીધે શેઠ જીવણલાલ નાણાંપ્રકરણી બાબતોમાં એક નિષ્ણાત લેખાય છે અને આગેવાન વ્યાપારીઓ નાણાંપ્રકરણી બાબતમાં તેમની સલાહ પણ લે છે.

શેઠ જીવણલાલ ધંધા પુરતી કેળવણી લઇનેજ પોતાના પિતાને વેપાર ધંધામાં મદદ કરવામાં રોકાઈ ગયા હતા અને રૂ, મીલ સ્ટોર્સ તથા મીલને લગતી બીજી શાખાઓનો અનુભવ મેળવી સને ૧૯૦૫ માં તેમણે પોતાના મિત્ર સ્વર્ગસ્થ શેઠ મંગળદાસ ગીરધરદાસની સલાહ અને મદદથી ભરતખંડ ટેક્ષટાઇલ મીલ સ્થાપી કે જે મીલ આજે અમદાવાદની સારી મીલોમાંની એક લેખાય છે. મીલ લાઇનના શેઠ જીવણલાલના અનુભવને લીધે બીજી કેટલીક મીલો ઉભી કરવામાં તેઓ મદદરૂપ થઇ પડયા હતા અને આજે તેમનો કેટલીક મીલોની મેનેજીંગ એજન્સીઓમાં ભાગ પણ છે તે પછી સ્વર્ગસ્થ શેઠ મંગળદાસ ગીરધરદાસ અને ચમનલાલ ગીરધરદાસના સહકાર અને મદદથી સને ૧૯૧૭ માં તેમણે ન્યુ અમદાવાદ મીલ ખરીદી લીધી હતી અને પાછળથી તે મીલને એક જોઈન્ટ સ્ટોક કંપનીમાં ફેરવી નાંખી ન્યુ ટેક્ષટાઈલ મીલનું નામ આપવામાં આવ્યું હતું. તે પછી ૧૯૨૩ માં ન્યુ ટેક્ષટાઇલ મીલની બાજુમાં આવેલી ઝવેરી મીલ પણ ન્યુ ટેક્ષટાઇલ સાથે જોડી દેવામાં આવી હતી અને ન્યુ ટેક્ષટાઇલને આજે સારી રીતે ખીલવવામાં આવી છે અને તેમાં બ્લીચીંગ, ડાઇંગ, પ્રીન્ટીંગ વગેરે દરેક ખાતાંઓ છે. શેઠ જીવણલાલ સ્વર્ગસ્થ શેઠ મંગળદાસ ગીરધરદાસના ખાસ મીત્ર હતા અને શેઠ ચમનલાલ ગીરધરદાસના પણ તેઓ એક અંગત સ્નેહી છે. શેઠ મંગળદાસ તથા શેઠ ચમનલાલના ગરૂપની જુદી જુદી કંપનીઓમાં તેઓ આજે ડીરેકટર પણ છે. શેઠ જીવણલાલ મળતાવડા સ્વભાવના, સાદા, ધર્મપરાયણ અને દયાળુ દીલના છે અને તેને લીધે તેઓ મીત્રો તથા વખાણનારાંઓનું મોટું મંડળ પોતાની આસપાસ ધરાવે છે. તેઓ કેળવણી, સામાજીક અને ધાર્મિક કાર્યોમાં પોતાથી બનતી મદદ કરે છે.

સરનામું:—શાહીબાગ, અમદાવાદ.

**દુબાશ,** કેખશરૂ જમશેદજી બી. એ., એલ એલ. બી., જે. પી., સોલીસીટર, હાઈકોર્ટ. મુંબઇ—એમનો જન્મ મુંબઇ તા૦ ૪ થી એપ્રીલ સને ૧૮૮૧. બાવા જમશેદજી જહાંગીરજી દુબાશ સુરત શહેરથી મુંબઇ આવી રૂ. ૧૫) પદરના પગારે રહી આસ્તે વધી સ્વતંત્ર થઇ દુબાશ અને સ્ટીવી ડોરનો ઘણોજ ધીકતો ધંધો સ્થાપી ઘણીજ લોકપ્રીયતા મેળવી હતી. પોતા પાછલ અગ્યાર ભાઇબ્હેનો મુકી ગયા. કેખશરૂના લગ્ન બાઈ ખોરશેદ તે શેઠ બેજનજી બાના આરકીટેકટની દીકરી સાથે ૧૯૨૪ માં થયાં. લગભગ પચાસ જુદી જુદી સંસ્થાના ટ્રસ્ટી તેમજ પ્રમુખ અથવા ઉપ-પ્રમુખ, સેકરેટરી અથવા ઓનરરી ત્રેઝરર તેમજ કેટલીક કુંપનીના ડીરેકટર વીગેરે વીગેરે. હીઝ રોયલ હાઈનેસ ધી પ્રીન્સ ઓફ વેલ્સ જ્યારે ૧૯૨૧ માં હીંદમાં પધાર્યા ત્યારે એવણની સેવાઓ નામદાર મુંબઈની સરકાર અને પોલીસ કમીશનરે ઉપયોગમાં લીધી હતી ને તે બાબદમાં ઘણીજ ઉમદા સરટીફીકેટ તેવણને આપવામાં આવી છે. એવીજ રીતે બીજી ઘણીક વેળાએ પણ એવણની સેવાઓનો લાભ લેવામાં આવ્યો હતો.

દર વરસ ચાલુ સખાવત ઉપરાંત છેલ્લી લડાઇમાં એવણે બે લાખ ઉપરવોર લોનમાં રોકયા હતા. નેશનલ લીબરલ ફેડરેશન અને વેસ્ટરન ઇન્ડયા લીબરલ ફેડરેશન જેવી રાજદ્વારી સંસ્થાઓના કાર્યવાહક તરીકે રાજદ્વારી બાબદમાં પણ એવણે સારો રસ લીધો છે ન્યુઝ પેપરો અને ચોપાન્યામાં ચાલુ લખાણો આપવા ઉપરાંત ઘણાએક ગ્રંથના લેખક ઉપરાંત ડો૦ મોદી મેમોરીયલ વોલયુમ, જામેજમશેદ સેન્ટેનરી મેમોરીયલ વોલ્યુમ તથા જહાંગીર વીમા દલાલ મેમોરીયલ વોલ્યુમના જોડયા એડીટર તરીકે કામ કર્યું છે.

ઠેકાણું—૬૯, મેડોઝ સ્ટ્રીટ, કોટ, મુંબઇ (ઓફીસ). ૫ વોલ્ટન રોડ, એપોલો રેકલેમેશન, કોટ મુંબઇ (રહેઠાંણ).

**દવે, જ્યોતિન્દ્ર હરિહરશંકર,** એમ. એ, ઓરીએન્ટલ ટ્રાન્સલેટર—એમનો જન્મ ૧૯૦૧ માં સુરત ખાતે થયો હતો. ૧૯૨૫ માં એમ. એ. ની પરિક્ષા પસાર કરી શ્રી. દવેએ ૧૯૨૧ માં લેખન પ્રવૃતિ શરૂ કરેલી. તેમણે Benjamin kidd ના "Social Education" નામના પુસ્તકનો અનુવાદ કરેલો. આ અનુવાદને વડોદરા રાજ્યે ૧૯૩૦ માં "સામાજીક ઉત્ક્રાંતિ" ના નામથી પ્રસિદ્ધ કર્યો હતો. તે ઉપરાંત 'ગુજરાત" માં પણ એમણે ઉપતંત્રી તરીકે કામ કર્યું હતું અને એમના લેખો અવારનવાર અનેક સામયિકોમાં પ્રગટ છે અને તેઓ એક ઘણાજ ઉંચા કોટીના ગુજરાતી લેખક છે. શ્રી. દવે સુરતની કોલેજમાં ગુજરાતીના અધ્યાપક નીમાયા હતા. યુનીવરસીટી તરફથી મેટ્રીક તથા બી. એ. ની પરિક્ષાના ગુજરાતીના પરિક્ષક તરીકે પણ તેઓ નીમાયા હતા. ૧૯૩૮ માં મુંબઇ સરકારના ઓરીએન્ટલ ટ્રાન્સલેટર તરીકે નીમાયા હતા. આ ઓધ્ધા પર તેઓ પહેલા ગુજરાતી હિંદુ છે.

સરનામું:—સેક્રેટેરીએટ, મુંબઈ.

**દલાલ,** ધી. ઓન. માણેકજી નાદીર-શાહ એમ. ઇન્સ્ટ. સી. ઈ, એફ. આઇ. એ. એ., એફ. આઈ. એ. એસ. (લંડન); કાઉન્સીલ ઓફ સ્ટેટના સભ્ય—શ્રી. દલાલનો જન્મ ૧૯૦૫ માં થયો હતો. ખા. બ હોરમસજી ભીંવડીવાળાની પુત્રી પેરીનબાઇ સાથે એમણે લગ્ન કર્યું હતું. લંડનની ઇન્સ્ટીટયુટ ઓફ સીવીલ એંજીનીઅર્સમાં એમણે અભ્યાસ કર્યો હતો.



ઇનકોરપોરેટેડ એસોસીએશન ઓફ આરકીટેકટસ, અને ઇનકોરપોરેટેડ એસોસીએશન ઓફ સર્વેયર્સના તેઓ ફેલો છે. ૧૯૩૯—૪૦ માં રેલ્વે બોર્ડની સેંટ્રલ એડવાઇઝરી કાઉન્સીલના સભ્ય હતા ૧૯૩૯ માં નેશનલ પ્લાનીંગ કમીશનની એંજીનીઅરીંગ અને ટ્રાન્સપોર્ટ ઇંડસ્ટ્રીઝ ઉપ સમિતિના મંત્રી નીમાયા હતા. ૧૯૩૯ થી ૧૯૪૦ સુધી બી. બી. એન્ડ સી. આઇ. રેલ્વેની સ્થાનીક સલાહકાર સમિતિના સભ્ય હતા. એક વખત મુંબઇની દેશી વેપારી ચેમ્બરની કમીટીના સભ્ય પણ ચુંટાયા હતા. શ્રી. દલાલ જે. પી. છે અને મુંબઇના ચાર્ટર્ડ સીવીલ એન્જીનીઅર, આર્કીટેકટ અને સર્વેયર છે. એમણે "લઘુમતી કોમો કઇ તરફ ?" એ નામનું અંગ્રેજીમાં એક પુસ્તક લખ્યું છે. તેઓ મુંબઇની વીલીંગ્ડન, રીપન, રેડીઓ, ક્રીકેટ કલબ ઓફ ઇંડીઆ, ટર્ફ કલબ ઉપરાંત ઇમ્પીરીયલ દિલ્હી જીમખાના, અને રોશનઆરા (દિલ્હી), નેશનલ લીબરલ (લંડન) વિગેરે કલબોના સભ્ય છે.

સરનામું:—૪૧, કફપરેડ, કોલાબા રેકલેમેશન, મુંબઇ

**મહેતા, શ્રી. ભગવાનદાસ રામદાસ—** એમનો જન્મ ૧૮૯૨ માં મુંબઇમાં થયો હતો. છેલ્લી પાંચ પેઢીથી એમના પુર્વજો



મુંબઇમાંજ વસેલા. એમના પિતા અને દાદા મીલકતદાર અને કાપડના વેપારી હતા. અત્યારે શ્રી. મહેતા મીલ્કતોના એજંટ અને ફીનાન્સ બ્રોકર તરીકે ધંધો કરે છે. ૧૯૧૨ થી ૧૯૧૬ સુધી તેમણે ઝવેરાતનો ધંધો કર્યો હતો. એ ઉપરાંત મીલ્કત અને વિમાના એજંટ તરીકે પણ કામ કર્યું હતું. ૧૯૧૬ થી ૧૯૨૩ સુધી સરકાર, લશ્કર, નૌકા, રેલ્વે અને મ્યુનીસીપાલીટીઓના કંટ્રાકટર હતા. ૧૯૨૩ થી આજ સુધી મીલ્કતના એજંટ અને ફીનાન્સ બ્રોકર્સ તરીકે કામ કરે છે.

સરનામું:—૬, બાણગંગા રોડ, મલબાર હીલ, મુંબઇ.

**વાડીઆ, શ્રી. અરદેશર રતનજી—** એમનો જન્મ મુંબઇ ખાતે ૧૮૮૪ માં થયો હતો. ૧૭૩૫ માં મુંબઇની ગોદી માટેના નિષ્ણાત વહાણુ બાંધનારા શ્રી. લવજી વ્હાડીઆના પ્રખ્યાત કુટુમ્બના નબીરા એમનાં લગ્ન તેહમીના હોમજી પોસ્ટવાળા સાથે થયા હતાં. અને એક પુત્રી અને બે પુત્રો છે માઇસોર યુનીવર્સીટીમાં ફીલ્સુફીના પ્રોફેસર; બોર્ડ ઓફ સ્ટડીઝ ઇન ફીલોસોફી, માઇસોર યુનીવરસીટીની સેનેટ તથા એકેડેમીક કાઉન્સીલના સભ્ય. મુંબઇની વીલ્સન કોલેજના દક્ષિણા ફેલો (૧૯૧૦), એજ કોલેજમાં અંગ્રેજી અને ફીલ્સુફીના પ્રોફેસર (૧૯૧૪), મુંબઇ યુનીવરસીટી સાઇકોલોજીના લેકચરર (૧૯૧૪–૧૬), માઇસોરના કામચલાઉ ડાયરેકટર ઓફ પબ્લીક ઇન્સ્ટ્રકશન્સ (૧૯૩૦–૩૧), ઇન્ટર યુનીવર્સીટી બોર્ડ, ઇન્ડીઆના મંત્રી (૧૯૩૨ થી ૧૯૩૭). ૧૯૦૯ માં મુંબઇ યુનીવર્સીટીની બી. એ.ની ડીગ્રી લીધી. ૧૯૨૩ માં લંડન, મીડલ ટેમ્પલમાંથી બેરીસ્ટર એટ–લો થયા અને કેમ્બ્રીજ યુનીવર્સીટી મોરલ સાયન્સ ટ્રાઇપોસ મેળવ્યો. માઇસોર યુનીવર્સીટી યુનીઅનના પ્રમુખ (૧૯૨૨–૨૪), માઇસોર યુનીવર્સીટી કાઉન્સીલના સભ્ય ૧૯૨૪–૩૯, માઇસોર યુનીવર્સીટીની ફેકલ્ટી ઓફ આર્ટસના ડીન (૧૯૨૭ થી ૩૦), માઇસોર લેજીસ્લેટીવ કાઉન્સીલના સભ્ય (૧૯૩૦–૩૧) મદ્રાસ યુનીવર્સીટી કમીશનના સભ્ય (૧૯૨૮), માઇસોર ઇકોનોમીક કોન્ફરન્સના સભ્ય (૧૯૨૭ થી ૧૯૩૦) કલકત્તા ખાતે ૧૯૨૫ માં મળેલી ઇંડીઅન ફીલોસોફીકલ કોન્ફરન્સમાં એથીકસ વિભાગના પ્રમુખ, લાહોરમાં ૧૯૨૦ માં મેટાફીઝીકસ વિભાગના પ્રમુખ, ૧૯૩૦ માં ઢાકામાં સામાન્ય પ્રમુખ, ૧૯૩૭ થી કાર્યવાહક સમિતિના પ્રમુખ. ૧૯૨૬ માં પટના ખાતે શિક્ષક મંડળોના અખીલ હિન્દ મહામંડળના પ્રમુખ. ૧૯૩૧ માં એડીન્બર્ગ ખાતે મળેલી સામરાજ્યની યુનીવરસીટીઓની મળેલી પાંચમી પરિષદ માઇસોર યુનીવરસીટીના પ્રતિનિધિ, માઇસોર હીન્દી પ્રચારસભાના પ્રમુખ (૧૯૨૮ થી ૧૯૩૭), અખિલ કર્ણાટક હિંદી પરિષદની સ્વબળ સમિતિના પ્રમુખ (૧૯૨૯), અખિલ કર્ણાટક હિંદી પરિષદની બાંગલોર ખાતે મળેલી ૪ થી બેઠકના પ્રમુખ (૧૯૩૩). આ ઉપરાંત કેળવણીને લગતી બીજી અનેક સંસ્થાઓ સાથે તેઓ એક અથવા બીજી રીતે જોડાયલા છે. બેંગલોર ઝોરાસ્ટ્રીઅન એસોસીએશનના તથા અંજુમનના ૧૯૩૭ થી પ્રમુખ છે. એમણે સંખ્યાબંધ પુસ્તકો લખ્યાં છે. તેમજ હિંદ અને ઇંગ્લાંડ તથા અમેરીકાના અગ્રગણ્ય સામયિકોમાં અવારનવાર વિચારપુર્ણ લેખો લખતા રહે છે.

સરનામું—યુનીવરસીટી, માઇસોર

**સહાય શ્રી. બળદેવ:—**એમનો જન્મ ૧૮૯૫ માં બિહાર પ્રાંતમાં થયો હતો. ૧૯૧૪ માં એમણે એમ. એ. ની પદ્રી પ્રાપ્ત કરી હતી પટનાની બી. એન. કોલેજમાં ઇતિહાસના અધ્યાપક નીમાયા હતા. વકીલાત કરવાની લાયકાત મેળવી એમણે ૧૯૨૧ માં પટના હાઇકોર્ટમાં વકીલાત શરૂ કરી. બિહાર પ્રાંતની નલન્દા કોલેજના એઓ સ્થાપક છે. ૧૯૨૫ થી પટના યુનીવરસીટીની સેનેટના અને ૧૯૩૦ થી ત્યાંની સીન્ડીકેટના સભ્ય છે. ૧૯૩૭ માં બિહાર પ્રાંતની ધારાસભામાં કોંગ્રેસ પક્ષના નેતા હતા. એજ વર્ષમાં એમને બિહારના એડવોકેટ જનરલ નીમવામાં આવ્યા હતા.

સરનામું:—પટના.

**સેક્સેના, શ્રી. મોહનલાલ,** એમ. એસ સી., એલ એલ. બી.,—વકીલની પરિક્ષા પાસ કર્યા બાદ ૧૯૧૯ માં એમણે લકનોમાં વકીલાત કરવી શરૂ કરી હતી. ૧૯૨૧ થી રાષ્ટ્રીય મહાસભા સાથે એમનો સંબંધ છે. એમણે એ વર્ષમાં વકીલાતનો ધંધો છોડી દીધો હતો અને રાષ્ટ્રીય મહાસભાની જુદી જુદી ચળવળોમાં ભાગ લીધો હતો. એ અંગે એમને આઠવાર જેલ મળી છે. ઇ. સ. ૧૯૨૪ થી ૨૬ સુધી સંયુકત પ્રાંતોની ધારાસભાના લકનોના સભ્ય અને ૧૯૩૪ થી વડી ધારાસભાના સભ્ય છે. કાકોરી કાવત્રા કેસમાં બચાવ પક્ષના મુખ્ય ધારાના હિમાયતી હતા. બંગાળના રાજદ્વારી કેદીઓની બાબતમાં તપાસ કરવા કોંગ્રેસ કારોબારી કમીટીએ એમને નીમ્યા હતા. પણ બંગાળની સરકારે એમનું કામકરવા દીધું ન હતું. રાજદ્વારી કેદીઓ અને રાજદ્વારી નજર કેદીઓના એઓ હિમાયતી છે.

સરનામું:—લખનો.

**વિશ્વેશરાય સર એમ.** કે. સી. આઇ ઇ.—એમનો જન્મ ૧૮૬૧ માં થયો હતો. ૧૮૮૧ માં બેંગલોરની સેંટ્રલ કોલેજમાંથી બી. એ. ની પરિક્ષા પાસ કરી હતી. એમણે પુનામાં એન્જીનીયરીંગનો અભ્યાસ કર્યો હતો અને મુંબઇ પ્રાંતના એન્જીનીઅરીંગ ખાતાની નોકરીમાં જોડાયા હતા અને ત્યાંથી ૧૯૦૯ માં નિવૃત થયા હતા. ત્યાર બાદ એમને માઇસોરના મહારાજાએ રાજ્યના ચીફ એન્જીનીઅરનો ઓધ્ધો સોંપ્યો હતો. અને ત્યાં ત્રણ વર્ષ સુધી એમણે એમની આશ્ચર્યકારક ઇજનેરી પ્રતિભાનો પરિચય દુનિયાને કરાવ્યો અને મઇસુર રાજ્યના કુદરતી સાધનો અને સામગ્રીઓનો સફળ તાથી ઉપયોગ કર્યો અને બધા ખાતાઓમાં મોટા મોટા સુધારાઓ દાખલ કર્યા. ઉદ્યોગના ક્ષેત્રમાં સુધાર' કરવામાં એમણે પહેલ કરી છે. મુંબાઇની ઇરીગેશન ઇન્કવાયરી કમીટીના અને ૧૯૨૫ માં ઇન્ડીઅન ઇકોનોમીક ઇન્કવાયરી કમીટીના પ્રમુખ હતા. અને ત્યાર બાદ બીજી બીજી ઇન્કવાયરી કમીટીની મંત્રણાઓમાં પણ એમણે ભાગ લીધો હતો. એમના પ્રસિધ્ધ પુસ્તકોમાં "પ્લેન્ડ ઇકોનોમી ફોર ઇન્ડીઆ" અને "રીકનસ્ટ્રક્ટીંગ ઇન્ડીઆ" એ બે મુખ્ય છે.

સરનામું:—બેંગલોર.

**તાતા. શ્રી. બરજોર એમ:—** બીલીમોરાના પ્રખ્યાત તાતા કુટુમ્બના સાહસીક નબીરા છે. આર્ટસ કોલેજમાં



પહોંચેલા શ્રી. તાતાને મનની વલણ વીકટોરીઆ ટેકનીકલ ઇન્સ્ટીટ્યુટમાં ખેંચી ગઇ અને ત્યાં એમણે શરૂ કરેલો ટેકનીકલ બાબતનો અભ્યાસ ફીલ્મ લાઇનમાં આવી પુરો કર્યો.

ફીલ્મ લાઇનમાં જોડાયા પહેલાં એમણે કલકત્તામાં પોતાની સોડા વોટરની ફેક્ટરી ખોલી હતી અને તે સાહસમાં પુર્ણ સફળતા નહી મળવાથી એમણે અમના પિતાની મુંબઇની પેઢીમાં કેટલોક સમય કામ કર્યું. "Once a technician, always a technician" એ લોકોકિત અનુસાર વાડીયા મુવીટોનની સ્થાપના થતાં એ તેમાં જોડાયા અને ટેકનીકલ વિભાગની જોખમદારી સ્વીકારી લીધી. ફીલ્મ ઉદ્યોગના ટેકનીશીઅનોમાં આજે શ્રી. બરજોર તાતા અગ્રસ્થાન ધરાવે છે.

ફીલ્મ ઉદ્યોગને લગતી જાહેર પ્રવૃતિમાં શ્રી. બરજોર તાતા શરૂઆતથીજ ભાગ લેતા આવ્યા છે મોશન પીકચર સોસાયટી ઓફ ઇન્ડીઆના સહમંત્રી તરીકે એમણે કેટલોક સમય કામ કર્યું હતું. ફીલ્મ કોંગ્રેસ વખતે ટેકનીશીઅનોની કોનફરન્સના પ્રમુખ એમને બનાવવામાં આવ્યા હતા અને બે વર્ષથી એસોસીએશન ઓફ ધી સીને ટેકનીશીઅન્સ ઓફ ઇન્ડીયાના એ પ્રમુખ છે.

**તૈયબજી, શ્રી. હુસેન બદરૂદીન:—** ૧૮૭૩માં મુંબઇ ખાતે એમનો જન્મ થયેલો. આરબ વંશથી ઉતરી આવેલા. અમના વડવાઓ પહેલા ખંભાતમાં વસેલા ત્યાંથી ૧૮૦૦માં મુંબઇ આવેલા. શ્રી. તઇયબજીના પિતાશ્રી બદરૂદીન તઇયબજી સૌથી પહેલા હીંદી બેરીસ્ટર હતા અને મુંબઇ બારમાં જોડાયા હતા ત્યાર પછી તેઓ પહેલા હીંદી જજ તરીકે હાઇકોર્ટની ઓરીજીનલ સાઇડમાં નીમાયા હતા. અમના



દાદાશ્રી તઇયબઅલી ભાઇમીયાં સાહેબ તવંગર વેપારી હતા અને સુલેમાન કોમના વડા ધર્મગુરૂ હતા. એમણે પોતાના છ પુત્રોને કેળવણી માટે યુરોપ મોકલ્યા હતા. તેમાં શ્રી. બદરૂદીન બેરીસ્ટર થયા હતા. એમનું કુટુમ્બ કેળવણી અને રાજદ્વારી ક્ષેત્રમાં આગળ પડતું હતું. ઝેવીઅર કોલેજમાં અભ્યાસ કર્યા પછી કેમ્બ્રીજની ડાઉનીંગ કોલેજમાં ગ્રેજ્યુએટ થયેલા અને ત્યાંજ એમ. એ., એલ એલ. બી. ની ડીગ્રીઓ માનસહીત મેળવેલી. ૧૯૧૦ સુધી મુંબઇ હાઇકોર્ટમાં પ્રેકટીસ કરી પછી સ્મોલ કોઝીઝ કોર્ટમાં જજ નીમાયા. થોડો વખત વડા જજ તરીકે પણ કામચલાઉ નીમાયા હતા. ૧૯૨૮માં નિવૃત થયા. લંડનની અનજુમને ઇસ્લામ તથા બીજી સંસ્થાઓના પ્રમુખ છે.

સરનામુઃ—"ચેટયુ મારને" મરઝબાનાબાદ, અંધેરી.

**કાસીમ બઝારના મહારાજા શ્રીશ્ચંદ્ર નંદી, એમ. એ., એમ. એલ. એ.**— એમનો જન્મ ૧૮૯૭ માં થયો હતો.



બંગાળાના સૌથી જુના જમીનદાર કુટુંબના નબીરા છે. બંગાળ સરકારના એક પ્રધાન છે. બેરહામપુરની કોલેજમાં બી. એ. થયા પછી કલકત્તાની કોલેજમાં એમ. એ. થયા. એ પછી જર્મન અને ફ્રેંચની તાલીમ લીધી અને કાયદાનો અભ્યાસ પુરો કર્યો. આઠ વર્ષ સુધી બેરહામપૂર મ્યુનીસીપાલીટીના પ્રમુખ હતા. ઉપરાંત વિશ્વ ભારતી. શાંતિ નિકેતન, બંગાળની એશીયાટીક સોસાયટી, બેંગાળ નેશનલ ચેમ્બર ઓફ કોમર્સ વિગેરે સંસ્થાઓના આજીવન સભ્ય છે. એમણે કેટલાક નાટકો પણ લખ્યા છે. બંગાળી સાહિત્ય ઉપરાંત સંગીતમાં પણ પ્રવીણ છે.

સરનામું:—કાસીમ બઝાર હાઉસ, ૩૦૨ અપર સરક્યુલર રોડ, કલકતા<br>ટેલીગ્રાફીક સરનામું—<br>"કાસીમ રાજ", કલકત્તા.

**વાચ્છા ખાન બહાદુર જે. પી.,** સી. આઇ. ઇ., બી. એ., બી. એસ સી.,— નવસારી (વડોદરા રાજ્ય) ખાતે ૧૮૭૯ માં એમનો જન્મ થયેલો. કેળવણી લીધા પછી સરકારી નોકરીમાં દાખલ થયેલા. ૧૯૦૨ માં ડેપ્યુટી કલેકટર અને મેજીસ્ટ્રેટ તરીકે શરૂઆત કરી ધીમેધીમે સારી ખ્યાતી પ્રાપ્ત કરી ૧૯૨૭ થી ૧૯૩૯ સુધી મુંબઇ પ્રાંત, સીંધ અને બલુચીસ્તાનના ઇન્કમટેક્ષના કમીશનર બન્યા હતા. ૧૯૩૨, ૧૯૩૩, ૧૯૩૪ અને ૧૯૩૬ માં હિંદી સરકારના સેંટ્રલ રેવેન્યુ બોર્ડ અને નાંણા ખાતામાં સંયુકત મંત્રી તરીકે કામ કરેલું. ૧૯૩૬ માં ઇન્કમ ટેક્ષ તપાસ સમીતિના સભ્ય હતા.

સરનામું:—બાનુ મેન્શન, ખંબાતા હીલ, મુંબઇ.

**ઉપલપ, શ્રી કૃષ્ણરાવ વિઠ્ઠલરાવ,** અરૂણાદિત્ય,—નાયબ દીવાન, વડોદરા રાજ્ય—બી. એ., એલએલ. બી., રાજરત્ન— એમનો જન્મ સોલાપૂર ખાતે ૧૮૭૯માં થયો હતો. ૧૯૦૪ માં વડોદરા રાજ્યની નોકરીમાં દાખલ થયા. ૧૯૧૧ માં વહીવટદાર અને મુન્સફથી શરૂઆત કરી. ૧૯૩૫ માં રેવન્યુ કમીશનર (સર સુબા) થઇ ૧૯૩૬ માં નાયબ દિવાન નીમાયા. શ્રી. ઉપલપે વડોદરા રાજ્યની અનેક સમિતિઓમાં ફરજ બજાવી છે રાજ્યે ૧૯૩૨ માં પ્રશસાપાત્ર નોકરી બદલ રાજ્યરત્નસુવર્ણ પદકનો અને ૧૯૩૮ માં અરૂણાદિત્યનો ઇલ્કાબ એનાયત કર્યા હતા. ઉપરાંત એમને જુદા જુદા ચંદ્રકો પણ મળ્યા છે.



સરનામું—ફતેહગંજ, વડોદરા.

**નાનજી લધ્ધાભાઇ, રાવબહાદુર, જે. પી.:**—એમનો જન્મ ૧૮૯૨ માં કચ્છ ખાતે થયેલો. એમણે મુંબઇમાં કેળવણી લીધેલી પછી વડીલોએ સ્થાપેલી કુરપાલ હારસીના ચોખાના વેપારની પેઢીમાં જોડાયા. પિતાશ્રી શેઠ લધ્ધાભાઇ ગણપત જઇન ધર્મનું ઘણું સારૂં જ્ઞાન ધરાવે છે. એમની પેઢીની બરમામાં એક શાખા છે, જે નાનજી શામજીને નામે ચાલે છે. મુંબઇમાં નાનજી શામજીની કંપની બીલ્ડીંગ કંટ્રાકટરો તરીકે પણ કામ કરે છે. શ્રી. નાનજીભાઇ શ્રી કચ્છી વિસા ઓસવાળ દેરાવાસી જઇન જ્ઞાતિના મેને જીંગ ટ્રસ્ટી અને ઉપ-પ્રમુખ, બાંબે રાઇસ મરચંટ એસોસીએશનના માનદ મંત્રી, દેશી વેપારી ચેમ્બરના સભ્ય, કચ્છી વિસા ઓસવાળ દેરાવાસી પાઠશાળાના પ્રમુખ અને બીજી નાની સંસ્થાઓમાં પણ આગેવાની ભર્યો ભાગ લે છે. સખાવત કરે છે પણ ગુપ્ત રાખે છે.

સરનામું:—૧૧૬, ચીંચબંદર રોડ, મુંબઇ ૯.

**શાદીલાલ, સર, પી. સી.**—એમનો જન્મ ૧૮૭૪ માં થયો હતો. એમણે લાહોરમાં અને ઓક્ષફર્ડની બાલીઓલ કોલેજમાં અભ્યાસ કર્યો હતો. કાઉન્સીલ ઓફ લીગલ એજ્યુકેશનના હોનરસ મેન છે. લાહોર હાઈકોર્ટમાં એડવોકેટ તરીકે નામ નોંધાવ્યા પછી તેઓ એ કોર્ટના જજ નીમાયા હતા અને એ હાઈકોર્ટના સૌથી પહેલા હીંદી વડા જજ (૧૯૨૦-૩૪) થવાનું માન એમને મળ્યું હતું. ૧૯૧૦ થી ૧૯૧૩ સુધી પંજાબની ધારાસભાના સભ્ય હતા અને ૧૯૩૪ માં પ્રીવી કાઉન્સીલમાં એમને નીમવામાં આવ્યા હતા.

સરનામું—લાહોર.

**આયંગાર, શ્રી. શ્રીનીવાસ મેસ.—** એમનો જન્મ પ્રખ્યાત મદ્રાસી કુટુંબમાં થયો હતો. અને એમના લગ્ન મદ્રાસ હાઈકોર્ટના સુવિખ્યાત જજ સદ્દગત સર ભાષ્યમ આયંગરની પુત્રી સાથે થયા હતા. આજે એઓ મદ્રાસના ધારાશાસ્ત્રીઓમાં અગ્રસ્થાન ભોગવે છે. થોડો વખત એમણે મદ્રાસના એડવોકેટ જનરલનો ઓધ્ધો ભોગવ્યો હતો અને વકીલાતની શરૂઆતથીજ રાજપ્રકરણમાં ભાગ લેવા માંડયો હતો. સ્વર્ગસ્થ દેશબન્ધુ ચિત્તરંજનદાસ અને પંડિત મોતીલાલ નહેરૂએ સ્થાપેલી સ્વરાજ પક્ષમાં તેઓ જોડાયા હતા અને વડી ધારાસભાના સભ્ય ચુંટાયા હતા અને સ્વરાજ પક્ષના નાયબ નેતા નીમાયા હતા. ૧૯૨૭ માં રાષ્ટ્રીય મહાસભાના ગઉહટીના અધિવેશનના શ્રી. શ્રીનીવાસ પ્રમુખ હતા. જ્યારે સવિનય કાયદાભંગની ચળવળ શરૂ કરવામાં આવી ત્યારે રાજપ્રકરણમાંથી ફારેગ થઇ ગયા પણ ૧૯૩૯ માં પાછા જોડાયા અને સુભાષ બાબુને સક્રિય સહાય આપી હતી.

સરનામું—મદ્રાસ.

**સૈયદ**, ડો. મહમદ, બાર-એટ-લો, પી.એચ. ડી.—એમનો જન્મ ૧૮૮૫ માં થયો હતો. તેઓ ૧૯૨૧ માં કોંગ્રેસમાં દાખલ થયા. રાજ્યદ્રોહના ગુન્હા માટે એમને શિક્ષા થઈ હતી. મધ્યસ્થ ખીલાફત સમિતિના એઓ સેક્રેટરી હતા. અને કોંગ્રેસના જનરલ સેક્રેટરી હતા. ૧૯૩૦ માં એમને ફરી જેલ મળી હતી. બિહાર ભુકંપને અંગેના રાહત કાર્યમાં એમણે મોટો ફાળો આપ્યો હતો. કોંગ્રેસે પ્રધાનપદો સ્વીકાર્યાં ત્યારે એઓ બિહારના કેળવણીખાતાના પ્રધાન નીમાયા હતા અને તે વખતે એમણે શરૂ કરેલા સાક્ષરતા પ્રચાર કાર્ય માટે એમનું નામ ઘણું આગળ આવ્યું હતું.

સરનામું—પટના.

**સન્મુખમ ચેટ્ટી, સર આર. કે.:—** એમનો જન્મ ૧૮૯૨ માં થયો હતો. મદ્રાસની ક્રીશ્ચીઅન કોલેજમાં એમણે અભ્યાસ કર્યો હતો. ૧૯૨૦ માં ૨૮ વર્ષની વયે મદ્રાસ ધારાસભાના એઓ સભ્ય ચુંટાયા હતા અને ૧૯૨૩ માં વડી ધારાસભાના સભ્ય થયા હતા. નેશનલ કનવેન્શન ઓફ ઇંડીઆ તરફથી ઇંગ્લેંડ મોકલવામાં આવેલા પ્રતિનિધિ મંડળના એઓ સભ્ય હતા. એમ્પાયર પાર્લામેંટરી એસોશીએશનમાં હિંદના પ્રતિનીધિ તરીકે ભાગ લેવા તેઓ ઓસ્ટ્રેલીયાની મુલાકાતે ગયા હતા. ઇન્ટરનેશનલ લેબર કોન્ફ્રન્સમાં ગયેલા હિંદના ઉદ્યોગપતિઓના પ્રતિનીધિના સલાહકાર તરીકે એઓ જીનીવા ગયા હતા. ઇ. સ. ૧૯૨૨ માં ઓટાવા ખાતે ભરાયલી ઇકોનોમીક કોન્ફરન્સમાં હીંદી સરકારના પ્રતિનીધિ તરીકે એમણે ભાગ લીધો હતો. ૧૯૩૦ માં નીમાયલી ધી સેન્ટ્રલ ગવર્નમેંન્ટ રીટ્રેન્ચમેંટ કમીટીના સભ્ય હતા. ૧૯૩૧ માં વડી ધારાસભાની એસેમ્બલીના પ્રથમ ઉપ પ્રમુખ અને પછી પ્રમુખ ચુંટાયા હતા. ઇ. સ. ૧૯૩૫ માં એઓ કોચીનના દિવાનના ઓધ્ધા પર નીમાયા હતા. અત્યારે એજ પદે છે.

સરનામું:—એનાકુલમ.

**રાધા કૃષ્ણ, સર એસ,** એમ. એ. ડી. લીટ. (માનદ)—એમનો જન્મ ૧૮૮૮ માં થયો હતો. એમનું ગામ તીરૂતની દક્ષિણ હિંદમાં આવેલુ છે. એમણે મદ્રાસ પ્રાંતના વેલોર અને મદ્રાસ શહેરમાની પાદરીઓની શાળામાં અભ્યાસ કર્યો હતો. તેઓ વેલોર, મદ્રાસ, માઇસુર અને કલકત્તામાં ફીલસુફીના અધ્યાપક નીમાયા હતા. ૧૯૨૧ થી ૩૧ સુધી કલકત્તા યુનીવર્સીટીમાં પંચમ કીંગ જ્યોર્જ ચેર ઓફ ફીલોસોફીનો ઓધ્ધો એમણે સંભાળ્યો હતો. એમના ભાષણ, લખાણ અને શિક્ષણ આપવાની શકિતથી એમણે સમગ્ર દુનિયાનું ધ્યાન પોતાના તરફ ખેંચ્યુ છે. અને વિલાયત તથા અમેરીકામાં ભાષણો આપવા એમને ત્યાંના લોકોએ નોતર્યા હતા. ૧૯૨૯–૩૦ માં "(એન આઇડીઅલીસ્ટ વીયુ ઓફ લાઇફ" ના વિષય ઉપર ભાષણ કરવા એમની હાર્ટ લેકચરર તરીકે નિમણુંક થઇ હતી. આ માન મેળવનાર એઓ બીજા હિંદી હતા. ઓક્ષફર્ડની માન્ચેસ્ટર કોલેજમાં "કમ્પેરેટીવ રીલીજીઅન્સ" વિષયના અધ્યાપકનો ઓધ્ધો પણ મળ્યો હતો. ૧૯૨૬ માં ઓક્ષફર્ડ ખાતે અપટન લેકચરર નીમાયા હતા. ૧૯૨૬ એજ વર્ષમાં ચીકાગો યુનીવર્સીટીમાં હસકલ લેકચરર નીમાયા એમના પ્રસિધ્ધ પુસ્તકોમાં હીંદી ફીલસુફી પરનું પુસ્તક ઘણું પ્રસિધ્ધ છે. લીગ ઓફ નેશન્સની કમીટી ઓફ ઇન્ટલેકચ્યુઅલ કોઓપરેશનના એઓ સભ્ય છે. આંધ્રા યુનીવર્સીટીના વાઇસ ચાન્સેલર અને હાલમાં હીંદુ યુનીવર્સીટીના વાઇસ ચાન્સેલર છે.

**સીંઘ, શ્રી. સચ્ચીદાનંદ,**—બાર-એટ–લૉ–વડી ધારાસભાના પહેલા ચુંટાયેલા હિંદી ઉપ–પ્રમુખ, બિહાર પ્રાંતના પહેલા હિંદી ખજાનચી (૧૯૨૧–૨૬), લેજીસ્લેટીવ કાઉન્સીલના પ્રમુખ (૧૯૨૧-૧૯૨૨), પટના યુનીવર્સીટીના વાઈસ ચાન્સેલર (૧૯૩૬)–એમનો જન્મ ઇ. સ. ૧૮૭૧ ના નવેમ્બરની ૧૦ મીએ થયો હતો. એમના લગ્ન લાહોરવાળા સેવારામની સદ્દગત પુત્રી રાધિકા સાથે થયા હતા. એમણે પટના કોલેજ અને કલકત્તા ની સીટી કોલેજમાં અભ્યાસ કર્યો હતો. ૧૮૯૩ માં કલકત્તા હાઇ કોર્ટના એડવોકેટ તરીકે નામ નોધાવ્યું હતું અને ૧૯૧૬ માં અલ્લાહબાદ હાઇ કોર્ટમાં એડવોકેટ તરીકે કામ કરતા હતા. "હીંદુસ્તાન રીવ્યુ" નામના માસિકની સ્થાપના કરી અને ૧૮૯૯ થી ૧૯૨૨ સુધી આ માસિક એમણે પ્રસિધ્ધ કર્યું. વડી ધારાસભાના એ વખત સભ્ય ચુંટાયા હતા. અને ૧૯૨૧ ના ફેબરૂઆરીમાં પહેલા ડેપ્યુટી પ્રેસીડન્ટ. તરીકે ચુંટાયા હતા. પોતાના પત્નીની યાદગીરી કાયમ રાખવાં એમણે ૧૯૨૪ માં શ્રીમતી રાધિકા ઇન્સ્ટીટયુશન સ્થાપ્યુ હતું. આ સંસ્થામા પટણામાં મોટામાં મોટો જાહેર હોલ ઉપરાંત અંગ્રેજી આધુનિક અને સર્વમાન્ય પુસ્તકોનો સંગ્રહાલય જેનું નામ સચ્ચીદાનંદસીંહ લાયબ્રેરી છે એનો સમાવેશ થાય છે. ૧૯૨૭ માં વિલાયતના પ્રવાસે ગયા હતા. પટનાના "ઇન્ડીઅન નેશન" નામના પત્રના મેનેજીંગ ડીરેકટર થયા. અને હિંદુસ્તાન રીવ્યુનું તંત્રી પદ પાછું પોતાના હાથમાં લીધુ. ૧૯૩૩ માં જોઇન્ટ પાર્લામેંટરી કમીટી સમક્ષ એમણે જુબાની આપી હતી. ઇ. સ. ૧૯૩૫ માં લકનો યુનીવર્સીટીમાં પદ્વી સમારંભ વખતે પ્રવચન કરવા એમને નોતરવામાં આવ્યા હતા.

સરનામું:—પટના.

**સીતારામૈયા, ડૉ. પટ્ટાભી—**કોંગ્રેસના આ જાણીતા અગ્રેસર અને બાહોશ રાજદ્વારી પુરૂષે પોતાના જીવનની શરૂઆત ૧૯૦૬ માં મસુલીપટમમાં તબીબ તરીકે કરી હતી ત્યાર પછી એમણે કોંગ્રેસની પ્રવૃત્તિઓમાં સક્રીય ભાગ લેવા માંડયો હતો. ૧૯૧૬ થી ડો. પટાભી ઓલ ઇંડીઆ કોંગ્રેસ કમીટીના સભ્ય છે. કોંગ્રેસની દરેક પ્રવૃત્તિમાં ભાગ લીધો છે અને જેલનિવાસ ભોગવ્યો છે. કોંગ્રેસનો ઇતિહાસ એમને હાથે લખાયો છે, આ પુસ્તક લોકપ્રીય બન્યું હતું. ડો. પટાભી એક બાહોશ વકતા છે. એ ઉપરાંત એમણે ૧૯૧૬ થી ૧૯૩૦ સુધી "જન્મભુમિ" નામના અંગ્રેજી પત્રનું સંચાલન કર્યું હતું. તેઓ વર્ષો સુધી કોંગ્રેસની કારોબારી સમિતિના સભ્ય હતા અને આંધ્રમાં જાણીતા નેતા છે. એ ઉપરાંત દેશી રાજ્યોના પ્રશ્નોમાં પણ તેઓ ખુબ રસ લે છે. રાજસ્થાન પરિષદના પ્રમુખ પણ ચુંટાયા હતા. ૧૯૩૯ માં કોંગ્રેસના પ્રમુખપદ માટે એમની સામે સુભાઝ બાબુએ હરિફાઇ કરેલી, આ હરિફાઇમાં સુભાઝ બાબુનો વિજય થયો હતો. સુભાઝ બાબુના વિજયને ગાંધીજીએ પોતાની હાર માના હતી. યુધ્ધ પછી કોંગ્રેસે શરૂ કરેલી વાણીસ્વાતંત્રની લડતમાં ડો. પટાભી જેલમાં ગયા છે. (૧૯૪૧ માર્ચ).

**મોદી, મી૦ કેખશરૂ એમ.**—હીંદના સીનેમા ઉદ્યોગની ખીલવણી, પ્રગતી અને આગેકુચમાં બહુ કીમતી અને અગત્યનો ફાળો આપનારા વેસ્ટર્ન ઈન્ડીયા થીએટર્સ લી૦ના આ કાબેલ અને સાહસીક મેનેજીંગ



ડીરેકટર જાતી મહેનત, ઉંચી ભાવના, ઉમદા આદર્શો અને અનંત આશાવાદથી એક ઇન્સાન પોતાનું તકદીર પોતાને હાથેજ કેમ ફેરવી નાંખી શકે છે તેનો એક નમુનેદાર દાખલો પુરો પડે છે. હીંદનાં જુદાં જુદાં આગેવાન શહેરોમાં ખાસા છવ્વીસ સીનેમાઓની માલીકી ધરાવતા અને બીજા દઝનબંધ સીનેમાઓને ફીલ્મો પુરી પાડનારા આ સાહસીક સુકાનીનો જન્મ ૧૯૦૦ ના સાલમાં મુંબઇ નગરીમાં થયે હતો. એમના પિતા દેશી રાજ્યોમાં એસ્ટેટોના સુપ્રીન્ટેન્ડન્ટ હતા અને એમના ચાર દીકરાઓમાં કેખશરૂ સઉથી નાના પણ સઉથી નામાંકીત છે. કેખશરૂના સઉથી વડા ભાઈ રૂસ્તમજી મોદી હઈદરાબાદમાં છે. બીજા ભાઇ પેશોતન મોદી એક પ્રીન્ટીંગ પ્રેસના માલેક છે, જ્યારે ત્રીજા ભાઇ સોહરાબ મોદી મુંબઇના મશહુર ફીલ્મ સ્ટુડીઓ મીનરવા મુવીટોનના માલેક હોવા ઉપરાંત હીંદભરમાં પંકાઇ ગયેલા એક સઉથી ચુનંદા એકટર અને સઉથી પ્રખ્યાત ફીલ્મ ડીરેકટર છે. ચારે બેરાદરો વચ્ચેનો સંપ અને એક બીજાં તરફની અથાગ માયા મહોબત ખચીત આજના જમાનામાં એક અપવાદરૂપ છે.

મી૦ કેખશરૂ મોદી પોતાનાં નામ પાછળ કોલેજની ડીગ્રીઓનું કંઇબી પુછડું ધરાવતી નથી. તેવણ એક મેટ્રીકયુલેટ છે, પરંતુ પોતાની કુનેહ, કારસાજી અને કાબેલ્યત તથા વહેવારૂ જ્ઞાન અને ધંધાદારી ડહાપણ દુરઅંદેશીથી તેવણે માત્ર ૪૧ વર્ષની વયમાં જીંદગીમાં મહાન અને ઝળકતી ફતેહ મેળવી છે અને હીંદના સીનેમા એકઝીબીટરોમાં મરહુમ શેઠ જમશેદજી માદન પછી જો કોઇ એબી પોતાનું નામ સઉથી વધુ આશકારા કર્યું હોય તો તે બેશક મી. કેખશરૂ મોદી છે.

પોતાની કીર્તિવંત કારકીર્દીની શરૂઆતમાં તેવણ પોતાના એક વડા ભાઇની સાથે ત્રેવેલીંગ સીનેમાના ધંધામાં જોડાયા હતા અને તે સીનેમા સાથે કરેલા પ્રવાસથી તેવણે જે વહેવારૂ અનુભવ મેળવ્યો હતો તે કોલેજમાં ગમે એવી ઉંચ કેળવણી લેવા છતાં તેવણ સંપાદન કરી શકતે નહી. આ પછી પુના શહેરમાં મી૦ અબદેઅલી મુસાજી સાથે તેવણ સીનેમાના ધંધામાં પડયા અને ૧૯૨૬ માં મી૦ મુસાજીએ પોતાના બધા સીનેમાઓ માદન થીએટર્સ લી૦ ને સ્વાધીન કરી દેતાં મી૦ મોદી પુનાના તે સીનેમાઓના જનરલ મેનેજર બન્યા હતા. પાછળથી મી૦ મુસાજી સાથે ભાગીદારીમાં મી૦ મોદીએ વેસ્ટર્ન ઇંડીઆ થીએટર્સ લી૦ ની સ્થાપના કીધી અને પોતાની

અથાગ ધંધાદારી કુનેહ કારસાજીથી એ કંપનીને થોડાંજ વર્ષમાં હીંદભરમાં ખુબ મચાવી દીધી. સાહસીકપણાંનો જુસ્સો મી૦ કૈખશરૂ મોદીની રગેરગમાં પ્રસરી રહેલો હોવાથી કદમ દર કદમ તેવણુ બસ આગળ અને આગળ વધતાજ ગયા અને એકેક પછી એકેક સીનેમા પોતાની કંપની હસ્તક ખરીદતાજ ગયા. માત્ર સીનેમાઓને ખરીદીનેજ બેસી ન રહેતાં તેમણે જુના સીનેમાઓનું રંગ રૂપ સદંતર ફેરવી નાખી તેઓને તદન નવા જેવા અપ–ટુ–ડેટ અને મોર્ડન સીનેમા થીએટરો બનાવવામાં જરા કે જહેમતની કશીબી કચાસ કીધી નથી, કે જેનો એક ઘણો ધ્યાન ખેંચનારો દાખલો મુંબઇનું ન્યુ એમ્પાયર થીએટર પુરો પાડે છે. મુંબઈમાં તેમની કંપની હસ્તક ન્યુ એમ્પાયર ઉપરાંત સેન્ટ્રલ, મીનરવા, કૃષ્ણ અને ન્યુ વેસ્ટ એન્ડ સીનેમાઓ ચલાવવામાં આવે છે; જ્યારે એક્ષેલસીયોર સીનેમાને તેમની મારફત ફીલ્મો પુરી પાડવામાં આવે છે.

મી૦ કૈખશરૂ મોદી છવ્વીસ થીએટરોના માલેક હોવા છતાં તેમનામાં એટલી બધી સાદાઇ, સાલેસાઇ, નમ્રતા અને વીવેક જણાય છે કે જે જોઇને તેમના સમાગમમાં આવનારા કોઇને પણ તેમના પ્રત્યે માન ઉપજ્યા વગર રહે નહી. તેવણ બહુજ થોડું બોલવાવાળા પણ ઘણું ઘણું કરી બજાવનારા એક ખરેખરા "Man of Action" છે. પોતાની બહોળી રોકાણો છતાં કોઇ ગમે એવા નાચીઝમાં નાચીઝ માણસને પણ માનવાની તેવણુ કદીબી ના પાડતા નથી અને પોતાના સ્ટાફના સેંકડો સભ્યોમાં તેવણુ જેટલા માનીતા અને પ્રીય છે તેટલાજ જાહેર જનતામાં પણ પોતાના ભલા અને ઉદાર ખવાસ માટે લોકપ્રીય છે. વળી મુંબઇના સઘળા સીનેમા એકઝીબીટરો તેમજ ફીલ્મ ડીસ્ટ્રીબ્યુટરોમાં તેમની પ્રમાણીકતા, શુધ્ધતા અને ઉંચ ધંધાદારી નીતિ માટે તેવણુ એકસરખા પંકાઇ ગયેલા છે અને સૌ કોઇ તેમની તરફ આદરભાવ ધરાવે છે.

મી૦ કૈખશરૂ મોદી જુદાં જુદાં શહેરોમાં આવેલાં પોતાનાં થીએટરો માટે ભારે કાળજી ધરાવે છે અને પોતે જાતે જોવા તપાસવા અવરનવર પ્રવાસે ઉપડી જાય છે. વર્ષનો બાકીનો ભાગ મોટે ભાગે તેવણુ મુંબઇમાંજ રહે છે. વેસ્ટર્ન ઇંડીયા થીએટર્સ લી૦ની હેડ ઓફીસ નીચલે ઠેકાણે આવેલી છે:—

રહીમતુલ્લા હાઉસ, હોમજી સ્ટ્રીટ.
કોટ, મુંબઇ.

**મોદી, શ્રી. સોરાબ મેરવાનજી:**— એમનો જન્મ મુંબઇમાં થયો હતો. મુંબાઇમાંજ ઉછરી અભ્યાસ પણ મુંબઇમાંજ કર્યો હતો. જીવનની શરૂઆત



સત્તર વર્ષની કાચી વયે એમણે શરૂ કરી હતી. ફીલ્મ ઉદયોગમાં દાખલ થતાં પહેલાં આર્ય સુબોધ નાટક મંડળીનો

૧૧ વરસ યશસ્વી રીતે કારભાર કર્યો હતો. "હેમલેટ" નો પાઠ ભજવી એમણે ઘણી નામના મેળવી હતી. ૧૯૩૬ માં મીનર્વા ફીલ્મ કુંપની ઉભી કરી અને પાછળથી એ નામ ફેરવી મીનર્વા મુવીટોન રાખ્યું. "કીંગ જોન", "આત્મ તરંગ", "ખાન બહાદુર", "મીઠા જહર" "જેલર" અને "પુકાર" માં દિગ્દર્શક મુખ્ય નટ અને કૃતિકાર તરીકેના કામ કરી ઘણી ખ્યાતિ મેળવી હતી. "ભરોસા" માં દિગદર્શક તરીકેનું એમનું કામ અતિ ઉચ્ચ પ્રકારનું છે. એમની "પુકાર" કૃતિ ઘણી માનીતી હોવા ઉપરાંત દ્રવ્યોત્પાદકમાં રેકર્ડ સમાન નીવડી હતી. તોપણ એમનું "ભરોસા" એ દિગદર્શન અને ચિત્રપટ કલાકૌશલ્યમાં પરાકાષ્ટાએ પહોંચે છે. ચિત્રપટ કલાકારોની મંડળીના તેઓ પહેલા પ્રમુખ છે અને હિંદુસ્તાનના સઉથી વિશાળ અને સામગ્રી સમૃધ્ધ સ્ટુડીઓ ધરાવતી મીનર્વા મુવીટોનના કુલ માલેક છે.

સરનામું:—મીનર્વા મુવીટોન, સીવરી મુંબઇ—નં ૧૫

**રાજા, શ્રી. એમ. સી.**—એમનો જન્મ ૧૮૮૩ માં થયો હતો. મદ્રાસની ક્રીશ્ચીઅન કોલેજમાં એમણે અભ્યાસ કર્યો હતો. મદ્રાસ યુનીવર્સીટી સેનેટના સભ્ય હતા. ૧૯૨૮ માં સમસ્ત દલિત કોમ સંમેલનના પ્રમુખ હતા. ૧૯૩૧ માં પુના કરાર પર એમણે સહી કરી હતી. ઓલ ઇંડીઆ હિંદુ મહાસભાના ઉપ પ્રમુખ, ગોળમેજી પરિષદના સભ્ય અને હરીજનોના આગેવાન નેતા છે. ડા. આંબેડકરની હરીજનોના ધર્માંતરની ચળવળનો એમણે કટ્ટર વિરોધ કર્યો હતો. એઓને હરીજનોના પ્રતિનિધિ તરીકે વડી ધારાસભામાં નીમવામાં આવ્યા હતા

**ગોવિંદદાસ ચત્રભુજદાસ, દિવાન બહાદુર:**—એમનો જન્મ ૧૮૭૮ માં થયો હતો. મદ્રાસમાં તેઓ એક જાણીતા વેપારી અને શરાફ છે. મેસર્સ ચત્રભુજદાસ ખુશાલદાસ એન્ડ સન્સની પેઢીમાં તેઓ વડા ભાગીદાર છે. ૧૯૧૪ માં મદ્રાસના શેરીફ હતા, અને એમનાજ પ્રયત્નોએ



દક્ષિણ હિંદના વેપારી ચેમ્બરની સ્થાપના થઇ હતી. ઇંડીઆ બેંકના એક સ્થાપક અને બેંકના લાંબા સમય સુધી ડીરેકટર હતા. મદ્રાસ ટેલીફોન કંપનીના ડીરેકટર છે અને મદ્રાસના બારાના પંદર વર્ષ સુધી ટ્રસ્ટી હતા. મદ્રાસની સેંટ્રલ, હિંદુસ્તાન અને કોઓપરેટીવ બેન્કોના ડીરેકટર ઉપરાંત રીઝર્વ બેંકની સ્થાનીક બોર્ડના સભ્ય છે. કેળવણીના ક્ષેત્રમાં પણ તેઓ રસ લે છે. મદ્રાસ યુનીવર્સીટીની સ્ટડીઝ બોર્ડના સભ્ય છે.

સરનામું:—૪૫૯, મીંટ સ્ટ્રીટ, પાર્ક ટાઉન, મદ્રાસ.

**રોય,** ડો. બી. સી., એમ. આર. સી. પી., એફ. આર. સી. એસ.–તેઓ કલકત્તામાં જાણીતા તબીબ છે દેશબન્ધુ દાસની સ્વરાજ્ય પાર્ટીના આગેવાન સભ્ય હતા. ૧૯૩૦ અને ૧૯૩૨ ની અસહકારની અને સત્યાગ્રહની લડતોમાં સારો ભાગ લીધો હતો. ૧૯૩૩ માં કલકત્તાના મેયરપદે હતા અને કોંગ્રેસ કારોબારીના સભ્ય હતા. અખિલ હિંદ મેડીકલ કાઉન્સીલના એઓ પ્રમુખ છે.

સરનામુ—કલકત્તા.

**સત્યમુર્તી**, શ્રી. એસ., બી. એ., એલ એલ. બી.—એમનો જન્મ ૧૮૮૭ માં થયો હતો. એમણે મદ્રાસની ક્રીશ્ચીઅન કોલેજમાં અભ્યાસ કર્યો હતો. મદ્રાસ ધારાસભાના સભ્ય હતા. તેઓ જાણીતા મહાસભાવાદી રાજપુરૂષ છે અને દક્ષિણમાં ચાલતી મહાસભાવાદી પ્રવૃત્તિઓના નેતા છે. કોંગ્રેસ પ્રતિનિધિ મંડળના સભ્ય તરીકે ૧૯૧૯ માં વિલાયત ગયા હતા અને ૧૯૨૬ માં સ્વરાજ્ય પક્ષ તરફથી બીજી વખત ગયા હતા. મદ્રાસ યુનીવર્સીટીની સેનેટના સભ્ય છે અને મદ્રાસ કોરપોરેશનના સભ્ય અને ૧૯૩૯ માં મેયરપદે હતા. દેશની લડતને અંગે અનેકવાર જેલ ગયા છે. ૧૯૩૫ માં વડી ધારાસભાના સભ્ય ચુંટાયા હતા. ત્યાર પછી તે આજ સૂધી વડી ધારાસભાના કોંગ્રેસ પક્ષના ડેપ્યુટી લીડર તરીકે એમની કારકીર્દિ જાણીતી છે. અત્યારે તેઓ જેલમાં છે.

સરનામું—મદ્રાસ.

**રાવ, શ્રી. રાઘવેન્દ્ર**, બાર–એટ લો—શ્રી. રાવ એક વાર પ્રાંતિક કોંગ્રેસ કમીટીના પ્રમુખ હતા. મધ્ય પ્રાંતની ધારાસભાના સભ્ય હતા. સ્વરાજ્ય પક્ષના આગેવાન હતા. મધ્યપ્રાંતની સરકારનાં બે વખત પ્રધાન બન્યા હતા. ૧૯૩૦ માં મધ્યપ્રાંતની સરકારની કારોબારી સમિતીના સભ્ય નિમાયા હતા અને કામ ચલાઉ ગવર્નરના હોદ્દા પર પણ હતા. જ્યારે કોંગ્રેસ પક્ષે પ્રધાન મંડળો રચવાની ના પાડી તે અરસામાં જે કામચલાઉ પ્રધાન મંડળ સ્થપાયું તેમાં એમણે વડા પ્રધાનનો હોદ્દો ભોગવ્યો હતો. (એપ્રીલ થી જુલાઇ ૧૯૩૭). ૧૯૩૯ માં તેઓ સેક્રેટરી ઓફ સ્ટેટ ફોર ઇન્ડીઆની કાઉન્સીલના સભ્ય નીમાયા હતા.

સરનામું:—નાગપુર.

**નટેસન**, શ્રી. જી. એ.—એમનો જન્મ ૧૮૭૩ માં તાંજોર જીલ્લાના એક નાનકડા ગામમાં થયો હતો. ૧૮૯૭ માં ગ્રેજ્યુએટ



થયા પછી તરતજ જાહેર કાર્યમાં પડયા તરતજ એમની કોલેજના દિવસોની કુશાગ્ર બુધ્ધી ખીલી નીકળી અને એક પત્રકાર અને પ્રકાશક તરીકે જાહેરમાં જાણીતા થઇ પડયા. "ઇન્ડીઅન રીવ્યુ"ના તંત્રી તરીકે મરહુમ રામસે મેકડોનાલ્ડ અને લોર્ડ હાર્ડીંજના એમણે અભિનંદન મેળવ્યા છે. શરૂઆતના દીવસોમાં એ ચુસ્ત કોંગ્રેસમેન હતા પણ પાછળથી ૧૯૧૯ માં વિનીત પક્ષમાં જોડાઇ ગયા હતા. એમણે હીંદી વસાહતી દરજ્જાની માંગણી ભારપૂર્વક રજુ કરી હતી. દરીયાપારના હીંદીઓની સ્થિતિ વિષે એમણે ગાંધીજી સાથે સારી સેવા બજાવી છે. મી૦ રામ્સે મેકડોનાલ્ડને ગોળમેજીની સુચના કરનાર તેઓ પહેલા હતા. ગાંધીજીએ પણ એમની ખુબ પ્રશંસા કરી છે.

ઠેકાણું:—મદ્રાસ.

**આયર, સર શીવસ્વામી**—પી., કે. સી. એસ. આઇ. સી. એસ આઇ. સી આઇ. ઇ—એમનો જન્મ તાંજોર જીલ્લામાં ૧૮૩૪ માં થયો હતો. તેઓ ૧૯૨૬ થી ૧૯૧૮ મદ્રાસ યુનીવરસીટીના વાઇસ ચાન્સેલર હતા અને ૧૯૧૮–૧૯ માં બનારસ હિંદુ યુનીવર્સીટીના વાઇસ ચાન્સેલર હતા. ૧૯૨૦ થી ૧૯૨૩ સુધી વડી ધારાસભાના ચુંટાયલા સભ્ય અને ૧૯૨૪ થી ૧૯૨૬ સુધી સરકાર નિયુકત સભ્ય હતા. ૧૯૦૮ થી ૧૯૧૨ સુધી મદ્રાસના એડવોકેટ જનરલ હતા. અને ૧૯૧૨ થી ૧૭ સુધી મદ્રાસ સરકારની એકઝકયુટીવ કાઉન્સીલના સભ્ય હતા.

**રે, સર પ્રફુલ્લચંદ્ર,** સી આઇ ઇ. ડી. એસ. સી. (એડીનબર્ગ) પી. એચ ડી. (કલકત્તા), ડી. એસ. સી. (દરહામ માનદ.) રસાયણશાસ્ત્રી અને વિદ્વાનોમાં શ્રેષ્ટ ગણાતા હિંદુ રસાયણશાસ્ત્ર નામક પુસ્તકના કર્તા– એમનો જન્મ હાલના ખુલના પરગણામાં ૧૮૬૧ માં થયો હતો એમણે એમની નવ વરસની



ઉમ્મર સુધી પોતાના ગામની હાઇસ્કુલમાંજ અભ્યાસ કર્યો હતો અને ત્યાર બાદ કલકત્તાની હેર સ્કુલ અને આલબર્ટ સ્કુલોમાં અભ્યાસ કર્યો હતો. ૧૮૭૯ માં એન્ટ્રન્સ પરિક્ષા પાસ કરી એઓ મેટ્રોપોલીટન ઇન્સ્ટીટયુશન અને પ્રેસીડન્સી કોલેજમાં દાખલ થયા હતા. એમણે એમની બી. એસ. સી. ડીગ્રી, એડીનબર્ગ યુનીવરસીટીમાંથી ૧૮૮૬ માં મેળવી હતી, અને ૧૮૮૭ માં હોપ પ્રાઇઝ એમને મળયુ હતું. ૧૮૮૮ માં હિંદ આવ્યા ત્યારે પ્રેસીડન્સી કોલેજના રસાયણશાસ્ત્રના અધ્યાપક નીમાયા હતા. અહીં ૧૯૧૬ સુધી નોકરી કરી એઓ નિવૃત થયા ત્યારે કલકત્તા યુનીવર્સીટી સાયન્સ કોલેજમાં પ્રોફેસર તરીકે નીમણુંક થઇ હતી. ત્યાર પહેલાં ૧૮૯૨ માં એમણે બંગાલ કેમીકલ એન્ડ ફારમાસ્યુટીકલ વર્કસ નામની ઉદ્યોગ સંસ્થા સ્થાપી હતી. સર પ્રફુલ્લ રે આ સંસ્થાના પ્રાણ છે. એશીઆટીક સોસાયટીની બંગાલની શાખા સન્મુખ એમણે એમનો પ્રથમ નિબંધ વાંચ્યો હતો. ૧૮૯૫ માં મરકયુરી અને નાઈટ્રીક એસીડ સંબંધી શોધખોળ શરૂ કરી હતી. ઇ. સ. ૧૯૦૭ માં કલકત્તા યુનીવર્સીટીએ પીએચ. ડી. ની માનદ ડીગ્રી અર્પી હતી. સામ્રાજ્યની યુનીવર્સીટીઓની કોંગ્રેસમાં કલકતા યુનીવર્સીટીના પ્રતિનીધિ તરીકે અનેકવાર ભાગ લીધો છે. ૧૯૧૨ માં ડરહામ યુનીવર્સીટીએ ડી. એસ સી. ની માનદ ડીગ્રી એમને આપી હતી અને એજ વર્ષમા હિંદ સરકારે સી. આઇ. ઇ. નો ખિતાબ એમને બક્ષ્યો હતો એશીયાટીક સોસાયટી બંગાલ અને કેમીકલ સોસાયટી લંડનના એઓ ફેલો છે. રસાયણશાસ્ત્ર સંબંધી શોધખોળ કરીને જે હિંદીઓએ આજે જગવિખ્યાત ખ્યાતી મેળવી છે તે બધાના એઓ ગુરૂ છે. સર પ્રફુલ્લ રે ખાદી પ્રચારના પ્રખર હિમાયતી છે એમના બીજા પ્રસિધ્ધ પુસ્તકોમાં "લાઇફ એન્ડ એક્ષપીરીઅન્સ ઓફ એ બેંગાલી કેમીસ્ટ" મુખ્ય છે.

સરનામું:—કોલેજ ઓફ સાયન્સ, કલકત્તા.

**રામરાવ, ડો૦ ઉડીપી**—મદ્રાસ કોરપોરેશન અને મદ્રાસ ધારાસભાના સભ્ય હતા. કાઉન્સીલ ઓફ સ્ટેટના સભ્ય તરીકે કોંગ્રેસના આદેશને માન આપી ૧૯૩૦ માં રાજીનામું આપ્યું હતું. મદ્રાસની મેડીકલ કાઉન્સીલના ઉપ–પ્રમુખ, અને મદ્રાસ યુનીવરશીટી સેનેટના સભ્ય હતા. ૧૯૩૫ માં ઇંડીઅન મેડીકલ એસોસીએશનના પ્રમુખ ચુંટાયા હતા. તબીબી માસીકો પણ કાઢયા છે અને મદ્રાસમાં સત્યાગ્રહ ચળવળ અંગે સ્થપાયેલી હોસ્પીટલમાં કામ કર્યું છે. મદ્રાસની હાલની કાઉન્સીલમાં કોંગ્રેસ તરફથી ચુંટાયા છે અને પ્રમુખ બન્યા છે. એમનો જન્મ ૧૮૭૪ માં અને ધંધો તબીબનો.

સરનામું:—"હાવર્ડન", ૬૯, લોર્ડસ ગેટ રોડ, વેપરી, મદ્રાસ.

**મગનલાલ રતનજી વિદ્યાર્થી,**—એમ. એ., બી. એસ સી., એલ એલ. બી., એડવોકેટ, મુંબઇ હાઈકોર્ટ—એમનો જન્મ તા૦ ૧૧ મી જાન્યુઅરી ૧૮૮૫ ના દિને જલાલપુર તાલુકાના અબ્રામાં ગામમાં



થયો હતો અને પ્રાથમિક તથા પ્રારંભની અંગ્રેજી કેળવણી પણ ત્યાં જ લીધી હતી. પછી વડોદરા હાઇસ્કુલમાંથી મેટ્રીકની પરીક્ષા પાસ કરી વડોદરા કોલેજમાં મોટે ભાગે અભ્યાશ કરી સાયન્સના ગ્રેજ્યુએટ થઇ ફીલોસોફીના વિષયમાં એમ. એ. ની પદવી મેળવી હતી અને ત્યાર બાદ મુંબઈમાં કાયદાનો અભ્યાસ કરી એલ એલ. બી. ની ડીગ્રી મેળવી સુરતની ડીસ્ટ્રીકટ કોર્ટમાં વકીલાતનો ધંધો શરૂ કર્યો હતો. સાયન્સના ગ્રેજ્યુએટની ડીગ્રીસને ૧૯૦૮ માં મેળવ્યા પછી શિક્ષક તરીકેની નોકરી વડોદરા રાજ્યમાં કરતાં કરતાં બી. એ તથા એમ. એ. નો અભ્યાસ કર્યો હતો અને વડોદરા કોલેજના ફેલો તરીકે પણ એક વર્ષ કામ કર્યું હતું. સુરતમાં એમણે સને ૧૯૧૬ માં વકીલાતની શરૂઆત કર્યા બાદ સને ૧૯૧૯ માં મુંબઇ હાઈકોર્ટમાં વકીલાત કરવા મુંબઇ ગયા. ત્યાં એક મિત્ર તેમને સરકારી ખેતીવાડી ખાતામાં બીહાર પ્રાંતમાં પુસે લઇ ગયા હતા. પણ તે જગ્યા નાપસંદ પડતાં પાછા સુરત વકીલાત શરૂ કરી સને ૧૯૨૨ માં "સમાચાર" નામનું રોજીંદુ પત્ર કાઢયું હતું. તે ત્રણ વરસ સુધી ભારે ખોટ સાથે ચલાવ્યા બાદ અમદાવાદમાં આણંદજી કલ્યાણજી નામની શ્વેતાંબર જઇનોની જાણીતી પેઢી તરફ તેમના મુખ્ય તીર્થ સ્થળો શેત્રુંજયના ડુંગર સંબંધના પાલીતાણાના ઠાકોર સાહેબના ઝઘડામાં ઘણા લખાણો તઇયાર કર્યાં હતાં અને અમદાવાદમાં વકીલાત શરૂ કરી અને ત્યાર બાદ સને ૧૯૩૭ થી મુંબઇ હાઈકોર્ટમાં વકીલાત કરે છે.

સને ૧૯૨૩ ના રાજદ્વારી આંદોલનમાં સ્વરાજ પક્ષ ગુજરાત ખાતે સ્વ. વીઠલભાઇ પટેલની રાહબરી નીચે સ્થાપ્યો હતો. હાલમાં વકીલાત સાથે વીમા કું. માં રસ લેતા હોવાથી વોર્ડન વિમા કું. ની બોર્ડ પર એક ડીરેકટરનો હોદ્દો ધરાવે છે.

સરનામું—ગીરધર ભુવન, લેમીંગ્ટન રોડ, મુંબઇ

**રઝાઅલી,** સર સઇયદ-એમનો જન્મ ૧૯૮૨ માં થયો હતો. યુકત પ્રાંતની ધારાસભાના તેઓ સભ્ય હતા. ૧૯૨૧ મા કાઉન્સીલ ઓફ સ્ટેટના સભ્ય હતા. દક્ષિણ આફ્રિકાની સરકાર સાથે હિંદી પ્રશ્નોનું નિરાકરણ કરવા માટે મંત્રણા કરવા ૧૯૨૫



માં દક્ષિણ આફ્રીકા ગયેલા પ્રતિનીધિ મંડળમાં તેમને પણ સ્થાન મળ્યું હતું. ૧૯૨૯ માં હિંદ તરફથી "રાષ્ટ્ર સંઘ' માં ગયેલા પ્રતિનીધિ મંડળના પણ તેઓ સભ્ય હતા. સર રઝાઅલીએ ૧૯૩૫ થી ૧૯૪૦ સુધી દક્ષિણ આફ્રીકા ખાતે હિંદના એજંટ જનરલનો હોદ્દો ભોગવ્યો હતો.

સરનામું:—ન્યુ દિલ્હી.

**રાજેન્દ્રપ્રસાદ, બાબુ**—એમનો જન્મ ૧૮૮૪ માં બિહાર પ્રાંતના સારણ પરગણામાં આવેલા ભરાદી ગામે થયો હતો. ૧૯૦૨ ની કલકતા યુનીવર્સીટીની એન્ટ્રન્સ પરીક્ષામાં પાસ થનારાઓમાં એઓ પહેલા નંબરે આવ્યા હતા. ત્યાર બાદ કલકત્તાની પ્રેસીડન્સી કોલેજમાં એઓએ અભ્યાસ કર્યો હતો અને ઇ ટર મીજીએટની પરીક્ષા પહેલા નંબરે પાસ કરી હતી. બી. એ. ની પરીક્ષામાં પણ એઓ પહેલે નંબરે પાસ થયા હતા. ૧૯૦૭ માં એમ. એ. અને ૧૯૧૦ માં બી. એલ. ની ડીગ્રી મેળવી હતી. બિહાર પ્રાંતની યુવક પ્રવૃત્તિમાં એમણે આગેવાનીભર્યો ભાગ લીધો હતો અને ત્યાંની યુવક સંમેલનના નેતા હતા. ૧૯૨૮ માં એક કજીઆને અંગે એઓ વિલાયત ગયા હતા. ઈ. સ. ૧૯૧૬ સુધી એમણે કલકત્તા હાઈકોર્ટમાં વકીલાત કરી હતી અને જ્યારે પટણામાં જુદી હાઈકોર્ટ સ્થપાઇ ત્યારે એઓ પટણા ગયા હતા ૧૯૨૫ માં એમણે એમ. એલ. ની પરીક્ષા પહેલા વર્ગમાં પહેલે નંબરે પાસ કરી હતી અને થોડો વખત યુનીવર્સીટી લૉ કોલેજના અધ્યાપક હતા. પછી તેમણે બિહાર પ્રાંતના જાહેર જીવનમાં ભાગ લેવા માંડયો. પટના યુનીવર્સીટીની સેનેટના અને સીન્ડીકેટના પણ સભ્ય હતા. ૧૯૧૭ માં જ્યારે મહાત્મા ગાંધીએ ચંપારણમાં સત્યાગ્રહ આદર્યો ત્યારે એમની પડખે ઉભા રહયા હતા અને પોતાના ધીકતા ધંધાને ૧૯૨૦ માં તિલાંજલી આપી હતી. કોંગ્રેસના જનરલ સેક્રેટરી (૧૯૨૨), હતા અને કારોબારી સમિતિના વર્ષોથી સભ્ય છે, કોંગ્રેસના પ્રમુખ તરીકે ૧૯૩૪ અને ૧૯૩૯ માં ચુંટાયા હતા. એમને સવિનય ભંગની લડતમાં અનેક વખત જેલ મળી હતી.



સરનામું:—પટના.

**રાજગોપાલાચારીઅર, શ્રી. સી.**—એમનો જન્મ ૧૮૭૯ માં થયો હતો. એમણે મદ્રાસની પ્રેસીડન્સી કોલેજ અને લૉ કોલેજમાં અભ્યાસ કર્યો હતો. વકીલાત શરૂ કરી એમણે સાલેમ શહેરમાં સારો અડ્ડો જમાવ્યો હતો. પરંતુ ૧૯૧૯ માં અસહકારની ચળવળ શરુ થઇ ત્યારે વકીલાત છોડી દીધી અને ચળવળમાં ભાગ લીધો હતો. તેઓ અનેકવાર જેલમાં ગયા હતા. ગાંધીજીના "ન્યુ ઇન્ડીઆ" નામના પત્રના તેઓ અધિપતિ હતા. કોંગ્રેસના જનરલ સેક્રેટરી (૧૯૨૧–૨૨) અને વર્કીંગ કમીટીના સભ્ય વિ. થયા બાદ અસ્પ્રુશ્યતા નિવારણ જંગમાં ઝુકાવ્યું હતું. ૧૯૩૦ માં સાવનય ભંગની લડતમાં જોડાઇ તેઓ જેલ ગયા હતા. ૧૯૨૬ સુધી તામીલ નાડ પ્રાંતિક સમિતિના પ્રમુખ હતા અને જ્યારે કોંગ્રેસ પ્રધાન મંડળો સ્થપાયા ત્યારે મદ્રાસ પ્રધાન મંડળના વડા પ્રધાન હતા. એઓ મોટા વિદ્વાન, કુશળ રાજદ્વારી પુરૂષ અને બાહોશ મુત્સદ્દી છે. ૧૯૪૦ ના વાણી સ્વાતંત્ર્ય યુધ્ધમાં પણ ડીફેન્સ ઓફ ઇન્ડીઆ કાયદા નીચે એમને જેલમાં પુરવામાં આવ્યા છે.



સરનામું:—મદ્રાસ.

**રોય,** શ્રી. એમ. એન.—એમના પિતા બંગાળના એક ગામડાંની સ્કુલમાં શિક્ષક હતા. ૧૯૦૩ માં એઓ ક્રાંતિકારી પ્રવૃતિમાં પ્રથમ જોડાયા હતા અને ઢાકા અનુશીલન સમીતિના અગ્રેસર બન્યા હતા. રાજદ્વારી ધાડ માટે એમની સામે ૧૯૦૬ માં ફોજદારી કેસ થયો હતો. ૧૯૦૮ માં હાવરા કાવત્રાં કેસમાં અને ૧૯૧૪ ની ગાર્ડનરીચ ધાડમાં એઓ સંડોવાયા હતા. ૧૯૧૪ માં યુધ્ધની શરૂઆતમાં ગદર પક્ષમાં જોડાયા હતા અને જર્મની સાથે હિંદમાં શસ્ત્રો આયાત કરવાની મંત્રણા કરવામાં ભાગ લીધો હતો. એમાં નિષ્ફળ થયા પછી તેઓ હિંદમાંથી છટકી જઈ ચીન ગયા અને ડો૦ સુનયાતસેન પાસે સ્હાય મેળવી. ત્યાંથી અમેરીકા ગયા અને પોતાનું સાચુ નામ નરેન્દ્રનાથ ભટ્ટાચાર્યજીનું બદલીને એમ. એન. રોયનું નામ ધારણ કર્યું અને પક્કા કોમ્યુનીસ્ટ બન્યા. પછી મેકક્ષીકો જઈ કોમ્યુનીસ્ટ સંસ્થા સ્થાપી અને દક્ષિણ અમેરીકાના દેશોમાં કોમ્યુનીસ્ટ સિધ્ધાંતોનો પ્રચાર કર્યો. ત્યાંથી લેનીનના આમંત્રણથી રશીયા જઇ કોમ્યુનીસ્ટ ઇંટર નેશનલના આગેવાન સભ્ય બન્યા. તેમને એ સંસ્થામાં પૌર્વાત્ય ખાંતાના મુખ્ય અધિકારી નીમવામાં આવ્યા. આ ખાતું હિંદ અને પુર્વના અન્ય દેશોમાં બનતા બનાવો પર દેખરેખ રાખવા માટે હતું. ૧૯૨૨ થી ૧૯૨૮ સુધી શ્રી. રોયે "વેનગાર્ડ" અને "માસીસ" નામના પત્રોના તંત્રી તરીકે કામ કર્યું. કોમ્યુનીસ્ટ ઇન્ટર નેશનલ સંસ્થાએ એમને ચીનમાંની કોમ્યુનીસ્ટ પાર્ટીના સલાહકાર તરીકે ચીન મોકલી આપ્યા. અહીં એમને રશીયન કોમ્યુનીસ્ટ અગ્રેસર બોરોડીન સાથે અણબનાવ થતા એમને ચીનમાંનો હોદ્દો છોડી દેવાની ફરજ પડી. ૧૯૨૮ ની છઠી વર્લ્ડ ઇન્ટર નેશનલ કોમ્યુનીસ્ટ કોંગ્રેસમાં એમણે જુદા માર્ગની હિમાયત કરી હોવાથી એમને કોમ્યુનીસ્ટ ઈન્ટર નેશનલમાંથી બાતલ કરવામાં આવ્યા હતા. પંદર વર્ષનો દેશવટો ભોગવ્યા બાદ ૧૯૩૩ માં તેઓ હિંદમાં છુપી રીતે દાખલ થયા હતા. ૧૯૩૧ માં એમની મુંબઈમાં ધરપકડ થઇ અને કાનપુરમાં કેસ ચાલ્યા પછી છ વર્ષની સજા થઇ હતી. ૧૯૩૬ માં બંધન મુક્ત થયા પછી કોંગ્રેસમાં જોડાયા. કોંગ્રેસમાં ઉદ્દામપક્ષની સ્થાપના કરી "ઇંડીપેન્ડંટ ઇંડીઆ" નામનું સાપ્તાહીક ચલાવ્યું હતું. યુધ્ધ સળગી ઉઠ્યા પછી એમણે કોંગ્રેસ થી ન્યારો માર્ગ લઇ નાઝીવાદનો નાશ કરવા બ્રિટીશ સરકારને સ્હાય કરવાની હિમાયત કરી હતી. કોંગ્રેસ વિરૂધ જન્મ યુધ્ધ પ્રચાર કરવા માટે અત્યારે કોંગ્રેસમાંથી એમની હકાલપટી થઇ છે. શ્રી. રોય માર્કસના સિધ્ધાંતના પ્રખર અભ્યાસી છે. એમણે અમેરીકન સ્ત્રી સાથે લગ્ન કર્યાં છે.

**રે, શ્રી. કીરણશંકર**—એમનો જન્મ ૧૮૯૧ માં થયો હતો. એમણે એમનો અભ્યાસ કલકત્તા અને ઓક્ષફર્ડમાં કર્યો હતો. એઓ બેરીસ્ટર છે. અસહકારની ચળવળમાં ભાગ લેવા ખાતર એમણે સરકારી નોકરી મુકી દીધી હતી. અનેક વાર જેલ જઇ આવ્યા છે અને બંગાળ ના ધારાસભામાં કોંગ્રેસ પક્ષના નેતા છે. બંગાલમાં અત્યારે પડેલા બે પક્ષમાં તેઓ કોંગ્રેસ કારોબારી પક્ષની સાથે છે.

સરનામું:—કલકત્તા.

**ઠક્કર, જેઠાલાલ સી.**—રા. ઠક્કરનો જન્મ તા૦ ૧૪ મી ફેબ્રુઆરી ૧૯૦૨ ના દીને થયો હતો. અને જેમ જેમ તેઓ કેળવણી લેતા ગયા તેમ તેમ બેંકીંગ અને વીમાના ધંધા તરફ તેમનું દીલ ખેંચાવા લાગ્યું હતું.



આથી તેમણે કેળવણી લીધા પછી દેશી તથા પરદેશી વીમા કંપનીઓની એજન્સી લઇ વીમાના ધંધાનો અનુભવ લીધો અને ૧૯૩૩ માં વોર્ડન ઇનસ્યુરન્સ કંપનીની સ્થાપના કરી કે જે કંપનીના તેઓ શરૂઆતથી તે આજદીન સુધી મેનેજીંગ ડીરેકટર છે. "વોર્ડન" ને સારા પાયા ઉપર મુકયા પછી તેમણે ગુજરાતમાં એક વ્યાપારી બેંકની સ્થાપના કરવાના ઇરાદાથી ઇન્ટરનેશનલ બેંક ઓફ ઇન્ડીઆની સ્થાપના કરી કે જેના તેઓ મેનેજીંગ ગવર્નર છે. આ બેઉ સંસ્થાઓ ગુજરાતભરમાં જાણીતી છે અને તેમની પ્રગતી તથા સફળતામાં રા. ઠક્કરે કીંમતી ફાળો આપ્યો છે.

ઠેકાણું:—પરીમલ સોસાયટી,
અમદાવાદ.

**પ્રકાશમ**, શ્રી. ટી., બાર–એટ–લો:—એઓ એક આગેવાન અસહકારી છે અને અસહકારની ચળવળમાં ભાગ લેવા માટે વકીલ તરીકે ધીકતી આવકવાળો ધંધો છોડી દીધો હતો. ૧૯૨૬ માં ધારાસભાના સભ્ય ચુંટાયા હતા અને એ સભ્યપદનું એમણે ૧૯૩૦ માં રાજીનામું આપ્યું હતુ. એમને અનેક વખત જેલ મળી હતી. મદ્રાસમાં મહાસભા સરકાર સ્થપાઇ ત્યારે એઓ પ્રધાનના ઓધ્ધા પર હતા.

સરનામું:—મદ્રાસ.

**પાનીકર**, મેજર સરદાર કે. કે.,—એમનો જન્મ ૧૮૯૫ માં થયો હતો. એમણે મદ્રાસની ક્રીશ્ચીઅન કોલેજ અને ઓક્ષફર્ડની ક્રાઇસ્ટ ચર્ચ કોલેજમાં અભ્યાસ કર્યો હતો. અભ્યાસ પુરો કરી ઓક્ષફોર્ડ છોડયા બાદ અલીગઢની એમ. એ. ઓ. કોલેજમાં અને પછી મુસ્લીમ યુનીવર્સીટીમાં ઇતિહાસ અને રાજનીતિ શાસ્ત્રના પ્રોફેસર તરીકે એમની નિમણુંક થઇ હતી. ત્યાંથી એમણે ૧૯૨૨ માં રાજીનામું આપ્યું હતુ અને મદ્રાસમાં પ્રસિધ્ધ થતા "સ્વરાજ્ય" પત્રના અધિપતિના હોદ્ધા પર હતા અને ત્યાર બાદ દિલ્હીથી પ્રસિધ્ધ થતાં "હિંદુસ્તાન ટાઇમ્સ" પત્રના અધિપતિ થયા હતા. "હિંદ સરકાર અને દેશી રાજ્યો" એ શિર્ષકનું પુસ્તક પ્રસિધ્ધ કર્યા બાદ એઓ દેશી રજવાડાઓના ઘાડા સંબંધમાં આવવા માંડયા હતા અને પ્રથમ કાશ્મીર રાજ્યની નોકરીમ જોડાયા. ત્યાર બાદ નરેન્દ્ર મંડળના ચાન્સેલરના મંત્રીના ઓધ્ધા પર હતા અને એ અંગે એમણે ગોળમેજી પરિષદમાં ગયેલા જુદા જુદા પ્રતિનિધી મંડળોના મંત્રીનું કામ કર્યું હતું. ૧૯૦૩ માં નામદાર પતીઆલાના મહારાજાના વિદેશ ખાતાંના પ્રધાન નીમાયા હતા અને ૧૯૩૯ માં બિકાનેર રાજ્યમાં પ્રધાનપદે નીમાયા હતા.

સરનામું:—બીકાનેર.

**પરમાનંદ,-ભાઇ** હીંદુ મહાસભાના આ જાણીતા અગ્રેસરે લાહોરની ડી. એ વી. કોલેજમાં અભ્યાસ કરી એમ.એ. થયા પછી એજ કોલેજમાં પ્રોફેસર તરીકે હોદ્દો લીધો હતો અને પછી આર્ય સમાજમાં જોડાઈ ૧૯૦૫ માં પ્રચારાર્થે દક્ષીણ આફ્રીકા ગયા હતા ત્યાંથી ૧૯૦૮ માં પાછા ફર્યા હતા. "રાજદ્વારી શકદાર" તરીકે એમની ૧૯૦૯ માં ધરપકડ થઇ હતી અને ત્રણ વર્ષ સુધી કોઇપણ રાજદ્વારી પ્રવૃતિમાં ભાગ નહી લેવાની બાંહેધરી મેળવવામાં આવી હતી. ૧૯૧૦ માં ફરી પાછા ભાઇ પરમાનંદ બ્રિ૦ સંસ્થાનોમાં અને દક્ષીણ આફ્રીકા ગયા હતા અને ૧૯૧૩ માં પાછા ફર્યા હતા. પરંતુ ૧૯૧૩ માં અમેરીકાની ગદર પાર્ટીના સભ્ય હોવાનો શક પડતાં એમને પકડવામાં આવ્યા હતા. ખાસ ટ્રીબ્યુનલ સમક્ષ એમનો કેસ ચાલ્યો હતો અને એમને દેહાંત દંડની સજા થઇ હતી. આ સજામાં પાછળથી ઘટાડો થયો હતો અને ભાઇ પરમાનંદ ફાંસીની સજામાંથી બચી ગયા હતા. એમને જન્મ દેશનીકાલની સજા ભોગવવા માટે આંદામાન ટાપુ પર મોકલવામાં આવ્યા હતા જ્યાં ઉપવાસ આદર્યા હોવાથી એમને બે માસ પછી ૧૯૨૦ માં મુકત કરવામાં આવ્યા હતા. ભાઇ પરમાનંદ પાછા ફરતાં અસહકારની પ્રવૃતિમાં જોડાયા હતા અને લાહોરની રાષ્ટ્રીય કોલેજના પ્રીન્સીપાલ બન્યા હતા. હીંદુ લડતને અન્યાય થવાની એમણે કોંગ્રેસ સામે ફરીયાદ કરી હતી અને કોંગ્રેસમાંથી છુટા થયા હતા. પછી તેઓ હીંદુ મહાસભામાં જોડાયા અને સંગઠ્ઠનની પ્રવૃતિ શરૂ કરી. ૧૯૩૧ માં મધ્યવર્તી ધારાસભામાં બીન હરિફ ચુંટાઇ આવ્યા હતા અને ૧૯૩૫ માં કોંગ્રેસનો વિરોધ હોવા છતાંયે સંગીન બહુમતિથી ચુંટાઇ આવ્યા હતા. ૧૯૩૪ માં ઓલઈન્ડીઆ હીંદુ મહાસભાના પ્રમુખ ચુંટાયા હતા. અત્યારે એમની ઉમર ૬૪ વર્ષની છે.

સરનામું:—લાહોર.

**ઠાકર, શીવપ્રસાદ એચ.**—રા. ઠાકરનો જન્મ તા૦ ૪થી અકટોબર ૧૯૦૪ના દીને થયો હતો. તેમને નાનપણથીજ ધંધાદારી લાઇન તરફ પક્ષપાત હતો અને તેથી ધંધા પુરતી કેળવણી લીધા પછી તરતજ તેમણે વીમાના ધંધામાં ઝીંપલાવ્યું હતું. કેટલીક આગળ પડતી દેશી



વીમા કંપનીઓમાં એજન્ટ, ઓરગેનાઇઝર અને સેક્રેટરી તરીકે કામ કર્યા પછી રા૦ જેઠાલાલ ઠકકરની સાથે મળીને સને ૧૯૩૩ માં તેમણે વોર્ડન ઇનસ્યુરન્સ કંપની સ્થાપી હતી અને તે કંપનીના તેઓ શરૂઆતથી તે આજદીન સુધી જનરલ મેનેજર છે. જીંદગીના વીમાના કારોબારી અને ધંધાદારી અનુભવને લીધે રા૦ ઠાકર "વોર્ડન" ને આજે એક અગ્રગણ્ય વીમા કંપનીના સ્થાન ઉપર લાવી શકયા છે. ગુજરાતની પહેલ વહેલી વ્યાપારી બેંક "ઇન્ટરનેશનલ બેંક ઓફ ઇન્ડીઆ લી૦" ના રા૦ ઠાકર એક મેનેજીંગ ડીરેકટર છે અને ગુજરાતની બે મોટી વેપારી સંસ્થાઓ "વોર્ડન" અને "ઇન્ટરનેશનલ બેંક" ની સફળતામાં રા૦ ઠાકરનો મોટો ફાળો છે.

ઠેકાણું:—સૌરાષ્ટ્ર સોસાયટી, સરખેજ રોડ, અમદાવાદ.

**જસાવાલા, ડૉ. જહાંગીર મેરવાનજી,** એન. ડી., ડી. ઓ., ડી. સી. (ઇંગ્લન્ડ), નેચર કયુર ફિઝીશીયન, મુંબઇની નેચરલ થેરેપી કલીનીકના ઓસ્ટેઓ પાથ, ચિરો પ્રેકટર તથા ડિરેકટર—રાવલપિંડી ખાતે



તા૦ ૧૮ મી નવેમ્બર ૧૯૦૭ને દિને જનમ્યા હતા. તેમણે સેંટ વિલ્સન હાઇસ્કુલ અને પુનાની ડેકકન કૉલેજમાં તેમજ ન્યુકેસલ-અપોન-ટીન ખાતેની ડેવીડસન કૉલેજ ઓફ નેચરલ થેરા પ્યુટેકસમાં ત્રીંગ (લંડન)ની લીફસ નેચર કયુર રીસોર્ટમાં અને વૉટફર્ડ (ઇંગ્લન્ડ) ખાતે સ્ટારબરો હાઇડરોમાં અભ્યાસ કર્યો છે. સને ૧૯૩૫ માં તેમણે લગ્ન કર્યાં હતાં. મિસીસ મેહરા જસાવાલા સર્ટિફાઇડ મેસ્યુસ (ઇંગ્લન્ડ) છે. ડૉ૦ જહાંગીર જસાવાલા રાવલપિંડીના કૉમોડોર મર્હુમ નવાબ ધનજીભાઇના પૌત્ર થાય છે. બી. એ. સુધી અભ્યાસ કર્યા પછી ડૉ૦ જસાવાલા સને ૧૯૨૯ માં વર્લ્ડ જેમ્બોરી માટે સ્કાઉટ માસ્ટર ઇન ચાર્જ તરીકે ઇંગ્લન્ડ ગયા હતા. અને ત્યાં એજ વર્ષે સ્કાઉટ માસ્ટર્સ ગીલ્ડવેલ ટ્રેનીંગમાં પાસ થયા હતા. ૭ વર્ષ સુધી નેચરોપથીની પ્રેકટિસ કર્યા પછી સને ૧૯૩૬ માં તેઓ નેચર કયુર સંબંધી વધુ અભ્યાસ કરવાને ફરીથી ઇંગ્લન્ડ ગયા હતા. ત્યાં નેચર કયુર, ઓસ્ટેઓપથી અને ચિરો-પ્રેકટિના વિષયોમાં માનભરી પદ્વીઓ મેળવ્યા બાદ ડૉ૦ જસાવાલા અમેરિકાની લિન્ડલાહાર કૉલેજવાળા ડૉ૦ વી. સ્ટેન્લીના મદદનિશ તરીકે નીમાયા હતા અને લંડનની હેલ્થ પ્રેકટીસનર્સ એસોસીએશનના ફુલ-મેમ્બર તરીકે ચુંટાયા હતા. સને ૧૯૩૮ માં તેમણે મુંબઇમાં નેચરલ થેરેપી કલીનીક ખોલી હતી કે જયાં ખોરાક, ઉપવાસ, થેરેપી (જળ પ્રયોગ) ઇલેકટ્રો થેરેપી, મસાજ તેમજ ઓસ્ટેઓપથી અને ચિરો પ્રેકટીક, બાયો-કેનિક તથા હોમીઓપથીક, ઓરીફિશિય થેરેપી અને બીજી જાતના આધુનિક પધ્ધતિના ઉપચારો કરવામાં આવે છે. ડૉ૦ જસાવાલા બામ્બે પ્રોવિન્શિયલ નેચરોપથિક એસોસિએશના ઉપ-પ્રમુખ છે

સરનામું:—નેચરલ થેરેપી કલીનીક,
સુનામા હાસ, ત્રીજે મજલે,
૧૪૦ ખંબાલા હિલ-પિટીટ
સેનીટેરીયમની બાજુમાં-
મુંબઇ -૬.

**ભટ્ટ, શ્રી. પ્રભાશંકર રામચંદ્ર**—મુંબઈના મરહુમ નાગરીક શ્રી. રામચન્દ્ર ભટ્ટના પુત્ર થાય છે. એમણે પિતાના સ્મારક



માટે મુંબઈની ગ્રાંટ મેડીકલ કોલેજ માટે હોસ્ટેલ બાંધવા રૂ. ૨૬૨૦૦૦ ની રકમ ભેટ આપી હતી. શ્રી. પ્રભાશંકર ધી ક્રેસંટ ઇન્સ્યુરંસ કું. લી તથા ધી ઈંડીઅન પબ્લીકેશન્સ લી૦ ના મેનેજીંગ ડીરેકટર છે. આ ઉપરાંત રામચન્દ્ર લી૦ (મુંબઇ) કું.નીના પ્રમુખ અને મેનેજીંગ ડીરેકટર છે. મુંબઇમાંથી પ્રસિધ્ધ થતાં "સોશીયલ વેલ્ફેર" નામના સાપ્તાહીકના સહતંત્રી છે. શ્રી. આર. એમ. ભટ્ટ ચેરીટીઝ (મુંબઇ) હસ્તકનું બારડોલીમાં મોતા મુકામે આવેલું માધવ ધર્માદા દવાખાનું અને માધવ એંગ્લો-વર્નાકયુલર સ્કુલના તેઓ મેનેજીંગ ટ્રસ્ટી છે. ગુર્જર ચોર્યાસી બ્રાહ્મણ મંડળ, વીલેપાર્લાની શ્રી. સંસ્કૃત પાઠશાળા, સુરત જીલ્લાના સાંઢીએર ગામની સંસ્કૃત પાઠશાળા, આર. એમ. ભટ્ટ હોસ્ટેલ, ગ્રાંટ મેડીકલ કોલેજ, મુંબઈ, ભાઇદાસ સખીદાસ ચેરીટેબલ ટ્રસ્ટ મુંબઇ, યંગમેન્સ હીંદુ એસોસીએશન મુંબઇ વિગેરેના ટ્રસ્ટી છે અને ધી ચીલ્ડ્રન્સ એડ સોસાયટી મુંબઇ અને ચેમ્બુર, ડેવીડ સાસુન ઈંડસ્ટ્રીઅલ સ્કુલ, મુંબઇ પ્રાંતની ઓલીમ્પીક એસોસીએશન, ગુર્જર ચોર્યાસી બ્રાહ્મણ મંડળ, ઓલ ઈંડીઆ પીનલ રીફોર્મ લીગ, નવમી ઈંડીઅન ઓલીમ્પીક ગેમ્સ ૧૯૪૦ મુંબઇ, બોંબે પ્રેસીડંસી એડલ્ટ એજ્યુકેશન એસોસીએશન, ધી કોંગ્રેસ સ્ટોર્મ રીલીફ ફંડના માનદ ખજાનચી છે. ધી નેશન્સ લીગ ઓફ પેન ફ્રેન્ડઝની મુંબઇની શાખાના પ્રમુખ અને યંગમેન્સ હિંદુ એસોસીએશન તથા ગુર્જર બ્રાહ્મણ કેળવણી મંડળના ઉપ-પ્રમુખ છે ૧૯૩૭ માં છઠ્ઠા જ્યોર્જના રાજ્યારોહણના પ્રસંગે એમને કોરોનેશન મેડલ એનાયત કરવામાં આવ્યો હતો અને ૧૯૩૯ માં એમને જે. પી. બનાવવામાં આવ્યા હતા.

સરનામું:—રામચંદ્ર મેનશન, સેન્ડહર્સ્ટ રોડ, મુંબઇ ૪.

**મહેતા, શ્રી. રામપ્રસાદ ચીમનલાલ,** એફ. એસ. એ. એ., આર. એ., ચીફ ઓડીટર, બોંબે મ્યુનીસીપલ કોરપોરેશનઃ—એમનો જન્મ ૧૮૯૮ માં થયો હતો. દી. બા. ચીમનલાલ એન. મ્હેતાના એ પુત્ર થાય અને નડીઆદના વતની છે. મુંબઇ મ્યુ૦ કોરપોરેશનમાં ચીફ ઓડીટર તરીકે જોડાતા પહેલાં એકાઉન્ટંટ અને ઓડીટર તરીકે ધંધો કરતા અને મુંબઇ તેમજ દેશભરમાં એમનો ધંધો સારા પ્રમાણમાં ચાલતો હતો.

સરનામું:—જરીવાલા બીલ્ડીંગ, હ્યુજીસ રોડ, મુંબઇ ૭.

**ચંદાવરકર, શ્રી. વી. એન.,** બી. એ. (કેન્ટરબરી)., બાર-એટ-લૉ.—એમનો જન્મ ૧૮૮૭ માં થયો હતો. સર એન. જી. ચંદાવરકરના તેઓ પુત્ર થાય. મુંબઇ અને કેમ્બ્રીજ ખાતે વિદ્યાભ્યાસ કર્યા પછી જાહેર જીવનમાં પડયા હતા. ૧૯૨૬ થી ૧૯૩૯ સુધી તેઓ મુંબઇ મ્યુનીસીપાલીટીના સભ્ય હતા.



૧૯૩૨-૩૩ ના વર્ષમાં મુંબઇના મેયર બન્યા હતા. ૧૯૩૬ અને ૧૯૪૦ માં મુંબઇના મીલમાલેકોની મંડળીના પ્રમુખ ચુંટાયા હતા. મુંબઇ યુનીવરસીટીના વાઇસ-ચેન્સલર તરીકેની એમની સેવાઓ જાણીતી છે. એ પદે ૧૯૩૩ થી ૧૯૩૮ સુધી તેઓ રહયા હતા. ૧૯૪૦ માં લીબરલ ફેડરેશનના પ્રમુખ ચુંટાયા હતા.

સરનામું:—૪૧ પેડરરોડ, મુંબઇ

**કર્વે, પ્રો. ધોંડો કેશવ**—એમનો જન્મ ૧૮૫૮ માં થયો હતો. પ્રો૦ કર્વે પુનાની હિંદુ વીડોઝ હોમ અને ઇંડીઅન વીમેન્સ યુનીવરસીટીના સ્થાપક છે. પ્રથમ ફરગ્યુસન કોલેજના તેઓ પ્રોફેસર બન્યા હતા. હિંદુ વિધવાઓના દુ:ખથી દુ:ખી થઇ, એમણે વિધવાઓના દુ:ખ નિવારણની પ્રવૃત્તિ ઉપાડી હતી. પ્રથમ પત્નીના અવસાન બાદ એક વિધવા સાથે તેમણે લગ્ન કર્યું હતું. પછી એમની પ્રવૃતિઓએ મુર્તસ્વરૂપ લીધું હતું. એમણે સર આર. કે. ગણેશ ભંડારકર સાથે મળીને વિધવા-લગ્ન સંસ્થાની સ્થાપના કરી હતી અને પાછળથી ૧૮૯૬ માં હિંદુ વિડોઝ હોમની સ્થાપના કરી હતી. આ વિધવા ગૃહની સ્થાપના એક માટીના ઝુંપડાંથી શરૂ થઇ હતી. અત્યારે એ સંસ્થામાં ૨૦૦ વીદ્યાર્થીનીઓનો નિર્વાહ થાય છે અને તેમને શિક્ષણ અપાય છે. એ સંસ્થા અત્યારે બે લાખની મુડી ધરાવે છે. હિન્દી સ્ત્રીઓની યુનીવરસીટીની સ્થાપના એ એમની છેલ્લી જાહેર પ્રવૃતિ છે. એ સંસ્થાની ૧૯૧૬ માં વિધિપુર્વક ઉદ્દઘાટન ક્રીયા થઇ હતી. સર વીઠલદાસ ઠાકરસીએ પંદર લાખની બાદશાહી ભેટ કરવાથી એમના માતુશ્રી નાથીબાઇનું નામ એ સંસ્થા સાથે જોડવામાં આવ્યુ છે.

સરનામું—પુના.

**હબીબુલ્લા, સર મહમદ,** કે. સી. એસ. આઇ., કે. સી. આઇ. ઇ., એલ એલ. ડી.—એમનો જન્મ ૧૮૬૯ માં થયો હતો. ૧૮૮૮ માં ધારાશાસ્ત્રી તરીકે બ્હાર પડયા હતા. ૧૯૦૯ થી ૧૯૧૨ સુધી મદ્રાસની જુની ધારાસભાના સભ્ય હતા. ૧૯૨૦ માં મદ્રાસ કોરપોરેશનના કમીશનર બન્યા હતા. ૧૯૧૯ માં મદ્રાસ સરકારની કારોબારી કાઉન્સીલમાં બે વાર સભ્ય તરીકે દાખલ થયા હતા. મદ્રાસ સરકારની કારોબારી કાઉન્સીલમાં બેવાર સભ્ય થયા પછી, ૧૯૨૫ થી ૧૯૩૦ સુધી ના૦ વાઇસરોયની કારોબારીમાં કેળવણી ખાતાંના સભ્ય થયા હતા. ૧૯૨૬ માં દક્ષિણ આફ્રિકા ખાતે ગયેલા. ૧૯૨૯ માં જીનીવા ખાતે ગયેલા હિંદી ડેલીગેશનના તેઓ અગ્રણી હતા. ૧૯૩૪ માં ત્રાવણકોરના દિવાન નીમાયા હતા.

સરનામું:—મલબારહીલ, મુંબઇ.

**આગા, મી. બરજોરજી સોરાબશાહ જમશેદજી,** એફ. આર. આઇ., બી. એ. (લંડન), એમ. આઇ. સ્ટ્રકટ ઇ. (લંડન), એફ. આઇ. આઇ. એ., એલ. સી. ઇ., એલ. આઇ. ઇ. (ઇંડીઆ), જે. પી.—મી૦ બરજોર



લંડનની અને હિંદની એન્જીનીઅરો અને આર્કીટેકટોની સંસ્થાઓના સભ્ય છે, તેમજ ઇંડીઅન ઇન્સ્ટીટયુટ ઓફ આર્કી-ટેકટસના ફેલો અને ઓલ એન્જીનીઅરીંગ કોંગ્રેસના સભ્ય છે. રોયલ ઇન્સ્ટીટયુટ ઓફ બ્રિટિશ આર્કીટેકટસ સાથે જોડાયેલી ઇંડીઅન ઇન્સ્ટીટયુટ ઓફ આર્કીટેકસના ૧૯૩૧ માં તેઓ પ્રથમ હિંદી પ્રમુખ ચુંટાયા હતા અને એજ બ્રિટિશ સંસ્થાની કાઉન્સીલમાં સેવા બજાવનાર પણ તેઓજ પહેલા હતા. હિંદના એન્જી-નીઅરોના ઇન્સ્ટીટયુશનને મરહુમ શહેં-નશાહ પાંચમા જ્યોર્જ તરફથી બાદશાહી ચાર્ટર અર્પણ થયો છે. આ માન હિંદી સંસ્થાને પહેલવહેલુંજ મળેલું છે. એ સંસ્થાના મુંબઇના વિભાગના શ્રી· બરજોર ૧૯૩૬ માં ચેરમેન હતા અને ઉપ-પ્રમુખપદે પણ રહયા હતા. પ્રેકટીસ કરતા આર્કીટેકટને આવું માન પહેલી વારજ અપાયું છે. ૧૯૨૯ પછી રોયલ ઇન્સ્ટીટયુટ ઓફ બ્રિટિશ આર્કીટેકટસની હિંદના પરિક્ષક બોર્ડમાં વર્ષો સુધી સભ્ય હતા અને એના ઓનરરી સેક્રેટરી તેમજ ટ્રેઝરર પણ બન્યા હતા. હિંદમાં આર. આઇ. બી. એ. ની ડીગ્રીની લેવાતી ખાસ અને છેવટની પરિક્ષાના તેઓ પ્રથમ પારસી પરિક્ષક નીમાયા હતા. ઝોરાસ્ટ્રીઅન બીલ્ડીંગ સોસાયટી, ઝોરાસ્ટ્રીઅન બીલ્ડીંગ ફંડ અને મુંબઇના સીવીલ એન્જીનીઅર્સ, આર્કીટેકટસ અને સર્વેયર્સ એસોસીએશનના ટ્રસ્ટી છે. ઉપરાંત પારસી સેંટ્રલ એસોસીએશન કોઓપરેટીવ હાઉસીંગ સોસાયટી લી૦, બાઈ આવાબાઇ ફરામજી પીટીટ ગર્લ્સ ઓરફનેજ, દેવલાલીનું ડો૦ બહાદુરજી સેનેટોરીઅમ, ઇરાન લીગ, અને ઇરાનીઅન વીમેન્સ એજ્યુકેશનલ ફંડની મેનેજીંગ કમીટીઓમાં સભ્ય છે. સ્વર્ગસ્થ શહેન-શાહ પાંચમા જ્યોર્જની સીલ્વર જુબીલી ફંડ કમીટીના સભ્ય પણ થયા હતા અને બાઈ નવાજબાઈ મુલ્લા સ્કુલના ટ્રસ્ટી પણ છે. શ્રી. આગા જહાંગીર બરજોરજી વાચ્છા સ્કુલના વ્યવસ્થાપક બોર્ડના સભ્ય અને ઇરાની જરથોસ્તી અંજુમનના ઉપ-પ્રમુખ અને આર. એચ. પાટક ઇંડસ્ટ્રીઅલ ટ્રસ્ટના ટ્રસ્ટી છે મુંબઇના એક આગેવાન આરકીટેકટ તરીકે મી૦ બરજોરની સેવાઓનો લાભ ગ્વાલીઅર, રાજપીપલા, રેવા, ભોપાલ વગેરે દેશી રાજ્યો તરફથી લેવામાં આવ્યો છે. એ ઉપરાંત મુંબઇ તથા પુનાની રોયલ વેસ્ટર્ન ઇન્ડીઆ ટર્ફ કલબનાં શરતનાં

મેદાનો માટે તેમજ અત્રેનાં જાણીતાં શહેરીઓ તથા ટ્રસ્ટ ફંડો માટે પણ એમણે બીલ્ડીંગો ઉભી કરી છે. ૧૯૨૫ માં અમદાવાદમાં ૫૦ મીલમાલેકોએ મીલોનાં મકાનો સંબંધી તપાસ કરીને રીપોર્ટ કરવા મી૦ આગાની સલાહ લીધી હતી અને તે રીપોર્ટને ના૦ સરકાર તરફથી સારૂં વજન અપાયું હતું.

મી૦ બરજોર ફ્રીમેશન તરીકે સારો હોદ્દો ભોગવે છે અને અનેક લોજોના સ્થાપક છે. ૧૯૩૨ માં તેમણે ઇરાનનો પ્રવાસ કર્યો હતો અને ડા૦ ટાગોર સાથે રાજ્યના મહેમાન બન્યા હતા. ઇરાનના ના૦ શહેનશાહ રેઝાશાહ પેહેલ્વીની મુલાકાતનું માન પણ એમણે મેળવ્યું હતું.

સરનામું:—અડવાની ચેંબર્સ, સર ફીરોઝશાહ મહેતા રોડ, કોટ, મુંબઇ.

**નુન, મલીક સર ફીરોઝખાન, નાઇટ,**—એમનો જન્મ ૧૮૯૩ માં થયો હતો. એમણે લાહોરના એઇચીસન ચીફ્સ કોલેજમાં અને ઓક્ષફર્ડની વોડહામ કોલેજમાં અભ્યાસ કર્યો હતો. બેરીસ્ટર થયા પછી નવ વર્ષ સુધી પ્રેકટીસ કર્યા પછી ૧૯૨૭ માં પંજાબ સરકારના પ્રધાન બન્યા હતા. એ પદે તેઓ ૧૯૩૬ સુધી રહયા હતા. ૧૯૨૦ થી તેઓ પંજાબ ધારાસભાના સભ્ય હતા અત્યારે તેઓ હિંદના હાય કમીશનરને પદે છે. તેમને રમતગમતનો ખુબ શોખ છે, સારા શીકારી છે અને ગોલ્ફ અને ટેનીસનો પણ શોખ ધરાવે છે.

સરનામું:—ઇન્ડીઆ હાઉસ લંડન.

**મુડાલીઅર, સર એ. રામસ્વામી—** તેઓ મધ્યસ્થ સરકારના વેપાર ખાતાના સભાસદ છે. ઘણા વર્ષો સુધી તેઓ મદ્રાસની ધારાસભાના સભ્ય હતા. ૧૯૨૮ માં એઓ મદ્રાસના મેયર ચુંટાયા હતા સરકારે નીમેલી અનેક સમિતિઓમાં એમણે હિંદમાં તેમજ હિંદ બહાર પણ કામ કર્યું છે. ગોળમેજી પરિષદમાં હાજરી આપી હતી. તેમજ ફેડરલ સ્ટ્રકચર અને ફ્રેન્ચાઇઝ કમીટીઓના પણ સભ્ય હતા. ટોરોન્ટોમાં મળેલી બ્રીટીશ કોમનવેલ્થ રીલેશન્સ કમીટીમાં ગયેલા હીંદી પ્રતિનિધી મંડળના પ્રમુખ હતા. લીગ ઓફ નેશન્સની ઇકોનોમીક ઇન્કવાયરી કમીટીના સભ્ય હતા અને ઇન્ડીઅન રીઝર્વ બેન્ક કમીટીના પણ સભ્ય હતા.

સરનામુ—ન્યુ દીલ્હી અને સીમલા.

**બીઆણી, શ્રી બ્રીજલાલ—**૧૮૯૬ માં એમનો જન્મ થયો હતો. નાગપુરની મોરીસ કોલેજમાં ગ્રેજ્યુએટ થયા પછી કાયદાનો અભ્યાસ શરૂ કર્યો હતો પણ નાગપુર કોંગ્રેસ દરમ્યાન અભ્યાસ પડતો મુકયો હતો અને કોંગ્રેસમાં જોડાયા હતા. એમને ૧૯૩૦ અને ૧૯૩૧ ની કોંગ્રેસ ચળવળ દરમ્યાન જેલ મળી હતી. ૧૯૨૬ માં મધ્ય પ્રાંતની ધારાસભામાં સ્વરાજ્ય પક્ષના સભ્ય હતા અને વીદર્ભ કોંગ્રેસના છ વર્ષ સુધી પ્રમુખ રહયા હતા. શ્રી. બીયાણી જાણીતા ધંધાદારી છે અને ઓલ ઇન્ડીઆ કોંગ્રેસ કમીટીના સભ્ય છે. અત્યારે કાઉન્સીલ ઓફ સ્ટેટના કોંગ્રેસ તરફથી ચુંટાયલા સભ્ય છે. ૧૯૪૦ માં હિંદ સંરક્ષણ ધારા હેઠળ એમને ફરી જેલ મળી છે.

સરનામું—અકોલા.

**બોઝ, શ્રી. સુબાઝચંદ્ર**—૧૮૯૭ માં એમનો જન્મ થયો હતો. કટકની રૈવેન શો કોલેજમાં મેટ્રીક થયા પછી ૧૯૧૩–૧૪ માં પ્રેસીડંસી કોલેજ યુનીઅનના મંત્રી નીમાયા હતા. ૧૯૧૯ માં સ્કોટીશ ચર્ચ કોલેજમાંથી બી. એ. થયા હતા. આ પરિક્ષા પહેલા વર્ગમાં આવીને એમણે



પસાર કરી હતી. ૧૯૧૯ થી ૧૯૨૧ સુધી એમણે કેમ્બ્રીજ ખાતે અભ્યાસ કર્યો હતો અને ૧૯૨૦ માં આઇ. સી. એસ. નીપરિક્ષા પાસ કરી હતી. એ પરિક્ષામાં તેઓ ચોથા આવ્યા હતા. ૧૯૨૧ માં કેન્ટરબી ની બી. એ. ની પરિક્ષા આપી હતી પણ લંડનમાં રહયા રહયાજ આઇ. સી. એસ. નું રાજીનામું આપી દીધું હતું. શ્રી. બોઝ ૧૯૨૨ માં ઉત્તર બંગાળ રેલ સંકટ નિવારણના કાર્યના આગેવાન હતા. ૧૯૨૩ માં "ફોરવર્ડ" પત્રના વ્યવસ્થાપક હતા. ૧૯૨૪ માં કલકત્તા કોરપોરેશનના ચીફ એકઝીકયુટીવ ઓફીસર હતા. એજ વર્ષમાં તેમને ૧૮૧૮ ના ત્રીજા રગ્યુલેશન હેઠળ પકડવામાં આવ્યા હતા. ૧૯૩૦ માં એક સરઘસના સંબંધમાં રાજદ્રોહના આરોપસર એમને ૧૨ માસની સખત જેલની સજા થઇ હતી. ૧૯૩૦ માં જેલમાં હોવા છતાં એમને શ્રી. સેનગુપ્તાની જગાએ કલકત્તાના મેયર તરીકે ચુંટી કાઢવામાં આવ્યા હતા. ૧૯૩૧ માં પ્રતિબંધીત સભામાં ભાષણ કરવા માટે મેયર તરીકે એમને ફરીથી પકડવામાં આવ્યા હતા અને છ માસની સખ્ત સજા કરવામાં આવી હતી. ફરીથી એમને મુંબઇમાં પકડવામાં આવ્યા હતા. જેલ નિવાસ દરમ્યાન એમની તબીઅત બગડવાથી એમને યુરોપ જવાની પરવાનગી આપવામાં આવી હતી. ૧૯૩૪ માં એમના પિતાનું અવસાન થવાથી તેઓ કલકત્તા આવ્યા હતા. ત્યાર પછી એમને ઘેર નજરકેદ કરવામાં આવ્યા હતા. તેઓ ફરી પાછા યુરોપ ગયા હતા અને હિંદ પાછા આવતાની સાથેજ મુંબઇમાં સ્ટીમર પર એમની ધરપકડ થઇ હતી. ૧૯૩૭ સુધી એમને નજરકેદ રાખી મુકવામાં આવ્યા હતા શ્રી. બોઝ ૧૯૩૮–૩૯ માં અને ૧૯૩૯–૪૦ માં એમ બે વાર કોંગ્રેસના પ્રમુખ ચુંટાયા હતા. પણ ૧૯૩૯ માં કોંગ્રેસના વરીષ્ઠ સત્તાધીશો સાથે મતભેદ પડતા એમને રાજીનામું આપી દેવું પડયું હતું. કોંગ્રેસ સામે પ્રચાર કરવા બદલ એમને કોંગ્રેસમાં ઉંચો દરજ્જો ભોગવતા અટકાવવામાં આવ્યા હતા. એમણે કોંગ્રેસમાં રહીને પ્રાગતિક પક્ષ નામનો ઉદ્દામવાદી પક્ષ સ્થાપ્યો હતો. ૧૯૪૦ માં હોલવેલ સ્મારકની ચળવળ ઉપાડી ેમણે ફરીથી જેલ વહોરી લીધી હતી. એ ચળવળનો સફળ અંત આવ્યા પછી ઘણે વખતે એમને બંગાળ

સરકારે છોડયા હતા. પણ એમની સામે ઘણા મુકદ્દમા બાકી હતા. એ દરમ્યાન તેઓ ૧૯૪૧ ના જાનેવારી માસમાં એકાએક ગુમ થયાના સમાચાર આવ્યા હતા.

સરનામું:—કલકત્તા.

**બોઝ, શ્રી. શરતચન્દ્ર**—૧૮૮૯ માં એમનો જન્મ થયો હતો. કટની રેવનશો અને કલકત્તાની પ્રેસીડંસી કોલેજમાં એમણે કેળવણી લીધી હતી. ૧૯૦૮ માં એમણે એમ. એ.ની પરિક્ષા પસાર કરી હતી અને ૧૯૧૧ માં તેઓ બી. એલ. થયા હતા. ૧૯૧૩ માં બારીસ્ટર થયા પછી ૧૯૨૪ થી ૧૯૩૨ સુધી કલકત્તા શહેરના એલ્ડરમેન બન્યા હતા. તેઓ ૧૯૩૩ માં હિંદની વડી ધારાસભાના સભ્ય ચુંટાયા હતા અને બંગાળ પ્રાંતિક કોંગ્રેસના પ્રમુખ પણ હતા. ૧૮૧૮ ના ત્રીજા રેગ્યુલેશન હેઠળ ઘણા વર્ષો સુધી તેઓ કેદી તરીકે રહયા હતા અને ૧૯૩૭ માં બંગાળની લેજીસ્લેટીવ કાઉન્સીલના સભ્ય બની કોંગ્રેસ પક્ષના નેતા થયા હતા પણ પાછળથી એમને એ પદેથી દુર કરવામાં આવ્યા હતા કલકત્તામાં શ્રી. બોઝ એક પ્રસિધ્ધ ધારાશાસ્ત્રી ગણાય છે. શ્રી બોઝ મુંબઇ હાઇકોર્ટ સમક્ષ ચાલતા વીઠલભાઇ પટેલના કેસમાં પોતાના ભાઇ સુભાઝ બોઝ તરફથી બચાવ કરવા આવ્યા હતા.

સરનામું:—કલકત્તા.



**ચટોપાધ્યાય, શ્રીમતી કમળાદેવી**—૧૯૦૩ માં એમનો મેંગ્લોર ખાતે દક્ષીણ કાનડાના જાણીતા સારસ્વત કુટુમ્બમાં



જન્મ થયો હતો. નાનપણમાંજ એમનાં લગ્ન પોતાનીજ કોમના એક ગ્રહસ્થ સાથે કરવામાં આવ્યા હતા પણ મદ્રાસ ખાતેની કવીન મેરીઝ કોલેજમાં અભ્યાસ કરતાં હતાં ત્યારેજ એમના પતિનૂં અવસાન થયું હતું. એ પછી અદીઆર ખાતે એમને શ્રીમતી સરોજની નાયડુના ભાઇ અને કવી હરીન્દ્ર ચટોપાધ્યાય સાથે મઇત્રી થઇ અને એમાંથી બંને લગ્નગ્રંથીથી જોડાયા. શ્રીમતી કમળાદેવી છટાદાર વકતી છે, અભ્યાસી છે અને દેશ પરદેશનો સારો અભ્યાસ કર્યો છે. હિન્દી સ્ત્રીઓની લડતના ઝંડાધારી તરીકે એમણે દેશપરદેશમાં સ્ત્રીઓના હકકો માટે ખુબ પ્રચારકાર્ય કર્યું છે. ગાંધીજીની લડતમાં ભાગ લઇ જેલ નીવાસ પણ સ્વીકાર્યો છે. કોંગ્રેસ સમાજવાદી પક્ષના તેઓ એક અગ્રગણ્ય સભ્ય છે. એમણે ૧૯૪૦-૪૧ માં અમેરીકાનો પ્રવાસ કર્યો હતો.

**ગાંધી, શ્રી. મનમોહન પરશોતમ,** એમ. એ, એફ. આર., ઇ એસ, એફ. એસ. એસ.—કલ્યાણજી માવજીની કંપની, કલકત્તા, ના મેનેજર. શ્રી. ગાંધીનો જન્મ ૧૯૦૧ માં જુનાગઢ ખાતે થયો હતો. જુનાગઢ, અમદાવાદ અને બનારસ યુનીવરસીટીમાં એમણે અભ્યાસ કર્યો હતો. ૧૯૨૬ માં શ્રીમતિ રંભાગઉરી જી. એ. સાથે લગ્ન કર્યું હતું. એજ સાલમાં તેઓ મુંબઈની લેબર ઓફીસમાં આંકડા વિભાગના મદદનીશ નીમાયા હતા. ત્યારથી ૧૯૩૬ સૂધી એમણે કલકત્તાની દેશી વેપારી ચેમ્બરના, કલકત્તાની ઈંડીઅન સુગર મીલ્સ એસોસીએશનના, ૧૯૩૨ થી ૧૯૩૬ સુધી કલકત્તાની ઇંડીઅન કોલીઅરી ઓનર્સ એસોસીએશનના અને ૧૯૨૯-૩૦ માં હિંદના વેપારી મંડળોના મહામંડળના મંત્રી તરીકેના ઓદ્દ્ધા ભોગવ્યા હતા. શ્રી. ગાંધી ૧૯૩૬-૩૭ માં કલકત્તાની નેશનલ સીટી બેન્ક ઓફ ન્યુયોર્કના ક્રેડીટ ડીપાર્ટમેન્ટના વડા હતા. હાલ રોહતાસ ઇંડસ્ટ્રીઝ લી૦, ડાલમીયા સીમેન્ટ લી૦, ખરખરી કોલ કં. લી૦ ના ચીફ કમર્શીયલ મેનેજર છે. ૧૯૩૭ થી ૧૯૩૯ સુધી ઇંડીઅન સુગર સીંડીકેટના ડીરેકટર હતા, ૧૯૩૮ માં યુકત પ્રાંત અને બીહાર પાવર આલકોહલ કમીટીના અને ૧૯૪૦ માં બીહાર સરકારની મજુર તપાસ સમિતિના સભ્ય હતા. યુકત પ્રાંત અને બીહાર સુગર કંટ્રોલ બોર્ડના પણ તેઓ સભ્ય છે. ખાંડ અને મીલ ઉદ્યોગ અંગે એમણે પરિષદોમાં વાંચેલા નિબંધો પ્રગટ થયા છે.

સરનામું:—૩૦, પુદ્દુપુકુર રોડ કલકત્તા.

**આગા, મી૰ જમશેદ બરજોર**—મી૰ જમશેદ આગાનો જન્મ તા. ૨૭ મી અકટોબર ૧૯૧૬ ના દિને થયો હતો.



૧૪॥ વર્ષની વયે મુંબઇ યુનીવરસીટીની મેટ્રીકની પરીક્ષા પસાર કર્યા પછી મુંબઇ સરકારની આરકીટેકચર ડીપ્લોમાની પરીક્ષા પણ પસાર કરી હતી અને એવણ સઉથી નાની વયના મુંબઇમાં પ્રેકટીસીંગ આરકીટેકટ છે. એવણ ગવર્નમેંટ ડીપ્લોમા ઈન આરકીટેકચર (જી. ડી. આર્ક.) ધરાવે છે, અને ઇન્ડીઅન ઇનસ્ટીટયુટ ઓફ આરકીટેકટસના એસોસીએટ (એ. આઇ. આઇ. એ.) છે. વળી એવણ લંડનની ઇનકોરપોરેટેડ એસોસીએશન ઓફ આરકીટેકટસના એસોશીએટ (એ. આઇ. એ. એ.) અને એસોશીએટ સરવેયર (એ. આઇ. એ, એસ.) પણ છે, અને ઇનકોરપોરેટેડ આરટીકેટ અને સરવેયર (લંડન) તરીકે ઓળખાય છે. એવણ એ ડીપ્લોમા આખા હીંદુસ્તાનમાં સોથી નાની વયે મેળવવા પામ્યા છે.

એવણ મેસર્સ શાપુરજી એન. ચાંદાભાઇની કંપનીની પોતાની બાપીકી પેઢીમાં એવણનાં પીતા સાથે આરકીટેકટ તરીકે જોડાયા છે. ઇન્ડીઅન ઇનસ્ટીટયુટ ઓફ આરકીટેકટસની બાંહેધરી હેઠળ ૧૯૩૭માં ટાઉન હોલમાં પહેલવહેલું "આઇડીઅલ હોમ એકઝીબીશન" ભરાયું હતું તેની "એન્ટરટેનમેન્ટ કમીટી"ના એવણ સભાસદ હતા. મી૰ જમશેદ ૧૯૩૨ માં પોતાના માતાપીતા સાથે ઇરાનની સફરે ગયા હતા. ૧૯૩૯ માં "ઇરાન્યન કાનુન" કે જેના પ્રમુખ હીઝ એકસેલન્સી ઇરાનના કોનસલ કએવાની છે તેના જોડયા ઓનરરી સેકરેટરી તરીકે એવણની ચુંટણી થઇ છે. એમનાં લગ્ન તા૰ ૫ મી ડીસેંબર ૧૯૩૮ ના દીને સર ધનજીશાહ બમનજી કુપરનાં બેટી મીસ શીરીન સાથ મુંબઇમાં વર્લી મધે ગ્વાલીઅરના મહારાજા સાહેબ સીંધીઆના "સમુદ્ર મહાલ" પેલેસમાં થયા હતા. ૨૧ મે વર્ષે મી૰ જમશેદ આગા ફ્રીમેસનરીમાં જોડાયા હતા. અને લોજસર લોરેન્સ જેનકીન્સના મેંબર થયા છે. એવણ ઇરાની જરથોસ્તી અંજુમન અને પારસી પોલીટીકલ લીગના મેંબર છે.

સરનામું:—અડવાની ચેંબર્સ, સર ફીરોઝશાહ મહેતા રોડ, મુંબઇ.

**મેહતા, ખા.બ. પેસ્તનજી બમનજી**— એમનો જન્મ મુંબઇમાં ૧૮૭૭માં થયો હતો. સત્તર વર્ષની ઉમ્મરે એડનની સરકારી તીજોરીમાં ડેપ્યુટી એકાઉન્ટન્ટ અને



ટ્રેઝરર તરીકે એમની નીમણુંક થઇ હતી. ૧૮૯૯ માં આઠ માસ સુધી એડન મ્યુનિસિપાલીટીમાં કામચલાઉ હેડ એકાઉન્ટન્ટ તરીકેની વધારાની ફરજ પણ એમણે બજાવેલી. પછી આગળ વધતા વધતા થોડા સમય સુધી કામચલાઉ એકાઉન્ટન્ટ અને ટ્રેઝરર તરીકે પણ નીમાયા હતા ૧૯૦૪ માં પાંચ મહીના સુધી એમને એડન મ્યુનીસીપાલીટીમાં કામચલાઉ હેડ એકાઉન્ટન્ટ નિમવામાં આવ્યા હતા. ૧૯૧૧ માં સતાવાળાઓ તરફથી ત્રણ માસ સુધી તેમને ઇન્કમટેક્ષને લગતો અનુભવ મેળવવા માટે મુંબઇ મોકલવામાં આવ્યા, જ્યાંથી પાછા ફરતા એમની "ઇન્કમટેક્ષના એકઝામીનર" તરીકે નીમણુંક કરવામાં આવી. પછીથી ૧૯૧૨ માં એમના કાકા ખાન સાહેબ બેહરામજી નિવૃત થતા એમની નીમણુંક હેડ એકાઉન્ટન્ટ અને ટ્રેઝરર તરીકે કરવામાં આવી જે હોદ્દો એમણે ૧૯૨૬ સુધી ભોગવ્યો અને પછી ઇન્કમટેક્ષ અમલદાર નીમાયા. ખા૦ બ૦ પેસ્તનજીએ સરકારી સેવા ઉપરાંત જાહેર ફરજો પણ બજાવી છે. એડનના કીંગ એડવર્ડ ધર્માદા દવાખાનુ, પારસી લાઇબ્રેરી, સર હોરમસજી કાવસજી દીનશાહ એંગ્લો-વર્નાક્યુલર સ્કુલ, હીસ્ટોરીકલ સોસાયટી વિગેરે સંસ્થાઓને ઓનરરી સેવાઓ આપી છે. ના૦ ડયુક ઓફ કોનાટ અને ના૦ પ્રીન્સ ઓફ વેલ્સની એડનની મુલાકાત પ્રસંગ એ નામદારોને આવકાર આપનાર સમિતિમાં ખાનબહાદુર ઓનરરી સેક્રેટરી નીમાયા હતા. એમની સરકારી તેમજ જાહેર સેવા ધ્યાનમાં લઇ એમને સરકારે ૧૯૧૮ માં ખાન સાહેબ તેમજ ૧૯૨૧ માં ખાન બહાદુરના ખીતાબો આપી નવાજ્યા છે. ઉપરાંત ૧૯૩૫ માં એમને સીલ્વર જુબીલી ચન્દ્રક મળ્યો છે. ત્યારે નીમાયલી ના૦ શહેનશાહ જ્યોર્જની સીલ્વર જુબીલી કમીટીના તેઓ સેક્રેટરી હતા. ૧૯૩૭ માં છઠ્ઠા જ્યોર્જની કોરોનેશન કમીટીના પણ સેક્રેટરી નીમાયા હતા. એજ વર્ષે એડનમાં ઇન્કમટેક્ષ ઓફીસર તરીકેના ઓધ્ધા પરથી નિવૃત થયા ત્યારે એડનની પારસી અનજુમન અને એડનની પ્રજા તરફથી માનપત્રો અર્પણ કરવામાં આવ્યા હતા. ખાનબહાદુર મહેતા મુંબઇની દાદર માટુંગા પારસી ઝોરાસ્ત્રીયન કમીટીના અને ઇરાન લીગના સભ્ય છે.

સરનામું—પારસી કોલોની, દાદર, મુંબઇ.

**નુરી, શ્રી. મહમદ યાસીન,** બાર-એટ-લો—એમનો જન્મ ૧૮૯૫ માં બીઆવર (રજપુતાના)માં થયો હતો અલીગઢ કોલેજમાં શિક્ષણ લઇ અલ્લાહબાદમાં બી. એ થયા અને ૧૯૨૦ માં વકીલ થયા. તેમની રાજદ્વારી પ્રવૃત્તિનો આરંભ પણ એજ વર્ષમાં થયો. તેઓ અસહ-

કારની તેમજ ખીલાફટની લડતમાં જોડાયા. ૧૯૨૭માં તેઓ અમદાવાદ આવ્યા અને ત્યાં પ્રેકટીસ શરૂ કરી. એ ઉપરાંત ગુજરાતના મુસ્લીમોમાં રાષ્ટ્રવાદનો પ્રચાર પણ શરૂ કર્યો. શ્રી નુરી મુસ્લીમ યુવકોના એક માનીતા નેતા છે. ,૧૯૩૦-૩૨ ની લડતમાં પણ તેમણે ભાગ લીધો હતો. ૧૯૩૧ માં મુંબઇ ખાતે મળેલી અખિલ હિંદ મુસ્લીમ યુવક પરિષદના પ્રમુખ તરીકે ચુંટાયા હતા. અખિલ હિંદ મુસ્લીમ અઇકયમંડળ તથા અખિલ હિંદ ખીલાફત કમીટીના કરવેરાના સભ્ય હતા. અમદાવાદથી મુંબઇ એસેમ્બલીમાં તેઓ ચુંટાયા હતા અને કોંગ્રેસમાં જોડાઇ પ્રધાનમંડળમાં આવ્યા હતા. અત્યારે ફરી લડતમાં જોડાઇ જેલ ગયા છે.

સરનામું:—રશીદ મંઝીલ, વરલી પોઇન્ટ, મુંબઇ.

**પેટ્રો, સર એ. પી.:**—જમીનદાર અને ગંજામના આ જાણીતા ધારાશાસ્ત્રી નું નામ સ્થાનિક અને લોકલ બોર્ડનો ૨૫ વર્ષ સુધી યશસ્વી વહિવટ કરવા માટે મશહુર છે. ૧૯૧૩ માં તેઓએ સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓના વહિવટ નો અભ્યાસ કરવા માટે યુરોપનો પ્રવાસ કર્યો હતો. પ્રારંભમાં કોંગ્રેસના સભ્ય હતા. મદ્રાસ યુનીવર્સીટીની પુનર્રચના અને આંધ્ર યુનીવર્સીટીની સ્થાપનામાં એમણે સારો ફાળો આપ્યો હતો. ૧૯૨૧ માં મદ્રાસની ધારાસભામાં સભ્ય હતા ૧૯૨૧ થી ૧૯૨૭ સુધી મદ્રાસ સરકારના પ્રધાન બન્યા હતા. મદ્રાસના અબ્રાહ્મણ પક્ષના જાણીતા અગ્રેસર છે. એમણે ૧૯૨૭ માં દક્ષિણ હિંદ વિનીત પરિષદનુ પ્રમુખપદ લીધું હતું. એમને ૧૯૩૦ માં દિલ્હીમાં મળેલી એકતા પરિષદનું પ્રમુખ પદ અપાયું હતુ. ત્રણે ગોળમેજી પરિષદમાં અને જોઇન્ટ સીલેકટ કમીટીમાં પણ સર પેત્રોએ ભાગ લીધો હતો. ૧૯૩૧ માં રાષ્ટ્રસંઘ (લીગ ઓફ નેશન્સ) ના ડેલીગેટ હતા. અત્યારે કાઉન્સીલ ઓફ સ્ટેટના સરકાર નિયુકત સભ્ય છે.

સરનામુ:—મદ્રાસ.

**બમનબ્હેરામ, સર જહાંગીર બમનજી,** નાઇટ., બી. એ., એલ એલ. બી., જે. પી., સોલીસીટર.—જન્મ ૧૮૬૮ માં



મુંબઇની ફોર્ટ હાઇ સ્કુલમાં કેળવણી લીધેલી. મરહુમ મેરવાનજી મુલ્લા (નાગપુર)ની પુત્રી જરબાઇ સાથે ૧૮૮૭ માં લગ્ન કર્યાં. ૧૮૯૦ માં ગ્રેજ્યુએટ થયા. કેટલાક ઇનામો પણ મેળવ્યાં છે. સર બમનબ્હેરામ ૧૪ થી વધુ વર્ષ સુધી મ્યુનીસીપલ સભ્ય હતા. તેમજ જુદી જુદી મ્યુ૦ કમીટીઓમાં પણ સભ્ય હતા. મુંબઇના પહેલા મેયર બનવાનું એમને માન મળ્યું હતું. જે. પી. અને ઓનરરી પ્રસીડંસી મેજીસ્ટ્રેટ છે. એ ઉપરાંત અનેક રાહત સમિતિઓના સભ્ય અને જોઇન-સ્ટોક કંપનીઓના ડીરેકટર છે.

સરનામું:—સીવ્યુ, વોર્ડનરોડ, મુંબઇ.

**ઈબ્રાહીમ, સર કરીમભાઇ (ત્રીજા બેરોનેટ),** જે. પી.—જન્મ તા૦ ૧૩ મી એપ્રીલ ૧૯૦૩ ની સાલમાં થયો હતો. મરહુમ સર મહુમદભાઇ કરીમભાઇ ઇબ્રાહીમ (બીજા બેરોનેટ)ના એઓ બેટા થાય છે. ૧૯૨૬ની સાલમાં અમીનાખાનુમ સાથ એઓના લગ્ન થયાં હતાં. તેઓ



ઓ૦ પ્રેસીડન્સી મેજીસ્ટ્રેટ છે. તેમજ કરીમભાઇ ઇબ્રાહીમ ખોજા ઓરફનેજના ટ્રસ્ટીઓની બોર્ડના એઓ પ્રેસીડન્ટ છે. ૧૯૩૨ ના સાલમાં ઇન્ડયન મરચન્ટસ ચેમ્બરની એકઝીક્યુટીવ કમીટીના એઓ એક મેમ્બર હતા. એ ઉપરાંત મુંબઇની મુસ્લીમ કમીટીના એઓ પ્રેસીડન્ટ હતા, તેમજ ૧૯૩૬ ના સાલમાં હીંદુ–મુસ્લીમો વચ્ચે થયલાં રમખાણુ વખતે હસ્તીમાં આવેલી પીસ એન્ડ રીલીફ કમીટીના એઓ ચુંટી કઢાયલા પ્રેસીડન્ટ હતા. ૧૯૩૪ માં અમદાવાદ ખાતે મળેલી ગુજરાત એન્ડ કાઠીયાવાડ મુસ્લીમ પ્રોવીનશ્યલ એડયુકેશનલ કોનફરન્સના એઓ પ્રમુખ હતા. ૧૯૩૬ ના સાલમાં મુંબઇમાં મળેલી ઓલ ઇન્ડીયા મુસ્લીમ લીગની રીસેપશન કમીટીના એવણુ ચેરમેન હતા. ૧૯૨૮–૨૯ માં અને તે પછીથી ૧૯૩૫ થી બોમ્બે મ્યુનીસીપાલ કોરપોરેશનના એઓ એક સભ્ય હતા. ૧૯૩૭ માં એવણુ મુંબઇની લેજીસ્લેટીવ કાઉન્સીલના એક મેમ્બર ચુંટાયા હતા.

ઠેકાણું—"બેલવેડીઅર." વોરડન રોડ, મુંબઇ.

**જીનવાલા, સર પદમજી પેસ્તનજી,** બી. એ., બાર–એટ–લો—એમનો જન્મ ૧૮૭૫ માં થયો હતો. એમના લગ્ન ફરેની બેજનજી સાથે થયા હતા. અમદાવાદની ગુજરાત કોલેજમાં એમણે વિદ્યાભ્યાસ કર્યા પછી ૧૮૯૯ માં ટ્રીનિટી હોલ, કેમ્બ્રીજ, બારમાં દાખલ થયા હતા. ૧૯૦૫ માં બ્રહ્મદેશની મુખ્ય અદાલતના એડવોકેટ હતા અને ૧૯૧૫ માં મદદનીશ સરકારી એડવોકેટ નીમાયા હતા. બ્રહ્મદેશની લેજીસ્લેટીવ કાઉન્સીલના સેક્રેટરી પણુ નીમાયા હતા. ૧૯૨૨–૨૩ માં રંગુન મ્યુની૦ કોરપોરેશનના પ્રમુખ ચુંટાયા હતા ૧૯૨૧–૨૩ માં બ્રહ્મદેશની લેજીસ્લેટીવ એસેમ્બલીના સભ્ય હતા. ૧૯૨૩ માં ઈંડીયન ટેરીફ બોર્ડના સભ્ય હતા. ત્રણુવાર પ્રમુખ પણુ નીમાયા હતા. ગોળમેજી પરિષદના સભ્ય તરીકે લંડન ગયા હતા. અત્યારે સ્ટોકહોમ મધેની કરૂગર અને ટોલના આર્થિક સલાહકાર છે. તાતા આયર્ન એન્ડ સ્ટીલ કંપનીના ડેપ્યુટી ચેરમેન છે.

સરનામું:—C/o તાતા આયર્ન એન્ડ સ્ટીલ કંપની, બોમ્બે હાઉસ, બ્રુસ સ્ટ્રીટ, કોટ, મુંબઇ.

**દલાલ, સર અરદેશર રૂસ્તમજી,** નાઇટ, આઇ. સી. એસ. (રીટાયર્ડ) મેસર્સ તાતા સન્સ લીમીટેડના ડીરેકટર, મેસર્સ ધી તાતા આર્યન એન્ડ સ્ટીલ કુંપની લીમીટેડ, ધી એસોસીએટેડ સીમેન્ટ કુંપનીઝ લીમીટેડ, અને ધી આંધ્રાવેલી પાવર સપ્લાય કુંપની લીમીટેડના ડીરેકટર—એઓનો જન્મ તા૦



૨૪ મી એપ્રીલ ૧૮૮૪ ની સાલમાં થયો હતો. બાઇ માણેકબાઇ જમશેદજી અરદેશર વાહડયા સાથ શાદીના ગાંઠથી જોડાયા મુંબઇની એલફીનસ્ટન કોલેજમાં તેમજ કેમ્બ્રીજની સેન્ટ જોન્સ કોલેજમાં કેળવણી લીધી. ધારવાર, કોલાબા અને બીજાપુરના મદદનીશ કલેકટરનો ઓધ્ધો ભોગવ્યો હતો. એ ઉપરાંત બેલગામના લેન્ડ રેકોર્ડસના સુપ્રીન્ટેન્ડેન્ટ, રત્નાગીરી અને પંચમહાલના કલેકટર, મુંબઇ સરકારના રેવન્યુ ડીપાર્ટમેન્ટના ડેપ્યુટી સેક્રેટરી, મુંબઇ સરકારના ફીનાન્સ ડીપાર્ટમેન્ટના એકટીંગ સેક્રેટરી તેમજ હિંદી સરકારના એડયુકેશન, હેલ્થ અને લેન્ડ ડીપાર્ટમેન્ટોના એકટીંગ સેક્રેટરી અને મુંબઇના મ્યુનીસીપલ કમીશનરના ઓધ્ધાઓ ભોગવ્યા હતા.

ઠેકાણું—C/o તાતા આર્યન એન્ડ સ્ટીલ કુંપની લીમીટેડ, બોમ્બે હાઉસ, બ્રુસ સ્ટ્રીટ, મુંબઇ.

**જયપ્રકાશ નારાયણ,**—બીહારના સારણ જીલ્લામાં એમનો જન્મ થયો હતો. ૧૯૨૨ માં તેઓ અમેરિકા જતા રહયા હતા. ત્યાં જઇ એમણે કેલીફોર્નીઆ ખાતે ફળના ખેતરોમાં મજુર તરીકે કામ કર્યું હતું. અમેરીકા ખાતે આ રીતે આઠ વર્ષ રહી સાથે સાથે વિદ્યાભ્યાસ પણ કર્યો હતો. તેમણે પાંચ જુદી જુદી યુનીવરસીટીઓમાં શિક્ષણ લીધું છે. એ પછી ૧૯૩૧ માં તેઓ હિંદ પાછા ફર્યા હતા અને કોંગ્રેસના લેબર રીસર્ચ ખાતાંનું કાર્ય એમને સોંપવામાં આવ્યું હતું. સત્યાગ્રહની ચળવળ વખતે એમણે ઘણા મહિનાઓ સુધી સામાન્ય મંત્રી તરીકેની સેવા બજાવી હતી. એમણે સત્યાગ્રહની ચળવળમાં જેલ પણ ભોગવી છે. શ્રી. જયપ્રકાશ જાણીતા કોંગ્રેસ સમાજવાદી પક્ષના અગ્રેસર છે. એમણે પટણા ખાતે મળેલી પહેલી કોંગ્રેસ સોશીયાલીસ્ટ પરિષદનું વ્યવસ્થા કાર્ય કર્યું હતું. એ પછી એમણે કોંગ્રેસમાં સમાજવાદી પક્ષની સ્થાપના કરી હતી. ૧૯૩૯ માં હિંદ સંરક્ષણ ધારા હેઠળ એમની ધરપકડ થઈ હતી અને જેલની સજા થઇ હતી. આ સજા પુરી કરીને છુટા થયા કે તરતજ તેમને ૧૯૪૧ માં પાછા પકડવામાં આવ્યા હતા.

**ચેતરજી, સર અતુલ,** કે. સી એસ. આઇ., કે. સી. આઇ. ઇ., જી સી. આઇ ઇ., આઇ સી. એસ.- એમનો જન્મ ૧૮૭૪ માં થયો હતો. હિંદીસંનદી નોકરીની પરિક્ષામાં તેઓ પહેલા આવ્યા હતા. ૧૮૯૬ થી એમણે હિંદી સરકારના વિવિધ ખાતાંઓમાં સેવા બજાવી છે. વોશીંગ્ટન ખાતેની મજુર પરિષદ, લંડન ખાતેની નઉકાપરિષદ, ઉપરાંત ઓટાવા ખાતે ૧૯૩૨ માં ગયેલા હિંદી પ્રતિનિધિમંડળમાં હિંદનાં પ્રતિનિધિ તરીકે એમને નીમવામાં આવ્યા હતા. ૧૯૨૫ થી ૧૯૩૧ સુધી હિંદના હાઇ કમીશનર હતા. એમને ઈંડીઆ કાઉન્સીલના પણ સભ્ય નીમવામાં આવ્યા હતા.

સરનામું:—"ધી એથેનીઅમ," વોટરલુ પ્લેસ, લંડન.

**ધીવાળા, શ્રી. ઓચ્છવલાલ હરકીસનદાસ**—૧૯૦૩ માં મુંબઈમાં એમનો જન્મ થયો હતો. ગરીબ માબાપના પુત્ર



હોઇ શિષ્ય વૃત્તિ અને માફી મેળવી અભ્યાસ કર્યો અને એ રીતે ૧૯૨૯ માં કાયદાની પરિક્ષા પાસ કર્યા પછી મેસર્સ દેવકરણ નાનજીની પેઢીમાં થોડો વખત નોકરી કરી અને નસીબે યારી આપતા એ પેઢીમાં ભાગીદાર બન્યા ધંધા અંગે દેશપરદેશનો પ્રવાસ પણ કરેલો. ૧૯૩૮ માં ત્યાંથી છુટા થઈ "નેશનલ સીટી બેન્ક ઓફ ન્યુયોર્ક" માં જોડાયા અને અત્યારે સબ-એકાઉન્ટંટ છે દેશી વેપારી ચેમ્બરના સભ્ય છે, અને રેડીઓ પર વ્યાપારી પ્રશ્નો પર ઘણીવાર રસપ્રદ ચર્ચા કરે છે.

સરનામું:—"શાંતિસદન," ફ્રેંચ બ્રીજ, મુંબઈ.

**કુપર, સર ધનજીશા બમનજી,** નાઇટ, એમ. એલ. એ. (સતારા), મુંબઇના માજી ચીફ મીનીસ્ટર—જનમ તા૦ ૨ જી જાન્યુઆરી ૧૮૭૮ ના સાલમાં



થયો. મ્યુનીસીપાલ અને લોકલ બોરડના વહીવટમાં તેઓ છેલ્લાં ૨૦ વર્ષ થયાં ઉલટમંદ ભાગ લેતા રહયા છે, ખાસ કરીને ખેતીવાડીની ખીલવણી ઉપર તેઓ વધુજ લક્ષ આપતા હતા. તેઓ સતારા સીટી મ્યુનીસીપાલીટીના વાઇસ-પ્રેસીડેન્ટ (૧૯૨૦ થી ૧૯૨૨) હતા. ૧૯૨૩ માં તેઓ તેના પ્રેસીડેન્ટ બન્યા હતા. ૧૯૨૨ થી ૧૯૨૫ સુધી તેઓ સતારાની ડીસ્ત્રીકટ લોકલ બોર્ડના વાઇસ-પ્રેસીડેન્ટ, ૧૯૨૫ થી ૧૯૨૮ સુધી સ્કુલ બોર્ડ અને ડીસ્ત્રીકટ લોકલ બોર્ડના ચેરમેન અને ૧૯૨૯ થી ૧૯૩૨ સુધી તેના પ્રેસીડન્ટ હતા, ૧૯૨૪ થી તેઓ પ્રોવીનશીઅલ રોડ બોર્ડના એક સભ્ય હતા મુંબઇની લેજીસલેટીવ કાઉન્સીલના તેઓ ૧૯૨૦ થી ૧૯૨૬, ૧૯૩૦ થી ૧૯૩૭ સુધી એક ચુંટી કઢાયલા સભ્ય હતા. ૧૯૩૭ માં તેઓ ફરી તેના સભ્ય તરીકે ચુંટી કઢાયા હતા. સતારાના એક આગેવાન લીડર તરીકે તેઓ સતારાની પ્રજા અને ખાસ કરીને ખેડુતોના હીત અર્થે જે કાળજી કરી તેઓ પ્રત્યે ઉદાર અને દીલસોઝ વર્તન દેખાડે છે તેને અંગે તેઓ સઉ કોઇમાં પ્રીય થઇ પડયા છે. તેઓએ મુંબઇ સરકારના સ્થાનીક સ્વરાજ્ય ખાતાંના મીનીસ્ટરનો (૧૯૩૩-૩૪) અને તે પછી ૧૯૩૪ થી ૧૯૩૭ સુધી મુંબઇ સરકારના ફીનાન્સ મેમ્બરનો ઓધ્ધો ભોગવ્યો હતો.

ઠેકાણું:—હટવર્થ, સતારા.

**ચીનાઈ, સર રહીમતુલ્લા મહેરઅલી,** નાઇટ (૧૯૩૬)—જન્મ મુંબઇમાં ૧૧ મી ફેબ્રુઆરી ૧૮૮૨ માં થયો હતો. મુંબઇની ભરડા ન્યુ હાઇસ્કુલમાં એઓએ કેળવણી લીધી હતી. કાઉનસીલ ઓફ સ્ટેટના એક સભાસદ તેમજ ૧૯૩૭–૩૮ ના સાલ માટેના ફેડરેશન ઓફ ઇંડયન ચેમ્બર્સ ઓફ કોમર્સના પ્રેસીડેન્ટ હતા. એફ. એમ. ચીનાઇ



કુંપની લીમીટેડ (મુંબઇ) ના ચેરમેન. ૧૯૧૪–૧૮ ના સાલનાં યુધ્ધ દરમ્યાન લડાઇના કામોમાં સરકારને સહાય થવા નેમાયલી અનેક અગત્યની કમીટીઓ ઉપર એમણે સેવા બજાવી હતી. ૧૯૧૫ થી ૧૯૨૯ ના સાલ સુધી મ્યુનીસીપલ કોરપોરેશનના એવણુ એક સભાસદ હતા. ૧૯૨૩–૨૪ ના સાલ દરમ્યાન સ્ટેનડીંગ ફીનાન્સ કમીટીના એવણુ ચેરમેન હતા. જયારે ૧૯૨૬–૨૭ ના સાલ માટેના એવણુ મેયર હતા. ૧૯૩૧ માં એઓ લેજીસલેટીવ એસેમબ્લીના એક સભાસદ તરીકે ચુંટી કઢાયા હતા. ૧૯૨૨ ના સાલથી એવણુ કેદખાનાઓના બીન–સરકારી સભ્ય છે ઇંડયન જેલ્સ કમીટીની એડવાઇઝરી બોર્ડના એવણુ એક મેમ્બર હતા. ઇંડયન મરચન્ટસ ચેમ્બરના ૧૯૩૬ ના સાલ માટેના એવણુ પ્રેસીડન્ટ હતા. ૧૯૨૧ થી એઓ ઈંડીઅન રેડકરોસ સોસાયટીના એક લાઇફ મેમ્બર છે. જયારે ૧૯૩૧ માં એવણુ સોસાયટીના પ્રેસીડન્ટ હતા. હીંદ અને જાપાન વચ્ચેના વેપારી કરારની વાટા ઘાટના સંબંધમાં એમણે હિંદી સરકારના બીન સરકારી સલાહકાર તરીકે સેવા બજાવી હતી ૧૯૩૬–૩૭ ના સાલમાં નેમાયલી સ્ટોક એક્ષચેન્જ તપાસ કમીટીના પણ એવણુ એક મેમ્બર હતા. કેટલીક જોઇન્ટ સ્ટોક કુંપનીઓના ડીરેકટરનો પણ એઓ ઓધ્ધો ભોગવે છે. એ ઉપરાંત શહેરની અનેક ધરમાદા સંસ્થાઓ સાથ પણ એવણુ સંબંધ ધરાવે છે.

ઠેકાણું:—મહેર બીલ્ડીંગ્સ, ચોપાટી, મુંબઈ, ૭.

**અબદુલ હમીદ,** જી એ., એફ. એ. એ., એફ સી. પી. એ.—પબ્લીક એકાઉન્ટંટ અને ઇન્કમટેક્ષ એડવાઇઝર–૧૮૯૪ માં એમનો જન્મ થયો હતો. એમણે અલીગઢ કોલેજ અને મુંબઈની દાવર્સ કોલેજ ઓફ કોમર્સમાં કેળવણી પ્રાપ્ત કરી હતી. લંડનની ઇનકોરપરેટેડ સેકરેટરીઝની પરિક્ષામાં યુનાઇટેડ કીંગડમમાં બીજા નંબરે આવ્યા હતા. કચ્છી મેમણ કોમના છે અને બહુજ તવંગર વેપારી કુટુંબના નબીરા છે. ૧૯૧૭–૧૯ સુધી નાગપુર ખાતે પોસ્ટ એન્ડ ટેલીગ્રાફ ખાતામાં ડેપ્યુટી એકાઉન્ટંટ જનરલની ઓફીસમાં ઓડીટર હતા. ૧૯૨૦ માં પબ્લીક એકાઉન્ટંટ તરીકે ધંધો શરૂ કર્યો. ૧૯૨૩ માં મુંબઇ આવ્યા અને હજી મુંબઇમાં એજ ધંધો કરે છે. ઇન્કમટેક્ષ ધારાના સુધારા અંગે સરકારને પણ એમણે ઘણી ઉપયોગી સુચના કરી છે. પંજાબ યુનીવરસીટીના એકાઉન્ટંસી વિભાગના પરિક્ષક હતા.



સરનામું—૮૬, ડોન્ટાડ સ્ટ્રીટ, ઝકરીઆ મસ્જીદ પાસે, મુંબઇ, ૯

**ઘોષ, શ્રી અરવિંદ**—શ્રી. અરવીંદ ઘોષનોજન્મ ૧૮૭૨માં કલકત્તા ખાતે થયો હતો. સાત વર્ષની વયે એમના માબાપ એમને પોતાની સાથે ઇંગ્લાંડ લઇ ગયા હતા. એમણે કેમ્બ્રીજની સેંટ પોલ સ્કુલ અને કીંગ્સ કોલેજમાં વિદ્યાભ્યાસ કર્યો હતો. અને કલાસીકલ ટ્રીપોઝ (કેમ્બ્રીજની ઓનર્સ પરિક્ષાનું નામ)માં પ્રથમ પંકતી એ આવ્યા હતા. આઇ. સી. એસ. પરિક્ષા પસાર કરી હતી પણ ઘોડેસ્વારી કરતાં આવડતી નહિ. હોવાથી એમને નાલાયક કરવામાં આવ્યા હતા. પછી હિંદ આવી વડોદરા રાજ્યની નોકરી કરી. ત્યાંથી બંગાળ પાછા ફર્યા અને ત્યાં રાજકીય પ્રવૃતિમાં પડયા. શ્રી. અરવીંદ ઘોષ "વંદેમાત્રમ"ના પહેલા તંત્રી હતા. "વંદેમાત્રમ" પત્ર ત્યારે એક બહુજ વગવસીલાવાળું રાષ્ટ્રીય દઇનિક પત્ર ગણાતું હતું. એ પછી એમની અલીપોર બોંબ કેસમાં ધરપકડ થઇ હતી. પરંતુ ક્રાંતિકારી ઉદ્દેશો માટે શસ્ત્રો પુરાં પાડવાનાં આરોપમાંથી એમને દોષમુકત કરવામાં આવ્યા હતા. ૧૯૧૦ માં રાજદ્રોહી લખાણો લખવા માટે એમની સામે વોરંટ કાઢવામાં આવ્યું હતું. પરંતુ ધરપકડ થઇ શકે, એ પહેલાં તેઓ પોંડેચેરી ખાતેના ફ્રેંચ મુલ્કમાં આવી ગયા હતા. ત્યારથી તેમણે રાજકારણનો ત્યાગ કર્યો છે. અને ઇશ્વરની શોધમાં આધ્યાત્મીક જીવન ગુજારી રહ્યા છે. પોંડીચેરી ખાતે એમણે એક આશ્રમ સ્થાપ્યો છે. અને એકાંતમાં અધ્યયન કરી રહયા છે. વર્ષમાં ત્રણચાર ગણત્રીના દિવસોએજ દર્શન આપે છે. એમણે અનેક ધાર્મિક પુસ્તકો પ્રગટ કર્યાં છે.

સરનામું:—પોંડીચરી.

**દસ્તુર, સર હોરમઝદીયાર ફીરોઝ,** નાઇટ, બી. એ. એલ એલ. બી., બાર–એટ–લો, મુંબઇના માજી વડા ઈલાકેદાર મેજીસ્ટ્રેટ—જન્મ તા૦ ૨૦



મી માર્ચ ૧૮૭૮ને દીને થયો હતો. એઓએ મુંબઇની સેન્ટ ઝેવીઅર્સ કોલેજમાં કેળવણી લીધી હતી. ૧૯૨૩ની સાલમાં તેઓ બોમ્બે જુડીશયલ ડીપાર્ટમેન્ટમાં જોડાયા હતા અને તેઓએ મુંબઇની હાઇકોર્ટના માસ્તર, કલાર્ક ઓફ ધી ક્રાઉનનો ઓધ્ધો પણ ભોગવ્યો હતો ૧૯૨૯ ના એપ્રીલ મહીનામાં તેઓની મુંબઇના ચીફ પ્રેસીડન્સી મેજીસ્ટ્રેટ તરીકે નેમણુંક થઇ હતી. ૧૯૩૨ ના સાલમાં તેઓ ઉપર નાઇટહુડની નવાજેશ કરવામાં આવી હતી. તેઓ આર. એ. સી. (લંડન) અને મુંબઇની આર ડબલ્યુ. આઇ. ટી. સી.ના સભ્ય છે.

ઠેકાણું—ધી મેન્સ, ૧૩, ન્યુ મરીનલાઇન્સ, મુંબઇ.

**લાલકાકા, શ્રી. જહાંગીર અરદેશર**—૧૮૮૪ માં અમદાવાદમાં એમનો જન્મ થયેલો. સર નવરોજી પેસ્તનજી વકીલના એ પ્રપૌત્ર થાય. મુંબઇ, અમદાવાદમાં કેળવણી લીધા ઉપરાંત લંડન અને પેરીસ ખાતે આર્ટની કેળવણી લીધી હતી. યુરોપમાં એમણે



પ્રવાસ પણ સારો કર્યો છે. શ્રી. લાલકાકાએ મુંબઇના ગવર્નરો ઉપરાંત સર ફીરોઝશાહ મહેતા, સર દીનશાહ વાચ્છા, સર ફીરોઝ શેઠના વિગેરેની આખી સાઇઝની છબીઓ તઇયાર કરી છે. ૧૯૧૬ થી ૧૯૩૭ સુધી મુંબઇ સરકારના "ડ્રોઇંગ અને આર્ટ"ની પરિક્ષાના પરિક્ષક બોર્ડના સભ્ય હતા. ના૦ શહેનશાહ પાંચમા જયોર્જની છબી ચીતરવા માટે તેમને સરકારે ઇંગ્લાંડ મોકલ્યા હતા. આજે એ છબી વાઇસરોયના મહેલમાં છે. ૧૯૩૨ માં મુંબઇ સરકારે તેમને સર જે. જે. આર્ટસ સ્કુલમાં ડેપ્યુટી ડીરેકટર નીમ્યા હતા. ૧૯૩૪-૩૫ માં સ્કુલના એસોસીએટ ડીરેકટર નીમાયા હતા. પછી તેમણે ખાનગી ધંધો ચાલુ કર્યો હતો. તેમને ૧૯૩૫ માં સીલ્વર જુબીલી મેડલ મળ્યો હતો.

સરનામું:—"સ્ટુડીઓ", ૨૦ નેપીઅન્સીરોડ.

**મહેતા, સર મંગળદાસ વ્રજભુખણદાસ**, નાઇટ, બી. એ., એફ. આર. સી પી., એફ. સી. પી. એસ., એફ. સી. ઓ જી; જે. પી; ઓ. બી. ઇ;—સર મંગળદાસ ન્યાતે મોઢવણીક છે, એમનો જન્મ ૧૮૮૩ માં મુંબઇમાં થયો હતો. એમના પિતા નારણદાસ રાજારામની પેઢીના ભાગીદાર હતા. એમણે ૧૯૦૭ માં એલ. એમ. એન્ડ એસ. ની પરિક્ષા પાસ કરી મીડવીફરીના નિષ્ણાત થવા માટે ૧૯૦૮ માં ઇંગ્લાંડ ગયા હતા. ત્યાં આયર્લેન્ડની એમ. આર. સી. પી ની ડીપ્લોમાં મેળવી હતી. ૧૯૧૦ માં એમણે મુંબઇ ખાતે "રૂક્ષ્મણી સુતીકાગૃહ" નામનું પહેલવહેલું હિંદુ સુવાવડખાનું સ્થાપ્યું હતું. અને હજી આજે પણ તેમાં તેઓ કામ કરે છે. ૧૯૨૨ માં મીલ વિસ્તારમાં સ્થપાયેલી "નવરોજી વાડીયા મેટરનીટી હોસ્પીટલ"ની યોજના ઘડવામાં એમનો મોટો હાથ હતો. આ હોસ્પીટલ સ્થપાતા "મેટરનીટી ત્રેનીંગ" ના પ્રશ્નનો ઉકેલ આવી ગયો હતો. શહેરની અનેક વૈદકીય સંસ્થાઓ સાથેનો એમનો સંબંધ જાણીતો છે. એ ઉપરાંત તેઓ મ્યુનીસીપાલીટીના સભ્ય અને યુનીવરસીટીના ફેલો પણ થયા હતા.

સરનામુ—રીજરોડ, મુંબઇ.

**સીંહ, લોર્ડ અરૂણ**—એમનો જન્મ ૧૮૪૭ માં થયો હતો. એમણે પહેલા કલકત્તામાં અને પછી વિલાયતમાં અભ્યાસ કર્યો હતો. ત્યાં બેરીસ્ટર થયા હતા. થોડા વર્ષ સુધી એમણે કલકત્તા હાઇ કોર્ટમાં ધંધો કર્યો હતો. ૧૯૨૮ માં તેઓ પોતાના પિતા લોર્ડ સત્યેન્દ્ર પ્રસન્ન સીંહની પછી બેરન ઓફ રાયપુર બન્યા હતા; પરંતુ કાયદાનો વાંધો નડવાથી ત્રણ વર્ષ સુધી ઉમરાવ સભામાં બેઠક લઇ શકયા નહોતા. ઉમરાવ સભાની પ્રીવીલેજીસ કમીટીએ એમના ઉમરાવ સભામાં બેસવાના હકક અંગેના લાંબા ઝઘડાનો એમની તરફેણમાં ચુકાદો આપ્યો હતો.

સરનામું:—કલકત્તા.

**કોઠાવાળા, કેપ્ટન જમશેદ દોરાબશા**—જે. પી; રોયલ ઇન્ડીઅન આર્મી સર્વીસ કોર રેજીમેન્ટ; આર્મી ઇન ઇન્ડીઆ રીઝર્વ ઓફ ઓફીસર્સ,—પોલ્સન લીમીટેડના કંટ્રોલીંગ ડાયરેકટર—જન્મ ૧૮૯૩ના સપ્ટેમ્બરની ૪થીએ પંચમહાલમાં દાહોદ ખાતે. મરહુમ ડૉ૦ દોરાબશા કોઠાવાળા એમના પિતા થાય. ૧૯૨૮ માં મીસ જર પોલ્સન સાથે એમનાં લગ્ન થયાં. ૧૯૩૫ માં ઇંન્ડીઅન કોફી સેસ કમીટી પર ઉદ્યોગના હિતોના એક પ્રતિનિધિ તરીકે



ના૦ ગવર્નર ઇન કાઉન્સીલે એમની નીમણુંક કરી; હિંદી ઉદ્યોગના મંડળોના ઉપ-પ્રમુખ. દરિયાપારના સેન્ટ જોન્સ એમ્બ્યુલન્સ બ્રિગેડના ડીવીઝનલ સુપ્રીન્ટેન્ડન્ટ ૧૯૩૫ માં ઓનરરી મેજીસ્ટ્રેટ બન્યા. ૧૯૩૭ માં ફ્રાંસમાં નીસ ખાતે મળેલાં આંતરરાષ્ટ્રીય રોટરી સંમેલનમાં મુંબઇની રોટરી કલબના પ્રતિનિધિ: ૧૯૩૭ માં લંડન ખાતે ઉજવાયલા સેન્ટ જોન્સ એમ્બ્યુલન્સ બ્રીગેડના સુવર્ણ મહોત્સવ પ્રસંગે મુંબઇ પ્રદેશની એ સંસ્થાના પ્રતિનિધિ: લડાઇને લગતી એમની સેવાઓ માટે એમને અનેક માનચાંદ મળ્યાં છે. ૧૯૧૯ માંઅમદાવાદમાં થયેલા હુલ્લડ દરમ્યાન એમણે બજાવેલી સેવાઓ માટે મુંબઇ સરકારે એમને એક સૂવર્ણચંદ્રક અર્પણ કર્યો હતો.–ધંધાની તાલીમ એમણે ઇંગ્લાંડમાં લીધી હતી. ૧૯૪૦ ના ફેબ્રુઆરીમાં એમને લશ્કરી ફરજ માટે બોલાવવામાં આવ્યા હતા.

સરનામું:—૪૧ કફ પરેડ; કોલાબા, મુંબઇ.

**કાપડીઆ, શ્રી. જગમોહનદાસ જેકીસનદાસ**—મુંબઇના શેરબજારના ડાયરેકટર. ૧૮૯૧ માં સુરત ખાતે એમનો જન્મ થયેલો. બાલ્યાવસ્થામાંજ એમના માતાપિતાનો સ્વર્ગવાસ થયો હતો. ૧૯૦૯ માં સુરતના સાર્વજનિક હાઇસ્કુલમાંથી મેટ્રીકની પરિક્ષા પસાર કરી હતી તે પછી સોલીસીટરની પેઢીમાં જોડાયા અને પહેલાં બીલ કલાર્ક તરીકે અને પછી મેનેજીંગ કલાર્ક તરીકેની ફરજો બજાવી. ૧૯૨૦ માં કાયદાનો ધંધો છોડી દીધો અને શેરબજારમાં જોડાયા. પહેલાં તો એક શેર દલાલને ત્યાં મદદનીશ તરીકે કાર્ય કર્યું અને ધીમે ધીમે શેરના ધંધાનું વિશેષ જ્ઞાન પ્રાપ્ત કર્યું. ત્યાર પછી સબ-બ્રોકર તરીકે કામ કરીને શ્રી. ઠાકરસી પ્રાગજીને ત્યાં ભાગીદાર બન્યા. ૧૯૨૬ માં કાર્ડ ખરીદયો અને ૧૯૩૧ માં ડીરેકટર બન્યા. અને હજી પણ ડીરેકટરપદે છે. શેર બજારની બાબદોમાં એઓ ઘણો રસ લે છે. ૧૯૩૭ માં મોરીસન કમીટી સમક્ષ એમને પણ સાક્ષી તરીકે મોકલવામાં આવ્યા હતા. ૧૯૨૮ માં એમણે બોમ્બે શેરહોલ્ડર્સ એસોસીએશનની સ્થાપના કરી હતી અને આજ સુધી તેઓ એના માનદ મંત્રી છે. જોઈંટ સ્ટોક કંપનીઓની બાબદોમાં શ્રી. કાપડીઆ ખુબજ રસ લે છે અને શેરહોલ્ડરો તરફથી ઘણીવાર કંપનીની સભાઓમાં લડત ઉપાડે છે. આવી ઘણીયે લડતોમાં એમને

વિજય મળ્યા છે. જોઇંટ સ્ટોક કંપની-ઓની બાબદોમાં તેઓ રસ લેતા હોવાથી ઇંડીઅન કંપનીઝ એકટની પુનર્રચના કરવામાં એમની ઘણી સૂચના-ઓનો અમલ થયો હતો. બોંબે શેરહોલ્ડર્સ એસોસીએશનના પ્રતિનિધિ તરીકે શ્રી. કાપડીઆએ લેબર કમીશન, ટેક્ષટાઇલ ટેરીફ બોર્ડ અને મધ્યસ્થ ને પ્રાંતિક બેન્કીંગ કમીટીઓ તથા બીજી ઘણી કમીટીઓ સમક્ષ જુબાની આપી છે. શ્રી કાપડીઆ વિલેપાર્લે કેળવણીમંડળ જેની હસ્તક પાર્લામાં ગોકળીબાઇ હાઇસ્કુલ ચાલે છે તેના પ્રમુખ છે.

સરનામું:—આગાખાન બીલ્ડીંગ, દલાલ સ્ટ્રીટ, કોટ, મુંબઇ.

**મોતીવાલા, શ્રી. ભવાનીદાસ નારણદાસ**—એમનો જન્મ મુંબઇમાં થયેલો. જાતે વિસા નાગર વાણીયા. શેઠ કલ્યાણદાસ કીરપારામના જાણીતા વણિક કુટુમ્બના નબીરા. વડીલો હીરા મોતીનો ધંધો કરતા હોવાથી અટક મોતીવાલા પડી. એલ્ફીન્સ્ટન અને ઝેવીઅર કોલેજોમાં અભ્યાસ કરી ૧૮૯૮ માં બી. એ. થયા અને પછી મેસર્સ કરેગી, લીંચ અને ઓબેનના જાણીતી સોલીસીટર પેઢીમાં મી૦ કરેગીના આર્ટીકલ્ડ કલાર્ક તરીકે ૩ વર્ષ કાર્ય કર્યું. બીજી એલ એલ. બી. પસાર કર્યા પછી સમાજસેવાનું કાર્ય અતિ પ્રિય હોવાથી સનદ લીધી નહિ કે સોલીસીટર પણ થયા નહિ. આખું જીવન સમાજ સુધારક તરીકે વીતાવ્યું છે. મુંબઇમાં "ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળ"ના તેઓ સ્થાપક છે એમણે જાહેર પ્રવૃત્તિમાં પણ ભાગ લીધો છે. પંજાબના હત્યાકાંડને લીધે એમણે જે. પી. અને ઓનરરી મેજીસ્ટ્રેટ તરીકેના પદનો ત્યાગ કર્યો હતો. ૧૯૧૧ માં "સોશીયલ સરવીસ લીગ"ની એમણે સ્થાપના કરેલી. અત્યારે પણ તેઓ આ સંસ્થામાં જનરલ સેક્રેટરી તરીકે સેવા બજાવે છે. ૧૯૧૮ માં હિંદના સમસ્ત વિસા નાગર વાણીયાઓની પ્રથમ પરિષદના પ્રમુખ ચુંટાયા હતા. ૧૯૨૧ માં રાષ્ટ્રીય સ્ત્રીસભાની સ્થાપના કરી હતી. આ સંસ્થાની "દેશ સેવિકા સંઘ" શાખાએ સત્યાગ્રહની લડતમાં આગેવાનીભર્યો ભાગ લઇ નામના મેળવી હતી. ૧૯૨૬ માં પ્રાથમિક કેળવણી માટે પહેલીવાર ભરાયેલી સ્કુલ બોર્ડ પરિષદના સન્માનકારિણી સભાના પ્રમુખ હતા. ૧૯૨૭ માં મુંબઇની હિંદુ મહાસભાના એક ઉપ-પ્રમુખ નીમાયા હતા. ૧૯૧૯ થી ૧૯૨૯ સુધી મુંબઇ કોરપોરેશનમાં સભ્ય હતા. મ્યુ૦ નેશનાલીસ્ટ પાર્ટીના ચુસ્ત સભાસદ હતા અને ૧૯૨૧ થી ૧૯૨૯ સુધી સ્કુલ્સ કમીટીના સભ્ય હતા. અને ૧૯૨૫ માં ચેરમેન ચુંટાયા હતા. એમના અમલ દરમ્યાન એફ. અને જી. વોર્ડોમાં મફત ફરજીયાત પ્રાથમિક કેળવણી શરૂ થઇ હતી. કોંગ્રેસની પ્રવૃત્તિમાં ૧૯૨૧ થી ૧૯૨૮ સુધી કાર્ય બજાવેલું. કોંગ્રેસની ઘણી બેઠકોમાં ડેલીગેટ તરીકે ગયેલા અને ભુલેશ્વર જીલ્લા સમિતિના પ્રમુખ હતા. તીલક સ્વરાજ્ય ફંડના એક ટ્રસ્ટી તરીકે વર્ષો થયાં કામ કર્યું હતું. "કોંગ્રેસ હાઉસ" બીજા ગ્રહસ્થો સાથે હાલ એમના નામ પર છે. અનેક સમાજ સુધારક સંસ્થાનાં હોદ્દા ભોગવે છે અને ટ્રસ્ટી પણ છે. અનેક ઉપયોગી પુસ્તકો પણ પ્રગટ કર્યા છે.

સરનામું—રીજ રોડ, મુંબઇ.

**ખેર. શ્રી. બાલગંગાધર**, બી. એ., એલ એલ. બી. સોલીસીટર–મુંબઇ સરકારના આ માજી વડા પ્રધાનનો જન્મ ૧૮૮૮ માં રત્નાગીરીમાં થયો હતો.



એમના પિતાશ્રી ગંગાધરરાવ લોકમાન્ય તિલકના પ્રશંસક હતા એટલે એમણે પોતાના એકનાએક પુત્રનું એમના નામ પરથી નામ પાડયું. શ્રી. ખેર પુનામાં મેટ્રિક સુધી અભ્યાસ કર્યા પછી મુંબઇ આવ્યા હતા અને મુંબઇમાં વિલ્સન કોલેજમાંથી ૧૯૦૬ માં બી. એ. થયા. ૧૯૦૮ માં એલ એલ. બી. થયા. એમની કોલેજની કારકીર્દી બહુ ઉજ્જવળ હતી. ૧૯૧૨ માં તેઓ યુરોપ–અમેરીકાનો પ્રવાસ કરી મુંબઇ આવ્યા ત્યારે એમની આર્થિક સ્થિતિ બહુ ખરાબ હતી. એટલે એમણે નોકરી શોધવાનો નિર્ણય કરી છાપામાં જાહેરખબર આપી. આ પ્રસંગે તે વખતના હાઇકોર્ટના જજ મી૦ જસ્ટીસ બીમનની આંખો નબળી હોવાથી તેમણે શ્રી. ખેરને સેક્રેટરી તરીકે રાખ્યા. અને ૧૯૧૬ માં પોતાની સાથે પરદેશ લઇ ગયા. પરદેશના પ્રવાસેથી આવ્યા પછી શ્રી. ખેર. શ્રી. મણીલાલ નાણાવટીની સાથે સોલીસીટરની પેઢીમાં ભાગીદાર તરીકે જોડાયા. અને વડા પ્રધાન બન્યા ત્યાં સુધી તેમાંજ રહયા. ધીમે ધીમે તેમણે સામાજીક અને રાજદ્વારી બાબદોમાં ભાગ લેવાનું શરૂ કર્યું. તેમના રાજદ્વારી જીવનની ખરી શરૂઆત ૧૯૨૨ માં થઇ. સ્વરાજ્ય પક્ષના મંત્રી તરીકે અને બારડોલી તપાસ સમિતિમાં તેમણે કામ કર્યું હતું. "અસ્પૃશ્યતા નિવારણ સમિતિ"ના તેઓ સભ્ય હતા. ખારમાં હરિજનોની એમણે ઘણી સારી સેવા બજાવી છે. મહારાષ્ટ્ર હરિજન સેવક સંઘના પ્રમુખ હોવા ઉપરાંત "શ્રધ્ધાનંદ આશ્રમ," "બોંબે જર્નલ," "નેશનલકાઉન્સીલ," અને "સીવીલ લીબર્ટીઝ યુનીઅન" સાથે પણ તેમને સબંધ હતો. ૧૯૩૦ અને ૧૯૩૨ ની સત્યાગ્રહની લડતમાં જેલ ગયા હતા. ૧૯૩૭ માં મુંબઇ એસમ્બલીના કોંગ્રેસ પક્ષના અગ્રણી તરીકે તેમની વરણી થઇ હતી. મુંબઇ પ્રાંતના વડા પ્રધાન તરીકેના ટુંક સમય દરમ્યાન શ્રી. ખેર લોકપ્રિય થયા હતા. ઇલાકાની કેળવણીનું ખાતું એમને હસ્તક હતું. ૧૯૩૯ માં ઓધ્ધો છોડી દઇ શ્રી. ખેર ગાંધીજીની વાણી સ્વાતંત્ર્યની લડતમાં ૧૯૪૦ માં જેલમાં છે. ગયા હતા.

સરનામું:—ખાર મુંબઇ.

**બેરામજી જીજીભાઇ**, સર નાઇટ—સ્વ૦ શેઠ રૂસ્તમજી બહેરામજી જીજીભાઇના આ વડા દીકરાનો જન્મ ૧૮૮૨ માં થયો હતો.



તેઓ જાણીતા વેપારી અને મોટા મીલકતદાર છે. સાલસેટમાં ૯૦૦૦ એકર જમીનના તેઓ માલેક છે. સર જમશેદજી જીજીભાઇ બીજા બેરોનેટની પઉત્રી જરબાઇ જમશેદજી ખુરશેદજી સાથે એમના લગ્ન થયા હતા. એમણે ઝેવીઅર્સ સ્કુલ અને કોલેજમાં કેળવણી લીધી હતી. ૧૯૦૮ માં જે. પી થયા હતા. ૧૯૧૫ સુધી ઓનરરી પ્રેસીડંસી મેજીસ્ટ્રેટ રહયા હતા. એ ઉપરાંત પારસી ચીફ મેટ્રીમોનીઅલ કોર્ટના ડેલીગેટ હતા. મ્યુ૦ સ્ટેન્ડીંગ કમીટીના ૧૯૨૪ માં પ્રમુખ થયા હતા, અને બોમ્બે કોરપોરેશનના લગભગ ૨૫ વર્ષ સુધી સભ્ય હતા. બોમ્બે બોર્ડ ઓફ ફીલ્મ સેન્સર્સમાં ૧૯૨૪ થી નીમાયા કરે છે. બેરામજી જીજીભાઇ પારસી ચેરીટેબલ ઇન્સ્ટીટયુશનના પ્રમુખ છે એ ઉપરાંત અન્ય સંસ્થાઓમાં પણ આગેવાનીભર્યો ભાગ લે છે. હિંદમાં સઉથી પહેલી એવી એક બચ્ચાંની હોસ્પીટલ માટે બે લાખની રકમની સખાવત કરી છે. ગવર્નર્સ હોસ્પીટલ ફંડના પ્રમુખ, ૧૯૨૭ ની સાલના શેરીફ, લેન્ડ હોલ્ડર્સ એસોસીએશનના પ્રમુખ વિગેરે હોદ્દા તેમણે દીપાવ્યા છે. કોંગ્રેસ સરકારે નાંખેલા પ્રોપરટી ટેક્ષ સામે સર બેરામજીએ જબરી ઝુંબેશ ઉઠાવી હતી અને તે ચળવળના તેઓ મુખ્ય આગેવાન હતા. પ્રાંતીક સરકારની એકર નાંખવાની સત્તાને તેમણે ચેલેંજ કરી હતી અને તે માટે 'હાઇકોર્ટ'માં એક કેસ પણ માંડયો હતો.

સરનામું:—"ધી કલીફ," રીજરોડ, મુંબઈ.

**ગોર, સર હરીસીંઘ**, ડી લીટ., એલ એલ. ડી., બાર–એટ–લો—એમનો જન્મ ૧૮૭૨ માં થયો હતો. નાગપુરની હીસલોપ કોલેજમાં અને કેમ્બ્રીજ ખાતે અભ્યાસ કર્યા પછી બેરીસ્ટર થયા હતા. ૧૯૧૮–૨૨ માં નાગપુર મ્યુનીસીપલ કમીટીના પ્રમુખ હતા અને પછી હિંદની વડી ધારાસભાના ડેપ્યુટી પ્રમુખ ચુંટાયા હતા. જોઇંટ પાર્લામેંટરી કમીટીના ડેલીગેટ અને હિંદી સુધારા સંબંધી વિચાર ચલાવવા નીમાયલી જોઇંટ સીલકેટ કમીટીના સભ્ય હતા. દિલ્હી યુનીવરસીટીના પહેલા વાઇસ–ચેન્સેલર તરીકે એમની વરણી થઇ હતી. "પીનલ લો ઓફ ઇ ડીઆ," "લો ઓફ ટ્રાન્સફર ઓફ પ્રોપર્ટી," વિગેરે કાયદાના પુસ્તકોના તેઓ લેખક છે. નાગપુર યુનીવરસીટીના વાઇસ–ચેન્સેલર પણ નીમાયા હતા.

સરનામું:—નાગપુર.

**ચીનાઇ, સર સુલતાન મહેરઅલી**— નાઇટ, મુંબઇના માજી મેયર. એમનો જન્મ તા૦ ૧૬ મી ફેબ્રુઆરી ૧૮૮૫ ના



સાલમાં થયો હતો. એઓ મુંબઇની એફ. એમ. ચીનાઇ એન્ડ કું. લીમીટેડના મેનેજીંગ ડીરેકટર છે. તેમના પત્નીનું નામ શેરબાનુ છે. તેઓ એક બેટા અને ચાર બેટીઓના પિતા છે. ભરડા ન્યું હાઇ સ્કુલ અને એલફીન્સ્ટન કોલેજમાં કેળવણી લીધી હતી હીંદમાં મોટરકાર અને પેટ્રોલ્યમનો વેપાર કરનારા પાયોનીયર વેપારીઓમાંના એવણ એક છે. હીંદમાં વાયરલેસ ટેલેગ્રાફી દાખલ કરવા માટે તેઓજ મોટે ભાગે જવાબદાર છે. એમણેજ ધી ઇન્ડીયન રેડીઓ એન્ડ કેબલ કમ્યુનીકેશન્સ કુંપની લીમીટેડ સ્થાપી હતી.. મુંબઇની મ્યુનીસીપલ કોરપોરેશન, તેની સ્ટેન્ડીંગ તેમજ ઇમ્પ્રુવમેન્ટસ કમીટીના એઓ એક સભ્ય છે. ૧૯૩૭–૩૮ માં કોરપોરેશનની સ્ટેન્ડીંગ કમીટીના ચેરમેન હતા. જુહુ મ્યુનીસીપાલીટીના મેનેજીંગ કમીટીના તેમજ હોસ્પીટલ મેનટેનન્સ કમીટીના એક સભ્ય હતા. એ ઉપરાંત રાજા જયોર્જ પાંચમાની યાદગારી જાળવી રાખવા માટે ઉભાં કરવામાં આવેલાં ફંડ સંબંધી નેમાયલી સીલવર જુબીલી મોટર પેરેડ કમીટીના તેમજ મોટર ત્રેડ સબ–કમીટીના ચેરમેન હતા. રીઝર્વ બેન્ક ઓફ ઇંડયાની લોકલ બોર્ડના એક ડીરેકટર છે. ઇંડયન રેડયો એન્ડ કેબલ કમ્યુનીકેશસન્સ કુંપની લીમીટેડના એકટીંગ ચેરમેન છે. બ્રીટીશ ઈંડયા જેનરલ ઇનસ્યુરન્સ કુંપની લીમીટેડના એકટીંગ ચેરમેન છે. ૧૯૩૯ ના સાલના જુન માસમાં એમના પર નાઇટહુડની નવાજેશ કરવામાં આવી હતી.

કલબો—વીલીંગડન સ્પોર્ટસ કલબ, ઓરીએન્ટ એન્ડ વેસ્ટર્ન ઇંડયા ટર્ફ કલબ.

ઠેકાણું:—"દીલખહાર," કારમાઇકલ રોડ, મુંબઇ.

**જાધવ, શ્રી. ભાસ્કરરાવ, વીઠોજીરાવ,** એમ. એ., એલ એલ. બી.—શ્રી. જાધવનો જન્મ ૧૮૬૭ માં થયો હતો. વિલ્સન, અને એલફીન્સ્ટન કોલેજ અને સરકારી લૉ સ્કુલમાં અભ્યાસ કર્યો હતો. કોલ્હાપુર દરબારની નોકરીમાં જોડાયા પછી ધીમે ધીમે મહેસુલી પ્રધાનને દરજ્જે પહોંચ્યા હતા. ૧૯૦૭ માં એમણે મરાઠા કેળવણી પરિષદની સ્થાપના કરી હતી. એમણે ૧૯૧૧ માં મૃતપાય થયેલી સત્ય શોધક પ્રવૃત્તિ સજીવન કરી હતી. શ્રી. જાધવ મુંબઇ પ્રાંતની બ્રાહ્મણેતર ચળવળમાં પ્રારંભથીજ જોડાયા હતા. ૧૯૧૯ માં ઇંગ્લાંડ ગયા હતા અને ત્યાં સંયુકત પાર્લામેન્ટરી સમિતિ સમક્ષ મરાઠા અને બીજી નાની કોમોના દાવા રજુ કર્યા હતા. ૧૯૨૨ અને ૧૯૨૩ માં મુંબઇની ધારાસભામાં સભ્ય તરીકે બીરાજયા હતા. ૧૯૨૪–૨૬ માં કેળવણી ખાતાંના અને ૧૯૨૮ થી ૧૯૩૦ સુધી ખેતીવાડી ખાતાંના પ્રધાન તરીકેના ઓદ્ધા પર હતા. મુંબઇ પ્રાંતના અબ્રાહ્મણ પક્ષના નેતા ઉપરાંત ૧૯૨૦ થી ૧૯૩૦ સુધી સત્ય શોધક સમાજનું પ્રમુખપદ શોભાવ્યું હતું. હિંદની વડી ધારાસભાના ૧૯૩૦ થી ૧૯૩૪ સુધી ચુંટાયલા સભ્ય રહયા હતા. ૧૯૩૦–૩૧

માં ગોળમેજના ડેલીગેટ તરીકે લંડન ગયા હતા. તેઓ અનેક લીમીટેડ કંપનીના ડીરેકટર છે અને કોલ્હાપુરની વરિષ્ઠ અદાલતના જજ છે.

ઠેકાણું:—શાહપુરી, કોલ્હાપુર અને કોહીનુર રોડ, દાદર, મુંબઇ ૧૪.

**કબાલી, શ્રી. પુરૂષોત્તમ મેઘજી—** ન્યાતે લોહાણા છે. એમનો જન્મ સને ૧૯૦૬ માં મુંબઇમાં થયો હતો. અંગ્રેજી પાંચ ચોપડીનો અભ્યાસ કર્યા પછી એમણે વિમાન ક્ષેત્રમાં ઝંપલાવ્યું. અને ખાસ તાલીમ લેવા ઇંગ્લાંડ ગયા. ત્યાં શિક્ષણ લેતા એક વાર શિક્ષકે એમની એકલા ઉડવાની નાહિમ્મત સામે ટીકા કરી અને કહ્યું. "તું નહિ શીખી શકે, ચાલ્યો જા." એમને આ ટીકા સોંસરી પેસી ગઇ અને બીજે દિવસે શિક્ષકને સાથે લઇને એકલાજ વિમાન ઉરાડયું. એમણે વિમાની તાલીમ એક વર્ષને બદલે ૫૫ દિવસમાં પુરી કરવાથી ઇંગ્લાંડના વિમાન ખાતાંને શક પડયો અને તેમની ફેર પરીક્ષા લેવાનું નકકી કર્યું. જે દિવસે પરિક્ષા લેવાની હતી તે દિવસે જો પરિક્ષા ન આપે તો બીજે દિવસે નવા કાયદા લાગુ પડવાના હોવાથી એમને એક વર્ષની ઢીલ થાય એમ હતું. પરિક્ષાને દિવસે લંડનમાં ધુમ્મસ હતું અને એમને દોઢસો માઇલ ઉડવાનું હતું ખુબ રાહ જોયા પછી ગમે તેટલી ના કહયા છતાં રાત્રે બાર વાગે એ ઉડયા. સઉએ ધાર્યું કે એ જીવતો પાછો નહી ફરે. પણ એ ઉડયા પછી ધુમ્મસની ઉપર આકાશ સ્વચ્છ હતું એટલે એમને ખુબ હીંમત આવી. છેક સાડા ત્રણ વાગા સુધી ઉડી પછી સઉને આશ્ચર્યચકિત કરી એ નીચે ઉભા. પછી તો એમને ૧૯૨૯ માં "એ" અને "બી" પાયલટના પરવાના મળી ગયા. આ પરવાના મેળવનાર એ પહેલા હિંદી છે. ઇંગ્લાંડથી હિંદ તેઓ પોતાના નાના વિમાનમાં આવ્યા હતા. આ રોમાંચક પ્રવાસમાં એમને ટ્રીપોલીથી ફેરો જતા રસ્તામાં રેતીનું તોફાન નડયું હતું, તેમનું વિમાન પડી ગયું હતું પણ પોતે બચી ગયા હતા. શ્રી. કબાલીએ ૧૯૩૬ માં "એર સરવીસ ઓફ ઇંડીઆ" નામની હવાઇ વ્યવહાર માટેની કંપની કાઢી છે.

સરનામું:—ઘાટકોપર, મુંબઇ.

**કૃષ્ણમુર્તિ, જે.—**એમનો જન્મ મદ્રાસમાં મદનપલ્લી ખાતે ૧૮૯૭ માં થયો હતો. એઓ એમના બાળપણમાંજ સ્વ. મીસીસ એનીબીસાન્ટની સંભાળ નીચે મુકાયા હતા. મીસીસ બીસાન્ટે જોયું કે એમનામાં ઘણીગુઢ શકિતઓ રહેલી છે અને તે તેમને એક મહાન આધ્યાત્મિક વ્યકિત બનાવશે. ઇ. સ. ૧૯૧૨ થી ૧૯૨૨ સુધી મીસીસ બીસાન્ટે એમને ઇંગ્લેંડમાં કેળવણી અપાવી. ભાવિ જગદગુરૂને સ્વીકારવાની તઇયારી રૂપે ઇ. સ. ૧૯૧૧ માં ઓર્ડર ઓફ ધી સ્ટાર ઓફ ધી ઇસ્ટ સ્થાપવામાં આવ્યો. ઇ. સ. ૧૯૨૨ માં શ્રી કૃષ્ણમુર્તિ કેલીફોરનીઆમાં ગયા અને ત્યાર બાદ તેમણે અમેરિકામાં લાંબો પ્રવાસ કર્યો. ૧૯૨૯ માં ઉપરોકત ઓર્ડર ઓફ ધી સ્ટારની મંડળી બરખાસ્ત કરવામાં આવી. અને ઇ. સ. ૧૯૩૦ માં શ્રી કૃષ્ણમુર્તિએ પોતાની તમામ મિલ્કત જેમાં ૫૦૦૦ એકર જમીન અને ભવ્ય મકાનનો ત્યાગ કર્યો. શ્રી. કૃષ્ણમુર્તિનું ધ્યેય એકજ છે અને તે એ કે માનવ માત્રનેતેની સર્વ બંધનોમાંથી મુકિત અપાવવી અને શાશ્વત સુખનો ભોકતા બનાવવો.

**મહેતા, ડૉ૦ ધનજીભાઈ હોરમસજી—** સી. આઇ. ઇ.—એમનો જન્મ ૧૮૬૪ માં થયો હતો. નવસારીના જાણીતા મહેતા



ખાનદાનના એ નબીરા છે. ડૉ૦ મહેતા ૧૮૮૭ દ્વારકામાં સીવીલ સરજન નીમાયા હતા. તેમણે પીલવાઈ બંડ વખતે ખાસ ડયુટી બજાવી હતી અને દુષ્કાળ તથા રોગચાળા વખતે ખાસ કામગીરી બજાવી હતી. એ પદેથી ધીમે ધીમે ઉંચે આવી ઇનચાજ ચીફ મેડીકલ ઓફીસર થઇ છેવટે સેનીટરી કમીશનર બની ૧૯૧૨ માં નિવૃત થયા. નવસારીમાં કેળવણી લઇ મેત્રીકમાં પહેલે નંબરે આવી ઉંચા ઇનામો મેળવ્યા હતા. પછી ગ્રાંટ મેડીકલ કૉલેજમાં દાખલ થઇ એલ. એમ. એન્ડ એસ. ની ડીગ્રી મેળવી. અકસ્માત અને તેના તાત્કાલીક ઉપાયો વિષે પુસ્તકો બ્હાર પાડી તેમજ પ્રચાર કરીને અને એમ્બ્યુલન્સ બ્રાન્ચ સ્થાપીને ખુબ સેવા બજાવી છે. "બાળ લગ્નની બદી" પર એમણે ખુબ ભાષણો આપ્યા છે. આ બધી સેવા બદલ ચન્દ્રકો પણ મેળવ્યા છે. ડૉ૦ મહેતાએ બધા નાના મોટા મળી પર પુસ્તકો બ્હાર પાડયા છે.

સરનામું—લુણાસી કુઇ, મહેતાબ કલબ, નવસારી.

**મીઠા શ્રી. મહમદ સુલેમાન કાસમ,** એમ. એલ. એ. (મુંબઇ) જે. પી. પુર્વ ખાનદેશ મુસ્લીમ મતદાર સંઘ તરફથી મુંબઇ એસેમ્બલીમાં ચુંટાયલા. એમનો જન્મ ૧૯૦૩ માં થયો હતો. સરદાર સર સુલેમાન કાસમ મીઠાના ત્રીજા પુત્ર મુંબઇના એક જાણીતા વેપારી છે અને સુલેમાન એન્ડ કંપનીના ડીરેકટર છે. મુસ્લીમ કોમમાં જાણીતા છે. મુંબઇ મ્યુનીસીપલ કોરપોરેશન, ઓલ ઇંડીઆ મુસ્લીમ લીગ, બોંબે પોર્ટ હજ કમીટી વિગેરેના સભ્ય છે.

સરનામું:—લેન્ડઝ એન્ડ રોડ, મલબાર હીલ, મુંબઇ.

**બાજપાઇ, સર જી. એસ.—**એમનો જન્મ ૧૮૯૧ માં થયો હતો. અલ્લાહબાદ અને ઓક્ષફર્ડની મેરટન કૉલેજમાં અભ્યાસ કર્યા પછી ૧૯૧૪ માં હિંદીસનંદી નોકરીમાં જોડાયા હતા. ધીમે ધીમે પ્રગતિ કરી હિંદી સરકારના કેળવણી ખાતાંના મંત્રી નીમાયા હતા. હિંદીઓના દરજજા વિષે તપાસ કરવા માટે કેનેડા, ઓસ્ટ્રેલીઆ અને ન્યુઝીલેન્ડ ખાતે મોકલવામાં આવેલા પ્રતિનિધિ મંડળોમાં એમની નીમણુંક થઇ હતી. ૧૯૨૫-૨૬ માં દક્ષીણ આફ્રીકા ગયેલા હિંદી ડેપ્યુટેશનના તેઓ મંત્રી હતા અને ૧૯૨૯--૩૦ માં જીનીવા ગયેલા હિંદી પ્રતિનિધિ મંડળના પ્રાઇવેટ મંત્રી હતા. લંડનની ગોળમેજી પરિષદમાં બ્રિટિશ હિંદના ગયેલા પ્રતિનિધિ મંડળના તેઓ જોડીઆ મંત્રી હતા. વાઇસરોયની કારોબારી સમિતિમાં ૧૯૩૫--૩૬ ના વર્ષમાં કામચલાઉ સભ્ય તરીકે એમની નીમણુંક થઇ હતી.

સરનામું:—ન્યુ દીલ્હી.

**મોહીલે, શ્રી. વિનાયકરાવ ગણેશ** (બી સી., બાર–એટ–લૉ)—મુંબઇની એલ્ફીન્સ્ટન કૉલેજ. પુનાની ડેકકન કૉલેજ અને લંડનના મીડલ ટેમ્પલમાં કેળવણી



લીધી. ૧૯૩૮ના ફેબ્રુઆરીમાં બેરીસ્ટર થયા. પુનાના સ્વ૦ વાસુદેવરાવ આર. ગુપ્તે (બી. એ. એલએલ બી., એમ. એલ. સી.)નાં પુત્રી ઇન્દુમતી ગુપ્તે સાથે એમનાં લગ્ન ૧૯૩૩ ની સાલમાં થયાં. એમને છ ભાઇઓ અને બે બ્હેનો છે. સઉથી મોટા ભાઇ ફીઝીકસના પ્રોફેસર છે. બીજા ભાઇ કરાંચીમાં વૈદકીય અમલદાર છે. ત્રીજા ભાઇ લંડનમાં વલ્ફર્ડ ખાતે વૈદકીય પ્રેકટીસ કરે છે, ચોથા ભાઇ સોલીસીટર છે. પાંચમા ભાઇ પુના ખાતે હેલ્થ ઓફીસર છે અને છઠ્ઠા ભાઇ બેરીસ્ટર છે. મુંબઇ હાઇકોર્ટના નિવૃત વડા ટ્રાન્સલેટર અને દુભાષિયા શ્રી. ગણપતરાવ બી. મોહિલેના તેઓ પુત્ર થાય. રોવર સ્કાઉટ તરીકે એમણે કાશ્મીરસહિત હિન્દના જુદાજુદા ભાગોની ઠેઠ અફઘાનીસ્તાન સુધી વિસ્તૃત મુસાફરી કરી છે. ૧૯૩૫–૩૭ માં એમણે યુરોપનો પ્રવાસ કર્યો હતો. તેઓ કેટલીક સામાજીક અને કેળવણી વિષયક સંસ્થાઓ સાથે જોડાયલા છે. છેલ્લાં બે વર્ષથી ખારના લક્ષ્મી નગર રેસીડન્ટસ એસોસીએશનના સંયુકત મંત્રી છે.

સરનામું—લીંકીંગ રોડ, ખાર, મુંબઇ નં૦ ૨૧.

**મથુરાદાસ ત્રીકમજી**, બી એ.—ન્યાતે મોઢ વણિક છે. એમનો જન્મ ૧૮૯૪ માં મુંબઇ ખાતે થયો હતો. એમના પિતા એમને સાત માસની ઉંમરના મુકી સ્વર્ગવાસી થયા હતા. મુંબઇમાં મોટાં બ્હેન શ્રી. રામકુંવરબાઇની પ્રેરણાથી એમણે અભ્યાસ ચાલુ રાખી ૧૯૧૪ માં તેઓ ગ્રેજ્યુએટ થયા. આ અરસામાં ગાંધીજી આફ્રીકાથી હિંદ આવ્યા અને શ્રી. મથુરાદાસ તેમની પ્રવૃત્તિમાં જોડાઇ ગયા. ગાંધીજી સાથેનો એમનો સંબંધ ગાઢો છે. ૧૯૨૦થી એમણે કોંગ્રેસ પ્રવૃત્તિમાં ઝંપલાવ્યું. મુંબઇ કોંગ્રેસના ખજાનચી અને તીલક સ્વરાજ્ય ફંડના ટ્રસ્ટી તરીકેનું એમનું કાર્ય જાણીતું છે. તેઓ હોમરૂલ લીગમાં અને સ્વ૦ વીઠલભાઇ પટેલ સ્થાપીત મ્યુનીસીપાલીટીની નેશનાલીસ્ટ પાર્ટીમાં જોડાયા હતા ૧૯૨૫ માં એમને ક્ષયની બીમારી લાગુ પડતા એમણે ચાર વર્ષ એ રોગની સારવાર પાછળ ગાળ્યા હતા. ૧૯૩૦ માં સત્યાગ્રહમાં જોડાયા હતા અને કોંગ્રેસની કામચલાઉ વર્કીંગ કમીટીના સભ્ય નીમાયા હતા. અને જેલ ગયા હતા. ૧૯૩૨ માં ફરી પાછા જેલ ગયા હતા. શ્રી. મથુરાદાસ મ્યુ૦ બાબદોના ખુબ જાણકાર છે અને એના એક જુના સભ્ય છે. કોંગ્રેસ પ્રધાનમંડળે એમને "ભાડાં તપાસ સમિતિ"ના પ્રમુખ નીમ્યા હતા. ૧૯૪૦–૪૧ માં તેઓ મુંબઇના મેયરપદે હતા

સરનામું:—વાલકેશ્વર રોડ, મુંબઇ.

**સરઇયા, શ્રી. રમણલાલ ગોકળદાસ,** બી. એ.,બી એસ. સી —અમદાવાદ ખાતે ૧૮૯૮ માં એમનો જન્મ થયેલો. લુણાવાડાના માજી દિવાન અને અમદાવાદની સ્મોલ કૉઝીઝ કૉર્ટના આગલા જજ શ્રી૦ ગોકળદાસ સરઇયા એમના પિતા થાય. શ્રી૦ સરઈયા અત્યારે નારણદાસ રાજારામની કંપનીમાં ભાગીદાર છે. બૉંબે પ્રોવીન્શીયલ કૉઓપરેટીવ બૅન્કના ચેરમેન છે; અને મધુસુદન મીલ, હિંદ સાઇકલ્સ, પોવેલ્સ લી૦ વિગેરેના ડીરેકટર છે. ઇંડો જાપાનીઝ વ્યાપાર વાટાઘાટ પ્રસંગે બીન સરકારી સલાહકાર તરીકે નીમાયા હતા. બી. એ., બી. એસ સી. ઉપરાંત કેમીકલ સોસાયટીના ફેલો, ઇન્ડીઅન ઇન્સ્ટીટયૂટ ઓફ બૅન્કર્સના ફેલો અને જે. પી. છે. જાહેર પ્રવતિમાં ભાગ લે છે. દેશી વેપારી ચેમ્બરની કમીટીના સભ્ય છે અને મોઢ શુભેચ્છક ફંડના ટ્રસ્ટી છે.



સરનામુ—"વસંત વિહાર", ૮૫ નેપીઅન્સી રોડ, મુંબઇ ૬.

**મહેતા, ડૉ૦ જીવરાજ નારાયણ,** એમ. ડી., એમ. આર. સી. એસ., એલ એમ. એન્ડ એસ., એફ. આર. સી. એસ., ડીન, કીંગ એડવર્ડ મેમોરીઅલ હોસ્પીટલ અને ગોર્ધનદાસ સુંદરદાસ મેડીકલ કૉલેજ—એમનો જન્મ ૧૮૮૭ માં અમરેલી ખાતે થયો હતો. પીતાની ગરીબ અવસ્થામાં મહામુશ્કેલીએ એમણે અભ્યાસ કર્યો અને પછી મુંબઇ ખાતે શેઠ વરજીવનદાસ માધવદાસ કપોળ બોર્ડીંગમાં માફી વિદ્યાર્થી તરીકે દાખલ થયા. અને ત્યાં રહી ૧૯૦૮ માં એલ. એમ. એન્ડ એસ.ની ડીગ્રી માનસહિત મેળવી. એમને ૯૪ ટકા ઇનામ મેળવનાર તરીકે તે વખતના ગવર્નર લૉર્ડ સીડનહામે અભિનંદન આપેલા. વધુ અભ્યાસ માટે મુસીબત વેઠી પૈસા ઉભા કરી વિલાયત ગયા અને ત્યાં ૧૯૧૪ માં એમ. ડી. થયા. ૧૯૧૫ માં હિંદ પાછા ફરી ડાકટરી ધંધો શરૂ કર્યો. ૧૯૧૬ માં સર રતનતાતાની સાથે સારવાર માટે વિલાયત જતા હતા પણ યુધ્ધનો સમય હોવાથી સ્ટીમર ડુબી ગઇ અને મહામુશ્કેલીએ તેમાંથી સઉ બચી ગયા. તેમને ક્ષયનું દર્દ લાગુ પડવાથી સારવાર માટે તેઓ સ્વીટ્ઝર્લૅંડ ગયા. ત્યાં તેમને સ્વ૦ ગાયકવાડ સયાજીરાવની મુલાકાત થઇ અને આ ઓળખાણને લીધે તેમને વડોદરા રાજ્યના ચીફ મેડીકલ ઓફીસર નીમવામાં આવ્યા હતા. વડોદરામાં દિવાન સર મનુભાઇના પુત્રી શ્રીમતિ હંસા સાથે તેમને પરિચય થયેલો અને પછી ૧૯૨૪ માં લગ્ન થયાં હતાં. ૧૯૨૫ માં કીંગ એડવર્ડ મેમોરીઅલ હોસ્પીટાલ અને ગોર્ધનદાસ સુંદરદાસ મેડીકલ કૉલેજના ડીન નીમાયા હતા. આજ સુધી એજ ઓધ્ધા પર છે. ૧૯૩૦ ની સવિનય કાયદા ભંગની લડત વખતે ડૉ૦ જીવરાજે આગળ પડતો ભાગ લીધો હતો અને તેમને બે વર્ષની સજા થઇ હતી. ડાકટર તરીકે એમનું સ્થાન ઉંચું છું. લંડનમાં સ્વ૦ ગોખલે સાથે ગાંધીજીની તબીયત જોવા પ્રસંગ મળ્યો હતો તે પછી હવે એઓ ગાંધીજીના ખાસ ડાકટર થઇ ગયા છે.

સરનામું:—નેપીઅનસી રોડ, મુંબઇ.

**ખરશેદજી લીમજી**—શેઠ ખરશેદજીનો મધ્યમ વર્ગના એક પારસી કુટુમ્બમાં જન્મ થયો હતો. એઓ ચઢયાતી કેળવણી લેવાની સ્થીતીમાં નહી હોવાથી નોકરીએ રહેવાની ફરજ પડી હતી, અને



તેથી ૧૯૦૦ના સાલમાં બોમ્બે સાઇકલ એજન્સીમાં જોડાયા હતા. આ પેઢીમાં જોડાયા પછી થોડાજ વખતમાં મોટર સાઇકલની એજન્સી લેવામાં આવી હતી. હીંદમાં આ પેઢી તરફથી પહેલીજવાર મોટરકારની એજન્સી લેવામાં આવી. ૧૯૧૮ ના સાલમાં આ પેઢીના માલેકે પોતાનો ધંધો વેચી નાખ્યો હતો, જે પછી બોમ્બે સાઇકલ એન્ડ મોટર એજન્સી નામની આ કુંપનીને એક 'લીમીટેડ કુંપની' માં ફેરવી નાખવામાં આવી હતી. અને કુંપનીનો તમામ વહીવટ એકલા મી૦ ખરશેદજી લીમજી તરફથી થવા લાગ્યો હતો. ૧૯૨૩ ના સાલથી મી૦ લીમજી કુંપનીના એકલા એજન્ટ રહયા છે કે જે કુંપની હીંદમાં મોટરકારોનું બીઝનેશ કરનારી જુનામાં જુની પેઢીઓમાંના એક છે.

મી૦ ખરશેદજીનું મોટરીંગના ઉદ્યોગને લગતું જ્ઞાન અને અનુભવ અસાધારણ છે. એ લાઇનમાં તેઓએ ગાળેલા ૪૧ વરસની લાંબી મુદ્દત દરમ્યાન સરકાર તરફથી જુદી જુદી અનેક કમીટીઓ ઉપર સેવા બજાવવાનું તેઓને આમંત્રણ થયું હતું. તેઓ છેલ્લાં કેટલાંક વરસોથી એક સુલેહના અમલદાર, ઓ૦ પ્રેસીડન્સી મેજીસ્ટ્રેટ હોવા ઉપરાંત પારસી ચીફ મેત્રીમોનીઅલ કોર્ટના ડેલીગેટનો ઓધ્ધો પણ ભોગવે છે. તેઓ મુંબઇની મ્યુનીસીપલ કોરપોરેશનના થોડાક વખત માટે એક સભાસદ પણ હતા. મરહુમ શહેનશાહ જયોર્જ પાંચમાની સીલ્વર જુબીલીની ઉજવણીના પ્રસંગે સીલ્વર જુબીલી મેડલ મેળવનારાઓમાં તેઓ એક હતા. મુંબઇના સામાજીક મંડળોમાં તેઓ એક જાણીતા છે. તેઓએ કેટલીકવાર યુરોપ અને અમેરીકાની મુસાફરી ઉપરાંત અફઘાનીસ્તાન, ઇરાન વિગેરે દુન્યાના બીજા દેશોની સફર કીધી છે.

સરનામું:—ખંભાલા હીલ, મુંબઇ.

**લઠ્ઠે, શ્રી. અન્નાબાબાજી**, એમ. એ, એલએલ. બી.,—મુંબઇ પ્રાંતના આ ભુતપુર્વ અર્થમંત્રી ન્યાતે જઇન છે. એમનો જન્મ ૧૮૭૮ માં થયો હતો. એમણે પુનાની ડેકકન કોલેજમાં અભ્યાસ કર્યો હતો. કોલ્હાપુરની રાજારામ કોલેજમાં અંગ્રેજીના પ્રોફેસર તરીકે ચાર વર્ષ કામ કરી કોલ્હાપુર રાજ્યમાં વિદ્યાધિકારી નીમાયા હતા અને ૧૯૧૪ સૂધી એ પદે રહ્યા હતા. ૧૯૨૧ માં હિંદની વડી ધારાસભાના સભ્ય ચુંટાયા હતા. ૧૯૨૬ માં કોલ્હાપુરના દિવાનના પદે એમની નીમણુંક થઇ હતી એ પદે તેઓ ૧૯૩૦ સુધી રહ્યા હતા. લંડનની ગોળમેજી પરિષદમાં શ્રી. લઠ્ઠે કોલ્હાપુર રાજ્યના પ્રતિનિધિ તરીકે ગયા હતા. એમણે જઇન ધર્મનો પરિચય, હિંદમાં બ્રિ. રાજ્યનો ઉદય, શાહુ છત્રપતિનું ચરિત્ર, સમવાયતંત્રના પ્રશ્નો વિગેરે પુસ્તકો લખ્યા છે. ૧૯૩૬ માં તેઓ કોંગ્રેસમાં જોડાયા હતા. અને મુંબઇની એસેમ્બલીમાં બેલગામ તરફથી ચુંટાયા હતા. કોંગ્રેસ પ્રધાનમંડળમાં તેમને નાણાં ખાતું સોંપવામાં આવ્યું હતું. એમણે પોતાને સોંપાયલું કાર્ય બહુજ બાહોશીથી કર્યું હતું.

**નાયડુ, મેજર કુટારી કાંકૈયુ**—એમનો જન્મ ૧૮૯૫માં થયો હતો. દુનીઆના અગ્રગણ્ય ક્રીકેટ ખેલાડીઓમાંના તેઓ એક છે. એની રનો લેવાની શકિત માટે એને હિંદી બ્રેડમેનનું ઉપ-નામ મળ્યું છે. ખેલાડી તરીકેની એની પ્રવૃતિનો આરંભ નાગપુરની "હીસલોપ કોલેજીએટ" સ્કુલમાં થયો હતો. ત્યાં સ્કુલની ટીમના કેપ્ટન હોવા ઉપરાંત મોટી ક્રીકેટ કલબના પણ તેઓ કેપ્ટન હતા. ઇ. સ. ૧૯૧૬ થી તેઓ મુંબઇની ચતુરંગી ક્રીકેટમાં અગત્યનો ભાગ લે છે. અને એ સમારંભોમાં એક હજાર રન કરનાર પહેલા ખેલાડી તેઓ હતા. આ ઉપરાંત તેઓ મદ્રાસ અને મધ્યપ્રાંતો તરફથી પણ ક્રીકેટના મેદાનમાં ઉતરે છે. વીઝીયાનગરની ટીમ સાથે પણ તેઓ ફર્યા હતા. ઇ. સ. ૧૯૩૧ માં ઇંગ્લેન્ડ ગયેલી હીંદી ટીમની સરદારી એમણે લીધી હતી અને એક હજાર રન કર્યા હતા. બીજા વર્ષે ઓલ-ઇન્ડીઆ પારટીના સભ્ય તરીકે તેઓ વિલાયત ગયા ત્યારે તેમને ત્યાંની ક્રીકેટ સંબંધી સર્વ માહિતી હતી. ત્યાં રમાયેલી ઘણી મેચોમાં કુલ્લે ૧૮૪૨ રનનો એમનો ફાળો હતો. આમાં ૬ તો સદીઓ હતી. અહીં તેમણે બેટસમેન ઉપરાંત બોલર તરીકે પણ ખ્યાતી મેળવી. અને ૭૯ વીકેટો પાડી હતી અત્યાર સુધીમાં એમણે ૧૦૦ ઉપરાંત સદીઓ નોંધાવી છે. ઇન્દોરના મહારાજાના એઓ એડીકાંપ છે. આ ઉપરાંત હોકી, ટેનીસ, મુકકાબાજી, ફુટબોલ, બીલીઅર્ડ અને કુસ્તીઓમાં કુશળતા ધરાવે છે.



સરનામું—ઇન્દોર.

**પટઉડી, નવાબ**—એમનો જન્મ ૧૯૧૧ માં થયો હતો. લાહોર મધેની ચીફ્સ કોલેજમાં અભ્યાસ કરી ૧૯૨૭ માં તેઓ ઓક્ષફર્ડ ગયા હતા. અને ત્યાં રમતગમતના નિષ્ણાત તરીકે એમણે સ્થાન પ્રાપ્ત કર્યું હતું. ૧૯૩૪ માં ઓસ્ટ્રેલીઆ સાથેની ટેસ્ટ મેચમાં ઇંગ્લાંડ તરફથી ઉતર્યા હતા. વુરસ્ટરશાયર ક્રીકેટ કલબના મેમ્બર હતા. બીજી ટેસ્ટ મેચોમાં ભાગ લીધો હતો. અને ૧૯૩૪ માં ક્રીકેટ એવરેજમાં તેઓ ઇંગ્લંડમાં પહેલે નંબરે આવ્યા હતા.

**પાટીલ, શ્રી. લક્ષ્મણ મહાદેવ,** બી. એ., એલ એલ. બી.,—સ્થાનિક સ્વરાજ્ય ખાતાંના માજી પ્રધાન શ્રી. પાટીલનો જન્મ ૧૯૦૮ માં થયો હતો. ન્યાતે તેઓ મરાઠા છે. પિતા ચુસ્ત વૈષ્ણવ હોવાથી એમનો બાલ્યકાળ ધાર્મિક વાતાવરણમાં ગયો હતો. વિદ્યાર્થી તરીકેની એમની કીર્તિ સારી હતી. પંડીત જવાહરના ભાષણોથી પ્રેરણા મેળવી એમણે અભ્યાસ છોડી દઇ સત્યાગ્રહની લડતમાં ઝંપલાવી દીધું હતું. જેલ જતાં પહેલાં જેલના કષ્ટો સહન કરવાની એમણે ખાસ તાલીમ લીધી હતી. જેલમાંથી આવ્યા પછી એમણે ફરી અભ્યાસ ચાલુ કર્યો અને વકીલ બન્યા તે પછી એમણે અહમદનગરમાં વકીલાત શરૂ કરી. ૧૯૩૭ માં શ્રી. ખેરના પ્રધાનમંડળમાં આવ્યા. તેઓ પ્રધાનોમાં સૌથી યુવાન હતા. અત્યારે ફરીથી જેલ ગયા છે.

**મનુ સુબેદાર**, બી. એ., બી. એસ. સી., બાર-એટ-લૉ—એમનો જન્મ ૧૮૮૯ માં થયો હતો. બી. એ.ની પરિક્ષા પસાર કર્યા પછી તેઓ વધુ વિદ્યાભ્યાસ માટે લંડન ગયા હતા અને ત્યાં અર્થશાસ્ત્રનો અભ્યાસ કરી ઉચ્ચ નંબરે બી. એસ સી.ની ડીગ્રી મેળવી હતી. પછી ૧૯૧૨ માં ગ્રેઝનમાંથી બારીસ્ટર થયા હતા. ૧૯૧૪ મુંબઇ અને પછી કલકત્તા યુનીવર્સિટીના અર્થશાસ્ત્રના પ્રોફેસર નીમાયા હતા. તેઓએ અનેક લીમીટેડ કંપનીઓમાં ડીરેકટર તરીકે કામ કર્યું છે. બેકબે રેકલેમેશન અને હાઉસીંગ સ્કીમનો વિરોધ કરતો એક જુદો હેવાલ તેમણે લખ્યો હતો. ઇંડીઅન સેંટ્રલ બેન્કીંગ તપાસ સમિતિના સભ્ય નીમાયા હતા. બોંબે પોર્ટ ટ્રસ્ટ પર દેશી વેપારી ચેમ્બરના પ્રતિનિધિ તરીકે નીમાયા હતા. અને બેબીંગ્ટન સ્મીથ કમીટી સમક્ષ જુબાની આપવા તેમને હિંદી સરકારે વિલાયત મોકલ્યા હતા. ૧૯૩૧ માં ઇંડીઅન સેંટ્રલ બેકીંગ તપાસ સમિતના હેવાલમાં એમણે ભિન્ન લઘુમતિ હેવાલ લખ્યો હતો. કેટલાક દેશી રાજ્યો ઉપરાંત નરેન્દ્ર મંડળના સલાહકાર તરીકે તેમણે કાર્ય કર્યું છે. અત્યારે દેશી વેપારી ચેમ્બરના કોંગ્રેસ પ્રતિનિધિ તરીકે મધ્યસ્થ ધારાસભામાં સભ્ય તરીકે બીરાજે છે.

સરનામું:—કોડક હાઉસ, હોર્નબી રોડ, મુંબઇ.



**સોમન, શ્રી. રામચંદ્ર ગણેશ**—સતારાના ડીસ્ટ્રીકટ પ્લીડર, મુંબઈ લેજીસ્લેટીવ કાઉન્સીલના સભ્ય અને ડેપ્યુટી સ્પીકર, વેસ્ટર્ન ઇંડીઆ લાઈફ ઇન્સ્યુરન્સ કંપનીના ડાયરેકટરો અને પ્રમોટરોમાંના એક સદરહુ વીમા કંપનીની કાર્યવાહક સમિતિના ચુંટાએલા ચેરમેન. જન્મ ૨૪ મી નવેમ્બર ૧૮૭૬. સતારા હાઇસ્કુલમાં શિક્ષણ લઈ ૧૮૮૨ માં સ્કુલ ફાઇનલની અને ૧૯૦૦ ની સાલમાં ડીસ્ટ્રીકટ પ્લીડરની પરીક્ષા પસાર કરી. ૧૮૯૪ થી ૧૯૦૦ સુધી સતારાની ન્યુ ઈંગ્લીશ હાઇસ્કુલમાં શિક્ષક તરીકે નોકરી કરી અને ભુતકાળમાં "પ્રેક્ષક" તરીકે વિખ્યાત બનેલાં અઠવાડીક પત્ર "પ્રકાશ"ના તંત્રી તરીકે ૧૮ વર્ષ સુધી સેવા બજાવી હતી. લો. મા. ટિલકના અનુયાયી હોઇ એમણે હોમરૂલ લીગની પ્રવૃત્તિમાં આગળ પડતો ભાગ લીધો હતો. ૧૯૨૩ માં સતારા જીલ્લામાંથી સ્વરાજ્ય પક્ષ તરફથી તેઓ મુંબઇ લેજીસ્લેટીવ કાઉન્સીલમાં ચુંટાઇ આવ્યા. તેઓ કેટલાક સમય સુધી મહારાષ્ટ્ર પ્રાંતિક મહાસભા સમિતિના ઉપપ્રમુખ તથા અખિલ હિંદ મહાસભા સમિતિના એક સભ્ય હતા. ૧૯૩૦ માં એમને ક્રી. લો. એમેન્ડમેન્ટ એકટ હેઠળ ત્રણ માસની સજા થઈ હતી. પરંતુ હાઇકોર્ટે એમને છોડી મુકયા હતા. હાલમાં સતારા શહેર મ્યુનીસીપાલીટી અને નગરવાંચનાલયના પ્રમુખ છે.



સરનામું:—સતારા.

**ચીરમુલે,** શ્રી. વાસુદેવ ગણેશ, બી. એ., એલ એલ. બી—સતારાની વેસ્ટર્ન ઇંડીઆ લાઇફ ઇન્સ્યુરન્સ કંપનીના નિવૃત્ત મેનેજીંગ ડીરેકટર અને અત્યારે ડીરેકટરોની બોર્ડના પ્રમુખ. ૧૮૬૪ માં એમનો જન્મ થયેલો. સતારા, કોલ્હાપુર, પુના અને મુંબઇમાં



કેળવણી લીધેલી. પછી મુંબઇની હાઇસ્કુલોમાં શિક્ષક તરીકે શરૂઆત કરેલી. જામખંડી રાજ્યમાં શિક્ષક તરીકે નોકરી કર્યા પછી ૧૮૯૧ માં મુધોલ રાજ્યમાં જજ નીમાયા. ૧૮૯૪ માં વકીલ તરીકે ધંધો શરૂ કર્યો અને ૧૯૦૧ માં પબ્લીક પ્રોસીકટયુર નીમાયા. સતારા મ્યુનીસીપાલીટીના ૧૮ વર્ષથી ચુંટાયલા સભ્ય હતા. બીજી પેટા સમિતિઓ અને જીલ્લા લોકલબોર્ડમાં સભ્ય હતા.

**ભાટીઆ, મેજર સોહનલાલ ભાટીઆ,** એમ એ., એમ. ડી., બી. સી. એચ. (કેન્ટબ), એમ. આર. સી. પી. (લંડન), એફ. આર. એસ. ઈ (૧૯૩૨). એફ. સી. પી. એસ. (મુંબઇ), એમ. સી. (૧૯૧૮) આઇ. એમ. એસ.—મુંબઇની ગ્રાન્ટ મેડીકલ કોલેજના ડીન અને ફીઝીઓલોજીના આ પ્રોફેસરનો જન્મ ૧૮૯૧ માં થયો હતો. રાજકીશોરી એમના પત્નિનું નામ છે લંડન અને કેમ્બ્રીજ ખાતે કેળવણી પ્રાપ્ત કરી હતી. કેઝયુએલ્ટી ઓફીસર અને રેસીડંટ એનીસથેટીસ્ટ, સેન્ટ થોમસ હોસ્પીટાલ લંડન, કલીનીકલ એસીસ્ટંટ ચીલ્ડ્રન્સ ડીપાર્ટમેન્ટ, હાઉસ સરજ્યન, ઓફથેલમીક હાઉસ સરજ્યન. ૧૯૧૭ માં ઇંડીઅન મેડીકલ સર્વીસમાં જોડાયા હતા. ૧૯૧૮ માં યુધ્ધ સમયે ઇજીપ્તમાં સખ્ત સેવા બજાવી હતી. ૧૯૨૦ માં ગ્રાંટ મેડીકલ કોલેજના ફીઝીઓલોજીના પ્રોફેસર અને ૧૯૨૫ માં ડીન નીમાયા હતા. "ઇંડીઅન મેડીકલ ગેઝેટ"માં વઇઘકીય વિષય પર સંખ્યાબંધ નિબંધો લખ્યા છે.

સરનામું:—"ટ્રુગેબલ્સ," માઉન્ટ પ્લેઝન્ટ રોડ, મલબારહીલ, મુંબઇ.

**જોશી,** શ્રી. ક્રિષ્ણાજી યશવંત, બી. એ., એ. આઇ. એ., (લંડન), સતારાની વેસ્ટર્ન ઇંડીઆ લાઇફ ઇન્સ્યુરન્સ કંપનીના મેનેજર—૧૮૯૯ માં પુના ખાતે જન્મ થયેલો. પોતે નિરાધાર હોઇ શિક્ષણ મેળવવામાં બહુજ મુશ્કેલીઓ નડી હતી. છતાંયે મેટ્રીકમાં પુના હાઇસ્કુલના વિદ્યાર્થીઓમાં પ્રથમ આવ્યા આવ્યા હતા. ડેકકન અને ન્યુ પુના



કોલેજોમાં શિક્ષણ મેળવી બીજા વર્ગમાં ગ્રેયુજ્એટ થયા હતા. નોકરીનો માર્ગ લેવાનું એમને પસંદ નહિ પડતાં એમણે ૧૯૨૬ માં વિમા કંપનીઓના હિસાબનીસ (એકચ્યુઅરી)ની પરિક્ષા પાસ કરી. વેસ્ટર્ન ઇંડીઆ ઇન્સ્યુરન્સ કંપનીમાંથી તેઓ અજમેરની જનરલ એસ્યુરન્સ કંપનીમાં હિસાબનીસ તરીકે જોડાયા હતા પણ શ્રી. ચીમલે નિવૃત્ત થતાં વેસ્ટર્ન ઇંડીઆમાં પાછા મેનેજર તરીકે આવ્યા.

સરનામું:—સતારા.

**ગાંધી, દીવાન બહાદુર ચુનીલાલ માણેકલાલ**—એમનો જન્મ ૧૮૭૧ના સાલમાં થયો હતો. મુંબઈ મધ્યે એલ્ફીનસ્ટન અને ગવર્નમેન્ટ લૉ કૉલેજમાં કેળવણી લીધી હતી. એઓ બોમ્બે કોઓપરેટીવ ઇનશ્યુરન્સ સોસાયટી લીમીટેડના પ્રેસીડંટ, સુરતની સાર્વજનીક એજ્યુકેશન સોસાયટીના ચેરમેન, સુરત ડીસ્ટ્રીકટ કોઓપરેટીવ બેન્ક લીમીટેડ અને સુરતની ડીસ્ટ્રીકટ કોઓપરેટીવ ઇનસ્ટીટયુટના ચેરમેન, તેમજ બોમ્બે કોઓપરેટીવ ઇનસ્ટીટયુટના વાઇસ ચેરમેન છે. મુંબઇની હાઇકોર્ટના એક પ્લીડર તરીકે ૧૮૯૬ માં "એનરોલ" થયા હતા. સુરતની ઇન્ડીઅન નેશનલ કોંગ્રેસના સેક્રેટરી તરીકે ૧૯૦૭ માં કામ બજાવ્યું હતું. ૧૯૧૩ થી ૧૯૨૦ ના સાલ સુધી એમણે પબ્લીક પ્રોસીકયુટરનો હોદ્દો ભોગવ્યો હતો. તેઓ બે બેટાઓના પીતા છે. જેમાંનો મોટો છોકરો લલીતમોહન હાલમાં ડીસ્ટ્રીકટ ગવર્નમેન્ટ પ્લીડર અને પબ્લીક પ્રોસીકયુટર છે. તેઓનો બીજો બેટો સત્યવદન બોમ્બે કોઓપરેટીવ ઇનસ્યુરન્સ સોસાયટી લીમીટેડનો સુરત મધ્યેનો ચીફ એજન્ટ છે. દીવાન બહાદુર ચુનીલાલ ખેડા ખાતે થયલાં રમખાણોને અંગે ઉભા થયલા કેસીસ બાબે તપાસ ચલાવવા નેમાયલી ટ્રીબ્યુનલના મેમ્બર હોવા ઉપરાંત ૧૯૨૧ થી ૧૯૨૪ અને ૧૯૨૭ના સાલ દરમ્યાન મુંબઇની લેજીસ્લેટીવ કાઉન્સીલના સભાસદ હતા. મુંબઇ સરકારે નીમેલી રીટ્રેન્ચમેન્ટ અને એકસાઇઝ કમીટીઓના એવણ ચેરમેન હતા. ૧૯૨૬ ના સાલમાં એવણ હાઇકોર્ટની ઓરીજીનલ સાઇડના એડવોકેટ તરીકે "એનરોલ" થયા હતા. એમણે, સુરતની સાર્વજનીક લૉ કૉલેજના ઓ૦ પ્રીન્સીપાલનો હોદ્દો પણ ભોગવ્યો હતો. ઓલ ઇન્ડીઆ લીબરલ ફેડરેશનની એકઝીકયુટીવ કમીટીના એઓ એક મેમ્બર છે. સુરત ઇલેકટ્રીસીટી કુંપની લી૦ ના એવણ ડીરેકટર છે.



પુસ્તકો—માઉન્ટ સ્ટુઅર્ટ એલફીનસ્ટન (રૂલર્સ ઓફ ઇન્ડીયા સીરીઝ), "કોઓપરેટીવ લૉ" એન્ડ "રૂરલ ઇકોનોમીકસ".

સરનામુ—નાનપુરા, સુરત.

**સુંદરદાસ મોરારજી,**—એમનો જન્મ ૧૯૦૪ માં કચ્છમાં થયેલો. એમના વડીલોનો ધંધો કાપડનો હતો. મેટ્રીકનો અભ્યાસ કરી તેઓ પિતાના ધંધામાં જોડાઇ ગયા. ઉપરાંત જી. સુંદરદાસ તથા કૃષ્ણ પ્રેમજી નામની ઇમ્પોર્ટની પેઢીમાં પણ ધ્યાન આપવાનું શરૂ કરેલું. ૧૯૨૮ માં તેઓ પરદેશના પ્રવાસે ગયેલા. ૧૯૩૨ થી તેઓ મ્યુનીસીપલ સભ્ય તરીકે ચુંટાયા છે. "પ્રાણસુખલાલ મફતલાલ સ્વીમીંગ પુલ એન્ડ વોટ કલબ" ની યોજના એમના પ્રયાસોને આભારી છે.



સરનામું:—વોરડન રોડ, મુંબઇ.

**મજુમદાર, એસ. સી.** બી. કોમ. (બોમ્બે) સર્ટ. એ. આઇ. બી (લંડન), એફ. સી. સી. એસ. (લંડન) મેનેજર, હીંદુસ્તાન કોઓપરેટીવ ઇન્સ્યુરન્સ સોસાયટી લીમીટેડ, મુંબઇ—એમનો જન્મ ૧૯૦૨ ની સાલમાં તા૦ ૩ જી ફેબ્રુઆરીને દીને થયો હતો. સેન્ટ્રલ બેન્ક



ઓફ ઇંડયા લીમીટેડ, લીન્ડસે સ્વીટ બ્રાંચ, કલકત્તાના માજી એજન્ટ, કલકત્તાની બેંગાલ નેશનલ ચેમ્બર ઓફ કોમર્સની કમીટીના એવણુ બે વરસથી વધુ મુદત માટે આગેવાન સભાસદ હતા. હાલમાં એઓ ઇંડયન મરચંટસ ચેમ્બરની કમીટીના એક આગેવાન સભ્ય હોવા ઉપરાંત બોમ્બે શેર હોલડર્સ એસોસીએશનના એક સભાસદ તેમજ બીજી અનેક મંડળીઓની કમીટીના સભ્ય છે. છાપાઓમાં બેન્કીંગ, ફીનાન્સ અને ઇન્સ્યુરન્સના વીષયો સંબંધી તેઓ એક કાબેલ લખનાર છે. મુંબઇના વેપારી તેમજ ઉદ્યોગીક મંડળોમાં એઓ એક ઘણી જાણીતી અને માનીતી વ્યકતી છે. ૧૯૩૪ ના સાલમાં મુંબઇમાં મળેલી ઇંડયન નેશનલ કોંગ્રેસની એકઝીબીશન કમીટીના એવણુ જોઇંટ સેકરેટરી હતા. યુનાઇટેડ પ્રેસ ઓફ ઇંડીયા લીમીટેડ (ન્યુઝ એજન્સી)ના ડીરેકટર.

સરનામું:—હીંદુસ્તાન કોઓપરેટીવ ઇનસ્યુરન્સ સોસાયટી લીમીટેડ, હોર્નબી રોડ, ફોર્ટ, મુંબઇ.

**સરકાર, શ્રી. નલિની રંજન**—એમનો જન્મ ૧૮૮૮ માં થયો હતો. સ્વદેશીની ચળવળ શરૂ થઇ ત્યારે એમણે પોતાનો અભ્યાસ છોડી દીધો અને નેશનલ કાઉન્સીલ ઓફ એજ્યુકેશનમાં જોડાયા હતા. હિંદુસ્તાન કો-ઓપરેટીવ ઇન્શ્યુરન્સ કું૦ માં કલાર્ક તરીકે જોડાઇ એઓ મેનેજર ના ઓદ્ધા સુધી ચઢયા હતા. ૧૯૨૩ માં સ્વરાજ પક્ષની સ્થાપના થઇ ત્યારે એઓ એ પક્ષના વ્હીપ તરીકે નીમાયા હતા. બંગાળની ધારાસભાના સભ્ય હતા. ૧૯૩૨, ૧૯૩૩ અને ૧૯૩૪માં બેંગાલ નેશનલ ચેમ્બરના પ્રમુખ નીમાયા હતા. અને એ સંસ્થાના પ્રતિનીધિ તરીકે કલકત્તા પોર્ટ ટ્રસ્ટના સભાસદ બન્યા હતા. અને આજ રીતે બોર્ડ ઓફ ઇન્ડસ્ટ્રીઝ અને બોર્ડ ઓફ ઇકોનોમીકસ ઇન્કવાયરી ના સભ્ય હતા. ૧૯૨૯ માં ઇન્ડીઅન સેન્ટ્રલ બેંકીંગ ઇન્કવાયરી કમીટીના સભ્ય નીમાયા હતા. ઇન્ડો જાપાનીઝ વેપારી વાટાઘાટ વખતે હિંદી પ્રતિનિધિ મંડળના બીન-સરકારી સલાહકાર હતા. ૧૯૩૩માં ઇન્ડીઅન ચેમ્બર ઓફ કોમર્સ ફેડરેશનના પ્રમુખ ચુંટાયા હતા. ૧૯૩૧ માં રેલ્વે રીટ્રેન્ચમેન્ટ કમીટીના સભ્ય હતા અને ઓલ ઇન્ડીઆ લાઇફ ઓફીસીસ એસોસીએક્ષનના પ્રમુખ હતા. ૧૯૩૪-૩૫ માં કલકત્તાના મેયર, ૧૯૩૫ માં બંગાળ સરકારના નાણાં ખાતાનાં પ્રધાન નીમાયા હતા. ૧૯૩૯ ના ડીસેમ્બરમાં એમણે પ્રધાનપદનું રાજીનામું આપ્યું હતું.

સરનામું—કલકત્તા.

**પટેલ, શ્રી. ઇશ્વરભાઇ સોમાભાઈ,—** સદગત શ્રી વિઠ્ઠલભાઇ પટેલ તથા સરદાર વલ્લભભાઇ પટેલના જ્યેષ્ટબંધુ સોમાભાઇ પટેલના પુત્ર. એમનો જન્મ કરમસદ (જી. ખેડા) ખાતે થયો હતો.



૧૯૧૬ થી હોમરૂલ ચળવળમાં દાખલ થઇ રાજદ્વારી પ્રવૃત્તિની શરૂઆત કરી. ૧૯૨૦ થી આજ સુધી મુંબઇ પ્રાંતિક મહાસભા સમિતિના સભ્ય, ચાર વર્ષ સુધી ખજાનચી, જીલ્લા સમિતિના દશ વર્ષથી પ્રમુખ, તે પહેલાં મંત્રી, ઉપાધ્યક્ષ વિગેરે શ્રી. પટેલ સત્યાગ્રહની લડતમાં જેલ ગયા હતા. મુંબઇની મ્યુનીસીપલ કોરપોરેશનના ૧૧ વર્ષથી અને શાળા કમીટીના ૧૦ વર્ષથી સભ્ય છે. શાળા કમીટીના ચેરમેન પણ થયા હતા. એ ઉપરાંત અનેક જાહેર સંસ્થાઓમાં કાર્ય કર્યું છે. અત્યારે સર્ટીફાઇડ એકાઉન્ટંટ અને ઓડીટર તરીકે ધંધો કરે છે.

સરનામું:—બીરલા હાઉસ, લેડી હાર્ડીંજ રોડ, માટુંગા, મુંબઇ.

**મહેરઅલી, શ્રી. ઇબ્રાહીમ રાજનભાઇ, એફ. આર. ઇ એસ,—** મુંબઇના વેપારી અને જમીનદારના પુત્ર શ્રી. ઇબ્રાહીમનો જન્મ ૧૯૦૭ માં થયો હતો, એમણે મુંબઈમાં કેળવણી પ્રાપ્ત કરી હતી. જાદવજી કરમશીની પુત્રી શીરીનબાઇ સાથે એમના લગ્ન થયા હતા, એમને ચાર પુત્ર અને એક પુત્રી છે. ૧૯૨૭ માં લંડનમાં દેશી વેપારી ચેમ્બરની સ્થાપના કરવાના કાર્યમાં એમણે આગેવાનીભર્યો ભાગ લીધો હતો. એટલુંજ નહિ પણ લંડનની જુદી જુદી વ્યાપારી સંસ્થાઓમાં સભ્ય બનનાર તેઓ પહેલાં હિંદી છે. એ ઉપરાંત લડનની રોયલ એમ્પાયર સોસાયટીના ફેલો અને ઓવરસીઝ લીગના સભ્ય બન્યા છે. એમનો પ્રવાસ બહુ મોટો ગણાય છે. પરદેશના મોટા પ્રવાસ ખેડી જુવાનીમાંજ ધંધા અંગેનો બહોળો અનુભવ પ્રાપ્ત કર્યો છે. જુદા જુદા સાગરમાં ૧૫ લાખ માઇલનો પ્રવાસ એમણે ખેડયો હોવાનો અંદાજ છે. તેમણે હિંદ, ઇંગ્લાંડ, યુરોપ, નજીક પુર્વ, આસ્ટ્રેલીઆમાં ઠીક ઠીક મુસાફરી કરી છે અને વેપાર ધંધા અને નવા ધંધાની શકયતા અંગે અંગ્રેજી તેમજ ગુજરાતી વર્તમાનપત્રોમાં વારંવાર લેખ લખ્યા છે. ૧૯૩૭ અને ૧૯૩૯ માં એમણે ઓસ્ટ્રેલીઆ અને ન્યુઝીલેન્ડની મુસાફરી કરી હતી.

સરનામું:—જસાણી બીલ્ડીંગ, હેન્સ રોડ, જેકબ સર્કલ, મુંબઇ ૧૧.

**બીવર, સર ગુરૂનાથ વેંકટેશ,** નાઇટ, બી. એ. (બોમ્બે), બી. એ. (કેનટબ), સી. આઇ. ઇ. આઇ. સી. એસ., જે. પી. હીંદી સરકારના પોસ્ટસ અને ટેલેગ્રાફસ ખાતાના ડીરેકટર-જેનરલ—તા૦ ૨૦ મી નવેમ્બર, ૧૮૮૮ ની સાલમાં એવણનો જન્મ થયો હતો. તેઓએ પુનાની દખણ કોલેજ અને કેમબ્રીજની સીડની સસેકસ કોલેજમાં કેળવણી લીધી હતી. ૧૯૧૧ માં ઇંડયન સીવીલ સરવીસમાં જોડાયા પછી ૧૯૧૨ માં તેઓ હીંદ મધે પાછા ફર્યા હતા. અને મધ્ય પ્રાંતોના એસીસ્ટન્ટ કમીશનર તેમજ ચીફ કમીશનરના અંડર-સેક્રેટરી તરીકેના ઓધ્ધાઓ ભોગવ્યા હતા. ૧૯૨૨ ના સાલમાં એવણ બીહાર અને ઓરીસાના કામચલાઉ પોસ્ટ માસ્તર-જેનરલ નેમાયા હતા. તે પછીના બે વરસે એવણની પોસ્ટસ એન્ડ ટેલેગ્રાફસના ડેપ્યુટી ડીરેકટર-જેનરલ તરીકે નેમણુંક થઇ હતી. ૧૯૨૭ ના સાલમાં હેગ મધે મળેલી એરમેલ કોનગ્રેસમાં તેમજ ૧૯૨૯ ની સાલમાં લંડનમાં મળેલી યુનીવરસલ પોસ્ટલ કોનગ્રેસમાં હીંદી ડેલીગેટ તરીકે હાજરી આપી હતી. તે પછીના બે મહીના બાદ તેઓની મુંબઇના પોસ્ટ—માસ્તર જેનરલના ઓધ્ધા ઉપર નેમણુક થઇ હતી. ૧૯૩૨ માં એઓ ઉપર સી. આઇ. ઇ. ની અને ૧૯૩૯ માં નાઇટહુડની નવાજેશ થઇ હતી. એવણ સ્કાઉટીંગની ચળવળમાં પણ ભારે ઉલટ ધરાવે છે. ૧૯૩૧ થી ૧૯૩૪ સુધી તેઓ મુંબઇના બોયસ્કાઉટસના ડીસ્ટ્રીકટ કમીશનર હતા. ૧૯૩૩ માં બુડાપેસ્ટ મધે મળેલી દુન્યાના સ્કાઉટોની જંબુરીમાં હાજરી આપવા ગયલા. હીંદી વીભાગની સરદારી તેઓને સોંપાઇ હતી.

ઠેકાણું:—સીમલા અથવા ન્યુ દીલ્હી.

**નવાઝ, બેગમ જહાનશાહ**—એમનો જન્મ ૧૮૯૬ ના એપ્રીલ માસમાં મરહુમ સર મહમદ શફીને ઘેર થયો હતો. એમણે લાહોરમાં આવેલી કવીનમેરી કોલેજમાં અભ્યાસ કર્યો હતો. ૧૯૨૭ થી એઓ જાહેર જીવનમાં ભાગ લે છે. ઓલ ઈન્ડીઆ મુસ્લીમ લીગની કાઉન્સીલના એઓ પહેલા બાનુ સભ્ય હતા. ૧૯૩૦-૩૨ ની ગોળમેજી પરિષદમાં સ્ત્રીઓના પ્રતિનિધિ તરીકે નીમાઇ ભાગ લીધો હતો. લાહોરની મ્યુનીસીપાલ કમીટીના પહેલા મુસ્લીમ બાનુ છે. જોઇન્ટ સીલેકટ કમીટી-પર પણ હતા. ઇ. સ. ૧૯૩૨ માં લીગ ઓફ નેશન્સ તરફથી તેમને મદદગાર સભ્ય તરીકે નોતરવામાં આવ્યાં હતાં.

સરનામું:—લાહોર.

**દેશપાંડે, શ્રી. ગંગાધરરાવ**—હાઇકોર્ટ પ્લીડર, બેલગામ. એઓ લોકમાન્ય તીલકના અનુયાયી અને એક ચુસ્ત કોંગ્રેસ મેન છે. કાયદાભંગની ચળવળમાં તેમણે આગેવાન ભાગ લીધેલો હોવાથી તેઓને કેટલીક વાર કેદની સજા થઇ હતી. તેઓ ઓલ ઇંડયા કોંગ્રેસ કમીટીના એક સભ્ય છે. ૧૯૨૨ ના સાલમાં કાયદાભંગની ચળવળ દરમ્યાન ભરાયલી ઇંડયન નેશનલ કોંગ્રેસના તેઓ પ્રેસીડન્ટ હતા.

ઠેકાણું:—બેલગામ.

**ખઇતાન, શ્રી. ડી. પી.,** એમ. એલ. એ. (બંગાલ)—સને ૧૮૮૮ ના ઓગસ્ટની ૧૪ મી તારીખે તેઓ જનમ્યા હતા. તેઓ મેસર્સ બીરલા બ્રધર્સ લી૦ ના જનરલ મેનેજર, કલકત્તા કોરપોરેશનના કાઉન્સીલર બંગાલ ફલાઈંગ કલબના પ્રમુખ અને સ્યુગર ઇન્કવાયરી કમિટીના ચેરમેન છે, વળી તેઓ સ્યુગર કંટ્રોલ બોર્ડ, ઇન્ડીયન જુટ મીલ્સ એસોસીએશન, ઇન્ડીયન સ્યુગર મીલ્સ એસોસીયેશન, ઇન્ડીયન સ્યુગર સીન્ડીકેટ, ઈન્ડીઅન ચેમ્બર ઓફ કોમર્સ વગેરે મંડળોની કમીટીઓના સભાસદ છે. શ્રી. ખઇતાન ફેડરેશન ઓફ ઇન્ડીયન ચેમ્બર્સ ઓફ કોમર્સના, ઇન્ટરનેશનલ ચેમ્બર ઓફ કોમર્સની ઇન્ડીયન નેશનલ કમીટીના અને બંગાલ મીલ ઓનર્સ એસોસિએશનના પ્રમુખ છે. એ ઉપરાંત તેઓ કાપડસુતરની તથા ખાંડની અનેક મીલો વગેરેના ડીરેકટર છે. શ્રી. ખઇતાન સને ૧૯૨૧ થી ૧૯૨૪ સુધી કલકત્તા કોરપોરેશનના કમીશનર હતા, સને ૧૯૨૨ થી ૧૯૨૬ સુધી એમ. એલ. સી. હતા અને સને ૧૯૨૮ માં અને સને ૧૯૩૦ માં ઇન્ડીયન ચેમ્બર ઓફ કોમર્સના પ્રમુખ હતા. સને ૧૯૨૮ માં જીનીવા ખાતેની ઇન્ટરનેશનલ લેબર કોન્ફરન્સમાં ગએલા હિંદી પ્રતિનિધી મંડળમાં, સને ૧૯૨૯–૩૨ સુધી સેન્ટ્રલ બેન્કીંગ કમીશનમાં, સને ૧૯૩૩ માં જુટ ઇન્કવાયરી કમીટીમાં અને સને ૧૯૩૪ માં બંગાલ બોર્ડ ઓફ ઇકોનોમિક ઇન્કવાયરીમાં તેઓ એક સભાસદ તરીકે નીમાયા હતા. સને ૧૯૩૪ થી ૧૯૩૬ સુધી તેઓ કલકત્તા પોર્ટટ્રસ્ટના કમીશનર હતા. હિંદુસ્થાન અને જાપાન વચે તેમજ હિંદુસ્થાન અને લેંકેશાયર વચે જે વેપારી કરાર થયા તેના સંબંધમાં હિંદના ઉદ્યોગવાળાના પ્રતિનિધી તરીકે તેમણે કામ કર્યું હતું. શ્રી. ખઇતાન સને ૧૯૨૨ થી બંગાળની બોર્ડ ઓફ ઇન્ડસ્ટ્રીઝના સભાસદ છે.

સરનામું:—૮ રોયલ એકસચેન્જ પ્લેસ, કલકત્તા.

**સાવરકર, શ્રી. વિનાયક દામોદર**—એમનો જન્મ ૧૮૮૩ માં થયો હતો. એમણે પુનાની ફરગ્યુસન કોલેજમાં અભ્યાસ કર્યો હતો. અને વિલાયતના બારીસ્ટર થયા હતા. પ્રજાકિય હિલચાલમાં એમણે એમની નાની ઉંમરથી ભાગ લેવો શરૂ કર્યો હતો અને વિલાયતમાં શ્યામજી કૃષ્ણવર્મા અને મેડમ કામાની રાહબરી નીચે હિંદની રાજકીય પ્રગતિ માટે કામ કર્યું હતું. નાસિક કાવત્રાં કેસમાં ભાગ લેવાના આરોપસર એમની ધરપકડ થઇ હતી. પણ હિંદ આવતાં એઓ પોલીસ પહેરામાંથી માર્સેલ્સ ખાતે છટકી ગયા હતા; પરંતુ એમની પુંઠ પકડી એમને પાછા પકડી પાડવામાં આવ્યા હતા. ના૦ શહેનશાહ સામે યુધ્ધ કરવાના આરોપસર એમને ૫૦ વરસની કાળા પાણીની સજા મળી હતી. આંદામાનમાં ૧૪ વરસ રહ્યા બાદ એમને વર્ષો સુધી રત્નાગીરી જીલ્લામાં નજરકેદ કરવામાં આવ્યા હતા. ૧૯૩૭ માં એમને મુંબઇ સરકારે છુટા કર્યા હતા. હિંદુ મહાસભાના એઓ ત્રણ વખત પ્રમુખ ચુંટાયા હતા. એઓ ભાષાવિશારદ અને કવિ છે. અત્યારે હિંદુ મહાસભાના માનીતા અગ્રેસર છે.

સરનામું:—પુના.

**સીધવા, કેકી કાવસજી**—એમનો જન્મ ૧૯૦૮ માં મુંબઈમાં થયો હતો. તેઓ



મુંબઈના જાણીતા દારૂના વેપારી મરહુમ શેઠ કાવસજી ફકીરજી સીધવાના નાના બેટા છે. ટયુટોરીયલ હાઈસ્કુલમાંથી મેટ્રીકની કેળવણી લીધા બાદ તેઓ સેંટ ઝેવીયર્સ કોલેજમાંથી ૧૯૩૧ ના સાલમાં ગ્રેજ્યુએટ થયા હતા. એક સારા સ્વીમર અને બોક્ષર છે. તેઓએ દરીયામાં એલીફન્ટાથી મુંબઈ, તેમજ ઉરનથી મુંબઇ અને ટ્રોમ્બેથી મુંબઇ ફ તેહુમંદીથી તરી જઇને પહેલવહેલાં હાંદીવાન તરીકે નામના મેળવી હતી. યુનીવરસીટી બોક્ષીંગ ચેમ્પીયનશીપ ૩ વરસ લાગટ તેઓએ ૧૯૨૯ થી ૧૯૩૧ સુધી મેળવી હતી અને ૧૯૨૫ ના સાલથી પારસી નેશનલ બોક્ષીંગ ચેમ્પીયનશીપ મેળવ્યા બાદ વેસ્ટર્ન ઈન્ડીયા બોક્ષીંગમાં ફેધરવેટની ચેમ્પીયનશીપ ૧૯૩૭ થી ૧૯૪૦ સુધી ૪ વરસ લાગટ મેળવીને ૧૯૪૧ ના સાલમાં પણ ચેમ્પીઅનશીપ મેળવીને બોક્ષીંગમાં એક અનુપમ રેકર્ડ કર્યો છે કે જે અત્યાર સુધીમાં કોઇ પણ કરવા પામ્યું નથી

મી૦ કેકી સીધવાના લગ્ન તા૦ ૪ થી એપ્રીલ ૧૯૪૧ ને દીને કરાંચીના મીસ ખોરશેદ બમનજી ગોળવાળા સાથે મુંબઇમાં થયા હતા. તેઓ પોતાના ભાઇ સાથે કાંદીવલી ગલાસની બેંગલ (બંગડી) ફેકટરીના એક ભાગીદાર હોવા સાથે એક મીલકતદાર છે. પોતાના હસમુખ અને મમતાવડા સ્વભાવથી તેઓ સ્પોર્ટસના સરકલમાં માનીતા થઇ પડયા છે.

સરનામું:—સીધવા બીલ્ડીંગ, પ્રીન્સેસ સ્ટ્રીટ ધોબીતળાવ, મુંબઇ.

**આહમદ, સર સુલતાન,** નાઇટ (૧૯૨૭), ડી. એલ. (૧૯૩૦) એડવોકેટ-જેનરલ, બીહાર. જન્મ તા૦ ૨૪ મી ડીસેમ્બર ૧૮૮૦ માં થયો. ગયાવાલા ખાનબહાદુર એસ. ખયરત આહમદના એઓ બેટા થાય છે. ૧૯૦૦ માં એઓના લગન થયાં હતાં. ૧૯૦૫ માં એઓ બેરીસ્ટર થયા હતા. ૧૯૧૩ ના સાલમાં એઓએ બીહાર અને ઓરીસાની સરકારના ડેપ્યુટી લીગલ રીમેમબ્રનસરનો ઓધ્ધો ભોગવ્યો હતો. ૧૯૧૬ થી ૧૯૩૭ સુધી ગવરમેંટ એડવોકેટ તરીકે, ૧૯૧૯-૨૦ માં પટણા હાઇકોર્ટના જડજ તરીકે, ૧૯૨૩ થી ૧૯૩૦ સુધી પટણા યુનીવરસીટીના વાઇસ-ચાનસેલર તરીકેનો ઓધ્ધો ભોગવ્યો હતો. એ ઉપરાંત હારટોઝ એજયુકેશન કમીટીના એક સભ્ય (૧૯૨૮-૨૯), ૧૯૩૦—૧૯૩૧ ની ઇંડયન રાઉન્ડ ટેબલ કોનફરન્સના એકઝીકયુટીવ કાઉનસીલના એકટીંગ મેમ્બર તરીકે તેમજ ૧૯૩૭ ના સાલમા ના૦ ગવરનર-જેનરલની કારોબારી કાઉનસીલના એકટીંગ મેમ્બર તરીકે કામ બજાવ્યું હતું. ૧૯૩૧ ના સાલમાં પટણા યુનીવરસીટી તરફથી તેમના પર "ડોકટર ઓફ લોઝ'ની ડીગ્રીની નવાજેશ થઇ હતી.

ઠેકાણું:—પટણા, બીહાર

**પારડીવાલા, મી૦ હોમી રૂસ્તમજી—** એમનો જન્મ સુરત ડીસ્ટ્રીકટના પારડી મધે તા૦ ૯ મી ફેબ્રુઆરી ૧૯૦૬ ના દીને થયો હતો. એઓએ પારડીની



સાર્વજનીક સ્કુલમાં તેમજ બલસારની બાઇ આવાંબાઇ હાઇસ્કુલમાં કેળવણી લીધી હતી. એ ઉપરાંત ચઢયાતી કેળવણી મુંબઇની સેન્ટ ઝેવ્યર્સ કોલેજમાં તેમજ લંડનની કીંગ્સ કોલેજમાં લીધી હતી. ૧૯૩૧ ના જાનેવારી મહીનામાં એઓએ લંડનની મીડલ ટેમ્પલ મધેથી બેરીસ્ટરની પરીક્ષા પસાર કીધી હતી. ઇંગ્લાંડમાં એવણ રહયા તેટલો વખત ત્યાંના રાજકારણમાં ઘણો રસ લીધો હતો. ઇંડયન નેશનલ કોંગ્રેસની લંડનની શાખાના સ્થાપક સભાસદોમાંના એવણ એક છે. બ્રીટીશ લેબર પાર્ટીના એક સભ્ય. વીલાયતમાં એવણ હતા ત્યારે અનેક હીંદી ન્યુઝપેપરોના વીલાયતના ખબરપત્રી તરીકે કામ બજાવ્યું હતું. એવણે રાઉન્ડટેબલ કોનફરન્સનો પણ રીપોર્ટ કીધો હતો. હીંદમાં ૧૯૩૧ ના સાલમાં પાછા ફર્યા હતા. હાલ એઓ મુંબઇની હાઇકોર્ટમાં 'પ્રેકટીસ' કરે છે. સ્થાનીક રાજકારણમાં ઉલટભર્યો ભાગ લે છે. એઓ કોંગ્રેસની "એ વોર્ડ" કમીટીના એક સભ્ય પણ છે. મુંબઇ શહેરની મ્યુનીસીપાલીટીની ૧૯૩૯ ના સાલમાં થયેલી ચુંટણીમાં એઓને કોંગ્રેસ પાર્ટી તરફથી મુંબઇના "એ વોર્ડ" તરફથી એક ઉમેદવાર તરીકે બાહેર પાડવામાં આવ્યા હતા. કોંગ્રેસ સોશ્યાલીસ્ટ પાર્ટીની મુંબઇ શાખાના એવણ એક આગેવાન સભ્ય છે. મુંબઇમાં એવણે અનેક ટ્રેડ યુનીઅનો ઓરગેનાઇઝ કીધાં છે. કામદારોનાં હીત અર્થેની ચળવળોમાં ઘણો ઉલટમંદ ભાગ છે. જેનરલ મોટર વર્કર્સ યુન્યન અને ફ્લાવર હ્યુબા હોરોલોજીસ્ટ યુન્યનના એઓ વાઇસ પ્રેસીડંટ છે. કોંગ્રેસ સરકાર જયારે સત્તા ઉપર હતી ત્યારે એવણની પ્રોહીબીશન આફીસર તરીકે મુંબઇમાં નેમણુંક કરવામાં આવી હતી.

સરનામું:—મેયો રોડ, કોટ, મુંબઇ.

**ઉસમાન, સર મહમદ,** કે. સી આઇ. ઇ.—એમનો જન્મ ૧૮૮૪ માં થયો હતો. ૧૯૩૪ માં મદ્રાસના કામચલાઉ ગવર્નર નીમાયા હતા. ત્યાર પહેલા મદ્રાસની એકઝીકયુટીવ કાઉન્સીલના સભ્ય હતા. અને ૧૯૨૦ થી મદ્રાસ ધારાસભાના સભ્ય હતા. ૧૯૨૪ માં મદ્રાસના શેરીફના ઓધ્ધા પર હતા. ૧૯૨૪–૨૫ માં મદ્રાસ કોરપોરેશનના પ્રમુખ. મદ્રાસ આંધ્ર અને અન્નામલાઇ યુનીવરસીટીના ચાન્સેલર હતા. ૧૯૨૮ ના જુનમાં એમને નાઇટહુડ બક્ષવામાં આવ્યું હતું.

સરનામું:—મદ્રાસ.

**ભુતો, ખાન બહાદુર સર શાહ નવાઝ ખાન ગુલામ મુરતઝા ખાન,**—નાઇટ, સી. આઇ. ઇ. ઓ. બી. બી. ઇ. સીંધ અને મુંબઇ સરકારનાં પબ્લીક સરવીસ કમીશનના એક સભ્ય. મુંબઇ સરકારના સ્વરાજ્ય ખાતાંના માજી પ્રધાનનો ઓધ્ધો પણ એઓએ ભોગવ્યો હતો. એવણનો જન્મ તા૦ ૧ લી માર્ચ ૧૮૮૮ ના સાલમાં થયો હતો. એવણે સીંધ મદરેસામાં તેમજ કરાચીની સેંટ પેટ્રીક હાઇસ્કુલમાં કેળવણી લીધી હતી. એઓ એક જમીનદાર છે. અને સીંધ મહોમેદન એસોસીએશનના પ્રેસીડન્ટ છે. મીન્ટો-મોરલી રીફોર્મસ હેઠળની ઇમ્પીરીઅલ કાઉન્સીલ મધ્યે જમીનદારોના તેઓ પ્રતીનીધી હતા. લારકાના ડીસ્ટ્રીકટની કોઓપરેટીવ બેન્કના તેઓ ચેરમેન છે. સાઇમન કમીશનને તેની તપાસમાં મદદ કરવા માટે નેમાયલી બોમ્બે પ્રોવીન્શીયલ કમીટીના ચેરમેન તરીકેની પસંદગી તેઓ ઉપર ઉતરી હતી. ૧૯૩૦-૩૧ ની રાઉન્ડ ટેબલ કોન્ફરન્સના તેઓ એક ડેલીગેટ હતા. ૧૯૩૦ નાં સાલમાં તેઓ ઉપર નાઇટહુડની નવાજેશ થઇ હતી. ૧૯૨૫ માં સી. આઇ. ઇ ની ૧૯૧૯ માં ઓ. બી. ઇ. ના ખીતાબની નવાજેશ થઇ હતી ૧૯૨૧ માં તેઓને ખાન બહાદુર બનાવવામાં આવ્યા હતા. લારકાનાની ડીસ્ટ્રીકટ લોકલ બોર્ડના તેમજ સીંધ આઝાદ કોનફરન્સના તેઓ પ્રેસીડન્ટ હતા.

ઠેકાણું—ભુતો કોલોની, લારકાના.
અથવા સેકરેટરીએટ,
મુંબઇ.

**છતરી, કેપટન નવાબ સર મહમદ અાહમદ સઇયદ ખાન,** કે સી. એસ. આઇ. (૧૯૩૩) કે. સી. આઇ. ઇ. (૧૯૨૮) એમ. બી. ઇ. (૧૯૧૮) જોડયા પ્રાંતોના માજી ચીફ મીનીસ્ટર—જન્મ તા૦ ૧૨ મી ડીસેમ્બર, ૧૮૮૮ માં થયો હતો. અલીગઢની એમ. એ. ઓ. કોલેજમાં એઓએ કેળવણી લીધી હતી. જોડયા પ્રાંતના તલીબનગરવાલા તેઓના કાકા નવાબ બહાદુર અબદુસ સમદ ખાનની બેટી સાથ એઓ પરણ્યા હતા. ૧૯૨૦ થી ૧૯૨૫ ના સાલ સુધી જોડયા પ્રાંતની લેજીસ્લેટીવ કાઉન્સીલનાં એઓ એક સભ્ય હતા. ૧૯૩૩ માં ભરાયલી ઓલ ઇન્ડીયા મુસ્લીમ રજપુત કોનફરન્સના તેઓ પ્રમુખ હતા. ડીસ્ટ્રીકટ બોર્ડના પહેલા ચુંટી કઢાયલા બીન સરકારી ચેરમેન. જોડયા પ્રાંતની સરકારના ઉદ્યોગખાતાંના મીનીસ્ટર તરીકેનો એવણે ૧૯૨૩ થી ૧૯૨૫ ની સાલ સુધી ઓધ્ધો ભોગવ્યો હતો. ૧૯૨૬ થી ૧૯૩૩ ના સાલ સુધી એઓ જોડયા પ્રાંતની સરકારના હોમ મેમ્બર હતા. ૧૯૨૮ ના સાલના જુન મહીનાથી તે ઓગસ્ટ મહીના સુધી એમણે એકટીંગ ગવર્નરનો ઓધ્ધો પણ ભોગવ્યો હતો ૧૯૩૦ અને ૧૯૩૧ ના વરસોમાં મળેલી રાઉન્ડ ટેબલ કોનફરન્સોમાં તેઓએ હાજરી આપી હતી. ૧૯૩૩-૩૪ માં એમણે જોડયા પ્રાંતના ગવર્નરનો ઓધ્ધો ભોગવ્યો હતો.

સરનામું:—લખનો.

**કીડવાઇ, શ્રી. રફી અહમદ**—એમનો જન્મ ૧૮૯૪ માં થયો હતો. શ્રી. કીડવાઇએ એમ. એ. ઓ. કોલેજમાં કેળવણી લીધી હતી. બારાબાંકી જીલ્લાના જમીનદાર છે. યુકત પ્રાંતમાં ચુસ્ત કોંગ્રેસવાદી મુસ્લીમોમાં એમનું અગ્રસ્થાન છે ૧૯૨૧ થી દરેકે દરેક કોંગ્રેસ પ્રવૃત્તિમાં એમણે સક્રીય ભાગ લીધો હતો. સ્વ. પંડીત મોતીલાલ નેહરૂએ સ્થાપેલાંસ્વરાજ્યપક્ષમાં તેઓ ભળ્યા હતા અને વડી ધારાસભાના સભ્ય ચુંટાયા હતા. વડી ધારાસભામાં સ્વરાજ્ય પક્ષના તેઓ વ્હીપ હતા અને પંડીત નેહરૂના મંત્રી પણ હતા. તેઓ યુકત પ્રાંત પ્રાંતિક કોંગ્રેસ કમીટી અને યુકત પ્રાંત કોંગ્રેસ પાર્લામેંટરી બોર્ડના પ્રમુખ બન્યા હતા. યુકત પ્રાંતના પહેલા કોંગ્રેસ પ્રધાનમંડળમાં તેમને પસંદ કરવામાં આવ્યા હતા.

**ભોર, સર જોસફ વીલીયમ,** કે. સી. આઇ. ઇ. (૧૯૨૦) સી. બી. ઇ. (૧૯૨૦) સી. આઇ. ઇ. (૧૯૨૩) કે. સી. એસ. આઇ. આઇ. સી. એસ.—તા૦ ૧૬ મી એપ્રીલ ૧૮૭૮ ની સાલમાં એવણનો જન્મ નાશીક મધ્યે થયો હતો. રાવ સાહેબ આર. જી. ભોરના એઓ બેટા થાય છે. ૧૯૧૧ માં એઓ મારગ્રેટ બી. સ્કોટ સાથ શાદીના ગાંઠથી જોડાયા હતા. પુનાની બીશપસ હાઇસ્કુલ પુનાની દખણ કોલેજ લંડનની યુનીવરસીટી કોલેજમાં કેળવણી લીધી હતી. ૧૯૦૨ ના સાલમાં એવણ ઇંડયન સીવીલ સરવીસમાં દાખલ થયા હતા. મદ્રાસ સરકારના અંડર–સેક્રેટરી તરીકે, કોચીન સ્ટેટના દીવાન તરીકે, સીવીલ સપ્લાયઝ, મદ્રાસ,ના ડેપ્યુટી ડીરેકટરનો તેમજ ૧૯૨૨–૨૩ ના સાલમાં હીંદ માટેના યુનાઇટેડ કીંગડમ મધેના એકટીંગ હાઇ કમીશનરના ઓહધાઓ ભોગવ્યા હતા. ૧૯૨૦ માં એમણે હીંદ માટેના હાઇ કમીશનરના સેક્રેટરી તરીકે તેમજ ૧૯૩૮ ના સાલમાં ઇંડીયન સ્ટેટ્યુટરી કમીશનના સેક્રેટરી તરીકે પણ કામ બજાવ્યું હતું. ૧૯૨૪ થી ૧૯૨૮ ના વરસો દરમ્યાન હીંદી સરકારના ખેતી તથા જમીન ખાતાંના સેક્રેટરીનો તેમજ ગવર્નર જનરલની એકઝીકયુટીવ કાઉન્સીલના સભ્યનો પણ ઓહધો ભોગવ્યો હતો. હાલમાં ભોપાલની સરકારના આરથીક, ખેતીવાડી તેમજ ઉદ્યોગીક ખાતાંઓના સલાહકાર તરીકે કામ બજાવે છે.

ઠેકાણું—ભોપાલ.

**મુકરજી, શ્રી. શ્યામપ્રસાદ,** એમ. એ. બી. એલ. ડી. લીટ. બાર-એટ-લો—એમનો જન્મ ૧૯૦૧ ના જુલાઇમાં બંગાળના જાણીતા અગ્રેસર સર અશુતોષ મુકરજીને ત્યાં થયો હતો. ભવાનીપુરની મીત્ર શીક્ષણ સંસ્થામાં અને પ્રેસીડન્સી કોલેજમાં અભ્યાસ કર્યો હતો. ૧૯૨૧ માં બી. એ. અને ૧૯૨૩ માં એમ. એ. થયા હતા. ૧૯૨૪ માં કલકત્તા યુનીવર્સીટીના ફેલો ચુંટાયા હતા. ૧૯૨૯ માં કાંગ્રેસ ઉમેદવાર તરીકે બંગાળની ધારાસભાના સભ્ય તરીકે ચુંટાયા પછી ધારાસભાના બહિષ્કારના કોંગ્રેસના ફરમાનને તાબે થઇ એમણે સભ્ય તરીકે પોતાનું રાજીનામું આપ્યું હતું. પરંતુ ૧૯૩૦ માં પાછા ચુંટાયા હતા. ઇ સ. ૧૯૩૪ માં કલકત્તા યુનીવર્સીટીના વાઇસ ચેન્સેલર નીમાયા હતા. એઓ હિંદુ મહાસભાના અગ્રેસર છે.

**નવનીતલાલ રણછોડલાલ,**—છેલ્લું દુન્યવી દારૂણુ યુદ્ધ કે જ્યારે દુન્યાની જુદી જુદી પ્રજાઓ એકમેક ઉપર સત્તા મેળવવા લડી રહી હતી, તે અર્સાયામ દરમ્યાન એટલે કે તા૦ ૩૧ મી ડીસેમ્બર ૧૯૧૬ ના દીવસે શેઠ રણછોડલાલ અચરતલાલને ત્યાં એક બેટાનો જન્મ થયો હતો. જે શેઠ નવનીતલાલ છે.



શેઠ નવનીતલાલે પોતાની કેળવણી સ્કુલ અને કોલેજમાં લઇ ડીપલોમાં મેળવ્યો હતો, અને ૧૯૩૭ ના સાલમાં બ્રાટીશ યુનીવરસીટીઓમાંની એકમધ્યે લેવાયલી ટેક્ષટાઇલ્સની પરિક્ષામાં તેઓ પહેલે નંબરે પસાર થવા પામ્યા હતા. બાહોશી અને સમજદારી સાથ ઉદ્યોગીક જીંદગી ગુજારવાના કુદરતી ગુણના સબબે તેમણે કાપડના ઉદ્યોગમાં પડી જીંદગીની શરૂઆત કીધી હતી, કે જે ઉદ્યોગમાં તેઓને એક આખી કાપડની મીલનું સુકાન સોંપાયું હતું. પોતાની દીલજીત રીતભાતો, નમનતાઇ વીગેરે સદ્ગુણો સાથ ઇન્સાફી વલણ અને કોઇનેબી વાજબી કારણોસર મદદ કરવાની તેઓની તત્પરતાના સબબે તેઓ પોતાની જીંદગીના નાવને સલામતી સાથ હંકારી શકયા હતા. તેવણ અમદાવાદના સામાજીક અને નાગરિક જીવનમાં પણ રસ લે છે.

સરનામું:—અમદાવાદ.

**અલી ઈમામ, સર સઇયદ,** કે. સી. આઇ. ઇ. (૧૯૧૪) સી. એસ. આઇ. (૧૯૧૧) જનમ તા૦ ૧૧ મી ફેબ્રુઆરી ૧૮૬૯ માં થયો. ૧૮૯૦ માં બેરીસ્ટર થયા. કલકત્તાની હાઇકોર્ટના સ્ટેન્ડીંગ કાઉનસલ. અમરીતસર ખાતે ૧૯૦૮ માં મળેલી ઓલ ઇંડયા મુસલીમ લીગના પ્રેસીડેન્ટ. ૧૯૦૯ માં ઇંગ્લાંડ ગયલાં મુસલીમ ડેપ્યુટેશનના એક સભ્ય. ૧૯૧૦ માં બંગાળની લેજીસલેટીવ કાઉનસીલના એક સભ્ય. ૧૯૦૮ થી ૧૯૧૩ એઓ કલકત્તાની યુનીવરસીટીના એક ફેલો હતા. ૧૯૧૦ થી ૧૯૧૬ સુધી ગવરનર-જેનરલની કાઉનસીલના લો મેમ્બરનો ઓધ્ધો ભાગવ્યો હતો ૧૯૧૭ માં એઓની પટણાની હાઇકોર્ટના એક જડજ તરીકે નેમણુંક થઇ હતી. ૧૯૧૮ માં બીહાર અને ઓરીસાની એકઝીકયુટીવ કાઉનસીલના એક સભાસદ હતા. ૧૯૧૯ માં ના૦ નીઝામની સરકારની એકઝીકયુટીવ કાઉનસીલના પ્રેસીડેન્ટ બન્યા હતા. લીગ ઓફ નેશન્સના ૧૯૨૦ ની સાલની પહેલી બેઠકમાં હાજરી આપનાર તેવણ પહેલાજ હીંદીવાન હતા.

ઠેકાણું:—મેરીયન મનઝીલ પટણા, અને બેલા વીસ્ટા, હઇદરાબાદ (દખણ).

**મરચન્ટ, ખાન સાહેબ હાજીમહમદ જુમા જાન મહમદ** (બી. એ., જે. પી)— ઇસ્માઇલીઆ કોઓપરેટીવ બેન્ક લી૦ ના સ્થાપક અને પ્રમુખ. જુના શેર બજારના એક સભ્ય. ૧૯૩૫ માં મુંબઇ મ્યુનીસીપલ ચુંટણીમાં "બી" વોર્ડમાંથી ચુંટાયા. ના૦ આગાખાનના માનદ મંત્રી અને જાણીતા વેપારી મરહુમ જૂમા જાન મહમદના તેઓ પુત્ર થાય. એમનો



જન્મ ૧૮૯૪ની ૨૦ મી નવેમ્બરે થયો હતો. ૧૯૧૭ માં બી. એ. ની પરીક્ષા પસાર કરી. શેર દલાલ તરીકે ધંધો શરૂ કર્યો અને ૧૯૨૫ માં ઇસ્ટર્ન કોમર્શીયલ એજન્સી નામની આયાત પેઢી શરૂ કરી. આ પેઢી બાલ સ્ટાર ઇન્સ્યુરન્સ કંપનીના મુખ્ય એજન્ટસ તરીકે પણ કામ કરે છે. ૧૯૩૦ માં એમણે ઇસ્માલીઆ કોઓપરેટીવ ક્રેડીટ સોસાયટી સ્થાપી. આ સોસાયટી પાછળથી બેન્કના રૂપમાં પરિણમી. ૧૯૩૯ માં નાદુરસ્ત તબીઅતને કારણે તેઓ એ સંસ્થાના પ્રમુખપદેથી છુટા થયા. ૧૯૩૫ માં તેઓ ગીરગામ કોઓપરેટીવ ઇન્સ્ટીટયુટના ઉપપ્રમુખ ચુંટાયા હતા. ૧૯૩૨ માં સરકારે એમને મુંબઇમાં સહકારી મંડળીઓના માનદ ઓરગેનાઈઝર તરીકે નીમ્યા હતા. ૧૯૩૪ માં તેઓ સહકારી મંડળીઓ માટે લવાદ તરીકે નીમાયા હતા. અને ૧૯૩૯ માં જે. પી. બન્યા હતા. રેક્રીએશન ઇન્સ્ટીટયુટના પ્રમુખ તરીકે પણ એમણે સેવા બજાવી હતી. ઇસ્માઇલી કોમ માટે તેઓ એક અઠવાડીક પત્ર ચલાવી રહયા છે. એમની સેવાઓની કદર કરી ના૦ આગાખાને એમને 'અલીજાહ'નો ખિતાબ બક્ષ્યો હતો અને ના૦ આગાખાનની કાઉન્સીલમાં એક સભ્ય તરીકે નીમણુંક કરી હતી. ૧૯૩૯ માં અમને સરકારે ખાનસાહેબનો ખિતાબ આપ્યો હતો.

સરનામું:—વીલા સુસામા, ૮૧ બી. હીલ રોડ, વાંદરા.

ઓફીસનું સરનામું:—૫ એ, હમામ સ્ટ્રીટ, કોટ, મુંબઇ.

**વલ્લભદાસ પરમાનંદ**—શ્રી. વલ્લભદાસનો જન્મ મુંબઇમાં તા૦ ૮ મી જુલાઈ (૧૯૦૭)ને દીને થયો હતો. સી. મેકડોનાલ્ડ એન્ડ કંપની (કાપડના ડીપાર્ટમેન્ટ)માં એવણના પીતા અને દાદા 'ગેરંટી બ્રોકર્સ' હતા. એઓ જમીનદાર છે. મુંબઇની ભાટીયા મહાજનના એવણ ઓનરરી સેક્રેટરી હોવા ઉપરાંત કાંદીવલી મધેની પરશોતમ ગોપાલદાસ સેનેટોરીયમના એક ટ્રસ્ટી પણ છે.

ઠેકાણું:—નં. ૪૨-૪૪, વોરડન રોડ, સાગર મેનશન, મુંબઇ-૬.

**છાયા, શ્રી. તુલજાપ્રસાદ જેશંકર—** કેરાડ ખાતે તા૦ ૧૨મી ડીસેમ્બર ૧૮૮૫ના સાલમાં જન્મ થયો હતો. જાતે વડનગર નાગર. હાલમાં મેડીકલ પ્રેકટીશનર તરીકે ધંધો ચલાવે છે. બોમ્બે મેડીકલ સરવીસના એક સભાસદ છે. મુંબઇ ૧૯૧૧ ના સાલમાં પસાર કીધી હતી.



ઠેકાણું:—ઘીકાંટા રોડ, અમદાવાદ.

**બીરલા, શ્રી. જી. ડી.**—હિંદના આ મોટા મારવાડી વ્યાપારીનો જન્મ જયપુર રાજ્યમાં ૧૮૯૧ માં થયો હતો. તેઓ બીરલા જ્યુટ મીલના મેનેજીંગ ડીરેકટર છે. ઉપરાંત કાપડની મીલોના અને ખાંડના કારખાનાઓના માલેક છે આખા હિંદુસ્તાનમાં એમની માલેકીની જમીન છે' હિંદની વડી ધારાસભાના એકવાર તેઓ સભ્ય હતા, ૧૯૨૪ માં કલકત્તાની દેશી વેપારી ચેમ્બરના પ્રમુખ હતા, ૧૯૨૯ માં દેશી વેપારી ચેમ્બરના ફેડરેશનના પ્રમુખ થયા હતા અને ઇંડીયન ફીઝીકલ કમીશનના મજુરીના પ્રશ્ન અંગે નીમાયલા રોયલ કમીશનના સભ્ય હતા. ૧૯૨૭ માં જીનેવા ખાતે મળેલી આંતરરાષ્ટ્રીય મજુર પરિષદનાં ડેલીગેટ તરીકે ગયા હતા. અને લંડનમાં મળેલી બીજી ગોળમેજી પરિષદના પણ સભ્ય હતા. એમાંણે દેશપરદેશનો ખુબ પ્રવાસ ખેડયો છે.

સરનામું:—રોયલ એક્ષચેંજ પ્લેસ, કલકત્તા

**દેવ, શંકરરાવ દત્તાત્રય, બી. એ.—** એમનો જન્મ ભોર સ્ટેટમાં ૧૮૮૫ ના સાલમાં થયો હતો. પુનાની ભાવે સ્કુલ અને વડોદરાની ખરોડા કાલેજમાં તેમજ મુંબઇની સેન્ટ ઝેવ્યર્સ કાલેજમાં એમણે કેળવણી લીધી હતી. એવણ ૧૯૩૬ થી કોન્ગ્રેસની વરકીંગ કમીટીનાં એક સભ્ય છે. સેન્ટઝેવ્યર્સ કાલેજમાંથી ગ્રેજ્યુએટ થયા પછી એઓ હોમરૂલ લીગની ચળવળોમાં ઘણી ઉલટ દેખાડવા લાગ્યા હતા. મહાત્મા ગાંધીની સરદારી હેઠળ એમણે ચંપારણ સત્યાગ્રહમાં ભાગ લીધો હતો ૧૯૨૦ ના સાલની—અસહકારની ચળવળ દરમ્યાન એમણે પોતાની ચળવળો મહારાષ્ટ્ર ભણી લંબાવવા માંડી હતી. અસહકારની ચળવળમાં જોડાવા પહેલાં એવણ "લોક સંગ્રહ"ના એડીટોરયલ સ્ટાફ ઉપર હતા. મુલશી ખાતેની સત્યાગ્રહની લડતમાં એમણે આગેવાન ભાગ લીધો હતો અને તે કારણે એવણને ત્રણ વાર જેલની સજા થઇ હતી. જેલમાંથી છુટયા પછી પ્રોવીનશ્યલ કોંગ્રેસ કમીટીના સેકરેટરી તરીકે એમને ચુંટી કાઢવામાં આવ્યા હતા. ૧૯૨૫ ના સાલમાં એઓ "સ્વરાજ્ય"ના અધીપતી બન્યા હતા. "સ્વરાજ્ય"માં એક વાંધાભરી આરટીકલ લખવા માટે એમને ફરી સખ્ત કેદની સજા થઇ હતી. ૧૯૩૦ ની સાલમાં મહારાષ્ટ્ર મધે એમણે મીઠાંનો સત્યાગ્રહ આદર્યો હતો. કાયદાભંગની ચળવળના સંબંધમાં એમને બધી મળીને સાડા ત્રણ વરસની કેદની સજા થઇ હતી. ૧૯૩૪ થી ૧૯૩૮ સુધી મહારાષ્ટ્ર પ્રોવીનશ્યલ કોંગ્રેસ કમીટીના એવણ ચુંટી કઢાયલા પ્રેસીડન્ટ હતા.

ઠેકાણું:—પ્રોવીનશ્યલ કોંગ્રેસ કમીટી, પુના.

**બેનરજી, ડૉ૦ પ્રમથનાથ,** એમ. એ. બાર–એટ–લૉ—તેમનો જન્મ સને ૧૮૭૯ ના નવેમ્બરમાં થયો હતો. તેઓ ઇન્ડીયન લેજીસ્લેટીવ એસેમ્બલીના સભ્ય છે. હિંદના વિખ્યાત અર્થશાસ્ત્રી અને કેળવણીકાર હોઇ તેઓ કલકત્તા યુનીવર્સિટીની સીન્ડીકેટના સભાસદ તેમજ ફેલો છે. ડૉ૦ પ્રમથનાથે કલકત્તાની પ્રેસીડેન્સી કૉલેજમાં અને લંડન સ્કુલ ઓફ ઇકોનોમીક્સમાં અભ્યાસ કર્યો છે. અને ૧૯૨૩–૩૦ માં તેઓ બંગાળ લેજીસ્લેટીવ કાઉન્સીલના સભ્ય હતા. સને ૧૯૨૦–૧૯૩૫ સુધી તેઓ કલકત્તા યુનીવર્સીટીના અર્થશાસ્ત્રને લગતા મિન્ટો પ્રોફેસર હતા અને સને ૧૯૩૫ થી ૧૯૩૬ સુધી એ યુનીવર્સીટીની કાઉન્સીલ ઓફ પોસ્ટ ગ્રેજ્યુએટ ટીચીંગ ઇન આર્ટસના પ્રમુખ હતા. સને ૧૯૨૧ માં ઓકસફર્ડમાં મળેલી યુનીવર્સિટીઓની કોંગ્રેસમાં તેઓ એક ડેલીગેટ તરીકે ગયા હતા. સને ૧૯૨૯–૩૦ માં તેઓ કલકત્તા યુનીવર્સિટીની આર્ટ ફેકલ્ટીના ડીન હતા. અને ૧૯૨૭ થી આજ પર્યંત તેઓ બંગાલ ઇકોનોમીક સોસાયટીના પ્રમુખનો ઓધ્ધો ભોગવે છે. બંગાળની કોંગ્રેસ નેશનાલીસ્ટ પાર્ટીના તેઓ ઉપ–પ્રમુખ છે. ડૉ૦ પ્રમથનાથ બેનરજીએ સ્ટડી ઓફ ઇન્ડીયન ઇકોનોમીક્સ, 'પબ્લીક એડમીનીસ્ટ્રેશન ઇન એનશીયન્ટ ઇન્ડીઆ,' 'ફિસ્કલ પોલીસી ઇન ઇન્ડીઆ,' 'હિસ્ટરી ઓફ ઇન્ડીઅન ટેકસેશન,' 'ઇન્ડીયન ફિનેન્સ ઇન ધી ડેઇઝ ઓફ ધી કંપની,' 'પ્રોવિન્શીયલ ફિનેન્સ ઇન ઇન્ડીઆ' વગેરે પુસ્તકો લખ્યાં છે.

સરનામું:—૪–એ, વિદ્યાસાગર સ્ટ્રીટ, કલકત્તા.

**દેસાઇ, શ્રી. ગુલાબભાઈ લલ્લુભાઇ—** ૧૮૯૬ માં એમનો જન્મ થયેલો. એમણે સુરતની સાર્વજનીક હાઇસ્કુલમાં શિક્ષણ મેળવેલું. ૧૯૨૦ માં મુંબઈની એલફીન્સ્ટન કૉલેજમાંથી, હીસ્ટરી અને ઇકોનોમીકસમાં માનસહીત ગ્રેજ્યુએટ થયા હતા. બોંબે કોઓપરેટીવ ઇન્શ્યુરન્સ સોસાયટી લી૦,



(કોઓપરેટીવ બીલ્ડીંગ, સર ફીરોઝશાહ મહેતા રોડ, કોટ, મુંબઇ)નો ઉત્તરોઉત્તર વિકાસ અને લોકપ્રીયતા શ્રી. દેસાઇના ખંત અને વેપારી તરીકેની તિવ્ર બુધ્ધિને આભારી છે.

સરનામું:—એકાદશી બીલ્ડીંગ, પારેખ સ્ટ્રીટ, સેન્ડહર્સ્ટ રોડ, મુંબઇ ૪.

**મહેતા, જ્યોતિંદ્ર મારકંડ,**—એમ. એ. (ઓક્ષફર્ડ) પી. એચ. ડી. બાર–એટ–લૉ જન્મ સુરત ખાતે તા૦ ૧૩ મી સપટેમ્બર ૧૮૯૪ ના દીને થયો વડોદરા રાજ્યના કેળવણી ખાતાંના કમીશનરનો ઓધ્ધો હાલ ભોગવે છે. એલફીનસ્ટન કૉલેજ અને બરોડા કૉલેજના હીસ્ટરી અને ઇકોનોમીકસના પ્રોફેસરનો તેમજ બરોડા કૉલેજના એકટીંગ પ્રીનસીપાલનો ઓધ્ધો પણ ભોગવ્યો હતો. મુંબઇ યુનીવરસીટીની સેનેટ તેમજ સીંડીકેટના એક સભ્ય. પ્રકાશનો—"રૂરલ ઇકોનોમી ઓફ ગુજરાત", "વડોદરાના ગામડાંઓની સોશ્યો–ઇકોનોમીક સરવેઝ." અને "સરળ રાજ્ય શાસ્ત્ર."

ઠેકાણું:—ચમેલી બાગ, કેમ્પ રોડ, વડોદરા.

**દાદાભાઇ, ઓન. સર માણેકજી,** નાઇટ,—એમનો જન્મ ૧૮૬૫માં થયો હતો. પુનાની સેંટ ઝેવીઅર્સ કોલેજમાં અભ્યાસ કર્યા પછી ૧૮૮૭માં બેરીસ્ટર થયા હતા. અને એજ વર્ષે મુંબઇ હાઇકોર્ટના એડવોકેટ થયા હતા ૧૮૮૯–૯૦માં મુંબઇ કોરપોરેશનના સભ્ય ચુંટાયા હતા. ૧૮૯૧માં નાગપુરના સરકારી એડવોકેટ નીમાયા હતા. ત્યાર પછી ૧૯૨૫–૨૬માં કરંસી અને ફીનાન્સ અંગે નીમાયલા ફીસ્કલ કમીશનના સભ્ય થયા હતા. ઇમ્પીરીઅલ બેંકના ગવર્નર નીમાયા હતા. અને ૧૯૦૮–૧૨માં વાઇસરોયની લેજીસ્લેટીવ કાઉન્સીલના સભ્ય થયા હતા. ૧૯૧૪ થી ૧૯૧૭માં કાઉન્સીલ ઓફ સ્ટેટના સભ્ય ચુંટાયા હતા. ૧૯૩૭માં લંડન ખાતે ગોળમેજી પરિષદમાં સભ્ય તરીકે ભાગ લેવા ગયા હતા. ઘણીયે જાહેર કંપનીઓના ડીરેકટર છે અને અત્યારે કાઉન્સીલ ઓફ સ્ટેટના પ્રમુખ છે.

સરનામું:—નાગપુર.

**અનસારી, શ્રી. અબદુલ કઇયુમ**—એમનો જન્મ ૧૯૦૫માં થયો હતો. અલીગઢ મુસ્લીમ, કલકત્તા અને અલ્લાહબાદ યુનીવરસીટીઓમાં એમણે વિદ્યાભ્યાસ કર્યો છે. ૧૯૧૯માં શ્રી. અનસારી ગાંધીજીની સત્યાગ્રહની ચળવળમાં જોડાયા હતા અને ૧૯૨૨માં જેલમાં પણ ગયા હતા. એમણે અનેક ઉર્દુ પત્રોનું તંત્રીપદ લીધું છે. અને ૧૯૩૮માં હિંદના સાડાચાર કરોડ મોલીનોના ઉધ્ધારની ચળવળો ઉપાડી હતી. એજ વર્ષમાં બીહાર પ્રાંતની જમીઅત ઉલ–મોમીનીનના પ્રમુખ તરીકે ચુંટાયા હતા. ૧૯૪૦માં પહેલી બીહાર પ્રાંત મોમીન કોન્ફરંસના પ્રમુખપદે ચુંટાયા હતા. તેઓ ઓલ ઇંડીઆ આઝાદ મુસ્લીમ કોન્ફરંસની કારોબારીના સભ્ય છે. શ્રી. અનસારી ચુસ્ત નેશનાલીસ્ટ મુસ્લીમ અગ્રેસર છે. અને પાકીસ્તાન ઉપરાંત અન્ય બીનરાષ્ટ્રીય પ્રવૃત્તિઓના વિરોધી છે.

સરનામું:—દેહરી–ઓનસોન, ઇ. આઇ. રેલ્વે.

**અલ્લામા મશરકી**—ખાકસાર ચળવળના આ પઠાણ અગ્રેસર અમરીતસરના વતની છે. એક સમયે તેઓ હિંદી સરકારના કેળવણી ખાતામાં નોકરી કરતા હતા. થોડા સમય સુધી હીંદી સરકારના મદદનીશ મંત્રી થયા પછી તેમણે પોતાના જીવનનો આખો સમય સરહદ પ્રાંતમાં ગાળ્યો છે. ૧૯૨૦ થી ૧૯૩૧ નાં સમય દરમ્યાન એમણે જુદી જુદી કેળવણી વિષયક સંસ્થાઓમાં સેવા બજાવી છે. પેશાવરની ઇસ્લામીઆ કોલેજમાં મેથેમેટીકસના પ્રોફેસર થયા બાદ પેશાવરની સરકારી હાઇસ્કુલના હેડમાસ્તર નીમાયા હતા. ૧૯૩૧માં એમણે ખાકસાર ચળવળ ઉભી કરી હતી અને લાહોર પાસેના એક ગામ ઇછરામાં પોતાનું વડુ મઠક રાખ્યું હતું. ખાકસાર ચળવળના વાજીંત્ર તરીકે એમણે "અલઇસલાહ" નામનું સાપ્તાહીક પત્ર કાઢયું હતું. યુધ્ધ ચાલુ થયા પછી ખાકસાર ચળવળ પંજાબમાં મોટે પાયે ચાલી હતી અને સરકારને તેના પર અંકુશ મુકવાની અને નેતાઓની ધરપકડ કરવાની ફરજ પડી હતી. આ ધરપકડ દરમ્યાન તેમને પણ પકડવામાં આવ્યા હતા.

સરનામું:—અમૃતસર.

**ભવાન અર્જન ખીમજી**—મુંબઇ પ્રાંતિક કોંગ્રેસ કમીટીના આ ખજાનચી જાણીતા રૂના વેપારી છે. એમનો જન્મ ૧૯૦૨ માં ખામગામ (વરાડ)માં થયો હતો. જાતે જઇન છે અને અર્જન ખીમજીની પેઢીના વડા ભાગીદાર છે. બોંબે કોટન મરચન્ટસ એન્ડ મુકાદમ એસોસીએશનના પ્રમુખ પણ છે. હાલ દેશી વેપારી ચેમ્બરની કમીટી પર છે. ઇસ્ટ ઈન્ડીઆ કોટન એસોસીએશનની ડીરેકટરોની બોર્ડ પર ત્રણ વર્ષ સુધી કાર્ય બજાવ્યું હતું. મુંબઇ કોરપોરેશન અને મુંબઇ એસેમ્બલીના સભ્ય છે. ઘણા સાર્વજનીક ફંડોના ટ્રસ્ટી છે. દુનીઆના ઘણા ખરા દેશોના વેપારની સ્થીતિ જાતે જઈ એમણે તપાસી છે. શ્રી. ભવાનભાઇ ચુસ્ત કોંગ્રેસમેન છે. ૧૯૩૨ માં એમને અટકમાં લેવામાં આવતા ગંભીર સ્થિતિ ઉભી થઈ હતી અને પાછળથી તેમને મુકત કરવામાં આવ્યા હતા. આ પ્રસંગે પણ તેઓ જેલ ગયા છે.

સરનામું:—વેસ્ટર્ન ઇન્ડીઆ હાઉસ,
સર ફીરોઝશાહ મહેતા, રોડ,
કોટ, મુંબઇ.

**હઝરત, શ્રી. વિજયરાય હિંમતરાય,** એમ. એલ એલ. બી.,—એમનો જન્મ ૧૮૯૦ માં અમદાવાદ ખાતે થયો હતો. તેઓ અમદાવાદના હાઇ કોર્ટ પ્લીડર સ્વ૦ શ્રી. હીમતરાય ન્યામતરાયના પુત્ર થાય. મુંબઇની હઝરત એન્ડ કંપનીના માલેક છે. આ કંપની બધી જાતના સુતરની આયાત નિકાશનો વેપાર કરે છે. ધંધા અંગે એમણે યુરોપ, ઇજીપ્ત, ચીન જાપાન વિગેરે પરદેશોનો પ્રવાસ કર્યો છે.

સરનામું:—કપુર મહાલ, મરીનડ્રાઇવ,
મુંબઇ, ૧.

**ગારવારે શ્રી. બી. ડી**—ગારવારે મોટર લી૦ના તથા ગારવારે ફીનાન્સ કોરપોરેશન લી૦ના ગવર્નીંગ ડીરેકટર એ ઉપરાંત લંડનની ગારવારે મોટર્સ લી૦ના તથા બોંબે ન્યુઓઇનસાઇન કું૦ લી૦ના અને ન્યુ સીટીઝન્સ બેંક ઓફ ઇંડીઆ લી૦ના ડીરેકટર છે. એમનો જન્મ સતારા જીલ્લાના તાસગામમાં ૧૯૦૫ માં થયો હતો. સાંગલીમાં પોતાનો અભ્યાસ પુરો કરી ૧૯૨૧ માં ધી ડેકકન મોટર્સ એજંસી નામથી મોટરનો ધંધો શરૂ કર્યો હતો. અને પાછળથી એ એજંસીને ગારવારે મોટર્સ લી૦માં ફેરવી નાંખી હતી. વડોદરાના ના૦ ગાયકવાડની ખાસ ફરમાસથી ગારવાર મોટર્સ લી૦ વડોદરા રાજ્યના આડતીઆ તરીકે મોટરો અને મોટરની સામગ્રી ખરીદે છે. શ્રી. ગારવારે ધંધા અંગે અનેકવાર યુરોપના પ્રવાસે ગયા છે. હિંદમાં મોટર ઉદ્યોગ સ્થાપવાની શકયતા વિષે પ્રવાસ દરમ્યાન એમણે સર એમ. વિશ્વેસરીઆ સાથે વિચારણા પણ કરી હતી. એમના પત્નિ વિમળાબાઇ મોટર્સ લી૦ અને ગારવારે ફીનાન્સ કોરપોરેશનના ડીરેકટર છે. આ બંને કંપનીઓ આ દંપતીની માલેકીની છે. એમના નાના ભાઇ શ્રી. આર. ડી. ગારવારે રોયલ એર-ફોર્સમાં પાઇલોટ તરીકે યુધ્ધમાં જોડાયા છે.

સરનામું:—સ્વદેશી મીલ્સ કંપ.ઉન્ડ,
ગીરગામ મુંબઇ ૪.

**ઠાકર, ડૉ. રસિકલાલ રામકૃષ્ણ**, એમ. ડી. (કલકત્તા), એમ. ડી. જર્મની, એમ. બી. એચ. એ. (ઇંગ્લંડ), કનસલટીંગ હોમીઓપાથ, આયુર્વેદિક ફીઝીસીયન અને સાઇકો-સેકસ્યુઅલ પેથોલોજીસ્ટ—ડૉ. રસિકલાલ ઠાકર સને ૧૯૦૨ ની ૩૦ મી જાન્યુઆરીએ જનમ્યા હતા. તેમણે નવાનગર સ્ટેટ હાઇ-સ્કુલ, કલકત્તાની એડવર્ડ મેડીકલ કોલેજ અને જર્મનીની ઇન્ટરનેશનલ હોમીઓપથીક યુનિવરસીટીમાં અભ્યાસ કર્યો છે. તેમનાં લગ્ન સને ૧૯૧૨ માં શ્રીમતી નર્મદાગવરી



સાથે થયાં હતાં પણ તેઓ સને ૧૯૨૨ માં સ્વર્ગવાસ પામ્યાં છે. ઇન્ટરનેશનલ હોમીઓપથિક મેડીકલ લીગ ઑફ ધી વર્લ્ડનું ૧૦ મું અધિવેશન સને ૧૯૩૫ માં હંગેરીની રાજધાની બુડાપેસ્ટ ખાતે અને ૧૩ મું અધિવેશન સને ૧૯૩૮ માં ફ્રાંસમાં નાઇસ ખાતે મળ્યું હતું તેમાં ડૉ. રસિકલાલ હિંદના પ્રતિનિધી તરીકે ગયા હતા. તેઓ ઑલ-ઇન્ડીઆ હોમીઓપથિક મેડીકલ એસોસીએશનની પ્રેસ એન્ડ પ્રોપેગેન્ડા કમિટીના ચેરમેન છે. વેસ્ટર્ન ઇંડીઆ હોમીઓપથિક મેડીકલ એસોસીએશનના જનરલ સેક્રેટરી અને પુનાની ભારત સેવા સમિતિની ગ્રામ્ય પુનઃરચના માટેની યોજનાના ડીરેકટર છે. સને ૧૯૩૬-૩૭ માં ડૉ. રસિકલાલ માટુંગા ખાતેની એ. એચ. એ. ચેરિટેબલ ડીસ્પેન્સરીના સુપ્રીન્ટેન્ડેન્ટ હતા. બુદ્ધિશાળી અને સહાયકારી વૃત્તિના આ યુવાન ડૉકટરને તેમના સમાગમમાં આવનાર સૌ ચાહે છે.

સરનામું:—દાદર, બી. બી. એન્ડ સી. આઇ. રેલ્વેની સામે, તુલશી પાઇપ રોડ, મુંબઇ-૧૪.

**નાયડુ, શ્રીમતી સરોજની**—એમની કેળવણી એમને લંડન તથા કેમ્બ્રીજ ખાતે આપવામાં આવી હતી. નીઝામ રાજ્યના મુખ્ય તબીબી અમલદાર ડૉ૰ જી. નાયડુ સાથે એમનું લગ્ન થયું હતું. હિંદ રાષ્ટ્રીય સભાના પહેલા સ્ત્રી પ્રમુખ થવાનું સદભાગ્ય એમને પ્રાપ્ત થયું હતું. મહિલોદ્ધારની સર્વ પ્રવૃત્તિઓમાં એ આગળ પડતો લાભ લે છે. દેશના ઉદ્ધાર માટેની ચળવળોમાં ભાગ લેવા માટે એમને ઘણીવાર જેલ મળી છે. ૧૯૩૨ માં હિંદી સરકારે દક્ષિણ આફ્રીકા મોકલેલા પ્રતિનિધિ મંડળના એઓ સભ્ય હતા. હઇદ્રાબાદમાં થયેલા જળપ્રલય વખતે રાહતકાર્યની વ્યવસ્થા કરવા બદલ શહેનશાહ સાતમાં એડવર્ડની સરકારે કયસરે-ઇ-હિંદનો સોનાનો ચાંદ એનાયત કર્યો હતો. કવિ તરીકે એમણે મોટી પ્રદ્ધિ મેળવી છે અને એમની કૃતિઓનું બીજી અનેક ભાષાઓમાં ભાષાંતર થયું છે. એમની પ્રસિદ્ધ કૃતિઓમાં "બર્ડ ઓફ ટાઇમ," "ગોલ્ડન થ્રેશોલ્ડ" બહુ માનીતા છે. શ્રીમતિ નાયડુ ગોળમેજી પરિષદમાં પ્રતિનિધિ હતા. (૧૯૩૧).-૧૯૧૪ થી રોયલ સોસાયટી ઓફ લીટરેચરના સભ્ય છે. ૧૯૩૫ માં રાષ્ટ્રીય સભામાં જોડાયા અને ગાંધીજીના અનુયાયી થયાં હતાં.

સરનામુ—હઇદ્રાબાદ (દખ્ખણ).

**સંપુર્ણાનંદ**—બી. એસ સી. એલ. ટી. **કોંગ્રેસ** રાજ્યઅમલ દરમ્યાન જોડયા પ્રાંતની સરકારના કેળવણી ખાતાંના પ્રધાન. એઓનો જન્મ તા૦ ૧લી જાનેવારી ૧૮૯૧ ના સાલમાં થયો હતો. તેઓના લગ્ન સાવીત્રી દેવી જેઓ ગુજર પામ્યાં છે તેઓ સાથે થયાં હતાં. બનારસની કવીન્સ કોલેજ અને અલ્હાબાદની ટ્રેનીંગ કોલેજમાં તેઓએ કેળવણી લીધી હતી. ગ્રેજ્યુએટ થયા પછી તેઓએ વૃંદાવનની પ્રેમ મહા વિદ્યાલય અને બનારસની હરીશ્ચન્દ્ર હાઇ સ્કુલ તેમજ ઇંદોરની ડાલી (રાજકુમાર) કોલેજમાં ૧૯૧૫-૧૯૧૮ સુધી કામ બજાવ્યું હતું. એ ઉપરાંત તેઓએ ૧૯૧૮ થી ૧૯૨૧ સુધી બીકાનેરની ડુંગર કોલેજના હેડ માસ્તર તરીકે, તેમજ ૧૯૨૨ ના સાલથી કસબી વીદ્યાપીઠના પ્રોફેસર તરીકે તેમજ **૧૯૨૨** ની સાલથી ઓલ ઇન્ડીયા કોંગ્રેસ કમીટીના સભ્ય તરીકેના ઓધ્ધાઓ ભોગવ્યા હતા. યુ. પી. ની પ્રોવીન્શીઅલ કોંગ્રેસ કમીટીના તેઓ ૩ વાર સેક્રેટરી હતા. મુંબઇમાં મળેલી સેકન્ડ ઓલ ઇન્ડીયા સોશ્યાલીસ્ટ કોનફરન્સના તેઓ પ્રેસીડેન્ટ હતા. બનારસ મધ્યેથી પ્રગટ થતા "Today" અને "Maryada" નામના રોજીંદા અને માસીક જરનલોના એડીટર. ૧૯૪૦ માં પુના ખાતે મળેલી ૨૯ મી હીંદી સાહીત્ય સંમેલનના પ્રેસીડન્ટ. પબ્લીકેશનો—હીંદી ભાષામાં રાજદ્વારી તેમજ ઇતીહાસીક બાબદોને લગતી નવ ચોપડીઓ "બુક ઓન એસ્ટ્રોનોમી એન્ડ સાયન્સ", "હોબી ગારડનીંગ", સમાજવાદની એક ચોપડી માટે "મુરારકા પારીટોશીક" મળ્યું. તેઓને બે છોકરાઓ અને એક છોકરી છે. જેમાંનો વડો છોકરો આગેવાન હીંદી જરનાલીસ્ટ અને નોવેલીસ્ટ છે

ઠેકાણુ—જલીમદેવી, બનારસ સીટી.

**સુતરીઆ, શ્રી. ધીરજલાલ ચુનીલાલ,** એફ. એ. એ. એફ. સી. પી. એ, એફ. સી. આઇ. એસ. ચાર્ટર્ડ સેક્રેટરી, સરટીફાઇડ પબ્લીક એકાઉન્ટન્ટ અને ઓડીટર (લંડન)—ન્યાતે દશા શ્રીમાળી વાણીઆ છે. એમનો જન્મ ૧૮૯૩ માં થયો હતો. વ્યાપારી કેળવણી મેળવવા માટે લંડનની પરિક્ષાઓ પસાર કરી



છેવટે લંડનની સેંટ્રલ એસોસીએશન ઓફ એકાઉન્ટન્ટસની ફાઇનલ પરિક્ષામાં સામ્રાજ્યમાં પહેલે નંબરે પાસ થઇ રૂપાનો ચાંદ મેળવ્યો છે. આ બંને સંસ્થાઓ ઉપરાંત ચાર્ટર્ડ ઇન્સ્ટીટ્યુટ ઓફ સેક્રેટરીઝ (લંડન) અને કોરપોરેશન ઓફ સર્ટીફાઇડ પબ્લીક એકાઉન્ટસ (લંડન)ના તેઓ ફેલો છે. હાલમાં મુંબઇની દાવર્સ કોલેજ ઓફ કોમર્સમાં એકાઉન્ટન્સીના પ્રોફેસર અને કોલેજના સેક્રેટરી છે. પ્રો૦ દાવર સાથે એમણે ૧૯૧૨ થી વ્યાપારી કેળવણીના વિકાસ માટે સતત પ્રયત્ન કર્યો છે એમના હાથ નીચે અનેક વિદ્યાર્થીઓએ ઉચ્ચ વેપારી કેળવણી લીધી છે. એમણે "પ્રેકટીકલ કમર્શીયલ એરીથમેટીક" નામનું પુસ્તક લખ્યું છે, આ પુસ્તક દેશભરમાં "ટેક્સ્ટ બુક" તરીકે વપરાય છે.

સરનામું:—C/o દાવર્સ કોલેજ ઓફ કોમર્સ, એસ્પ્લેનેડ રોડ, મુંબઇ.

**મહુમદ, શ્રી. ગુલામઅલી શેર**—એમનો જન્મ ૧૮૮૮ માં મુંબઇ ખાતે થયો હતો. સેંટ ઝેવીઅર્સ કોલેજમાં અભ્યાસ કર્યો હતો. ૧૯૧૪ માં કુલ્સુમબાઇ સાથે લગ્ન કર્યાં હતાં. એમને બે પુત્ર અને ત્રણ પુત્રી છે. ૧૯૧૮–૧૯ માં કોબે (જાપાન) ખાતેના પરદેશ સાથેના



વેપારની બોર્ડ (ફોરેન બોર્ડ ઓફ ટ્રેડ)ની કમીટીના સભ્ય હતા, ૧૯૧૯ માં કોબેની ઇંડીઅન ટ્રેડ એસોસીએશનના પ્રમુખ હતા, ૧૯૨૨ થી ૧૯૨૫ સુધી ઝેકોસ્લોવેકીઆ પ્રજાસ-તાકના વ્યાપારી એજંટ હતા. ૧૯૨૫ થી ઝેકોસ્લોવેકીઆ પ્રજાસ-તાકના કોન્સ્યુલર એજંટ છે, યુધ્ધ દરમ્યાન કોબેમાં મેટલ અંગેની કોનસ્યુલર કમીટીના સભ્ય હતા, જાપાનની રેડ ક્રોસ સોસાયટીના ચાંદ અને ડીપ્લોમાં મેળવ્યા છે. ૧૯૨૪ માં બરમીંગહામ (ઇંગ્લાંડ) ના ઇનસ્ટીટયુટ ઓફ કોમર્સની ફેલોશીપ ડીપ્લોમા મેળવી હતી. ૧૯૩૬ માં પ્રાગ, (ઝેકોસ્લોવેકીઆ)ની ચેમ્બર ઓફ કોમર્સની ફેલોશીપ ડીપ્લોમા મેળવી છે ઝેકોસ્લોવેકીઆના પ્રમુખ તરફથી "ઓર્ડર ઓફ વ્હાઇટ લાયન"નો ખેતાબ અર્પણ થયો છે, અને ના૦ શહેનશાહ આઠમા એડવર્ડે એ ખેતાબનો સ્વીકાર કરવાની અને એ પહેરવાની મંજુરી આપતા વોરંટ પર સહી કરી છે. ૧૯૩૯ માં ફ્રેંચ પ્રજાસ-તાક તરફથી ફ્રેંચ વેપારની બજાવેલી વિવિધ સેવાઓની કદર તરીકે અપુર્વ માન આપતો ખેતાબ "ઓફીસર ઓફ ધી ઓર્ડર ઓફ ધીનીચન ઇફતીખાર" અર્પણ થયો છે.

સરનામું:—મહુમદ હાઉસ, સેમ્યુઅલ સ્ટ્રીટ, વેસ્ટ, મુંબઈ અને ઝવેર મહાલ, ૬૬ મરીન ડરાઇવ, ચર્ચગેટ રેકલેમેશન, મુંબઇ.

**ખાન અબ્દુલ ગફારખાન**—સરહદના ગાંધીના નામથી જાણીતા થયેલા આ અગ્રેસરનો જન્મ ૧૮૯૧ માં પેશાવરના ઉત્તમાન્ઝી ગામડામાં થયો હતો. મોટા જમીનદાર છતાં, સાવ સાદા છે. અભ્યાસ સાધારણ છે ૧૯૦૯ માં લશ્કરમાં સારા પદે મુકવાની સરકારની માંગણીનો એમણે ઇન્કાર કર્યો હતો. ૧૯૧૨ માં તેઓ જાહેર પ્રવૃત્તિમાં પડયા હતા. પોતાના ગામમાં રાષ્ટ્રીયશાળા શરૂ કરી હતી. આ શાળા ૧૯૧૫ માં સરકાર તરફથી બંધ કરાવી દેવામાં આવી હતી. રોલેટ કાયદા સામેની ચળવળમાં એમણે આગેવાનીભર્યો ભાગ લીધો હતો. તે પછી અસહકારની પ્રવૃત્તિમાં ભાગ લઇ ૧૯૨૨ માં ત્રણ વર્ષની જેલ ભોગવી હતી. ૧૯૨૮ માં લકનઉ ખાતે મહાત્મા ગાંધીજીના અંગત સંબંધમાં આવ્યા હતા. ૧૯૨૯ માં એમણે "જીરગા" ભરી હતી. અને "ખુદાઇ ખીદમતગાર"ના નામથી જાણીતી થયેલી લાલ ખમીસવાળા સ્વયંસેવકોની ટુકડી ઉભી કરી હતી. ૧૯૩૨ થી ૧૯૩૪ સુધી તેઓ રાજકેદી હતા પછી પંજાબ અને સરહદ પ્રાંતમાંથી તેમને હદપાર કાઢવામાં આવ્યા હતા. પઠાણ જેવી ઝનુની કોમને અહિંસાના પંથે ચઢાવવાની એમની કાર્યસિધ્ધી મશહુર છે.

સરનામું:—પેશાવર.

**દેસાઇ, શ્રી. વસંતરાય હરરાય—** એમનો જન્મ ૧૮૮૬ માં પલસાણા



(વડોદરા રાજ) ખાતે થયો હતો. ખરવાસાના ઇનામદારનાં કુટુમ્બથી ઉતરી આવેલા છે. અત્યારે ન્યુસેન્ટ્રલ ટોકીઝ સરકીટ લી૦ (મુંબઇ અને નાગપુર)ના મેનેજીંગ ડીરેકટર છે. ઇમ્પીરીઅલ ફીલ્મ કુંપનીમાં અગાઉ જનરલ મેનેજર હતા. પલસાણાની સાર્વજનીક પુસ્તકાલયના પ્રમુખ, શ્રી. અનાવીલ સમાજ મુંબઇના ટ્રસ્ટી, સેંટ્રલ ટોકીઝ સરકીટ ધર્માદા ટ્રસ્ટના મેનેજીંગ ટ્રસ્ટી છે.

સરનામું:—"તારા બાગ", પલસાણા મરોલી થઇને, વડોદરા રાજ્ય.

**ભરૂચા, મી૦ ફકીરજી ઈ.,** એલ. એમ. ઇ; એમ. આઇ. મીકે૦ એન્જી૦ (લંડન), એમ. આઇ. ઇ.—ચાર્ટર્ડ મીકેનીકલ એન્જીનીયર, કનસલ્ટીંગ એન્ડ એડવાઇઝરી ઇન્ડસ્ટ્રીયલ એન્જીનીયર અને આંકણી કરનાર નિષ્ણાત; પહેલાં ઇન્સ્ટીટયુશન ઓફ એન્જીનીઅર્સના, બોમ્બે ટેકસ્ટાઇલ એન્ડ એન્જીનીઅરીંગ એસોસીએશનના તથા બોમ્બે એન્જીનીઅરીંગ કોંગ્રેસના પ્રમુખ હતા; મીકેનીકલ એન્જીનીઅર્સ એસોસીએશન (હિંદ)ના પ્રમુખ છે. મી૦ ફકીરજી ભરૂચા કોમ્બશ્ચન એન્જીનીઅરીંગના સ્પેશિયાલીસ્ટ હોઇ મુંબઇ સરકાર અને હાઇકોર્ટના આંકણી કરનારા એક્ષપર્ટ છે; પહેલાં તેઓ મુંબઇ સરકારના ઉદ્યોગ ખાતાના ડીરેકટર હતા, પુનાની એન્જીનીઅરીંગ કોલેજમાં મીકેનીકલ એન્જીનીઅરીંગના પ્રોફેસર હતા. અનેક કોટન મીલો અને બીજાં કારખાનાંઓમાં મેનેજર તથા એન્જીનીઅર તરીકે તેમણે કામ કર્યું હતું. તેમણે 'મિકેનીકલ એન્જીનીયરીંગ ઇન ઇન્ડીઆ', 'કોસ્ટ ઓફ મોટીવ પાવર ઇન ઇન્ડીઆ', 'ઓઇલ એન્ડ ગેસ એન્જીન્સ', 'ઇલેકટ્રીક લાઇટ એન્ડ પાવર', 'બિલ્ડીંગ કન્સ્ટ્રકશન' વિગેરે પુસ્તકો લખ્યાં છે.

સરનામું:—જહાંગીર વિલા, ૧૨ કલબ રોડ, ભાયખલા-મુંબઇ.

**ભેદવાર, ધનજીશા પેસ્તનજી,** બી. એ., એલ. સી. ઇ.—એમનો જન્મ કરાંચી મધે તા૦ ૧૦ મી ડીસેમ્બર ૧૮૬૬ ની સાલમાં થયો હતો. એઓના પીતા ખાનસાહેબ પેસ્તનજી પાલનજી ભેદવારે કરાંચીની મેયર કરન્સી બેન્કમાં ત્રેઝરરી ઓફીસરનો ઓધ્ધો ભોગવ્યો હતો. મી૦ ધનજીશા ભેદવારે મીસ્ત્રી એન્ડ ભેદવાર આરકીટેકટની પેઢીમાં ૪૩ વરસો સુધી 'પ્રેકટીસ' કીધી હતી. અને હાલમાં તેઓ રીટાયર્ડ જીંદગી ગુજારે છે. એઓ આરકીટેકટ તરીકે જયારે પ્રેકટીસ કરતા હતા ત્યારે મુંબઇની મ્યુનીસીપાલ કોરપોરેશન તરફથી પાંચ વરસની મુદત માટે ટ્રીબ્યુનલ ઓફ અપીલના એક એસેસર તરીકે નેમણુંક કરવામાં આવી હતી. એઓએ મુંબઇની એલ્ફીનસ્ટન કોલેજમાં તેમજ પુનાની સાયન્સ કોલેજમાં કેળવણી લીધી હતી. કરાંચીના કાત્રક પારસી કોલોનીમાં એઓએ પોતાના મરહુમ માતુશ્રી અને પીતાશ્રીની યાદમાં "ભેદવાર લાયબ્રેરી" નામનું એક મકાન બંધાવી આપી તે કરાંચીના પારસીઓને તેઓના વપરાસ માટે સુપરદ કીધું હતું.

ઠેકાણું:—૧, સ્લેટર રોડ, ગ્રાન્ટરોડ સ્ટેશનની બાજુમાં, મુંબઇ.

**દેશાઈ, શ્રી. ભુલાભાઇ જીવણજી,** એમ. એ., એલ એલ. બી., એડવોકેટ,—શ્રી૦ ભુલાભાઇ અનાવીલ બ્રાહ્મણ છે. એમનો જન્મ ૧૮૭૭ માં વલસાડ ખાતે થયો હતો. એમનાં માબાપ ખેતીવાડી કરતા. તેમણે પ્રાથમીક કેળવણી વલસાડમાંજ લીધેલી. તે પછી મુંબઇમાં એલ્ફીન્સ્ટન કોલેજમાંથી એમ. એ. સુધી પહોંચ્યા. એમની વિદ્યાર્થી તરીકેની કારકીર્દી ઝળકતી હતી. એમ. એ. થયા પછી અમદાવાદની ગુજરાત કોલેજમાં ઇતીહાસ અને અર્થશાસ્ત્રના પ્રોફેસર તરીકે જોડાયા હતા. પછી એલ એલ. બી. ની પરિક્ષા પસાર કર્યા પછી મુંબઇ આવી હાઇકોર્ટમાં પ્રેકટીસ શરૂ કરી. ધીમે ધીમે તેઓ એક બાહોશ ધારાશાસ્ત્રી તરીકે પ્રખ્યાત થયા અને પ્રથમ પંકતીમાં આવી ગયા. મુંબઇ હાઇકોર્ટમાં એટવોકેટ જનરલ તરીકે પણ નીમાયા હતા. શ્રી૦ દેશાઇના જાહેર જીવનનો પ્રારંભ ૧૯૧૯ થી થાય છે. હોમરૂલ લીગની એમની પ્રવૃતિ જાણીતી છે. ત્યાર પછી તેમણે બારડોલીના સત્યાગ્રહ વખતે ખેડુતોનો કેસ રજુ કર્યો હતો. કોંગ્રેસ સંસ્થાઓ સાથે સંબંધ રાખે છે અને ૧૯૩૦ ની લડતમાં જેલ પણ ગયા હતા. મુંબઇની કોંગ્રેસ કમીટીના પ્રમુખ છે.



સરનામુ—હસમત મહાલ, પેડર રોડ, મુંબઇ.

**લેઘ, ફ્રાન્સીસ,** જે. બી.—"ટાઇમ્સ ઓફ ઇન્ડીઆ" ના તંત્રી ૧૮૯૩ માં એમનો જન્મ થયેલો. મારગરેટ હેલન એડમ્સ સાથે લગ્ન કરેલાં. એબરડીનની રોબર્ટ ગાર્ડન્સ કોલેજમાં વિદ્યાભ્યાસ કર્યા પછી ૧૯૧૧ માં "એબરડીન ફ્રી પ્રેસ" ના સ્ટાફમાં જોડાયા મેસોપોટેમીઆ ખાતેના સહાયક દળમાં સેવા બજાવી હતી. ૧૯૧૯ માં ઇન્ટેલીજન્સ ખાતાના ખાસ સરવીસ અમલદાર બન્યા હતા. ૧૯૨૦ માં કેપ્ટનપદે આવ્યા હતા. એ પછી પત્રકારપદે પાછા આવ્યા. ૧૯૨૦ માંજ "એબરડીન ફ્રી પ્રેસ"ના મુખ્ય બાતમીદાર (રીપોર્ટર) નીમાયા હતા. ૧૯૨૨ માં "ટાઇમ્સ ઓફ ઇન્ડીઆ"ના ઉપ-તંત્રી હતા અને ૧૯૨૭ થી ૧૯૩૨ સુધી મદદનીશ તંત્રી બન્યા હતા. "ટાઇમ્સ"ના તંત્રી તરીકે વર્તમાન યુધ્ધમાં ઇજીપ્તની મુલાકાતે ગયા હતા. ડન્સ્ટન્સ અપીલ ફંડ કમીટીના ચેરમેન છે. મુંબઇ વાઇ. એમ. સી. એ. અને સોશીયલ સરવીસ લીગના ઉપ-પ્રમુખ છે.

સરનામું:—મલબાર કોર્ટ, રીજરોડ, મલબારહીલ, મુંબઇ.

**બ્રેલવી, શ્રી. સય્યદ અબ્દુલ્લા,** એમ. એમ., એલ એલ. બી, તંત્રી "બોંબે ક્રોનીકલ"—૧૮૯૧ માં એમનો જન્મ થયેલો. ૧૯૧૦-૧૧ માં મુંબઇની એલફીન્સ્ટન કોલેજમાંથી ગ્રેજ્યુએટ થયેલા. અને ૧૯૧૫ માં "બોંબે ક્રોનીકલ" ના તંત્રી ખાતામાં અગ્રલેખના લેખક તરીકે જોડાયલા. ૧૯૧૮ માં મદદનીશ તંત્રી બન્યા અને ૧૯૧૯-૨૦ માં શ્રી. હોર્નીમેનને દેશનિકાલ કર્યા ત્યારે તંત્રી તરીકે કામ ચલાવેલું. ૧૯૨૦-૨૪ માં 'ક્રોનીકલ"માં સ્વ૦ શ્રી. મારમાડયુક પીકથોલ સાથે સહતંત્રી હતા. અખિલ હિંદ મહાસભા સમિતિના સભ્ય છે. ૧૯૩૦ માં

મુળ કોંગ્રેસ કારોબારી સમીતીના સભ્યો જેલમાં ગયા હતા ત્યારે કારોબારીના એક સભ્ય તરીકે નીમાયા હતા. સત્યાગ્રહની ચળવળ અંગે ૧૯૩૦ માં જેલ ગયા હતા. અને ૧૯૩૧ની ૨૬ મી જાનેવારીએ ગાંધીજી અને કારોબારી સમીતિના મુકત થયેલા સભ્યો સાથેજ જેલ મુકત થયા હતા. નેશનાલીસ્ટ મુસ્લીમ પાર્ટીની કારોબારી સમિતિના સભ્ય છે. ૧૯૩૨ માં સવિનય અનાદરની ચળવળ પુનઃ શરૂ થતા તા૦ ૬ ઠી જાનેવારીએ પકડાયા હતા અને બે વર્ષની સજા થઇ હતી પણ ૭ મી ઓકટોબર ૧૯૩૩ને દિને જેલ મુકત થયા હતા. તાજેતરમાં વર્તમાન યુધ્ધ અંગે ઇજીપ્તના પ્રવાસે ગયા હતા. "સોશીયલ સરવીસ કવાર્ટરલી"ની તંત્રી મંડળના સભ્ય છે.

સરનામું:—"બોંબે ક્રાનીકલ", કોટ, મુંબઇ.

**હોર્નીમેન, શ્રી. બી. જી**—એમનો જન્મ ૧૮૭૩ માં થયો હતો. એમણે ૨૧ વર્ષની વયે પત્રકાર તરીકેની પોતાની કારકીર્દિની શરૂઆત કરી હતી. ૧૯૦૬ માં શ્રી. હોર્નીમેન કલકત્તાના "સ્ટેટસમેન"માં મદદનીશ તંત્રી તરીકે જોડાયા હતા. ૧૯૧૨ માં "બોંબે ક્રોનીકલ"માં દાખલ થયા હતા. અને ૧૯૧૯ સુધી તેનું સંચાલન કર્યું હતું. હિંદ સંરક્ષણ ધારા હેઠળ એમને લોર્ડ લોઇડે હદપાર કર્યા હતા. એ વખતે તેઓ કોંગ્રેસના એક બહુ આગળ પડતા નેતા ગણાતા હતા. ૧૯૨૬ માં તેઓ હિંદ પાછા ફર્યા હતા. ત્યાર પછી ફરીથી જાહેર જીવનમાં પડતાં થોડો વખત મુંબઇની કોરપોરેશનના સભ્ય બન્યા હતા. એ પછી ૧૯૨૬માં એમણે "ઇંડીઅન નેશનલ હેરલ્ડ" નામનું અંગ્રેજી દૈનિક શરૂ કર્યું હતું. ૧૯૩૦ માં લાહોરના "ડેલી હેરલ્ડ"ના તંત્રી નીમાયા હતા. ત્યાર પછી પાછા મુંબઇ આવી "બોંબે સેન્ટીનલ" નામના સાંજના દૈનિક પત્રના તંત્રીપદે આવ્યા હતા. હજી સુધી તેઓ એજ પદે છે.

**મુર શ્રી. ડબલ્યુ. આર્થર**, "સ્ટેટસમેન"ના તંત્રી—એમનો જન્મ ૧૮૮૦માં થયો હતો. બેલ્ફાસ્ટ અને ઓક્ષફર્ડની કોલેજમાં વિદ્યાભ્યાસ કરેલો. ત્યાર પછી પત્રકારત્વના ધંધામાં જોડાયા. ૧૯૦૮ માં ટર્કીશ બળવા વખતે અને આલ્બેનીયામાં "ટાઇમ્સ"ના ખાસ ખબરપત્રી તરીકે ગયા હતા. ૧૯૧૦–૧૨ માં ઇરાનના ખબરપત્રી હતા અને ૧૯૧૩ માં રશીયામાં, ૧૯૧૪ માં સ્પેનમાં અને ૧૯૧૪ માં આલ્બેનીયાના બળવા વખતે ખાસ ખબરપત્રી તરીકે ગયા હતા. ગત મહાયુદ્ધ વખતે ૧૯૧૪માં માર્ન નદીના યુધ્ધ વખતે પણ ખબરપત્રી તરીકે ગયા હતા. પછી લડાઇમાં જોડાયા હતા અને ૧૯૧૫માં ડાર્ડેનલ્સ ખાતે સેવા બજાવી હતી. ૧૯૧૫ થી ૧૯૧૭ સુધી કોન્સ્ટાન્ટીનોપલ અને બાલ્કનમાં હતા. શાહીવિમાની દળમાં પણ એમને ઓધ્ધો મળેલો. ૧૯૧૯ થી ૧૯૨૨ સુધી ફરી પાછા ઇજીપ્ત, પેલેસ્ટાઇન, સીરીયા, મેસોપોટેમીયા, ઇરાન કોકેસસ, હિંદ, અફઘાનીસ્તાન વિગેરે દેશોમાં ગયા હતા. ૧૯૨૬ થી ૧૯૩૩ સુધી કલકત્તા તરફથી વડી ધારાસભામાં ચુંટાયા હતા.

સરનામું:—"સ્ટેટસમેન", કલકત્તા.

**ચંદુલાલ સોમાલાલ શાહ—શ્રી.** ચંદુલાલનો જન્મ સંવત ૧૯૫૪ ના ચૈત્ર શુદ ૧૪ના દિને નડીઆદ મુકામે થયો હતો. એમના પિતા સોમાલાલ સાક-



રચંદ શાહ એક સારા લેખક હતા પણ આપણે ત્યાં ગુજરાતી લેખકોની સ્થીતી જોઇએ છીએ તે પ્રમાણે તેઓ પોતાનાં બાળકો માટે લક્ષ્મીનો નહીં પણ ઇજ્જત આબરૂનો વારસો મુકી મરણ પામ્યા હતા. આથી શ્રી. ચંદુભાઇ પોતાના મોસાળમાં ઉછરીને ભણ્યા હતા અને તેમના મામાએ તેમના પિતાની ફરજો બજાવી હતી. કામ ધંધા પુરતી કેળવણી લીધા પછી ચંદુભાઇએ અમદાવાદમાં જુદી જુદી દીશાઓમાં નોકરી કરી હતી અને તેમના મામાની મદદથી તેમણે અમદાવાદમાં સને ૧૯૧૦ માં પરફ્યુમરી અને ટાઇલેટ સામાનની દુકાન કાઢી હતી. બને ત્યાં સુધી દેશી માલ વાપરવાની અને વેચવાની તેમની વૃતિ હોવાથી તેમણે સને ૧૯૧૩ માં બટનો બનાવવાનું કારખાનું કાઢયું હતું. તે પછી ૧૯૧૪–૧૫ માં તેઓ મુંબઇ આવ્યા હતા. અને જીનતાન એજન્સીમાં કામ કરવા સાથ પોતાનો બટન બનાવવાનો ધંધો પણ ચાલુ રાખ્યો હતો. પોતાના બટનના ઉદ્યોગને સારી સફળતા મળ્યા, પછી શ્રી. ચંદુભાઈની નજર લેધર ગુડસ બનાવવા તરફ દોડી કારણ કે આપણા દેશમાં તે વેળા લાખોની રકમનો ચામડાંનો સામાન (બેગ્સ, હોલડોલ્સ, મનીપર્સ, પટા વિગેરે) આવતો હતો. અને તેવી રીતે આ દેશના લાખો રૂપીઆ પરદેશ ઘસડાઇ જતા હતા. ૧૯૧૫ની સાલમાં ચંદુભાઇએ પોતાના મામાની મદદથી ચામડાંનો સામાન બનાવવાનું કારખાનુ ખોલ્યું અને ઇશ્વરની મદદથી તેમને બટનના ધંધાની માફક એ ધંધામાં પણ સારો જશ મળી તેમનો માલ હીંદના સઘળા ભાગો ઉપરાંત આફ્રીકા અને બરમા પણ જવા લાગ્યો. આજે બીજાં અનેક કારખાનાંઓ ચામડાંનો માલ બનાવે છે અને ૨૦ વર્ષના અગાઉના કરતાં આજે એ માલની પરદેશી આયાતમાં ૯૦ ટકા જેટલો ઘટાડો થઇ ગયો છે. લેધર ગુડસના ધંધામાં સારી ફ-તેહ મળ્યા પછી દેશની સેવા બજાવવા તરફ શ્રી. ચંદુભાઇએ ધ્યાન આપ્યું અને પ્લેટફોર્મ ઉપર ભાષણો કે વર્તમાનપત્રોમાં લખાણો કરી "પ્લેટફોર્મ પોલીટીશીઅન" થવાને બદલે તેમણે એક મુંગા અને "એકટીવ" કાર્યકર થવાનું પસંદ કર્યું. દેશની ખરી સેવા સ્વદેશીથીજ થઇ શકે એવી તેમની ખાત્રી હોવાથી ૧૯૩૦ની સાલમાં શ્રીમતી લીલાવતી મુનશી વગેરે સાથે તેમણે મુંબઇમાં સ્વદેશી મારકેટ સ્થાપવામાં આગેવાનીભર્યો ભાગ લીધો હતો અને દેશી માલ જાહેર પ્રજા આગળ રજુ

કરવા અને દેશી ઉદ્યોગોને મદદ આપવા સ્વદેશી પ્રદર્શનો અને તેવી બીજી હીલચાલો કરવા માટે સ્થપાયલી ઇન્ડીઅન ઇન્ડસ્ટ્રીઝ ફેર લીની સ્થાપનામાં પણ મોટો હીસ્સો આપ્યો. સ્વદેશી મારકેટની શ્રી. ચંદુભાઇ મુંગે મોઢે સેવા બજાવે છે અને ઇન્ડીઅન ઇન્ડસ્ટ્રીઝ ફેરના તેઓ એક ડીરેકટર છે. કાંગ્રેસના તેઓ એક મુંગા સેવક છે અને તેથી છેલ્લી ચળવળ દરમ્યાન તેમણે પણ જેલમહેલની સહેલગાહ કરી હતી. તેઓ સામાજીક, સખાવતી, કેળવણી અને જાહેર કાર્યમાં સીધી તથા આડકતરી મદદ મુંગે મોઢે કરે છે. આટલી બધી પ્રવૃતિઓ છતાં તેમણે કોઇ પણ સ્થળે હોદ્દો ભોગવવાની આશા કરીજ નથી. ધારાસભાઓ અને કોરપોરેશનની ચુંટણીઓમાં તેઓ હંમેશ કોંગ્રેસ ઉમેદવારોને મદદ કરતા રહયા છે. તેઓ સર લલ્લુભાઇ શામળદાસ કોઓપરેટર બેન્કના ડીરેકટર, ઇન્ડીઅન ઇન્ડસ્ટ્રીઝ ફેરના ડીરેકટર, સ્વદેશી માર્કેટ બોર્ડના સેકરેટરી, નેશનલ એજ્યુકેશન સોસાયટીના ખજાનચી અને નેશનલ ઇન્ડસ્ટ્રીઅલ વર્કસના એક ભાગીદાર છે. પોતાના ભાઇ તથા મામાના દીકરા સાથે મળી તેઓ ગોલ્ડ ફીલ્ડ લેધર વર્કસને આજે આખા હિંદમાં અને પરદેશોમાં પણ મશહુર કરી શકયા છે. અને તેમના એ કારખાનામાં આશરે ૨૫૦ જેટલા માણસો કામ કરે છે.

ઠેકાણું:—બેશી બીલ્ડીંગ, કાલબાદેવી રોડ, મુંબઈ.

**બીરલા, ઘનશ્યામદાસ,**—જન્મ ૧૮૯૧ ની સાલમાં થયો હતો. એઓ એક મીલમાલેક અને મરચન્ટ હોવા ઉપરાંત બીરલા બ્રધર્સ લીમીટેડના મેનેજીંગ ડીરેકટર પણ છે. હીંદમાં તેઓ મોટા ધંધાઓ ચલાવે છે. સેકન્ડ ઇંડયન લેજીસ્લેટીવ એસેમબ્લીના સભાસદ તરીકે તેઓ ચુંટી કઢાયા હતા, પણ શાહી માલને પસંદગી આપવાના સવાલ સંબંધી ૧૯૩૦ ના સાલમાં તેઓએ એ ઓધ્ધા રાજીનામું આપ્યું હતું. જાહેર ચળવળોમાં તેઓ ઘણો રસ લઇ રહયા છે. કલકત્તાની ઇંડયન ચેમ્બર ઓફ કોમર્સના ૧૯૨૪ ના સાલ માટેના તેઓ પ્રેસીડેન્ટ હતા. ૧૯૨૯ ના સાલની ફેડરેશન ઓફ ઇંડયન ચેમ્બર ઓફ કોમર્સના પણ એઓ પ્રેસીડન્ટ હતા. બનારસની હીંદુ યુનીવરસીટીની કાઉનસીલના એક સભ્ય, ઇંડયન ફીઝીકલ કમીશનના એક સભ્ય, બંગાળની લેજીસ્લેટીવ કાઉનસીલના એક સભ્ય. ૧૯૩૦ ના સાલના મજુરોની સ્થીતી સંબંધી તપાસ કરવા નેમાયલાં શાહી કમીશનના એક સભાસદ હોવા ઉપરાંત બીજી રાઉન્ડ ટેબલ કોન્ફરંસના એવણ એક મેમ્બર હતા, તેમજ વળી ૧૯૨૭ ના સાલમાં જીનીવા ખાતે મળેલી દેશપરદેશના મજુરોની કોન્ફરન્સ મધે હીંદ તરફના એવણ એક ડેલીગેટ હતા. કેળવણીને લગતી તેમજ બીજી જાહેર સંસ્થાઓમાં એમણે મોટી રકમ ધરમાદામાં આપી છે.

ઠેકાણું:—રોયલ એક્ષચેન્જ પ્લેસ, કલકત્તા.

**જગમોહનદાસ લલ્લુભાઇ મથુરીઆ-** શ્રી જગમોહનદાસભાઇનો જન્મ મુંબઇમાં સંવત ૧૯૬૨ ના પોષ વદ ૦)) અમાસ ને તા૦ ૨૪ મી જાન્યુઆરી ૧૯૦૬ ના દિને થયો હતો. તેઓ એક મોટા



મિલ્કતદાર અને શ્રાફ છે. તેમણે મુંબઇમાંજ કેળવણી લીધી હતી. પોતાના સ્વર્ગસ્થ પિતાશ્રી શેઠ લલ્લુભાઇ ત્રિભોવનદાસની માફક શ્રી. જગુભાઇ એક ધાર્મિક, અભ્યાસી, અને સનાતન સંસ્કૃતિના પ્રાણસમા, સખાવતી જુસ્સાવાળા, તેમજ વેદાંત બાબદ સારો રસ ધરાવનાર પુરૂષ છે. સખાવતની જાહેરાત કરવા કરતાં ગુપ્ત રીતે પોતાનો ધર્મ બજાવવામાં તેઓ વિશેષ આનંદ માને છે. પોતાનાં અંગત ધાર્મિક પુસ્તક તરીકે તેઓ તુલસી કૃત રામાયણને માને છે અને એ ધાર્મિક પુસ્તકનાં ચાલુ વાંચન અને અભ્યાસમાં પોતાનો સમય વ્યતિત કરે છે. શેઠ ત્રિભોવનદાસ જાદવજી કમળસી ચેરીટી ફંડના તેઓ મેનેજીંગ ટ્રસ્ટી છે અને સને ૧૯૩૮-૩૯ માં તેઓ કપોળ જ્ઞાતિના ઓનરરી સેક્રેટરી હતા. સને ૧૯૨૨ માં બ્હેન લીલાવંતી સાથે તેમનાં લગ્ન થયાં હતાં અને તેમને ત્રણ પુત્રો (ચંદ્રકાન્ત, ચરણદાસ અને ભગવંતપ્રસાદ) અને ૪ પુત્રીઓ છે. શ્રી જગમોહનદાસ એક મિલનસાર અને આનંદી સ્વભાવના પુરૂષ હોવાથી તેઓ જેમના સમાગમમાં આવે છે તેમનામાં ઘણા લોકપ્રિય થઇ પડે છે.

જાહેર હે જહાન પે,<br>
કરમી કપોળ વંશ;<br>
ઇનીમેં દાનવંત<br>
મથુરીયા પ્રસીધ્ધ હૈ.<br>
વશો હૈ વીવેક જામે,<br>
લક્ષ વાકો ધર્મમાંહી;<br>
જીવોપે દયા દષ્ટ,<br>
શીતલતા અંગ હૈ.<br>
પરમ પવીત્ર યશ<br>
પરમાણંદ દાસહું કો;<br>
અરૂધ્ધાર કેશજી કો,<br>
જગમેં વીદીત હૈ.<br>
ધર્મવંત લલ્લુભાઇ,<br>
યાકો ધ્યાન વીઠલમેં;<br>
જગમોહન સુત તાકો,<br>
ઇષ્ટકી પ્રસાદી હૈ

શ્રી જગમોહનદાસના સ્વર્ગસ્થ પિતાશ્રી શેઠ લલ્લુભાઈ મુંબઇના મશહુર વ્યાપારી શેઠ જાદવજી કમળસીના પૌત્ર થતા હતા અને તેથી શેઠ લલ્લુભાઇ ઉમ્મર લાયક થતાં પોતાના વડીલની રૂના વ્યાપારની પેઢી જાદવજી કમળશી અને કંપનીમાં જોડાયા હતા. અને પોતાના બે વડિલ બંધુઓ શેઠ પરમાનંદદાસ અને શેઠ દ્વારકાદાસ સાથ ભાગીદારીમાં કામ કરતા હતા. શેઠ લલ્લુભાઇનો જન્મ સંવત

૧૯૩૯ ના શ્રાવણ વદ ૫ ના દિને થયો હતો. શેઠ લલ્લુભાઇ પણ ઘણા ધાર્મિક



અને સખાવતી પુરૂષ હતા અને સંવત ૧૯૫૯ માં પોતાનાં માતુશ્રીને લઇને તેઓ યાત્રાએ ઉપડયા હતા. રામેશ્વર, જગન્નાથજી, ગયાજી, કાશી, અયોધ્યા, હરદ્વાર, ગોકુળ, મથુરાં, ડાકોર, પંઢરપુર વિગેરે સ્થળોની યાત્રા કરી કેટલાક માસ પછી તેઓ પાછા ફર્યા હતા. સંવત ૧૯૬૩ માં શેઠ લલ્લુભાઇ બદ્રીકેદારેશ્વરની જાત્રાએ ગયા હતા. પોતાનાં ધણીઆણી જમનાબાઇનાં સ્વર્ગવાસ પછી સંવત ૧૯૮૫ માં શેઠ લલ્લુભાઇનો આ દુનીયા ઉપરનો મોહ ઉતરી ગયો અને પોતાની બાકીની જીંદગી ઇશ્વરસેવામાં તથા ધાર્મિક રીતે ગાળવા માટે તેઓ પોતાના ભાઇઓ સાથની ભાગીદારીમાંથી છુટા થઇ ગયા. શેઠ લલ્લુભાઇની સખાવતો ઘણી હતી પણ તે છુપી હતી મદદ કરવી તો મુંગે મોંઢે કરવી અને લોકોમાં તેની દાંડી પીટાવવી નહીં એવો તેમનો સ્વભાવ હતો એટલે તેઓ કોને મદદ કરતા તે તેમનાં ઘરના માણસો પણ જાણી શકતા નહીં. આ દુનીયામાં ઘણી વાર આબરૂદાર માણસો પણ મુશ્કેલીમાં આવી જાય છે અને તેથી તેઓઓને કરેલી મદદ જો બ્હાર પડે તો તે માણસની આબરૂને નુકશાન પુગે છે. એટલે શેઠ લલ્લુભાઇ ડાબે હાથે કોઇને મદદ કરતા તો તેમનો જમણો હાથ પણ તે જાણી શકતો નહીં. શેઠ લલ્લુભાઇ ગરીબોના બેલી હતા. અને તેમને હંમેશા ઉદાર હાથે મદદ કરતા હતા તેઓ સંવત ૧૯૯૧ ના કારતક વદી ૧૨ ને દીને પોતાની પાછળ એક પુત્ર (શ્રી. જગમોહનદાસ) અને એક પુત્રી મુકી આ ફાની દુનીયા છોડી ચાલી ગયા હતા. શેઠ જાદવજી કમળસી, તેમના પુત્ર અને પૌત્રોનાં સખાવતી, ધાર્મિક અને જાહેર કાર્યોમાં નીચલાં કાર્યોનો પણ સમાવેશ થાય છે:—

સાથરા (ભાવનગર)માં રૂ. ૧૪૦૦૦ ના ખર્ચે એક ધર્મશાળા, સાથરામાં યાત્રાળુઓ અને બ્રાહ્મણોને ભોજન આપવા રૂ. ૧૭૦૦૦ નું એક ટ્રસ્ટ, કબુતરોને દાણો નાંખવા માટે શેઠ ત્રિભોવનદાસ જાદવજીની યાદમાં રૂ. ૧૦૦૦૦ નું એક ટ્રસ્ટ, રૂ ૪૫૦૦૦ ને ખર્ચે નાશક (પંચવટી) માં શેઠ ત્રિભોવનદાસ જાદવજીની યાદમાં "પરમાનંદ ભુવન" નામનું સેનેટોરીઅમ, પોતાની બ્હેનોની યાદમાં રૂ. ૭૨ હજારના ખર્ચે તળાજામાં છોકરીઓની સ્કુલ માટે શેઠ પરમાનંદદાસ, શેઠ દ્વારકાદાસ અને શેઠ લલ્લુભાઇ તરફથી બંધાવી આપવામાં આવેલું એક મકાન, કપોળ બાળાશ્રમ (ઓરફનેજ) સ્થાપવા શેઠ પરમાનંદદાસ ત્રિભોવનદાસે અમરેલી ખાતેની કપોળ બોર્ડીંગને રૂ. ૫૦,૦૦૦ ની રકમ આપી હતી અને તે બાળાશ્રમને શેઠ પરમાનંદદાસનું નામ આપવામાં આવ્યું છે, શેઠ દ્વારકાદાસ ત્રિભુવનદાસે રૂ. ૩૭૦૦૦ ના ખર્ચે ચેંબુરમાં એક દવાખાનું સ્થાપ્યું છે.

ઠેકાણું:—૨૧ જાદવજી મેનશન, ત્રીજી ફોફલવાડી ગલી, ભુલેશ્વર સ્ટ્રીટ, મુંબઇ.

**બર્ન**, સર સીડની, બી. એ., આઇ. સી. એસ.,—ઓન૦ મી૦ જસ્ટીસબર્ન ૧૯૩૪થી મદ્રાસ હાઇકોર્ટના પ્યુની જજ છે. ૧૮૮૧ના જુન માસમાં વેકફીલ્ડ (યોકર્સ) ખાતે એમનો જન્મ થયો હતો. લીવરપુલના સ્વર્ગસ્થ ડો૦ ડી. એમ વિલીઅમ્સની પુત્રી ક્લેરાબ્લાંએ સાથે સર સીડની લગ્નગ્રન્થીથી જોડાયા હતા. એમણે વેકફીલ્ડની કવીન એલીઝા_ બેથ સ્કુલ અને ઓક્ષફર્ડની કવીન્સ કોલેજમાં વિદ્યાભ્યાસ કર્યો હતો ૧૯૦૭–૧૯૦૯ માં ત્રાવણકોર અને કોચી_ નના મદદનીશ રેસીડંટ નીમાયા હતા. ૧૯૧૧ માં સબ–કલેકટર, ૧૯૧૫ થી ૧૯૨૨ સુધી પુદુકોટાઇ સ્ટેટમાં સુપ્રીન્ટેન્ડંટ, ૧૯૨૪માં બેલારીમાં, ૧૯૨૫ માં મદુરામાં, ૧૯૨૮ માં કોઇમ્બટુરમાં અને ૧૯૩૧ માં સાલેમમાં જીલ્લા અને સેશન્સ જજ તરીકે હતા અને ૧૯૩૨ માં મદ્રાસ હાઇકોર્ટમાં કામચલાઉ જજ થયા હતા. ત્યાર પછી ૧૯૩૪ માં એમને કાયમનું સ્થાન મળ્યું હતું. ૧૯૩૯ માં એમને નાઇટ બનાવવામાં આવ્યા હતા.

સરનામું:—રીપ્લે, અડયાર, મદ્રાસ.

**શર્મા શ્રી. સીતારામ જયસિંહ**—શ્રી. શર્મા ન્યાતે બ્રહ્મભટ્ટ છે, એમનો જન્મ ૧૮૯૧ માં પ્રાંતિજ મુકામે થયો હતો. એમના પિતાશ્રી એમને પાંચ વર્ષના મુકી અવસાન પામ્યા હતા. પાંચ અંગ્રેજી ધોરણનો અભ્યાસ કરી આર્થિક પ્રતિકુળતાને લીધે વધુ અભ્યાસ નહિ થવાથી લોકલબોર્ડની શાળામાં શિક્ષક તરીકે જોડાઇ ગયા હતા. પછી વેપારી પેઢીમાં નામુ લખનાર તરીકે, ગુજરાતી નાટક કંપનીમાં ટીકીટ આપનાર તરીકે પણ નોકરી કરી હતી. ત્યાર પછી એમણે પત્રકાર તરીકે જીવન શરૂ કરેલું. પ્રથમ "મહીકાંઠા એજન્સી," "વડોદરા વર્તમાન" તથા "ગુજરાતી પંચ"માં નોકરી શરૂ કરી સાથે સાથે લેખો અને વાર્તાઓ પણ લખતા. પછી તેમણે મુંબઇના પત્રો સાથે સંબંધ બાંધ્યો. "સાંજવર્તમાન"માં નોકરી કર્યા પછી ૧૯૦૭ માં તેઓ "હિંદુસ્તાન પ્રજામિત્ર"માં જોડાયા. અને ત્યારથી એ પત્રની દૈનિક આવૃત્તિ બંધ થતાં સુધી એમાંજ રહ્યા હતા. શ્રી. શર્મા હિંદુસ્તાન લીમીટેડના એક ડીરેકટર પણ નીમાયા હતા. અને એ કંપનીના પ્રકાશનોના તંત્રીપદે પણ આવ્યા હતા. "નવયુગ" માસીક અને "પ્રજામિત્ર કેસરી" અઠવાડીકના તંત્રી બન્યા પછી "હિંદુસ્તાન પ્રજામિત્ર"ના તંત્રી નીમાયા હતા. શ્રી. શર્માએ કેટલાંક પુસ્તકો પણ લખ્યાં છે.

સરનામું:—શાંતાકરૂઝ.

**લટીફ, એ. એચ. નુરમહમદ**—એમનો જન્મ મુંબઇમાં ૧૯૦૯ માં થયેલો. હિંદમાં રમકડાંની સઉથી જુની પેઢી હાજી જાન-મહમદ લટીફની પેઢીના માલેક છે. અને સંખ્યાબંધ મુસ્લીમ ધર્માદા ટ્રસ્ટોના ટ્રસ્ટી છે. ૧૮૬૦ માં રમકડાંનો વેપાર એમના દાદાએ શરૂ કરેલો ત્યારથી તે અત્યાર સુધીમાં એ વેપાર સારા પ્રમાણમાં ખીલ્યો છે. મુંબઇના જુનામાં જુના જમીનદાર કુટુંબના શ્રી. લટીફ છે અને શહેરના ઘણા ભાગમાં ઘણી મીલ્કતો ધરાવે છે.

સરનામું:—૨૯૯, અબદુલ રહેમાન સ્ટ્રીટ, મુંબઇ ૩.

**કાપડિયા, બાબુલાલ મોતીલાલ—** એમ. એસ.સી બી. ટી. એમનો જન્મ ૧૯૦૮–(પારડી સુરત જીલ્લા) ન્યાતે મોઢ વણીક. ત્યાંનીજ હાઈસ્કુલમાંથી



૧૯૨૪ માં મેટ્રીકની પરિક્ષા પસાર કરી. પહેલા બે વરસ મુંબઈની વીલ્સન કોલેજમાં શિક્ષણ લીધા પછી સેંટ ઝેવીઅર કોલેજમાંથી ૧૯૨૮ માં બી. એસ.સી. પસાર કરી. (કેમીસ્ટ્રી સાથે). રોયલ ઇન્સ્ટીટયુટ ઓફ સાયન્સ (મુંબઇ) માં કેમીસ્ટ્રીમાં સંશોધન કરી થીસીસ આપી એમ. એસ.સી. ની ડીગ્રી ૧૯૩૧ માં પ્રાપ્ત કરી. એજ વખતે રોયલ ઇન્સ્ટીટયુટની હોસ્ટેલના "રેકટર" તરીકે કામ કર્યું. સાથે જી. ટી. હાઇસ્કુલમાં સાયન્સ ટીચર તરીકે ફરજ બજાવી. ત્યાર પછી મુંબઇમાં સેકન્ડરી ત્રેનીંગ કોલેજમાં દાખલ થઇ બી ટી. ની ડીગ્રી મેળવી. (૧૯૩૨) ત્યારથી જુદા જુદા શિક્ષણ અને સામાજીક ક્ષેત્રમાં કામ કર્યું. બાબ્બે સેકન્ડરી ટીચર્સ એસોસીએશનના કામને સહ કાર્યકર્તાઓ સાથે નવીન વેગ આપ્યો. અને શિક્ષકના દરજ્જા અને આર્થીક સ્થિતિને સુધારવા ચાલુ પ્રયત્નો કર્યાં. બાબ્બે જ્યોગ્રાફીકલ એસોસીએશન બીજાઓ સાથે સ્થાપી. તેના સહ સેક્રેટરી તરીકે કામ કરી સ્કુલોમાં ભુગોળ પ્રત્યે નવીન રસ ઉત્પન્ન કર્યો. શિક્ષકોને એસ. ટી. સી. ની પરિક્ષા માટે તૈયાર કરવા ટીચર્સ ત્રેનીંગ એકેડેમી બીજાઓ સાથે ઉઘાડી. તેના સેક્રેટરી અને લેકચરર તરીકે હાલમાં કામ કરે છે. સાયન્સ અને ભુગોળના પુસ્તકોના કર્તા.

સરનામું:—ન્યુ જવાહર મેન્શન, ઠાકોરદ્વાર રોડ, મુંબઇ. ૪.

**હુકસાર, કર્નલ સર કઇલાસ નારાયણ,** નાઇટ., સી. આઇ. ઇ., એલ એલ. ડી.—એમનો જન્મ ૧૮૭૬ માં થયો હતો. એમણે ગ્વાલીઅર, અને અલ્લાહબાદ ખાતે શિક્ષણ પ્રાપ્ત કર્યું હતુ. એ પછી ૧૯૩૦ માં તેઓ મહારાજા સીંધીઆના રહસ્ય મંત્રી નીમાયા હતા. પાછળથી ગ્વાલીઅર રાજ્યમાંજ રેવન્યુ બોર્ડના સભ્ય અને પછી રાજદ્રારી ખાતાંના સભ્ય નીમાયા હતા. ૧૯૩૮ માં બીકાનેર રાજ્યની સેવામાં દાખલ થઇ વડા પ્રધાન નીમાયા હતા. ગોળમેજી પરિષદના સરકાર નિયુકત સભ્ય હતા અને ગોળમેજી પરિષદમાં ગયેલા દેશી રાજ્યોના પ્રતિનિધિ મંડળના મંત્રી નીમાયા હતા. બીજી ગોળમેજી પરિષદમાં કાશ્મીર સરકારના પ્રતિનિધિ તરીકે પણ કામ કર્યું હતું.

**હવેલીવાલા, શ્રી. એમ. એ.**—મુંબઇની દાઉદી વહોરા કોમના સભ્ય, એમના વંશજો રાજકોટ અને ધોરાજીના વતની હતા. અને લગભગ ૧૦૦ વરસ પહેલાં મુંબઇમાં આવી વસ્યા હતા. શ્રી. હવેલીવાલાનો જન્મ ૧૮૮૦ માં થયો હતો. નવ વરસની ઉંમરે એમણે અરબીનું શિક્ષણ લેવા માંડયું હતું. એમના પિતા એમને અરબીનો સંપુર્ણ અભ્યાસ કરાવીને ધર્મગુરૂ બનાવવા માગતા હતા પણ અરબીક શિક્ષણ આપતી મદરેસામાં બે વરસ ગાળ્યા પછી એમણે અરબીનો અભ્યાસ સદંતર છોડી દીધો અને એલ્ફીન્સ્ટન હાઇસ્કુલમાં અંગ્રેજી શિક્ષણ માટે દાખલ થયા. એ શાળામાંથી મૅટ્રીક પસાર કરીને તેમણે "પ્રાઇવેટ લો કોલેજ" માં કાયદાનો અભ્યાસ કર્યો. સને ૧૯૦૩ માં તેઓ ઇંગ્લાંડ ગયા અને ૧૯૦૬ માં, બેરીસ્ટરની પદવી સંપાદન કરીને હિન્દ પાછા ફર્યા. આ પછી તેમણે મુંબઇમાં વકીલાત શરૂ કરી. ૧૯૧૬ થી ૧૯૨૬ સુધી મુંબઇ મ્યુનીસીપલ કોરપોરેશનના સભ્ય હતા. ૧૯૧૮ થી ૧૯૨૬ સુધી તેઓ મ્યુનીસીપલ સ્ટેન્ડીંગ કમીટીના સભ્ય તરીકે પણ ચુંટાયા હતા. બંધારણમાં સુધારો થયા પછી ઘડાયલી પહેલી લેજીસ્લેટીવ કાઉન્સીલમાં તેઓ ૧૯૨૧ થી ૧૯૨૪ સુધી ચુંટાઇ આવ્યા હતા. આ બન્ને સંસ્થાઓના કામકાજમાં એમણે ખુબ રસ લીધો હતો. ૧૯૨૫ માં મુંબઇ લેજીસ્લેટીવ કાઉન્સીલની જે ચુંટણી થઇ હતી એમાં એમને સફળતા મળી ન્હોતી છતાં મુંબઇ મ્યુનીસીપલ કોરપોરેશનમાં તો તેઓએ પોતાની બેઠક જાળવી રાખી હતી. જ્યારે ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટ તરફથી મુંબઇના જુદા જુદા ઠેકાણાંઓની જમીન હાથ કરવા અંગેની અપીલ સાંભળવા માટેની પંચના તેમને પ્રમુખ નીમવામાં આવ્યા ત્યારે પણ તેમને મ્યુનીસીપાલીટીનું સભ્યપદ છોડવું ન્હોતું પડયું ૧૯૨૭ સુધી તેમણે આ પંચના પ્રમુખ તરીકે કામ કર્યું. એ વરસમાં જ્યારે ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટ મુંબઇની મ્યુનીસીપાલીટીને સોંપી દેવાનું ઠરાવવામાં આવ્યું ત્યારે આ પંચ રદ કરવામાં આવ્યું. ૧૯૩૦ માં સરકારે, સીંધના શ્રી. એસ્ટન રજા ઉપર જવાથી એમને એક વરસ માટે વધારાના જ્યુડીશીયલ કમીશનર તરીકે નીમ્યા. ૧૯૩૧ માં ફરીથી શ્રી. રૂપચંદ રજા ઉપર જવાથી એમને એજ જગ્યા ઉપર નીમવામાં આવ્યા હતા. ૧૯૩૪ માં મી૦ એસ્ટન નિવૃત્ત થવાથી એમને સીંધના કાયમી વધારાના જ્યુડીશીયલ કમીશનર તરીકે



નીમવામાં આવ્યા હતા. આ હોદ્દો ધરાવનારા તેઓ પહેલાજ મુસ્લીમ હતા. ૧૯૩૯ સુધી આ હોદ્દા પર કામ કરીને તેમણે નિવૃત્તિ લીધી હતી. ૧૯૩૯ ના ફેબ્રુઆરી માસમાં તેઓ નિવૃત્તિ પહેલાંની લાંબી રજા લઇ ઈંગ્લેન્ડ ગયા હતા.

**કાદરી, સર મહબુબ મીયા ઇમામબક્ષ,** તેમનો જન્મ અમદાવાદમાં તા૦ ૪ નવેમ્બર ૧૮૭૩ ને દીને થયો હતો. તેઓ અમદાવાદ શહેર સ્થાપવામાં અહમદશાહને મદદ કરનારા ચાર અહમદોમાંના એક પાટણવાળા હાજી આહમદ જુદના વંશજ છે. તેઓ જુનાગઢ રાજ્યના મુખ્ય જુડીશીયલ ઓફીસર અને નડીઆદના ડીસ્ટ્રીકટ તથા સેશન્સ જજ હતા અન્જુમને ઇસ્લામ સુન્ની મુસ્લીમ વકફ કમીટી, ગુજરાત મુસ્લીમ એજ્યુકેશન સોસાયટી તથા સાબરમતી સેન્ટ્રલ જેલ મોરલ ઇન્સ્ટ્રકશન કમીટીના તેઓ પ્રમુખ છે; જાનવરો ઉપર ગુજરાતું ઘાતકીપણું અટકાવનારી મંડળીના તથા છુટકારો પામેલા કેદીઓને મદદ કરનારી મંડળીના ઉપ-પ્રમુખ છે. તેઓ અમદાવાદની બાળરક્ષણ સોસાયટીના ઓ૦ ખજાનચી, બેચરદાસ ડીસ્પેન્સરીના ઓ૦ સેક્રેટરી અને અમદાવાદ મ્યુનીસીપાલીટીની ટાઉન-પ્લેનીંગ અને શહેર સુધારા સમિતિના ચેરમેન છે. સને ૧૮૯૩ થી ૧૮૯૬ સુધી મુંબઇના કેળવણી ખાતામાં જુદા જુદા ઓધ્ધા ઉપર કામ કર્યા પછી સને ૧૮૯૭ થી ૧૯૦૧ સુધી તેઓ જુનાગઢની મહબત મદરેસાના પ્રીન્સીપાલ તરીકે હતા. સને ૧૯૦૩ માં તેઓ જુનાગઢના નવાબજાદા શેર ઝામનખાનજીના શિક્ષક અને કમ્પેનીયન હતા. અમદાવાદ રતનાગીરી અને ખાનદેશ ખાતે સબ-જજ તરીકે કામ કર્યા પછી સને ૧૯૧૮ થી ૧૯૨૪ સુધી મદદનીશ જજનો ઓધ્ધો ભોગવ્યો હતો. અમદાવાદમાં અને ખેડા જીલ્લામાં થએલાં હુલ્લડોના મુકદમા તપાસનારી ટ્રીબ્યુનલમાં પણ તેઓ નીમાયા હતા. એ પછીથી ૧૯૨૪ થી ૧૯૨૭ સુધી નાશક, પુના, રતનાગીરી અને નડીઆદ ખાતેના જીલ્લા અને સેશન્સજજના ઓધ્ધા ભોગવ્યા બાદ તેમણે જુનાગઢના મુખ્ય જુડીશીયલ ઓફીસરનો ઓધ્ધો ભોગવ્યો હતો. હીંદી સરકારે નીમેલી સંમતિ વય સમિતિના પણ તેઓ એક સભ્ય હતા. સને ૧૯૩૪ માં તેમને "નાઇટ બેચેલર"નો ખેતાબ મળ્યો હતો. તેમજ તેઓ સીલ્વરજ્યુબીલી અને કોરોનેશનના ચાંદ ધરાવે છે. મી૦ કાદરીના પરિશ્રમથી અમદાવાદમાં અન્જુમને ઇસ્લામ હાઇસ્કુલ સ્થપાઈ છે. ગુજરાત અને કાઠીઆવાડની પહેલી મુસ્લીમ શિક્ષણ પરિષદ, અને બીજી ગુજરાત મુસ્લીમ શિક્ષણ પરિષદ ભરવાને તેમણે ઘણો પ્રયાસ કર્યો હતો. અમદાવાદ ખાતે મુસ્લીમ છોકરાઓ અને છોકરીઓનું અનાથાશ્રમ સ્થાપવાને ખુબ મહેનત ઉઠાવવા ઉપરાંત તેમણે તેને ઘણી વખત દાન દીધેલાં છે મી૦ કાદરીએ તેમના પુત્ર સીરાજ-ઉદ-દીન જેઓ બંગાળના મદદનીશ કલેકટર હતા તેઓ સને ૧૯૩૪ માં મરણ પામતાં તેમની યાદમાં દર વર્ષે સોનાનો ચાંદ અપાય તેવો પ્રબંધ કર્યો છે.



સરનામું:—દીલ્હી ગેટ, અમદાવાદ.

**પ્રોફ મી૦ અરદેશર દારબશાહ,** બી. એ., (ઓનર્સ), બી. એસ. સી. (ઇકોનોમીકસ)—મી૦ અરદેશર શરોફનો જન્મ ૧૮૯૯માં મુંબઇ ખાતે થયો હતો.



મુંબઇમાં કેળવણી લઇ સારાં ઇનામો મેળવ્યાં હતાં. અને બી. એ. થયા પછી લંડનની સ્કુલ ઓફ ઇકોનોમીકસની બી એસ.સી.બેંકીંગ, કરંસી અને એક્ષચેંજના ખાસ વિષયો સાથની ડીગ્રી મેળવી હતી. અમેરીકાની મોટામાં મોટી બેંક ચેસ નેશનલ બેંક ઓફ ન્યુયોર્ક સાથે હમણા જોડાઇ ગયેલી ન્યુયોર્કની ઇકવીટેબલ ટ્રસ્ટ કંપનીની લંડનની ઓફીસમાં ત્રણ વર્ષ સુધી એપ્રેન્ટીસ તરીકે રહી બેન્કીંગ વિગેરે વિષયોનુ શિક્ષણ મેળવ્યું હતું. બાટલીવાળા એન્ડ કરાણીની પેઢીમાં ૧૯૨૩ માં જોડાયા હતા અને ૧૯૨૯માં એના ભાગીદાર બન્યા. ૧૯૨૪ માં અને ૧૯૨૮ માં સીડનહામ કોલેજમાં "એડવાન્સબેન્કીંગ"ના પ્રોફેસર તરીકે સેવા બજાવી હતી. શ્રી. શરોફ બોંબે શેરહોલ્ડર્સ એસોસીએશનના કાર્યમાં સક્રીય ફાળો આપી રહયા છે. એ સંસ્થાના ૧૯૩૬–૩૭ માં ઉપ–પ્રમુખ બન્યા હતા. ૧૯૩૧ થી ૧૯૩૭ સુધી મુંબઇની દેશી વેપારી ચેમ્બરની કમીટીમાં હતા. લકનઉ કોંગ્રેસના પ્રમુખપદેથી પંડીત જવાહરલાલ નહેરૂએ કરેલા ભાષણના જવાબમાં એમણે ૧૯૩૬ માં ચેમ્બરના ઉપ–પ્રમુખ તરીકે સામ્યવાદ (કમ્યુનીઝમ)ના પ્રચારના ભય સામે ચેતવણીનું રણશીંગુ ફુકયું હતું એમણે ધરેલી આ લાલ બત્તીને પરિણામે તીવ્ર ચર્ચા ઉત્પન્ન થઇ હતી અને મુંબઇના એકવીસ આગેવાન વ્યાપારીઓ અને ઉદ્યોગપતિઓએ એક મેનીફેસ્ટો બહાર પાડયો હતો. હિંદી વ્યાપારના પ્રતિનિધિ તરીકે ૧૯૩૩ થી ૧૯૩૭ સુધીમાં શ્રી. શરોફ મુંબઇના બારાંના ટ્રસ્ટી નીમાયા હતા. ૧૯૩૪ થી તેઓ હિંદી વ્યાપારી ઉદ્યોગની ચેમ્બરોના ફેડરેશનની કમીટીના સભ્ય છે. ૧૯૩૭ માં રાજીનામું આપ્યા પછી ૧૯૩૮ માં ફરી ચુંટાયા હતા. અનેક સરકારી કમીટીઓ અને કમીટીની સમક્ષ જુબાની આપી છે ૧૯૩૪ માં રીઝર્વ બેંક બીલ અંગે વડી ધારાસભાની સીલેકટ કમીટી સમક્ષ જુબાની આપવા માટે એક નિષ્ણાત તરીકે સરકારે આમંત્રણ આપ્યું હતું. ૧૯૩૩–૩૪ માં કરંસી લીગના મંત્રી તરીકે કામ બજાવ્યું હતું. શેર દલાલ તરીકે ઇંગ્લીશ અને અમેરીકન જામીનગીરીઓ દાખલ કરવા માટે તેઓ જવાબદાર છે. તાતા કંપનીઓ ઉપરાંત અનેક કંપનીમાં ડાયરેકટર છે. એ ઉપરાંત લીબરલ પ્રવૃત્તિમાં પણ આગેવાનીભર્યો ભાગ લે છે.

સરનામુ:—બોંબે હાઉસ, બ્રુસ સ્ટ્રીટ, કોટ, મુંબઇ ૧.

**સપ્રૂ, સર તેજબહાદુર,** કે. ટી. પી. સી. એમનો જન્મ ૧૮૭૫માં થયો હતો.



તેમણે યુકત પ્રાંતની ધારાસભાના સભ્ય બની પોતાનું જાહેર જીવન શરૂ કર્યું હતું. એક જાણીતા લીબરલ અગ્રેસર છે અને અલ્લાહબાદમાં મોટા ધારાશાસ્ત્રી અને બંધારણનામોટા ગણાય છે ૧૯૧૦ માં મળેલા ૨૫ માં કોંગ્રેસ અધિવેશનમાં એમણે મંત્રી તરીકે ફરજ બજાવી હતી. તે પછી વડી ધારાસભાના સભ્ય બન્યા હતા. અને ૧૯૨૦થી ૧૯૨૨ સુધી મધ્ય-વર્તી સરકારની કારોબારી સમિતિમાં લૉ મેમ્બર નીમાયા હતા. ગાંધીજીએ ૧૯૩૦–૩૧ માં સત્યાગ્રહની લડત શરૂ કરી હતી, એમાં સમાધાન કરાવવા માટે શ્રી. જયકર સાથે એમણે પ્રયાસો આદર્યાં હતા અને જેલ નિવાસી ગાંધીજી તેમજ પંડીત મોતીલાલ નહેરૂની મુલાકાત લીધી હતી આ મુલાકાત નિષ્ફળ ગઇ હતી. એમણે ત્રણે ગોળમેજી પરિષદોમાં ભાગ લીધો હતો. સર સપ્રૂ પ્રીવી કાઉન્સીલના સભ્ય હતા અને હેગની આંતરરાષ્ટ્રીય અદાલતના એક જજ હતા એક સમર્થ રાજદ્વારી પુરૂષ છે. યુધ્ધ અંગે હિંદના મુખ્ય રાજદ્વારી પક્ષો અને વડી સરકાર વચ્ચે પડેલી મડાગાંઠનો ઉકેલ આણવા મટે મુંબઇમાં માર્ચ ૧૯૪૧માં ભરવામાં આવેલી પરિષદના તેઓ મુખ્ય સુકાની હતા.

સરનામું:—અલ્લાહબાદ.

**કેલકર, શ્રી. નરસીંહ ચિંતામણ**—આ જાણીતા પત્રકારનો જન્મ ૧૮૭૯ માં થયો હતો. શ્રી કેલકર કૈલાસવાસી બાળગંગાધર તીલકના રાજદ્વારી શિષ્ય થાય. રાજકારણમાં પ્રવેશ કર્યા પછી ૧૯૨૦માં તેઓ મુંબઇ પ્રાંતિય પરિષદના પ્રમુખ ચુંટાયા હતા. ૧૯૨૩ અને ૧૯૨૬ માં હિંદની વડી ધારાસભાના સભ્ય



ચુંટાયાહતા. પુના શહેરના જાહેર જીવનમાં એમણે સારો ભાગ લીધો છે. પુના મ્યુનીસીપાલીટીના ૧૯૧૮ માં પ્રમુખ ચુંટાયા હતા અને પછી પાછા ૧૯૨૨ થી ૧૯૨૪ સુધી એ પદે આવ્યા હતા. ૧૯૧૯ માં ઇંગ્લાંડ ગયેલા હોમરૂલ ડેલીગેશનના સભ્ય હતા. પાછળથી સ્થપાયેલી "રીસ-પોન્સીવીસ્ટ" પક્ષના અગ્રગણ્ય સભ્ય હતા. હિંદુ મહાસભાના પ્રમુખપદે પણ આવ્યા હતા અને ગોળમેજી પરિષદમાં ડેલીગેટ તરીકે ગયા હતા. "કેસરી" પત્રના તંત્રીપદેથી ૧૯૪૦માં નિવૃત થયા હતા.

સરનામું:—પુના.

**બેરામજી હોરમસજી**—મી૦ બેરામજી આપણા દેશની એક આગેવાન દેશી વીમા કંપની ધી ઝેનીથ લાઇફ એશ્યુરન્સ કંપની લીમીટેડના જનરલ મેનેજર અને આપણા દેશની ૨૭૫ જેટલી ઇન્ડીઅન લાઇફ ઇન્સ્યુરન્સ કંપનીઓમાંથી આગેવાન ૫૦ જેટલી વીમા કંપનીઓનાં મેંબરશીપ ધરાવતી ધી ઇન્ડીઅન લાઇફ ઓફીસીઝ એસોસીએ-



શનના પ્રમુખ છે. મી૦ બેરામજી ૧૯૦૯ ની સાલથી વીમાના ધંધામાં છે ૧૯૧૧-૧૨ માં ઇન્સ્યુરન્સ એકટ પહેલીવાર ઘડાયો ત્યારે મી૦ બેરામજીએ હીંદી સરકાર ઉપર એ કાયદો કેવો હોવો જોઇએ તે બાબે એક મેમોરીઅલ મોકલ્યું હતું. હમણાં જે નવો ઇન્સ્યુરન્સ એકટ ઘડાયો છે તેમાં દેશી વીમા કંપનીઓ તરફનો કેસ સરકાર તથા હીંદી ધારાસભા સમક્ષ રજુ કરવામાં મી૦ બેરામજીએ પણ બીજા ઇન્સ્યુરન્સ એક્ષપર્ટો સાથે ઘણી કીંમતી સેવા આપી હતી.

સરનામું:—મહેતા હાઉસ, એપોલો સ્ટ્રીટ, મુંબઇ.

**હીદાયતુલ્લા, સર ગુલામ હુસેન**—૧૮૭૯ માં એમનો જન્મ થયો હતો. ડી. જે. સીંધ કોલેજમાં અને સરકારી લો૦ કોલેજમાં શિક્ષણ લીધા પછી તેઓ ધારાશાસ્ત્રીની પરિક્ષામાં ઉત્તીર્ણ થયા હતા. ત્યાર પછી ૧૯૧૨ માં મુંબઇની ધારાસભામાં દાખલ



થયા હતા અને ૧૯૨૦ સુધી એ સંસ્થાના બીનસરકારી સભ્ય તરીકે ચાલુ રહયા હતા. ૧૯૨૧ થી ૧૯૨૮ સુધી મુંબઇ સરકારના પ્રધાન બન્યા હતા અને ૧૯૨૮ થી ૧૯૩૪ સુધી મુંબઈ સરકારની કારોબારી કાઉન્સીલના સભ્ય હતા ગોળમેજી પરિષદના એક ડેલીગેટ હતા ઉપરાંત કાઉન્સીલ ઓફ સ્ટેટના સરકાર નિયુકત સભ્ય હતા. પછીથી હિંદની વડી ધારાસભામાં સભ્ય તરીકે ચુંટાયા હતા. સીંધનો જુદો પ્રાંત થયા પછી સીંધની સલાહકારી કાઉન્સીલના પ્રમુખ નીમાયા હતા અને પછીથી સીંધના વડા પ્રધાન બન્યા હતા. પાછળથી અલ્લાબક્ષ પ્રધાનમંડળ આવતા તેઓ પ્રધાનમંડળમાં કાયમ રહયા હતા. પણ એ પ્રધાનમંડળને રાજીનામું આપવાની ફરજ પડતાં મીર બંદેઅલીનું પ્રધાનમંડળ આવ્યું હતું. મીર બંદેઅલીના પ્રધાનમંડળને ૧૯૪૧ના માર્ચ માસમાં ઓફીસ છોડવાની ફરજ પડી હતી. તરતજ ફરી પાછુ અલ્લાબક્ષ પ્રધાનમંડળ આવ્યું હતું, તેમાં સર ગુલામ હુસેન કાયદા અને વ્યવસ્થાના પ્રધાન તરીકે આવ્યા હતા.

સરનામું:—કરાંચી.

**માવલંકર, શ્રી. ગણેશ વાસુદેવ,** બી. એ., એલએલ. બી., મુંબઇની એસેમ્બલીના સ્પીકર—એમનો જન્મ વડોદરા ખાતે ૧૮૮૮ માં થયો હતો. એમના વડવાઓ



મહારાષ્ટ્રમાંથી ૧૭૬૦ ના અરસામાં ગુજરાતમાં આવી પ્રથમ બોરસદ અને પછી અમદાવાદમાં વસેલા. અંગ્રેજી પાંચ ધોરણ સુધી કોંકણમાં અભ્યાસ કર્યા પછી અમદાવાદમાં ૧૯૦૮ માં તેઓ બી. એ. થયા હતા. ૧૯૧૧ માં તેમણે પહેલી એલએલ. બી. ની પરિક્ષા આપી યુનીવર્સીટીમાં પ્રથમ નંબરે પસાર કરી હતી. ૧૯૧૨ માં વકીલ થયા અને ૧૯૧૩ માં વકીલાત શરૂ કરી. પહેલેથીજ તેઓ રાષ્ટ્રવાદી હતા અને જ્યારે ૧૯૧૫ માં મહાત્મા ગાંધીએ અમદાવાદમાં સત્યાગ્રહ આશ્રમ સ્થાપ્યો ત્યારથી ગાંધીજીના સંપર્કમાં આવ્યા હતા. ૧૯૧૭ માં ખેડા જીલ્લામાં ગાંધીજીએ શરૂ કરેલી નાકરની લડતમાં શ્રી. માવલંકર જોડાયા હતા. ૧૯૧૬ માં ગુજરાત સભાના મંત્રી ચુંટાયા હતા. અને એ પદેથી એમણે અનેક પ્રસંગોએ રેલ અને દુષ્કાળ સંકટના કાર્યોમાં ભાગ લીધો હતો. અમદાવાદ મ્યુનીસીપાલીટીમાં ૧૯૧૯ માં સભ્ય ચુંટાયા હતા અને ૧૯૩૦ માં પ્રમુખ પણ થયા હતા. ૧૯૨૧ માં કોંગ્રેસની હાકલને માન આપી વકીલાતનો ધંધો છોડી દીધો હતો તે પાછો ૧૯૨૩ માં ચાલુ કર્યો હતો. ૧૯૩૩ માં એમને "ઇમર્જેન્શી પાવર્સ એકટ"ના આધારે રત્નાગીરી ખાતે નજરકેદ કરવામાં આવ્યા હતા. અમદાવાદમાં એક જાણીતા શહેરી તરીકે પ્રસિધ્ધ છે અને દક્ષીણી છતાં ગુજરાતી ભાષાનોજ ઉપયોગ કરે છે. ૧૯૩૭ માં મુંબઇની વડી ધારાસભાના સભ્ય ચુંટાયા હતા. કોંગ્રેસના વરીષ્ટ અધિકારીઓએ એમની એસેમ્બલીના સ્પીકર તરીકે પસંદગી કરી હતી, એ ઓધ્ધો એમણે ખરેખર દીપાવ્યો હતો. ગાંધીજીએ શરૂ કરેલી વાણી સ્વાતંત્ર્યની લડતમાં શ્રી. માવલંકર જેલ ગયા છે.

સરનામુ—ભદ્ર, અમદાવાદ.

**ખાનસાહીબ, ડો૦**—સરહદ પ્રાંતના માજી વડા કોંગ્રેસ પ્રધાન ખાન અબદુલ ગફારખાનના જ્યેષ્ટ બંધુ થાય. એમણે



ઇંગ્લાંડમાં પોતાનું વૈદ્યકીય શિક્ષણ પુર્ણ કર્યું હતું. ત્યાર પછી લશ્કરમાં એક "કમીશન્ડ" ઓફીસર તરીકે જોડાયા હતા. પાછળથી સરકારી નોકરી છોડી કોંગ્રેસમાં જોડાયા હતા અને પોતાના ભાઇ સાથે "લાલ ખમીસવાળા"ઓની પ્રવૃત્તિ ઉપાડી હતી. અસહકારની લડત દરમ્યાન એમને એમના ભાઇ સાથે નજર કેદ કરવામાં આવ્યા હતા. હિંદની વડી ધારાસભામાં વર્ષો થયા સભ્ય ચુંટાઇ આવ્યા છે.

સરનામું:—પેશાવર.

**કાપડિયા સાકરલાલ મગનલાલ (મધુકર,)** ગુજરાતના સુપ્રસિદ્ધ ન લ-કથાકાર અને પત્રકાર—જન્મ ૧૮૯૭ પારડી (જી. સુરત). અભ્યાસ: પારડી



એ. વી. સ્કુલમાં ત્રીજા ધોરણ સુધી—૧૩ વર્ષની ઉંમરે સાંજ વર્તમાનના પ્રુફરીડર, ૧૭ વર્ષના ઉંમરે "કમનસીબ લીલા"ની નવલકથા લખી—એસ્પ્લેનેડ હાઇસ્કુલના શિક્ષક તરીકે નોકરી કર્યા પછી ૧૯૧૯ માં "ભારત સેવા" સાપ્તાહિકના સહતંત્રી થયા—૧૯૨૦માં જામેજમશેદના તંત્રી વિભાગમાં જોડાયા જ્યાં હજી પણ છે.

સામાજીક નવલકથાઓ:—લોહીનો વેપાર, ધીખતો જવાળામુખી, અંધકાર પર પ્રકાશ.

ભાષાંતર—રવિન્દ્રનાથ ટાગોર કૃત ગોરા, મધુરાણી; તે ઉપરાંત જીંદગી જીતવાની જડીબુટ્ટી, સૌંદર્ય વિજય અથવા સત્તરમી સદીનું ઈંગ્લંડ, રાતની રાણી, બેગમ કે બલા?, કોના બૈરી? લંડન રાજરહસ્ય, મધુર મિલન, કાઉન્ટેસ, બુલબુલ, પ્રેમસમાધિ, રસમંદિર, આનંદઝરણાં, સ્વરાજ્યને પંથે, પેલે પાર, વિ. અનેક વાર્તાઓ, નાટકો, નિબંધો એમણે પ્રગટ કર્યાં છે.

૧૯૪૧માં સીરકો પ્રોડકશને "લોહીના વેપાર" પરથી "મધુસુદન" નામનું સવાક ચિત્રપટ તૈયાર કર્યું હતું.

સરનામું:—ઓલ્ડ જવાહર મેન્શન,
ફણસવાડી, ઠાકોરદ્વાર રોડ,
મુંબઇ ૨

**દેશાઈ, શ્રી. એમ. કે.**—એમનો જન્મ ૧૮૯૬ માં થયો હતો. ૧૯૧૮ માં મુંબઇ યુનીવરસીટીની બી. એ ની અને ૧૯૨૦માં



એલ એલ. બી. ની ડીગ્રીઓ મેળવી. વડોદરા હાઇકોર્ટના રીડર તરીકે કેટલોક સમય કામ કર્યું અને એ પછી સુરતમાં પ્રેકટીસ શરૂ કરી. ૧૯૨૫માં વીમાના ધંધામાં જોડાયા અને મુંબઇની એસીઅન એશ્યોરન્સ કંપનીના મેનેજરના પ્રથમ મદદનીશ બન્યા. ૧૯૨૮માં ન્યુ ઈન્ડીઆ એશ્યોરન્સ કંપનીમાં, હેડ ઓફીસ ખાતે, લાઇફ ડીપાર્ટમેન્ટમાં પ્રથમ મદદનીશ તરીકે એમની નીમણુંક થઇ અને ૧૯૩૭ માં લાઇફ સુપ્રીન્ટેન્ડન્ટ થયા.

**સેતલવડ, શ્રી. કેશવલાલ હીરલાલ,** જે. પી.–રા. કેશવલાલભાઇનો જન્મ અમદાવાદ ખાતે તા૦ ૨૫ મી મે ૧૮૭૬ ના દિને થયો હતો. તેમના પિતાશ્રી સદર



અમીન (મુનસફ) અને સબ જજ હતા અને લીંબડીના દીવાનનો હોદ્દો પણ તેમણે દીપાવ્યો હતો. ધંધા પુરતી કેળવણી લીધા પછી ૧૮૯૬ માં રા. કેશવલાલભાઇ વીમાના ધંધામાં પડયા હતા અને સ્વર્ગસ્થ શેઠ વરજદાસ સાથે ઇનસ્યુરન્સ બ્રોકર્સ તરીકે કામકાજ કરતા હતા. તે પછી કેનેડાની મેન્યુફેકચર્સ લાઇફ ઇનસ્યુરન્સ કંપનીની આખા હીંદની એજન્સી ૧૯૦૧ માં મી૦ એસ. ડી. ખોટે સાથે મળીને લીધી હતી અને ૧૯૦૩ માં મી૦ ખોટે ગુજરી ગયા પછી મેન્યુફેકચર્સના ચીફ એજન્ટોની પેઢીનું નામ મેસર્સ એમ. કાનજી અને કંપની રાખવામાં આવ્યું હતું, કે જેના રા. કેશવલાલભાઇ અને સ્વર્ગસ્થ શેઠ વરજદાસ ઉપરાંત સ્વર્ગસ્થ શેઠ મોતીલાલ કાનજી પણ ભાગીદાર હતા. તે ઉપરાંત તેમની પાસે ફાયર ઇનસ્યુરન્સની કેટલીક પરદેશી કંપનીઓની પણ એજન્સીઓ હતી, પરંતુ આ દેશમાંથી પરદેશી વીમા કંપનીઓ વીમાના પ્રીમીઅમના રૂપમાં મોટી રકમ લઇ જતી હોવાથી મેસર્સ એમ. કાનજી અને કંપનીએ ૧૯૧૯ ની સાલમાં આગ, મોટર અને બીજા સામાન્ય વીમાનું કામકાજ કરવા માટે યુનીવરસલ ફાયર એન્ડ જનરલ ઇનસ્યુરન્સ કંપનીની સ્થાપના કરી હતી. મેન્યુફેકચર્સ સાથ એ પેઢીને એવું કોન્ટ્રેકટ હતું કે તેણે મેન્યુફેકચર્સ શીવાય બીજા કોઇ માટે જીંદગીના વીમાનું કામ કરવું નહીં અને તેથી ૧૯૩૫ માં મેસર્સ એમ. કાનજી અને કંપનીએ મેન્યુફેકચર્સ એજન્સીનું રાજીનામું આપી દીધું અને ત્યારથી યુનીવરસલે જીંદગીના વીમાનું પણ કામ શરૂ કર્યું. મેન્યુફેકચર્સની ટોરોન્ટો ખાતેની હેડ ઓફીસનું નવું મકાન ૧૯૨૬ માં ખુલ્લું મુકાયું ત્યારે રા. કેશવલાલભાઇને ટોરોન્ટો બોલાવવામાં આવ્યા હતા. તે પછી ૧૯૨૯ માં એજન્ટસ કનવેનશનની ટોરોન્ટો ખાતે મળેલી બેઠકમાં હાજરી આપવા પણ રા. કેશવલાલભાઇ ગયા હતા. ૧૯૨૬ તથા ૧૯૨૯ માં રા. કેશવલાલભાઇએ યુરોપ અને અમેરીકાની સફર કરી હતી. ૧૯૩૫ માં તેઓ પાછા ટોરોન્ટો ગયા હતા. મેસર્સ એમ. કાનજી અને કંપનીમાં રા. કેશવલાલભાઇ ઉપરાંત મેસર્સ કંચનલાલ વરજદાસ અને હરજીવનદાસ (સ્વર્ગસ્થ શેઠ મોતીલાલ કાનજીના ભત્રીજા) પણ ભાગીદારો છે રા. કેશવલાલભાઇ જે. પી. અને ઓનરરી મેજીસ્ટ્રેટ પણ છે.

સરનામું: ઠાકુરદ્વાર, મુંબઇ

**આશર, શ્રી. હરિદાસ નરભેરામ**— રા૦ આશરનો જન્મ તા૦ ૨૬ મી ડીસેંબર ૧૯૦૭ના દિને થયો હતો અને હિંદની



એક આગેવાન દેશી વીમાકંપની ધી ભારત ઇનસ્યુરન્સ કંપનીની મુંબઇની શાખાના તેઓ મેનેજર છે તે અગાઉ રા. આશર ન્યુ ઇન્ડીઆ એશ્યુરન્સ કંપનીના ૭ વર્ષ સુધી કચ્છ અને કાઠી-આવાડના ચીફ એજન્ટસ હતા. અને સાત વર્ષ દરમ્યાન તેમણે ન્યુ ઇન્ડીઆ માટે લાખો રૂપીયાનું કામકાજ મેળવ્યું હતું. અને તેમની સેવાની કદરશનાશી તરીકે તેમને "ન્યુ ઇન્ડીઆ" તરફથી બે વખત સોનાના મેડલો અપાયા હતા. તે અગાઉ તેઓ ગ્રેશામના એજન્ટ હતા. અને ૧૯ વર્ષની ઉંમરથી તેમણે ગ્રેશામ સાથ સંબંધ શરૂ કરી પહેલાજ વર્ષમાં રૂ. ૪૦,૦૦૦નું કામ મેળવ્યું હતું કે જે માટે પણ તેમને તે કંપની તરફથી સોનાનો મેડલ મળ્યો હતો.

મી૦ આશર એક અચ્છા સ્કાઉટ છે. તેઓ અગાઉ રાજકોટમાં સ્કાઉટ કમીશ્નર હતા અને ૧૯૨૪માં ગાંધીજી રાજકોટની પોતાની મુલાકાત દરમ્યાન સ્કાઉટોનાં કામથી એટલા બધા ખુશ થઇ ગયા હતા કે તેમણે મી૦ આશરને પોતાનાજ હસ્તાક્ષરથી એક સરટી-ફીકેટ લખી આપ્યું હતું.

રા૦ આશરે મેટ્રીકની પરીક્ષા પસાર કર્યા પછી નેશનલ યુનીયન ઓફ ટીચર્સ, લંડન ચેમ્બર ઓફ કોમર્સ અને બીજી વેપારી પરીક્ષાઓ પસાર કરેલી છે પોતાની ભાટીઆ જ્ઞાતિ માટે રાજકોટમાં એક વાડી રા૦ આશરે રૂ ૧૦ હજારની કીંમતે બંધાવી આપી છે.

સરનામું: - ભારત ઇન્સ્યુરન્સ બીલ્ડીંગ,
એલફીનસ્ટન સરકલ, કોટ,
મુંબઇ.

**વૈદ્ય, ડા૦ એ. એચ.,** ડી. પી. એચ. વાય., ડી ઇ., એન. ડી. (અમેરીકા), સ્પેશીઆલીસ્ટ ઇન ઇલેક્ટ્રો થેરેપી એન્ડ એમ્બ્યુલન્ટ સરજરી—ડા૦ વૈધ્યનો જન્મ વડોદરામાં થયો હતો અને તેમણે વડો-દરામાંજ કેળવણી લીધી હતી. ડા૦ વૈધ્યના પિતા પણ એક તબીબ હતા. અને તેમના હાથ હેઠળ તેમણે તબીબી વિદ્યાનો અનુભવ લીધો હતો. વધુ તબીબી અભ્યાસ માટે તેઓ અમેરિકા ગયા હતા. અને અમેરીકાથી પાછા ફર્યા પછી તેમણે મુંબઇમાં ઓરીજીનલ ઇલેકટ્રીક હોસ્પીટલની સ્થાપના કરી હતી. ૧૯૨૧માં તેમણે એ હોસ્પીટલની સ્થાપના કરી ત્યારે એવા પ્રકારની એ પહેલીજ હોસ્પીટલ હતી. વ્હાડકાપ કે દવા વગર ફક્ત વીજળીથી બધાં દરદોની હોસ્પીટલમાં સારવાર કરવામાં આવે છે. પોતાની ઉંચી લાયકાત અને વિશાળ અનુભવને લીધે તેમણે અત્યાર સુધીમાં ૨૦ લાખ જેટલા દરદીઓને સાજા કર્યા છે. ડા૦ વૈધની ઓરીજીનલ-ઇલેકટ્રીક હોસ્પીટલે મુંબઇ તેમજ હિંદના બીજા ભાગોમાં પણ સારી ખ્યાતી મેળવી છે.

સરનામું:—૨૫૦-૨૫૨ કાલબાદેવી રોડ,
મુંબઇ.

**મહેતા, ખાનસાહેબ અરદેશર રતનજી**—એમ. બી. ઇ., કવેટા અને કરાંચીના રીટાયર્ડ મીલીટરી પેનશનર. એવણનો જન્મ અમદાવાદ ખાતે ૧૮૭૮ ના સાલના ફેબ્રુઆરી માસની ૮ મી તારીખે થયો હતો.



અમદાવાદની હાઇસ્કુલમાં કેળવણી લીધી હતી. ૧૯૦૪ ના સાલની તા ૫ મી મેના દીને એવણના લગન મુંબઇવાલા ઉકરજી સોરાબજી એનજીન્યરની બેટી શીરીનબાઇ સાથ થયાં હતાં. કેળવણી લીધા પછી એવણ ૧૮૯૭ ના સાલમાં લશકરી ડીપાર્ટમેન્ટમાં દાખલ થયા હતા, જયાં અમદાવાદ; મુંબઇ, કરાંચી, ઇંદોર, દેવલાલી, બંડાલા, મઉ, નસીરાબાદ, અજમેર, માઉન્ટ આબુ અને કવેટા એમ જુદા જુદા સ્ટેશનોએ સેવા બજાવી હતી. જયુબાલેન્ડ અને ઇ. પી. સી. મધે 'ફીલ્ડ સરવીસ' ઉપર એવણને મોકલવામાં આવ્યા હતા. સુલેહની ઉજવણીના સંબંધમાં એઓને ૧૯૧૯ ના સાલમાં ઇંગ્લાંડ મોકલવામાં આવ્યા હતા. મીલીટરી યુનીટ મધેથી એવી રીતે ઇંગ્લાંડ જનારા એવણ એકલાજ પારસી હતા. એજ સાલમાં (૧૯૧૯) એવણને ખાનસાહેબનો ખેતાબ બક્ષવામાં આવ્યો હતો. જે પછી ૧૯૨૮ ના જુન મહીનામાં એવણ ઉપર એ. બી. ઇ. ના ઉચ્ચ ખેતાબની નવાજેશ થઇ હતી. ૧૯૩૩ ના સપ્ટેમ્બર મહીનાથી એવણ સીંધ કમીશનરના 'દરબારી' છે. તા. ૯ મી ફેબ્રુઆરી, ૧૯૩૩ ને દીને એવણે ૫૫ વરસની વય પુરી કીધેલી હોવાથી કવેટા મધેથી એવણ રીટાયર્ડ થયા હતા.

ઠેકાણું—૨૪, પારસી કોલોની, કરાંચી.

**ખરે, ડૉ૦ નારાયણ ભાસ્કર**—કોંગ્રેસ સરકારના થોડા સમય સુધી વડા પ્રધાન બનેલા ડૉ૦ ખરેનો જન્મ ૧૮૮૪ માં થયો હતો. નાગપુરની સરકારી કોલેજમાં અભ્યાસ કર્યા પછી ૧૯૦૨ માં તેઓ "ગ્રેજયુએટ" થયા હતા. સરકારની શિષ્યવૃત્તિ મેળવ્યા પછી તેઓ લાહોર મેડીકલ કોલેજમાં જોડાયા હતા અને ૧૯૦૭ માં ડોકટર



બન્યા હતા અને યુનીવરસીટીમાં પહેલા આવ્યા હતા. તેઓ મધ્ય પ્રાંતની પ્રાંતિક મેડીકલ સરવીસમાં દાખલ થયા હતા. પાછળથી એમ. ડી.ની ડીગ્રી પ્રાપ્ત કરી સરકારી નોકરી છોડી દીધી હતી અને રાજકારણમાં પડયા હતા. ૧૯૩૫ માં તેઓ મધ્યવર્તિ સરકારની ધારાસભામાં ચુંટાયા હતા અને ૧૯૩૫ થી ૧૯૩૭ સુધી નાગપુર પ્રાંતિક કોંગ્રેસ કમીટીના પ્રમુખપદે રહ્યા હતા. અખીલ હિંદ મહાસભા સમિતિના સભ્ય હતા અને પ્રાંતિક સ્વરાજય આવ્યા પછી કોંગ્રેસ પ્રધાનમંડળમાં તેઓ વડા પ્રધાન નીમાયા હતા. પાછળથી એમને એ પદેથી રાજીનામું આપવું પડયું હતું.

સરનામું:—નાગપુર.

**ગોવિંદદાસ માણેકલાલ**—શેઠ ગોવિંદદાસનો જન્મ ૧૮૯૬ માં બોરસદ (ગુજરાત) ખાતે થયો હતો. અમદાવાદ અને વડોદરા ખાતે ૫૦ વર્ષોથી પારી. હરિવલ્લભદાસ મુળચંદની પેઢીવાળા શેઠ માણેકલાલ હરિલાલના તેઓ એક માત્ર પુત્ર થાય. વીશાલાડવણીક, ધી હરિવલ્લભદાસ મુળચંદ મીલ્સ તથા શ્રીનગર વીવીંગ એન્ડ મેન્યુફેકચરીંગ કંપનીના મેનેજીંગ એજન્ટસ, તથા બીજી સંખ્યાબંધ મીલ કંપનીઓના ડાયરેકટર; લક્ષ્મીવિજય હોઝીઅરી મીલ્સ તથા દ્વારકાદાસ મથુરાદાસની પેઢીના માલિક. તેઓ પુષ્ટિ માર્ગના અનુયાયી હોઇ શ્રી. નાથદ્વારાના કૃષ્ણ ભંડારની વ્યવસ્થા અને બીજી મીલકતોની દેખરેખ માટેની સમિતિના સભ્ય છે. તથા જાહેર તથા ખાનગી સખાવતોમાં પુષ્કળ નાણાં આપ્યાં છે. ના૦ ગાયકવાડ સરકારે દેવસ્થાન મંદિર સમિતિ પર એમની નીમણુંક કરી છે. તેઓ હાલમાં શ્રી. નાથજીની અમદાવાદ ખાતેની મીલ્કતના મેનેજીંગ ટ્રસ્ટી છે. એમની ખાનગી સખાવતો આશરે ત્રણ લાખ રૂપીઆ સુધી થવા જાય છે. આ ઉપરાંત એમણે ૫૦૦૦૦ રૂપીઆના ખર્ચે કોટામાં એક મોટી ધર્મશાળા પોતાના પિતાના નામથી બંધાવી છે અને દ્વિતીય પત્નિના પુણ્યાર્થે ડાકોરમાં એક મોટો કુવો બંધાવ્યો છે. નાથદ્વારામાં એક વાવડી બંધાવી છે, જમના નદી પર વૈષ્ણવઘાટ પર એક આરકું ઉભું કર્યું છે અને એમના કુળદેવતા કોટાનીના શ્રી મથુરેશજી માટે એક સુનેરી બંગલો તથા સુનેરી હીંડોળો રૂપીઆ ૫૫૦૦૦ ના ખર્ચે બંધાવ્યાં છે. બ્રાહ્મણ ભોજનમાં પણ એમણે હજારો રૂપીઆ ખરચ્યા છે.

**શાસ્ત્રી, ધી રાઇટ ઓનરેબલ શ્રીનીવાસ** પી. સી.—જ્ઞાતિએ બ્રાહ્મણ. એમનો જન્મ ઇ. સ. ૧૮૮૯ માં થયો હતો. ૧૯૦૭ માં સ્વ. ગોખલેએ સ્થાપેલી સર્વન્ટસ ઓફ ઇન્ડીઆ નામની સંસ્થામાં તેઓ દાખલ થયા હતા. ગોખલેજીના મૃત્યુ પછી એ સંસ્થાન-પ્રમુખ બન્યા હતા. ૧૯૧૩–૧૬ માં મદ્રાસ ધારા સભાના સભ્ય



હતા. ૧૯૧૬–૨૦ માં વડી ધારાસભાના સભ્ય હતા. ૧૯૧૮ માં મરહુમ મોન્ટેગ્યુ સાહેબ હિંદના પ્રવાસે આવ્યા હતા ત્યારે ના૦ શાસ્ત્રી એમની સાથે ગાઢ સંબંધમાં હતા. ૧૯૨૧ માં ઇમ્પીરીઅલ કોન્ફરન્સમાં તેમજ લીગ ઓફ નેશન્સમાં તથા વોશીંગ્ટન કોન્ફરન્સમાં હિંદના પ્રતિનિધિ તરીકે શ્રી. શાસ્ત્રી બીરાજ્યા હતા. એજ સાલમાં એમને પ્રીવી કાઉન્સીલના સભ્ય નીમવામાં આવ્યા હતા અને ફ્રીડમ ઓફ લંડન સીટીનું મોટું માન એમણે મેળવ્યું હતું. હિંદ સરકારના પ્રતિનિધિ તરીકે ૧૯૨૨ માં એઓ બ્રીટીશ સંસ્થાનોના પ્રવાસે ગયા હતા. ૧૯૨૧ થી ૨૪ સુધી કાઉન્સીલ ઓફ સ્ટેટના સભ્ય હતા. હિંદ સરકારના દક્ષિણ આફ્રીકામાં એજન્ટ જનરલના ઓધ્ધાપર ૧૯૨૭–૨૯ સુધી હતા. ગોળમેજી પરિષદના સભ્ય હતા વ્હીટલી કમીશનના સભ્ય હતા. આંધ્ર યુનીવરસીટીના વાઇસ ચાન્સેલર હતા. અત્યારે નિવૃત છે.

**નોબલ, મી૦ એમ. એ. જે.**— મી૦ નોબલ મુંબઇની વેપારી આલમમાં જાણીતા છે અને ઈંગ્લંડ, ફ્રાન્સ તથા અમેરીકાની કેટલીક સારી કંપનીઓ સાથ સંબંધ બાંધી એ દેશોની સારી



દવાઓ આ દેશોમાં દાખલ કરવામાં તેમણે સારો ફાળો આપ્યો છે. મી૦ નોબલ એક મોટા મીલકતદાર અને કેટલીક કંપનીઓના ડીરેકટર પણ છે. પોતાના વ્યાપાર ધંધાને અંગે તેમણે યુરોપ અને અમેરીકાના દેશોની અનેક વખત મુલાકાત લીધી હતી. બ્રીટીશ બરમા પેટ્રોલીઅમ કું લી.ના તેઓ ડીરેકટર છે. જગતવિખ્યાત દવા બનાવનારી પેઢી પાર્ક, ડેવીસ અને કંપનીએ આ દેશમાં શરૂઆત કરી તે તેમને આભારી છે. અને તેવું ખુદ અમેરીકન એલ્ચીએ પણ કબુલ્યું છે. આ દેશમાં એ પેઢીની દવાઓ દાખલ કરી તેનો ધંધો જમાવી આપવામાં તેમણે મોટો ફાળો આપ્યો છે ઇંગ્લંડની એંગ્લો અમેરીકન ફારમાસ્યુટીકલ કું. લી. ની ત્યાંની બોર્ડના મી૦ નોબલ એક ડીરેકટર છે. અને હિંદ બરમા, અને સીલોનના પ્રતિનિધિ છે. ન્યુયોર્કની કરેંસ બૅન્ક ઓવેન કંપનીના તેઓ પુર્વના દેશો મધ્યેના વર્ષોથી પ્રતિનિધિ છે અને તેની પ્રખ્યાત "ગ્લાઈકો થાયમોલીન" નામની જગપ્રસિદ્ધ નામની દવા તેઓ હિંદમાં બનાવે છે. એક પરદેશી કારખાનાવાળાની આવી અગત્યની દવા બનાવનાર તેઓ પહેલાજ હિંદી છે. ઓપેન હાબરસન અને કંપનીના પણ મી૦ નોબલ વર્ષો સુધી પ્રતિનિધિ અને શેરહોલ્ડર હતા, અને એ કંપની સેનીટાસ ટ્રસ્ટને વેચાવાથી એમણે પોતાના શેરો વેચી એ કંપની સાથનો સંબંધ છુટો કર્યો હતો. અમેરીકાના બે પ્રેસીડેન્ટોએ તેમને અંગત મુલાકાતનું માન આપ્યું હતું. વોશીંગટન ખાતે ૧૯૩૮ માં મળેલી ચેમ્બર્સ ઑફ કોમર્સની કૉનફરન્સ કે જેમાં આખી દુન્યામાંથી લગભગ બે હજાર પ્રતિનિધિઓ હાજરી આપે છે. તેમાં મહેમાન તરીકે તેના પ્રેસીડેન્ટ તરફથી મી૦ નોબલને નોતરવામાં આવ્યા હતા. ના૦ શહેનશાહની લેવીમાં વખતો વખત હાજરી આપવાનું તેમને માન મળ્યું હતું. અને હાલના ના૦ શહેનશાહના કોરોનેશન વખતે ના૦ શહેનશાહે આપેલી ગાર્ડન પારટીમાં મી૦ નોબલે પોતાના જરથોસ્તી નેશનલ પોષાકમાં હાજરી આપી હતી. અને નામદાર શહેનશાહનું તે તરફ ધ્યાન ખેંચાયાથી ના૦ શહેનશાહે તેમની પાસે આવી તેમની સાથે અંગત વાતચીત કરવાનું માન આપ્યું હતું. મુંબઈની હિંદી વેપારી ચેંબરના તેઓ એક જુના અને આગેવાન સભ્ય છે અને વ્યાપારી સવાલોમાં તેઓ ભારે ઉલટ લે છે. ઘણી ખરી જોઇન્ટ સ્ટોક કંપનીઓના તેઓ એક

શેરહોલ્ડર છે અને તેની વારસીક સભાઓમાં હાજરી આપી તેઓ શેરહોલ્ડરોની સારી સેવા બજાવે છે. નાણાં પ્રકરણી અને આર્થિક સવાલોમાં તેઓ એક સ-તાસમાન ગણાય છે કારણ કે એ સવાલોમાં તેમને વર્ષોનો ઉંડો અનુભવ અને જ્ઞાન છે.

મી૦ નોબલ એક રાજ્યદ્વારી નથી તે છતાં તેઓ ઘણા આગળ પડતા અને સ્વતંત્ર વિચારના છે અને તેવા વિચારો તેઓ કોઇની પણ પરવા કર્યા વગર અને બીજાઓની ખફગીની દરકાર કર્યા વગર સ્વતંત્રપણે જાહેર કરે છે. હાલના મહાન યુધ્ધ પછી ના૦ ગવરનરે ટાઉનહોલમાં મુંબઇ ઇલાકાના આગેવાન પ્રતિનિધિઓની જે સભા બોલાવી હતી તેમાં જે થોડા આગેવાનોએ પોતાના વિચારો જાહેર કર્યા હતા, તેમાં શ્રી. નોબલ પણ એક હતા અને એમણે કહયું હતું કે આ સમય એવો છે કે હિંદ દુશ્મનો તરફના ભારે ભયમાં છે. અને તે વેળાએ હિંદી સરકારે શું કરવું હતું અને શું કરવુ જોઇએ તેથી તેમજ બ્રીટીશ સરકારે હિંદ માટે શું કરવું હતું અને કરવું જોઇએ તેની ચર્ચા કર્યા વગર એકત્ર થઇ હિંદીવાનોએ સરકારને લડાઇમાં દુશ્મનોની સ્હામે મદદ આપવી કે જેથી (દેશો) પચાવી પાડનાર દુશ્મનને શિકસ્ત આપી શકાય એવાં દરેક પગલાં તન, મન, ધનથી લેવાં અને તે સરકારને અર્પણ કરવાં. તેમ કરવાથી હિંદીઓ પોતાનું તથા દેશનું ભલું કરી શકશે અને દેશને મોટી આફતમાંથી બચાવશે.

હાલમાંજ મી૦ નોબલે પારસી બજાર અને ધોધાસ્ટ્રીટના જંકશન ઉપર એક આલીશાન મકાન બંધાવ્યું છે કે જેમાં કેટલીક મોટી વેપારી પેઢીઓ અને કંપનીઓની ઓફીસો છે.

સરનામું—નોબલ ચેંબર્સ, પારસી બજાર સ્ટ્રીટ, કોટ, મુંબઈ.

**કંચનલાલ વરજદાસ**—રા. કંચનલાલ ભાઇનો જન્મ સુરત મુકામે તા૦ ૨૯ મી જુલાઇ ૧૮૯૩ ના દિને થયો હતો. તેમના



પિતાએ વીમાના ક્ષેત્રમાં સારી ખ્યાતિ પ્રાપ્ત કરી હતી અને મેસર્સ એમ. કાનજી અને કંપનીના તેઓ શરૂઆતથી ભાગીદાર હતા. શેઠ વરજદાસના મરણ પછી રા કંચનલાલભાઇ એ પેઢીના ભાગીદાર છે. એ પેઢી પાસે યુનીવરસલ વીમા કંપનીની મેનેજીંગ એજન્સી છે અને પોતાના પિતાના હાથ હેઠળ વીમાની તાલીમ મેળવી રા. કંચનલાલભાઇ પણ સારી સેવા બજાવી રહ્યા છે. રા. કંચનલાલભાઇના પિતાશ્રીએ ઇન્ડસ્ટ્રીયલ એન્ડ પ્રુડેનશીયલ એશ્યુરન્સ કંપની અને વલ્કન ઇનસ્યુરન્સ કંપનીની સ્થાપનામાં સારો ફાળો આપ્યો હતો. તેમના એક ભાઇ સ્વર્ગસ્થ શ્રી મનહરલાલ ગ્રેટ ઇસ્ટર્ન એશ્યુરન્સ કંપનીના મેનેજર હતા. તેમના બીજા ભાઇ ડા૦ ગમનલાલ હતા અને તેઓ પણ મરણ પામ્યા છે.

**ચોકસી, શ્રી. હરિપ્રસાદ મંછુભાઇ—** શ્રી. ચોકસીનો જન્મ સુરતમાં તા૦ ૩૧-૧૦-૧૮૯૬ ના રોજે થયો હતો.



તેમના પિતાશ્રી શ્રી. મંછુભાઇ નરસિંહદાસ ચોકસી એક રીટાયર્ડ ફર્સ્ટ કલાસ સબજજ અને સ્મોલકોઝ કોર્ટના જજ છે શ્રી. ચોકસી ૧૯૨૦માં બી. એ. (ઓનર્સ)ની પરિક્ષામાં પસાર થયા પછી ૧૯૨૨ માં એલ. એલ. બી. થયા. અને ૧૯૨૩ થી ૧૯૨૬ સુધી સુરતની ડીસ્ટ્રીકટ કોર્ટમાં પ્રેકટીસ કરી હતી ૧૯૨૭ માં તેઓ મુંબઇ આવ્યા હતા. અને મુંબઇ હાઇકોર્ટની અપેલેટ સાઇડના એક એડવોકેટ તરીકે પ્રેકટીસ શરૂ કરી હતી કે જે ધંધો હજુ તેઓ કરે છે. સુરતની લો કાલેજના તેઓ થોડા સમય પ્રોફેસર પણ હતા. તેઓ જ્ઞાતિએ દશાપોરવાડ વાણીઆ છે. અને સ્વામીનારાયણ ધર્મ પાળે છે. સ્વામીનારાયણ સંપ્રદાયના આગેવાનોમાં શ્રી. ચોકસીનું તથા તેમના પિતાશ્રીનું સ્થાન છે અને એ સંપ્રદાયમાં તેમની સખાવતો પણ સારી છે. શ્રી. ચોકસી પેસેન્જર્સ એન્ડ ટ્રાફીક રીલીફ એસોસીએશનની મેનેજીંગ કમીટીના એક સભ્ય છે. ગુજરાતમાંથી હાઇકોર્ટમાં આવતી કેટલીક મોટી અપીલોમાં શ્રી. ચોકસી છેલ્લાં થોડાંક વર્ષોથી એક યા બીજી પારટી તરફથી રજુ થયલા જોવામાં આવે છે.

સરનામું:—પ્રભુ નિવાસ, ગીરગામ બેક રોડ, મુંબઇ

**નરસીદાસ જેકીસનદાસ ગંગાદાસ—** રા૦ નરસીદાસ ભાઇનો જન્મ મુંબઇમાં થયો હતો. તેમના દાદા સ્વર્ગસ્થ શેઠ ગંગાદાસ વ્રજભુખણદાસ રૂના મોટા વેપારી હતા અને રા૦ નરસીંદાસભાઇ પણ હાલમાં રૂનોજ ધંધો કરે છે ૧૯૧૮ માં તેમણે અમદાવાદમાં એક મીલ લીધી હતી અને પંદર વર્ષ સુધી તે સારી રીતે ચલાવી હતી પણ ૧૯૩૩ માં તે મીલ વેચી નાંખી હતી કારણ કે જાપાનીસ માલની મોટી આયાતને લીધે કાપડના બજારમાં ભારે મંદી આવી હતી. મીલના કામકાજના સારા અનુભવને પરિણામે રૂના વેચાણમાં, સલાહકારક તરીકે મીલોને ઘણા ઉપયોગી થઇ પડે છે અને જીનીંગ ફેકટરી ઓનર્સને સારી સલાહ આપી મીલોને ઓછી ઘટનુ તથા સારૂ રૂ મળે તેમ ગોઠવણ કરવામાં સફળતા મેળવી છે. તેમણે ઉંચ કેળવણી લીધી છે. તેઓ બે વર્ષ સુધી મીલમાલેકો તરફથી સ્મોક ન્યુસન્સ કમીટીના સભાસદ હતા

સરનામું:—વસંત વિહાર, શાહીબાગ અમદાવાદ

**ભરૂચા, મી૦ માણેકજી રતનજી (ગાડીવાલા)**—મી૦ માણેકજી ભરૂચાનો જન્મ મુંબઇમાં સોમવાર તા૦ ૧૪ મી નવેંબર ૧૮૮૧ ના રોજે થયો હતો.



તેમના પિતાશ્રી ભરૂચના અને માયજી બચુમાય નવસારીનાં હતાં. મરહુમ મી૦ રતનજી ગરીબ હાલતના હતા અને તેથી તેઓ નોકરી ધંધાની શોધમાં મુંબઇ આવ્યા હતા. તે જમાનામાં મોટરો હતી નહીં એટલે થોડોક વખત નોકરી ધંધો કર્યા પછી ગાડી બનાવવાનો ધંધો શરૂ કર્યો અને તે પછી ગાડી બનાવવાનું એક કારખાનું પણ ખોલ્યું. આથી તેઓની અટક ગાડીવાળા પડી ગઇ. મી૦ માણેકજી ૧૨ વર્ષના હતા ત્યારે તેમના પિતા અને ૧૪ વર્ષના હતા ત્યારે તેમના માયજી મરણ પામ્યા હતા એઓ મેટ્રીક પાસ થયા પછી કેટલીક વેપારી પરિક્ષાઓ પસાર કરી ૧૯૦૪ માં મ્યુનીસીપલ નોકરીમાં જોડાયા. સ્ટેન્ડીંગ કમીટી અને કોરપોરેશનની ઓફીસના એક જુનીઅર કલાર્ક તરીકે સંતોષકારક કામ કર્યા પછી ૧૯૩૧ માં તેઓ ચીફ કલાર્ક અને રેકર્ડ કીપર થયા હતા અને કોરપોરેશન તથા સ્ટેન્ડીંગ કમીટીના મેમ્બરોને તેઓ ઘણા ઉપયોગી થઈ પડતા હતા. ૨૭ વર્ષની નોકરી કરી ૧૯૩૧ માં તેઓ ઉંમર પુરી થતાં પહેલાં રીટાયર થયા હતા અને તેમની ઉંચી સેવાઓ બદલ તેમને અનેક સરટીફીકેટો મળેલાં છે.

મી૦ માણેકજી ભરૂચાને નાનપણથીજ ક્રીકેટનો શોખ છે અને તેઓ ક્રીકેટને લગતી ઘણી સંસ્થાઓ સાથ સંબંધ ધરાવે છે, અને સારા પારસી ખેલાડીઓને ફર્સ્ટ કલાસ મેચોમાં સ્થાન મળે તે માટે તેમણે વખતોવખત લડત પણ ચલાવી હતી.

મી૦ માણેકજી ઘણી જોઇન્ટ સ્ટોક કંપનીઓના શેરહોલ્ડર છે અને તે કંપનીઓની સભાઓમાં નીયમીત હાજરી આપી શેરહોલ્ડરો તરફથી રચનાત્મક લડત ચલાવે છે. બોંમ્બે શેરહોલ્ડર્સ એસોસીએશનના તેઓ આગેવાન મેમ્બર છે અને તેની મેનેજીંગ કમીટીમાં પણ છે. પીસસેલીબ્રેશન કમીટીએ તેમને ૧૯૧૯ માં મેડલ અપાવ્યો હતો.

મી૦ માણેકજી એક સ્વતંત્ર વિચારના અને સારાં કાર્યોમાં ઉલટથી ભાગ લેનારા એક ગૃહસ્થ છે અને તેથી તેઓ સારૂં જેવું મિત્રમંડળ ધરાવે છે.

સરનામું:—પાલખીવાલા હાઉસ, ૨૯૬<br>ફ્રીઅર રોડ, કોટ,<br>મુંબઇ.

**આહમદ એમ. એમ. ઝહુરૂદીન**— એમ. એ.. એલએલ. બી., જુનાગઢ બહાઉદ્દીન કોલેજના પ્રીન્સીપાલ અને જુનાગઢ રાજ્યના ડીરેકટર ઓફ ઇન્ફરમેશન,–જન્મ બાસી પથાનનસીર હિંદ (પતીયાલા સ્ટેટ) કેળવણી પતીયાલાની મોડેલ હાઇસ્કુલ અને એમ. એ. ઓ. કોલેજ, અલીગઢ, એમ. એ. (મુસ્લીમ યુનીવર્સીટી, અલીગઢ) ડીગ્રી લીધી ૧૯૨૩, અને એલ. એલ. બી. (અલ્હાબાદ યુનિવર્સીટી) ૧૯૨૩ માં પસાર કરી. મુસ્લીમ યુનીવર્સીટીમાંથી એમ. એ. માં સૌથી પ્રથમ આવ્યા. અને અભ્યાસ દરમીયાન અલીગઢ યુનીવર્સીટીમાં લેકચરર તરીકે કામ કર્યું, ઇસ્વી. ૧૯૨૩ માં તત્વજ્ઞાન (ફીલોસોફી)ના અલીગઢ યુનીવર્સીટીના લેકચરર નિમાયા. પછી બેંગોલ એજ્યુકેશન સરવીસમાં દાખલ થઇ કલકત્તાની ઇસ્લામીયા કોલેજના ફીલોસોફીના લેકચરર નીમાયા. ઇસ્વી. ૧૯૩૦ માં મુંબઇ એજ્યુકેશન સરવીસમાં દાખલ થઈ અંધેરીની ઇસ્લામીયા કોલેજમાં ફીલોસોફીના લેકચરર નીમાયા ઉપરાંત ઇંગ્લીશ ના પણ લેકચરર નીમાયા. ઇસ્વી. ૧૯૩૫ માં જુનાગઢની બહાઉદ્દીન કોલેજના પ્રીન્સીપાલ નીમાયા. અને તે ઉપરાંત ૧૯૩૯ થી તેઓ જુનાગઢ રાજ્યના પ્રકાશન ખાતાના અધિકારી (ડીરેકટર ઓફ ઇન્ફરમેશન) નીમાયા. તે ઉપરાંત આર્કીયોલોજીકલ ડીપાર્ટમેન્ટ અને સ્ટેટ મ્યુઝીયમનો ચાર્જ પણ તેમને સોંપાયો. આરકીયોલોજીકલ (વાર્ષીક)ના તંત્રી તરીકે પણ તેઓ કામ કરે છે. તે સિવાય જુનાગઢ સ્ટેટ જીમખાનાની મેનેજીંગ કમીટીના તેઓ ચેરમેન છે. જુનાગઢ રાજ્યની સેકન્ડરી એજ્યુકેશન બોર્ડના પ્રથમ મેંબર અને મુંબઇ યુનીવર્સીટી સેનેટના સભ્ય. મુંબઇ યુનીવર્સીટીના ફીલોસોફી, પરશીયન, અને એરેબીક બોર્ડસ ઓફ સ્ટડીના મેમ્બર. ગરીબ વિદ્યાર્થીઓના હિતમાં ભાગ લઇ કલકત્તાની ઇસ્લામીયા કોલેજના વિદ્યાર્થીઓ વાર્ષિક છ હજાર રૂપીયાનું તથા અંધેરીની ઇસ્માઇલ કોલેજ માટે વાર્ષિક વીસ હજારનું તથા બહાઉદ્દીન કોલેજના મુસ્લીમ અને હિંદુ વિદ્યાર્થીઓ માટે વાર્ષિક અગીયાર હજાર રૂપીયાનું શિષ્યવૃતિ (સ્કોલર શીપ) ફંડ ઉભું કર્યું.

પ્રકાશનો:—(૧) મીગ્ટીક ટેન્ડેન્સી ઓફ ઇસ્લામ (ઇસ્લામની ગયબી ખુબીઓ), (૨) ડેવેલપમેન્ટ ઓફ પર્સનેલીટી (મનુષ્યનો વિકાસ), (૩) એજ્યુકેશન ઓફ સાઇકોલોજી (ઉર્દુ) કેલવણીનું માનસીક જ્ઞાન, (૪) એ ટેકસ્ટ બુક ઓફ લોજીક, [તત્વજ્ઞાનનું પાઠય પુસ્તક], (૫) ફન્ડામેન્ટલ બેઝીઝ ઓફ સાયન્સ ઓફ રીલીજીયન (ધર્મશાસ્ત્રનાં મુળ તત્વોનો પાયો), (૬) પ્રેઝન્ટ ડે પ્રોબલેમ ઓફ ઇન્ડીયન એજ્યુકેશન, (આજની હિંદી કેળવણીના પ્રશ્નો), (૭) એ પીપ ઇન્ટું અનકોન્શીયસ ઓફ ફીલોસોફી ઓફ ડરીમ્સ (આધ્યાત્મિક તંદ્રાવસ્થા અથવા સ્વપ્નના તત્વજ્ઞાન તરફ ડોકીયું), (૮) એન એકઝામીનેશન ઓફ વર્ધા સ્કીમ ઓફ એજ્યુકેશન (વર્ધા કેળવણી યોજનાનું નિરિક્ષણ).

સરનામું:—બહાઉદ્દીન કોલેજ,
જુનાગઢ.

**બરોડાવાળા**, શ્રી. સાલેભાઇ કરીમજી— આ જાણીતા ધંધાદારીનો જન્મ ૧૮૮૪માં થયો હતો. તેઓ બાલકીષણ એન્ડ કરીમજીની કંટ્રાકટરોની પેઢીના ભાગીદાર છે. આ પેઢીએ બોરીબંદર સ્ટેશન, મ્યુ૦ ઓફી-

સોના મકાનો, વસઇ અને નર્મદાના પુલો, નીઝામની બેઝવાડા રેલ્વે, અને વડોદરાના સરકારી મકાનો, કાંસરબાગ મહેલ, અને જેલ વિગેરેના બાંધકામ કર્યાં છે. શ્રી. સાલેભાઇ ૧૯૨૬ માં મુંબઇના શેરીફ હતા. ૧૯૨૧ માં ઈમ્પીરીઅલ લેજીસ્લેટીવ એસેમ્બલીના સભ્ય ચુંટાયા હતા. એ પહેલા ૧૯૧૭ માં મુંબઇની ધારાસભાના સભ્ય બન્યા હતા. ૧૯૦૭ માં એમને સરકારે જે. પી. અને ઓનરરી મેજીસ્ટ્રેટ બનાવ્યા હતા. ગયા મહાયુધ્ધ દરમ્યાન બજાવેલી સેવા માટે સરકારે એમના નામનો બે વાર ઉલ્લેખ કર્યો હતો અને એમને પ્રમાણપત્ર ને ચંદ્રક એનાયત કર્યા હતા. ૩૨ વર્ષ સુધી મ્યુનીસીપાલીટીમાં સભ્ય રહી એમણે શહેરની સેવા બજાવી છે. જુદી જુદી મ્યુ૦ સમિતિઓમાં પણ એમણે અગ્રગણ્ય ભાગ લીધો હતો. ૧૯૧૭ માં માલેગામ ખાતે મળેલી અખીલ હિંદ મુસ્લીમ કેળવણી પરિષદના પ્રમુખ ચુંટાયા હતા. એ પછી એ પરિષદની ૧૯૧૭—૧૮ માં સુરતમાં મળેલી બેઠકના ચેરમેન હતા. ૧૯૧૯ અને ૧૯૩૭ માં બેંબે બોર્ડ ઓફ ફીલ્મ સેન્સરના સભ્ય હતા. ૧૯૨૬ અને ૧૯૪૦ માં અખીલ હિંદ મુસ્લીમ ફેડરેશનના ઉપ-પ્રમુખ અને ૧૯૨૬ માં લખનઉ ખાતે મળલી અખિલ હિંદ હેજાજ પરિષદના પ્રમુખ ચુંટાયા હતા. ગત મહાયુધ્ધમાં લોન કમીટીના પ્રમુખ તરીકે સરકારની સારી સેવા બજાવી હતી. અને કોમ પાસે ૩૦ લાખ ભરાવ્યા હતા. શ્રી. બરોડાવાળા ક્રીકેટ, ટેનીસ, વિગેરેના શોખીન છે અને તરવાની હરિફાઇમાં ચેમ્પીઅનશીપ મેળવી ઇનામો જીત્યા છે.

સરનામું:—અલ્ટામોંટ રોડ, ખંબાલા-હીલ, મુંબઇ.

**બેનરજી**, સર આલ્બીઅન રાજકુમાર, નાઇટ (૧૯૨૫), આઇ. સી. એસ., સી. એસ. આઇ., સી. આઇ. ઇ.,—એમનો જન્મ ૧૮૭૧ માં બ્રીસ્ટલ ખાતે થયો હતો. એમણે સર કીષ્ણુ ગુપ્તાના પુત્રી સાથે લગ્ન કર્યાં છે. કલકત્તા યુનીવરસીટી અને ઓક્ષફર્ડની બાલીઓલ કોલેજમાં એમણે અભ્યાસ કર્યો હતો. તેઓ ૧૮૯૨ માં એમ એ. થયા હતા અને ૧૮૯૫ માં આઇ. સી. એસ. થઇ મદ્રાસ પ્રાંતમાં જીલ્લા અમલદાર તરીકે નીમાયા હતા. એ પછી ૧૯૦૭ થી ૧૯૧૪ સુધી કોચીન રાજ્યના દીવાન બન્યા હતા. ૧૯૧૫ માં ફરી હીંદી સરકારની સેવામાં આવ્યા હતા અને કુડાપાના કલેકટર અને જીલ્લા મેજીસ્ટ્રેટના ઓધ્ધા પર નીમાયા હતા. એ પછી માઇસોર રાજ્યની કારોબારી કાઉન્સીલમાં સભ્ય તરીકે નીમવા માટે એમની સેવા અર્પણ કરવામાં આવી હતી. ૧૯૧૯ માં માઇસોરના કામચલાઉ દીવાન નીમાયા હતા અને પછી સનંદી નોકરીમાંથી નીવૃત થઇ ૧૯૨૨ થી ૧૯૨૬ સુધી માઇસોરના દીવાન નીમાયા હતા. ૧૯૨૭ માં કાશ્મીર રાજ્યની સેવામાં દાખલ થયા હતા અને ૧૯૨૯ સુધી પરદેશમંત્રી રહયા હતા. ૧૯૨૩ માં મહારાજાએ ખુલ્લા દરબારમાં તેમને "રાજમંત્ર ધુરીણ"નો ખેતાબ નવાજેશ કર્યો હતો. એમણે "હિંદની આંટીઘુટી", "હિંદી માર્ગદર્શક" અને "જીવનની તાલબધ્ધતા" વિગેરે પુસ્તકો પ્રગટ કર્યાં છે.

સરનામું:—C/o કાઉટસ એન્ડ કંપની, ૪૪૦, સ્ટ્રાન્ડ, લંડન, ડબલ્યુ. સી. ૨.

**માણેકજી રૂસ્તમજી કાંપડીઆ—શ્રી.** માણેકજી શેઠનો જન્મ મુંબઈમાં ૧૮૮૩ની સાલમાં થયો હતો. ધંધા પુરતી



માધ્યમીક કેળવણી લીધા પછી તેઓ ૧૮ વર્ષની ઉંમરે પોતાના પિતાના કાપડના ધંધામાં પડયા હતા. મેસર્સ દામોદર વાલજીની કંપની કે જે ઇ. સ ૧૮૧૮ માંસ્થપાઇ હતી તેના રા૦ માણેકજી શેઠ એક ભાગીદાર હતા. ભાટીઆ અને પારસી વ્યાપારીઓ વચ્ચેની ભાગીદારીથી આ પેઢી ચલાવવામાં આવતી હતી અને બન્ને પક્ષોની ચાર પેઢીને એ કંપની સાથ સંબંધ હતો. આટલી જુની ભાગીદારીવાળી ઘણી ઓછી દેશી પેઢીઓ હસ્તી ધરાવે છે અને તેમાં પણ પારસી અને ભાટીઆ ફેમીલીઓ વચ્ચેની આવી ભાગીદારીનો આ એક અનુપમ દાખલો છે. એ પેઢી કાપડનો ઘણોજ મોટા પાયા ઉપર ધંધો કરતી હતી અને તેની ખીલવણીમાં રા૦ માણેકજી શેઠના ફેમીલીનો મોટો હીસ્સો હતો. રા૦ માણેકજી શેઠના પિતા ૧૯૧૦ માં ૭૨ વર્ષની વયે ગુજરી ગયા ત્યાં સુધીમાં એક પણ વર્ષ એવું પસાર થયું નહીં હતું કે જેમાં એ કંપનીએ ખોટ કરી હોય. રા૦ માણેકજી શેઠના પિતા રા૦ રૂસ્તમજી શેઠ બધી કોમોમાં માન ધરાવતા હતા. અને કેળવણી, દુકાળ, રેલ વગેરે સામાજીક કામોમાં સારી મદદ કરી હતી. રા૦ રૂસ્તમજી શેઠની સાથે ધંધામાં તેમના ભાઇ નવરોજી પણ હતા અને રા૦ નવરોજીએ નવસારીમાં રૂ. ૧ લાખના ખર્ચે લગ્નની વાડી અને સેનેટોરીઅમ બંધાવ્યાં હતાં. રા૦ રૂસ્તમજી તથા નવરોજીના ભાગીદાર સ્વર્ગસ્થ શેઠ ગોકળદાસ પોતા પાછળ એક વર્ષના પુત્ર (ગોરધનદાસ)ને મુકી મરણ પામ્યા તે પછી રૂસ્તમજી અને નવરોજીએ રા૦ ગોરધનદાસભાઇને પોતાના બાળકની માફક ઉછેર્યાં હતા. સ્વર્ગસ્થ શેઠ ગોકળદાસ એવું લખી ગયા હતા કે તેમનાં મરણ પછી તેમનાં કુટુંબનો મેસર્સ, દામોદર વાલજીની કંપની સાથનો સંબંધ છુટો કરવો અને મીલ્કતનો વહીવટ કરવા માટે મેસર્સ રૂસ્તમજી, નવરોજી અને ગંગાબાઇને નીમ્યા હતા પણ આ પારસી ભાગીદારોએ હિંદુ ભાગીદારને છુટા નહીં કરતાં તેનો ભાગ ચાલુ રાખ્યો હતો અને પોતાના બાળક ભાગીદારની મીલ્કતનો એટલો તો સારો વહીવટ કર્યો હતો કે તે મીલ્કતમાં મોટો વધારો થયો હતો. ગાંધીજીની ૧૯૩૦ ની અસહકારની ચળવળ પછી દામોદર વાલજીની પેઢીએ પરદેશી કાપડનો વેપાર બંધ કર્યો હતો. અને રા૦ માણેકજી શેઠ હાલમાં રીટાયર્ડ લાઇફ ગાળે છે. તેમને ઘણી જાહેર અને સખાવતી સંસ્થાઓ સાથ સંબંધ છે અને ઘણે ઠેકાણે તો તો તેઓ ટ્રસ્ટી પણ છે. કેળવણી, કુદરતી આફતો, સખાવતી કામો અને જાહેર ઉપયોગી

ખાતાંઓને તેઓ મુગે મોઢે મદદ કરે છે. કોઇ પણ ઠેકાણે હોદ્દો ભોગવવાની તેમણે આશા રાખી નથી. હીંદની એકેએક દાદગાહ અગીઆરી અને આતશબહેરામની રા૦ માણેકજી શેઠે જાત્રા કરી છે અને જાતે સુખડ ચઢાવ્યું છે તેમણે કોમી સામાજીક તથા રાજદ્વારી સેવાઓનો અભ્યાસ કર્યો છે.

સરનામું:—૧૩૯ સી ખંભાલા હીલ, મુંબઇ.

**કાદરભાઇ,** અબદુલ તૈયબ શેખ—એમનો જન્મ ૧૯૦૦ માં મુંબઇ ખાતે થયો હતો. એમના પિતાશ્રીનો મુંબઇના કિનારાના બંદરો અને સીલોન સાથે મોટો વેપાર ચાલતો હતો. હાલ તેઓ ત્રાવણકોર સ્ટેટની લેજીસ્લેટીવ કાઉન્સીલમાં વેપાર ઉદ્યોગના પ્રતિનિધિ તરીકે બેઠક ધરાવે છે. પંચાયત કોર્ટના ઓનનરી મેજીસ્ટ્રેટ છે. એ ઉપરાંત ઇંડીઆ નટ કંપની લીમીટેડના ડીરેક્ટર, જમીનદાર, તેલની મીલના માલેક છે. તેલ કોપરા, કાજુ, મરી, સુંઠ વિગેરેનો એમનો વેપાર છે તેમજ ક્વીલોન જનરલ સ્ટોર્સના પણ માલેક છે. મુંબઇની ઝેવીઅર સ્કુલ્સમાં એમણે મેટ્રીક સુધી અભ્યાસ કર્યો હતો. તેઓ ગુજરાતી, અરબી, ફારસી, ઉર્દુ, હિંદુસ્તાની મલબારી વિગેરે ભાષાઓ પણ જાણે છે. રાજ્યની જુદી જુદી પ્રવૃત્તિઓમાં પણ ભાગ લે છે. એમણે ૧૯૨૯ માં મક્કા મદીના વિગેરેની યાત્રા કરી હતી

સરનામું:—ક્વીલોન, ત્રાવણકોર સ્ટેટ.

**મુકુંદલાલ ઇશ્વરલાલ દીક્ષીત**—રા૦ મુકુંદલાલનો જન્મ ભરૂચ મુકામે તા૦ ૯ મી સપટેમ્બર ૧૮૯૩ ના દીને થયો



હતો અને તેઓ આર્ટસ ગ્રેજ્યુએટ થયા પછી એલ એલ. બી. થયા હતા. તેઓ ઝેનીથ લાઇફ એશ્યુરન્સ કંપનીના સેક્રેટરી છે અને એ કંપની તથા વીમાના ધંધાની મુંગે મોંઢે સેવા બજાવે છે. શ્રી. મુકુંદલાલ ભારગવ જ્ઞાતીના મંડળની કાર્યવાહક સમીતીના એક સભ્ય છે અને જ્ઞાતિના કેળવણી અને સામાજીક પ્રશ્નોમાં સારો ઉત્સાહ ધરાવી પોતાથી બનતી સેવા અર્પે છે.

સરનામું—સીક્કા નગર, મુંબઇ ૪.

**આરકોટના કુમાર,** નવાબ અઝીમઝા, ના૦ સર ગુલામ મહમદઅલી, ખાન-બહાદુર, જી. સી. આઇ ઈ, કે. સી. આઇ. ઇ.,–એમનો જન્મ ૧૮૮૨ માં થયો હતો. તેઓ દક્ષિણ હિંદના આગેવાન મુસ્લીમ કુટુંબના છે અને કરણાટકના શાહી સત્તા ધરાવનાર રાજકુટુંબના સીધા વશંજ છે. સર ગુલામ મહમદ-અલીએ અંગ્રેજ શિક્ષકો હસ્તક પ્રાથમીક કેળવણી લીધી હતી. તેઓ ૧૯૦૪–૬ માં મદ્રાસની ધારાસભાના સભ્ય હતા. ૧૯૧૦–૧૩ માં મદ્રાસ પ્રાંતના મુસ્લીમ પ્રતિનિધિ તરીકે ઇમ્પીરીઅલ લેજીસ્લેટીવ કાઉન્સીલના સભ્ય ચુંટાયા હતા. ૧૯૧૬ માં મદ્રાસની ધારાસભામાં સરકાર નિયુકત સભ્ય હતા. એમને ૧૯૩૫ માં નામદારનો ખેતાબ અર્પણ થયો હતો. એમને ત્રણ તોપનું માન અને થોડું લશ્કર નિભા-વવાની છુટ છે. નામદાર પ્રીન્સના પોલીટીકલ ઓફીસર તરીકે મદ્રાસના કલેકટર નીમાય છે. તેઓ નામદાર લાહોરની ઓલ ઇંડીઆ મુસ્લીમ એસોસી-એશનના પ્રમુખ છે ઉપરાંત મદ્રાસની દક્ષિણ હિંદ ઇસ્લામીઆ લીગના પ્રમુખ પણ છે. ૧૯૧૦ માં ઓલ ઇંડીઆ મુસ્લીમ લીગના પ્રમુખપદે ચુંટાયા હતા. ઉટીની લોલે ઇન્સ્ટીટયુટ, મદ્રાસની દક્ષિણ હિંદ એથલેટીક એસોસીએશન કલબ અને જીમખાનાના આજીવન સભ્ય છે.

સરનામું:—મહાલ પેલેસ, મદ્રાસ.

**ચોકસી,** ડો૦ ચંપકલાલ ગુલાબદાસ-એમનો જન્મ ૧૮૮૩ માં થયો હતો. નાનપણમાં પિતાશ્રીના અવસાનને લીધે વિદ્યાભ્યાસનો બોજો એમના મોટા ભાઇ પર આવ્યો હતો. મુશ્કેલી છતાં એમણે ૧૯૦૯ માં દાકતરી ડીગ્રી સંપાદન કરીને મુંબઇમાં ભુલેશ્વર ખાતે દવાખાનું કાઢયું મુંબઇની ચંદારામજી ગર્લ્સ હાઇસ્કુલમાં માનદ લેકચરર તરીકે હાઇજીન અને માંદાની માવજત વિગેરેના વર્ગો શરૂ કરી બે વર્ષ સુધી ચલાવ્યા એ પછી એમણે પોતાની સારી પ્રેકટીસ છોડી સુરતમાં શ્રી સુરત હિંદુ ધર્માદા ખાતાની હોસ્પીટલ ઉઘાડીને ૧૨ વર્ષ સુધી મેડીકલ ઓફીસરનો ઓધ્ધો સ્વીકાર્યો. એ પછી તેમણે ગોપીપુરામાં ખાનગી પ્રેકટીસ શરૂ કરી હતી. સુરતની કેળવણી વિષયક સંસ્થાઓ, અને સુરત મીલ્ક કો–ઓપરેટીવ સોસાયટી, તથા શ્રી પાર્વતીબાઇ લેપર હોસ્પીટાલ સાથે પણ એમનો સંબંધ હતો.

સરનામું:—મોતીભુવન, હરીપુરા, સુરત.

**ખાંડવાળા,** શ્રી. રતનલાલ વિઠ્ઠલદાસ–એમનો જન્મ સુરતના સુપ્રસિદ્ધ ખાંડ-વાળા કુટુંબમાં ૧૯૦૪માં થયો હતો. તેઓ વેપારી છે. ૧૯૨૪ માં એમણે સુર-તમાં વિશુદ્ધ ખાદી ભંડાર ખોલ્યો હતો અને એના માનદ વ્યવસ્થાપક તરીકે છ વર્ષ કાર્ય કર્યું હતું. સત્યાગ્રહની લડત દરમ્યાન જેલ ગયા હતા. ૧૩૩૧ માં સુરત મ્યુનીસીપાલીટીમાં સભ્ય અને સુરત પીપલ્સ બેંકમાં ડીરેકટર તરીકે ચુંટાયા હતા. હાલમાં સુરત બરો મ્યુ-નિસિપાલીટીના સભ્ય અને સુરત મરચંટસ ચેમ્બર તથા હિંદુ સમાજના મંત્રી છે. ઉપરાંત અન્ય કેળવણી વિષયક સંસ્થા-ઓના કાર્યવાહક મંડળોમાં પણ છે.

સરનાંમુ:—વાડી ફળીઆ ખાંડવાળાની, શેરી, સુરત

**અમીનુદ્દીન.** સૈયદ, બી. એ. (કેન્ટરબરી), બાર–એટ–લૉ, આઇ. સી. એસ., ૧૯૪૦ના જુનથી રત્નાગીરીના કલેકટર–એમનો જન્મ ૧૮૯૫માં થયો હતો. ૧૯૧૪ સુધી એમણે અલીગઢની એમ. એ. ઓ. કોલેજીએટ સ્કુલમાં અને ૧૯૧૬ થી ૧૯૧૮ સુધી કેમ્બ્રીજની ડાઉનીંગ કોલેજમાં વિદ્યાભ્યાસ કર્યો હતો. પછી ગ્રેસ ઇનમાં બેરીસ્ટર થયા હતા. પહેલાં સક્કર (સીંધ), અહમદનગર અને થાણાના મદદનીશ કલેકટર, ૧૯૩૦–૩૧ માં સતારા, ૧૯૩૧ માં કેનેરા, ૧૯૩૨–૩૪માં કોલાબા, જીલ્લાના કલેકટર નીમાયા હતા. ૧૯૩૨–૩૪ થી મુંબઇની ધારાસભાના સભ્ય હતા. ૧૯૩૫ માં નાશીક જીલ્લાના કલેકટર નીમાયા હતા. ૧૯૩૬ માં દિલ્હીની વડી ધારાસભાની અંદાજપત્રકની બેઠક વખતે સરકાર નિયુકત સભ્ય તરીકે ભાગ લીધો હતો. ૧૯૩૬–૩૭ માં પુર્વખાનદેશના કલેકટર હતા અને ૧૯૩૭–૩૮ માં મુંબઇ સરકારના મહેસુલ ખાતાંના ડેપ્યુટી સેક્રેટરી નીમાયા હતા. ૧૯૩૮–૩૯ માં મુંબઇ પ્રાંતના લેંડ રેકર્ડસના ડાયરેકટર અને રજીસ્ટ્રેશનના ઇન્સ્પેકટર જનરલ નીમાયા હતા. મુંબઇ પ્રાંત, નિઝામ, વડોદરા, જુનાગઢ અને સચીન સ્ટેટસમાં વંશપરંપરાથી મળેલા ઇનામી ગામો ધરાવે છે.

સરનામું:—નવાબ મંઝીલ, વડોદરા.

**અબ્દુસ સામદખાન,** સાહેબ ઝાદા, સર—જમ્મુ અને કાશ્મીર સરકારના ખીલવણી અને વેપાર ખાતાંના પ્રધાન. એમનો જન્મ ૧૮૭૪માં થયો હતો. લોહારૂ રાજ્યની કુંવરી સાથે એમણે લગ્ન કર્યું હતું. એમણે યુરોપીઅન શિક્ષકોની દેખરેખ હેઠળ હિંદમાં કેળવણી લીધી હતી ૧૮૯૪ થી ૧૯૦૦ સુધી રામપુર રાજ્યના સ્વર્ગસ્થ મહારાજાના ખાનગી મંત્રી, ૧૯૦૦ થી ૧૯૩૦ સુધી મુખ્ય મંત્રી અને ૧૯૩૦ થી ૧૯૩૪ સુધી વડા પ્રધાન હતા. ૧૯૩૧ ની ગોળમેજી પરિષદમાં ગયેલા દેશીરાજ્યોના પ્રતિનિધિમંડળના સલાહકાર તરીકે તેમને નીમવામાં આવ્યા હતા. ૧૯૩૨ માં ઓટાવા ખાતે મળેલી ઇમ્પીરીઅલ ઇકોનોમીક પરિષદમાં તેમણે ભાગ લીધો હતો અને ૧૯૩૩ માં મળેલી રાષ્ટ્રસંઘની એસેમ્બલીમાં દેશીરાજ્યોના પ્રતિનિધિ તરીકે હાજરી આપી હતી.

સરનામું:—ત્રી મેઇલ, રામપુર (સ્ટેટ), યુ. પી.

**અટલ,** રાયબહાદુર પંડીત અમરનાથ, એમ. એ.—એમનો જન્મ ૧૮૯૨ માં થયો હતો. એમણે જયપુરની મહારાજા કોલેજમાં અભ્યાસ કર્યો હતો અને અલ્હાબાદની મુઇર સેન્ટ્રલ કોલેજમાં એમ. એ. ની ડીગ્રી સંપાદન કરી હતી. તેઓ સર તેજબહાદુર સપરૂના જમાઇ થાય છે. ૧૯૩૬ માં ઇસ્ટર્ન ડીવીઝનના દીવાન નીમાયા હતા. અને ૧૯૨૧ માં જયપુર સ્ટેટ કાઉન્સીલના સ્વદેશ ખાતાંના મંત્રી હતા. ૧૯૨૫ માં અર્થમંત્રી નીમાયા હતા ૧૯૨૭ માં લંડન ખાતે મળેલી ઇમ્પીરીઅલ એજ્યુકેશન કોન્ફરન્સમાં જયપુરના પ્રતિનિધી તરીકે હાજર થયા હતા. એ ઉપરાંત ગોળમેજી પરિષદોમાં જયપુર સ્ટેટના સલાહકાર તરીકે ગયા હતા. રાજ્ય તરફથી ગામો અને જમીનની બક્ષીસ મળ્યાં છે.

સરનામું:—"અટલ બન", જયપુર, રજપુતાના.

**ગુહા, શ્રી. શમીંન્દ્રનાથ**—રાજ ગુહા બંગાળના મીમનસીંગ ગામના વતની છે અને વર્ષોથી વીમાના ધંધા સાથ સંબંધ ધરાવે છે. તેમણે લગભગ દશ વર્ષ સુધી



લંડનની પ્રુડેન્શીઅલ એશ્યુરન્સ કંપનીના ઇન્સ્પેક્ટર ઓફ એજન્સીમાં (કલકત્તા) કામ કર્યું હતું અને તે પછી તેઓ નેશનલ ઇન્ડીઅન લાઇફ ઇનશ્યુરન્સ કંપનીમાં જોડાયા હતા લગભગ છેલ્લાં છ વર્ષથી તેઓ નેશનલ ઇન્ડીઅનની મુંબઇની શાખાના સેક્રેટરીનો હોદ્દો ધરાવે છે અને તેમણે મુંબઇની શાખાનો ચાર્જ લીધા પછી એ કંપનીના મુંબઇના કામકાજમાં સારો વધારો થયો છે.

સરનામું:—હ્વાઇટવે લેડલો બીલ્ડીંગ, હોર્નબી રોડ, કોટ, મુંબઇ.

**અબ્દુર રહેમાન,** સર મહમદ (નાઇટ)-એમનો જન્મ ૧૮૮૮ માં થયો હતો. એમણે દિલ્હીની સંત સ્ટેફન્સ કોલેજમાં વિદ્યાભ્યાસ કર્યો હતો. ૧૯૦૭ માં ગ્રેજ્યુએટ બન્યા પછી ૧૯૧૦ માં કાયદાની પરિક્ષા પસાર કીધી હતી. પછી લાહોર હાઇકોર્ટમાં એડવોકેટ તરીકે ધંધો શરૂ કર્યો હતો. ૧૯૨૫ થી ૧૯૨૮ સુધી દિલ્હી મ્યુનીસીપલ કમીટીના સીનીઅર ઉપ-પ્રમુખ હતા, ૧૯૨૭ થી ૧૯૩૪ સુધી દિલ્હી યુનિવર્સિટીના કાયદા-વિભાગના ડીન હતા અને ૧૯૩૦ થી ૧૯૩૪ સુધી દિલ્હી યુનીવર્સિટીના વાઇસ ચેન્સેલર નીમાયા હતા. પછી ૧૯૩૭માં મદ્રાસ હાઇકોર્ટના જજ બન્યા હતા.

સરનામું:—મદ્રાસ.

**એબર ક્રોમ્બી,** સર જોન રોબર્ટસન—કરાંચીની કેન્ટીન કોંટ્રાક્ટર્સ સીંડીકેટના મેનેજીંગ ડીરેક્ટર અને મુંબઇની લેથામ એબર ક્રોમ્બી એન્ડ કંપનીના ડીરેક્ટર. એમનો જન્મ ૧૮૮૮ માં થયો હતો. ચેલ્ટનહામ કોલેજમાં શિક્ષણ લઇ ૧૯૧૦ માં તેઓ એક મદદનીશ તરીકે હિંદ આવ્યા હતા. એ પછી ગયા મહાયુદ્ધમાં તેમણે ફ્રાંસ, પેલેસ્ટાઇન વિગેરે દેશોની લડાઇમાં ભાગ લીધો હતો. ૧૯૨૫માં મુંબઇની ગોરી વેપારી ચેમ્બર (બોંબે ચેમ્બર ઓફ કોમર્સ)ના ઉપ-પ્રમુખ નીમાયા હતા. એ સંસ્થાના ૧૯૩૦ થી ૧૯૩૫ સુધી પ્રમુખ થયા હતા. ૧૯૨૫-૨૬, ૧૯૩૦-૩૧ અને ૧૯૩૫-૩૬ માં મુંબઇની ધારાસભાના સભ્ય હતા અને ૧૯૩૭માં મુંબઇની વડી ધારાસભાના સભ્ય ચુંટાયા હતા.

સરનામું:—૩૧, ડોંગરસી રોડ, મલબાર હીલ, મુંબઇ.

**સીકંદર,** હયાતખાન, સર, કે. ટી.— એમનો જન્મ ૧૮૮૨ માં થયો હતો. એમણે



અલીગઢની એમ. એ઼ ઓ. કોલેજમાં અને લંડનની યુનીવર્સીટી કોલેજમાં કેળવણી લીધી હતી. ૧૯૧૪ ના મહાયુધ્ધ સમયે તેઓ લશ્કરમાં ભરતી કરનાર અમલદાર હતા અને એક પંજાબી ટુકડીમાં અમલદાર તરીકેનું કમીશન એમને મળ્યું હતું. એમણે અફઘાન વિગ્રહમાં પણ ભાગ લીધો હતો. ત્યારબાદ એઓ રાજ્યપ્રકરણમાં દાખલ થયા હતા અને પંજાબની ધારાસભાના સભ્ય ચુંટાયા હતા. ૧૯૩૦ માં પંજાબ સરકારના મહેસુલ ખાતાંના પ્રધાન નિમાયા હતા. અને ૧૯૩૨ અને ૧૯૩૪ માં પંજાબના કામચલાઉ ગવર્નરના ઓધ્ધા પર પણ આવ્યા હતા. ૧૯૩૭ થી પંજાબ સરકારના વડા પ્રધાન નીમાયા છે. અને યુનીયનીસ્ટ પક્ષના નેતા છે. સર સીકંદરે યુધ્ધ પછી લશ્કરી ભરતીમાં સરકારને સારા પ્રમાણમાં સાથ દીધો છે. તેઓ દક્ષીણ આફ્રીકાના મોરચા પર પણ જઇ આવ્યા છે. એમનો પુત્ર લશ્કરમાં જોડાયો છે. સર સીકંદરે મી૰ જીન્હાની પાકીસ્તાન યોજનાનો સખ્ત વીરોધ કર્યો છે.

સરનામું:—લાહોર.

**સુરજી વલ્લભદાસ**—શેઠ સુરજીભાઇનો જન્મ સંવત ૧૯૪૪ માં કચ્છમાં થયો હતો. એમના પિતાનો હીંદી ભાષા પર ખુબ પ્રેમ હતો. એજ પ્રેમ એમનામાં પણ છે. ત્રીજું અંગ્રેજી ધોરણ પસાર કરી શેઠ સુરજીભાઇ પંદર વર્ષની ઉમ્મરે ધંધામાં પડી ગયા હતા. શરૂઆતમાં પિત્રાઇ ભાણજીભાઇ સાથે ભાગીદારીમાં ધંધો શરૂ કર્યો અને પછી "લીઓપોલ્ડ કેસેલા" નામની જર્મન કંપનીની રંગની પ્રયોગશાળામાં રંગના ધંધાની તાલીમ લીધી હતી. સંવત ૧૯૬૪ માં એમના પિત્રાઇ નિઃસંતાન ગુજરી જતાં એમણે રંગના ધંધાનો સર્વ બોજો ઉપાડી લીધો હતો. એમણે ધંધા અંગે પરદેશયાત્રા પણ કરેલી. ૧૯૩૦ ની રાષ્ટ્રીય લડત વખતે સ્વદેશીના પ્રચારમાં એમણે મોટો ફાળો આપેલો અને એક સ્વદેશીભંડાર પણ કાઢેલો. એ ઉપરાંત એમણે હીંદી વહાણવટાની ખીલવણીમાં પણ ખુબ રસ લીધો હતો. કરાંચી અને મુંબઇથી લઇને મલબાર કીનારા પર સ્ટીમરો દોડાવતી ધી મલબાર સ્ટીમશીપ કંપનીમાં એમણે સક્રીય ભાગ લીધેલો. એમણે અનેક કેળવણી અને વ્યાયામ સંસ્થાઓને સહાય કરી છે અને કેટલીક તો જાતે સ્થાપી, છે. એમણે પોતાના બાળકોને શારીરીક તાલીમ આપવા પાછળ ખાસ ધ્યાન આપ્યું છે.

**ઝીન્હા,** શ્રી. મહમદઅલી, બાર–એટ–લો,–મુસ્લીમ લીગના પ્રમુખ શ્રી. જીન્હાનો જન્મ કરાંચી ખાતે ૧૮૭૬ માં તવંગર ખોજા કુટુંબમાં થયો હતો. એમણે સર



દીનશાહ પીટીટની પુત્રી મીસ રતનબાઇ સાથે લગ્ન કર્યાં હતા. આ "જુદ્દીન" લગ્નને લીધે સમસ્ત પારસી કોમમાં ભારે ઉહાપોહ થયો હતો. અને આખા દેશમાં વિરોધી આંદોલનો થયા હતા. થોડા વર્ષ પર એમના પત્નીનું અવસાન થયું હતું. શ્રી. જીન્હાએ કરાંચી અને ઇંગ્લાંડમાં વિદ્યાભ્યાસ કર્યો હતો. વીસ વર્ષે બેરીસ્ટર થયા પછી એમણે વકીલાત કરવા માંડી હતી એજ અરસામાં એમના પિતાશ્રીને વેપારમાં ખોટ ગઇ હતી, પણ શ્રી૦ જીન્હાએ ૧૯૦૬ માં મુંબઇની હાઇકોર્ટમાં એડવોકેટ તરીકે પોતાનું નામ નોંધાવ્યું અને વકીલાત જમાવી હતી. વકીલાતની સાથે સાથેજ એમણે ૧૯૦૬ માંજ રાજકારણમાં પણ ઝંપલાવ્યું હતું. ૧૯૦૬ માં હિંદના દાદા સ્વ૦ દાદાભાઇ નવરોજી પાસેથી એમણે રાજકારણના પાઠ ભણવા માંડયા હતા. એજ વર્ષમાં શ્રી. જીન્હા સ્વ૦ દાદાભાઇના રાજદ્વારી મંત્રી બન્યા હતા. ઇમ્પીરીઅલ લેજીસ્લેટીવ કાઉન્સીલમાં તેઓ ૧૯૧૦ થી ચાલુ ચુંટાતા આવ્યા છે. તેઓ કોંગ્રેસમાં પણ જોડાયા હતા. અને એની પ્રવૃત્તિઓમાં સક્રીય ભાગ લીધો હતો. "રોલેટ એકટ" પસાર થતા એમણે વડી ધારાસભાની પોતાની બેઠકનું રાજીનામું આપ્યું હતું. એમણે હોમરૂલ ચળવળમાં પણ અગ્રગણ્ય ભાગ લીધો હતો. આજ અરસામાં મુંબઇના ત્યારના નામ૦ ગવર્નર લોર્ડ વિલીંગ્ડનને મુંબઇના શહેરીઓને નામે ટાઉનહોલમાં અપાનારા માનપત્રનો બુરો કેજ આણ્યો હતો. આ પ્રવૃત્તિથી એમની નામના ખુબજ વધી હતી. અને એમની સેવાઓનું સ્મારક જાળવતો "ઝીણા હોલ" આજે પણ કોંગ્રેસ હાઉસની પાસે મોજુદ છે શ્રી. જીન્હા પાછળથી કોંગ્રેસની આગળ પડતી નીતિને લીધે કોંગ્રેસમાંથી નિવૃત્ત થયા. આ બનાવ ૧૯૨૦ ની યાદગાર નાગપુરની કોંગ્રેસની બેઠકમાં બન્યો. ગાંધીજી એ બેઠકમાં સંપુર્ણ સ્વાતંત્ર્યનો ઠરાવ લાવ્યા હતા, જયારે શ્રી. જીન્હાએ સામ્રાજયની છાયા હેઠળ રહીને સ્વરાજ્ય ભોગવવાની દલીલ રજુ કરી હતી. ગાંધીજીનો ઠરાવ મંજુર થતાં શ્રી૦ જીન્હા કોંગ્રેસમાંથી છુટા થયા હતા. તે પછી તેઓ ઓલ ઇંડીઆ મુસ્લીમ લીગના એક સભ્ય બન્યા અને કોમીવાદના વીરોધી પાછળથી ધીમે ધીમે કોમીવાદી વલણ અખત્યાર કરવા મંડયા એમણે પહેલાં "૧૪ મુદ્દા"થી શરૂઆત કરી

અને અત્યારે "પાકીસ્તાન"ની હિંદના કોમી દ્રષ્ટીએ ભાગલા પાડવાની યોજના રજુ કરી છે. શ્રી. જીન્હા ૧૯૩૦માં ગોળમેજી પરિષદમાં ગયા હતા, પરંતુ સમવાય તંત્રના વિરોધી હોઇ, એમને બીજી પરિષદમાં આમંત્રણ આપવામાં આવ્યું ન્હોતું. ૧૯૨૦ ની મુસ્લીમ લીગની ખાસ બેઠકના તેઓ પ્રમુખ ચુંટાયા હતા અત્યારે મુસ્લીમ લીગના ચાલુ પ્રમુખ ચુંટાય છે. હાલ વડીધારાસભાના સભ્ય પણ છે. મુંબઇની હાઈકોર્ટમાં એક બાહોશ ધારાશાસ્ત્રી તરીકેની એમની કારકીર્દિ સુપ્રસીધ્ધ છે. હેસિન કોકસ કાવત્રાં, જાફર જુસબવાળા, રુપીશી બેંકવાળા, અને તીલક કેસથી એમની કીર્તિ વધુ ફેલાઇ હતી.

સરનામું:—મલબાર હીલ, મુંબઈ.

**દહેલ્વી,** સર અલીમહમદખાન, જે. પી., નાઇટ (૧૯૩૧) બાર-એટ-લો— એમનો જન્મ ૧૮૭૫માં થયો હતો. એમણે મુંબઇ અને લંડનમાં વિદ્યાભ્યાસ કર્યો હતો. બારીસ્ટર થયા પછી ૧૮૯૬ થી ૧૯૦૦ સુધી ગુજરાતમાં વકીલાત કરી હતી એ પછી તેઓ સીંધ ગયા હતા અને ત્યાં ૧૯૦૮ સુધી



વકીલાતનો ધંધો ચાલુ રાખ્યો હતો. પછી પત્રકારના ધંધામાં ઝંપલાવ્યું હતું અને ત્રણ વર્ષ સુધી "અલહક" પત્રના તંત્રીપદે હતા. ૧૯૦૨માં એમણે હૈદરાબાદ (સીંધ)માં પહેલી મુસ્લીમ કેળવણી પરિષદની વ્યવસ્થા કરી હતી. ૧૯૦૭માં કરાંચી ખાતે ભરાયલી અખીલ હિંદ મુસ્લીમ કેળવણી પરિષદના સ્થાનીક મંત્રી હતા. ૧૯૦૭માં ભરાયલી ઓલ ઇંડીઆ મુસ્લીમ લીગની સત્કાર સમિતિના પ્રમુખ નીમાયા હતા. ઉપરાંત પુના ખાતે મળેલી પ્રાંતિક મુસ્લીમ કેળવણી પરિષદ, અને રત્નાગીરી ખાતે કોંકણની પહેલી કેળવણી પરિષદના પ્રમુખ ચુંટાયા હતા. ૧૯૦૮થી ૧૯૧૨ સુધી સર દહેલ્વી માંગરોળ રાજ્યના દીવાન નીમાયા હતા અને ૧૯૧૩માં મુંબઇની સ્મોલકોઝીઝ કોર્ટના ન્યાયાધિશ બન્યા હતા. ૧૯૧૪થી ૧૯૨૧ સુધીના સાત વર્ષ દરમ્યાન ફરીથી તેઓ પાલણપુર રાજ્યના વજીર બન્યા હતા. ૧૯૨૪માં તેઓ મુંબઇ સરકારના ખેતીવાડી ખાતાંના પ્રધાનપદે આવી ત્રણ વર્ષ કાયમ રહયા હતા. ૧૯૨૭માં મુંબઇની લેજીસ્લેટીવ કાઉન્સીલના પ્રમુખ બન્યા હતા અને ત્રણ વર્ષ એ સ્થાન શોભાવ્યું હતું. ૧૯૩૬માં તેઓ ફરીથી સ્થાનિક સરકારના પ્રધાન બન્યા હતા. પ્રાંતિક સ્વરાજ્ય દાખલ થતા તેઓ મુંબઇની એસેમ્બલીમાં વિરોધ પક્ષના અગ્રેસર તરીકે ચુંટાયા હતા. મુસ્લીમ લીગના સભ્ય છે.

સરનામું:—અથવા લાઇન્સ, સુરત.

**બસુ,** શ્રી૦ જતીન્દ્રનાથ, એમ. એ.— એમનો જન્મ ૧૮૭૨ માં થયો હતો. એમણે કલકત્તાની હિંદુ સ્કુલ અને પ્રેસીડન્સી કોલેજમાં અભ્યાસ કર્યો છે. બંગાળની લેજીસ્લેટીવ કાઉન્સીલ અને એસેમ્બલીના ૧૫ વર્ષ સુધી સભ્ય હતા. અગાઉ તેઓ હીંદના નેશનલ લીબરલ ફેડરેશનના અને કલકત્તાના ઈન્ડીઅન એસોસીએશનના પ્રમુખ હતા. બંગાળની લેજીસ્લેટીવ એસેમ્બલીના નેશનાલીસ્ટ પક્ષના અત્યારે અગ્રેસર છે. ગોળમેજી પરિષદ માટે બંગાળના પ્રતિનિધી તરીકે લંડન ગયા હતા. કલકત્તાની ઇનકોરપોરેટેડ લૉ સોસાયટીના પ્રમુખ છે, અને કેળવણી અને સામાજીક સંસ્થાઓ સાથે એમને સંબંધ છે.

સરનામું:—૬, ઓલ્ડ પોસ્ટ ઓફીસ સ્ટ્રીટ, કલકત્તા.

**બાટલીવાળા,** શ્રી૦ સોરાબજી હોરમસજી, બી. એ..—એમનો જન્મ ૧૮૭૮ માં થયો હતો. મુંબઇની સેંટ ઝેવીઅર સ્કુલ અને કોલેજમાં એમણે વિદ્યાભ્યાસ કર્યો હતો. મીલ ઉદયોગ સાથે એમને સંબંધ છે. મેસર્સ તાતા સન્સ લીના પ્રતિનિધી છે અને નાગપુરની એમ્પ્રેસ મીલના જનરલ મેનેજર છે. નાગપુર યુનીવરસીટીની કોર્ટના સભ્ય છે. મધ્યપ્રાંતની પ્રાંતિક કોટન સમીતીના અને ખેતીવાડી ને ઉદયોગની સોસાયટીની કાર્યવાહક સમીતીના સભ્ય છે. સારા પ્રમાણમાં પ્રવાસ ખેડયો છે અને જુદાજુદા દેશોના અર્થતંત્રનો અભ્યાસ કર્યો છે નાણાં વિષયક અને અર્થશાસ્ત્ર પર પુસ્તકો પણ લખ્યા છે.

સરનામું:—સી. પી. કલબ, નાગપૂર.

**શેઠ, શ્રી. જસુભાઈ લાલભાઈ—** અમદાવાદના મીલમાલેક શેઠ જસુભાઇનો જન્મ અમદાવાદ ખાતે ૧૯૧૧ માં થયો હતો. તેઓ જાણીતા મીલમાલેક શેઠ લાલ-



ભાઇ ત્રીકમલાલના પુત્ર થાય છે. એમના દાદા શેઠ ત્રીકમદાસ જમનાદાસે માણેકચોક અને અમદાવાદ મેન્યુફેકચરીંગ કંપની લી૦ની સ્થાપના કરી હતી. ધાર્મિક સંસ્થાઓ અને મંદિરોને એમના કુટુમ્બ તરફથી આશરે બે લાખ રૂપીઆની સખાવત થઇ છે. એમના પિતાશ્રી શેઠ લાલભાઇએ ગઇ લડાઇમાં એક લાખ રૂપીઆની "વૉર લોન" ખરીદી હતી અને બીહાર રેલસંકટ અને દુષ્કાળ નિવારણ ફંડોમાં સારો ફાળો આપ્યો હતો. શેઠ જસુભાઇએ નાની ઉમ્મરમાં આખા હિંદનો પ્રવાસ કર્યો છે. પોતાના બે વડીલબંધુઓની સહાયથી એમણે એક નવી મીલ નામે "લાલભાઇ ત્રીકમલાલ મીલ્સ લી૦"ની ૧૯૨૯ માં સ્થાપના કરી હતી. આ મીલ પરદેશી કાપડની બરોબરીમાં ઉતરે એવું સુંદર અને ફેન્સી કાપડ કાઢે છે.

સરનામું:—શાહીબાગ, અમદાવાદ.

**લાલકાકા, શ્રી. નાદીરશાહ સોરાબજી**—અમદાવાદના જાણીતા લાલકાકા કુટુંબના આ નબીરાનો જન્મ અમદાવાદમાં થયો હતો. મરહુમ સર નવરોજી પેસ્તનજી



વકીલના એ પૌત્ર થાય અને પોસ્ટ ઓફીસીસોના નિવૃત્ત સુપ્રીન્ટેન્ડંટ શ્રી. સોરાબજી જે. લાલકાકાના પુત્ર થાય અમદાવાદ અને મુંબઇમાં શિક્ષણ લઇ એમણે એકાઉન્ટંસી અને ઓડીટીંગની ઉચ્ચ પરિક્ષાઓ પસાર કરી હતી. એ પછી એક પ્રખ્યાત વ્યાપારી પેઢીમાં તેઓ જોડાયા. કેટલોક સમય સુધી તેઓ મરહુમ સર નવરોજી પેસ્તનજી વકીલના મંત્રી હતા. ૧૯૨૬ માં સર નવરોજીના અવસાન બાદ પાઓનીઅર મેગનેશીઆ વર્કસ નામની જાણીતી પેઢીમાં દાખલ થયા અને અત્યારે એ કંપનીના એક ડીરેકટર છે. દેશપરદેશનો એમણે પ્રવાસ ખેડયો છે, એમાં ચીન, જાપાન, અમેરીકા, અને યુરોપના જુદા જુદા દેશો પણ આવી જાય છે. ના૦ શહેનશાહની તાજપોશી વખતે તેઓ ઈંગ્લાંડમાં હતા અને નીસ (ફ્રાંસ) ખાતે ભરાયેલી રોટરી ઇન્ટરનેશનલ બેઠકોમાં એમણે હાજરી આપી હતી. અમદાવાદના નવરોજી હોલના તેઓ ટ્રસ્ટી છે. ઉપરાંત એમના દાદા સર નવરોજી વકીલે કરેલા સંખ્યાબંધ ટ્રસ્ટોના તેઓ ટ્રસ્ટી છે. હિંદની ક્રીકેટ કલબ, પારસી જીમખાના અને રીફોર્મ કલબના તેઓ સભ્ય છે.

સરનામું:—નવરોજી બીલ્ડીંગ્સ,
અમદાવાદ.

**મીત્ર**, સર બરોજેન્દ્રલાલ, નાઈટ (૧૯૨૮), કે. સી. એસ. આઇ.—સમસ્ત હિંદના અત્યારના એડવોકેટ જનરલનો જન્મ ૧૮૭૫ ના મે માસમાં થયો હતો. એમના લગ્ન મી૦ પી. એન. બોઝના પુત્રી સાથે થયા હતા. એમણે કલકત્તાની પ્રેસીડંસી કોલેજમાં અભ્યાસ કર્યો હતો અને ઈંગ્લાંડ જઇ લીંકન્સ ઇન મારફતે બેરીસ્ટર થયા હતા. એમણે એમ. એ., અને બી. એલ.ની ડીગ્રીઓ સંપાદન કરી છે. ખાનગી પ્રેકટીસ બાદ ઉત્તરોત્તર વધતા વધતા સર બરોજેન્દ્ર મિત્ર બંગાળના એડવોકેટ—જનરલ નીમાયા હતા. અને પછી ૧૯૩૪ થી ૧૯૩૭ સુધી બંગાળ સરકારની કારોબારી સમિતિમાં નીમાયા હતા. ૧૯૨૮ થી ૧૯૩૪ સુધી તેઓ ના૦ વાઈસરોયની કારોબારીના સભ્ય નીમાયા હતા. ૧૯૩૧ અને ૧૯૩૩ માં રાષ્ટ્રસંઘની એસેમ્બલીની બેઠકમાં ગયેલા હિંદી પ્રતિનિધિ મંડળોના તેઓ અગ્રણી હતા. હાલ હિંદના એડવોકેટ જનરલ નીમાયા છે.

સરનામું:—સીમલા અને ન્યુ દિલ્હી.

**સરકાર, સર જદુનાથ**—એમનો જન્મ ૧૮૭૦ માં થયો હતો. એમણે એમ એ. પરીક્ષા ૧૮૯૨ માં પહેલા વર્ગમાં પહેલા નંબરે અંગ્રેજી ભાષામાં ભારે માર્ક મેળવીને પસાર કરી હતી. એમને સુવર્ણ ચંદ્રક અને ઇનામો મળ્યા છે ઢાકા યુનીવર્સીટીની ડી.



લીટની પદ્રી એમને મળી છે. ૧૮૯૩ માં મેટ્રોપોલીટન ઇન્સ્ટીટયુશનમાં અધ્યાપક હતા. ત્યાર બાદ પ્રેસીડન્સી કોલેજમાં અને પટના કોલેજમાં ૧૮૯૯ થી ૧૯૧૭ સુધી અધ્યાપક હતા. ૧૯૧૭ થી ૧૯૧૯ સુધી બનારસ હિંદુ યુનીવરસીટીના હિંદી ઇતિહાસ ખાતાંના વડાના હોદ્દા પર હતા. ૧૯૧૯–૨૩ સુધી કટક કોલેજમાં રેવનશૉ પ્રોફેસર હતા. ૧૯૨૬ માં સી. આઈ. ઇ. નો ખિતાબ મળ્યો હતો. ૧૯૨૬–૨૭ માં કલકત્તા યુનિવસીટીના વાઇસ ચાન્સેલર બન્યા હતા. સર જદુનાથ રોયલ એસીઆટીક સોસાયટીના માનદ ફેલો છે. તેઓ હીસ્ટોરીકલ રેકોર્ડસ કમીશનના સભ્ય હતા અને મદ્રાસ યુની-વર્સીટીમાં સર વીલીઅમ મારીસ લેકચરર હતા. એમણે પ્રસિદ્ધ કરેલા પુસ્તકો "ઔરંગઝેબ પાંચ ભાગ", "શીવાજી, યાને ફોલ ઓફ ધી મુગલ એમ્પાયર ૩ ભાગ", "ઇન્ડીઆ થરૂ એજીસ", "મુગલ એડ-મીનીસ્ટ્રેશન" વિ. વિ. છે. તાજેતરમાં હિંદનો ઈતિહાસ તૈયાર કરવા માટે બેઠેલી સમિતિમાં એમનું સ્થાન છે.

**નરીમાન, શ્રી. ખુરશેદ એફ.**—મધ્યમ વર્ગના પારસી કુટુંબમાં ૧૮૭૫ માં થાણા ખાતે એમનો જન્મ થયો હતો. ગ્રેજ્યુએટ થયા પછી મુંબઇની પોલીસ કોર્ટમાં એમણે દુભાષીઆ તરીકે જીવનની શરૂઆત કરી હતી. પછી ધારાશાસ્ત્રીની પરિક્ષા પસાર કરી અને પ્રેકટીસ શરૂ કરી. થોડા વર્ષ પછી મુંબઇ કોરપોરેશનમાં દાખલ થયા. ૧૯૨૫માં મુંબઇની કાઉન્સીલમાં ચુંટાયા પછી મુંબઇના સ્વરાજ્ય પક્ષના નેતા બન્યા. એમની સામે મુંબઇ સરકારે માંડેલો કેસ હાર્વે–નરીમાન કેસથી પ્રખ્યાત છે. મુંબઇના ખીલવણી ખાતાં સામે એમણે કરેલા આક્ષેપોમાંથી આ કેસનો જન્મ થયો હતો. ૧૯૨૪–૨૫માં એમણે મુંબઇમાં યુથ લીગની સ્થાપના કરી હતી ૧૯૨૮ માં મળેલી પહેલી અખીલ ભારત–યુવક પરિષદના પ્રમુખ તરીકે એમની વરણી થઇ હતી. ૧૯૨૯ પછી શ્રી નરીમાને કોંગ્રેસ પ્રવૃત્તિમાં સક્રિય ભાગ લેવા માંડયો હતો. એજ વર્ષે મુંબઇ પ્રાંતિક કોંગ્રેસ કમીટીના પ્રમુખ ચુંટાયા હતા. ૧૯૨૦ માં સત્યાગ્રહની પ્રવૃતિમાં દાખલ થયા હતા અને અનેક વાર જેલ નિવાસ ભોગવ્યો હતો. કરાંચી કોંગ્રેસમાં શ્રી. નરીમાનને કોંગ્રેસની કારોબારીમાં લેવામાં આવ્યા હતા. મુંબ-ઇમાં રાજેન્દ્રબાબુના પ્રમુખપદે મળેલી મહાસભાની ૪૮ મી બેઠકના સત્કાર સમિ-તિના તેઓ પ્રમુખ હતા. ૧૯૩૫ માં તેઓ મુંબઇના મેયર હતા. પાછળથી કોંગ્રેસની કારોબારી સાથે મતભેદ પડતાં તેઓ સુભાષબોઝના પ્રાગતિક પક્ષમાં જોડાયા હતા.

સરનામું:—વરલી, મુંબઇ.

**દેશાઇ,** દરબાર શ્રી. ગોપાળદાસ અંબાઇદાસ—દરબાર શ્રી. ગોપાળદાસ કાઠીયાવાડના રાઇ, સાંકળી અને ઢસાની ગાદીના દરબાર અંબાઈદાસના દત્તક પુત્ર થાય છે. સ્વ૦ શ્રી. અંબાઇદાસને પુત્ર નહી હોવાથી તેમણે પોતાની પુત્રી શ્રીમતી સમજુબાના સૌથી નાના પુત્ર શ્રી૦ ગોર્ધનભાઇ કાશીભાઇ દેસાઇને દત્તક લીધા અને ત્યારથી તેઓ દરબાર ગોપાળદાસ કહેવાયા. તેમણે વડોદરામાં વિદ્યાભ્યાસ કર્યો હતો. વિદ્યાર્થીજીવનથીજ તેમને ગરીબો પ્રત્યે પ્રેમ હતો. એક વખત તેમના પિતાશ્રીએ તેમને ગોર મહારાજને ભિક્ષા આપવા માટે પાંચ રૂપીઆ આપેલા પણ આ પાંચ રૂપીઆ દરબારશ્રીએ એક ગરીબ વિદ્યાર્થીને આપી દીધા. તેઓ સ્વભાવે સ્વતંત્ર, મોજીલા અને શોખીન છે. ૧૯૦૭ માં સુરત ખાતે ભરાયેલી કોંગ્રેસની બેઠક વખતે એમના દીલમાં દેશપ્રેમના અંકુર ફુટવા લાગ્યા. અને એમને ગાદીનો મોહ ઉતરી ગયો. ૧૯૧૦ માં તેઓ ગાદી પર આવ્યા. અને તેમણે તરતજ પ્રજાને જવાબદાર તંત્ર અર્પણ કર્યું. ઉપરાંત રાજ્યમાં એમણે ઘણા સુધારા પણ કર્યા. આમ એમની વધતી લોકપ્રીયતા સરકારની આંખે ચઢી. રાજકોટમાં ના૦ ગવર્નર જનરલ લોર્ડ રીડીંગના દરબાર વખતે તેમને ચેતવણી મળવા છતાં શુધ્ધ ખાદીના પોષાકમાં હાજરી આપી અને વઢવાણ ખાતે ગાંધીજીની સભામાં ફરતી ઝોળીમાં પગનો સોનાનો તોડો કાઢી આપ્યો અને ગાંધીજીના અનુયાયી બની ગયા. સરકારે આ તકનો લાભ લઇ એમને ગાદીવીહોણા બનાવ્યા. દરબારશ્રીએ પછી બધીયે સત્યાગ્રહની લડતમાં ભાગ લીધો છે. હરીપુરા કોંગ્રેસમાં તેમને સ્વાગત પ્રમુખનું માન આપવામાં આવ્યું હતું. એમના પત્ની શ્રીમતી ભકતીલક્ષ્મીએ પણ એમની સાથેજ દેશ સેવામાં ઝંપલાવ્યું છે.

**સરકાર,** સર એન. એન કે. સી. એસ. આઇ. બાર–એટ–લો—એમનો જન્મ ૧૮૭૬ માં થયો હતો એમણે કલકતાની-મેટ્રોપોલીટન સ્કુલમાં અને પ્રેસીડન્સી કોલેજમાં અભ્યાસ કર્યો હતો. અને પ્રેસીડન્સી કોલેજમાંથી ફીઝીકસ અને કેમીસ્ટ્રી વીષયોમાં માન સહીત બી. એ.ની પરીક્ષા પાસ કરી હતી. અને ૧૮૯૭ માં રીપન કોલેજમાંથી કાયદાની પરીક્ષા પાસ કરી ભાગલપોર ડીસ્ટ્રીકટ કોર્ટમાં વકીલાત શરૂ કરી હતી. ૧૯૦૨ માં એઓ મુન્સફ નીમાયા હતા. પણ ૧૯૦૫માં એમણે એ ઓધ્ધાનું રાજીનામું આપ્યું હતું. એજ વરસમાં બારીસ્ટર થવા તેઓ વીલાયત ગયા. અને ૧૯૦૭ માં બારીસ્ટર બન્યા. અને કલક-તા હાઇકોર્ટમાં એડવોકેટ તરીકે દાખલ થયા ૧૯૨૮ માં સર નૃપેન્દ્ર બંગાલના એડવોકેટ જનરલ નીમાયા હતા. અને ૧૯૩૧ માં એમને "સર"નો ઈલ્કાબ મળ્યો હતો. મહાત્મા ગાંધીની સામુદાયિક સવીનય કાયદાભંગની હાલચાલનો સામનો કરવા સીટીઝન્સ પ્રોટેકશન લીગની સ્થાપના કરી હતી. ૧૯૩૨ માં ત્રીજી ગોળમેજી પરિષદમાં ગયા હતા. અને જોઇન્ટ પાર્લામેન્ટરી કમીટી સમક્ષ હિંદના પ્રતિનિધિ તરીકે જુબાની આપી હતી તેમણે કોમી ચુકાદો બદલાવવા અથાગ મહેનત લીધી. હીંદી સરકારના લૉ મેમ્બરના ઓધ્ધા પર હતા અને તે પરથી ૧૯૩૯ માં નિવૃત થયા.



**બાલકૃષ્ણ**, ડૉ૰ એમ. એ., પી. એચ ડી., એફ. એસ. એસ., એફ. આર. ઇ. એસ.,—રાજારામ કોલેજના પ્રીન્સીપાલ અને અર્થશાસ્ત્રના આ પ્રોફેસરનો જન્મ ૧૮૮૨ માં થયો હતો. એમના લગ્ન દયાબાઇ માર્લ્સ, બી. પી. એન એ. સાથે થયા છે એમણે મુલ્તાનની સરકારી હાઇ સ્કૂલ, લાહોરની ડી એ. વી. અને સરકારી કોલેજોમાં અભ્યાસ કર્યો હતો. એ ઉપરાંત લંડન જઇ અર્થશાસ્ત્રનું શીક્ષણ લીધું હતું હરદ્વારની ગુરૂકુળ યુનીવરસીટીના પ્રીન્સીપાલ અને ગવર્નર હતા. ત્યાં છ વર્ષ સુધી વાઇસ પ્રીન્સીપાલ રહયા હતા અને ૧૧ વર્ષ સુધી ઇતિહાસ અને અર્થશાસ્ત્રના પ્રોફેસર હતા. એ પછી ૧૯૨૨ માં રાજારામ કોલેજના પ્રીન્સીપાલ નીમાયા હતા. તેઓ સેકન્ડરી ટીચર્સ એસોસીએશનના ચેરમેન, ટેકનીકલ સ્કુલ, કર્નલ વુડ હાઉસ ઓરફનેજ, શાહુ ડી. ફી હાઇ સ્કુલના પ્રમુખ છે. ૧૯૩૩ માં એમણે ચીકાગો ખાતે મળેલી સર્વ ધર્મ પરિષદમાં ભાગ લીધો હતો. એમણે શીવાજી, હીંદી બંધારણ, ઇતિહાસ, રાજકારણ અને અર્થકારણ પર હીંદીમાં પુસ્તકો લખ્યા છે મરાઠીમાં હીંદનો ઇતિહાસ પણ લખ્યો છે.

સરનામું:—શાહુપુરી, કોલ્હાપુર.

**આગાખાન, ના૦ આગા સુલતાન મહોમદ શાહ**—જી.સી. આઇ. ઈ., (૧૯૦૨) જી. સી. એસ. આઇ, (૧૯૧૧) જી. સી. વી. ઓ., (૧૯૨૩) કે. સી. આઇ. ઇ., (૧૮૯૮) એલ. એલ ડી., (ઓ. કેમ-બ્રીજ); બ્રીલયન્ટ સ્ટાર ઓફ ઝાંસીબાર (૧૯૦૦) ફસ્ટ કલાસ, ઇસમાઈલ મહોમેદનોના એઓ નામવર વડા છે. એવણુ નામદારનો જન્મ ૧૮૭૫ ના સાલમાં થયો



હતો. એઓ નામવરે પોતાની આખી જીંદગી દુન્યાના મુસ્લીમોની ઉન્નતી કરવા પાછળ ગાલી છે. અને હજીબી એઓ એજ દીશામાં સેવા કર્યા જાય છે. ઇસલામીક દુન્યામાં હસ્તી ધરાવતા મુસલીમોમાંના તેઓ એક સૌથી મહાન મુસલીમ નેતા છે. વેસ્ટર્ન ઇસલામીક એસોસીએશનના એઓ નામવર પેત્રન છે, કે જે એસોસીએશને આખાં ઇંગ્લાંડમાં મસજીદો બાંધી છે. અને જે લંડન મોસ્ક ફંડ' સાથ પણુ જોડાયલી છે. તેમજ ઇંગ્લાંડ મધે વસવાટ કરતા ગરીબ મુસલીમોને ઢાટવાને લગતાં ફંડ સાથ પણુ જોડાયલું છે. મોન્ટેગ્યુ ચેમ્સફર્ડ સુધારાઓ વખતે એ નામવરે રાઉન્ડ ટેબલ કોન્ફરન્સમાં મુસલીમોના વડા તરીકે તેઓના રાજદ્વારી હકો માટે જોશભેર લડત ચલાવી હતી. છેલ્લી મહાન લડાઈ વખતે એ નામવરે બજાવેલી સેવાઓની પીછાન દાખલ એઓને પહેલા વર્ગના 'ચીફ'ની પંકતીએ મેલવામાં આવ્યા હતા, તેમજ એઓ નામવરની વફાદારીભરી સેવાઓની સ્તુતી દાખલ એઓને અગ્યાર તોપની સલામીનું માન બક્ષવામાં આવ્યું હતું. એઓ નામવર એક અઠંગ સ્પોર્ટસમેન છે. અને તેઓ રેસના સંખ્યાબંધ જાણીતા અને ઉચ્ચ જાતના ઘોડાઓ ધરાવવા માટે જાણીતા છે, કે જે ઘોડાઓએ એ નામવરને ઇંગ્લાન્ડ તેમજ હીંદમાં અનેક 'ટ્રાફીઝ' જીતી આપી છે. ડારબી જીતનાર એઓ નામવર પહેલાજ હીંદીવાન છે. એઓ નામદાર એક કાબેલ લેખક છે. તેમજ "India in Transition" શુધ્ધાં સંખ્યાબંધ પુસ્તકો પ્રગટ કીધાં છે.

ઠેકાણું:—આગા હોલ, મુંબઇ.

**બોમન્ટ, ધી ઓનરેબલ જસ્ટીસ સર જોન વીલીયમ ફીશર**—નાઇટ, કે. સી. એમ. એ. (કેમ્બ્રીજ) મુંબઇના માનવંત વડા જડજ. એઓ નામવરનો જન્મ તા૦ ૪થી સપટેમ્બર ૧૮૭૭ ના



સાલમાં થયો હતો. વીનચેસ્ટર અને પેમબ્રોક કોલેજમાં એઓ નામવરે કેળવણી લીધી હતી. ૧૮૯૯ માં એમણે ફર્સ્ટ કલાસ હીસ્ટોરીકલ ત્રીપોસ મેળવ્યો હતો. જે પછી ચાનસરી ડીવીઝનમાં બેરીસ્ટરની પરીક્ષા પસાર કીધી. ૧૯૩૦ માં એઓ કીંગ્સ કાઉનસલ નેમાયા હતા. મુંબઇની હાઇ કોર્ટના માનવંત જડજ તરીકે એ નામવરે દીવાની અદાલતોની સ્વતંત્રતાના તરીકાની હંમેશા જાળવણી કીધી છે. એઓ બારના સભાસદોનું બહુ ધીરજ રાખી સાંભળે છે. તેમજ વહીવટદારી લાયકાત માટે પણ બહુ જાણીતા છે. ક્રીમીનલ સેશન્સનું પ્રમુખપદ લેનાર તેઓ હાઈ કોર્ટના બીજા વડા જડજ છે. એઓ નામદાર એક સીધ્ધા અને શુધ્ધ ન્યાયાધીશ છે. માત્ર એક ન્યાયાધીશ તરીકેજ નહી, પણ એક અચ્છા સ્પોર્ટસમેન તરીકે પણ એ નામવર ઘણા જાણીતા છે. તેઓ ઘોડેસ્વારી, ગોલ્ફ અને ટેનીસની રમતના શોખીન છે. ૧૯૨૨ ના સાલમાં એઓએ બાર ગોલ્ફ ટુરનામેન્ટમાં જીત મેળવી હતી. એઓ નામવર ઇંગ્લીશ આલપાઇન કલબના એક સભાસદ પણ છે. ૧૯૪૧ ના એપ્રીલમાં એઓ ફેડરલ કોર્ટના એક જડજ નેમાયા હતા.

ઠેકાણું—હાઇકોર્ટ, મુંબઇ.

**ભાંડારકર,—શ્રી.** દેવદત્ત રામકૃષ્ણ, એમ. એ. પી. એચ. ડી., (કલકત્તા યુનીવર્સીટી માનદ)-એફ. આર. એ. એસ.–એઓ કલકત્તા ખાતે ૧૯૩૬ માં ભરેલી ઇન્ડીઅન કલ્ચરલ કોન્ફરન્સના પ્રમુખ હતા. ૧૯૩૮ માં પ્રયાગમાં ભરાયલી ઇન્ડીઅન હીસ્ટરી કોંગ્રેસના પ્રમુખ હતા. હાલમાં એઓ જુના શીલાલેખોનાં સંગ્રહ અને ભાષાંતર કરવાના કામમાં રોકાયા છે. એમનો જન્મ ૧૮૭૫ માં થયો હતો. એમના લગ્ન નારાયણરાવ દળવીની દીકરી મુકતાબાઇ સાથે થયાં છે. એમણે પુનાની સરકારી હાઇસ્કુલ અને ડેક્કન કોલેજમાં અભ્યાસ કર્યો હતો. ૧૯૧૭ થી ૧૯૩૫ સુધી કલકત્તા યુનીવર્સીટીમાં એન્સીઅન્ટ ઇંડીઅન હીસ્ટરી અને કલ્ચર વિષયમાં કારમાઇકલ પ્રોફેસરના હોદ્દા પર હતા. ૧૯૧૧ થી ૨૦ સુધી ઇંડીઅન એન્ટીકસના સહતંત્રી હતા. ઇંડીઅન કલ્ચર નામનું પુસ્તક પણ એમણે પ્રસિધ્ધ કર્યું છે.

સરનામું:—૨–૧ લવલોક સ્ટ્રીટ,
કલકત્તા.

**ચીનાઇ,** નુરમહમદ મહેરઅલી,—જે. પી. એવણનો જન્મ ૧૮૮૮ ના સાલના જુલાઇ માસની તા૦ ૧૫ મીએ થયો હતો. એમણે એલફીનસ્ટન કોલેજમાં કેળવણી લીધી હતી. મી૦ આહમદ સી. મુલજીની બેટી શીરીન સાથ એઓ શાદીના ગાંઠથી જોડાયા હતા. તેઓ ૩ છોકરાઓ અને ૧ છોકરીના પીતા છે. ફેડરેશન ઓફ મોટર ટ્રાન્સપોર્ટ એસોસીએશનના પ્રેસીડેન્ટ, તેમજ વેસ્ટર્ન ઇંડયા ઓટોમોબીલ એસોસીએશનના પ્રેસીડંટ, મોટર મેન્યુફેકચર્સ એન્ડ ઇમપોરટસ એસોસીએશનના ચેરમેન, ૧૯૨૬–૧૯૨૯ સુધી મુંબઇની મ્યુનીસીપાલ કોરપોરેશનના એક સભાસદ, ૧૯૩૫ ના સાલ દરમ્યાન મુંબઇની લેજીસ્લેટીવ કાઉનસીલના એક મેમ્બર, ઈંડયન રોડઝ એન્ડ ટ્રાન્સપોર્ટ ડીવેલોપમેન્ટ એસોસીએશન લીમીટેડની મુંબઇની શાખાના ૧૯૩૪–૩૮ના ચેરમેન, મોટર વેહીકલ્સ ઇનશ્યુરન્સ કમીટી (૧૯૩૭)ના એક સભાસદ, ૧૯૩૬ ના સાલમાં હિંદી સરકાર સમક્ષ ગયલાં મોટરના વેપારમાં લાભ ધરાવનારાઓનાં ડેપ્યુટેશનની એઓએ આગેવાની લીધી હતી. ક્રીકેટ કલબ ઓફ ઇંડયાની કમીટીના તેમજ વેસ્ટર્ન ઇંડયા ફુટબોલ એસોસીએશનના એક સભાસદ. એફ. એમ. ચીનાઇ એન્ડ કુંપની લીમીટેડ, ધી બોમ્બે પ્રોવીનશ્યલ કોઓપરેટીવ લેન્ડ મોરગેજ બેન્ક લીમીટેડ, ધી મહારાષ્ટ્ર શુગર મીલ્સ લીમીટેડ, ધી ડીપોઝીટર્સ બેનીફીટ ઇનશ્યુરન્સ કુંપની લીમીટેડ, ધી દીલ્લી સેફ ડીપોઝીટ કુંપની લીમીટેડ, ધી કાનપુર ટ્રેજરી લીમીટેડ, ધી બોમ્બે ટાયર એન્ડ રબર કુંપની લીમીટેડ, ધી બોમ્બે ગરાજ (અમદાવાદ) લીમીટેડ, ધી ડેકકન મોટર સરવીસ લીમીટેડ અને બીજી સંખ્યાબંધ પેઢીઓના એવણ ડીરેકટર છે. એવણે ઓનરરી પ્રેસીડન્સી મેજીસ્ત્રેટ સોસાયટીના પ્રેસીડેન્ટનો પણ ઓધ્ધો ભોગવ્યો હતો. 'રોડઝ' અને 'ટ્રાન્સપોર્ટ'ના સવાલોમાં તેઓ ભારે ઉલટ લે છે. અને ૧૯૩૩ ના સાલમાં મળેલી રોડ રેલ કોનફરન્સમાં એવણે અગત્યનો ભાગ લીધો હતો.

કલબ્સ,—વીલીંગડન સ્પોર્ટસ, ક્રીકેટ કલબ ઓફ ઇંડયા, ઓરીએન્ટ, રોયલ વેસ્ટર્ન ઇન્ડયા ટર્ફ, ઇસલામ જીમખાના, અને કલકત્તા કલબ.

રીક્રીએશન–ગોલ્ફ.

ઠેકાણું:—મહેર બીલ્ડીંગ્સ, ચોપાટી, મુંબઇ.

**કાંગા,** સર જમશેદજી બેરામજી, નાઇટ, એમ. એ. એલ એલ. બી. એડવોકેટ. મુંબઇના શેર અને સ્ટોક બ્રોકર બેરામજી ભીખાજી કાંગાના એવણ બેટા થાય છે. એવણનો જન્મ ૧૮૭૫ ના સાલના ફેબરૂઆરી મહીનાની તા૦ ૨૭ મીને દીને થયો હતો. એવણે મુંબઇની એલફીનસ્ટન હાઇ સ્કુલ, વીલસન કોલેજ અને ગવર્નમેન્ટ લો સ્કુલમાં કેળવણી લીધી હતી. મુંબઇની હાઇકોર્ટના એડવોકેટ તરીકે એવણ ૧૯૦૩ ના સાલથી પ્રેકટીસ શરૂ કરી ૧૯૨૧ ના સાલ સુધી ચાલુ રાખી હતી કે જે સાલ દરમ્યાન એવણની મુંબઇની હાઇકોર્ટના એક વધારાના જડજ તરીકે નેમણુંક થઇ હતી. ૧૯૨૨ ના સાલથી તે ૧૯૩૫ ના સાલ સુધી એવણે મુંબઇની હાઇ કોર્ટના એડવોકેટ–જેનરલનો માનવંત ઓધ્ધો ભોગવ્યો હતો.

સરનામું:—૧૨૦, મલબાર હીલ, મુંબઇ.

**હીઝ હાઇનેસ ફરજંદે—ખાસ, દઉલતે ઇંગ્લીશ્યા, મનસુર–ઉલ–ઝમાન, અમીર-ઉલ–ઉમરા, મહારાજા ધીરાજ રાજ-રાજેશ્વર શ્રી. મહારાજા–શ્રી યાદવીન્દ્ર-સીંગજી—**એલ. એલ. ડી. મહેન્દ્ર બહાદુર યદુવંશાવતન ભટી કુલભુષણ, તે પતીયાલાના હાલના ના૦ મહારાજાનો જન્મ ૧૯૧૩ ના સાલની જાનેવારી માસની તા૦ ૭ મીને દીને થયો હતો. ના૦ મહારાજાને શરૂઆતની કેળવણી આપવાનું કામ હિંદી શીક્ષકો ઉપર છોડવામાં આવ્યું હતું. જે પછી એઓ નામવર લાહોરની એટકીસન કોલેજમાં જોડાયા હતા કે જ્યાં સ્પોર્ટસમાં અને ખાસ કરીને ક્રીકેટમાં તેઓએ નામના મેળવી હતી, એટલુંજ નહી, પણ અભ્યાસમાં પણ સંખ્યાબંધ ઇનામો મેળવ્યાં હતાં. ૧૯૩૦ ના સાલમાં તેઓ પોતાના પીતા સાથ ઇંગ્લાંડની મુલાકાતે ગયા હતા. Phitlaur ની પોલીસ ત્રેનીંગ સ્કુલમાં તેઓએ પોલીસ ત્રેનીંગ લીધી હતી. વીલાયતથી સ્ટેટમાં પાછા ફરતા તેઓએ રાજ્યમાં સંખ્યાબંધ અગત્યના વહીવટી ઓહ્દાઓ ભોગવ્યા હતા.

૧૯૩૮ ના સાલના માર્ચ માસમાં 'ગાદી' ઉપર બીરાજ્યા પછી તુરતજ નામવર મહારાજાએ પોતાની પ્રજાની નૈતિક તેમજ આરથીક સ્થીતિ સુધારવા અર્થે સંખ્યાબંધ સુધારાઓ અમલમાં મુકયા હતા. જેવા કે ગ્રામ્ય ઉનંતીઅને જાહેર આરોગ્યને લગતાં ખાતાંઓ, સ્ટેટની મેડીકલ સરવીસીસમાં બહોળા સુધારા–વધારાઓ, સ્ટેટની શાળાઓ અને કોલેજોની સંખ્યામાં વધારો, જાગીર સીસ્ટમ, Game presterves, કેટલાક લાભદાયક પગલાંઓને ઉત્તેજન તેમજ સ્ટેટની નાણાપ્રકરણી સ્થીતીમાં સુધારાઓ જે છેલ્લાં ત્રણ વરસોથી કરવામાં આવ્યા છે. ઉપરાંત બીજા અનેક સુધારાઓ એ નામવર તરફથી પોતાના રાજ્યઅમલ દરમ્યાન અમલમાં મુકવામાં આવ્યા હતા.

૧૯૩૯ ના સાલના સપટેમ્બર માસમાં લડાઇ ફાટી નીકળતા નામવર મહારાજાએ પોતાના કુટુંબી ત્રાડીશનો તેમજ પોતાની લડાયક પ્રજાના જુસ્સા અનુસાર તેને વફાદાર રહી ના૦ વાઇસરોય ઉપર તાર કરી લડાઇનું કાર્ય ફ-તેહમંદીથી બજા લાવવામાં બ્રીટીશ સરકારને સહાય થવા એ નામવરે પોતાની અંગત સેવાઓ તેમજ સ્ટેટના સર્વે સાધનો તેઓ નામવર (વાઇસરોય)ને ચરણે મેળવવાની માગણી કીધી હતી. અત્યાર સુધીમાં નામવર મહારાજાએ 'બ્લેનહેમ બોમર'ની ખરીદી માટે ના૦ વાઇસરોયના લડાઇ અંગેની કોશીષોના ફંડમાં રૂ. ૨ લાખ તેમજ સેલરો માટેનાં કીંગ જયોરજીસ ફંડમાં રૂ. ૧૦૦૦ તેમજ સેન્ટ ડનટન્સ ફંડમાં રૂ. ૫૦૦૦ નો ફાળો આપ્યો છે. એ ઉપરાંત એ નામવરે લંડન મધે હવાઇ હુંમલાઓથી ભોગ થઇ પડેલાઓને રાહત આપવા માટેનાં ફંડમાં ૧૦૦૦ પાઉંડ તેમજ સીમલા ડીસ્ત્રીકટ વોર કમીટી તરફથી ઉભાં કરવામાં આવેલાં એરોપ્લેન ફંડમાં રૂ. ૧૦૦૦ ભર્યા છે.

વોર બોર્ડ ખુલ્લી મુકવાને લગતી ક્રીયાના પ્રસંગે નામવર મહારાજાએ લડાઇના આ યોગ્ય કારણ અર્થે પોતાનો બની શકતો સહકાર આપવાની પોતાની પ્રજાને જોશભેર અરજ ગુજારતાં હીંદી લશકરમાં ૪૦૦૦ રેકરૂટોની ભરતી કરવાનો પોતાનો નીર્ણય જાહેર કીધો હતો કે જેનો સંપુર્ણ અમલ પણ થઇ ચુકયો છે.

લડાઈને અંગેની કોશીસો વધારવાના હેતુથી નામવર મહારાજાએ પોતાના રાજ્યના અગત્યના વીસ્તારોની જાતે મુલાકાત લીધી હતી, કે જે દરમ્યાન જુદા જુદા ઇલાકાઓ ના શહેરીઓ તરફથી સારી જેવી રકમની 'Purses' એ નામવરને એનાયત થવા ઉપરાંત તેઓ (શહેરીઓ) તરફથી એવી ખાત્રી આપવામાં આવી હતી કે તેઓ પોતાના માનવંત રાજ્યકર્તાની ખાએસો અને ફરમાનો અનુસાર કામ લેવામાં સહેજબી પછાત પડશે નહી. સ્ટેટના નોકરોએ અત્યાર સુધીમાં રૂ. ૭ લાખની વોર લોન્સની ખરીદી કરવા ઉપરાંત લડાઈ અંગેના ફંડમાં સારીજેવી રકમ 'ડોનેશન્સ' દાખલ આપી છે.

શીખ કોમના એક માન પામેલા આગેવાન તરીકે નામવર મહારાજાએ પોતાની કોમ જોગી એક જુસ્સાદાર અપીલ બાહેર પાડી શીખ લડાઇઓ પછી બ્રીટીશ તાજ અને શીખો વચ્ચે સંધાયલી એખલાસભરી મીત્રાચારી પછીથી બ્રીટીશ તાજ પ્રત્યેના શીખ પંથના ભુતકાલના વફાદારીભર્યા સંબંધો અને 'ત્રાડીશનો'ની તેઓ નામવર તરફથી તેને (પંજાને) યાદ આપવામાં આવી હતી.

**ફઝલુલ હકક,** એ. કે.- ૧૮૭૩ માં ચખાર (બારીસાલ) ખાતે એમનો જન્મ થયો હતો. બારીસાલ અને કલકત્તા ખાતે વિદ્યાભ્યાસ કરી પ્રેસીડંસી કોલેજમાં ૧૮૯૪ માં ગ્રેજ્યુએટ થયા હતા. ૧૯૦૦ માં કલકત્તા હાઇકોર્ટમાં વકીલ તરીકે જોડાયા હતા. એ પછી તેઓ સરકારી નોકરીમાં દાખલ હતા પણ મતભેદને કારણે ૧૯૧૨ માં સરકારી નોકરી છોડી દીધી હતી. ફરી પાછા હાઇકોર્ટમાં દાખલ થયા અને પાછળથી તેમને બંગાળની લેજીસ્લેટીવ કાઉન્સીલમાં ચુંટી કાઢવામાં આવ્યા હતા. ૧૯૧૯ માં હિંદી રાષ્ટ્રીય મહાસભામાં તેઓ જોડાયા હતા. ૧૯૧૮ માં ઓલ-ઇંડીઆ મુસ્લીમ લીગના પ્રમુખ બન્યા હતા. અને ૧૯૧૮ માં કોંગ્રેસના સામાન્ય મંત્રીના પદે આવ્યા હતા. ૧૯૨૪ માં શ્રી. ફઝલુલ હકક બંગાળ સરકારના પ્રધાન નીમાયા હતા પરંતુ એજ વર્ષમાં એમને રાજીનામું આપી દેવું પડયું હતું. બન્ને ગોળમેજી પરિષદોનાં તેઓ ડેલીગેટ હતા. ૧૯૩૪ માં બંગાળની એસેમ્બલીમાં ચુંટાઇ ગયા હતા. ૧૯૩૫-૩૬ માં કલકત્તાના મેયરપદે આવ્યા હતા. ૧૯૨૭ થી બંગાળના પ્રોજા પક્ષના તેઓ અગ્રેસર છે. અત્યારે બંગાળમાં અસ્તીત્વ ધરાવતા સંયુકત પ્રધાનમંડળના તેઓ વડા પ્રધાન છે.

સરનામું:—સેક્રેટરીઅટ, કલકત્તા.

**ગીડની,** સર હેનરી, નાઇટ (૧૯૩૧) લેફ્ટ. કર્નલ., આઇ. એમ. એસ.,—એમનો જન્મ ૧૮૭૩ માં થયો હતો.



કલકત્તા, ઓક્ષફર્ડ અને કેમ્બ્રીજ ખાતે શિક્ષણ લીધા પછી ૧૮૯૮ માં ઇંડીઅન મેડીકલ સર્વીસમાં જોડાયા હતા. ૧૯૧૯ થી તેઓ એંગ્લો-ઇંડીઅન અને ડોમીસાઇલ્ડ યુરોપીઅન એસોસીએશનના પ્રમુખ છે અને એંગ્લો ઇંડીઅનોના પ્રશ્નોમાં ખુબ રસ લઇ રહયા છે. ગોળમેજી પરીષદના એક ડેલીગેટ હતા અને ૧૯૨૧ થી હીંદની વડી ધારાસભાના સભ્ય ચુંટાતા આવ્યા છે.

**અંબાલાલ સારાભાઇ**—વેપારી. એવણુનો જન્મ ૧૮૮૯ના સાલમાં થયો હતો. એઓ જ્યારે પાંચ વરસના હતા ત્યારે એઓના માતાપીતા ગુજરી ગયા હતા. મેત્રીક સુધીની કેળવણી ખાનગીમાં લીધા બાદ એઓ ગુજરાત કોલેજમાં જોડાયા હતા.. એવણુના કાકા જેઓ એવણુના વાલી હતા, તેમજ જેઓ એવણુના પીતાના બીઝનેસ ઉપર દેખરેખ રાખતા હતા. તેઓનું અવસાન થવાથી ૧૯૦૮ના સાલમાં પોતાના પીતાના બીઝનેસમાં જોડાવા માટે એવણુને એ વરસમાં વધુ કેળવણી લેવાનું પડતું મેલવું પડયું હતું. ૧૯૧૦ના સાલમાં એવણુના લગ્ન રાજકોટવાલા સર હરીલાલ ગોસલ્યા, એમ.એ., એલ.એલ.બી.ની વડી બેટી સરલાદેવી સાથ થયાં હતાં. અમદાવાદની કેલીકો મીલ્સ, અને જુબીલી મીલ્સ તેમજ ઇંડસ્ત્રીયલ કોરપોરેશન લીમીટેડ (બીહાર સુગર વર્કસ, પચમારી)ની મેનેજીંગ એજંટોની પેઢીના ભાગીદાર અને કમપાલાની કમપાલા જેનરલ એજન્સી લીમીટેડ અને મુંબઇની ધી યુગેન્ડા કોટન ત્રેડીંગ કુંપની લીમીટેડના ગવરનીંગ ડીરેકટર, અને બકુભાઇ એન્ડ અંબાલાલ લીમીટેડ લંડનના એક ડીરેકટર. ઉપર જણાવેલી પહેલી બે કુંપનીઓ સીવાયની બીજી કુંપનીઓની પ્રગતી એવણેજ કીધી હતી. ૧૯૨૦ના સાલમાં એવણે કેલીકો તેમજ જુબીલી મીલો વીસ્તૃત બનાવી હતી, અને નમુનેદાર 'સ્પીનીંગ' અને 'વીવીંગ' ઉપરાંત હીંદમાં મોટા પાયા ઉપર સીવવાનો દોરો (Sewing Thread) બનાવવાનો સાહસ ખેડયો હતો. તે પછીથી મચ્છરદાનીઓ બનાવવા તેમજ "પ્રીન્ટીંગ" માટેના ખાસ પ્લાન્ટો કેલીકો મીલ્સમાં ફ-તેહમંદી સાથ મેળવવામાં આવ્યા હતા. એઓની ધી યુગેન્ડા કોટન ત્રેડીંગ કુંપની લીમીટેડ નામની કુંપની મુંબઇની ધી સ્વસ્તીક ઓઇલ મીલ્સ લીમીટેડના મેનેજીંગ એજન્ટ છે. એવણુ મુંબઇ અને અમદાવાદની બેન્કીંગ, ઇન્શ્યુરન્સ, રેલ્વે, સીમેન્ટ, ઓઇલ, સુગર, ટેક્ષટાઇલ્સ, ઇલેકત્રીક સપ્લાઇ અને મુંબઇની બીજી અનેક કંપની જેમાં મુંબઇની બેન્ક ઓફ ઇંડીઆ લીમીટેડ, ન્યુ ઇંડીઆ એશ્યુરન્સ કુંપની લીમીટેડ અને એસોસીએટેડ સીમેન્ટ કુંપનીઝ લીમીટેડ પણ આવી જાય છે તેના એક ડીરેકટર છે. તેઓએ થોડાંક વરસો સુધી અમદાવાદની મીલમાલેકોની મંડળીના પ્રેસીડંટનો તેમજ અમદાવાદની મ્યુનીસીપાલીટીના એક સભાસદ તરીકેનો ઓધ્ધો ભોગવ્યો હતો કે જે મ્યુનીસીપાલીટીમાં તેઓ ઇંડીપેન્ડન્ટ પાર્ટીના લીડર હતા. અમદાવાદની ગુજરાત કલબના એઓ પ્રેસીડન્ટ છે એવણુ ઉપર કૈસરે હીંદના સોનાના ચાંદની પણ નવાજેશ થઇ હતી. ૧૯૩૦ના સાલમાં મહાત્મા ગાંધીની ધરપકડ થતાં તેવણે તે ચાંદ સરકારને પાછો વાળ્યો હતો. તેઓ નાતજાતમાં માનતા નથી અને તેથીજ જૈન કોમમાંથી પોતાનું રાજીનામું આપ્યું હતું. એવણુની હકુમત અને વહીવટ હેઠળની કુપનીઓ કામદારોનાં હીતઅર્થેનું સામાજીક (social) તેમજ તેઓની ઉન્નતી (welfare) ને લગતું ઘણું સારૂં કાર્ય કરી રહી છે. હીંદ તેમજ હીંદની બાહેર એવણે ઘણી મુસાફરીઓ કીધી છે. એવણુની 'હોબીઝ'માં

વાંચન (reading), બાગબાની horticulture), અને ખેતીવાડી (agriculture) નો સમાવેશ થાય છે.

સરનામું:—'ધી રીટ્રીટ', શાહીબાગ, પી. ઓ. અમદાવાદ.

**બેન્થાલ,** સર એડવર્ડ ચાર્લ્સ, કલકત્તાની બર્ડ એન્ડ કુંપનીનાં અને ૧૯૨૯થી એફ. ડબલ્યુ. હીલ્જર્સ એન્ડ કું૦ના મુખ્ય ભાગીદાર છે—એમનો જન્મ ૧૮૯૩ માં થયો હતો. ૧૯૧૮ માં એમના લગ્ન માનવંતી કુમારી રૂથ મેકાર્થી કેમલ સાથે થયા હતા. એમણે ૧૯૧૪–૧૯૧૮ સુધી યુરોપીય વિગ્રહમાં ભાગ લીધો હતો. અને તે દરમ્યાન મેસોપોટેમીઆ વિગ્રહમાં એ ઘવાયા હતા. એઓ અનેક કંપનીઓના ડીરેક્ટર છે. ૧૯૨૬ થી ૩૪ સુધી ઇમ્પીરીઅલ બેંક ઓફ ઇંડીઆના ડીરેકટર હતા ૧૯૩૨ અને ૩૬ માં બંગાળ ચેમ્બર ઓફ કોમર્સના પ્રમુખ હતા. અને ૧૯૩૧–૧૯૩૪ અને ૩૮ માં એ સંસ્થાના ઉપ–પ્રમુખ હતા. ૧૯૩૨ અને ૧૯૩૬ માં હિંદુસ્તાન અને સીલોનની એસોસીએટેડ ચેમ્બર્સ ઓફ કોમર્સના પ્રમુખ, ૧૯૩૧–૩૨ માં લંડન ખાતે મળેલી ગોળમેજી પરિષદના પ્રતિનિધિ તરીકે ભાગ લીધો હતો. રીઝર્વ બેંક ઓફ ઇંડીઆના પણ ડીરેકટર છે. બંગાળની ધારાસભાના ૧૯૩૨ થી ૩૫ સુધી સભ્ય હતા. તે ઉપરાંત ૧૯૩૨–૩૩ માં હિંદની કાઉન્સીલ ઓફ સ્ટેટના સભ્ય હતા

સરનામું:—૩૭, બાલીગંજ પાર્ક, કલકત્તા.

**કે૦ સર જોસફ એસ્પડન,** નાઇટ, જે. પી.—મેસર્સ ડબલ્યુ. એચ. બરેડી એન્ડ કંપની લીમીટેડ, ના મેનેજીંગ ડીરેકટર, ઇમ્પીરીયલ એગ્રીકલચર રીસર્ચની કાઉનસીલના એવણુ એક સભાસદ છે. એમનો જન્મ ૧૮૮૪ ના સાલના જાનેવારી મહીનાની તા૦ ૨૦ મીએ થયો હતો. એમણે બોલટન, લેંકેશાયર, મધે કેળવણી લીધી હતી. ૧૯૦૭ ના સાલમાં એઓ હીંદ મધે આવ્યા હતા, અને હાલની પેઢીમાં જોડાયા હતા. મજકુર પેઢીના વહીવટ હેઠળની કેટલીક કુંપનીઓની બોર્ડના એવણુ મેનેજીંગ ડીરેકટર અને ચેરમેન છે. ૧૯૨૧, ૧૯૨૨ અને ૧૯૩૫ ના સાલ માં એવણુ મુંબઇના મીલમાલેકોની મંડળીના ચેરમેન હતા. માલેકોના ડેલીગેટ તરીકે ૧૯૨૩ ના સાલમાં મળેલી દેશપરદેશના મજુરોના કોનફરન્સમાં એમણે હાજરી આપી હતી. ૧૯૨૫ ના સાલ દરમ્યાન એમણે મુંબઇની ચેમ્બર ઓફ કોમર્સના વાઇસ-પ્રેસીડન્ટનો ઓધ્ધો ભોગવ્યો હતો. જ્યારે ૧૯૨૬ ના સાલમાં તેઓ મજકુર ચેમ્બરના પ્રેસીડન્ટ તરીકે ચુંટી કઢાયા હતા. ૧૯૨૫–૨૬ માં તેમજ તે પછી ૧૯૩૧–૩૨ માં એમણે ઈંડયન સેનત્રલ કોટન કમીટીના ઉપ–પ્રમુખનો પણ ઓધ્ધો ભોગવ્યો હતો. ૧૯૨૬ નાં સાલમાં એમણે મુંબઇની પ્રોહીબીશન ફીનાન્સ કમીટી અને બેકબે ઇનકવાયરી કમીટીના ચેરમેન તરીકે ઘણી અચ્છી સેવા બજાવી હતી. ૧૯૨૭ ના સાલમાં એમને નાઇટહુડની નવાજેશ થઇ હતી.

ઠેકાણું:—'વીલડરનેસ કોટેજ', નેપીયનસી રોડ, મુંબઇ.

જીજીભાઇ, સર જમશેદજી, છઠ્ઠા બારોનેટ, જે. પી.—એવણનો જન્મ ૧૯૦૯ના સાલના મે મહીનાની તા૦ ૧૦ મીએ થયો હતો. પાંચમા બારોનેટ સર



જમશેદજી જીજીભાઇ, કે. સી. એસ. આઇ ના એઓ બેટા છે. ૧૯૩૧ના સાલમાં એવણ પોતાના પિતાની જગ્યાએ આવ્યા હતા, કે જે વખતે પોતાના કાવસજીના નામને બદલે હાલના નામથી ઓળખાવા લાગ્યા હતા. એવણે મુંબઇની કેથીડ્રલ અને જોન કોનન હાઈસ્કુલમાં અને તે પછી કેમબ્રીજની કોનવીલ એન્ડ કેયુસ કોલેજમાં કેળવણી લીધી હતી. ૧૯૩૩ના સાલમાં એવણે બી. એ.ની પરિક્ષા પસાર કીધી હતી. ૧૯૩૪ અને ૧૯૩૫ના વરસોમાં એવણ મુંબઇની મ્યુનીસીપાલ કોરપોરેશનના એક સભાસદ તરીકે ચુંટી કઢાયા હતા. ૧૯૩૪ના સાલમાં એવણને સુલેહના અમલદાર (જે. પી.) બનાવવામાં આવ્યા હતા. ૧૯૩૫ના ડીસેમ્બરમાં એવણને ઓનરરી પ્રેસીડન્સી મેજીસ્ટ્રેટ બનાવવામાં આવ્યા હતા. ૧૯૩૪ના સપ્ટેમ્બરમાં એવણ મુંબઇ શહેરના ડીસ્ત્રીકટ સ્કાઉટ કમીશનર અને ૧૯૩૭ના સાલના જાનેવારીમાં મુંબઇ ઇલાકાના પ્રોવીનશ્યલ સ્કાઉટ કમીશનર નીમાયા હતા, કે જે ઓહ્દાનું એવણે ૧૯૩૮માં રાજીનામું આપ્યું હતું. ૧૯૩૮ના સાલના નવેમ્બરમાં એવણ પારસી પંચાયતોના ફંડઝ અને મીલ્કતોના ટ્રસ્ટી તરીકે ચુંટી કઢાયા હતા. એવણની જાહેર ચળવળોમાં નીચેનો સમાવેશ થાય છેઃ—સર જે. જે. પારસી બેનીવોલન્ટ ઇન્સ્ટીટયુશન, સર જે જે. ચેરીટી ફંડઝ, અને એન. એમ. વાહડયા ચેરીટીઝ, મુંબઇની પાંજરાપોળ, ધી ડીસ્ટ્રીકટ બેનીવોલન્ટ સોસાયટી વીગેરેના ટ્રસ્ટીઓની બોર્ડના ચેરમેન. સર જે. જે. સ્કુલ ઓફ આર્ટ, ડેવીડ સાસુન ઇંડસ્ત્રીયલ સ્કુલ આંધળાઓ માટેની વીકટોરીઆ મેમોરીયલ સ્કુલ, ગ્રાન્ટ મેડીકલ કોલેજ એનડાઉમેન્ટ ફંડઝ, ધી ડેકકન કોલેજ એનડાઉમેન્ટ ફંડઝ, બેરામજી જીજીભાઇ પારસી ચેરીટેબલ ઇન્સ્ટીટયુશન, જે. જે. હોસ્પીટલ નરસીંગ એસોસીએશન, નવરોજી વાહડયા મેટરનીટી હોસ્પીટલ, બાઇ મોટલીબાઇ વાહડયા હોસ્પીટલ ઝોરાસ્ત્રીયન બીલ્ડીંગ ફંડઝ, ફરામજી કાવસજી ઇન્સ્ટીટયુટ, પારસી બીલ્ડીંગ્સ માટેનાં એન. એન. અને આર. એન. વાહડયા ટ્રસ્ટના ટ્રસ્ટી. એઓ સંખ્યાબંધ જોઈટ સ્ટોક કુંપનીઓના ડીરેકટર પણ છે.

કલબ્સ—ધી વીલીંગ્ડન સ્પોર્ટસ કલબ, રોયલ ડબલ્યુ આઇ. ટી. સી. કલબ,

ધી રોટરી કલબ, રીપન કલબ, પારસી જીમખાના, ક્રીકેટ કલબ ઓફ ઇંડયા, બોમ્બે ફલાંઇગ કલબ, પુના કલબ, વીગેરે, વીગેરે.

સરનામું:—મઝગામ કાસલ, મુંબઇ: ફાઉનટેન હોલ, પુના.

**એઝરા,** સર એલવીન, નાઇટ (૧૯૨૬) એફ. આર. જી. એસ., એફ. આર. એસ. એ., એફ. આર. ઇ એસ., એફ. ઝેડ. એસ. જે. પી. (૧૯૨૮) મુંબઇવાલા મરહુમ જોસફ એલીયાસ એઝરાના એઓ બેટા થાય છે. એવણનો જન્મ ૧૯૦૦ ના સાલમાં થયો હતો. ૧૯૨૯–૩૨ સુધી એઓ સરકાર તરફના "નોમીની" તરીકે મુંબઇની મ્યુનીસીપાલીટીમાં બીરાજ્યા હતા. ૧૯૩૨ થી ૧૯૩૫ ના વરસો દરમ્યાન એમણે કોરપોરેશનમાં મુંબઇની ચેમ્બર ઓફ કોમર્સના પ્રતીનીધી તરીકે બેઠક ધરાવી હતી. સાસુન જે. ડેવીડ એન્ડ કુંપની લીમીટેડના એવણ ડીરેકટર હતા. ૧૯૩૧ ના સાલમાં એમણે મુંબઇના ઓનરરી પ્રેસીડન્સી મેજીસ્ટ્રેટનો ઓધ્ધો ભોગવ્યો હતો ૧૯૩૩ ના વરસમાં એમણે માથેરાનના ઓનરરી સ્પેશીઅલ મેજીસ્ટ્રેટ તરીકે સેવા બજાવી હતી બોમ્બે નેચરલ હીસ્ટરી સોસાયટી તેમજ મુંબઇના ગવર્નરઝ હોસ્પીટલ ફંડની એકઝીકયુટીવ કમીટીના એવણ એક મેમ્બર હતા. લંડનની સોસાયટી ઓફ ફીઝીકલ રીસર્સના એવણ એક ફેલો હતા. મુંબઇની એનથરોપોલોજીકલ સોસાયટીના એઓ એક સભ્ય હતા.

કલબો—મુંબઇની રોયલ સોસાયટીઝ, વીલીંગ્ડન, ઓરીએન્ટ, અને ટર્ફ કલબ.

સરનામું:—એસપ્લેનેડ રોડ મુંબઇ.

**બ્રુમફીલ્ડ,** ધી ઓનરેબલ જસ્ટીસ રોબર્ટ સ્ટોનહાઉસ—આઇ. સી. એસ. બી. એ. (કેન્ટબ) બાર–એટ–લો, મુંબઇની હાઇકોર્ટના માનવંત જડજ. એઓ નામવરનો જન્મ તા૦ ૧લી ડીસેમ્બર ૧૮૮૨ માં થયો હતો. એ નામવરે સીટી ઓફ લંડન સ્કુલ અને કેમ્બ્રીજની ક્રાઇસ્ટ કોલેજમાં કેળવણી લીધી હતી. ૧૯૦૫ ના સાલની તા૦ ૨૪ મી અકટોબરના દીને એ નામવર ઇન્ડીયન સીવીલ સરવીસ માં દાખલ થયા હતા. જે પછી એજ સાલના નવેમ્બર માસથી એઓની સતારાના એસીસ્ટન્ટ કલેકટર તરીકે હીંદમાં નેમણુંક થઇ હતી. ૧૯૦૯ ના સાલમાં એઓ એસીસ્ટન્ટ જડજ નીમાયા હતા. ૧૯૧૮ ના જુલાઇથી તે ૧૯૧૯ ના જાન્યુઆરી સુધી પેશાવર ખાતે એઓ નામવર લશ્કરી ડયુટી ઉપર હતા. ૧૯૧૯ ના એપ્રીલથી એઓ કામચલાઉ ડીસ્ટ્રીકટ અને સેશન્સ જડજ નીમાયા હતા, જે ઓધ્ધા ઉપર ૧૯૨૫ ના માર્ચ મહીનામાં એઓ કાયમ થયા હતા. ૧૯૨૮ ના સાલમાં એ નામવરની સેવાઓ વેસ્ટર્ન ઇન્ડીયા સ્ટેટસ એજન્સી મધે જુડીશ્યલ કમીશનર તરીકે હીંદી સરકાર હસ્તક મેલવામાં આવી હતી. ૧૯૨૮–૨૯ ના સાલ દરમ્યાન બારડોલી અને ચોર્યાસી તાલુકાઓની જમીન મહેસુલની આકારણી સંબંધમાં તપાસ કરવા માટે જુડીશ્યલ કમીશનર તરીકે એ નામવરની નેમણુંક થઇ હતી. ૧૯૨૯ ના સાલના નવેમ્બર મહીનામાં એઓ નામવરની મુંબઇની હાઇ કોર્ટના એક જડજ તરીકે નેમણુંક થઇ હતી. ૧૯૩૯ ના સાલમાં એવણની ઇસ્ટ ઇન્ડીયન રેલ્વે એકસીડન્ટસ ટ્રીબ્યુનલના પ્રેસીડન્ટ તરીકે નેમણુંક થઇ હતી.

ઠેકાણું—"મરેફીલ્ડ", મલબારહીલ, મુંબઇ.

**દીનાનાથ,**—રાય બહાદુર કર્નલ, તે ઇન્દોરના ના૦ મહારાજા હોલકરના દીવાન અને વડા પ્રધાન. એવણુનો જન્મ ૧૮૮૪ ના સાલના માર્ચ મહીનાની તા૦ ૧૩ મીએ થયો હતો. લાહોરની ગવર્નમેન્ટ કોલેજમાં તેમજ ઓક્ષફર્ડની એક્ષટર કોલેજમાં એવણે કેળવણી લીધી હતી લીનકન્સ ઇનમાંથી એઓએ બાર-એટ-લોની પરીક્ષા પસાર કીધી હતી. ૧૯૧૪ ના સાલથી તે ૧૯૨૦ ના સાલ સુધી નામદાર હોલ્કરના એસીસ્ટન્ટ પ્રાઇવેટ સેકરેટરી અને હુઝુર સેકરેટરી તરીકે એમણે કામ બજાવ્યું હતું. પતીયાલા સ્ટેટની હાઇ કોર્ટના જડજનો ઓધ્ધો પણ એમણે ૧૯૨૦–૨૩ માં ભોગવ્યો હતો. ૧૯૨૩-૨૪ માં પતીયાલાની સરકારના ફોરેન મીનીસ્ટર તરીકે સેવા બજાવી હતી. ૧૯૨૪–૨૫માં મંડી સ્ટેટના સુપ્રીન્ટેન્ડન્ટનો એમણે ઓધ્ધો ભોગવ્યો હતો. ૧૯૨૫ થી ૧૯૩૦ સુધી મંડી સ્ટેટના ચીફ સેકરેટરી અને ચીફ મીનીસ્ટરનો એવણે ઓધ્ધો ભોગવ્યો હતો. ના૦ વાઇસરોયની કોર્ટ મધેના ના૦ મહારાજાના પહેલા પ્રતીનીધી તરીકે ૧૯૩૦–૩૩ માં એમણે સેવા બજાવી હતી. ના૦ વાઇસરોયે નેમેલી કોર્ટ ઓફ આરબીત્રેશનના હોલ્કરની સરકાર તરફના એવણુ ૧૯૩૩ ના એપ્રીલમાં એક પ્રતીનીધી નેમાયા હતા. ૧૯૩૩ થી ૧૯૩૬ ના વરસો દરમ્યાન પતીયાલાની સરકારના જાહેર આરોગ્ય અને કેળવણી ખાતાંના પ્રધાનનો ઓધ્ધો ભોગવ્યો હતો. પંજાબની યુનીવરસીટીના એવણુ એક ફેલો (૧૯૩૪–૩૫) હતા. ૧૯૩૭ ના સાલના જાનેવારી માસની પહેલી તારીખે એઓ પતીયાલા સ્ટેટમાંથી રીટાયર્ડ થયા હતા. ૧૯૩૭ના ફેબ્રુઆરીમાં હોલ્કર સ્ટેટના એવણુ મીનીસ્ટર-ઈન-વેટીંગ હતા. જે પછી ફીનાન્સ મીનીસ્ટરનો ઓધ્ધો ભોગવી ૧૯૩૯ ના સાલમાં એઓ હોલ્કર સ્ટેટના વડા પ્રધાન નીમાયા હતા.

સરનામું:—ઇન્દોર, સી. આઇ.

**કલેટન,** સર હયુ બાયર્ડ, નાઇટ, (૧૯૩૮)—સી. આઇ. ઈ. (૧૯૩૪), આઇ. સી. એસ. એવણુનો જન્મ ૧૮૭૭ ની સાલના ડીસેમ્બર મહીનાની તા૦ ૨૪ મી એ થયો હતો. બોમ્બે એન્ડ સીંધ પ્રોવીનશ્યલ પબલીક સરવીસીસ કમીશનના ચેરમેન. એવણુનાં લગન એની બ્લાંન્સ નેપીયન સાથ થયાં હતાં. સેન્ટ પોલ્લ સ્કુલ અને ઓક્ષફર્ડની વેડહેમ કોલેજમાં એવણે કેળવણી લીધી હતી. ૧૯૦૧ ના સાલમાં એવણુ હીંદ આવ્યા હતા. મુંબઇ ઇલાકામાં એમણે જુદા જુદા અનેક મોટા ઓધ્ધાઓ ભોગવ્યા હતા. ૧૯૧૪ થી તે ૧૯૧૯ ના વરસો સુધી વોર ઓફીસની મીલીટરી ઇન ટેલીજન્સ બ્રાન્ચમાં એવણે સેવા બજાવી હતી. ૧૯૧૯ થી ૧૯૨૮ ના વરસો સુધી એવણે મુંબઇના મ્યુનીસીપાલ કમીશનરનો ઓધ્ધો ભોગવ્યો હતો. ૧૯૩૦ ના સાલથી કાઉનસીલ ઓફ સ્ટેટના એક સભ્ય હતા. હજ ઇનકવાયરી કમીટી (૧૯૨૯–૩૦) ના એવણુ ચેરમેન હતા. ૧૯૩૬ ના સાલ સૂધી એઓ સધર્ન ડીવીઝનના કમીશનર હતા.

ઠેકાણું:—મી૦ ડબલ્યુ. ડી. સેકરેટરીએટ, મુંબઇ.

**બીલીમોરીઆ,** ડા૦ રૂસ્તમજી બમનજી બી. એ. (૧૯૦૨) એમ, ડી. (૧૯૦૯) જે. પી. ઇ. સ. ૧૯૦૭ માં મુંબઇની ગ્રાંટ મેડીકલ કોલેજમાં જંતુ શાસ્ત્રના અધ્યાપક નીમાયા હતા. પારસી જનરલ હોસ્પીટલ સ્થપાઇ ત્યારથી આજ સુધી એ સંસ્થાના માનદ જંતુ શાસ્ત્રી અને માનદ તબીબ તરીકે કામ કરે છે. એમણે આશરે ૨૬ વર્ષ પહેલાં ક્ષયરોગના દર્દીઓ માટે પુનામાં એક આરોગ્ય ભુવન સ્થાપ્યું હતું. હાલ એ આરોગ્યભુવન પંચગની ખાતે ખસેડવામાં આવ્યું છે. અને ૧૯૩૮ માં એ સંસ્થાએ પચ્ચીસ વર્ષ પુરાં કર્યાં હતાં. ઇ. સ. ૧૯૩૬ માં એમને કેસરે હિન્દનો સુવર્ણ ચંદ્રક એનાયત કરવામાં આવ્યો હતો.



સરનામું:—વસીઆમલ બીલ્ડીંગ, ગ્રાંટ રોડ, મુંબઇ.

**ભાટે, શ્રી.** ગોવિંદ ચીમનાજી એમ. એ (મુંબઇ) એમનો જન્મ ૧૮૭૦ માં થયો હતો. એમણે પુનાની ડેકકન કોલેજમાં કેળવણી લીધી હતી. તેઓ ૧૮૯૫ થી ૧૯૧૮ સુધી પુનાની ફરગ્યુસન કોલેજના અધ્યાપક હતા ૧૯૩૧ થી ૩૩ સુધી સાંગલીની વીલીંગડન કોલેજના અધ્યાપક અને પ્રીન્સીપાલ હતા. એમણે અર્થશાસ્ત્ર, સાહિત્ય અને તત્વજ્ઞાનપર મરાઠી તેમજ અંગ્રેજીમાં ઘણા પુસ્તકો પ્રસિધ્ધ કર્યા છે અને અર્વાચીન મરાઠી સાહિત્યનો ઇતિહાસ પણ અંગ્રેજીમાં લખ્યો છે.

સરનામું:—મહાડ, કોલાબા ડીસ્ટ્રીકટ

**દાલમીયાં,** જયદયાળ – એવણનો જન્મ ૧૯૦૫ ના સાલમાં થયો હતો. શ્રીમતી કૃષ્ણા સાથ એઓ શાદીના ગાંઠથી જોડાયા હતા. રજપુતાના, કલકત્તા, અને મુંબઇમાં ખાનગીમાં કેળવણી લીધી હતી. (સાહિત્ય), ફીલસુફી (Philosophy) અને હીંદુ ધર્મને લગતાં પુસ્તકોનો ઉંડો અભ્યાસ કીધો હતો. પોતાની જીંદગીનાં કેટલાંક વરસો એવણે સામાજીક ઉન્નતી અને બીજાં પરોપકારી કાર્યો પાછળ કાઢયાં હતી. હીંદ તેમજ યુરોપમાં એવણે બહોળી મુસાફરીઓ કીધી છે. ગ્રેટ બ્રીટન અને કોનટીનન્ટના સાંચાકામ બનાવનારા તમામ અગત્યના કારખાનાઓની મુલાકાત લીધી હતી. નોરવે, ડેનમાર્ક અને જરમની મધેની પેપર અને સીમેન્ટ બનાવનારી પેઢીઓના એ જીણસો બનાવવાને લગતા જુદા જુદા 'પ્રોસેસો' સંબંધી ઉંડો અભ્યાસ કીધો હતો દાલમીયા ગરૂપની કુંપનીઓના એઓ મેનેજીંગ ડીરેકટર છે. મજકુર દાલમીયાં ગરૂપની શુગર, પેપર, સીમેન્ટ, અને કેમીકલ ફેકટરીઝના ટેકનીકલ વીભાગ ઉપર એઓ દેખરેખ રાખે છે, તેમજ એ વીભાગ એવણના તાબા હેઠળ છે. મીકેનીકલ અને ઇલેકટ્રીકલ એન્જીનીયરીંગના એવણ એક ઉલટમંદ અભ્યાસી છે. એઓ બે બેટાઓ નામે વીષ્ણુ હરી અને નરહરી તેમજ બેટી નામે ઉમા ધરાવે છે.

એઓની 'હોબીઝ' નીચલી છે—ઇંડસ્ત્રીયલ કેમીસ્ત્રી, ન્યુ મેરોલોજી, ટેનીસ અને ફોટોગ્રાફી.

ઠેકાણું:—શાન્તી નગર," કરાંચી.

**ગ્વાયર, ઓનરેબલ સર મોરીસ**— દીલ્લી યુનીવરસીટીના વાઇસ-ચાનસેલર તેમજ ઓક્ષફર્ડ યુનીવરસીટીના હીંદ મધેના પ્રતિનિધિના માનવંત ઓધ્ધાઓ ઉપરાંત એઓ નામવર હીંદની ફેડરલ કોર્ટના ચીફ જસ્ટીસ ઉંચ્ચ અને માનવંત ઓધ્ધો ભોગવે છે. ઇનર ટેમ્પલ મધેથી એવણે બેરીસ્ટરની પરીક્ષા પસાર કીધી હતી. કેટલાંક વરસ 'બાર' મધે પ્રેકટીસ કીધા પછી ઇન્સ્યુરન્સ કમીશનર (૧૯૧૨-૧૯૧૬) ના એવણુ સોલીસીટર નેમાયા હતા. જે પછી મીનીસ્ત્રી ઓફ શીપીંગના એડવાઇઝર (કાયદા સંબંધી સલાહકાર)નો ઓધ્ધો ભોગવ્યો હતો. ૧૯૧૯ના સાલથી સાત વરસ સુધી એઓ નામવરે વીલાયતના આરોગ્ય ખાતાંના પ્રધાનમંડળના સોલીસીટર અને લીગલ એડવાઇઝર તરીકે કામ કીધું હતું. જે પછી ૧૯૨૬ થી ૧૯૩૩ ના વરસો સુધી ના૦ શહેનશાહની ત્રેઝરીના પ્રોકયુરેટર-જનરલ અને સોલીસીટર તરીકે તેમજ ૧૯૩૪ થી ૧૯૩૭ ના વરસો સુધી નામદાર શહેનશાહની ત્રેઝરીના ફર્સ્ટ પાર્લામેન્ટરી કાઉન્સલના ઓધ્ધાઓ ભોગવ્યા હતા. ૧૯૩૦ ના સાલમાં કોડીફીકેશન ઓફ ઇનટરનેશનલ લો સંબંધી હેગ ખાતે મળેલી કોન્ફરન્સના એવણુ પહેલાજ ડેલીગેટ હતા. ૧૯૩૨ ના સાલમાં નેમાયલી ઇંડીઅન સ્ટેટસ ઇનકવારી કમીટી ઉપર પણ એમણે સેવા બજાવી હતી.

સરનામું:— ન્યુ દીલ્લી.

**દાબુ, રાજરત્ન દિનશાહ રતનજી,** બી. એ.—એમનો જન્મ ૧૮૮૫માં જાણીતા દાબુ કુટુમ્બમાં થયો હતો. એલ્ફીન્સ્ટન કોલેજમાં અભ્યાસ કર્યા પછી પિતાના જંગલ અને જાહેર બાંધકામના કંટ્રાકટના ધંધામાં જોડાયા. એમણે ૧૯૧૨ માં યુરોપનો પ્રવાસ પણ કર્યો હતો. મુંબઇ



પ્રાંતના નિવૃત્ત સીવીલ સરજયન ડો૦ મંચેરજી જામાસજી મીસ્ત્રીની પુત્રી જરબાઈ સાથે એમણે લગ્ન કર્યા છે. વડોદરાની ધારાસભા, મ્યુનિસિપાલીટી, જીલ્લા લોકલ બોર્ડ, સહકારી ચળવળ અને બીજી સંસ્થાઓમાં તેઓ આગળ પડતો ભાગ લઇ રહયા છે. ૧૯૨૩ થી ૧૯૨૫ સુધી નવસારી મ્યુનિસિપાલીટીના પ્રમુખ ચુંટાયા હતા. તેમને રાજ્યભુષણનો ખિતાબ એનાયત થયો છે અને બીજા ચંદ્રકો પણ અપાયા છે.

સરનામું:—લુન્સી કુઈ, નવસારી, (વડોદરા રાજ્ય).

**ભંડારી** શ્રી. જગન્નાથ, રાયબહાદુર રાજરતન, એમ. એ., એલ એલ. બી.,—ઇડર સ્ટેટના આ દિવાનનો જન્મ ૧૮૮૨ માં થયો હતો. શ્રીમતી વેદકુંવરજી સાથે એમના લગ્ન થયાં હતાં. એમણે લાહોરની સરકારી કોલેજ અને લો કોલેજમાં અભ્યાસ કર્યો હતો. ૧૯૧૪ સુધી એમણે ફીરોઝપુર ખાતે વકીલાતનો ધંધો કર્યો હતો. એ પછી ઈડર રાજ્યના ખાનગી મંત્રી તરીકે રાજ્યની નોકરીમાં દાખલ થયા હતા અને ૧૯૩૧ માં દિવાન નીમાયા હતા.

સરનામું:—ઇડર, સ્ટેટ.

**કીરપાલાની**, હીરાનંદ કુશીરામ—સી. આઇ. ઇ., (૧૯૩૭), આઇ. સી. એસ. એમ. એ. (મુંબઇ બી. એ. (ઓક્ષન) બાર–એટ–લૉ (લીનકન્સ ઇન). ૧૯૩૮ ના ઓકટોબરથી બોમ્બે પોર્ટ ટ્રસ્ટના એઓ ચેરમેન છે. એવણુનો જન્મ ૧૮૮૮ ના સાલના જાનેવારી મહીનાની તા૦ ૨૮ મીએ થયો હતો. એમણે હઇદ્રાબાદની એન. એચ. એકેડેમી, કરાંચીની ડી. જે. સીંધ કોલેજ, અને ઓક્ષફર્ડની મરટન કોલેજમાં કેળવણી લીધી હતી. ૧૯૧૨ થી ૧૯૧૮ ના વરસો દરમ્યાન એવણુ અમદાવાદ, ભરૂચ અને સુરતના મદદનીશ કલેકટર અને મેજીસ્ટ્રેટ નીમાયા હતા. તે પછી એઓએ નીચલા ઓધ્ધાઓ ભોગવ્યા હતા:—૧૯૧૮–૨૦ માં સુરતના મ્યુનીસીપલ કમીશનર, ૧૯૨૧ માં ગુજરાતના તાલુકદારી સેટલમેન્ટ ઓફીસર, એજ સાલમાં મુંબઇના ડેપ્યુટી મ્યુનીસીપાલ કમીશનર તરીકેનો ઓધ્ધો પણુ એમણે ભોગવ્યો હતો. ૧૯૨૩–૨૪ માં ખેડાના કલેકટર અને ડીસ્ટ્રીકટ મેજીસ્ટ્રેટ, ૧૯૨૪–૨૬ માં મુંબઈ સરકારના રેવન્યુ ડીપાર્ટમેન્ટના ડેપ્યુટી સેકરેટરી, ૧૯૨૬ ના સાલમાં મુંબઇ શહેરના એકટીંગ મ્યુનીસીપલ કમીશનર, ૧૯૩૧ ના સાલમાં કોલાબા ડીસ્ટ્રીકટના કલેકટર, ૧૯૨૯ માં ઇંડીઅન સેન્ટ્રલ કોટન કમીટીના ડેપ્યુટી સેકરેટરી, ૧૯૩૦–૩૧ થી પંચમહાલના કલેકટર, અને રેવાકાંઠાના પોલીટીકલ એજન્ટનો ઓધ્ધો ભોગવ્યો હતો. તે પછી ૧૯૩૧ થી ૧૯૩૪ ના સાલ સુધી એવણે મુંબઇ શહેર માટેના મ્યુનીસીપલ કમીશનરનો ઓધ્ધો ભોગવ્યો હતો. ૧૯૩૫ ના સાલમાં મુંબઇ સરકારના જેનરલ ડીપાર્ટમેન્ટના સેકરેટરી અને ૧૯૩૮ ના સાલ સુધી સીંધની સરકારના ચીફ સેકરેટરી તરીકે એવણે સેવા બજાવી હતી.

સરનામુ:—નોર્થ એન્ડ કારમાઇકલ રોડ, ખંબાલાહીલ, મુંબઇ.

**અબદુલ કયુમ**, નવાબ, સર સાહેબઝાદા,—સી. આઈ. ઇ. (૧૯૦૮), કે. સી. આઇ ઈ. (૧૯૧૭). એવણુનો જન્મ ૧૮૬૬ ના સાલમાં થયો હતો. અગાઉ એવણુ હીંદી સરકારના ફોરેન અને પોલીટીકલ ડીપાર્ટમેન્ટમાં હતા, તેમજ ૧૮૮૮ ના (ડીસપેચીઝ) બાઇઅર બ્લેક માઉનટેન એક્ષપીડીશનના એવણુ પોલીટીકલ એજન્ટ હતા. એ ઉપરાંત એવણે ૧૮૯૧ ના સમાના એક્ષપીડીશનના, ૧૮૯૭–૯૮ (ડીસપેચીઝ ખાનબહાદુર)ના ટીરાહ એક્ષપીડીશનના, ૧૯૦૮ (સી. આઇ. ઇ.)ના ઝકકા ખેલ એક્ષપીડીશનના, ૧૮૯૪–૯૫ ના ઇંડો અફઘાન બાઉન્ડરી કમીશનના પોલીટીકલ એજન્ટ તરીકે સેવાઓ બજાવી હતી. ૧૯૨૩ ના સાલથી એઓ એમ. એલ. એ. છે. ૧૯૧૫ ના સાલમાં એવણુને નવાબનો ખેતાબ મળ્યો હતો. ૧૯૨૯ ના સાલમાં કૈસરે હીંદના સોનાના ચાંદની એવણુ ઉપર નવાજેશ થઇ હતી. પેશાવરની ઇસ્લામ કોલેજના સ્થાપકોમાંના એક તેમજ તેના એક લાઇફ ઓનરરી સેક્રેટરી છે. ઇંડીઅન રાઉન્ડટેબલ કોન્ફરન્સના એઓ એક સભાસદ હતા. ઉત્તર પશ્ચીમ સરહદ પ્રાંતના ચીફ મીનીસ્ટરનો એવણે કેટલોક વખત સુધી ઓધ્ધો ભોગવ્યો હતો.

ઠેકાણું:—પેશાવર.

**ગઝનવી,** ધી ઓનરેબલ અલહજ નવાબબહાદુર, સર અબદુલ કરીમ અબુ આહમદખાન, નાઇટ, (૧૯૨૮)—એવણુ એક જમીનદાર અને દીલડુઅરના જાગીરદાર છે. એઓનો જન્મ ૧૮૭૨ના સાલના ઓગસ્ટ માસની તા૦ ૨૫ મીએ થયો હતો. એવણે ડીવોનસીયરના એક્ષમથ ખાતેની સેન્ટ પીટર્સ સ્કુલમાં કેળવણી લીધી હતી. જ્યારે ચઢયાતી કેળવણી લંડનની મેસર્સ રેન એન્ડ ગરનીસ ઇન્સ્ટીટયુશન મધે તેમજ ઓક્ષફર્ડ અને Jena (Germany)ની યુનીવરસીટીઓમાં લીધી હતી. ૧૮૯૪માં એઓ વિલાયતથી હીંદ પાછા ફર્યા હતા. અને પોતાના વડવાઓની મીલ્કતોનો કબજો લીધો હતો. એવણુના લગ્ન ૧૮૯૪માં નવાબ બેગમ લેડી રાઈડીનીસા ખાનુમ સાથ થયાં હતાં, જેઓને પેટે તેઓ એક બેટો અને ચાર બેટીઓ ધરાવે છે. ૧૯૦૬થી ૧૯૧૬ના વરસો સુધી એવણુ ઇમ્પીરીયલ લેજીસ્લેટીવ કાઉન્સીલના એક સભાસદ હતા. હજને લગતા ત્રાફીક (Pilgrim traffic)ના સવાલ બાબે તપાસ ચલાવવા માટે ૧૯૧૩ના સાલમાં એવણુને હેમઝ, પેલેસ્ટાઈન અને સીરીયાના માજી રાજા હુસેનની કોર્ટ સમક્ષ એક પોલીટીકલ મીશન અર્થે મોકલવામાં આવ્યા હતા. ૧૯૨૩ અને ૧૯૨૬ના સાલો દરમ્યાન એવણે બંગાળની લેજીસ્લેટીવ કાઉન્સીલમાં પ્રવેશ કીધો હતો. અને ૧૯૨૪માં અને તે પછી ફરી ૧૯૨૭ના સાલમાં તેઓ બંગાળની સરકારના મીનીસ્ટર બન્યા હતા. ૧૯૨૫ના સાલમાં ઇંડીયન આરમ્સ એકટમાંથી એઓને મુકતી બક્ષવામાં આવી હતી. ૧૯૨૯માં બેંગાલ પ્રોવીનશ્યલ સાઇમન કમીટીના ચેરમેન તરીકે એવણુ ચુંટી કઢાવા હતા. એજ સાલના એજ સાલના એપ્રીલ મહીનામાં બંગાળ સરકારની કારોબારી કાઉન્સીલના એક સભાસદ તરીકે નેમાયા હતા.

પબ્લીકેશન્સ—"Pilgrim Traffic to Hedjaz and Palestine." Muslim Education in Bengal and other works.

સરનામું:—નોર્થ હાઉસ, દીલદુઆર, મેમેનસીંગ, અને રાઇટર્સ બીલ્ડીંગ, કલકત્તા.

**બીલીમોરીઆ,** મીસીસ ગુલેસ્તાન રૂસ્તમ, એમ. એ. એઓ ડા૦ રૂસ્તમજી બીલીમોરીઆના પત્ની થાય છે. મુંબઇ યુનીવરસીટીની સેનેટ અને સીન્ડીકેટના સભ્ય છે. એમના ચિત્રો હિંદુસ્તાનના બધા કળા પ્રદર્શનોમાં મુકાય છે. એમના ચિત્રોમાંનું એક પ્રીન્સ ઓફ વેલ્સ મ્યુઝીઅમના ટ્રસ્ટીઓએ ખરીદી લઇ મ્યુઝીઅમમાં લટકાવ્યું છે. ઘણી સંસ્થાઓ સાથે કાંતો પ્રમુખ, કાંતો ખજાનચી કે મંત્રી તરીકે આ બાનુને સંબંધ છે. પરંતુ એમના પતિએ સ્થાપેલા અને પંચગની ખાતે આવેલા બેલએર નામના ક્ષય પિડિતો માટેના આરોગ્યભુવનના કામમાં એઓ ઘણો રસ લે છે. યુનીવર્સીટી કમીશન અને બીજા કમીશનો આગળ એમણે જુબાની આપી છે. કોન્સ્ટીટયુશન ફંકશન્સ અને ફીનાન્સ ઓફ ઇન્ડીઅન મ્યુનીસીપાલીટીઝ નામનું ઉપયોગી પુસ્તક પ્રસિધ્ધ કર્યું છે.

સરનામું:—થોબર્ન હાઉસ, એપોલો બંદર, મુંબઇ.

**ભાતનગર**, શ્રી. શાંતિ સ્વરૂપ એ. બી. ઇ. ડી. એસ. સી.—લાહોર યુનિવર્સીટીની કેમીકલ લેબોરેટરીઝના આ ડીરેકટરનો જન્મ ૧૮૯૫ માં થયો હતો. એમણે લાહોર, લંડન અને બર્લીનમાં અભ્યાસ કર્યો હતો ઇ. સ. ૧૯૧૫ માં એમના લગ્ન શ્રીમતી લજવન્તી સાથે થયાં હતાં એઓ પંજાબ યુનીવર્સીટીની સેનેટ અને સીન્ડીકેટના સભ્ય છે તેમજ બનારસ હિંદુ યુનીવર્સીટીની કાઉન્સીલના પણ સભ્ય છે. હિંદ બહાર જુદે જુદે સ્થળે ભરાયેલાં અનેક વિજ્ઞાનના સમારંભોમાં તથા પરિષદોમાં હિંદના પ્રતિનિધિ તરીકે એઓ હાજર રહયા હતા. અને હિંદુસ્તાનમાં વિજ્ઞાન અંગે નીમવામાં આવેલી અનેક કમીટીઓના સભ્ય છે. એમના પ્રસિદ્ધ પુસ્તકો પ્રીન્સીપલ્સ એન્ડ એપ્લીકેશન્સ ઓફ મેગનેટો ઇલેકટ્રીસીટી.

સરનામુ:—કરબી, જેલ રોડ, લાહોર.

**બીલીમોરીઆ**, ખાનબહાદુર અરદેશર રૂસ્તમજી જે. પી—એમનો જન્મ ૧૮૮૨ માં થયો હતો. એમણે નવસારીની સર. સી. જે. જરથોસ્તી મડરેસા અને મુંબઇની ન્યુ હાઇસ્કુલ અને વીલ્સન કોલેજમાં કેળવણી લીધી હતી. ૧૯૦૧ માં એમના લગ્ન શેઠ ડોસાભાઇ લામેંગુસીની પુત્રી બચુબાઇ સાથે થયાં હતાં એઓ ઓનરરી મેજીસ્ટ્રેટ પણ છે. ઘણી સીનેમા કુંપનીઓ તથા થીએટરોના ચાલક અને ભાગીદાર છે અને યુરોપથી આવતા કલાકારોના સલાહકાર તેમજ સહાયકાર તરીકે કામ કર્યું છે.

સરનામું:—પાલનજી હાઉસ, ન્યુ ચર્ની રોડ.

**પીટીટ,** સર દીનશાહ માણેકજી—ત્રીજા બારોનેટ. એવણનો જન્મ ૧૯૦૧ના સાલના જુન મહીનાની તા૦ ૨૪મીએ થયો હતો. એવણ સર દીનશાહ માણે-



કજી પીટીટ, બીજા બારોનેટ અને દીનબાઇ તે સર જમશેદજી જીજીભાઇ ત્રીજા બારોનેટનાં બેટીના બેટા થાય છે. ૧૯૨૮ના સાલમાં એઓનાં લગ્ન મરહુમ સર આર. ડી. તાતાના બેટી સીલ્લાં સાથ થયાં હતાં. જેઓને પેટે એઓ એક બેટો અને એક બેટી ધરાવે છે. એમણે મુંબઇની સેન્ટ ઝેવ્યર્સ કોલેજ અને કેમબ્રીજની ત્રીનીટી હોલ મધે કેળવણી લીધી હતી. ૧૯૨૫ ના સાલમાં એવણે ઈન્ટર ટેમ્પલમાંથી બેરીસ્ટરની પરિક્ષા પસાર કીધી હતી. એઓના વારસ બેટા નશરવાનજી દીનશાહ પીટીટનો જન્મ તા૦ ૧૩મી ઓગસ્ટ, ૧૯૩૪ના સાલમાં થયો હતો.

સરનામું:—પીટીટ હોલ, મલબાર હીલ, મુંબઇ.

**મીત્ર,** ધી ઓનરેબલ સત્યાનંદ ચંદ્ર—એમ. એ., બી. એલ. બંગાળની લેજીસ્લેટીવ કાઉન્સીલના એઓ પ્રેસીડેન્ટ છે. કલકત્તાની હાઈકોર્ટના એવણ એક એડવોકેટ છે એઓનો જન્મ ૧૮૮૮ ના સાલના ડીસેમ્બર મહીનાની તા૦ ૨૧ મીએ થયો હતો મીસીસ ઉમા મીત્ર સાથ શાદીના ગાંઠથી જોડાયા હતા. કલકત્તા યુનીવરસીટીમાં એવણે કેળવણી લીધી હતી. ૧૯૨૪ થી ૧૯૨૬ સુધી એઓ બંગાળની લેજીસ્લેટીવ કાઉન્સીલના એક સભ્ય હતા. ૧૯૨૬થી ૧૯૩૪ સુધી એવણ ઇંડીયન લેજીસ્લેટીવ એસેમ્બલીના એક મેમ્બર હતા. એજ ઓફ કનસેન્ટ કમીટી (૧૯૨૯–૩૦)ના પણ એવણ એક સભ્ય હતા. રીઝર્વ બેન્ક ઓફ ઇંડીયાના ઇસ્ટર્ન સરકલના (૧૯૩૫-૩૬) એવણ એક ડીરેકટર હતા. ૧૯૩૩ના સાલમાં અમદાવાદ ખાતે મળેલી આલ ઇંડીયા પોસ્ટલ એન્ડ આર. એમ. એસ. એસોસી-એશનના એવણ પ્રેસીડેન્ટ નીમાયા હતા, બંગાળની પ્રોવીનશ્યલ કોંગ્રેસ કમીટીના ૧૯૨૨–૨૩માં એવણ સેકરેટરી હતા. જયારે ૧૯૨૭–૨૮માં એ કમીટીના એઓ વાઇસ–પ્રેસીડેન્ટ બન્યા હતા. બંગાળની લેજીસ્લેટીવ કાઉન્સીલમાં ૧૯૩૭ના સાલમાં એઓ ચુંટી કઢાયા હતા.

સરનામું:—૨૦ સાઉથ એન્ડ પાર્ક, બેલીન્ગજ કલકત્તા.

**વાડીયા સર ખુશરો**, નાઇટ, સી. આઇ. ઇ.—એવણનો જન્મ ૧૮૬૯ના સાલના ફેબ્રુઆરી મહીનાની તા૦ ૧૧ મીએ થયો હતો. એવણે લંડનની કીંગ્સ



કોલેજમાં કેળવણી લીધી હતી. જે પછી હીંદ પાછા ફર્યા હતા અને પોતાના પીતા ઓ૦ નવરોજી વાડીયા સાથ ધંધામાં જોડાયા હતા એમણે સેનચરી અને ટેક્ષટાઇલ મીલો ઉભી કીધી હતી. શ્રી ઇંડીયન રેડીયો એન્ડ ટેલીગ્રાફ કુંપનીના એઓ ચેરમેન હતા. પોતાના ભાઇ સર નેસ વાડીયા સાથે મળીને પરેલ ખાતે બાઇ જરબાઇ વાડીયાની યાદગીરી અર્થે બાળકો માટેની હોસ્પીટલ રૂ. ૧૫ લાખના ખર્ચે બંધાવી આપી હતી. એ ઉપરાંત સર નેસ વાડીયા સાથે મળીને એવણે પુનામાં નવરોજી વાડીયા કોલેજ ઉભી કીધી હતી અને તેઓએ સાથે મળીને તે માટે ભાગીદારીમાં રૂ. ૩ લાખની રકમ 'સબ્સક્રાઇબ્ડ' કીધી હતી. ઘણાક વરસો સુધી એઓ વેસ્ટર્ન ઇંડીયા ટર્ફ કલબના ચેરમેન હતા અને રેસના ઘોડાઓનો એક ફત્તેહમંદ 'stable' ધરાવતા હતા.

સરનામું:—પેડર રોડ, ખંબાલા હીલ, મુંબઇ.

**ગ્રે, એલેકઝાંન્દ્ર જ્યોર્જ**, જે. પી—મુંબઇના માજી શેરીફ (૧૯૩૭) બેન્ક આફ ઇંડીઆ લીમીટેડના એવણ મેનેજર છે. ઇંડીયન ઇન્સ્ટીટયુટ આફ બેન્કર્સના એવણ વાઇસ-પ્રેસીડન્ટ છે. એઓનો જન્મ ૧૮૮૪ના સાલમાં થયો હતો. એવણે માનચેસ્ટર અને ડીસ્ટ્રીકટની મેકલેસેલ્ડ ગ્રામર સ્કુલ અને માર્સ બેન્ક લીમીટેડ મધે કેળવણી લીધી હતી. ૧૯૨૨ના સાલમાં એઓ ડુલ્સ મ્યુરીઅલ ફેની વાઇલ્ડ સાથ શાદીના ગાંઠથી જોડાયા હતા ૧૯૦૫ના સાલમાં એવણ હીંદ મધે આવ્યા હતા, અને ૧૯૦૮ના સાલમાં બેન્ક આફ ઇંડીઆ લીમીટેડની નોકરીમાં જોડાયા હતા. મુંબઇની તમામ પચરંગી કોમોમાં તેઓ ઘણા જાણીતા અને માનીતા છે. એટલુંજ નહીં, પણ તેઓ સર્વમાં માન પણ પામેલા છે. ૧૯૩૮ના એપ્રીલ મહીનામાં ૧૯૩૮–૩૯ના સાલ માટેના ઓનરરી પ્રેસીડન્સી મેજીસ્ટ્રેટોની સોસાયટીના એવણ પ્રેસીડન્ટ તરીકે ચુંટી કઢાયા હતા.

સરનામું:—૮૮, નેપીયનસી રોડ, મલબાર હીલ, મુંબઇ.

**કટજુ**, ડૉ૦ કઇલાસનાથ, એમ. એ, એલ એલ. ડી., એમ. એલ. એ., અલાહબાદની હાઇકોર્ટના એડવોકેટ—એમનો જન્મ તા૦ ૧૭મી જુન ૧૮૮૭ના સાલમાં થયો હતો. જોધપુરવાલા પંડીત નીરંજન નાથ કાઉલની બેટી રૂપ કીશોરી સાથ લગ્ન થયાં હતાં. જાવરા (સી. આઇ.)ની બાર હાઇ સ્કુલમાં તેમજ લાહોરની ફોરમેન ક્રીશ્ચીઅન કોલેજમાં અને અલાહાબાદની મુઇર સેન્ટ્રલ કોલેજમાં કેળવણી લીધી હતી. કાનપુર ખાતે ૧૯૦૮ના સાલથી ત્યાંની ડીસ્ટ્રીક્ટ કોર્ટમાં પ્રેકટીસ શરૂ કીધી હતી. અને અલાહબાદ હાઈકોર્ટ બારમાં ૧૯૧૪માં જોડાઇ ૧૯૧૯માં અલાહબાદ યુનીવરસીટીની ડોકટર ઓફ લોઝની ડીગ્રી મેળવી હતી. ૧૯૨૧માં અલાહબાદની હાઇકોર્ટના એડવોકેટ તરીકે એમનું નામ 'એનરોલ' થયું હતું. જોડયા પ્રાંતની પ્રાંતિક કોંગ્રેસ કમીટીની કાઉન્સીલના તેઓ કેટલાક વરસો સુધી એક સભાસદ હતા. ૧૯૩૫–૩૭માં અલાહબાદની મ્યુનીસીપાલ બોર્ડના તેઓ ચુંટી કઢાયલા ચેરમેન હતા. પ્રયાગ મહીલા વીદ્યાપીઠના ચાનસેલરનો તેમજ અલાહબાદ ડીસ્ટ્રીક્ટ એગ્રીકલચરલ એસોસીએશનના પ્રેસીડન્ટનો પણ એમણે ઓધ્ધો ભોગવ્યો હતો. ૧૯૩૭માં તેઓ જોડયા પ્રાંતના મીનીસ્ટર બન્યા હતા જે ઓધ્ધા ઉપરથી તેઓ ૧૯૩૯ના સાલમાં ફારેગ થયા હતા.

પબ્લીકેશન્સ:—A thesis on the Law relating to Criminal and Actionable Censpiracis, and a commentary (with Mr. S. C. Das) on the Code of Civil and Criminal Procedure.

ઠેકાણું:—અલાહબાદ.

**વાહડીયા, સર નશરવાનજી નવરોજી,** કે. આર. ઈ., સી. આઇ. ઇ., એમ. આઇ. એમ. ઇ, એમ આઇ એસ. ઇ., જે. પી., એફ. સી. પી. એસ (ઓ૦)—મુંબઇના એક મીલમાલેક છે. એવણનો



જન્મ તા૦ ૩૦ મી મે ૧૮૭૩ના સાલમાં થયો હતો. તેઓએ મુંબઇની સેન્ટ ઝેવ્યર્સ કોલેજમાં કેળવણી લીધી હતી. એવણના લગ્ન એવેલીન કલેરાપોવેલ સાથ થયાં હતાં. ૧૯૧૧ના તેમજ તે પછી ૧૯૨૫ના સાલમાં તેમણે મુંબઇના મીલમાલેકોની મંડળીના ચેરમેનનો ઓધ્ધો ભોગવ્યો હતો.

સરનામું:—ગ્રેચી હાઉસ, પેડર રોડ, મુંબઇ.

**પ્રસાદ**, કુંવર સર જગદીશ, નાઇટ— કે. સી. એસ. આઇ., સી. એસ. આઇ., સી. આઇ. ઇ., ઓ. બી. ઈ. એવણે ના૦ ગવરનર-જેનરલની એકઝેકયુટીવ કાઉન્સીલનો ઓધ્ધો ભોગવ્યો હતો,



તેમજ ઘણી ઝળકતી કારકીર્દી ધરાવે છે. એવણે અલાહાબાદ ખાતે તેમજ ઓક્ષફર્ડની લીનકન કોલેજમાં કેળવણી લીધી હતી. ૧૯૦૨ ના સાલમાં એવણે આઇ. સી. એસ ની પરીક્ષા પસાર કીધી હતી. સ્પેશ્યલ રીફોરમ્સ ઓફીસર તરીકે એઓ જોડયા પ્રાંતની નોકરીમાં જોડાયા હતા. જે પછીથી એવણ જુડીશ્યલ અને એડયુકેશનલ સેક્રેટરી બન્યા હતા કે જે ઓધ્ધો ભોગવનારાઓ એઓ પહેલાંજ હીંદીવાન હતા. તે પછીથી એવણ જોડયા પ્રાંતની સરકારના હોમ મેમ્બર બન્યા હતા. અને ત્યાંની કાઉન્સીલના ધ્યાન ખેંચનારા સભ્યોમાંના એવણ એક હતા. ઓફીશ્યલ બેન્ચ ઉપરનાં મેમ્બરોમાં એવણ એક અચ્છા 'સ્પીકર' અને 'ડીબેટર' છે. ૧૯૩૫ના એપ્રીલમાં એવણ ના૦ વાઇસરોયની એકઝેકયુટીવ કાઉન્સીલમાં જોડાયા હતા. અને ૧૯૪૦ ના માર્ચમાં રીટાયર થયા હતા.

શરનામું—મોરાદાબાદ.

**મહેતા.** સર મનુભાઈ નંદશંકર, નાઇટ—સી. એસ. આઇ. (૧૯૧૯) એમ. એ. એલ એલ. બી. ૧૯૩૭ ના સાલથી એઓ ગ્વાલીઅર સ્ટેટના હોમ મીનીસ્ટર છે. એવણનો જન્મ ૧૮૬૮ ના સાલના જુલાઇ માસની તા૦ ૨૨ મીએ થયો હતો. એવણે મુંબઇની એલફીન્સ્ટન કોલેજમાં કેળવણી લીધી હતી. એઓનાં પહેલાં લગ્ન હરશદ કુમારી અને તેણીનાં મરણ બાદ ધનવન્તી સાથ બીજાં લગ્ન થયાં હતાં. એઓ ૪ છોકરાઓ અને ૭ છોકરીઓના પીતા છે. ૧૮૯૧ થી ૧૮૯૯ ના વરસો સુધી બરોડા કોલેજના લોજીક અને ફીલોસોફીના પ્રોફેસર તરીકેનો એવણે ઓધ્ધો ભોગવ્યો હતો ૧૮૯૯ થી ૧૯૦૬ સુધી એવણે ના૦ મહારાજા ગાયકવાડના પ્રાઇવેટ સેક્રેટરી તરીકેનો ઓધ્ધો ભોગવ્યો હતો. ૧૯૧૪ થી ૧૯૧૬ ના વરસો દરમ્યાન એમણે રેવન્યુ મીનીસ્ટર અને ફર્સ્ટ કાઉન્સીલર તરીકેનો ઓધ્ધો ભોગવ્યો હતો. તે પછી ૧૯૧૬ થી ૧૯૨૭ના વરસો દરમ્યાન એવણે વડોદરાના દીવાનપદને શોભાવ્યું હતું. ૧૯૨૭-૩૪ દરમ્યાન એવણે બીકાનેર સ્ટેટના પ્રાઇમ મીનીસ્ટર અને ચીફ કાઉન્સીલરનો ઓધ્ધો ભોગવ્યો હતો. ૧૯૩૦, ૧૯૩૧ અને ૧૯૩૨ માં મળેલી રાઉન્ડ ટેબલ કોન્ફરન્સના એઓ એક મેમ્બર હતા. હીંદી સુધારાઓ બાબે ૧૯૩૩ ના સાલમાં નેમાયલી જોઇન્ટ પારલામેન્ટરી કમીટીના હીંદી રાજ્યો તરફના એક ડેલીગેટ હતા એજ વરસમાં (૧૯૩૩) મળેલી વરલ્ડ હાઇજીન કોનફરન્સમાં પણ એમણે હાજરી આપી હતી.

પબ્લીકેશન્સ—"The Hind Rajasthan or Annals of Native states of India", Principles of Law of Evidence (in Gujrati, 3 volums).

ઠેકાણું—ગ્વાલ્યર સ્ટેટ, અને ૨૪, ડોંગરસી રોડ, મલબારહીલ મુંબઇ.

**કીપાલાની,** જે. બી. આચાર્ય—એમ. એ. એવણુ શ્રી૦ ગાંધી આશ્રમના ડીરેકટર છે. ૧૯૩૪ ના સાલથી એઓ ઇન્ડીઅન નેશનલ કોંગ્રેસના જેનરલ સેક્રેટરી તરીકેનો ઓધ્ધો ભોગવતા આવ્યા છે ૧૯૧૨ થી ૧૯૧૭ ના વરસો સુધી એવણુ બીહારમાં પ્રોફેસર તરીકે કામ કરતા હતા. જે પછી એઓ મહાત્મા ગાંધી સાથ ચંપારણુ ખાતેના સત્યાગ્રહની ચળવળમાં જોડાયા હતા. ૧૯૧૯ ના સાલ દરમ્યાન બનારસ હીંદુ યુનીવરસીટીમાં એવણે પ્રોફેસર ઓફ પોલીટીકસનો ઓધ્ધો ભોગવ્યો હતો. ૧૯૨૨ થી ૧૯૨૭ ના વરસો દરમ્યાન ગુજરાત વીદ્યાપીઠના એવણુ 'આચાર્ય' હતા.

પબ્લીકેશનો:—"The Gandhian way", "Non-violent Revolution" "The Latest Fad (Basic Education).

સરનામું:—શ્રી. ગાંધી આશ્રમ, મીરત,
અને સ્વરાજ્ય ભુવન,
અલ્હાબાદ.

**કીકાભાઇ પ્રેમચંદ,** સર નાઇટ, (૧૯૩૧)—એમનો જન્મ ૧૮૮૩ના સાલના અપ્રીલ મહીનાની તા૦ ૧ લીએ થયો હતો એવણુ એક જાણીતા નાણાશાસ્ત્રી (Financier) છે. એવણે મુંબઇમાં કેળવણી લીધી હતી. લેડી લીલી સાથ એઓ શાદીના ગાંઠથી જોડાયા હતા. ૧૯૨૭-૩૦ થી એવણુ હીંદની વડી ધારાસભાના એક સભ્ય છે. ઇન્ડીઅન સ્ટેચ્યુટરી કમીટી સાથ સહકારથી કામ કરનારી ઇન્ડીઅન સેન્ટ્રલ કમીટીના એઓ એક સભ્ય હતા. ૧૯૩૨ ના સાલમાં એવણે મુંબઇના શેરીફનો ઓધ્ધો ભોગવ્યો હતો.

સરનામું:—૬૩, એપોલો સ્ટ્રીટ, મુંબઇ.

**પ્રધાન,** સર ગોવિંદરાવ બલવંત - નાઇટ, બી. એ., એલ એલ. બી., એડવોકેટ, (ઓ. એસ.) હાઇકોર્ટ, મુંબઇ. એવણનો જન્મ મે ૧૮૭૪ના સાલમાં થયો હતો. એવણે થાણાની બી. જે. એચ. સ્કુલ, અને મુંબઇની એલફીન્સ્ટન કોલેજ તેમજ ગવરમેન્ટ લો કોલેજમાં કેળવણી લીધી હતી. એમણે થાણાની કોર્ટમાં પ્રેકટીસ શરૂ કીધી હતી. ૧૯૦૭ ના સાલમાં



એઓ કોલાબાના પબ્લીક પ્રોસીકયુટર નીમાયા હતા. લગભગ ૨૦ વરસ સુધી એવણુ થાણાની મ્યુનીસીપાલીટીના સભાસદ હતા. કે જેના વરસો સુધી એઓ વાઇસ-પ્રેસીડેન્ટ અને સાત વરસ સુધી ચુંટી કઢાયલા પ્રેસીડેન્ટનો ઓધ્ધો ભોગવ્યો હતો. ત્રણુ વરસ સુધી એવણુ થાણાની ડીસ્ટ્રીક્ટ લોકલબોર્ડના મેમ્બર હતા. ૧૯૨૪ અને ૧૯૨૬ ના વરસો દરમ્યાન એવણુ મુંબઇની લેજીસ્લેટીવ કાઉન્સીલના સભ્ય હતા. ૧૯૨૭-૨૮ થી એઓ મુંબઇ સરકારના ફોરેસ્ટ અને એકસાઇઝના મીનીસ્ટર હતા. ૧૯૨૮ થી ૧૯૩૨ સુધી એમણે મુંબઇ સરકારના ફીનાન્સ મેમ્બરનો ઓધ્ધો ભોગવ્યો હતો. ૧૯૩૧ ના જુન માસમાં એઓ ઉપર નાઇટહુડની નવાજેશ થઇ હતી

સરનામું:—બલવંત બાગ, થાણા.

**રમણુલાલ લલ્લુભાઇ**—શેઠ રમણુલાલનો જન્મ ૧૮૯૫માં થયો હતો. તેઓ મીલઉદ્યોગના એક સિતારા છે. અને ગુજરાતના પાટનગરના વિખ્યાત નાગરિક છે. સાત વર્ષની વયે પિતાનું મૃત્યું થયું હોવાથી, અમદાવાદમાં દશ મિલની સ્થાપનામાં અગ્રગણ્ય ભાગ લેનાર એમના દાદા શેઠ મોતીલાલ હીરાભાઇએ એમને ઉછેરીને મોટા કર્યા હતા. ૨૦ વર્ષની વયે ૧૯૧૪ માં શેઠ



રમણુલાલ પણુ કૈસરે હિંદ મીલમાં જોડાઇને મીલઉદ્યોગમાં પડયા હતા. કૈસરે હિંદ મીલનો વહિવટ એમના દાદા હસ્તકજ હતો. ૧૯૨૨ માં મોતીલાલ હીરાભાઇ મીલના વાહવટમાં એમના વડીલબંધુ નરસિંહલાલ લલ્લુભાઇ સાથે જોડાયા. ૧૯૨૫ માં ભરૂચની વ્હીટલ મીલનો વહિવટ એમણે ઉપાડી લીધો. ૧૯૨૯ માં એમણે છેલ્લામાં છેલ્લી ઢબના સાંચા કામવાળી વિક્રમ મીલની સ્થાપના કરી. આ મીલે ખુબ ખ્યાતી મેળવી છે અને ઉત્તમ પ્રકારનું કાપડ ઉત્પન્ન કરવામાં બીનહરિફ પુરવાર થઇ છે. મીલઉદ્યોગમાં બહોળા અનુભવને અને સફળ કામગીરીને કારણે એમનો વિવિધ મીલોના ડાયરેકટરો સાથેનો સંસર્ગ વધતોજ ગયો છે. પરિણામે અમદાવાદ, કડી, કલોલ, પેટલાદ, ધ્રાંગધ્રા, ગ્વાલીઅર અને મુંબઇની મીલો, વિમા કંપનીઓ, બેંકો, કેમીકલ વર્કસ, ખાંડ કંપનીઓ વિગેરેની ડાયરેકટરોની બોર્ડમાં એમનું નામ નજરે પડે છે. અમદાવાદની ઇન્ટરનેશનલ બેન્ક ઓફ ઇંડીઆના ડીરેકટર અને ચેરમેન છે. ધ્રાંગધ્રાના ધ્રાંગધ્રા કેમીકલ વર્કસ અને ગ્વાલીઅર સુગર કંપનીના ડીરેકટર છે. મુંબઇની ન્યુ ઇંડીઆ જનરલ ઇન્શ્યુરન્સ કંપની અને અમદાવાદની વોર્ડન ઇન્શ્યુરન્સ કંપનીના ડીરેકટર છે અને અમદાવાદ મીલમાલેક મંડળની કાર્યવાહક સમિતિ ઉપરાંત એની ઉપ-સમિતિઓના સભ્ય છે. શેઠ રમણુલાલ સમદ્રષ્ટી અને શાંત ચિત્તથી નિર્ણય કરવા માટે જાણીતા હોવાથી વેપારીઓ અને મંડળ તરફથી એમને મીલો અને વેપારી વચ્ચેના ઝઘડામાં લવાદ તરીકે વારંવાર નીમવામાં આવે છે. ધાર્મિક અને અન્ય સખાવતી સંસ્થાઓમાં ખુબ રસ લે છે. અને એના વહિવટમાં અંગત રીતે શ્રમ વેઠી ભાગ લે છે કાશી વિશ્વનાથ મહાવિદ્યાલય અને રણછોડલાલ છોટાલાલ સન્યાસ આશ્રમના માનદ મંત્રી છે, શેઠ રમણુલાલ શ્રી મોઢેશ્વરી દેવસ્થાન સંસ્થાનના પ્રમુખ અને ગુજરાત વૈશ્ય સભાના ઉપ-પ્રમુખ તરીકે પણુ સેવા બજાવે છે. મુંગાબ્હેરાની શાળાની કાર્યવાહક સમિતિમાં પણુ તેઓ છે. ઉપરાંત મ્યુનીસીપાલીટીના સભ્ય છે. એમણે હિંદ બરમા અને સીલોનનો પ્રવાસ કર્યો છે.

**મથાઇ, જોન,** બી. એ. બી. એલ. (મદ્રાસ) બી. લીટ. (ઓક્ષન) ડી. એસ. સી. (લંડન) સી. આઇ. ઇ— એવણુનો જન્મ ૧૮૮૬ ના સાલના જાનેવારી માસની તા૦ ૧૦ મીએ થયો હતો. એવણુના લગ્ન ૧૯૨૧ ના સાલમાં આશામાં જોન સાથ થયાં હતાં. એવણે મદ્રાસની ક્રીસક્યન કાલેજમાં, લંડનની સ્કુલ ઓફ ઇકોનોમીકસ અને ઓક્ષફર્ડની બેલીયમ કાલેજમાં કેળવણી લીધી હતી. મદ્રાસની હાઇકોર્ટના વકીલ તરીકે એવણે ૧૯૧૦ થી ૧૯૧૪ સુધી કામ કીધું હતું. ૧૯૧૮ થી ૧૯૨૦ સુધી મદ્રાસના કોઓપરેટીવ ડીપાર્ટમેન્ટના સ્પેશીયલ ડયુટીના ઓફીસર તરીકે સેવા બજાવી હતી. ૧૯૨૦–૨૫ માં એવણે મદ્રાસની પ્રેસીડન્સી કોલેજના ઇકોનોમીકસના પ્રોફેસરનો ઓધ્ધો ભાગવ્યો હતો. ૧૯૨૨–૨૫ માં મદ્રાસ યુનીવરસીટીના પ્રોફેસર ઓફ ઇંડીયન ઇકોનોમીકસ તરીકે કામ બજાવ્યું હતું એજ વરસો દરમ્યાન એમણે મદ્રાસની લેજીસ્લેટીવ કાઉન્સીલના એક સભાસદ તરીકે ઓધ્ધો પણ ભોગવ્યો હતો ૧૯૩૧ ની ઇંડીયન ટેરીફ બોર્ડના એવણુ એક મેમ્બર હતા. ૧૯૩૫ ના સાલમાં એઓએ ડીરેકટર જેનરલ ઓફ કમરશ્યલ ઇંટેલીજેન્સ એન્ડ સ્ટેટીસ્ટીકસનો ઓધ્ધો પણ ભોગવ્યો હતો.

પબ્લીકેશન્સ—Village Government in British India, Agricultural Co-operation in India, Excise and Liquor Control.

સરનામું—૧, કાઉન્સીલ હાઉસ સ્ટ્રીટ, કલકત્તા.

**લીયાકત હયાતખાન,** નવાબ, સર નાઇટ, કે. બી. ઇ, તે પતીયાલા સ્ટેટના રીટાયર્ડ થયલા વડા પ્રધાન— એઓનો જન્મ ૧૮૮૭ ના સાલના ફેબ્રુઆરી મહીનાની તા૦ ૧લીએ થયો હતો. ૧૯૦૯ ના સાલમાં એઓ પંજાબના પોલીસખાતામાં ડેપ્યુટી સુપ્રીનટેન્ડન્ટ તરીકે જોડાયા હતા અને પોતાની નમુનેદાર સેવાઓના સબબે થોડાજ વખતમાં એઓની ઇમ્પીરીયલ પોલીસ ફોજમાં નેમણુંક થઇ હતી. એવણુ ઉપર કીંગ્સ પોલીસ મેડલની, તેમજ ખાનબહાદુર અને ઓ. બી. ઇ.ના ઉંચ્ચ ખેતાબોની નવાજેશ થઇ હતી. ૧૯૨૩ ના સાલમાં એવણુની સેવાઓ પતીયાલા સ્ટેટના હોમ સેક્રેટરી તરીકે અપાઈ હતી તે પછી થોડાકજ સમયમાં એઓ હોમ મીનીસ્ટર અને ૧૯૩૦ માં તો પતીયાલાના વડા પ્રધાન તરીકે નેમાયા હતા. નરેન્દ્રમંડળ, રાઉન્ડ-ટેબલ કોનફરન્સો તેમજ ફેડરલને લગતી તમામ બાબદોની ચર્ચામાં સર લીયાકાત આગેવાન ભાગ લેતા હતા. બેવાર વીલાયતમાં મળેલી રાઉન્ડ ટેબલ કોનફરન્સોમાં એમણે પતીયાલા સ્ટેટના પ્રતિનિધિ તરીકે તેમજ તે પછી નેમાયલી પાર્લામેન્ટરી જોઇન્ટ સીલકેટ કમીટીના ડેલીગેટ તરીકે પણ હાજરી આપી હતી ૧૯૩૩ ના સાલમાં તેઓ ઉપર નાંઇટહુડની નવાજેશ થઇ હતી. અને ૧૯૩૯ માં કે. બી. ઇ.નો ઉંચ્ચ અને માનવંત ખેતાબ એનાયત થયો હતો. ૧૯૪૦ ના એપ્રીલમાં તેઓ પતીયાલા સ્ટેટની નોકરીમાંથી ફારેગ થયા હતા.

સરનામું:—પતીયાલા.

**વાહડીયા,** શ્રીમતી સોફીયા—થીઓસોફીસ્ટ યુનાઇટેડ લાજ ઓફ થીઓસોફીસ્ટવાળાં. એઓ દેશપરદેશના એક ભાષણકર્તા, લેખક, અધીપતિ તરીકે જાણીતાં છે. એવણનો જન્મ ૧૯૦૧ ના સાલના સપ્ટેમ્બર મહીનાની તા૦ ૧૩ મીએ થયો હતો. એવણે પેરીસ મધે



તેમજ યુનાઇટેડ સ્ટેટસ આફ અમેરીકાની કોલમબ્યા યુની વરસીટીમાં કેળવણી લીધી હતી. એઓ પી. ઇ. એન. ઓલ ઇંડીયા સેન્ટરના સ્થાપક છે કે જે સેન્ટર ૧૯૩૩ માં હસ્તીમાં આવ્યું હતું, ૧૯૩૫ ના સાલમાં બારસીલોના. સ્પેનમાં અને ૧૯૩૬ના સાલમાં બુનોઆ એરસ, આરજેનટીના મધે મળેલી ઇનટરનેશનલ પી. ઇ. એન કોંગ્રેસ મધેના ઓલ ઇંડીયા સેન્ટર તરફના એક ડેલીગેટ તરીકે એમણે હાજરી આપી હતી. પારીસ ખાતે મળેલી ઇનટરનેશનલ રાઇટર્સ કોંગ્રેસમાં હીંદના પ્રતિનિધિ તરીકે એમણે હાજરી આપી તે મધે ભાષણ કીધું હતું.

પબ્લીકેશનસ—The Brotherhood of Religions, 1939. Preparation for Citizenship 1940.

પી ઇ. એન. કલબ અને લંડનની રોયલ એશયાટીક સોસાયટીના એઓ એક સભાસદ છે

સરનામું:—આર્યસંઘ, ૨૨ નારાયણ દાભોલકર રોડ, મલબાર હીલ, મુંબઇ.

**લક્ષ્મીપથી,** મીસીસ રૂખમણી અમલ બી. એ—એવણ રાજા ટી. રામરાવના પૌત્રી થાય છે. એઓનો જન્મ ૧૮૯૧ ના સાલમાં થયો હતો. મદ્રાસના વીમેન્સ ક્રીશચ્યન કોલેજમાંથી એવણે બી. એ. ની પરીક્ષા પસાર કીધી હતી. ભારત શ્રી મહામંડળીના એઓ સેક્રેટરી છે. ૧૯૨૬ ના સાલના જુન માસમાં પારીસ મધે મળેલી દશમી ઇનટરનેશનલ વીમેન્સ સફરેજ એલાયન્સ કોંગ્રેસમાં એઓએ એક ડેલીગેટ તરીકે હાજરી આપી હતી. શીંગલપુર ડીસ્ટ્રીકટ બોર્ડ અને મદ્રાસ યુનીવરસીટી સેનેટના એવણ એક સભાસદ હતા. ૧૯૩૦ ના સાલમાં મીઠાંના કાયદાનો ભંગ કરી સત્યાગ્રહની ચળવળને અંગે સજા પામેલા એવણ પહેલાંજ બાનુ હતાં. મદ્રાસની યુથ લીગના એઓ પ્રેસીડન્ટ છે. ૧૯૩૭ ના સાલમાં એવણ મદ્રાસની લેજીસ્લેટીવ એસેમબ્લીમાં ચુંટી કઢાયા હતાં કે જે એસેમબ્લીનાં એવણ ડેપ્યુટી સ્પીકર છે.

સરનામું:—૪૩, હેરીસ રોડ, મદ્રાસ.

**બ્લેકવેલ,** સર (સેસીલ) પેટ્રીક,—એમનો જન્મ ૧૮૮૧માં થયો હતો. તેમણે



એમના સ્કુલ અને કોલેજના અભ્યાસ દરમ્યાન ગ્રીક અને લેટીન ભાષાઓમાં ઘણી પ્રવીણુતા દાખવી હતી અને તે માટે એમને શિષ્યવૃત્તિઓ મળી હતી. ૧૯૦૪માં ઓક્ષફર્ડ યુનીઅન સોસાયટીના સેક્રેટરી હતા. ૧૯૦૭માં બારીસ્ટર થયા હતા. તેમણે લીબરલ ઉમેદવાર તરીકે પાર્લામેન્ટમાં ઉમેદવારી કરી હતી, પરંતુ મહાન યુદ્ધ ફાટી નીકળવાથી તેમાં ભાગ લેવા પોતાની ઉમેદવારી પાછી ખેંચી લીધી હતી અને ટેરીટોરીઅલ લશ્કરમાં લેફ્ટેનન્ટ તરીકે જોડાયા હતા. ૧૯૨૬માં મુંબઇ હાઇકોર્ટના ન્યાયાધીશ નીમાયા હતા અને આજ સુધી ત્રણવાર તેમણે કામચલાઉ વડા ન્યાયધીશનો ઓદ્દો સંભાળ્યો હતો. ૧૯૧૯માં એમને એમ. બી. ઇ. અને ૧૯૩૮ માં નાઇટહુડની નવાજેશ થઇ હતી.

સરનામું:—રીલસ્ટોન, પેડર રોડ, મુંબઇ.

**બર્દ્વાન,** સર વિજયચંદ મહતાબ, બર્દ્વાનના મહારાજાધિરાજ બહાદુર જી. સી. આઇ. ઇ., કે. સી. આઇ. ઇ., આઇ. ઓ. એમ., એફ. આર, જી. એસ., એફ. આર. એસ. એ , એમ. આર સી. આઈ., એફ. એન. બી એ., એમ. આર. એ. એસ એમ.—એમનો જન્મ ૧૮૮૧ માં થયો હતો. બર્દ્વાનના મરહુમ મહારાજાએ એમને દત્તક લીધા હતા અને રાજ્યની લગામ ૧૯૧૩ માં પોતાના હાથમાં લીધી. ૧૯૦૯ થી ૧૯૧૨ સુધી વડી ધારાસભાના સભ્ય હતા. ૧૯૧૭–૧૯૧૮ સુધી બંગાળની પ્રાંતીક ધારાસભાના સભ્ય હતા. ૧૯૧૯ થી ૧૯૨૪ સુધી બંગાળની કારોબારી સભાના સભ્ય હતા અને ૧૯૨૨ ના માર્ચથી ૧૯૨૪ ના એપ્રીલ સુધી એના ઉપ-પ્રમુખ હતા. ૧૯૨૪ માં ઇન્ડીઅન રીફોર્મસ ઇન્કવાયરી કમીટીના સભ્ય નીમાયા હતા. ૧૯૨૬ માં લંડન ખાતે મળેલી ઇમ્પીરીઅલ કોન્ફરન્સમાં હિંદના પ્રતિનિધી તરીકે ગયા હતા. તે વખતે મરહુમ સમ્રાટ પાંચમા જ્યોર્જે એમને મુલાકાતનું માન આપ્યું હતું.

સરનામું:—રાજ્યમહેલ, બર્દ્વાન.

**બર્લી,** ડો૦ જ્યોર્જ વીલીઅમ, ડી. એસ. સી. (લંડન), એમ. આઇ ઇ એમ. એ. એસ., મુંબઇની માટુંગા ખાતે આવેલી વીક્ટોરીઆ જુબીલી ટેકનીકલ ઇન્સ્ટીટયુટના પ્રીન્સીપાલ અને સેક્રેટરી—એમનો જન્મ ૧૮૮૫ માં થયો હતો. એમણે શેફીલ્ડ યુનીવરસીટીમાં અભ્યાસ કર્યો હતો. એમણે ઇજનેરી વિષય ઉપર અનેક ચોપપડીઓ અને ચોપાનીઆઓ પ્રસિદ્ધ કર્યાં છે અને વિજ્ઞાન અને ઇજનેરી માસીકોમાં બસો ઉપર લેખો લખ્યા છે.

સરનામું:—વીક્ટોરીઆ જુબીલી ટેકનીકલ ઇન્સ્ટીટયુટ માટુંગા, મુંબઇ.

**દાદાચાનજી, ખાનસાહેબ માણેક હોરમસજી**—એમનો જન્મ ૧૮૯૧ માં



મુંબઇ ખાતે થયો હતો એમના પીતાનું નામ સોરાબજી છે, પણ તેઓ પોતાના કાકા હોરમસજીના દત્તક હોવાથી એમની સાથે એમના કાકાનું નામ ચાલે છે. ખેતવાડીની શેઠ જીજીભાઇ દાદાભાઇની સ્કુલમાં, ન્યુ હાઇ સ્કુલમાં અને પુના નેટીવ ઇન્સ્ટીટયુશનમાં એમણે કેળવણી લીધી હતી. ઉપરાંત પ્રો૦ દાવર, સર શાપુરજી બીલીમોરીઆ અને મી૦ ઇ. કે. પાલ્યાના હાથ હેઠળ વ્યાપારી કેળવણી લીધી હતી, પરંતુ એ કેળવણીનો કાંઇ પણ ઉપયોગ કરવાને બદલે તેઓ પત્રકારના ધંધામાં અને જાહેર જીવનમાં પડયા હતા. પંદર વર્ષની ઉમ્મરે મુંબઇની ખેતવાડીની આશબરનર શેઠની પાક દરેહમહેરમાં નાવર થઇ એરવદની પદવી પામ્યા હતા. ઇંગ્લાંડની ઇન્સ્ટીટયુટ ઓફ કોમર્સના એક ફેલો નીમાયા હતા અને ટીચર્સ ડીપ્લોમાં મેળવી હતી અને લંડનની લીગ ઓફ ધી હેલ્પીંગ હેન્ડના તેઓ એક સભ્ય છે. સત્તર વર્ષની વયે એમણે પહેલું ભાષણ આપ્યું હતું, ત્યારથી એક જાહેર વકતા તરીકે તેઓ જાણીતા છે. ૧૮ વર્ષની ઉમ્મરે ૧૯૦૮ માં એમના લગ્ન બાઇ ગુલબાઇ પેસ્તનજી દારૂવાળા સાથે થયાં હતાં. ૧૯૩૯ માં એમના લગ્નની સીલ્વર જુબીલી ઉજવવાના પ્રસંગેજ બાઇ ગુલબાઇ "હેમેરેજ"થી ઓચીંતા ગુજરી ગયાં હતાં ખા૦ સા૦ માણેક દાદાચાનજી મુંબઇ તેમજ દેશાવરોની પારસી કોમમાં અને મુંબઇનાં કેટલાંક સાર્વજનીક કાર્યોમાં એક વકતા, લેખક, પત્રકાર અને સમાજ સેવક તરીકે જાણીતા છે. પારસી કોમના અને જરથોસ્તી ધર્મને લગતા એકે એક પ્રશ્નમાં એમનો હીસ્સો તો હોવાનોજ. પારસી કોમના તેઓ એક જાણીતા સેવક છે. ના૦ સરકારે એમની સેવાઓની કદર કરી ૧૯૩૨ માં ખાન સાહેબનો ખેતાબ નવાજેશ કર્યો હતો. ખા૦ સા૦ માણેક દાદાચાનજી મુંબઇની યંગમેન્સ ઝોરાસ્ત્રીયન એસોસીએશનના સ્થાપક અને ઓનરરી સેક્રેટરી છે. પારસી પંચાએતના અંજુમન કમીટીમાં છેલ્લાં દોઢ દાયકાથી ફતેહમંદ રીતે ચુંટાતા આવ્યા છે અને અંજુમન પક્ષ મંડળના ઓનરરી સેક્રેટરી છે. "કોઓરડીનેટીંગ કાઉન્સીલ ઓફ ઝોરાસ્ત્રીઅન રીલીજીઅસ બોડીઝ"ના એક સભ્ય છે. એ ઉપરાંત બોંબે બોયસ્કાઉટસ એસોસીએશન, પારસી સ્કાઉટસ ફેડરેશનના, મુંબઇની મ્યુનીસીપલ સ્કુલ્સ કમીટીની બોર્ડ કમીટીના, રીલીઝડ પ્રીઝનર્સ એડ સોસાયટીના અને અન્ય પારસી સંસ્થાઓ, ટ્રસ્ટો, યુનીઅનોના કારોબારી કે ઓધ્ધેદાર છે. ૧૯૨૧ ના

સાલથી ખા૦ સા૦ દાદાચાનજી મુંબઇની વસ્તી ગણત્રીના કામમાં મદદ કરતા આવ્યા છે, અને ૧૯૩૧ના સાલની વસ્તી ગણત્રી વખતે એમને ઓનરરી સુપરવાઇઝર નીમવામાં આવ્યા હતા. ૧૯૧૮ના ઇન્ફ્લ્યુએન્ઝા વખતે તેમણે સારી સેવા બજાવી હતી. તેમજ લેડી-રીડીંગ હેલ્થવીક શરૂ થતાં તે વખતે પણ પ્રશંસાપાત્ર સેવા બજાવી હતી. મુંબઇના હુલ્લડો વખતે "પીસ કમીટી"માં નીમાયા હતા. આ જાણીતા સમાજસેવકે "જામે-જમશેદ"માં વર્ષો સુધી કોમી અને દીની બાબદો પર સંખ્યાબંધ લખાણો કર્યાં છે અને કરે છે. "મુંબઇ સમાચાર", "કૈસરે હીંદ", "સાંજવર્તમાન", "કોમસેવક", "નવસારી પ્રકાશ", "પારસી સેવા", "ગુલશન", "મુંબઇ અખબાર" વિગેરે પત્રોના તંત્રી ખાતામાં તંત્રી, ઉપતંત્રી કે પ્રકાશક તરીકે સેવા બજાવી છે. એ ઉપરાંત તેમણે લગભગ પોણો ડઝન જેટલા પુસ્તકો પણ પ્રગટ કર્યાં છે. લગ્ન, નવજોત, ક્રીમેટોરીઅમ, કબ્રસ્તાન, પારસી સ્ત્રીઓ નાટકમાં ઉતરે તે સામે તથા બીજા અગત્યના પારસી સવાલોમાં તેમની લડતો જાણીતી છે. હાલમાં સરકારના યુધ્ધ પ્રયત્નોમાં સાથ આપી રહયા છે. મુંબઇમાં સ્થપાયલા "સીવીક ગાર્ડ"ની ફોજમાં તેઓ જોડાયા છે. અને મહારબાવડી વિભાગના સીવીક ગાર્ડોની ફોજના "પ્લેટુન કમાન્ડર" તરીકે નીમાયા છે. વળી મુંબઇની પારસી પંચાએતના ટ્રસ્ટી સાહેબોએ નીમેલી "વોર એફેર્સ કમિટિના" પણ તેઓ સભ્ય છે. ૧૯૩૮માં મુંબઇમાં દારૂબંધી દાખલ થતાં તે સામે એમણે ઝુંબેશ ચલાવી હતી અને પ્રોપર્ટી ટેક્ષ સામે પણ લડત ચલાવવામાં ભાગ લીધો હતો.

સરનામું:—૧, ખેતવાડી ચોથી ગલી, મુંબઇ.

**કમ્બલી,** દીવાન બહાદુર સર સીડાપ્પા નોટાપ્પા, નાઇટ, એલ એલ. બી., એમ. એલ. એ.—એમનો જન્મ ૧૮૮૨ના સાલમાં થયો હતો. પુનાની દખ્ખણ કોલેજમાં કેળવણી લીધી હતી. તેમણે એક પ્લીડર તરીકે ધારવાડની કોર્ટોમાં ૧૯૦૬ના સાલથી પ્રેકટીસ શરૂ કીધી હતી, જે ૧૯૩૦ના સાલ સુધી ચાલુ રાખી હતી. ૧૯૨૨થી ૧૯૩૦ સુધી હુબલી મ્યુનીસીપાલીટીના નોન-ઓફીશ્યલ પ્રેસીડન્ટ હતા. ૧૯૨૦થી ૧૯૩૦ સુધી ધારવાડ ડીસ્ત્રીકટ લોકલબોર્ડના પ્રેસીડન્ટ તરીકેનો આેધ્ધો ભોગવ્યો હતો. ૧૯૨૧ના સાલથી તેઓ મુંબઇની લેજીસ્લેટીવ કાઉન્સીલના એક મેમ્બર તરીકે ચુંટી કઢાયા હતા તેમજ કાઉન્સીલ મધેની નોન-બ્રાહ્મણ પાર્ટીના લીડર હતા. તેવણ ઉપર ૧૯૨૬માં રાવબહાદુરના અને ૧૯૩૧માં દીવાનબહાદુરના ખેતાબની નવાજેશ થઇ હતી. ૧૯૨૭માં મુંબઇના લેજીસ્લેટીવ કાઉન્સીલના ડેપ્યુટી પ્રેસીડન્ટ બન્યા હતા. જે ઓધ્ધા ઉપર ૧૯૩૦ સુધી ચાલુ રહયા હતા. ૧૯૩૦ના સાલમાં મુંબઇ સરકારના મીનીસ્ટરનો ઓધ્ધો પણ ભોગવ્યો હતો, જે પછી ૧૯૩૭માં તેમની ઉપર નાઇટહુડની નવાજેશ થઇ હતી, કે જે વરસમાં તેઓ બામ્બે લેજીસ્લેટીવ એસેમ્બલીમાં ચુંટી કઢાયા હતા.

સરનામું:—હુબલી.

**વિજયરાઘવાચારીઅર,** દિવાન બહાદુર સર ટી., કે. બી. ઇ.—એમનો જન્મ દક્ષીણ હિંદમાં ૧૮૭૫ માં થયો હતો.



મદ્રાસની પ્રેસીડન્સી કોલેજમાં અભ્યાસ કર્યા પછી ૧૮૯૮ માં પ્રાંતિક સર્વીસમાં જોડાયા હતા. ૧૯૧૨ થી ૧૯૧૭ સુધી તેઓ મદ્રાસ કોરપોરેશનના રેવન્યુ અમલદાર હતા અને ૧૯૧૭–૧૮ માં રેવન્યુ બોર્ડના મંત્રી નીમાયા હતા. પછી ૧૯૧૮ માં લેન્ડ રેકોર્ડઝના ડીરેકટર, અને ૧૯૧૮–૧૯ માં ડેપ્યુટી ડીરેકટર ઓફ ઇંડસ્ટ્રીઝ નીમાયા હતા. એ પછી ૧૯૧૯ અને ૧૯૩૨ માં તેઓ કોચીન સ્ટેટના દિવાન નીમાયા હતા. ૧૯૨૦ માં કલેકટર અને જીલ્લા મેજીસ્ટ્રેટ હતા, ૧૯૨૨ અને ૧૯૨૫ માં બ્રીટીશ સામ્રાજ્ય પ્રદર્શનમાં હીંદ તરફથી કમીશનર તરીકે નીમાયા હતા. એ પછી તેઓ વડી ધારાસભામાં ચુંટાયા હતા. ૧૯૨૬ માં તેઓ ઉદ્યોગ ખાતાંના ડીરેકટર નીમાયા હતા. ૧૯૨૬ માં કેનેડીઅન નેશનલ પ્રદર્શન ખુલ્લું મુકવાની ક્રીયા એમણે કરી હતી. ૧૯૨૬ થી ૧૯૨૯ સુધી પબ્લીક સરવીસ કમીશનના સભ્ય હતા અને ૧૯૩૯ માં મદ્રાસ સરકારની સહકારી પ્રવૃતિ અંગેની સમિતિનાં ચેરમેન નીમાયા હતા. ૧૯૨૯ થી ૧૯૩૫ સુધી ખેતીવાડી શોધખોળની ઇમ્પીરીઅલ કાઉન્સીલના ઉપ-પ્રમુખ હતા અને ત્યાર પછી ૧૯૩૬ માં મેવાડ રાજ્યના વડા પ્રધાન નીમાયા છે, હજી આજે પણ એજ ઓધ્ધો ધરાવેછે.

સરનામું—ઉદેપુર.

**ચમનલાલ દીવાન,** એમ. એલ એ. (પંજાબ)—એમનો જન્મ ૧૮૯૨ માં થયો હતો. એમણે મરીની કોનવેન્ટ સ્કુલમાં અને રાવલપીંડીની ગોરડન મીશન કોલેજમાં અભ્યાસ કર્યો હતો. બારીસ્ટર થવા સારૂ લંડનની મીડલ-ટેમ્પલમાં ૧૯૧૦ માં દાખલ થયા અને ૧૯૧૪ માં બારીસ્ટર થયા. લંડનમાં સાહિત્ય અને કળાની ચર્ચા ચલાવતા "કોટેરી" નામના ચોપાનીઆના અધિપતિ હતા. ૧૯૨૦ માં "બોમ્બે કરોનીકલ"ના મદદનીશ તંત્રી હતા. એજ વરસમાં ઓલ ઈંડીઆ ત્રેડ યુનીઅન કોંગ્રેસ એમણે સ્થાપી. ૧૯૨૫ માં જીનીવા ખાતે મળેલી આંતરરાષ્ટ્રીય મજુર પરિષદમાં હિંદથી ગયેલા મજદુર પ્રતિનિધિના સલાહકાર હતા અને ૧૯૨૮ માં એઓ મજદુર પ્રતિનિધિ હતા. ૧૯૨૯–૩૧ સુધી હિંદ આવેલા શાહી લેબર કમીશનના સભ્ય હતા. જગાતનીતિ પર મતભેદને લીધે ધારાસભામાંથી ૧૯૩૧ માં રાજીનામું આપ્યું. ઘણી રેલ્વે યુનીઅનો અને મજુર સંસ્થાઓના પ્રમુખ છે.

સરનામું:—લાહોર, પંજાબ.

**ઇસ્માઇલ, અમીનુલમુલ્ક સર મીરઝા,** કે. સી. આઇ. ઇ., ઓ. બી. ઇ.—તેમનો જન્મ તા૦ ૨૩ મી અકટોબર ૧૮૮૩ ને દીને થયો હતો. સને ૧૯૦૫ માં બી. એ.ની પરિક્ષા પસાર કર્યા પછી સર મીરઝા ઇસ્માઇલ તેજ વર્ષે મદદનીશ પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટ તરીકે માઇસુર રાજ્યની નોકરીમાં જોડાયા હતા. સને ૧૯૧૪માં ના૦ મહારાજાના હજુર સેક્રેટરી તરીકે અને સને ૧૯૨૨ માં પ્રાઇવેટ સેકરેટરી તરીકે નીમાયા બાદ સને ૧૯૨૬ની ૧લી મેને દિને તેઓ રાજ્યના દિવાન તરીકે નીમાયા હતા કે જે હોદ્દાનું તેમણે મે ૧૯૪૧માં રાજીનામું આપ્યું હતું. તેમની સેવાની કદર કરીને સને ૧૯૨૦માં ના૦ મહારાજાએ તેમને ' અમીનુલ મુલ્ક"નો ખેતાબ બક્ષ્યો હતો. બ્રીટીશ સરકારે પણ તેમની સને ૧૯૨૩ માં ઓ. બી. ઇ. અને સને ૧૯૨૪ માં સી. આઇ. ઈ. નો ખેતાબ આપ્યા બાદ સને ૧૯૩૦માં "નાઇટ" બનાવ્યા હતા. ઇંગ્લાંડ ખાતે મળેલી પહેલી ગોળમેજી પરિષદમાં માઇસુર, ત્રાવણકોર, કોચીન અને પુદુકોટા રાજ્યોના પ્રતિનિધિ તરીકે, બીજી ગોળમેજી પરિષદમાં માઇસુર, જયપુર અને જોધપુરના પ્રતિનિધિ તરીકે અને ત્રીજી ગોળમેજી પરિષદમાં તેમજ જોઇન્ટ પાર્લામેન્ટરી કમીટીમાં માઇસુર રાજ્યના પ્રતિનિધિ તરીકે તેઓ બીરાજ્યા હતા. સને ૧૯૩૭માં બેન્ડોએન્ગ ખાતે લીગ ઓફ નેશન્સના આશરા નીચે મળેલી ગ્રામ્ય આરોગ્યને લગતી દુર પુર્વના દેશોની કોનફરન્સમાં ગયેલા હિંદી પ્રતિનિધિ મંડળની આગેવાની હિંદી સરકારની વિનંતીથી તેમણે લીધી હતી. સંકટગ્રસ્ત મનુષ્યોનાં સંકટ નિવારણનાં તેમણે બજાવેલા કામની કદર તરીકે તેમને સેન્ટ જોનના વીનરેબલ ઓરડરના "કમાન્ડર"ની પદ્રી અર્પવામાં આવી હતી. અનામલાઇ યુનીવર્સીટી અને માઇસુર યુનીવર્સીટીના કોન્વોકેશનના મેળાવડાઓ પ્રસંગે તેમણે ભાષણો આપ્યાં હતાં. તેઓ મુંબઇવાળા મર્હુમ મહુમદ મીરઝા શિરાઝીનાં પુત્રી ઝેબીન્દા બેગમ શિરાઝીને પરણ્યા છે. તેમના પુત્ર મી૦ હુમાયુ મીરઝા અત્યારે બાંગના પાલ રાજ્યના દિવાન છે અને તે ઉપરાંત તેમને બે પુત્રીઓ પણ છે.

સરનામું:—બેંગલોર.

**ચટ્ટોપાધ્યાય,** શ્રી. હરિન્દ્રનાથ—એમનો જન્મ ૧૮૯૮ માં થયો હતો. દક્ષિણ હૈદ્રાબાદમાં શિક્ષણ લીધા પછી વર્ષો સુધી નાટ્ય પ્રવૃત્તિ ઉપાડી હતી. શ્રી ચટ્ટોપાધ્યાય કવી છે, નાટ્યકાર છે અને રેડીઓ કલાકાર છે. એમણે થોડાની સાધના માટે પોંડીચરી ખાતે અરબીંદ આશ્રમમાં બે વર્ષ ગાળ્યાં હતાં. અત્યારે હિંદમાં નાટ્યકલાની ખીલવણી માટે પ્રવૃત્તિ ચલાવી રહયા છે ઇંગ્લાંડ, અમેરીકા અને અન્ય પરરાષ્ટ્રોમાં પ્રવાસ કરી પોતાની કવિતાઓ ગાઇ બતાવી હતી. લંડનમાં ૧૯૨૮ની સાલમાં પોતાનો "તુકારામ" નામનો નાટક રજુ કર્યો હતો. એમણે રશીઆ, જર્મની, ઇંગ્લાંડ અને ઇટલી જઇ નાટ્યકલા વિષે અભ્યાસ કર્યો હતો. એમણે અંગ્રેજીમાં અનેક કવિતાઓ લખી છે અને નાટકો રચ્યા છે.

સરનામું:—"પોએટસ કોર્નર," ખાર, મુંબઇ.

**હુઇદ્રી, ધી રાઇટ ઓનરેબલ સર અકબર, નવાબ હુઇદ્ર નવાબ જંગ બહાદુર**, નાઇટ (૧૯૨૮), પી. સી. (૧૯૩૬), ડી. સી. એલ. (ઓક્ષફર્ડ), ઓનરરી એલ એલ ડી. (ઓસમાન્યા, મદ્રાસ, અલ્હાબાદ અને ઢાકા યુનીવર્સીટીઓ)—સર અકબર હૈદ્રાબાદ સ્ટેટ એકઝીકયુટીવ કાઉન્સીલના પ્રેસીડન્ટ છે. તેવણુનો જન્મ ૧૮૬૯ના સાલના નવેમ્બર મહીનાની તા૦ ૮ મીએ થયો હતો. તેઓ ખંભાતવાલા નાઝીરઅલી હુઇદ્રીના બેટા થાય છે. તેઓનાં લગ્ન અમીના-નજમુદ્દીન તઈયબજી સાથ થયાં હતાં, કે જેઓ ૧૯૪૦ના સાલમાં હક થયાં છે. સર અકબર હુઇદ્રીને ચાર બેટીઓ અને બે બેટાઓ છે. તેવણે મુંબઇની સેન્ટ ઝેવ્યર્સ કોલેજમાં કેળવણી લીધી હતી. ૧૮૮૮ ના સાલમાં ઇંડીયન ફીનાન્સ ડીપાર્ટમેન્ટમાં તેઓ જોડાયા હતા. ૧૮૯૦ માં તેમણે જોડયા પ્રાંતના એસીસ્ટન્ટ એકાંઉન્ટન્ટ જેનરલનો, ૧૮૯૭ માં મુંબઇના ડેપ્યુટી એકાંઉન્ટન્ટ જેનરલ અને તે પછી ૧૯૦૦ના સાલમાં મદ્રાસના ડેપ્યુટી એકાંઉન્ટન્ટ જેનલરનો ઓધ્ધો ભોગવ્યો હતો. એ ઉપરાંત ગવર્નમેન્ટ પ્રેસ એકાંઉન્ટસના એકઝામીનર (૧૯૦૧), ઇંડીયા ટ્રેઝરીસના કન્ટ્રોલર, (૧૯૦૩), એકાંઉન્ટન્ટ-જેનરલ, હૈદ્રાબાદ સ્ટેટ (૧૯૦૫), મુંબઈના એકાંઉન્ટન્ટ જેનરલ (૧૯૨૦), ના ઓધ્ધાઓ તેમણે ભોગવ્યા હતા. ૧૯૧૫ માં મળેલી હૈદ્રાબાદ એડયુકેશનલ કોનફરન્સના તેવણુ પહેલાજ પ્રેસીડન્ટ હતા, ૧૯૧૭માં મળેલી ઓલ-ઇંડીયા મહોમેદન એડયુકેશનલ કોનફરન્સના પણુ તેઓ પ્રસીડન્ટ હતા. હૈદ્રાબાદ સ્ટેટ એકઝીકયુટીવ કાઉન્સીલના તેઓ ફીનાન્સ અને રેલ્વે મેમ્બર હતા. કોઓપરેટીવ ક્રેડીટ એન્ડ માઇન્સ ડીપાર્ટમેન્ટના એક મેમ્બર (૧૯૨૭) તેમજ સંગરેની કોલીયરીસ કુંપની લીમીટેડના તેવણુ ઓફીશયલ ડીરેકટર પણુ હતા. તેવણુ શાહબાદ સીમેન્ટ કુંપની લીમીટેડ, ધી ઇંડીયન ઇંડસ્ટ્રીયલ એન્ડ જેનરલ ટ્રસ્ટ લીમીટેડ, ધી સેન્ટ્રલ બેન્ક ઓફ ઇંડીયા લીમીટેડ, ધી ઓસમાનશાહી મીલ્સ લીમીટેડ, અને ધી આઝમજાહી મીલ્સ લીમીટેડના ડીરેકટર છે. ઇન્ટર-યુનીવરસીટી બોર્ડના તેઓ ચેરમેન હતા. ૧૯૨૫ના સાલમાં પંજાબ યુનીવર્સીટીના કોનવોકેશનના પ્રસંગે ભાષણુ આપ્યું હતું. મુંબઇ, ઢાકા, અલીગઢ, હૈદ્રાબાદ અને ઓસમાન્યા યુનીવર્સીટીઓના તેઓ એક 'ફેલો' છે. લંડન ખાતે મળેલી ત્રણુ રાઉન્ડ-ટેબલ કોનફરન્સોમાં હૈદ્રાબાદ સ્ટેટના



ડેલીગેશનની તેઓએ આગેવાની લીધી હતી. ૧૯૩૩ની પાર્લામેન્ટરી જોઇન્ટ સીલેકટ કમીટીના એક સભાસદ હતા. લંડનમાં મળેલી લીગ ઓફ નેશન્સની મોનેટરી અને ઇકોનોમીક કોનફરન્સના સલાહકાર તરીકે તેમણે સેવા બજાવી હતી. અજન્ટા ફ્રેસ્કોસ અને ઇંડીયન પેન્ટીગમાં તેઓ બહુ રસ લેય છે.

પબ્લીકેશન્સ—"Hyderabad state Budjets and Educational Paintings"

સરનામું:—"દીલખુશ," હૈદ્રાબાદ (દખણ).

**મહમદ યાકુબ,** સર મોલવી, નાઇટ, (૧૯૨૯), એમ. એલ. એ.—સર મહમદ યાકુબ એક ધારાશાસ્ત્રી છે. તેમનો જન્મ તા૦ ૨૭મી ઓગસ્ટ, ૧૮૭૯ના સાલમાં થયો હતો. તેમના લગ્ન મરહુમ વાહીડા બેગમ સાથ થયાં હતાં તેમણે અલીગઢની એમ. એ. ઓ. કોલેજમાં કેળવણી લીધી હતી. મોરાદાબાદ મ્યુનીસીપલ બોર્ડના ચેરમેન અને એક સભ્ય તરીકેનો તેમણે ઓધ્ધો ભોગવ્યો હતો. તેઓ મોરાદાબાદ ડીસ્ટ્રીકટ બોર્ડના એક મેમ્બર અને સીનીયર વાઇસ ચેરમેન પણ હતા. અલીગઢની એમ. એ. ઓ. કોલેજના એવણ એક ટ્રસ્ટી હતા. અલીગઢની કોર્ટ મુસ્લીમ યુનીવરસીટીના, લેજીસ્લેટીવ એસેમ્બલીના, તેમજ સંમતીવય કમીટીના અને આર્મી રીટ્રેન્ચમેન્ટ કમીટીના પણ તેઓ એક સભાસદ હોવા ઉપરાંત તેમણે લંડનની સ્ટેચ્યુટરી રેલ્વે બોર્ડ કમીટીના એક મેમ્બરનો પણ ઓધ્ધો ભોગવ્યો હતો. એવણે લેજીસ્લેટીવ એસેમ્બલીના ડેપ્યુટી પ્રેસીડન્ટ તેમજ પ્રેસીડન્ટ તરીકે પણ સેવા બજાવી હતી. ઓલ ઇન્ડીઆ મુસ્લીમ લીગના તેઓ એક વખત સેકરેટરી અને પ્રેસીડન્ટ પણ હતા. જોડયા પ્રાંતની મુસ્લીમ લીગની ફીલીઝીત ખાતે મળેલી વાર્ષિક બેઠક તેમણે પ્રમુખપદ લીધું હતું. તે ઉપરાંત મુંબઇમાં મળેલી ઓલ ઇંડીયા પેલેસ્ટાઇન કોનફરન્સના, તેમજ અલીગઢ ખાતે મળેલી ઓલ ઇંડીયા પોસ્ટમેન્સ કોનફરન્સના તેઓ પ્રેસીડન્ટ હતા. ૧૯૩૮ના સાલમાં સર એમ. ઝફર ઉલ્લાખાનની ગેરહાજરીમાં તેમણે બેવાર હીંદી સરકારના કોમર્સ મેમ્બરનો ઉંચ્ચ અને માનવંત ઓધ્ધો ભોગવ્યો હતો. ૧૯૩૯ના સાલમાં નીમાયલી આર્મી ઇંડીયાનીઝેશન કમીટીમાંના સભાસદ તરીકે પણ તેમણે સેવા બજાવી હતી.

સરનામું:—મોહોલ્લા, મુગલપુરા, મોરાદાબાદ, યુ. પી.

**ચીનુભાઇ માધવલાલ,** સર, બીજા બારોનેટ, (૧૯૧૩)—પહેલા બારોનેટ અને સુલોચના તે ચુનીલાલ ખુશાલરામનાં બેટીનાં એઓ બેટા થાય છે. એઓના પીતા જેઓ હીંદુ કોમમાં બેરોનેટસી મેળવનારા પહેલાજ સભાસદ હતા, તેઓની જગ્યાએ ૧૯૧૬માં એઓ આવ્યા હતા. એવણનો જન્મ ૧૯૦૬ના સાલના એપ્રીલ માસની તા૦ ૧૮ મીએ થયો હતો. ૧૯૨૪ના સાલમાં એવણનાં લગ્ન અમદાવાદમાં જવેરીલાલ બુલાખીરામ મહેતાના બેટી તનુમતી સાથ થયાં હતાં. એવણના વારેસ બેટા ઉદયનનો જન્મ તા૦ ૨૫મી જુલાઇ ૧૯૨૯ને દીને થયો હતો. એઓ મુંબઇની લેજીસ્લેટીવ એસેમ્બલીના એક સભ્ય હતા.

સરનામું:—શાન્તીકુન્જ શાહીબાગ, અમદાવાદ.

**કોયાજી,** સર જહાંગીર કુંવરજી—એમનો જન્મ ૧૮૭૫ માં થયો હતો.



એમણે મુંબઇની એલફીન્સ્ટન કોલેજમાં અને કેમ્બ્રીજની કેંસ કોલેજમાં અભ્યાસ કર્યો હતો ઇંડીઅન ટેરીફ અને ઇંડીઅન કરંસીના પ્રશ્નો માટે :નિમાયલા શાહી કમીશનોના તેઓ સભ્ય હતા. ૧૯૩૦ માં કાઉન્સીલ ઓફ સ્ટેટના સભ્ય હતા. ૧૯૩૦ અને ૧૯૩૨ માં રાષ્ટ્ર-સંઘની એસેમ્બલીમાં ડેલીગેટ તરીકે હાજરી આપવા જીનીવા ગયા હતા. ૧૯૩૦-૩૧માં કલકત્તાની પ્રેસીડંસી કોલેજના પ્રીન્સીપાલ હતા. આંધ્ર યુનીવરસીટીમાં પોલીટીકલ ઇકોનોમી અને ફીલાસોફીના પ્રોફેસર હતા. રોયલ ઇકોનોમીક સોસાયટીના કોરસપોન્ડન્ટ પણ હતા. એમણે હિંદી ચલણ અને હુંડીઆમણ અંગે કેટલાંક પુસ્તકો લખ્યાં છે.

સરનામું:—રીજ રોડ, મુંબઇ નં૦ ૬.

**દાભોલકર,** લેફ. કર્નલ અનંત યશવન્ત, એમ. સી., એમ. બી. બી. એસ., બી. એસ સી. (મુંબઇ)—એમનો જન્મ ૧૮૮૮ માં થયો હતો. એમણે વેંગુર્લા અને સાવંતવાડીની અંગ્રેજી સ્કુલોમાં અને વડોદરા કોલેજ, મુંબઇની એલફીસ્ટન કોલેજ અને ગ્રાંટ મેડીકલ કોલેજ, લંડનની યુનીવર્સીટી કોલેજ અને સ્કુલ ઓફ ટ્રોપીકલ મેડીસીનમાં અભ્યાસ કર્યો હતો. ૧૯૧૫ થી ૧૯૨૯ સુધી આઇ. એમ. એસ.ની લશ્કરી શાળામાં હતા. ૧૯૩૦ થી ૧૯૩૩ સુધી મુંબઇ સરકારના જાહેર આરોગ્ય ખાતામાં હતા. અને ૧૯૩૪ થી જાહેર આરોગ્યના ડીરેકટરનો ઓધ્ધો ભોગવે છે. એમના પત્નીનું નામ તારા સંભારે બી. એ. છે.

સરનામું:—૧૫, કવીન્સ ગાર્ડન્સ પુના.

**બોબીલી,** રાજા સર સ્વેથ એલાપતિ રામકૃષ્ણ રંગા, રાવબહાદુર, કે. સી. આઇ. ઇ —બોબીલીના શ્રી૦ રાવ રાજાનો જન્મ ૧૯૦૨ ના ફેબ્રુઆરીમાં થયો હતો. એમણે એમનો અભ્યાસ બોબીલીમાં ઘેર કર્યો હતો. ૧૯૨૦ માં ગાદીએ આવ્યા હતા. ૧૯૨૫ થી ૧૯૨૭ સુધી કાઉન્સીલ ઓફ સ્ટેટના સભ્ય હતા. ૧૯૩૦ માં મદ્રાસની ધારા-સભાના સભ્ય હતા. ૧૯૩૦ થી મદ્રાસના ગવર્નરના માનદ એડીકાંગ હતા. ૧૯૩૧ થી આંધ્ર યુનીવરસીટીના પ્રો-ચાન્સેલર છે. ૧૯૩૨ થી ૧૯૩૭ સુધી મદ્રાસ સરકારના પ્રધાન હતા.

સરનામું:—બોબીલી, વીઝાગાપટ્ટમ ડીસ્ટ્રીકટ, મદ્રાસ ઇલાકો.

**કુતાર, એરવદ નવરોજી માહીયાર,** બી. એ., મર્હુમ શેઠ માણેકજી શેઠની દરેમેહેરના વડા પંથકી—એરવદ કુતા-



રનો જન્મ તારીખ ૧૪મી નવેમ્બર ૧૮૯૯ના દીને નવસારી ખાતે થયો હતો. શરૂઆતની કેળવણી નવસારીની સર કાવસજી જેહાંગીર મદરેસામાં લઇ ત્યાંથી મેટ્રીકની પરિક્ષા પસાર કરી મુંબઇની સેન્ટઝેવ્યર કોલેજ મધે અભ્યાસ કરી અવસ્તા પેહલવી ભાષા સાથે મુંબઇ યુનીવરસીટીની બી. એ.ની પરિક્ષા પસાર કરી હતી. એરવદ કુતારે અવસ્તા–પહેલ્વીનો એમ. એ. સુધીનો અભ્યાસ મુંબઇની સર જમશેદજી જીજીભાઇ મદરેસા મધે કર્યો હતો, અને ત્યાંથી સ્કોલરશીપો તેમજ ઇનામો મેળવવા ઉપરાંત બી. એ.ની યુનીવરસીટીની પરિક્ષામાં ઉંચે નંબરે આવવા માટે દસ્તુર પેશોતન સંજાના ગોલ્ડ–મેડલ મેળવ્યો હતો. ત્યારબાદ મુંબઇની જરથોસ્તી જશન–કમિટી તરફથી મુંબઇની જુદી જુદી હાઇસ્કુલોમાં ધર્મશિક્ષણ આપવા માટે એક ધર્મશિક્ષક તરીકે એઓની નેમણુંક થઇ હતી, જે ઓધ્ધો એઓએ ૧૫ વરસ સુધી ભોગવ્યો હતો. સને ૧૯૪૦માં એરવદ કુતારના પીતાજીના મરણથી માણેકજી શેઠની પુરાણી દરેમેહેરના વડા પંથકી તરીકે એઓની નેમણુંક કરવામાં આવી હતી. જે કારણને લીધે જશન–કમિટીના ધર્મશિક્ષકનો ઓધ્ધો એવણે છોડયો હતો. તારીખ ૮–૧૨–૪૦ ને દીને એરવદ કુતારને પંથકી તરીકેની શોલ ઉપલી દરેમહેરના મુતવલી શેઠ કાવસજી જાલભાઇ શેઠે એક જાહેર મેળાવડામાં આપી હતી જે પ્રસંગે નવસારી, મુંબઇ તેમજ દેશાવરના દસ્તુરજી સાહેબોએ હાજરી આપી હતી અને શાલો એનાયત કરી હતી. એ ઉપરાંત જુદા જુદા પંથકીઓ, અથોરનાનો તેમજ જાહેર મંડળો મળી એકંદર ૭૭ શાલો એરવદ કુતારને એનાયત થઇ હતી. એરવદ કુતાર અથોરનાન–મંડળના જોડયા ઓનરરિ સેક્રેટરી છે અને પારસી ફેડરલ–કાઉન્સીલ, અથોરનાન અનજુમન–કમિટી વિગેરે પારસી મંડળોમાં ઉલટમંદ સભાસદ તરીકે પારસી કોમની સેવા કરે છે. એરવદ કુતાર એક ધર્મ-અભ્યાસી હોઇ જાહેર ભાષણો તેમજ વાયજો આપવા માટે જાણીતા છે.

સરનામું:—C/o. માણેકજી શેઠની
અગીઆરી, ૨૨૫ બજાર-
ગેટ, કોટ, મુંબઇ.

**કુર્તકોટી**, ડૉ૦ હીઝ હોલીનેસ શ્રી. શંકરાચાર્ય, કરવીર પીઠ, પી એચ. ડી.—એવણનો જન્મ તા૦ ૨૦ મી મે ૧૮૭૯ના સાલમાં ધારવાડ જીલ્લામાં આવેલા કુર્તકોટી ખાતે એક વંશપરંપરાથી ઉતરી આવેલા બ્રાહ્મણ જમીનદાર કુટુંબમાં થયો હતો. એમણે ધારવાડની હાઇ સ્કુલમાંથી મેટ્રીકની પરીક્ષા પસાર કીધી હતી. તે પછી એમણે સંસ્કૃતનો અભ્યાસ શરૂ કીધો હતો અને તે અર્થે બનારસ અને કલકત્તા ખાતે પણ ગયા હતા. ધારમીક વીષયો સંબંધી એઓ મુસાફરી કરી ભાષણો આપતા હતા, પુના ખાતે ભંડારકર ઓરીએન્ટલ રીસર્ચ ઇનસ્ટીટયુટ અને અમલનેર ખાતે ઇનસ્ટીટયુટ ઓફ ફીલોસોફી ઉભાં કરવામાં એમણે આગેવાન ભાગ લીધો હતો કે જે બીજી સંસ્થામાં એવણ શંકરાચાર્યની ફીલસુફી ઉપર ભાષણો આપતા હતા. ભગવદ–ગીતા સંબંધી એઓનાં ભાષણોનો એક અમેરીકન યુનીવરસીટી તરફથી થેસીસ તરીકે સ્વીકાર કરવામાં આવ્યો હતો, અને એઓ ઉપર પી એચ. ડી.ની ડીગ્રીની નવાજેશ કરવામાં આવી હતી. બેંગ્લોર ખાતે સંસ્કૃત એકેડેમી સ્થાપવામાં એવણનો મુખ્ય હાથ હતો કે જે સંસ્થાના આશરા હેઠળ એઓ એક એંગ્લો–સંસ્કૃત મેગેઝીન 'એડીટ' કરતા હતા. મુંબઇ સરકાર તરફથી એવણની મોરલ એડયુકેશન કનસલટેટીવ કમીટીના એક સભ્ય તરીકે નેમણુક કરવામાં આવી હતી. વળી મુંબઇની યુનીવરસીટીની એમ એ.ની ડીગ્રીના વેદાન્ત પ્રાઇઝ પેપરના એઓ એક એકઝામીનર (પરીક્ષક) હતા. ૧૯૧૮ના સાલમાં અલાહબાદ ખાતે મળેલી ઓલ ઇંડીયા હીંદુ ધર્મ કોનફરન્સનું તેમજ એજ સાલમાં એજ ઠેકાણે મળેલી હોમરૂલ લીગની એક સભાનુ પણ તેઓએ પ્રમુખપદ લીધું હતું. ૧૯૧૮ના સાલના અકટોબર માસમાં એવણે કોલાહપુર છોડયું હતું. જે પછી એવણે નાસીકને પોતાનું મુખ્ય મઠક બનાવ્યું હતું. ૧૯૨૦ના સાલમાં મહારાષ્ટ્ર હીંદુ ધર્મ પરિષદ એવણના મુબારક હસ્તે ખુલ્લી મુકાઇ હતી. તીલક મહારાષ્ટ્ર યુનીવરસીટીના એઓ પહેલાજ ચાનસેલર હતા. ૧૯૩૩ના સાલમાં નાસીક મધે મળેલી સઘળા ધર્મોની કોનફરન્સ (All Faiths Conference) નું એમણે પ્રમુખપદ લીધું હતું કે જે મધે All Faiths League of India એઓના પ્રમુખપદ હેઠળ સ્થપાઇ હતી. હીંદુ મહાસભા સાથે મળીને જબલપુર, સુરત અને પુના ખાતે ભરાયલી શુધ્ધી કોનફરન્સનું તેમજ ૧૯૩૬ના સાલના અકટોબર મહીનામાં લાહોર ખાતે ભરાયલી હીંદુ મહાસભાની બેઠકનું પણ એમણે પ્રમુખસ્થાન લીધું હતું.

સરનામું:—પંચવટી. નાશીક.

**ઇસ્માઇલ,** સર મહોમદ યુસુફ, નાઇટ—એઓના દાદા મરહુમ મી૦ હાશમે ૧૮૬૫ના સાલમાં એક સ્ટીમ નેવીગેશન કુંપની ચાલુ કીધી હતી કે જે કુંપની પાછળથી હાલની બોમ્બે સ્ટીમ નેવીગેશન કુંપનીમાં ફેરવાઇ ગઇ હતી. સર મહોમદ યુસુફ આ કંપનીમાં ૧૮૮૫ના સાલમાં જોડાયા હતા અને પોતાના પીતા સાથ કામ કીધું હતું. ૧૯૦૬ના સાલમાં, કે જયારે મજકુર કુંપનીની માલેકી બીજા હાથમાં ગઇ ત્યારે સર મહોમદ યુસુફને પોતાની મીલકતોની ખીલવણી કરવા સાથ પોતાની કોમની સામાજીક તેમજ કેળવણી સંબંધી ઉન્નતી

કરવાનો અવકાશ મલ્યો હતો. ૧૯૧૪ ના સાલમાં અંધેરીમાં એક ફર્સ્ટ-ગ્રેડ આર્ટસ કોલેજ નામે ઇસ્માઇલ કોલેજ ઉભી કરવા માટે રૂ. ૮ લાખની બાદશાહી બક્ષિસ કીધી હતી. એવણે એ ઉપરાંત એક 'મરીન કોલેજ' તેમજ 'સીમેન્સ ઓરફનેજ' પણ સ્થાપી છે કે જે પ્રકારની સંસ્થાઓ હીંદમાં પહેલી અને એકલીજ છે. મુંબઇમાં વરલી ખાતે એક સેનેટોરીઅમ એવણે બંધાવી આપ્યું છે, અને એ ઉપરાંત નોવાહ ટાપુ ઉપર એમણે એક જેનરલ હોસ્પીટલ, એક સેનેટોરીઅમ, અને છોકરીઓ માટેની એક શાળા બંધાવી આપી છે. ૧૯૨૫ ના સાલમાં એઓ ઉપર નાઇટહુડના ઉચ્ચ ખેતાબની નવાજેશ થઇ હતી. તેઓ હાલમાં જાહેર જીંદગીમાંથી ફારેગ થયા છે અને નોવાહ ટાપુ જે તેઓનું હવાખાવાનું માનીતુ મથક છે ત્યાં રહે છે.

**ફૈઝી રહમાન**, શ્રી. એસ., કળાકાર, નાટ્યકાર અને નવલકથાકાર—એમનો જન્મ ૧૮૮૦ માં થયો હતો. જંજીરા સંસ્થાનના બેગમ સાહેબા નઝલી રફીઆ બેગમના બેન આત્યાબેગમ સાથે એમનાં લગ્ન થયાં છે. એમણે લંડનની સ્કુલ ઓફ ધી રોયલ એકેડેમીમાં અભ્યાસ કર્યો હતો. તે ઉપરાંત જોન સારજંટ આર. એ. અને સર સોલોમન જે. સોલોમન આર. એ. એમની પાસે ખાનગીમાં તાલીમ લીધી હતી. એમના ચિત્રો લંડન અને પેરીસમાં જાણીતાં સ્થળોએ જાહેરમાં મુકાયાં છે. ૧૯૨૬-૨૭ માં નવા દીલ્હીના શાહી સેક્રેટરીએટના પહેલા ગુંબજ પર એમણે ચિત્રકામ કર્યું હતું અને ૧૯૨૮-૨૯ માં બી. કમીટી રૂમના બીજા ગુંબજ પર ચિત્ર કામ કર્યું હતું. વડોદરાના મર્હુમ મહારાજાના કલા વિષયમાં સલાહકાર હતા. ૧૯૩૦ માં માન્ચેસ્ટરની સીટી આર્ટ ગેલેરીમાં એમના તમામ ચિત્રોનું પ્રદર્શન કરવા એમને આમંત્રણ થયું હતું. હીંદુસ્થાનના ઘણા રાજા મહારાજાઓ અને ઉમરાવોના ચિત્રો એમણે તૈયાર કર્યાં છે. એમના લખેલા નાટકોમાંના બે લંડનમાં ભજવાયા હતા.

સરનામું:—"ઐવાન-ઇ-રીફાટ", રીજ રોડ, મલબાર હીલ, મુંબઇ.

**જીરાર્ડ**, ચાર્લ્સ રોબર્ટ, જે. પી. એ. આર. સી. એ., આર. બી. એ, આર. ઓ. આઇ., એફ. આર. એસ. એ., ચિત્રકાર, મુંબઇની સર જે. જે સ્કુલ ઓફ આર્ટના ડીરેકટર. મુંબઇના પ્રીન્સ ઓફ વેલ્સ મ્યુઝઅમના ટ્રસ્ટીઓની બોર્ડના સભ્ય છે. એઓ લેંકેસ્ટરવાળા જોન ટોમસ જીરાર્ડના પુત્ર છે. એમનું લગ્ન ડોરીસવોર્ન સાથ થયું હતું એમણે એન્ટવર્પમાં અને લેંકેસ્ટર સ્કુલ ઓફ આર્ટમાં અભ્યાસ કર્યો હતો. ૧૯૧૫ થી ૧૯૨૦ સુધી લંડનની રોયલ કોલેજ ઓફ આર્ટમાં ચઢતો અભ્યાસ કર્યો હતો. એમણે ફ્રાન્સ, બેલ્જીઅમ અને ઇટાલીમાં કલાવિષયક જ્ઞાન પુરૂં કર્યું હતું. લંડન, ન્યુયોર્ક, મોન્ટ્રીલ, ટોરોન્ટો વિગેરે સ્થળે એમના ચિત્રોનું પ્રદર્શન ભરવામાં આવ્યું હતું અને એમના ચિત્રો જાણીતી કલારસિક સંસ્થાઓએ અને વ્યકતિઓએ ખરીદી લીધા હતા.

સરનામું:—સ્કુલ ઓફ આર્ટ બંગલો, મુંબઇ.

**દીવેટીઆ,** શ્રી. ન્યાયમુર્તિ હર્ષદભાઇ વજુભાઇ, એમ. એ., એલ એલ. બી. ન્યાય મુર્તિ, હાઇકોર્ટ, મુંબઇ, મુંબઇની ઇન્ડસ્ટ્રીઅલ કોર્ટના પ્રમુખ—એમનું લગ્ન પ્રીન્સીપાલ આનંદશંકર ધરૂવનાં પુત્રી લીલીબેન સાથે થયું છે. એમણે અમદાવાદની ગુજરાત કોલેજમાં અભ્યાસ કર્યો હતો. ૧૯૨૨ થી ૧૯૩૩ સુધી મુંબઇ હાઇકોર્ટની એપેલેટ સાઇડ પર વકીલાત



કરી હતી. ૧૯૨૮–૩૧ મુંબઇની ગવર્નમેન્ટ લૉ કોલેજમાં અધ્યાપક હતા. ૧૯૩૨–૩૩ માં મુંબઇની બાર કાઉન્સીલના માનદ મંત્રી હતા. ગુજરાતી ભાષામાં માનસશાસ્ત્ર પર પુસ્તક લખ્યું છે. ગુજરાતી સાહીત્યમાં તેઓ ઘણો રસ લે છે.

સરનામું:—રીજ રોડ, મલબાર હીલ, મુંબઈ.

**કસ્તુરભાઇ લાલભાઇ, શેઠ**—એવણુનો જન્મ તા૦ ૨૨ મી ડીસેમ્બર ૧૮૯૪ના સાલમાં થયો હતો. એવણે અમદાવાદની ગવરમેન્ટ હાઇસ્કુલ અને ગુજરાત કોલેજમાં કેળવણી લીધી હતી. એઓનાં લગ્ન ૧૯૧૫ના સાલમાં અમદાવાદવાલા મી૦ ચીમનલાલ વાડીલાલ ઝવેરીના બેટી શ્રીમતી શારદાબેન સાથ થયાં હતાં. ૧૯૧૮–૧૯ ના સાલમાં અમદાવાદમાં દુકાળ નીવારણ સમીટીના ઓનરરી સેક્રેટરી તરીકે થયલી નેમણુંક સાથ એઓએ જાહેર જીંદગીની શરૂઆત કીધી હતી. ૧૯૨૩–૨૬ માં એઓની અમદાવાદના મીલમાલેકોની મંડળીના ઉપ-પ્રમુખ તરીકે તેમજ એજ વરસો દરમ્યાન લેજીસ્લેટીવ એસેમ્બલી મધેના મીલમાલેકોની મંડળીના પ્રતિનિધિ અને એસેમ્બલીના સભાસદ તરીકે ચુંટણી થઇ હતી. સને ૧૯૨૯ તથા સને ૧૯૩૪ માં જીનીવા ખાતે મળેલી ઇનટરનેશનલ લેબર કોનફરન્સમાં ઉદયોગપતિઓના પ્રતિનિધ તરીકે હાજરી આપી હતી. અમદાવાદના મીલમાલેકોની મંડળીના લાગત બે વરસ ૧૯૩૪–૩૫ અને ૧૯૩૫–૩૬ માટેના એઓ પ્રેસીડન્ટ હતા. ફેડરેશન ઓફ ઇંડયન ચેમ્બર્સ ઓફ કોમર્સ એન્ડ ઇન્ડસ્ત્રીના ૧૯૩૪-૩૫ના સાલ માટેના પણ એવણુ પ્રેસીડેન્ટ હતા. ૧૯૩૭ની સાલમાં રીઝર્વ બેન્ક ઓફ ઇંડયાની સેન્ત્રલ બોર્ડના એઓ એક ડીરેકટર થયા હતા. ૧૯૩૭–૩૮ ના સાલમાં હીંદ અને બ્રીટન વચ્ચેના વેપારી કરારને લગતી વાટાઘાટ સંબંધી એવણે હીંદી સરકારના સલાહકાર તરીકે સેવા બજાવી હતી. અનેક અગત્યની બાબદો જેવી કે ટેરીફ બોર્ડસ, રોયલ કમીશન્સ, ત્રેડ ડેલીગેશન્સ, વીગેરે સવાલો સંબંધી અમદાવાદમાં ડેલીગેશનોની આગેવાની લેવાનું માન એઓનેજ ફાળે જવા પામ્યું હતું. હીંદની જૈન કોમના એવણુ પ્રેસીડન્ટ છે. શેઠ આણંદજી કલ્યાણજીનાં મોટા ધર્મફંડોનો એઓજ વહીવટ કરે છે. અમદાવાદની એડયુકેશન સોસાયટીના એઓ એક પેટ્રન છે. જયારે મજકુર સોસાયટીની ગવરનીંગ બોડીના એવણુ ચેરમેન છે અમદાવાદની રોટરી કલબના ૧૯૩૯ ના સાલ માટેના એઓ પ્રેસીડન્ટ હતા.

સરનામું:—પાનકોર નાકા, અમદાવાદ.

**આથવલે, રાવ બહાદુર બાપુરાવ નારાયણ,** બી. એ., એલ એલ બી., જે. પી., મુંબઇના કોરોનર અને રીટાયર્ડ પ્રેસીડન્સી મેજીસ્ટ્રેટ—રાવ બહાદુર આથવલેનો જન્મ તા૦ ૪થી ફેબ્રુઆરી ૧૮૬૮ ના દીને બેલગામમાં થયો હતો. તેમણે અહમદનગરની મીશન હાઇસ્કુલ અને મુંબઇની વીલ્સન કોલેજમાં કેળવણી લીધી હતી. ૧૮૮૫ માં મેટ્રીક, ૧૮૮૯ માં બી. એ. અને ૧૮૯૬ માં એલ એલ. બી. થયા હતા. મુંબઇની રોબર્ટ મની હાઇસ્કુલમાં એક શીક્ષક તરીકે નોકરી કર્યા પછી તેમણે વકીલાત કરવા માંડી હતી અને ૧૯૧૬ માં તેઓ પ્રેસીડન્સી મેજીસ્ટ્રેટ નીમાયા હતા. ૧૯૨૩ માં તેઓ રીટાયર થયા હતા અને ૧૯૨૪ માં સાવંતવાડીના ચીફ જજ નીમાયા હતા. ૧૯૨૫ માં તેઓ મુંબઇના કોરોનર નીમાયા હતા કે જે હોદ્દો હજુ તેઓ ધરાવે છે.

સરનામું:—લવલેન, મુંબઇ.

**હમીદ,** ડો૦ એ. ખ્વાજા, બી. એસ સી., એમ. એ., પી. એચ. ડી. (બર્લીન) એ. આઇ. સી., એફ. સી. એસ. (લંડન) એમ. એલ. સી., બોમ્બે—એમનો જન્મ ૧૮૯૮ માં થયો હતો. ૧૯૨૦ માં અલ્લાહબાદ યુનીવર્સીટીની બી એ. ની પરીક્ષા વિજ્ઞાન લઇ પાસ કરી હતી અને અલીગઢની મુસ્લીમ યુનીવર્સીટીમાં રસાયણશાસ્ત્રના અધ્યાપક હતા. એઓ ૧૯૨૪ માં યુરોપ ગયા અને બર્લીન યુનીવર્સીટીમાં દાખલ થયા અને ત્યાં ઘણા જાણીતા અધ્યાપકોના હાથ નીચે અભ્યાસ કર્યો અને ૧૯૨૭ માં બર્લીન યુનીવર્સીટીની ડાકટરની પદ્વી મેળવી. ત્યાર પછી પણ થોડા વર્ષ રસાયણશાસ્ત્ર અને ઔષધશાસ્ત્રના વધુ અભ્યાસ માટે યુરોપમાંજ રહયા ૧૯૩૧ ના જાનેવારીમાં એમણે મુંબઇમાં સ્થાયી મુકામ કર્યો અને રસાયણની વસ્તુઓ અને ઔષધોનો વેપાર જમાવ્યો. ૧૯૩૬ સુધી અલીગઢ મુસ્લીમ યુનીવર્સીટીની સીન્ડીકેટના સભ્ય હતા. એમણે હાલમાં કેમીકલ, ઇન્ડસ્ટ્રીયલ અને ફારમાસ્યુટીકલ લેબોરેટરીઝ લી૦ નામની એક સંસ્થા ઉભી કરી છે.

સરનામું:—૧૨ રેમ્પાર્ટ રો, કોટ, મુંબઇ.

**ભરૂચા, ડો૦ ફીરોઝ સી.,** એમ ડી. (લંડન)—ડો૦ ભરૂચાનો જન્મ મહુ ખાતે નવેમ્બર ૧૮૮૨ માં થયો હતો. મહુમાં માધ્યમીક કેળવણી લઇ તેઓ મુંબઇની ગ્રાંટ મેડીકલ કોલેજમાં જોડાયા હતા અને ૧૯૦૩ માં એલ. એમ. એન્ડ એસ. ની ડીગ્રી મેળવી હતી. ૧૯૧૧ માં તેમણે મુંબઇમા તબીબી ધંધો શરૂ કર્યો હતો અને આજે તેઓ એક પહેલી પંકતીના ફીઝીશીઅન લેખાય છે. મુંબઇની પારસી જનરલ હોસ્પીટલ, જે. જે. હોસ્પીટલ, કે. ઇ. એમ. હોસ્પીટલ, ગોરધનદાસ સુંદરદાસ મેડીકલ કોલેજ, બાળકો માટેની જરબાઇ વાડીઆ હોસ્પીટલ વીગેરે સંસ્થાઓને તેમણે પોતાની સેવા ઓનરરી અર્પણ કરી જાહેર પ્રજાની સારી સેવા બજાવી છે. ૧૯૩૯ ની સાલમાં તેઓ મુંબઇના શેરીફ નીમાયા હતા. બોંબે મેડીકલ કાઉન્સીલ અને મુંબઇ યુનીવરસીટીની સેનેટના પણ તેઓ સભ્ય છે.



સરનામું:—તાજમહાલ હોટલ, મુંબઇ.

**ગોસ્વામી**, કુમાર તુલસીચંદ્ર, એમ. એ. (ઓક્ષફર્ડ)-સીરામપોરના રાજા કીશોરીલાલ ગોસ્વામીના પુત્ર છે. એમનો જન્મ ૧૮૯૮ માં થયો હતો. એમણે કલક-તાની પ્રેસીડન્સી કોલેજ ઉપરાંત ઓક્ષફર્ડ અને પેરીસમાં અભ્યાસ કર્યો હતો. ૧૯૨૮ માં કેનેડા ખાતે મળેલી એમ્પાયર એસોસીએશનની આગસ્ટ માસની બેઠકમાં હિંદી ધારાસભા તરફથી એમને પ્રતિનિધિ તરીકે ચુંટી મોકલી આપવામાં આવ્યા હતા તેઓ એ સંસ્થાના હિંદી વિભાગના પ્રમુખ છે. ૧૯૩૭થી બંગાળની પ્રાંતિક ધારાસભાના સભ્ય છે. અને મહાસભાવાદી પક્ષના મદદનીશ નેતા છે.

સરનામું:—બાલીગંજ કલક-તા.

**નાઝીમુદ્દીન**, સર ખ્વાજા—એમ. એ. (કેન્ટબ) કે. સી. આઇ. ઇ. બાર–એટ–લો એમ. એલ. એ. ૧૯૩૭ના સાલ સુધી એમણે બંગાળની સરકારના મીનીસ્ટરનો ઓધ્ધો ભોગવ્યો હતો. એવણનો જન્મ ૧૮૯૪ ના સાલના જુલાઇ મહીનામાં થયો હતો. એવણે અલીગઢ અને કેમ્બ્રીજ ખાતે કેળવણી લીધી હતી. ૧૯૨૩ થી ૧૯૨૯ના વરસો દરમ્યાન એવણે ડાકકાની મ્યુનીસીપાલ કમીટીના કમીશનરનો ઓધ્ધો ભોગવ્યો હતો. ૧૯૨૪ થી ૧૯૨૯ સુધી એઓ ડાકકા યુનીવરસીટીની એકઝીક્યુટીવ કાઉન્સીલના એક સભાસદ હતા. ૧૯૨૩ થી એઓ એક એમ. એલ. સી. છે. ૧૯૩૭ ના સાલમાં એવણ બંગાળની લેજીસ્લેટીવ એસેમ્બલીમાં ચુંટી કઢાયા હતા.

ઠેકાણું—મારી બાગ, રામા, ડાકકા,
અને ૨૫, બેલીગન્જ,
સરકલ રોડ,
કલકત્તા.

**તૈયબજી, મીસીસ ખદીજા શફી**, એમ. એલ. એ., જે. પી. ઓનરરી પ્રેસીડન્સી મેજીસ્ટ્રેટ, મુંબઇની મ્યુનીસીપલ ગર્લ ગાઇડસના પહેલા કમીશનર—મીસીસ શફી તૈયબજીનો જન્મ ૧૮૮૫ની સાલમાં થયો હતો. તેઓ મુંબઇની મ્યુનીસીપલ કોરપોરેશન, મ્યુનીસીપલ સ્કુલ્સ કમીટી અને મુંબઇની લેજીસ્લેટીવ એસેમ્બલીનાં સભ્ય છે. ૧૯૩૪–૩૫ માં તેઓ મ્યુનીસીપલ સ્કુલ્સ કમીટીનાં પ્રમુખ હતા. પોતાની કોમના તથા બીજી કોમોના કેળવણી અને સામાજીક સવાલોમાં તેઓ ઘણી ઉલટ લે છે. સ્ત્રીઓની ઉન્નતી માટે તેઓ બનતું કરે છે અને પોતાની કોમની તથા બીજી અનેક જાહેર સંસ્થાઓ સાથે તેમને સંબંધ છે.

સરનામું:—ઉમર મેનશન, વોર્ડન રોડ,
મુંબઇ.

**ચીત્રે**, દીવાન બહાદુર આત્મારામ અનંત, એડવોકેટ (ઓ૦ એસ.) જે. પી., મુંબાઇની સ્મોલકોઝ કોર્ટના માજી વડા ન્યાયાધીશ—એમનો જન્મ ૧૮૭૭ માં થયો હતો. એમણે મુંબઇની વીલ્સન કોલેજમાં અને સરકારી લો સ્કુલમાં અભ્યાસ કર્યો હતો. ૧૯૦૭ થી ૧૯૧૬ સુધી મુંબઇ હાઇકોર્ટની ઓરીજીનલ સાઇડે વકીલાત કરી હતી. ૧૯૧૬–૧૭ માં મુંબઇની સ્મોલકોઝ કોર્ટના કામચલાઉ વડા જજના ઓધ્ધા પર હતા. ૧૯૨૮ માં એઓ એ ઓધ્ધા પર કાયમ થયા હતા. ૧૯૩૫માં મુંબઈની હાઇકોર્ટના કામચલાઉ જજ નીમાયા હતા.

સરનામું:—૨૨, પેરી ક્રોસ રોડ, વાંદરા.

**સુકથંકર, ડૉ૦ મીસીસ માલીનીબાઇ ભાલચન્દ્ર,** એમ. બી. બી. એસ.—મીસીસ સુકથનકરનો જન્મ તા૦ ૧૧ મી જાન્યુઆરી ૧૮૯૫ ના દીને થયો હતો. તેમણે ૧૯૧૬ માં સોલીસીટર મી૦ સુકથનકર સાથ કર્યાં હતાં અને ૧૯૧૭માં એમ. બી. બી. એસ ની ડીગ્રી મેળવી હતી. તે પછી તેમણે કામા હોસ્પીટલ અને ગ્રાન્ટ મેડીકલ કોલેજમાં કેટલાંક વરસો સુધી સેવા બજાવી હતી. ૧૯૩૪ માં તેઓ ઓલ ઇન્ડીઆ વીમેન્સ કોનફરન્સના માનદ ખજાનચી હતાં. મુંબઇની મ્યુનીસીપલ કોરપોરેશન અને સ્કુલ્સ કમીટીમાં તેઓ વર્ષોથી બીરાજે છે અને ૧૯૩૩-૩૪ માં સ્કુલ્સ કમીટીનાં પ્રમુખ પણ હતાં. મુંબઈની મ્યુ૦ કોરપોરેશનની ઇમ્પ્રુવમેન્ટસ કમીટીનાં પણ તેઓ વર્ષ બાઇ પ્રમુખ હતાં.

સરનામું—શાંતારામ હાઉસ, મલબાર હીલ, મુંબઈ.

**કેસલ્સ,** જનરલ સર રોબર્ટ આર્ચીબોલ્ડ જી. સી. એસ. આઇ., જી. સી. બી., સી. એસ. આઈ., ડી. એસ. ઓ., ૧૯૩૫ નાહિંદુસ્તાનના વડા સેનાપતિ—એમનો જન્મ ઇ. સ. ૧૮૬૬ નામાર્ચમાં થયો હતો. એમણે મહા યુદ્ધ દરમ્યાન યુદ્ધસેવા કરી હતી અને તે દરમ્યાન મીસર અને મેસોપોટેમીઆના વિગ્રહમાં પણ ભાગ લીધો હતો. ૧૯૨૩ થી ૧૯૨૭ સુધી પેશાવર ડીસ્ટ્રીકટના ચાર્જ માં હતા. ૧૯૨૮-૨૯ માં એડજુટન્ટ જનરલ નીમાયા હતા. ૧૯૨૯ થી ૩૩ સુધી ના૦ સમ્રાટના એડીકાંગ હતા. ૧૯૩૦ થી ૩૪ સુધી હીંદમાં ઉત્તર વિભાગના લશ્કરના મુખ્ય સેનાપતી હતા.

સરનામું:—સીમલા અને ન્યુ દીલ્હી.

**ગજેન્દ્રગડકર,** શ્રી૦ અશ્વત્થામા બાલાચાર્ય, એમ. એ., એમ. આર. એ. એસ, મુંબઇની એલ્ફીન્સ્ટન કોલેજમાં સંસ્કૃતના અધ્યાપક—એમનું લગ્ન શ્રીમતી કમલાબાઇ શાલીગ્રામ સાથે થયું હતું. એમણે સતારાની હાઇસ્કુલમાં અને પુનાની ડેકકન કોલેજમાં અભ્યાસ કર્યો હતો. ૧૯૧૫ માં મુંબઇની એલ્ફીન્સ્ટન કોલેજના સંસ્કૃતના અધ્યાપકના મદદનીશ નીમાયા હતા. ૧૯૧૭ માં લેકચરર અને ૧૯૨૦ માં પ્રોફેસર નીમાયા હતા. તેઓ કેપ્ટનનો હોદ્દો ધરાવે છે અને મુંબઇ યુનીવરસીટી ત્રેનીંગ કોરની સી. કંપનીના વડા છે. ૧૯૨૯ માં એમણે મુંબઈમાં સ્વસ્તીક લીગની સ્થાપના કરી હતી અને એ સંસ્થાની સ્વયંસેવક ટુકડીના ઉપરી અધિકારી છે યુનીવરસીટીના વિદ્યાર્થીઓ માટે ઘણાં સંસ્કૃત પાઠય પુસ્તકોના અંગ્રેજીમાં તરજુમા સાથે પ્રસિદ્ધ કર્યા છે.

સરનામું:—એલ્ફીન્સ્ટન કોલેજ, મુંબઇ.

**હેમીલ,** હેરી, બી. એ., ફેડરલ પબ્લીક સર્વીસ કમીશનના સેકરેટરી., પહેલાં એલફીન્સ્ટન કોલેજના પ્રીન્સીપાલ હતા—એમનો જન્મ ૧૮૯૧ માં થયો હતો. એમનું લગ્ન હીલ્ડા એ. શીપ સાથે થયું હતું. એમણે બેલફાસ્ટની રોયલ એકેડેમીકલ ઇન્સ્ટીટયુશન અને કવીન્સ યુનીવર્સીટીમાં અભ્યાસ કર્યો હતો અને ગ્રેજ્યુએટ થયા પછી ઈંગ્લંડના અને પાછળથી હીંદી લશ્કરમાં જોડાયા હતા ૧૯૧૦ માં એમને હીંદી કેળવણી ખાતામાં સનંદી હોદ્દો મળ્યો હતો.

સરનામું:—દીલ્હી, સીમલા.

**ક્રીષ્ણામાચારી,** રાવ બહાદર, સર વેંગલ થીરૂવેન્કાટા, નાઇટ, (૧૯૩૩), કે. સી આઇ. ઇ. (૧૯૩૬), સી આઇ. ઇ (૧૯૨૬), બી. એ., બી એલ. તે વડોદરાના દીવાન—એઓનો જન્મ ૧૮૮૧ના સાલમાં થયો હતો. એમણે મદ્રાસની પ્રેસીડન્સી કોલેજ તેમજ લો કોલેજમાં કેળવણી લીધી હતી. ૧૯૦૩ ના સાલમાં કોમ્પીટીટીવ એકઝામીનેશન મારફતે એઓ મદ્રાસની સીવીલ સરવીસમાં દાખલ થયા હતા મદ્રાસ ઇલાકાના જુદાજુદા ડીસ્ટ્રીકટોમાં સેવા બજાવ્યા પછી એઓ કોચીન સ્ટેટ સરવીસમાં ચીફ રેવન્યુ ઓફીસર તરીકે જોડાયા હતા અને તે હોદ્દા દરમ્યાન કેટલોક વખત એઓએ સ્ટેટના દીવાનનો પણ કામચલાઉ મુદ્દત માટે ઓધ્ધો ભોગવ્યો હતો. તે પછી થોડાકજ વખતમાં તેઓ મદ્રાસની સરકારના બોર્ડ ઓફ રેવન્યુના એસીસ્ટન્ટ સેક્રેટરી (૧૯૧૩-૧૯૧૯) નીમાયા હતા ૧૯૧૯ થી ૧૯૨૨ના વરસો સુધી એઓ વીઝીઆનગરમ સ્ટેટના ટ્રસ્ટી નીમાયા હતા, જે પછી ૧૯૨૩ના સાલમાં રામનાદ જીલ્લાના તેઓ કલેકટર નીમાયા હતા. ૧૯૨૪ ના સાલથી તે ૧૯૨૭ ના સાલ સુધી કે જે મુદ્દત દરમ્યાન એવણે મદ્રાસની સરકારના લો, એડયુકેશન અને બીજાં ખાતાંઓના સેક્રેટરી તરીકેનો ઓધો ભોગવ્યો હતો. એઓની ૧૯૨૭ના સાલના ફેબ્રુઆરી માસમાં વડોદરાના દીવાન તરીકે નેમાણુંક થઇ હતી. લંડનમાં મળેલી પહેલી, બીજી અને ત્રીજી રાઉન્ડટેબલ કોનફરન્સના ડેલીગેટ તરીકે તેમજ ફેડરલ સ્ટ્રકચર કમીટીના અને ફેડરલ ફીનાન્સ સબ–કમીટીના એક સભ્ય તરીકેનો એવણે ઓધો ભોગવ્યો હતો. ૧૯૩૩ ના સાલમાં મળેલી જોઇન્ટ પાર્લામેન્ટરી કમીટીમાં પણ એમણે હાજરી આપી હતી. લીગ ઓફ નેશન્સની એસેમ્બલીની મળેલી બેઠકોમાં પણ એમણે હીંદ તરફથી એક ડેલીગેટ તરીકે હાજરી આપી હતી. વડોદરા રાજ્યના છેલ્લાં ૧૪ વરસની મુદતના દીવાન તરીકેના એઓના ઓધ્ધા દરમ્યાન તેઓ એક ઉચ્ચ કોટીના કાબેલ અને બાહોશ વહીવટદાર (adn i nstrator) અને રાજદ્વારી (statesman) પુરવાર થયા છે.

સરનામુ—દીલારામ, વડોદરા

**ઝફરૂલ્લાહ ખાન, ચૌધરી સર મહમદ,** નાઇટ, કે. સી. એસ. આઇ., બાર-એટ-લો, ના૦ વાઇસરોયની કારોબારી કાઉન્સીલના સભ્ય—સર મહમદ ઝફરૂલ્લાખાનનો જન્મ તા૦ ૬ ઠી ફેબ્રુઆરી ૧૮૯૩ ના દીને થયો હતો. બેરીસ્ટર થયા પછી તેમણે લાહોરની હાઇકોર્ટમાં પ્રેકટીસ કરી હતી (૧૯૧૫–૩૫). તેઓ "ઇન્ડીઅન કેસીઝ" ના તંત્રી (૧૯૧૬–૩૨), પંજાબ યુનીવરસીટીની લો કોલેજના લો લેકચરર (૧૯૧૯ –૨૪), પંજાબની ધારાસભાના સભ્ય (૧૯૨૬–૩૫), પંજાબ પ્રોવીન્શીઅલ રીફોર્મ્સ કમીટીના સભ્ય, ઇન્ડીઅન રાઉન્ડ ટેબલ કોનફરન્સ (ત્રણે)ના ડેલીગેટ, કનસલ્ટેટીવ કમીટીના સભ્ય (૧૯૩૨), પારલામેન્ટરી જોઇન્ટ સીલેકટ કમીટીના ડેલીગેટ (૧૯૩૩), ઓલ ઇન્ડીઆ મુસ્લીમ લીગના પ્રમુખ (૧૯૩૧), દીલ્હી કાવત્રાં કેસમાં તાજ તરફના ધારાશાસ્ત્રી (માર્ચ ૧૯૩૧ થી જુન ૧૯૩૨) અને બીજા અનેક ઉંચા હોદ્દાઓ દીપાવવાને ભાગ્યશાળી નીવડયા છે. હાલમાં તેઓ ના૦ વાઇસરોયની કારોબારી કાઉન્સીલના સભ્ય છે.

સરનમું:—દીલ્હી અને સીમલા,

**મફતલાલ ગગલભાઇ,**—શેઠ મફતલાલ ન્યાતે કડવા પાટીદાર છે. એમનો જન્મ ૧૮૭૩ માં અમદાવાદ ખાતે થયેલો.



એમના પિતા કીનખાબના વેપારી હતા. શેઠ મફતલાલ સાધારણ અભ્યાસ કરીને ચઉદ વર્ષની ઉંમરે તો પિતાના ધંધામાં જોડાઇ ગયા હતા. પિતાની સ્થિતિ સાધારણ હતી, એટલે એમને બધુંજ કામ કરવું પડતું. ડાકોરમાં દર પુનેમે ભરાતા મેળામાં કાપડના તાકા લઇને એમને વેચવા જવું પડતું. ત્રીસ વર્ષની ઉંમરે શેઠ મફતલાલ મીલની નોકરીમાં દાખલ થયા. એ નોકરી કરતાં તેમને મીલમાલેક બનવાની ઇચ્છા થઇ. એ ફલીભુત થઇ અને ૧૯૦૭ માં સવાત્રણ લાખની મુડીની "શેરોક મીલ"ના એજંટ થયા પછી તો આઠેક મીલોના એજંટ અને મહાન ધંધાદારી બન્યા છે. ૧૯૧૩ માં નડીઆદમાં બીજી મીલ ખરીદી તેનું નામ "ન્યુ શેરોક મીલ" રાખ્યું. ૧૯૧૪માં સુરતની સુરત કોટન મીલ ખરીદ કરી. અને ૧૯૩૩ માં નવસારીમાં "મફતલાલ ફાઇન સ્પીનીંગ" મીલની સ્થાપના કરી અને ૧૯૩૬ માં "ઇન્ડીઅન મીલ" તેમની એજન્સી નીચે આવી. એ ઉપરાંત આફ્રીકામાં જીનનું બીઝનેસ ચાલુ છે અને ખાંડની "ફ્લ્ટન શુગર મીલ" માં પણ તેમનો હીસ્સો છે. શેઠ મફતલાલે વહાણુવટાંના ધંધા તરફ પણ નજર દોડાવીને ૧૯૩૭ માં રત્નાકર સ્ટીમ નેવીગેશન કંપનીની સ્થાપના કરી હતી. મુંબઇથી પંજીમ સુધી એકજ લાઇન હોવાથી નુરના દર ભારે લેવાતા હતા. આ કંપની હસ્તીમાં આવતા વેપારીઓને દશ લાખનો ફાયદો થયો હતો. પાછળથી રત્નાકર કંપનીને બીજી કંપની સાથે જોડી દેવામાં આવી છે. શેઠ મફતલાલે અનેક સખાવતો કરી છે એમની સખાવત મીરજ, કલોલ, દેવગઢ (રત્નાગીરી), કાશી સુધી પહોંચી છે. અમદાવાદમાં જમનાબાઇ સરસ્વતી મંદીર નામની સ્ત્રી ઉપયોગી સંસ્થા પોતાના માતુશ્રીની યાદગીરીમાં સ્થાપી છે. અને મુંબઇના નવા હીંદુ સ્વીમીંગ બાથ માટે એમણે આપેલી એક લાખની સખાવતો જાણીતીજ છે, એમના સ્વર્ગસ્થ પુત્રની યાદગીરી જળવાઇ રહે એ માટે આ બાથને "પ્રાણસુખલાલ મફતલાલ હિંદુ સ્વીમીંગ બાથ"નું નામ અપાયું છે. શેઠ મફતલાલે ૧૯૨૧, ૧૯૨૫, ૧૯૩૨ અને ૧૯૩૪ માં યુરોપનો પ્રવાસ કર્યો હતો. હાલ ધંધાની ઉપાધી ઓછી કરી નાંખી નીવૃત્તિ જીવન ગાળે છે.

સરનામું:—વોર્ડનરોડ, મુંબઇ.

**મહેતા, ખાનબહાદુર સોરાબ નશરવાનજી,** જે. પી.—એવણુનો જન્મ તા૦ ૪-૧૧-૧૮૭૮ ના દીને થયો હતો. ૧૮૯૭



ના સાલમાં એલફીનસ્ટન સ્કુલમાંથી મેત્રીક થઇને વીલ્સન કોલેજમાંથી પ્રીવીયસની પરિક્ષા પાસ કરીને ૧૯૦૧ માં એક ટેમ્પરરી ક્લાર્ક તરીકે પેપર કરન્સી બેન્કના શરોફ ડીપાર્ટમેન્ટમાં રોજ રૂ. ૧ ના નાના પગારે શરૂઆત કરી હતી. આ પછી તેઓએ પોતાની બાહોશી અને ખંતથી બેન્કના બધાં ખાતાંઓમાં અનુભવ મેળવીને ૧૯૧૨ ના સાલમાં હેડ શરોફ થયા હતા. જે પછી ૧૯૧૬ ના સાલમાં તેઓની કેશીયર તરીકે નીમણુંક થઈ હતી. ૧૯૨૩ ના સાલમાં તેઓને બેન્કના ત્રેઝરરનો મોટો ઓધ્ધો મળ્યો હતો, જે તેઓએ લગભગ ૧૭ વરસ સુધી ખંત અને મહેનતથી બજાવીને ૧-૪-૧૯૪૦ના સાલમાં ફુલ કોમ્પેનસેન્ટરી એલાવન્સ મેળવીને રીટાયર્ડ થયા હતા. ૧૯૨૩ના સાલમાં તેઓને અનેક સેવાઓની કદર કરી ગવરમેન્ટે ખાનબહાદુરનો ખેતાબ એનાયત કીધો હતો. તેઓ હેગ પ્રાઉન ક્રીમેશનના તેઓ એક મેશન, એક જે. પી. અને સોશ્યલ વર્કર છે. તેઓ ૧૦૦ ના મંડળના એક સભાસદ તરીકે છેલ્લા ચુંટાયા હતા. આનંદી સ્વભાવ અને ગરીબોના દીલસોઝ મીત્ર તરીકે ખાનબહાદુર મહેતા એક મોટું મીત્રમંડળ મેળવવા પામ્યા છે.

સરનામું:—નં૦ ૧૬, ન્યુ કવીન્સ રોડ, મુંબઇ.

**ગાંધી,** શ્રી. નાગરદાસ પરશોત્તમ, એમ. એ., બી. એસ. સી., એ. આર. એસ. એમ., ડી. આઇ. સી., એફ. જી. એસ., વિ. વિ બનારસ હિંદુ યુનીવરસીટીના માઇનીંગ અને પેટાબર્જી ખાતાનાં યુનીવર્સીટી પ્રોફેસર—એમનો જન્મ ૧૮૮૬ માં થયો હતો. એમના લગ્ન રાણપુરના શેઠ ભુદર લાલચંદની પુત્રી શીવકુંવર સાથે થયા હતા. એમણે એમનો અભ્યાસ જુનાગઢની બહાદુદીન કોલેજ, મુંબઇની વીલ્સન કોલેજ અને લંડનની ઇમ્પીરીયલ કોલેજ આફ સાયન્સ એન્ડ ટેકનોલોજીમાં કર્યો હતો. ૧૯૧૫ માં તેઓ તાતા આયર્ન એન્ડ સ્ટીલ કું૦માં નોકરીએ રહ્યા હતા. યુધ્ધ દરમ્યાન ૧૯૧૬-૧૯ માં જ્યારે બર્માની ખાણોમાંથી વોલફ્રામ અને કલાઇ કાઢવાનું કામ તાતા એન્ડ સન્સ લી૦ તરફથી થતું હતું, ત્યારે એઓ જનરલ મેનેજર હતા. અને ૧૯૧૯ થી તેઓ તેમના હાલના ઓધ્ધાપર છે. ૧૯૩૩ માં ઇન્ડીઅન સાયન્સ કોંગ્રેસના ભુસ્તર વિભાગના પ્રમુખ ચુંટાયા હતા અને માઇનીંગ એન્ડ પેટાબરજીકલ સોસાયટી આફ ઇંડીઆના પ્રમુખ છે.

સરનામું:—હિંદુ યુનીવર્સીટી, બનારસ.

**ઇબ્રાહીમ રહીમતુલ્લા, સર,**—એમનો જન્મ ૧૮૬૨ માં થયો હતો. નાની ઉંમરે એમના પિતાનું અવસાન થતાં, એમની કેળવણી અધવચ અટકી ગઇ હતી અને ૧૮૮૦ માં પોતાના વડીલબંધુ શ્રી. મહુમદભાઇ રહીમતુલ્લા સાથે ધંધામાં જોડાઇ જવાની એમને ફરજ પડી હતી. એ પછી એમણે જાહેરજીવનમાં ઝંપલાવ્યું હતું. પ્રથમ ૧૮૯૨ માં મુંબઈ કોરપોરેશનમાં દાખલ થયા હતા અને ધીમે ધીમે લોકપ્રિય બની ૧૮૯૯ માં કોરપોરેશનના પ્રમુખ ચુંટાયા હતા. ૧૮૯૮ થી શહેર સુધારા ટ્રસ્ટના ૨૦ વર્ષ સુધી પ્રમુખ રહયા હતા. ત્યાર પછી મુંબઇની લેજીસ્લેટીવ કાઉન્સીલમાં દાખલ થયા હતા અને ૧૮૯૯ ને ૧૯૧૬ માં એના સભ્ય ચુંટાયા હતા. ૧૯૧૩ માં ઇમ્પીરીઅલ લેજીસ્લેટીવ કાઉન્સીલમાં દાખલ થયા હતા. ૧૯૨૧ માં ફીસ્કલ કમીશનના પ્રમુખ નીમાયા હતા. ફરી પાછા મુંબઇની લેજીસ્લેટીવ કાઉન્સીલમાં ૧૯૧૮ અને ૧૯૨૩ માં ચુંટાયા હતા. અને ૧૯૨૩ માં ને ૧૯૨૬ માં એ કાઉન્સીલના પ્રમુખ તરીકે એમની નીમણુંક થઇ હતી. મજુર પ્રશ્નો અંગે તપાસ કરવા નીમાયલા શાહી કમીશનના સભ્ય તરીકે એમની પસંદગી થઇ હતી અને ૧૯૩૧ માં હિંદની વડી ધારાસભાના સભ્ય બન્યા હતા. એ પદેથી એમણે ૧૯૩૩ માં રાજીનામું આપ્યું હતું.

સરનામું:—પેડર રોડ, ખંબાલા હીલ, મુંબઇ.

**માસ્ટર જાલભાઇ જહાંગીરશાહ,** મીલ મેનેજર, ધી સાસુન એન્ડ એલાયન્સ સીલ્ક મીલ્સ કું. લીમીટેડ—મી૦ માસ્તર



હાલની મુંબઇમાં બધી મીલોમાં સૌથી નાનામાં નાની વય ૨૮ વરસે મીલ મેનેજર થવાને નસીબવંત થયલા જોવામાં આવે છે. આ મેનેજરનો ઓધ્ધો તેઓની ૩ પેઢીઓથી (એટલે કે એવણના બપાવાજી, કાકાજી અને તે પછી તેવણ) મેળવવા પામ્યા છે. હારનેશ બીલ્ડીંગના નાના કામ ઉપરથી મીલમાં અનુભવ મેળવીને તેઓના મરહુમ કાકાજીની જગાએ મીલ મેનેજર તરીકે નેમાયા છે. મળતાવડા અને હસમુખા સ્વભાવથી તેઓ પોતાના વડાઓ, કામદારો અને દોસ્ત આસનાઓમાં માનીતા છે. આ મીલની સ્પોરટસની ચળવળોમાં તેએ આગેવાન ભાગ લે છે.

સરનામું:—વીકટોરીયા રોડ, મઝગામ મુંબઇ.

**જીવતલાલ પ્રતાપસી**—શેઠ જીવતલાલનો જન્મ ૧૮૮૬ માં રાધનપુર ખાતે થયો હતો. રાધનપુર ખાતે એમને



જુજ જાજ કેળવણી મળેલી, કારણ કે એ જમાનામાં કેળવણીની દિશામાં પ્રગતિ થઇ ન્હોતી. ૧૯૦૨ માં મુંબઇમાં આવ્યા અને નજીવા પગારે એક પેઢીમાં નોકરીએ રહયા. ઉંચે દરજ્જે ચઢવાની મહત્વાકાંક્ષાવાળા માણુસ હોઈ એમને પોતાની એ નોકરીથી સંતોષ થયો નહિ. એમના દિલમાં મોટા વ્યાપારી બનવાની મહત્વાકાંક્ષા જાગી હોવાથી એમણે સૌથી પહેલાં સોનાચાંદીના દલાલ તરીકે સાહસ કર્યું અને એમાં ફ-તેહ મળ્યા પછી બહુજ જલ્દીથી એક આગેવાન દલાલ તરીકેની ખ્યાતી મેળવી. શેઠ જીવતલાલ બુધ્ધિશાળી છે અને ઉંડુ જ્ઞાન ધરાવે છે. કોઇ પણ પ્રશ્નમાં ઉત્સાહપુર્વક આગેવાની લેવાનો એમનો ખાસ ગુણુ છે. એમની દ્રઢનિશ્ચયી વલણુ જીવનની અનેક સીધ્ધીઓ માટે કારણુભુત છે. ૧૯૧૫ માં એમણે શેરબજારમાં ધંધો શરૂ કર્યો ત્યારે શેરબજાર પ્રાથમીક તબકકામાંથી પસાર થતું હતું. ત્યાં પણુ એમનો ધંધો ખીલવા લાગ્યો. પોતાના ધંધાથી સંતોષ પામ્યા પછી એમણે યાત્રાએ ઉપડવાનો નિર્ણુય કર્યો પણુ દુરદૈવ્યે એમના ધંધાને નુકશાન પહોંચ્યું. નિરાશ થયા વિના એમણે હીંમતથી પોતાનો ધંધો ચાલુ રાખ્યો. ૧૯૧૯ માં એમના ગ્રહો સારા હતા અને એમણે જાણીતા શેઠ સાંગીદાસ જેસીરામ સાથે કાર્ય શરૂ કર્યું અને ફ-તેહમંદ થયા. સ્વ૦ શેઠ મથરાદાસ ગોકળદાસના તેઓ ખાસ દલાલ હતા. એમણે સીંડીકેટની બહુજ કીંમતી સેવા બજાવી પ્રમાણિકતાથી અને કાર્યસાધકતાથી જુદા જુદા સોદા કરી એમણે રૂ. ૪૦ લાખ સીંડીકેટને બચાવી આપ્યા હતા. એમની આવી કાર્યનિપૂણુતાને લીધે એમનું ઘરાકમંડળ મોટું હતું. એમણે જાહેર કાર્યોમાં પણુ સારો ભાગ લીધો છે. અનેક સંસ્થાઓની એમણે સેવા બજાવી છે. શેઠ જીવતલાલ રાધનપુરના એક જાણીતા આગેવાન હોઇ એક રીતે રાધનપુરના નવાબ સાહેબના સલાહકાર છે. નવાબ સાહેબ સર મહમદ જલાલુદીનખાન બાબી બહાદુર કે. સી. આઇ. ઇ. ની ભલામણુને લીધે એમને સીલ્વર જુબીલી ચંદ્રક એનાયત કરવામાં આવ્યો હતો. બોંબે બુલીઅન એક્ષચેંજના ૧૭ વર્ષ થયા તેઓ ડીરેકટર છે. ઉપરાંત ઇસ્ટ ઇંડીયા કોટન એસોસીએશનના સભ્ય

છે અને નેટીવ શેર એન્ડ સ્ટોક બ્રોકર્સ એસોસીએશન (જુનાં શેર બજાર) ના પણ ડીરેકટર છે પરદેશી રૂ બજાર લીવરપુલ કોટન એસોસીએશન સાથે પણ એમનો સંબંધ છે. એ ઉપરાંત બીજી અનેક કુંપનીઓમાં ઓધ્ધા ભોગવે છે. એમકો લી૦ (બેંગ્લોર)ના વાઇસ-ચેરમેન, ઇંડીઅન જીનીંગ એન્ડ પ્રેસીંગ કંપની અમદાવાદના મેનેજીંગ એજંટસ, સાઉથ બીહાર સુગર મીલ (અરાહ)ના ડીરેકટર, જગદીશપોર જમીનદારી કંપની (અરાહ)ના ડીરેકટર, છોટાણી ઇલેકટ્રાક કંપની (મુંબઇ ના ચેરમેન, અને મારશલેન્ડ પ્રાઇસ કંપની (મુંબઇ)ના ડીરેકટર છે. પુષ્કળ સાધનસંપત્તિ અને વિવિધ પ્રવૃત્તિઓ છતાં શેઠ જીવતલાલ ગરીબોને કદી ભુલતા નથી. ગરીબોને સ્હાય કરવા હંમેશ તત્પર હોય છે, તેમની વાતો સાંભળવાનો સમય કાઢે છે અને તેમને માટે બનતું કરે છે તેઓ ઘણા સાદા અને મળતાવડા સ્વભાવના છે. વ્યવહારૂ માણુસ તરીકે દુનીઆનો એમને ખુબજ અનુભવ છે. આત્મબળે આગળ વધેલા માણુસોમાં એમનું સ્થાન છે. એમણે હાથ જોડીને બેસી નહિ રહેતા જાતી મહેનતે ધન તથા કીર્તિ મેળવ્યા છે. ધાર્મિક વૃત્તિવાળા હોઇ સારી રકમ ધર્મદામાં આપી છે. જૈન કોમમાં પણ સારી ખ્યાતિ ધરાવે છે.

સરનામું:—સ્ટોક એકસચેન્જ બીલ્ડીંગ, એપોલો સ્ટ્રીટ, કોટ, મુંબઇ.



**ગાંધી, રાવબહાદુર કાલીદાસ જાદવજી**—બી. એ., બી. ઇ. (સીવીલ), એમ. આર. સાન. આઇ. (લંડન), એમ. આઇ. ઇ. (ઇન્ડીઆ) બી. એસ ઇ. (ફર્સ્ટ કલાસ), સ્ટેટ એનજીનીઅર, જુનાગઢ સ્ટેટ (ડેપ્યુટેશન ઉપર). એવણનો જન્મ ભાવનગર ખાતે ૧૮૯૨ ના સાલના ફેબ્રુઆરી માસની ૧૫ મી તારીખે થયો હતો. એમણે ભાવનગરની ઓલફ્રેડ હાઇસ્કુલમાં તેમજ શામળદાસ કોલેજમાં અને પુનાની એનજીનીયરીંગ કોલેજમાં કેળવણી લીધી હતી. ૧૯૦૫ ના સાલમાં એઓનાં લગ્ન અમરેલીવાળા જમનાદાસ વનમાલીદાસ વકીલનાં બેટી મીસ શીવલક્ષમી સાથ થયાં હતાં. ૧૯૦૬ ના સાલમાં એમણે મેટ્રીકની, ૧૯૧૨ માં બી. એ. ની, ૧૯૧૫ માં બી. ઈ. (સીવીલ)ની પરીક્ષાઓ પસાર કીધી હતી. ૧૯૩૩ ના સાલના જુલાઇ માસમાં જુનાગઢ સ્ટેટની ફોરેન સરવીસમાં સ્ટેટ એનજીનીઅર તરીકે એવણને 'ડેપ્યુટ' કરવામાં આવ્યા હતા. પોતાની ફરજો ઉપરાંત ૧૯૩૬ ના સાલમાં વેસ્ટર્ન કાઠીઆવાડ સ્ટેટસ એજન્સી મધે એકઝીકયુટીવ એનજીનીઅર તરીકેનો પણ એમણે ઓધ્ધો ભોગવ્યો હતો. ઇન્ડીઅન રોડસ કોંગ્રેસ હસ્તીમાં આવી ત્યારથી એઓ તેના એક સભાસદ હોવા ઉપરાંત રાજકોટની રોટરી કલબના પણ એઓ એક સભ્ય છે.

બ્રીટીશ સરવીસમાં એમણે નવા રસ્તાઓ બાંધવાની, પુલો ઉભા કરવાની, ગટરના બાંધકામની પાણીના બાંધકામો વીગેરેની અનેક યોજનાઓ હાથ ધરી હતી. ૧૯૩૨ ના સાલમાં એઓ ઉપર રાવ સાહેબના ખીતાબની નવાજેશ થઇ હતી. જે પછી ૧૯૩૬ ના સાલમાં એવણને રાવ બહાદુર બનાવવામાં આવ્યા હતા.

સરનામું:—જુનાગઢ, કાઠીઆવાડ,

**પાવરી, ડા૦ મહેરલાશાહ એરચજી,** જે. પી.—મહેરલાશાહના લાડકવાયા નામ હેઠળ આ પુરાણા સ્પોરટસમેનનું નામ સ્પોરટ્સમાં જગજાહેર થયલું જોવામાં આવે છે. તેઓએ લગભગ લાગટ ૨૪



વરસ સુધી પારસી ક્રીકેટ ટીમની સરદારી લઇને પારસી ક્રીકેટને જીત આપવાને પારસી ક્રીકેટની મહાન સેવાઓ બજાવી હતી. તેમણે મુંબઇની તેમજ દેશાવરોની જુદી જુદી સંસ્થાઓમાં સારા હોદ્દા ભોગવ્યા છે. પારસી જમખાનાના પ્રેસીડન્ટ, ઝોરાસ્ત્રીયન ફીઝીકલ કલચર એન્ડ હેલ્થ લીગના સ્થાપક, બામ્બે પ્રોવીનશ્યલ એમેટર બોક્ષીંગ ફેડરેશનના વાઇસ પ્રેસીડન્ટ, પારસી સ્કાઉટ ફેડરેશનના પ્રેસીડન્ટ, અંજુમનની ૬૧ મી કમીટીના વાઇસ પ્રેસીડન્ટ, પારસી સાઇકલીસ્ટ્સ હોકી કપના પ્રેસીડન્ટ, પારસી લીગ ઓફ ઓનર અને આરબી-ટ્રેસન બોર્ડના પ્રેસીડન્ટ ઉપરાંત બીજી વધુ બે ડઝનો સંસ્થાઓ સાથ સંબંધ ધરાવે છે. પોતાની કોમના અનેક ગરીબો અને હાજતમંદોને એ પારસી બેકારી ફંડના સેક્રેટરી તરીકે મદદ કરવા ઉપરાંત પોતાની બહોળી લાગવગથી અનેક ખાંતાઓના ઉપરીઓ સાથે મળીને ઘણા બેકારોને નોકરીચાકરી મેળવી આપવા ઉપરાંત ગરીબોને નાણાંની મદદો આપતા જણાય છે આટલી વધુ ઉંમર છતાં પોતાનું આ પુણ્યવંત કામ નીયમીત કરતા જાય છે.

સરનામું:—અમરચંદ બીલ્ડીંગ, મેયો-રોડ, કોટ, મુંબઇ.

**રમન, સર ચંદ્રશેખર વેંકટ,** નાઇટ, એમ. એ., ઓનરરીપી એચ. ડી. (ફ્રીબર્ગ), ઓનરરી એલએલ ડી. (ગ્લાસગો અને મુંબઇ), ઓનરરી ડી. એસ સી. (કલકત્તા, બનારસ, ઢાકા, મદ્રાસ અને પેરીસ), એફ. આર. એસ., ફીઝીકસ માટે નોબલ પ્રાઇઝ મેળવનાર—સર સી વી. રમનનો જન્મ તા૦ ૭ મી નવેમ્બર ૧૮૮૮ ના દીને થયો હતો. ૧૯૦૭ થી ૧૯૧૭ સુધી તેઓ હિંદી સરકારના નાણાં ખાતાંમાં હતા. તેઓ કલકત્તા યુનીવરસીટીના પ્રોફેસર



(૧૯૧૭–૩૩), વિજ્ઞાનની ખીલવણી માટેનાં ઇન્ડીઅન એસોસીએશનના સેક્રેટરી (૧૯૧૯–૩૩), બ્રીટીશ એસોસીએશન લેકચરર (ટોરોન્ટો) (૧૯૨૪), કેલીફોરનીઆ ઇનસ્ટીટયુટના રીસર્ચ એસોસીએટ (૧૯૨૪) ઇન્ડીઅન સાયન્સ કોંગ્રેસના પ્રમુખ (૧૯૨૮) રોમના મેટ્યુકી મેડલીસ્ટ (૧૯૨૯), રોયલ

સોસાયટીના મેડલીસ્ટ (૧૯૩૦), ફીઝીકસ ઇનસ્ટીટયુટના ફેલો, ઇન્ડીઅન મેથેમેટીકલ સોસાયટી, ઇન્ડીઅન કેમીકલ સોસાયટી અને પટના મેડીકલ એસોસીએશનના ઓનરરી મેમ્બર, ઝુરીચની ફીઝીકસ સોસાયટીના ઓનરરી ફેલો, ઇન્ડીઅન એકેડેમી ઓફ સાયન્સના પ્રમુખ અને બેંગ્લોરનાં ઇન્ડીઅન ઇનસ્ટીટયુટ ઓફ સાયન્સના ડીરેકટર હતા.

**દેશમુખ,** ડૉ૦ ગોપાલ વિનાયક, એલ. એમ. એન્ડ એસ (મુંબઇ) એફ. આર. સી. એસ. (ઇંગ્લંડ) એમ. ડી. (લંડન) કન્સલ્ટીંગ ફીઝીશીઅન અને સરજ્યન—એમનો જન્મ ૧૮૮૪ માં થયો હતો. એમનું લગ્ન શ્રીમતી અન્નપુર્ણાબાઇ સાથે થયું હતું. એમણે નાગપુરની મોરીસ કોલેજ, મુંબઇની ગ્રાંટ મેડીકલ કાલેજ અને વીલાયતની કીંગ્સ



કોલેજ અને લંડન હોસ્પીટલ મેડીકલ કોલેજમાં અભ્યાસ કર્યો હતો. જે. જે. હોસ્પીટલમાં સર્જન અને ગ્રાંટ મેડીકલ કોલેજમાં ઓપરેટીવ સરજરીના અધ્યાપક હતા. ગોરધનદાસ સુંદરદાસ મેડીકલ કોલેજમાં સર્જરીના પ્રોફેસર અને કીંગ એડવર્ડ મેમોરીઅલ હોસ્પીટલના માનદ સરજ્યન હતા. ૧૯૨૨ થી મુંબઇની મ્યુનીસીપલ કોરપોરેશનના સભ્ય છે અને ૧૯૨૮ માં તેના પ્રમુખ ચુંટાયા હતા. મુંબઈ શહેર તરફથી વડી ધારાસભાના સભ્ય ચુંટાયા છે. એમણે પેટ પર શસ્ત્રક્રીયાના વિષય પર નિબંધો લખ્યા છે. સામાજીક સુધારા અને સ્ત્રીઓના દરજ્જા વિષે પુસ્તકો લખ્યાં છે.

સરનામું:—પેડર રોડ, મુંબઇ.

**બાના, ડૉ૦ ફરામરોઝ ડોસાભાઇ,** એમ. બી., એમ. આર. સી. એસ., ડી. પી. એમ., એન્ડ એચ., જે. પી. ગ્રેડયુએટ લંડન સ્કુલ ટ્રોપીકલ મેડીસીન, એડમીનીસ્ટ્રેટીવ મેડીકલ ઓફીસર, બોમ્બે પોર્ટ ટ્રસ્ટ, ઓનરરી મેડીકલ ઓફીસર, ઇંડયન સેલરસ હોમ મુંબઇ. ઓનરરી સેકંડ કલાસ મેજીસ્ટ્રેટ (અગાઉ), જે. જે. હોસ્પીટલ અને ગ્રાંટ મેડીકલ કોલેજના કાન, નાક, ગળાના પ્રોફેસર (અગાઉ), પ્રાઇઝમેન, બાયોલોજી, કેમીસ્ટ્રી એન્ડ ફીઝીકસ, મેડલીસ્ટ, ડૉ૦ ડબલ્યુ ગ્રે, એનેતોમી, ડૉ૦ ટી. ઓ. શાહ, ફીઝીઓલોજી, પ્રાઇઝમેન, હાઇજીન એન્ડ પેથોલોજી, મેડીસીન, સરજરી, લોર્ડ રે લેકચરર ૧૯૧૮, ગ્રાંટ મેડીકલ કોલેજ, એકઝામીનર બોમ્બે યુનીવરસીટી ફાઇનલ એમ. બી બી. એસ. એકઝામીનેશન.

નીચલાં પુસ્તકો અને પેપરોનાં કર્તા:—"સ્કુલે જતાં બાળકોમાં ગ્રંથી અને ગાંઠ" બોમ્બે સેનીટરી એસોસીએશન ૧૯૧૫. "કાંન, નાખ, અને ગળામાં બહારની વસ્તુઓ" ઇંડીયન મેડીકલ ગેઝેટ ૧૯૧૬. "પીળા તાવના મચ્છરના ઉપાયો" ઇંડયન મેડીકલ ગેઝેટ ૧૯૩૬. "પીળા તાવના જંતુઓ મટકાં અને પીપમાં થતાં અટકાવવાના ઉપાયો" ઇંડયન મેડીકલ ગેઝટ ૧૯૩૮. "પુર્વમાં પીળો તાવ" પોર્ટ ઓફ બોમ્બે મેગેઝીન ૧૯૩૯. "ચામડીપર ઓકસ જાતના આટણો ૧૯૩૮. આરોગ્યતાના નીયમો, ઉડતા રોગો અને તેના બચાવો. (જ્ઞાનપ્રચારક મંડળીના ભાષણકર્તા ૧૯૪૧.)

સરનામું:—હાસમ બીલ્ડીંગ, ચર્ચગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઇ.

**હાજી અલીમહમદ હાજીબચુઅલી**— રૂ. ૫૦ હજારના ખર્ચે પરેલ ખાતે "બા૦ બ. હાજી બચુઅલી ફ્રી ઓફ્‌થેલ્મીક હોસ્પીટલ" નામનું આંખના દરદોની મુફત સારવાર કરવા માટેનું દવાખાનું સ્થાપનારા સખી દીલના શેઠ બા૦ બ. હાજીબચુઅલી જે. પી. ના હાજીઅલી મહમદ પુત્ર છે. તેમનો જન્મ સને ૧૮૯૭ માં થયો



હતો અને અભ્યાસ મુંબઇમાં કર્યો છે. હાજી અલીમહમદે પિતાનો સ્થાપેલો ધંધો કુશળતા અને ખંતથી ઉપાડી લીધો એટલુજ નહિ પણ તેને પોતાની અક્કલ-હોંશીઆરીથી એટલો ખીલવ્યો છે કે તેઓ નવા તેમજ જુના ટીનના ગંજાવર વેપારી ગણાય છે. દરેક સાઇઝનાં પતરાના નાનામોટા ડબ્બા, ખોખાં, અને ટીનપ્લેટનો તેઓ મોટા પાયા ઉપર વેપાર કરે છે અને તે પોતાનાં કારખાનામાં બનાવે છે. તેને લીધે અનેક દેશી ફર્મો ઉપરાંત યુરોપીયન ફર્મોને પણ કોન્ટ્રાકટથી માલ પુરો પાડે છે.

વેપાર ધંધામાં પુષ્કળ ધ્યાન આપવાનું હોવા છતાં હાજી અલીમહમદ પરોપકારી કામો કરવામાં પણ ઉત્સાહી છે–મોહોમેદન યુવાનો બીજી કોમોની હારમાં ઉભા રહે તેમ કરવાને તેઓ નાણાં અને શકિતનો મોટો ભોગ આપે છે અને મોહોમેદન યુવાનોની આબાદીને લગતાં કામોમાં ખુબ રસ લે છે. કેટલીએક કોમી સંસ્થાઓના તેઓ પ્રમુખ છે. દીલના ઉમરાવ અને સ્વભાવે સરળ હોવાથી તેમના સમાગમમાં આવનારા સૌનો તેઓ પ્રેમ જીતી લે છે.

હાજી અલીમહમદનાં લગ્ન સને ૧૯૨૫ માં મી૦ રમજાનઅલી નુરમહમદનાં બેટી શીરીનબાઇ સાથે થયાં હતાં— તેમને ચાર બેટા અને બે બેટીઓ છે.

સરનામું:—૧૧૭–૧૯ નિશાનપાડા રોડ, મુંબઇ.

**દાગા**, રાજા સર વિશ્વેસરદાસ, કે. સી. એસ. આઇ., રાયબહાદુર રાજા— એમનો જન્મ ૧૮૭૭માં થયો હતો. એમણે અભ્યાસ ઘેર રહીનેજ કર્યો હતો. બીકાનેર રાજ્યના પ્રથમ વર્ગના તાઝીમ છે. એઓ બેન્કર, મીલમાલેક, ઘરમાલીક, વેપારી અને ખાણોના માલીક છે નાગપુરની મોડલ મીલ્સના તથા બદનેરાની બીરાર મેન્યુફેકચરીંગ કુંપનીના ડીરેકટર છે. નાગપુર ઇલેકટ્રીક એન્ડ પાવર કુંનાા ચેરમેન છે. કાઉન્ટેસ ઓફ્ ડફરીન ફંડના લાઇફ મેમ્બર છે અને બીકાનેર રાજ્યની ધારાસભાના સભ્ય છે.

સરનામું:—નાગપુર (સી. પી.) અને બીકાનેર, (રજપુતાના).

**મહેતા, શ્રી. ઇંદ્રવદન નારાયણભાઇ,** બી. એ., એલ એલ. બી., બાર-એટ-લૉ, જે પી.—એમનો જન્મ ૧૮૮૬ માં નડીઆદ ખાતે થયો હતો. એમણે અમદાવાદ,



પુના અને મુંબઇમાં અભ્યાસ કર્યો હતો. એ પછી બેરીસ્ટર થવા તેઓ વિલાયત ગયા હતા અને ૧૯૧૧ માં બેરીસ્ટર થઇ સ્વદેશ પાછા ફર્યા હતા. વિદ્યાર્થી તરીકેની એમની કારકીર્દિ ઝળકતી હતી. ૧૪ મે વર્ષે મેટ્રીક થયા હતા અને એલ એલ. બી. ની પરિક્ષામાં પહેલા વર્ગમાં પહેલા નંબરે આવ્યા હતા. ૧૯૧૨ માં એમણે મુંબઇની હાઇકોર્ટમાં પ્રેકટીસ શરૂ કરી હતી. ૧૯૧૨ માં સતારા ખુનના અપીલ કેસમાં તેમને ખુબ ખ્યાતી મળી હતી. આ કેસમાં હાઇકોર્ટની બેંચ સમક્ષ તેમણે છ દિવસ સુધી પોતાનો કેસ રજુ કર્યો હતો. ત્યાર પછી આ ખ્યાતીને પરિણામેજ એમને પ્રેસીડન્સી મેજીસ્ટ્રેટ તરીકે નીમવામાં આવ્યા હતા. એ ઓધ્ધાપર ધીમે ધીમે આગળ વધતા તેઓ કાંગ્રેસ સરકારના વખતમાં એટલે ૧૯૩૯ માં વડા પ્રેસીડન્સી મેજીસ્ટ્રેટ બન્યા હતા. આ ઓધ્ધા પરથી તેઓ ૧૯૪૧ ની શરૂઆતમાં નિવૃત્ત થયા હતા અને હાલમાં તેઓ પાછા એક ધારાશાસ્ત્રી તરીકે પ્રેકટીસ કરે છે. શ્રી. મહેતા લેડી નોર્થકોટ હિંદુ ઓર્ફનેજની કાર્યવાહક સમિતિના સભ્ય છે, "બારભાયા વણિક ઓર્ફનેજ"ના ટ્રસ્ટી અને શ્રી. મહાલક્ષ્મી ટેમ્પલ ચેરીટીઝ ટ્રસ્ટના ટ્રસ્ટી મંડળના ચેરમેન છે.

સરનામું:—કવેટા ટેરેસ, ચોપાટી,
મુંબઇ.

**મોદી, શ્રી. ચંપકલાલ ગીરધરલાલ,—** એમનો જન્મ ૧૮૯૨ માં સુરતમાં થયો હતો. મેટ્રીક સુધીનો અભ્યાસ સુરતમાં કર્યા પછી તેઓ મુંબઇ આવ્યા હતા અને વિલ્સન કોલેજમાંથી બી. એ. થયા હતા. સરકારી લૉ કોલેજમાં એલ એલ. બી. થયા પછી ૧૯૧૬ માં એમણે સ્મોલ કોઝીઝ કોર્ટમાં વકીલાત શરૂ કરી હતી. ખંત અને પરિશ્રમને પરિણામે એમનો ધંધો જામી ગયો હતો અને જાણીતા વકીલોની પંકતીમાં એમને સ્થાન મળ્યું હતું. ૧૯૩૬ માં સ્મોલ કોઝીઝ કોર્ટમાં જજ તરીકે તેમની કામચલાઉ નીમણુક થઇ હતી અને ૧૯૩૭ માં એ ઓધ્ધાપર કાયમ થયા હતાં.

સરનામું:—સ્મોલ કોઝીઝ કોર્ટ, મુંબઇ.

**બારોટ, શ્રી. જયદેવલાલ મોહનલાલ,** બી એ., એલ એલ. બી, એડવોકેટ— તેમનો જન્મ ૧૯૦૦ માં નડીઆદ ખાતે



થયો હતો. નડીઆદમાં પ્રાથમીક અભ્યાસ કર્યા પછી ગોધરા, પુના અને મુંબઇમાં ઉંચ્ચ અભ્યાસ કર્યો હતો. ૧૯૨૩ માં વકીલ થયા પછી નડીઆદમાં વકીલાત શરૂ કરી હતી અને પછી મુંબઇ આવ્યા હતા મુંબઇની હાઇકોર્ટમાં એપેલેટ સાઇડમાં પ્રેકટીસ શરૂ કરી તેમણે એડવોકેટનો અભ્યાસ ચાલુ કર્યો હતો. ૧૯૨૮થી એડવોકેટ થયા પછી સર કેનેથ કેમ્પની ચેમ્બરમાં પાંચ વર્ષ કામ કર્યું હતું. એ પછી ૧૯૩૮ માં શ્રી. બારોટને મઝગામ કોર્ટમાં ત્રીજા વધારાના પ્રેસીડન્સી માજીસ્ટ્રેટ તરીકે જુગારના કેસો ચલાવવા માટે નીમવામાં આવ્યા હતા અને હવે તેઓ પ્રેસીડન્સી મેજીસ્ટ્રેટના હોદ્દા ઉપર કાયમ થયા છે. બ્રહ્મભટ્ટ કોમની સંસ્થાઓમાં પણ તેઓ સારો રસ લઇ રહયા છે અને જ્ઞાતિને કેળવણીવાન અને પ્રગતિવાન બનાવવા માટે પ્રયાસો કરે છે.

સરનામું:—જમનાબાઇ મેનશન,
સેન્ડહર્સ્ટ રોડ, મુંબઇ.

**દસ્તુર, ડો૦ શમશ-ઉલ-ઉલમા, માણેકજી નશરવાનજી ધાલા,** એમ એ, પી. એચ. ડી., લીટ. ડી., તે કરાંચીના પારસીઓના વડા ધર્મગુરૂ—એમનો જન્મ સુરત ખાતે ૧૮૭૫ ના સાલમાં થયો હતો. એમણે કરાંચી મધે તેમજ ન્યુયોર્કની કોલમ્બીયા યુનીવરસીટી મધે કેળવણી લીધી હતી. કોલમ્બીયા યુનીવરસીટીમાંથી એવણે ૧૯૦૬ માં એમ. એ.ની ડીગ્રી અને ૧૯૦૮ માં પી એચ. ડી.ની ડીગ્રી મેળવી હતી. ડોકટર ઓફ લીટરેચરની ઓનરરી ડીગ્રી તે પછી તેઓને એનાયત થઇ હતી. ૧૯૦૯ ના સપટેમ્બર મહીનાથી તેઓ કરાંચીના પારસીઓના વડા દસ્તુરજી નીમાયા હતા. ૧૯૧૦ ના સાલમાં એવણે ઝોરાસ્રીઅન કોનફરન્સની શરૂઆત કરી હતી. રોયલ એશ્યાટીક સોસાયટીની મુંબઇની શાખાના તેઓ એક ફેલો છે. ૧૯૨૨ ના સાલમાં 'રીસર્ચ વર્ક' સંબંધી તેમણે ઇરાન અને મેસોપોટેમ્યામાં મુસાફરી કરી હતી. ૧૯૩૫ ના સાલમાં તેઓ ઉપર શમ્સ-ઉલ-ઉલેમાના ઉચ્ચ ખેતાબની નવાજેશ થઇ હતી.

"Zoroastrian Lituniei", "Zoroastrian Theology", Zoroastrian Civilization" તેમજ 'Our Perfecting World" નામની ચોપડીઓના એવણ કર્તા છે. એ ઉપરાંત એમણે ગુજરાતીમાં પણ કેટલાંક પુસ્તકો લખ્યા છે.

સરનામું:—૧૫, આર. એ લાઇન્સ,
કરાંચી.

**ગીરી, શ્રી. વી. વી.**—હીંદના કામદારોના આગેવાન લેખાતા નેતાઓમાંના તેઓ એક છે. ઓલ ઇન્ડીયા રેલ્વેમેન્સ ફેડરેશનના તેઓ પ્રેસીડન્ટ છે. એમણે ૧૯૩૭–૩૯માં મદ્રાસની સરકારના ઉદ્યોગ અને મજુરોને લગતાં ખાતાંના પ્રધાનનો ઓધ્ધો ભોગવ્યો હતો. જીનીવા મધ્યે મળેલી દેશ પરદેશના મજુરોની કોનફરન્સમાં એમણે હીંદના કામદારોના પ્રતીનીધી તરીકે તેમાં હાજરી આપી હતી. એવણે બહેરામ પુર તેમજ ડબલીન મધ્યે કેળવણી લીધી હતી. ૧૯૧૬ના સાલમાં એમણે મદ્રાસની હાઇકોર્ટના એક એડવોકેટ તરીકે દાખલ થઇ પ્રેકટીસ શરૂ કીધી હતી. ૧૯૩૪ના સાલમાં તેઓ હીંદની વડી ધારાસભાના એક સભાસદ તરીકે ચુંટી કઢાયા હતા.

સરનામું:—મદ્રાસ.

**ઠાકોર, શ્રી. કાંતિલાલ છગનલાલ,** બી. એ., એલ એલ. બી., એડવોકેટ—એમનો જન્મ ૧૮૯૪માં સુરતમાં થયો હતો. મેટ્રીક સુધીનો અભ્યાસ સુરતમાં કર્યા પછી બરોડા કોલેજ, વિલ્સન કોલેજ અને સરકારી લૉ કોલેજમાં અભ્યાસ કરી ૧૯૨૦માં એલ એલ. બી. થયા હતા. ૧૯૨૧માં મુંબઈની પોલીસ કોર્ટમાં વકીલાત શરૂ કરી હતી તેઓ હાલમાં પ્રેસીડન્સી મેજીસ્ટ્રેટનો હોદ્દો ભોગવે છે. એમનું લગ્ન સેતલવડ કુટુંબમાં રા. બ. ચુનીલાલ હરિલાલ સેતલવડનાં પુત્રી શ્રીમતિ જીતેન્દ્રમણી સાથે થયું છે તેઓ કોઓપરેટીવ સંસ્થામાં અને સામાજીક સંસ્થાઓમાં રસ લે છે. શ્રી. બાબુલનાથ અને મુમ્બાદેવીનાં મંદિરોના ટ્રસ્ટી પણ છે.

સરનામું:—બીરલા મેનશન, સેન્ડહર્સ્ટ રોડ, મુંબઇ.

**ત્રિવેદી, શ્રી. બળવંતરાય મગનલાલ** રા૦ બળવંતરાય ત્રીવેદીનો જન્મ ભરૂચમાં તા૦ ૨૯ મી નવેમ્બર ૧૮૮૭ ના દીને થયો



હતો. તેમણે પોતાની કારકીર્દી સ્પીસી બેંકમાં નોકરીએ રહી શરૂ કરી હતી અને એ બેંકની કેટલીક શાખાઓના એજન્ટ તરીકે કામ કર્યું હતું. એ બેંક બંધ થયા પછી તેઓ વડોદરાની સયાજી મીલમાં રહયા હતા અને એક સેક્રેટરીનો હોદ્દો ભોગવી ૨૦ વર્ષ નોકરી કરી રીટાયરડ થયા હતા. તેમણે કોમરશીઅલ ઇનશ્યુરન્સ કું૦ સ્થાપી હતી અને એ કંપનીની સ્થાપનાથી તેઓ તેના એક્ષ–ઓફીસીઓ ડીરેકટર છે. હાલમાં તેઓ વડોદરાના મીલ માલેકોની મંડળીના ઓનરરી સેક્રેટરી છે.

સરનામું:—પ્રતાપગંજ, વડોદરા.

**ગોળવાલા, મી૦ ખુરશેદ ફરામરોજ—** તેઓ મરહુમ મી૦ ફરામરોજ ખરશેદજી ગોળવાલાના વડા બેટા થાય છે અને ગોળવાલા સ્વીમીંગ બાથના સીનીયર ભાગીદાર



છે. તેઓએ ત્રણ વરસની અતી નાની વયે લીંબડીના ના૦ ઠાકોર સાહેબ દોલતસીંહજી તરફથી ઇનામ મેળવ્યું હતું. સેન્ટ ઝેવીયર્સ કોલેજમાંથી માત્ર ૧૮ વરસની વયે વીકટોરીઆ સ્વીમીંગ બાથમાં જોડાયા હતા મીસ આવાં ફરામરોજ મુસ સાથ ૧૯૩૨ માં શાદીના ગાંઠથી જોડાયા હતા. ૨૬ મે વરસે ઇંગ્લાંડ તથા કોનટીનન્ટની મુસાફરીએ મીસીસ ગોળવાલા સાથ નીકળ્યા હતા. ત્યાંના 'અપ–ટુ–ડેટ' બાથમાં તેઓએ તરવાની હરીફાઇમાં ભાગ લીધો હતો, તેમજ તરવાના હુન્નરને લગતી વધુ માહીતી મેળવી હતી. લંડનની રોયલ લાઇફ સેવીંગ સોસાયટીના લાઇફ મેમ્બર, તેમજ લાઇફ ગાર્ડ કોરના એક સભ્ય ઉપરાંત તેઓ 'એ વોર્ડ ઓફ મેરીટ' ધરાવે છે. બરલીન મધેની Wallenbad und Kurbad તરફની તરવાની સરટીફીકેટ મેળવી હતી તેમજ વીએનાની Dianabad Akticn, Gesellschaft અને બુડાપેસ્ટની Nationl swiming Bath અને રોમની Societa Sportiva Lazio મધે પણ તરવાની હરીફાઇને લગતી સરટીફીકેટો મેળવી હતી. ૧૯૩૯ માં તેઓ ઓસ્ટ્રેલ્યા ગયા હતા કે જ્યાંની Rowing Club ના તેવણુ પહેલા હીંદી મેમ્બર છે. તેઓ સીડનીની New South wales Bondı Beach & Life Saving Club ના 'એસોસીએટ' સભાસદ પણ નેમાયા હતા. મી૦ ખુરશેદ ગોળવાલા પહેલાજ હીંદી અને પારસી છે કે જેઓ કોનટીનન્ટ તેમજ ઓસ્ત્રેલીયામાં પણ એક તરનાર તરીકે બહુ જાણીતા હોવા ઉપરાંત ત્યાંની તરવાની હરીફાઇની અનેક સરટીફીકેટો પણ ધરાવે છે. વળી તેઓ ૬ વરસ થયાં બોમ્બે પોર્ટ ટ્રસ્ટ સી સ્કાઉટ ટ્રુપ્સના એસીસટન્ટ સી સ્કાઉટ માસ્તર પણ હતા.

સરનામું:—વીકટોરીઆ સ્વીમીંગ બાથ,
કોલાબા, મુંબઇ

**ગોળવાલા, મીસીસ આવાં ખુરશેદ—** રોયલ લાઇફ સેવીંગ સોસાયટીના તેઓ પહેલાજ હીંદી બાનુ સભાસદ છે. તેઓએ



દુબતા માણુસોના જાન બચાવવા બીકત પરિક્ષાઓ લંડનમાં પાસ કીધી છે અને તે માટેનો તેઓ 'એવોર્ડ ઓફ મેરીટ' પણ ધરાવે છે. જરમની મધે તરવાની હરીફાઇને લગતી તેવણુને સરટીફીકેટ મળી છે. અને સીડનીની વીમેન્સ સ્વીમીંગ એસોસીએશન તરફથી પણ તેઓને પ્રાઇઝ મલ્યું છે. એમણે પણ ઓસ્ટ્રેલીયાની Rowing Club માં 'rowing'ની ત્રેનીંગ લીધી છે. તેઓના હાથ હેઠળ પ્રીન્સેસ ઓફ ધરમપુર, પ્રીન્સેસ ઓફ બાંસડા તથા પ્રીન્સેસ ઓફ સન્ત સ્ટેટ તથા ભોર સ્ટેટ ઉપરાંત બીજા ઘણા જાણીતાં બાનુઓએ તરવાની તાલીમ લીધી છે. એઓ પણ વીકટોરીઆ સ્વીમીંગ બાથના એક ભાગીદાર છે.

સરનામું:—વીકટોરીઆ સ્વીમીંગ બાથ. કોલાબા, મુંબઈ.

**કાંટાવાલા, શ્રી. મોહન હરગોવિંદદાસ**- તેમનો જન્મ ૧૮૯૦ ના સાલમાં વડોદરા મધે થયો હતો. મરહુમ રાવબહાદુર હરગોવિંદદાસ ડી. કાંટાવાલા જેઓ એક ગુજરાતી સ્કોલર તેમજ કાબેલ લેખક હતા તેઓના તેઓ ચોથા પુત્ર થાય છે. તેઓએ વડોદરા મધેજ તમામ કેળવણી લીધી હતી. વડોદરા કોલેજમાંથી તેમણે બી. એ. ની પરિક્ષા પહેલે નંબરે પાસ કીધેલી હોવાથી ૧૯૧૦ના સાલમાં એવણુની વડોદરા કોલેજના ફેલો તરીકે નીમણુંક થઇ હતી. જે પછી વધુ અભ્યાસ અર્થે તેઓ કેમબ્રીજ ખાતે ગયા હતા કે જેમાં ૧૯૧૪ના સાલમાં એવણે સીવીલ સરવીસની પરિક્ષા પસાર કીધી હતી. જેથી એઓની સીલોનમાં નેમણુંક થઇ હતી. સીલોન મધે એમણે અનેક કારોબારી તેમજ ન્યાયને લગતા જુદા જુદા ઓહ્દાઓ ભોગવ્યા હતા. છેવટે તેઓ સીલોનના કોમર્સ ડીપાર્ટમેન્ટમાં સેકરેટરી નેમાયા હતા. ૧૯૩૭ના સાલમાં કે જયારે હિંદમાં સીલોન હાઉસ પહેલીજવાર હસ્તીમાં લાવવામાં આવ્યું હતું ત્યારે મી૦ કાંટાવાલા ઉપર સીલોનના હીંદ માટેના પહેલા ત્રેડ કમીશનર તરીકે મુંબઇમાં ખાસ પસંદગી ઉતરી હતી કે જે ઓહ્દો તેઓ હજી પણ ભોગવી રહયા છે. સીલોનને લગતી કાયદા સંબંધી લખાયલી બે ચોપડીઓના તેઓ લેખક છે. એ ઉપરાંત તેમણે ગુજરાતી નોવેલ પણ લખી છે. તેઓ એક બેટી અને બે બેટાઓના ભાગ્યશાળી પીતા છે કે જેમાંનો એક બેટો 'કેમબ્રીજ બ્લુ' છે.

સરનામું:—સીલોન હાઉસ, હોર્નબી રોડ, મુંબઇ.

**ગોળવાલા, મી૦ રૂસી ફરામરોજ—** મરહુમ મી૦ ફરામરોજ ગોળવાલાના તેઓ નાના બેટા થાય છે અને હાલમાં ગોળવાલા વીકટોરીઆ સ્વીમીંગ બાથના



એક ભાગીદાર છે. તેઓ પણ રોયલ લાઇફ સેવીંગ સોસાયટીના "લાઇફ મેમ્બર" છે તેમજ એ સોસાયટીનો બ્રોઝ મેડલ અને "એવોર્ડ ઓફ મેરીટ" સરટીફીકેટ ધરાવે છે. તેઓ અગાઉ વીલસન કોલેજના "ચેમ્પીઅન સ્વીમર" હતા. તેમજ પહેલી, બીજી અને ત્રીજી કવોડરેંગ્યુલર પારસી વોટર પોલો ટીમ તેમજ વોટર પોલોની બીજી મેચોમાં તેમણે બહુ અચ્છી રમત કીધી હતી. એવણ પણ બોમ્બે પોર્ટ ટ્રસ્ટના સી સ્કાઉટ ગ્રુપના રોવર સ્કાઉટ છે.

સરનામું:—વીકટોરીઆ સ્વીમીંગ બાથ, કોલાબા, મુંબઇ.

**ગોળવાલા, મીસીસ મહેરૂ રૂસી—** તેઓ પણ ગોળવાલા સ્વીમીંગ બાથના



એક ભાગીદાર અને એક અચ્છા તરનાર છે. બાથમાં તરવાની ટ્રેનીંગ લેવા આવતાં બાનુઓને તેઓ સ્વીમીંગનું શીક્ષણ આપે છે. તેઓ રોયલ લાઇફ સેવીંગ સોસાયટીના મેમ્બર છે અને ફર્સ્ટ એડ ટુ ઇમરજન્સી હોમ નરસીંગની સરટીફીકેટ ધરાવે છે અને હાલમાં રેડક્રોસ સોસાયટીમાં રીલીફ વર્કમાં આગેવાનીભર્યો ભાગ લે છે. તેઓની ૪॥ વરસની નાનકડી બેટી રોશન પોતાના માતપિતાની માફક રોયલ લાઇફ સેવીંગ સોસાયટીના મેમ્બર છે જે આ સોસાયટીનાં સર્વેથી નાનામાં નાનાં ઇન્ડયન મેમ્બર છે.

સરનામું:—વીકટોરીઆ સ્વીમીંગ બાથ, કોલાબા, મુંબઈ.

**વકીલ, પ્રો. ચંદુલાલ નગીનદાસ—** પ્રો૦ વકીલનો જન્મ ૧૮૯૫માં હાંસોટ ગામે થયો હતો. મુંબઈની વિલ્સન કોલેજમાં અભ્યાસ કર્યા પછી ૧૯૧૯ થી ૧૯૨૧ સુધી લંડન સ્કુલ ઓફ ઇકોનોમીકસમાં એમણે અભ્યાસ કર્યો હતો. ૧૯૨૧ માં મુંબઇ યુનીવર્સીટીમાં ઇકોનોમીકસ ખાતું શરૂ થતાં તેઓ એમાં દાખલ થયા હતા અને ૧૯૨૭ માં તેમને એના પ્રોફેસર નીમવામાં આવ્યા હતા. ૧૯૩૦ માં તેમને મુંબઇ યુનીવર્સીટીની સ્કુલ ઓફ ઇકોનોમીકસ એન્ડ સોશ્યોલોજીના મુખ્ય વ્યવસ્થાપક નીમવામાં આવ્યા હતા. આ શાળા એમ. એ. અને પી. એચ. ડી. ની ડીગ્રીઓ માટે વિદ્યાર્થીઓ તૈયાર કરે છે. આ શાળાએ આખા દેશમાં નામના મેળવી છે. પ્રો૦ વકીલ કેળવણીકાર ઉપરાંત પત્રકાર અને ગ્રંથકાર પણ છે. એમણે "આધુનિક યુગના હિંદનો નાણાં વિષયક વિકાસ" એ નામનું અંગ્રેજીમાં પુસ્તક લખ્યું છે એ ઉપરાંત હિંદની ચલણ અને ઉદયોગીક રાજનીતિ વિષે તેમજ હિંદ–જાપાન વચ્ચેના વ્યાપારી સંબંધ વિષે બીજા લેખકો સાથે મળીને કેટલાંક પુસ્તકો લખેલાં છે. એમણે દિલ્હી અને હૈદ્રાબાદની ઓસમાનીઆ યુનીવર્સીટીમાં હિંદના આર્થિક જીવન વિષે વ્યાખ્યાનો આપ્યાં છે. ઇંડીઅન ઇકોનોમીકસ એસોસીએશનના પ્રમુખ બન્યા હતા અને પટણા ખાતે મળેલી ઇંડીઅન ઇકોનોમીક કોન્ફરન્સની ૧૮ મી બેઠકના પ્રમુખ ચુંટાયા હતા. કરંસી, ખેતીવાડી રીસર્ચ, ઉદયોગીક અને આર્થિક સર્વે, નેશનલ પ્લાનીંગ વિગેરે કમીટીઓ સાથે સંબંધ ધરાવે છે. પ્રો૦ વકીલ ગુજરાત રીસર્ચ સોસેયટીના માનદ જનરલ મંત્રી તથા તે સંસ્થાના ત્રીમાસિકના તંત્રી છે.

સરનામું:—યુનીવરસીટી સ્કુલ ઓફ ઇકોનોમીકસ એન્ડ સોશ્યોલોજી, મુંબઇ.

**કાપડીઆ, શ્રી. સોરાબજી પાલનજી—** એમનો જન્મ ગરીબ માતપિતાને ત્યાં થયેલો છતાં તેમણે ભારે મુસીબતો વેઠીને પણ એ જમાનામાં મુશ્કેલ એવી કેળવણી લીધી હતી અને તેઓ વર્તમાનપત્રના ધંધામાં દાખલ થયા હતા. પ્રારંભમાં "અખબારે સોદાગર"માં જોડાયા હતા, એ પછી એમણે "સાંજવર્તમાન" પત્રમાં વર્ષો સુધી કામ કરી એની જમાવટ કરી હતી. એ પછી શ્રી. કાપડીઆ "મુંબઇ સમાચાર"માં જોડાયા હતા. જુના માલેકો પાસે શ્રી. નવરોજજી બેલગામવાળાએ "મુંબઇ સમાચાર" ખરીદી લીધું હોવાથી તેઓએ એમને સાથ દઇ "સમાચાર"ને લોકપ્રીય બનાવ્યું હતું. એ પછી "ક્રોનીકલ" પણ શ્રી. બેલગામવાળા પાસે આવતાં શ્રી૦ કાપડીઆએ રાત દીવસ મહેનત કરી એની જમાવટ કરી હતી. આ પછી "મુંબઈ સમાચાર", બોંબે ક્રોનીકલ" અને "બોંબે સેન્ટીનલ" તથા બંને પત્રોની રવીવારની આવૃતીઓ એ સર્વે પત્રો શ્રી. કામાના હાથમાં જતાં શ્રી. કાપડીઆ ત્યાં કાયમ રહયા છે અને "મુંબઇ સમાચાર"ના તંત્રીનો જવાબદાર હોદ્દો ઘણી બાહોશીથી ચલાવે છે.

સરનામું:—મુંબઇ સમાચાર, મુંબઇ

**ઠાકરસી, શ્રી દેવીદાસ માધવજી**— એમનો જન્મ સંવત ૧૯૨૮ માં થયો હતો. સેંટ ઝેવીયર્સ કૉલેજમાં એક વર્ષ અભ્યાસ કર્યા પછી તેઓ પિતાના કાપડના ધંધામાં ૨૦ વર્ષની ઉંમરે જોડાઇ ગયા હતા. વિલાયત સાથે સીધો સંબંધ બાંધી કાપડ આયાત કરવાની પેઢી તેમણે ચાલુ કરી હતી અને મોટા પ્રમાણમાં માલ મંગાવવાનું શરૂ કર્યું હતું. કાપડના વેપારી તરીકે તેમની નામના ઘણી સારી છે અને મુંબઇના કાપડના દેશી વેપારીઓની મંડળીના તેઓ પ્રમુખ છે. કાપડના વેપારીઓના મંડળ અને મીલમાલેકો વચ્ચેના ઝઘડામાં શ્રી. દેવીદાસ વારંવાર લવાદ નીમાતા. ગત મહાયુધ્ધમાં નીમાયલી કાપડના ભાવનું નિયમન કરનારી સમિતિમાં પણ તેઓ નીમાયા હતા. મુંબઇની દેશી વેપારી ચેમ્બરની સ્થાપનામાં પણ એમનો હિસ્સો હતો. એની સમિતિમાં વર્ષો સુધી રહયા હતા અને ઉપ-પ્રમુખ અને પ્રમુખના ઓધ્ધા પણ ભોગવ્યા છે. ચેમ્બર તરફથી મુંબઇના પોર્ટ ટ્રસ્ટના એક ટ્રસ્ટી તરીકે ચુંટાયા હતા. આ ચુંટણીમાં તેઓ પહેલા હિંદી હતા. મુંબઇના મીલમાલેકો અને મજુરો વચ્ચે પગારનો વાંધો પડતાં મુંબઇના માજી ચીફ જસ્ટીસ સર નોરમન મેકલાઉડના પ્રમુખપદે નીમાયલા લવાદ મંડળમાં તેમની નીમણુંક કરવામાં આવી હતી. ઇંડીઅન મર્કનટાઇલ ઈન્શ્યુરન્સ કંપનીની સ્થાપનામાં એમનો હાથ હતો અને હાલમાં તેઓ એ કંપનીના ડીરેકટરોની બોર્ડના ચેરમેન છે અને બોમ્બે કેલોથ મારકેટ કંપની લી૦ ના તેઓ ડીરેકટર છે. તેઓ જાણીતા વૈષ્ણવ અગ્રેસર છે. ૧૯૩૪ માં શ્રી. નાથદ્વારાની તમામ મિલ્કતના માનદ રીસીવર નીમાયા છે. ઉદેપુરના રાણાએ નાથદ્વારાના વહીવટ માટે નીમેલી સમિતિમાં પણ તેમને નીમવામાં આવ્યા છે. શ્રી. બેટ સંખોદ્ધારમાં આવેલા મંદિરોની વ્યવસ્થા માટે ગાયકવાડ સરકારે નીમેલી સમિતિમાં પણ એમનું સ્થાન છે. હાલાઇ ભાટીઆ મહાજનના પ્રમુખ હતા અને હાલ મહાજનની તમામ મિલ્કતના ટ્રસ્ટી છે. મદ્રાસ ખાતે ૧૯૩૭ માં મળેલી અખીલ હિંદ વર્ણાશ્રમ સંઘની દશમી બેઠકના પ્રમુખ ચુંટાયા હતા. ૧૯૧૨ માં તેઓ જે. પી. અને ૧૯૧૫ માં ઓનરરી પ્રેસીડન્સી મેજીસ્ટ્રેટ બન્યા હતા.

સરનામું:—કાલબાદેવી રોડ, મુંબઇ.

**ગાંધી, શ્રી. લલીતમોહન ચુનીલાલ**— બી. એસસી., એમ. એ., એલ એલ. બી., સુરતના ડીસ્ટ્રીકટ ગવર્નમેન્ટ પ્લીડર અને પબ્લીક પ્રોસીક્યુટર. એવણનો જન્મ સુરત મધે ૧૯૦૨ માં થયો હતો. સુરતની ટી. વી. સાર્વજનીક હાઇસ્કુલમાં તેમજ મુંબઇની એલ્ફીન્સ્ટન અને ગવર્નમેન્ટ લૉ કૉલેજમાં કેળવણી લીધી હતી. દી૦ બ૦ સી. એમ. ગાંધી એડવોકેટ, (ઓ. એસ.) ના તેઓ પુત્ર થાય છે. ૧૯૨૬ ના સાલથી તેમણે પ્રેકટીસ શરૂ કીધી હતી. સુરતની સાર્વજનીક એડયુકેશન સોસાયટીની મેનેજીંગ કમીટીના તેઓ છેલ્લાં ૨૦ વરસથી એક સભ્ય છે. ૧૯૩૮ ના આગસ્ટમાં તેમની ગવર્નમેન્ટ પ્લીડર તરીકે નેમણુક થઈ હતી. ન્યુ દીલ્હી ખાતેની ફેડરલ કોર્ટના જુનીયર એડવોકેટ તરીકે તેમણે પોતાનું નામ "એનરોલ" કરાવ્યું છે.

સરનામું:—સુરત.

**ભીંવડીવાલા**, ખાનબહાદુર નાનાભાઇ હોરમસજી જે. પી.—ખાનબહાદુર નાનાભાઇ ભીંવડીવાલા એક આપબળે અને જાતી સખત મહેનતથી વધેલા એક ગ્રહસ્થ



છે. તેઓ મરહુમ ખાનબહાદુર હોરમસજી ભીંવડીવાળાના વડા બેટા છે અને તેઓએ ન્યુ હાઇસ્કુલમાં મેટ્રીકની પરીક્ષા પસાર કીધા પછી સેંટ ઝેવીઅર્સ, એલ્ફીન્સ્ટન અને ડેકકન કોલેજમાં કેળવણી લીધા બાદ માટુંગા ખાતે આવેલા મીઠાંના ધંધામાં રૂ. ૧૫૦૦ની નાની પુંજી સાથે જોડાઇ તે ધંધામાં ગધ્ધાઇ વહીતરૂં કરીને લગભગ એક લાખ રૂપીઆ જેટલી મોટી કમાણી ૧૯૧૦ના સાલમાં કરી હતી. તેઓની આ પ્રમાણેની સખત મહેનત અને સારી ધંધાની કુનેહથી તેઓ કસ્ટમ્સના મોટા મોટા અમલદારો જેવા કે સર જેનકીનસ, મી૦ સારલી વગેરેના માનીતા થઇ પડયા હતા અને તેમાંના એક મોટા અમલદારે તેઓને ઉંચી સરટીફીકેટ આપતાં જણાવ્યું હતું કે તેઓની ફતેહની ચાવી તેઓની સવારથી તે રાત સુધીની સખત મહેનત અને જાતી દેખરેખનું પરીણામ હતું. આ પ્રમાણેની તેઓની ફ-તેહથી તેઓએ બીજા અનેક મીઠાંના કામકાજોમાં ભાગ લઇને પોતાની માલેકીના કેટલાક મોટા અગરોનો ઉમેરો કીધો હતો, જેમાં માટુંગાના, ભાંડુપના અને ઘાટકોપરના મોટા અગરો સમાઈ જતા હતા જે આ લાઇનમાં તેઓ સીવાય કોઇએ પણ અગાઉ મેળવ્યાં હતાં નહી. તેઓએ હોરમઝ સોલ્ટ વર્કસ સાયન ખાતે બાંધ્યો હતો જે મુંબઇના જાણીતા શહેરીઓની મોટી હાજરી સનમુખ મી૦ આરથરે ખુલ્લો મેલ્યો હતો. આ ઉપરાંત તેઓએ 'હીરા વીલાં' નામનું એક આલીશાન અને ભવ્ય મકાન ખુલ્લું મેલ્યું હતું જેમાં તે વખતના ગવર્નર સર લેસ્લી વીલસન, સેક્રેટરીએટના મોટા અમલદારો અને જાણીતા આસામીઓએ હાજરી આપી હતી અને "ટાઇમ્સ" પત્રે "એન. ભીંવડીવાલા મીઠાંના વેપારના એક મેગનેટ" તરીકે તેઓને ઓળખાવ્યા હતા. મીઠાંના વેપારી તેમજ મીલકતદાર ઉપરાંત તેઓએ એકસાઇઝના ધંધામાં ઝંપલાવવાને દમણના આબકારી કોન્ટ્રેકટ, અફીણ અને દારૂની દુકાનો મુંબઇ, થાણા, પુના અને ખાનદેશમાં રૂપીઆ પચાસ હજારથી એક લાખ સુધીની મોટી રકમ આપી ખોલી હતી. ધુલીયા ખાતેની સરવે દુકાનો મેળવનારા તેઓ એકલા હતા જયાં તેઓએ સર જયોજ લોઇડ અને સર લેસ્લી વીલસનને જીયાફત આપી હતી. ભાંડુપ ખાતેના મીઠાંના વરકસને ખુલ્લું મુકતી વખતે તેઓએ છુટા હાથે ખરચ કરીને એક ખાસ સ્પેશીઅલ ટ્રેન રોકી હતી, જેમાં મુંબઇના જાણીતા

શહેરીઓ, મોટા અમલદારો વગેરેને નોતરવામાં આવ્યા હતા અને સઘળાઓએ ખાનબહાદુર ભીંવડીવાલાના મોટા દીલની જીયાફ્ત તેમજ તેઓની આપબળથી આગળ વધવાની કારકીર્દીના ભારે વખાણ કરીને તેઓના ધંધામાં ફતેહ મળે એવી દુઆ ગુજારી હતી અને તેઓને એક મોટા ગવરમેન્ટ અમલદારે એક મોટા વેપારી ઉપરાંત એક મોટા મીત્ર તરીકે ગણ્યા હતા. છેલ્લી મહાન લડાઇમાં ખાનબહાદુર ભીંવડીવાળાએ બ્રીટીશ ગવર્નમેન્ટને બજાર કરતાં સસ્તા ભાવે મીઠું પુરૂ પાડવામાં તેમજ બીજી અનેક બાબદોમાં ,ઘણી મોટી મદદ કરી હતી. તેઓએ પોતાના રહેઠાણ માટે નેપીયન્સી રોડ ઉપર એક આલીશાન અને ભવ્ય મકાન મારબલ અને સુંદર આરકીટેક્ટ ડીઝાઇનથી બાંધીને તેને પોતાના મરહુમ માતાજી પુતલીબાઇના નામ ઉપરથી પુતમા મેનશન નામ આપ્યું છે.

ખાનબહાદુર ભીંવડીવાળા કલ્યાણની અનજુમનના એક ટ્રસ્ટી, પારસી મેટ્રીમોનીયલ કોર્ટના એક ડેલીગેટ અને ઓનરરી મેજીસ્ટ્રેટ અને જે.પી. છે. તેઓ પોતાની કોમના ગરીબોને છુપી પૈસાની મદદ કરનારા એક મોટા દીલના ગ્રહસ્થ છે.

સરનામું:—પુતમા મેનશન, નેપીઅન્સી રોડ, મુંબઇ.



**સોમજી, ઓનરેબલ મી૦ જસ્ટીસ મહમદભાઇ અલાદીનભાઇ**, એમ. એ., એલ એલ. બી., બાર-એટ-લો—એમનો



જન્મ ૧૮૮૯માં થયો હતો. એમના પિતા રૂના વેપારી હતા અને ખાનદેશમાં જીનીંગ અને પ્રેસીંગ ફેકટરી ધરાવતા હતા. એલફીન્સ્ટન કોલેજમાં અભ્યાસ કર્યા પછી ૧૯૩૩માં તેમણે એમ. એ. અને એલ એલ. બી.ની પરિક્ષાઓ પાસ કરી હતી. તેમણે ૧૯૧૬માં સ્મોલ કોઝીઝ કોર્ટમાં વકીલ તરીકે ધંધાની શરૂઆત કરી હતી. ૧૯૨૨માં વિલાયત જઇ બેરીસ્ટર થઇ આવ્યા પછી મુંબઇ હાઇકોર્ટમાં મી૦ એફ. જે. કોલ્ટમેન સાથે ધંધો શરૂ કર્યો. ૧૯૩૭માં હાઇકોર્ટના જજ તરીકે નીમાયા હતા. ઓ૦ મી૦ જસ્ટીસ સોમજીએ પચાસ વર્ષની ઉંમરે શેઠ નવરોજજી કેકોબાદ પંથકીના એકનાં એક પુત્રી જાલુબાઇ સાથે લગ્ન કર્યું છે.

સરનામું:—રીજ રોડ, મુંબઇ.

**મહેતા. શ્રીમતિ પ્રેમલીલા,** બી. એસ સી—એમનો જન્મ ૧૯૦૩ માં અમદાવાદમાં થયો હતો. ડૉ૦ સુમંત મહેતા એમના પિતા થાય. એમણે પ્રાથમીક અભ્યાસ ઘેર કર્યા પછી અમદાવાદમાં મહાલક્ષ્મી ટ્રેનીંગ કૉલેજમાં ઉચ્ચ અભ્યાસ કરી ગુજરાત અને બરોડા કૉલેજોમાં અભ્યાસ કરી ૧૯૨૪ માં બી. એસ સી. ની પરિક્ષા પસાર કરેલી. એ પછી તેઓ મહારાણી ગર્લ્સ હાઇસ્કુલમાં શિક્ષિકા તરીકે જોડાયેલાં અને પછી રાજકોટની બાર્ટન ફીમેલ ટ્રેનીંગ કૉલેજના લેડી સુપ્રીન્ટેન્ડટ નીમાયેલાં. એમનું લગ્ન સર મનુભાઇના મોટા પુત્ર શ્રી. કાન્તીશ્ચંદ્ર સાથે થયું છે. શ્રીમતિ પ્રેમલીલા જ્યાં જાય ત્યાં સ્રી બાળકોની કેળવણીની પ્રવૃત્તિ ઉપાડે છે. ઓલ ઇન્ડીઆ વીમેન્સ કૉનફરન્સની વડોદરાની શાખાના મંત્રી, વડોદરા સ્રી સમાજ અને ચીમનાબાઇ ઉદ્યોગાલયના મંત્રી અને "ગુણસુંદરી"ના તંત્રી તરીકે પણ એમણે કાર્ય કરેલું. ૧૯૩૯ થી મુંબઇમાં નિવાસ થતા મુંબઈના ભગિનિ સમાજના સભ્ય છે અને મહિલા પ્રવૃત્તિમાં ભાગ લે છે. "ગૃહદીપિકા" નામનાં પુસ્તકના બે ભાગ તેમણે લખેલાં છે. આ પુસ્તક પાઠયપુસ્તક તરીકે મંજુર છે.

**દેશાઇ, શ્રીમતિ જયવતિ પ્રાણલાલ—** એમનો જન્મ સંવત ૧૯૫૪ માં જામનગર ખાતે થયો હતો. એમણે પ્રાથમિક શિક્ષણજ લીધેલું છે, પણ પાછળથી ખાનગીમાં અભ્યાસ વધારેલો હતો. તેમનામાં લેખનશકતી પણ છે. ચઉદ વર્ષની વયે સ્વ૦ શેઠ દેવકરણ નાનજીના દ્વિતીય પુત્ર શેઠ પ્રાણલાલ ભાઇ સાથે તેમનાં લગ્ન થયાં છે. શ્રી. જયાબ્હેનને ગુજરાતી હિંદુ સ્રીમંડળ અને સાન્તાક્રૂઝ હિંદુ સ્રીમંડળ સાથે ઘાડો સંબંધ છે અને કોટ હિંદુ સ્રીમંડળની સ્થાપના એમણે પોતે કરી છે. તેઓ પ્રારંભમાં એના પ્રમુખ હતા. એ ઉપરાંત દીનદયા સંઘ, બોમ્બે પ્રેસીડન્સી વીમેન્સ કાઉન્સીલ અને અક્ષરજ્ઞાન યોજનાની કમીટીમાં પણ કામ કરે છે તેઓ તેમના પતિ શેઠ પ્રાણલાલભાઇને તેઓનાં જાહેર કાર્યોમાં મદદ કરે છે.

સરનામું:—મલબાર હીલ, મુંબઇ.

**મહેતા, શ્રીમતિ સરોજીની,** એમ. એ.—એમનો જન્મ ૧૮૯૮ માં અમદાવાદમાં થયો હતો. સ્વ૦ સર રમણભાઇ મહિપતરામ નીલકંઠ એમના પિતા થાય. અમદાવાદની મહાલક્ષ્મી ટ્રેનીંગ કૉલેજમાંથી મેટ્રીક થયા પછી ગુજરાત કૉલેજમાં વધુ અભ્યાસ માટે દાખલ થયા હતા. ૧૯૧૯ માં બી. એ. થઈ ૧૯૨૩ માં ઇંગ્લાંડ જઇ "લંડન સ્કુલ ઑફ ઇકૉનોમીક્સ"માં છ માસ સુધી સમાજશાસ્રનો અભ્યાસ કર્યો હતો. ૧૯૨૪ માં અમદાવાદ વનિતા વિશ્રામના સુપ્રીન્ટેન્ડન્ટ બનેલા અને ૧૯૨૬ થી ૧૯૩૦ સુધી સાન્તાક્રૂઝ સ્રીસમાજનું સંચાલન કરેલું. ૧૯૩૦ માં એમ. એ. ની ડીગ્રી મેળવી હતી. ભગિનિ સમાજની કાર્યવાહક સમિતિના સભ્ય છે. અક્ષરજ્ઞાનના શિક્ષણ માટે ચાલીએ ચાલી ફરી અંગ્રેજી વર્ગોમાં શિક્ષણ આપે છે. "બોમ્બે પ્રેસીડન્સી વિમેન્સ કાઉન્સીલ"માં પણ છે. શ્રીમતિ મહેતા એક લેખીકા તરીકે પણ જાણીતા છે. ગુજરાતની લગ્ન વ્યવસ્થા અને કુટુંબ સંસ્થા, સ્રી સ્વાતંત્ર્યવાદ વિગેરે પુસ્તકો લખ્યાં છે. એમના પતિ શ્રી. નાનક બટુકરામ મહેતા જી. આઇ. પી. રેલ્વેમાં ટ્રાફીક મેનેજર છે. એમણે પતિ સાથે બે વખત વિલાયતનો પ્રવાસ કરેલો.

**બેંકર, શ્રીમતિ લીલાવતી ધીરજલાલ,** બી. એ.—જૈન કોમના આ પહેલાં બાનુ ગ્રેજ્યુએટનો જન્મ ૧૮૯૫ માં કુંકાવાવ ગામે થયો હતો. તેમના પિતા દોલતરામ અમદાવાદના જાણીતા ધારાશાસ્ત્રી અને આગેવાન શહેરી છે. લીલાવતી બ્હેન પાંચ વર્ષની ઉંમરે અમદાવાદની મિશન સ્કુલમાં દાખલ થયેલા અને ત્યાંની પરિક્ષા પહેલે નંબરે પાસ કરેલી. પછી ગૃહવિજ્ઞાનની ત્રણે પરિક્ષામાં પણ પહેલે નંબરે આવીને દાદાભાઇ નવરોજી સ્કોલરશીપ મેળવી હતી. ૧૯૧૩ માં મહાલક્ષ્મી ત્રેનીંગ કોલજમાંથી મેટ્રીકની પરિક્ષા પસાર કરેલી અને ૧૯૧૬ માં ગુજરાત કોલેજમાં બી એ. થયા હતા. જૈન કોમમાંથી તેઓ પહેલાં ગ્રેજ્યુએટ હોવાથી તેમની કોમે એમને અભિનંદન આપ્યાં હતાં. ૧૯૧૮ માં શ્રીમતિ લીલાવતીએ જ્ઞાતિનો વાડો તોડી શ્રી. ધીરજલાલ બેંકર સાથે લગ્ન કર્યાં હતાં અને પછી જાહેર જીવનમાં ઝંપલાવ્યું હતું. લોર્ડ વિલિંગ્ડનને માનપત્ર આપવાનો વિરોધ કરતી ચળવળમાં તેમણે ભાગ લીધો હતો. ગાંધીજીએ એ અરસામાં શરૂ કરેલી પરદેશી કાપડના બહિષ્કારની ચળવળમાં એમણે પોતાના કિંમતી વસ્ત્રો હોળી કરવા માટે આપી દીવાં હતાં અને સ્વદેશી વ્રત લીધું હતું. ભગિનિ સમાજની સર્વ પ્રવૃત્તિઓમાં આગેવાનીભર્યો ભાગ લઇ રહયા છે એના મંત્રી પણ બનેલા. ૧૯૩૨ માં એમના પતિ શ્રી. ધીરજલાલનું અવસાન થયું હતું.

સરનામું:—અમદાવાદ.

**કસ્તુરબા ગાંધી**—શ્રીમતિ કસ્તુરબા ગાંધીનો જન્મ ૧૮૬૯ માં પોરબંદર ખાતે શ્રી. ગોકળદાસ મકનજીને ત્યાં થયો હતો. તેર વર્ષની ઉંમરે તેઓ ગાંધીજી સાથ પરણીને સાસરે ગયાં હતાં. ગાંધીજીને કસ્તુરબાની નિરક્ષરતા સાલતી હોવાથી એમણે ભણાવવાનું શરૂ કર્યું. એમાં ગાંધીજીને થોડી સફળતા પણ મળી. શરૂઆતમાં બન્નેનું લગ્ન જીવન દુઃખી હતું અને પતી-પત્ની વચ્ચે ઝઘડો થતો. એક સમયે તો કસ્તુરબાને પીએર મોકલી દેવામાં આવ્યાં હતાં. પણ ઝઘડો સમી જતાં બન્ને પુનઃ પાછા એકત્ર થયાં હતાં. આફ્રિકા ગયા પછી ફરીથી બન્ને વચ્ચે ઝઘડો જાગ્યો. પરોણાઓના સત્કારમાં કસ્તુરબાને અથાગ શ્રમ ઉઠાવવો પડતો અને એમાંથી ઝઘડો જાગતાં એક પ્રસંગે એમને ઘરની બહાર પણ કાઢયાં હતાં. આમ છતાં પણ કસ્તુરબાની પતીભકિત ઓછી થતી નહિ. આફ્રિકામાં પણ કસ્તુરબાએ ગાંધીજીની લડતમાં સાથ આપ્યો હતો. હિંદ આવ્યા પછી સાબરમતીના તીરે ગાંધીજીએ સ્થાપેલા આશ્રમમાં કસ્તુરબાના હસ્તેજ બધી વ્યવસ્થા અને સાફસુફી થતી. ગાંધીજીની ખાદી, સ્વદેશી, હરિજન કેળવણી, ગ્રામ્યઉદ્યોગ, દારૂનિષેધ એ સર્વ પ્રવૃત્તિઓમાં તેઓ હંમેશ મોખરે રહેતાં. અનેકવાર જેલ પણ ગયા છે અને છેલ્લે છેલ્લે રાજકોટની લડતમાં રાજકોટની જેલના મહેમાન બન્યાં હતાં.

સરનામું:—સેવાગ્રામ, વર્ધા.

**સુનાવાલા, મીο અને મીસીસ હોમી પી.**—મીο હોમી જેઓ એક સાહસીક શુરા સાઇકલીસ્ટ છે તેઓનો જન્મ તાο ૫ મી જુલાઇ ૧૮૭૭ ના દિને મુંબઇમાં થયો હતો. એવણે ૧૮૯૬ થી



તે અત્યાર સુધીમાં એક લાખ માઇલથી વધુની મુસાફરી સાઇકલ ઉપર કીધી છે. તેઓ પોતાની માત્ર ૧૯ વરસની નાની વયે સાઇકલ ઉપર ટુરીંગે નીકળ્યા હતા. આટલી નાની વયે આ જાતનો સાહસ ખેડવાનો રેકોર્ડ કરનાર પારસી કોમના તેઓ ખચ્ચીતજ સુરા અને સાહસીક સપુત હતા ૧૮૯૬ થી તે ૧૯૨૫ ના સાલ સુધી એટલે કે ૩૦ વરસના લાંબી મુદત દરમ્યાન તેમણે સાઇકલ ઉપર લગભગ ૮૫ હજાર માઇલનો રેકોર્ડ નોંધાવ્યો હતો. આટલો રેકોર્ડ જાણે કે મીο હોમી માટે પુરતો નહી હોય તેમજ જાણે કે તેઓએ એક લાખ માઇલથી વધુની સાઇકલ ઉપર સહેલગાહ કરીને રેકોર્ડ નોંધાવવા માટેજ જન્મ લીધો હોય તેમ આજે ૬૪ વર્ષની ઉંમરે પણ તેવણ એ રેકોર્ડ કરવાને ભાગ્યશાળી નીવડયા છે. તેમણે ચાર વખત આખું પંજાબ, ત્રણ વખત ઉત્તર હિંદુસ્થાન, બે વખત બંગાળ, કલકત્તા, આસામ, દાર્જીલીંગ, અને ત્રણ વખત દખ્ખણ હિંદુસ્તાન (પોંડીચેરી, ત્રીચીનોપોલી વિગેરે), બે વખત ગુજરાત, કાઠીયાવાડ ઉપરાંત સીલોન અને ખાઇબરપાસ જેવાં સ્થળો પણ સાઇકલ ઉપર ખુંદી માર્યાં છે. સાઇકલ ઉપરની આ જાતની સહેલગાહને તેઓ એક મોજ સમાન ગણે છે. તેવણની આ મુસાફરીનો જાણવાજોગ અહેવાલ જાણીતા અંગ્રેજી તેમજ ગુજરાતી છાપાઓમાં પ્રગટ થયો છે. મીο હોમી સુનાવાલાની સેહાદી શેઠ જેહાંગીરજી ફરામજી બક્ષીના દૌત્રી તે મીο દીનશાહ જેહાંગીરજી બક્ષીનાં બેટી બાઇ સુનાબાઇ સાથ તાο ૨૪ મી ફેબ્રુઆરી ૧૯૧૭ ને દીને થઇ હતી. પોતાના ધર્ણીથી છુટાપણું ભોગવવાના ભોગે પણ મીસીસ સુનાવાલાએ પોતાના ધણીના સાઇકલ ઉપરની સાહસીક સફરમાં ભારે ઉલટ લઇ પોતાના ધણીને ઉત્તેજન આપતા રહયા હતા. મીસીસ સુનાબાઇના બપાવા હોંગકોંગના જાણીતા વેપારી હતા. જેઓને ૧૮૬૪ માં હોંગકોંગમાં તેઓના મીત્રો તરફથી માનપાન સાથે એક શુશોભીત ચાંદીનું વાઝ પણ ભેટ થયું હતું. વળી મીο હોમીના પીતાજીના બપાવા શેઠ એદલજી સુનાવાલા પણ પોતાના વખતના એક જાણીતા વેપારી હતા અને માહીમમાં સુનાવાલાની અગ્યારી નામનું પાક મકાન બંધાવ્યું હતું. મીο હોમી સુનાવાલાએ ૧૯૨૫ માં સાધારણ બાઇસીકલ સાથ જોડેલી સાઇકલ પહેલવહેલી બાહેર પાડી હતી. જેની સાઇડકારમાં તેવણના ચંચળ બેટા એદલને બેસાડ-

વામાં આવતો હતો. કે જે બેટાની નવજોતની શુભ ક્રીયા કરીને આ ભાગ્યશાળી જોડું પરવારી ગયું છે. અને એ બેટાની શાદીની હવે તૈયારી કરે છે. આ જોડું પીંડી મરી, કેશ્મીર, ગુલ્બર્ગ, જમ્મું, લાહોર, દીલ્લી, આગ્રા તથા મધ્યપ્રાંતો વીગેરે શહેરોની મુલાકાત લઇ આવ્યું છે.

સરનામું:—રોઝવીલા, નેસબીટ રોડ, મઝગામ, મુંબઇ નં૦ ૧૦.

**હરગોવનદાસ જીવણદાસ,** જે. પી.—શેઠ હરગોવનદાસ એક મીલમાલેક હોવા ઉપરાંત રૂના દલાલ પણ છે. ૧૮૭૪ના સાલમાં એવણનો જન્મ થયો હતો. ૧૭ વરસની નાની વયે નોકરીએ રહી એમણે પોતાની ગરીબ જીંદગીની કારકીર્દીની શરૂઆત કીધી હતી. ત્રીસમા વરસથી એવણે પોતાનું સ્વતંત્ર બીઝનેસ કરવા માંડયું હતું. ૧૯૦૫ના સાલમાં મેસર્સ ફોરબ્સ કેમ્પબેલ એન્ડ કુંપનીના એઓ એકલા કોટન બ્રોકર નીમાયા હતા અને જ્યાં સુધી આ પેઢીએ પોતાનું રૂનુ બીઝનેસ ચાલુ રાખ્યું ત્યાં સુધી એટલે કે ૨૭ વરસ સુધી એવણે એ પેઢીના એકલા રૂના દલાલ તરીકે સેવા બજાવી હતી. એઓ કેટલીક કુંપનીઓના ડીરેકટર અને મેનેજીંગ એજંટ હોવા ઉપરાંત સંખ્યાબંધ ધર્માદા ટ્રસ્ટોના ટ્રસ્ટી છે. વળી એઓ બોમ્બે બુલીઅન એક્ષચેન્જ, નેટીવ સ્ટોક એન્ડ શેર બ્રોકર્સ એસોસીએશન, ઇસ્ટ ઇંડયા કોટન એસોસીએશન વગેરે સંસ્થાઓના એક સભાસદ છે તેઓએ લાખો રૂપીયાની સખાવત કીધી છે અને પોતાની કપોળ કોમમાં ઘણો આગળ પડતો દરજ્જો ધરાવે છે.

સરનામું:—૯૨, બાણગંગા રોડ, વાલકેશ્વર, મુંબઇ.

**સેતલવડ, શ્રી. મોતીલાલ ચીમનલાલ,** બી. એ, એલ એલ. બી., એડવોકેટ—એમનો જન્મ ૧૮૮૮ માં અમદાવાદ



ખાતે થયો હતો. અમદાવાદમાં પ્રાથમિક શિક્ષણ લીધા પછી મુંબઇમાં વીલ્સન હાઇસ્કુલમાં અભ્યાસ કરી પંદર વર્ષની ઉંમરે મેટ્રીક થયા હતા. ત્યાર પછી એલફીન્સ્ટન કોલેજમાં ભણ્યા હતા. ૧૯૧૧ માં એડવોકેટ થયા પછી ધંધાની શરૂઆત કરી હતી. ૧૯૧૯ થી આગેવાન ધરાશાસ્ત્રીની પંકતીમાં એમનું સ્થાન ગણાવા લાગ્યું. ૧૯૨૬ માં તેમની એક અગ્રગણ્ય ધારાશાસ્ત્રી તરીકેની ૨૫ વર્ષની કારકીર્દીનો રજત મહોત્સવ ઉજવાયો હતો. એમને હાઇકોર્ટના જજના ઓધ્ધા પર નીમવાની સરકારે ઇચ્છા પ્રદર્શીત કરી હતી પરંતુ તેમણે સ્વતંત્ર ધંધાદારી રહેવાનુંજ પસંદ કર્યું હતું. વિખ્યાત ધારાશાસ્ત્રી સર ચીમનલાલ સેતલવડના પુત્ર શ્રી. મોતીલાલ સેતલવડને મુંબઇ સરકારે એડવોકેટ જનરલ તરીકે નીમ્યા હતા. આજે પણ તેઓ એજ ઓધ્ધાપર છે.

સરનામું:—જુહુ, (મુંબઇ).

**દેશાઇ, શ્રી. મહાદેવ,**—ગાંધીજીના આ ખાનગી મંત્રીનો જન્મ દીહેણુના નાના ગામડામાં થયો હતો. એવણુનું વિદ્યાર્થી જીવન યશસ્વી હતું. એને પરિણામે તેઓ બી. એ., એલ એલ. બી. થયા અને વકીલાત જમાવી પણ રાષ્ટ્રસેવાના ક્ષેત્રમાં ઝંપલાવવાની ધગશ હોવાથી વકીલાત છોડી દીધી. એ દરમ્યાન એમની બુધ્ધિ પ્રતિભા ચોમેર પ્રસરી હતી. અન્ય દેશ નાયકો ઉપરાંત ગાંધીજી પણ તેમના તરફ આકર્ષાયા હતા અને અંતે તેઓ ગાંધીજીના ખાનગી મંત્રી બની ગયા. ગાંધીજીના તેઓ ઉત્તમ સાથીદાર છે. એમની મોહક, સચોટ અને પ્રાણુવાન લેખનશૈલીનું જનતાએ "નવજીવન", "યંગ ઇંડીઆ", "હરિજન" વિગેરે યંત્રોદ્વારા પાન કર્યું છે. એ ઉપરાંત તેઓ ઉત્તમ અનુવાદક છે. એમણે પંડીત જવાહરની આત્મકથાનો ઉત્તમ અનુવાદ કર્યો છે. એ પુસ્તક અત્યારે ખુબ લોકપ્રીય બન્યું છે. શ્રી. દેશાઇ હોમરૂલ લીગની ચળવળમાં ભાગ લઇ રાજકારણુમાં પડયા હતા અને પછીથી ગાંધીજીની બધીયે લડતમાં ભાગ લઈ જેલ ગયા હતા. ગાંધીજી સાથે શ્રી. દેશાઈ લંડનમાં મળેલી ગોળમેજી પરિષદમાં પણુ જઇ આવ્યા છે. "હરિજન" પત્ર ચાલતું હતું ત્યારે એના તેઓ તંત્રીપદે હતા.

સરનામું:—સેવાગ્રામ, વર્ધા.

**ઠક્કર, શ્રી. અમૃતલાલ વી.**—શ્રી. ઠક્કરનો જન્મ ૧૮૬૯ માં ભાવનગર ખાતે થયો હતો. પિતાની પ્રેરણુાથી તેમણે સારી કેળવણી લીધી હતી. લોહાણુા કોમમાં પ્રથમ ગ્રેજ્યુએટ તથા એન્જીનીઅર હતા. એલ. સી. ઇ. થયા પછી તેમણે વઢવાણુ રાજ્યમાં એન્જીનીઅર તરીકે નોકરી લીધી. આ પછી પોરબંદર, આફ્રીકામાં કેન્યા યુગાંડા રેલ્વે, સાંગલી રાજ્ય અને મુંબઇમાં મ્યુનીસીપલ કોરપોરેશનમાં ચઢતા દરજ્જે નોકરીમાં જોડાયા હતા. પછી ૧૯૧૪ માં તેઓ સર્વન્ટ ઓફ ઇંડીઆ સોસાયટીમાં આજીવનસેવાનો ભેખ લઇ જોડાઇ ગયા. આ પછી એમણે ભારતવર્ષના દીનદરીદ્ર અને દલીત લોકોની સેવા બજાવવામાંજ પોતાનો સમય વિતાવ્યો છે. આ સેવાને પ્રતાપે એમને "ઠક્કર બાપા"નું બીરૂદ મળ્યું છે.

**માસ્તર, શ્રી. મનસુખલાલ આત્મારામ, બી. એ., એલ એલ. બી.,**—એમનો જન્મ ૧૮૮૪ માં થયો હતો. બાર વર્ષની વયે પિતા ગુજરી જવાથી વિદ્યાર્થીઓને ભણાવીને પોતાના ભણુવાનો ખર્ચ કાઢયો હતો અને એ રીતે તેમણે એલફીન્સ્ટન કોલેજમાંથી બી. એ. ની ડીગ્રી મેળવી હતી. એલ એલ. બી. થયા પછી વકીલાત નહિ કરતાં જાણીતા ખોજા વેપારી શેઠ હાજીભાઇ લાલજીને ત્યાં ધંધાની શરૂઆત કરેલી અને ત્યાર પછી સ્વ૦ શેઠ નરોત્તમ મોરારજીની નોકરીમાં રહયા હતા. આજે ઉત્તરોત્તર આગળ વધી એજ શેઠે સ્થાપેલી "સીંધીયા સ્ટીમ નેવીગેશન કંપની"માં જનરલ મેનેજર બન્યા છે. શ્રી. માસ્તરે હોમરૂલ લીગની પ્રવૃત્તિમાં આગળ પડતો ભાગ લીધો હતો. ૧૯૩૬ માં જીનીવા ખાતે ભરાયલી ઇન્ટરનેશનલ મેરીટાઇમ કોનફરન્સમાં માલેકોના પ્રતિનિધિ તરીકે ભાગ લીધો હતો.

સરનામું:—સીંધીઆ હાઉસ, બેલાર્ડ એસ્ટેટ મુંબઇ

**દસ્તુર–કામદીન,** મી૦ શાવકશા સોરાબજી—એમનો જન્મ તા૦ ૨૧ મી ડીસેમ્બર ૧૮૫૭ ને દીને ભરૂચ મધે થયો હતો. એવણ ભરૂચના પુરાણા દુસ્તુર કુટુંબના નબીરા



છે. તેઓના પીતાજી મરહુમ શેઠ સોરાબજી પેશોતન કામદીન–દસ્તુર ભરૂચની અદાલતમાં શરિસ્તેદાર હતા અને મુનસફની પરીક્ષા પસાર કરીને ૧૮૬૦ માં તેઓ ત્યાંના સીનીઅર એસીસ્ટન્ટ જડજની કોર્ટમાં ડેપ્યુટી નાજર નીમાયા હતા. જે ઓધ્ધા ઉપરથી ૧૮૬૩ માં એવણ ફારેગ થયા હતા મરહુમ મી૦ સોરાબજીની ભરૂચના વડા દસ્તુર તરીકે પણ નીમણુંક થઇ હતી. મી૦ શ્યાવક્ષ સોરાબજી દસ્તુર–કામદીન પોતાના મરહુમ કાકાજી શેઠ દીનશાજી પેસ્તનજી દસ્તુર–કામદીન (ભરૂચના માજી જડજ અને વડા દસ્તુરજી તથા જાણીતા શહેરી)ની દીકરી બાઇ માણેકબાઇ સાથ ૧૨ વરસની વયે લગ્નના ગાંઠથી જોડાયા હતા. મી૦ શ્યાવક્ષ સાધારણ કેળવણી લઇને ૨૦ વરસની ઉમરે ભરૂચની મીલના વીવીંગ ખાતાંમાં શીખાઉ તરીકે જોડાયા, અને એ લાઇનમાં પોતાની જાતી ઉલટ, ખંત અને ઉમંગથી રફતે રફતે માત્ર રૂ ૧૫ ના પગારથી આગળ વધીને વીવીંગ માસ્તરના ઓધ્ધા ઉપર રૂ ૧૦૦૦ ના માસીક પગાર સુધી પહોંચ્યા હતા. વીવીંગ લાઇનમાં એમણે ૫૫ વરસ કાઢયાં હતાં, જેથી એવણની ૭૫ વરસની ઉમ્મર થવા આવેલી હોવાથી એવણ એ લાઇનમાંથી રીટાયર થયા હતા. એ લાંબી મુદત દરમ્યાન એમણે મુંબઈ, સુરત, અમદાવાદ, ભરૂચ, બક્ષર (મધ્ય પ્રાંત) વીગેરે જગ્યાઓની જુદી જુદી મીલોમાં કામ કીધું હતું. મીલ લાઇનમા એમણે કાઢેલાં ૫૫ વરસની લાંબી મુદત દરમ્યાન એમણે ભાગ્યેજ ૫૫ દીવસનીબી રજા ભોગવી હોય. બક્ષર (મધ્ય પ્રાંત) ખાતેની જેલમાં તેઓએ વીવીંગ સુપ્રીન્ટેન્ડન્ટનો ઓધ્ધો ભોગવ્યો હતો. "મારી ૫૫ વરસની મીલ કારકીર્દી" નામના લખેલાં પુસ્તકમાં તેમણે પોતાની કારકીર્દીનું રસીલુ બ્યાન આપ્યું છે. કાપડની લાઇનના એવણના વરસોના પાકટ અનુભવને લીધે ૮૧ મે વરસે એવણને ફરીથી નોકરી મળી હતી અને ૮૩ મું વરસ હોવા છતાં તેઓ ધી ક્રાઉન મીલ્સ, હીંદુસ્તાન મીલ્સ અને વેસ્ટર્ન ઇન્ડીઆ મીલ્સના સાઇઝીંગ સુપરવાઇઝરનો ઓધ્ધો હજી પણ ભોગવી રહયા છે. એમણે "કાપડ બનાવવાની કળા" અને "ભાતભાતની કાપડ કળા" નામના મીલ લાઇનના અનુભવને લગતાં બે પુસ્તકો પણ લખ્યાં છે.

**દેશાઇ, મી૦ રૂસ્તમ આર.**—લંડનની જાણીતી દેશાઇ બ્રધર્સ લીમીટેડ નામની પારસી પેઢીના તેઓ એક સ્થાપક છે. આજથી સુમારે ૨૫ થી



વધુ વરસની વાત ઉપર ધંધાર્થે મી૦ દેશાઇ ઇંગ્લાંડ ગયા હતા, જ્યાં તેઓ ઠરીઠામ થવામાં ફ-તેહમંદ નીવડયા હતા. એકલા હીંદ સાથેજ નહી પણ પુર્વ-આફ્રીકા, ચીન, જાપાન, ન્યુ ઝીલાન્ડ, અમેરીકા અને ખુદ કૅન્ટીનન્ટ સાથ પણ ધંધા અર્થેનો સંબંધ બાંધ્યો હતો. તેમણે વરસો સુધી લંડન મધેની પારસી એસોસીએશન ઓફ યુરપના ઓનરરી સેક્રેટરીનો ઓધ્ધો ભોગવ્યો હતો. લંડન અને હીંદ મધેની પારસી કોમની 'social life' ને લાગે વળગે છે ત્યાં સુધી તો તેઓ તેના એક ઘણાજ આગેવાન સભ્ય જેવા છે. લંડન મધેના વેપારમાંથી રીટાયર થઇ તેઓ હવે મુંબઇમાંજ રહે છે. દાદર–માટુંગા પારસી કોલોની લેન્ડલોર્ડઝ એસોસીએશનના પ્રેસીડન્ટ તરીકે તેમણે કોમની ઘણી સારી સેવાઓ બજાવી છે. દાદર પારસી કોલોનીમાં ગરીબ હમદીનોને વસાવવા માટે એક મોટું મકાન ઉભું કરવા તેઓએ રૂપ્યા એક લાખની રકમનું ટ્રસ્ટ કીધું છે. પારસી લેન્ડલોર્ડઝ એસોસીએશન તરફથી તેઓને સીલ્વર કાસકેટ એનાયત થયું હતું. વળી તેવણ સંખ્યાબંધ જાહેર તેમજ ખાનગી ધર્માદા સંસ્થાઓના ટ્રસ્ટી પણ છે.

સરનામું:—'દીલખુશ,' મલબાર હીલ, મુંબઇ.

**દેશાઇ, રાજરત્ન મોતીલાલ છોટાલાલ,** બી. એ., એલ એલ. બી. વડોદરાના રીટાયર્ડ થયલા હાઇ કૉર્ટ જડજ, હાલમાં વડોદરાની સરકારના એક પ્રધાન—તેમનો જન્મ ૧૮૭૩ના સાલના અકટોબર માસમાં થયો હતો તેમણે વડોદરાની હાઇસ્કુલ તેમજ ત્યાંની કૉલેજમાં અને મુંબઇની લૉ કૉલેજમાં કેળવણી લીધી હતી. વડોદરાના ડીસ્ટ્રીકટ જડજની કૉર્ટમાં બે વરસ સુધી પ્રેકટીસ કીધા પછી ૧૯૦૧ માં વડોદરા સ્ટેટમાં મુનસીફ તરીકે જોડાયા હતા. જ્યાં જુદા જુદા ઓધ્ધાઓ ભોગવ્યા પછી તેઓ ડીસ્ટ્રીકટ અને સેશન્સ જડજ અને તે પછી ૧૯૨૬ માં ત્યાંની વડી અદાલતના ડેપ્યુટી જડજ અને પાછળથી એ કૉર્ટના એક જડજ નીમાયા હતા. ૧૯૨૪ માં તેઓ ઉપર રાજરત્નના ખીતાબની નવાજેશ થઇ હતી. ૧૯૩૪ માં તેઓ વડોદરાની મ્યુનીસીપાલીટીના પ્રેસીડન્ટ થયા હતા. ચાલુ વર્ષમાં વડોદરામાં નવા સુધારા દાખલ થતાં તેઓ પ્રજા તરફના એક પ્રધાન નીમાયા છે.

સરનામું:—પેલેસ રોડ, વડોદરા.

**કાપડીયા, મી૰ પેસ્તનજી ફીરોઝશા,** બી. એ., બી. ઇ., એફ. આર. આઇ. બી. એ. એફ. આઇ. આઇ. એ., જે. પી., ઓ. બી. ઇ —મુંબઇના તેઓ એક ઓનરરી પ્રેસીડન્સી મેજીસ્ટ્રેટ ઉપરાંત મેસર્સ શાપુરજી એમ. ચાંદાભાઇ એન્ડ કુંપનીના તેઓ ૨૦ થી વધુ વરસ થયાં એક આગેવાન આરકીટેકટ છે. ઓનરરી પ્રેસીડન્સી મેજીસ્ટ્રેટોની સાસાયટીના એક આગલા પ્રમુખ તેમજ ઇન્ડીઅન ઈનસ્ટીટયુટ ઓફ આરકીટેકટસના જોઇન્ટ ઓ૰ જનરલ સેક્રેટરી તરીકે પણ એમણે સેવા બજાવી હતી. તેઓ એક કાબેલ લેખક અને કુશળ જરનેલીસ્ટ છે. મુંબઇના પારસીઓના જાહેર તેમજ સામાજીક જીવનમાં તેઓ ભારે ઉલટ લે છે. તેમની રાજ્ય પ્રત્યેની કીંમતી અને વફાદાર સેવાઓની સ્તુતી દાખલ એવણ ઉપર સીલ્વર જુબીલી મેડલની નવાજેશ થઇ હતી. ૧૯૩૮ માં તેઓને ઓ. બી. ઇ. નો ઉચ્ચ ખેતાબ એનાયત થયો હતો.



સરનામું:—એસ. એમ. ચાંદાભાઇ એન્ડ કું૰, સર ફીરોઝશા મ્હેતા રોડ, કોટ, મુંબઇ.



**મુસ, મી૰ ફ્રેખશરૂ દોરાબજી—** એમનો જન્મ ૧૮૭૧ માં થયો હતો.



તેમણે મુંબઇની ચંદનવાડીની હાઇસ્કુલમાં મેટ્રીક સુધીનો અભ્યાસ કર્યો હતો પણ ૧૮૮૫ માં તેમના પિતાના અવસાન પછી વધુ અભ્યાસ કરવાની તક તેમને મળી શકી ન્હોતી. ટુંક પગારે શિક્ષક બન્યા પછી ૧૮૮૯ માં તેઓ "જામે જમશેદ"ના તંત્રી ખાતાંમાં દાખલ થયા હતા અને ધીમે ધીમે આગળ વધી એસીસ્ટન્ટ એડીટર નીમાયા હતા. "જામે" સાથે તેમણે ૪૬ વર્ષ સુધી સંબંધ ચાલુ રાખી ૧૯૩૬ માં આંખની નબળાઈને લીધે ૬૫ વર્ષની વયે નિવૃત્ત થયા હતા. "જામે" ની એકનીષ્ટાથી વફાદારીભરી અને પારસી કોમનું હીત હંમેશ ધ્યાનમાં રાખી સેવા બજાવવા માટે ચારે તરફથી તેમને ધન્યવાદ અપાયો છે. તેઓ અપરિણીતજ રહયા છે.

સરનામું:—મોટાં મેનશન, તારદેવ રોડ, મુંબઇ.

**ચીનુભાઈ લાલભાઈ શેઠ**—અમદાવાદના તેઓ એક મીલમાલેક છે. તેમનો જન્મ ૧૯૦૫ના સાલમાં અમદાવાદ મધે થયો હતો. તેઓ શેઠ લાલભાઇ ત્રીકમ-



લાલના બેટા થાય છે કે જેઓ પણ એક મીલમાલેક હતા અને જેઓના પીતા શેઠ ત્રીકમલાલ જમનાદાસે અસલ માણેકચોક અને અમદાવાદ મેન્યુફેકચરીંગ કુંપની લીં. ચાલુ કીધી હતી, તેમજ જેઓએ પોતે ૧૯૦૫ માં ન્યુ માણેકચોક સ્પીનીંગ એન્ડ વીવીંગ કુંપની લીમીટેડ ઉભી કીધી હતી. એઓના કુટુમ્બીઓ તરફથી મંદીરો અને ધર્માદા સંસ્થાઓને બધી મળીને રૂ. ૨ લાખથી વધુની સખાવત કરવામાં આવી છે. શેઠ ચીનુભાઈના પીતા શેઠ લાલભાઇએ વોર લોનમાં રૂપીઆ એક લાખનો ફાળો આપવા ઉપરાંત બીહાર રીલીફ એન્ડ ફેમીન ફંડઝને સારાં જેવાં ડોનેશનોની નવાજેશ કીધી હતી. એ ઉપરાંત સીલ્વર જુબીલી ફંડમાં પણ તેમણે ઉદાર ફાળો આપ્યો હતો. ઘણી નાની વયે યુરોપની મુસાફરી કીધી હતી. ૧૯૨૯ માં તેમણે લાલભાઇ ત્રીકમલાલ મીલ્સ લીમીટેડ નામની નવી મીલ ઉભી કીધી હતી.

સરનામું:—શાહીબાગ, અમદાવાદ.

**દલાલ,** શ્રી. રાજેન્દ્ર સોમનારાયણ, બી. એ.—એમનો જન્મ ૧૮૮૨ માં સુરતમાં થયો હતો. તેમણે વડોદરામાં અભ્યાસ કર્યો હતો અને ૧૯૦૨ માં બી. એ. ની પરિક્ષા બીજા વર્ગમાં પસાર કરી હતી. શ્રી. રાજેન્દ્રભાઇએ પ્રેમચંદ-રાયચંદની પેઢીમાં ધંધાની શરૂઆત કરેલી. ત્યાં એક વર્ષ કામ કર્યા પછી સરકારી નોકરીમાં દાખલ થયેલા અને ત્યાંથી રાજીનામું આપી નડીઆદ અને ભરૂચની સરકારી સ્કુલોમાં અઢી વર્ષ સુધી નોકરી કરેલી. પછી સ્પીસી બેન્કમાં દાખલ થયા હતા અને ૧૯૦૮ માં નોકરી છોડી શેરદલાલ તરીકે સ્વતંત્ર ધંધો શરૂ કર્યો હતો. શેરબજારમાં ઉત્તરોઉત્તર પ્રગતી કરી મંત્રી પરથી ઉપ-પ્રમુખ અને ટ્રસ્ટી બનેલા. અત્યારે તેઓ નિવૃત્ત થયા છે. શ્રી. રાજેન્દ્ર વડનગરાનાગર મંડળના પ્રમુખ હતા, ૧૯૨૭ માં સુરતમાં મળેલી ગુજરાતી પ્રાંતિય વૈદ્ય સંમેલનના સ્વાગતાધ્યક્ષ હતા. એ સિવાય ગુજરાત ઇન્વેસ્ટમેન્ટ ટ્રસ્ટ લીં, ગુજરાત સેફ ડીપોઝીટ લીં અને સુરત સીટી પ્રેસ લીં ના ડીરેકટર છે. એમના લગ્ન સુરતના જાણીતા શહેરી શ્રી. કૃષ્ણશંકર લાલશંકરના પુત્રી શ્રીમતિ સુકીર્તિ સાથે થયેલાં છે શ્રી. રાજેન્દ્ર સાહિત્યકાર તરીકે પણ જાણીતા છે.

સરનામું:—ભટવાડી, ઓપેરા હાઉસ પાસે, મુંબઇ.

**ગાંધી, શ્રી. શામળદાસ લક્ષ્મીદાસ,**— એમનો જન્મ સંવત ૧૯૫૩ માં રાજકોટ મુકામે થયો હતો. તેઓ મહાત્મા ગાંધીજીના ભત્રીજા થાય છે. તેઓએ પોરબંદરની ભાવસિંહજી હાઇસ્કુલમાં અભ્યાસ કર્યો હતો. અભ્યાસ ચાલુ હતો એ દરમ્યાન એમના પિતાનો સ્વર્ગવાસ થવાથી કુટુંબનો બોજો એમના પર આવતાં તેમને અભ્યાસ મુકીને નોકરીમાં જોડાવાની ફરજ પડી હતી. ૧૯૧૯ માં ગાંધીજીના "નવજીવન"માં તેઓ જોડાયા હતા અને ત્યાં બીબાં ગોઠવવાનું, છાપવાનું, ભુલો સુધારવાનું, પ્રુફ વાંચવાનું તથા વર્તમાન પત્રને લગતું બધું કામ શીખ્યા હતા. એ અરસામાં તેમણે "અમૃતસરની વિરાંગના" નામની પુસ્તીકા પ્રસીદ્ધ કરી હતી. લેખન પ્રવૃત્તિ ચાલુ રાખી એમણે ૧૯૨૦ માં મુંબઇ આવી રૂ તથા શેરબજારમાં ધંધો શરૂ કર્યો હતો. આ પછી તેઓ "હિંદુસ્થાન" ના તંત્રી થયા પણ સ્વતંત્ર પત્ર કાઢવાની ઈચ્છા થતાં એ નોકરી છોડી દઇ "કર્મભુમિ" સાપ્તાહિક શરૂ કર્યું. એ પત્રમાં ખોટ આવતાં તે બંધ કરી તેમણે "મુંબઇ સમાચાર"માં નોકરી લીધી. ત્યાર પછી શ્રી. અમૃતલાલ શેઠે "જન્મભુમિ"ની સ્થાપના કરતાં તેઓ તેમાં જોડાયા અને થોડા સમય પછી એ પત્રના તંત્રી નીમાયા હતા. ૧૯૩૭ માં કરાંચીમાં પત્રકાર પરિષદના તેઓ પ્રમુખ ચુંટાયા હતા. "જન્મભુમિ" પત્રનું તંત્રીપદ સંભાળતા શ્રી શામળદાસ દેશી રાજ્યોના રાજકારણમાં પણ ભાગ લેતા હતા. ૧૯૪૧ માં શ્રી. અમૃતલાલ શેઠ સ્ટેટ પીપલ્સ લી૦માં પાછા આવતા અને 'જન્મભુમિ'નું તંત્ર સંભાળી લેતાં શ્રી. શામળદાસે છુટા થઇ "વંદેમાતરમ" દૈનિક કાઢયું છે.

સરનામું:—બાર.

**મોદી, સરદાર દાવર ટી. કે.**, બી. એ., એલ એલ. બી., બાર–એટ–લો— એમનો જન્મ સુરત ખાતે ૧૮૮૭ના સાલમાં થયો હતો. હીંદી સરકાર તરફનો વંશપરંપરાથી ઉતરી આવેલો "દાવર" નો ખેતાબ ધરાવે છે. એવણને ગુજરાતના ફર્સ્ટ કલાસ સરદાર બનાવવામાં આવ્યા છે. ૧૯૨૪ ના સાલમાં તેમને ઓનરરી કેપ્ટનની પદવીએ ચઢાવવામાં આવ્યા હતા. સુરતની સાર્વજનીક કોલેજમાં તેઓ લો એન્ડ લેન્ડ ટેન્યુર્સના પ્રોફેસર છે. મુંબઇની લેજીસ્લેટીવ કાઉન્સીલના ૧૯૨૨–૨૪ માં અને તે પછી ૧૯૩૦–૩૭ સુધીના એક સભ્ય હતા. ચોર્યાસી તાલુકા લોકલ બોર્ડ, સુરતની ડીસ્ત્રીકટ લોકલ બોર્ડ તેમજ સુરત શહેરની મ્યુનીસીપાલીટીના તેઓ વરસો સુધી એક સભાસદ હતા. સુરતની મુખ્ય પારસી અગીઆરીના તેમજ ત્યાંના સંખ્યાબંધ ધર્માદા ફંડોના તેઓ મેનેજીંગ ટ્રસ્ટી છે. એ ઉપરાંત એવણ સુરતની ડીસ્ત્રીકટ પારસી મેટ્રીમોનીઅલ કોર્ટના ૧૯૧૫ ના સાલમાં એક ડેલીગેટ પણ હતા. તેઓ કેટલીક કુંપનીઓમાં ડીરેકટર પણ છે. એવણને ૧૯૩૫ માં સીલ્વર જુબીલી મેડલ એનાયત થયો હતો.

સરનામું:—રીટ્રીટ, સીવીલ લાઇન્સ, સુરત.

**હરીદાસ માધવદાસ અમરસી**—શેઠ હરીદાસ મેસર્સ અમરસી દામોદરની કું૰ના સીનીયર ભાગીદાર અને મુંબઈની ઇસ્ટ ઇંડયા કોટન એસોસીએશનના ઉપ-પ્રમુખ અને સ્થાપક ડીરેકટર છે. તેઓનો જન્મ



કાઠીઆવાડ મધે સંવત ૧૯૪૧ માં થયો હતો. તેવણે મુંબઇ અને કાઠીઆવાડમાં કેળવણી લીધી હતી. ૧૯૦૩ ના સાલમાં મેટ્રીકની પરિક્ષા પસાર કીધા પછી ૧૮ વરસની વયે તેઓ પોતાના પીતાની પેઢીમાં જોડાયા હતા. ઇસ્ટ ઇંડયા કોટન એસોસીએશન સાથના તેઓના ઘાડા સંબંધને અંગે તેમજ તેઓની કુનેહ અને બાહોશીને લીધેજ મુંબઇના રૂના વેપારમાં કેટલાક સુધારા થવા પામ્યા હતા. ૧૯૩૧ ના સાલમાં એવણની તે વખતની મુંબઇની લેજીસ્લેટીવ કાઉન્સીલમાં સરકાર તરફથી એક એક્ષપર્ટ તરીકે એક સભાસદ દાખલ નેમણુંક કરવામાં આવી હતી. થોડાક વખત માટે તેમણે ઇસ્ટ ઇંડયા કોટન એસોસીએશનના પ્રેસીડન્ટનો ઓધ્ધો પણ ભોગવ્યો હતો, જો કે આ સંસ્થા હસ્તીમાં આવી ત્યારથી છેલ્લાં ૧૫ વરસો થયાં તેઓ તેના વાઇસ-પ્રેસીડન્ટ છે. સેન્ટ્રલ બેન્ક ઓફ ઇંડયા લીમીટેડ અને બીજી ઘણી કુંપનીઓના તેઓ એક ડીરેકટર છે. તે ઉપરાંત મુંબઇના યાર્ન એક્ષચેન્જ લીમીટેડના તેઓ એક ચેરમેન અને ડીરેકટર છે. અંધેરી ખાતે એક હાઇ-સ્કુલ ઉભી કરવા માટે એવણ તેમજ એવણના ભાઈઓએ રૂ. ૧૨૦૦૦૦ની રકમની બક્ષેશ કીધી હતી.

સરનામું:—૧૦૬, ભુલેશ્વર રોડ, મુંબઇ.

**મહાજની, મી૰ ગણેશ સખારામ,** એમ. એ. (કેન્ટબ); પી એચ. ડી (કેન્ટબ); બી. એ. (બોમ્બે); એમ. એલ. સી.—તેઓનો જન્મ ૧૮૯૮ માં થયો હતો. તેમણે સતારાની હાઇસ્કુલમાં, પુનાની ફરગ્યુસન કોલેજમાં, તેમજ કેમ્બ્રીજની સેન્ટ જોન્સ કોલેજમાં કેળવણી લીધી હતી. ૧૯૨૯ માં એવણ ફરગ્યુસન કોલેજના પ્રીનસીપાલ નેમાયા હતા, ૧૯૩૭ માં તેવણ મુંબઇની લેજીસ્લેટીવ કાઉન્સીલના એક સભ્ય ચુંટાયા હતા. યુનીવરસીટી ત્રેનીંગ કોરના લેફટન્ટ તરીકે તેમણે કીંગ્સ કમીશન મેળવ્યું હતું. તેઓ ફીલીપ બેલીસના એક રીસર્ચ સ્ટુડન્ટ હોવા ઉપરાંત ૧૯૨૬ ના સાલના સ્મીટસ પ્રાઇઝમેન પણ હતા.

સરનામું:—ફરગ્યુસન કોલેજ, પુના.

**જીજીભાઇ, મી૦ જે. આર. બી.—** એવણુનો જન્મ ૧૮૮૫માં થયો હતો.



તેમણે મુંબઇની સેન્ટ ઝેવીઅર્સ સ્કુલ, સેન્ટ ઝેવીઅર્સ કોલેજ અને પુનાની દખ્ખણ કોલેજ તેમજ લંડનની સ્કુલ ઓફ ઇકોનોમીકસ એન્ડ પોલીટીકલ સાયન્સ મધ્યે કેળવણી સંપાદન કીધી હતી. ૧૯૨૧ના સાલથી તેઓ હીંદની નેશનલ લીબરલ ફેડરેશનની ઓલ ઇંડયા કાઉન્સીલના એક સભાસદ છે. ૧૯૨૫ના સાલથી બહેરામજી જીજીભાઇ ઇનસ્ટીટ્યુશનના તેવણ મેનેજીંગ ટ્રસ્ટી છે એમ્બે પ્રેસીડન્સી રીલીઝડ પ્રીઝનર્સ એડ સોસાયટીના તેઓ ઓનરરી ટ્રેઝરર છે. એ ઉપરાંત તેઓ અનેક કુંપનીઓના ડીરેકટર તેમજ ધર્માદા ખાતાંઓના ટ્રસ્ટી પણ છે. ૧૯૧૯ના સાલથી વેસ્ટર્ન ઇંડયા નેશનલ લીબરલ એસોસીએશનના તેઓ સેક્રેટરી છે. ૧૯૩૩માં તેવણ એક સુપ્રેહના અમલદાર તરીકે અને ૧૯૩૪માં ઓનરરી પ્રેસીડન્સી મેજીસ્ટ્રેટ તરીકે નીમાયા હતા. મુંબઇ સરકારે ઇલાકાની જેલોના બીન-સરકારી વીઝીટર તરીકે તેવણુની નીમણુંક કીધી હતી. તેમણે સર ચીમનલાલ સેતલવડની 'biography' યાને જીવનવૃ-તાંત લખ્યું છે.

સરનામું:—એલીસ બીલ્ડીંગ, હોર્નબી રોડ, કોટ, મુંબઇ.

**કણીઆ, ધી ઓનરેબલ મી૦ જસ્ટીસ હરીલાલ જેકીસનદાસ,** બી. એ. એલ. એલ. બી., એડવોકેટ (ઓ. એસ.)— ઓ૦ મી૦ જસ્ટીસ કણીઆનો જન્મ ૧૮૯૦ની સાલમાં થયો હતો. તેમણે મુંબઇ અને



ભાવનગર ખાતે કેળવણી લીધી હતી. ૧૯૨૫ના સાલમાં તેઓ સર ચુનીલાલ બી. મહેતાની વડી પુત્રી સાથ શાદીના ગાંઠથી જોડાયા હતા. ૧૯૩૦ના સાલમાં તેમની મુંબઇની હાઇકોર્ટના એક એકટીંગ જજ તરીકે નેમણુંક થઇ હતી, કે જે ઓધ્ધા ઉપર ૧૯૩૩ના સાલમાં તેઓની કાયમના જજ તરીકે નેમણુંક થઇ હતી. હાલમાં એ હોદ્દો તેઓ ઘણીજ બાહોશીથી ભોગવી રહયા છે.

સરનામું:—રીજ રોડ, મુંબઇ.

**રેડીમની, લેડી હીરાંબાઇ કાવસજી—** એમનો જન્મ ૧૮૯૩ માં મુંબઇમાં થયો હતો. તેમણે કવીનમેરી હાઇસ્કુલમાં



વિદ્યાભ્યાસ કર્યો હતો. પ્રજાહીતના કાર્યોમાં લેડી હીરાંબાઇ સારો ભાગ લઇ રહયાં છે. તે ઉપરાંત પોતાના પતિ સર કાવસજી જહાંગીરની જાહેર પ્રવૃત્તિઓમાં પણ બનતો સાથ આપે છે. પ્રાંતની બાળકોની સંસ્થાઓ અને પ્રેસીડન્સી બેબી એન્ડ હેલ્થવીક સાથે નીકટનો સંબંધ ધરાવે છે. એન. જે. વાડીઆ સ્કુલ (દાદર) એન્ડ ઝોરાસ્ત્રીયન ફીઝીકલ કલ્ચર સોસાયટી વીમેન્સ વિભાગના પ્રમુખ છે. બાઇ મોટલીબાઇ વાડીઆ હોમ ફોરડેસ્ટીટ્યુટ પારસી વીમેનનાં સ્થાપક છે. બેરામજી જીજીભાઇ હોમ માટુંગા અને સેવાસદન કાઉન્સીલના ઉપ-પ્રમુખ તરીકે સેવા બજાવે છે. ૧૯૧૫ માં તેમને એમ. બી. ઇ. નો ઇલ્કાબ એનાયત થયો છે અને ૧૯૨૫ માં કૈસરે હિંદનો સુંવર્ણચંદ્રક અને જે. પી. નો ખેતાબ અર્પણ થયો છે. ના૦ શહેનશાહની તાજપોષીની શુભ ક્રીયા વખતે હિંદના પ્રતિનિધિ તરીકે સર કાવસજી ઇંગ્લાંડમાં ગયા હતા અને લેડી હીરાંબાઇ તેમની સાથે ગયાં હતાં. લેડી હીરાંબાઇ મુંબઇ શહેરના એક આગેવાન બાનુ સામાજીક કાર્યકર છે અને કોમી તથા જાહેર સામાજીક સેવાનાં કાર્યોમાં તેઓ ઘણીજ ઉલટ લે છે. સ્ત્રી ઉન્નતીના સવાલમાં તેઓ ઘણીજ રસ લે છે.

સરનામું:—નેપીઅન્સી રોડ, મુંબઇ.

**મહાલક્ષ્મીવાલા, મી૦ પેસ્તનજી ધનજીભાઇ—**એવણનો જન્મ ૧૮૬૧ માં થયો હતો. તેમણે મુંબઇમાં કેળવણી લીધી હતી. ચારટર્ડ બેન્ક ઓફ ઇંડયામાં માત્ર રૂ. ૧૫ના પગારથી નોકરીની શરૂઆત ૧૮૮૦ ના સાલમાં કીધી હતી. જે પછી ૧૯૦૫ ના સાલમાં તેઓ મુંબઇની ટ્રામ્વે કુંપનીમાં માસીક રૂ ૨૬૦ના પગારે જોડાયા હતા. ૧૯૧૬ ના સાલમાં માસીક રૂ. ૭૫૦ના પગારે તેઓની ટ્રામ્વે કુંપનીના સેક્રેટરી તરીકે નેમણુંક થઇ હતી, જે પગાર ૧૯૨૪ માં વધીને રૂ. ૨૩૦૦નો થયો હતો. ૧૯૩૫ ના સાલમાં તેવણ પારસી મેત્રીમોનીયલ કોર્ટના એક ડેલીગેટ તરીકે ચુંટી કઢાયા હતા. તેઓ હાલમાં ટ્રામ્વે કંપનીમાંથી રીટાયર થયા છે.

સરનામું:—મોતીવાલા મેનશન, ગોવાલ્યા ટેન્ક રોડ, મુંબઇ.

**વાડીઆ, ઓનરેબલ મી૦ જસ્ટીસ બમનજી જમશેદજી,** એમ. એ., એલ એલ. બી., બાર-એટ-લો—એવણુનો જન્મ ૧૮૮૧ના સાલમાં થયો હતો.



એમણે મુંબઇમાં સેન્ટ ઝેવ્યર્સ હાઇસ્કુલ તથા સેન્ટ ઝેવ્યર્સ કૉલેજમાં કેળવણી લીધી હતી. ૧૮૯૬ માં એઓ મેત્રીકની પરીક્ષામાંથી અને ૧૯૦૦ના સાલમાં બી. એ.ની પરિક્ષામાંથી પસાર થયા હતા. બી. એ. ની પરિક્ષામાં તેઓ આખા મુંબઇ ઇલાકામાં ફર્સ્ટ કલાસ ફર્સ્ટ આવ્યા હતા. તે પછી ૧૯૦૧ માં એમ. એ.ની અને ૧૯૦૩ માં એલ એલ બી.ની પરિક્ષાઓ એમણે પસાર કીધી હતી. તે પછી તેઓ કાયદાના ચઢીયાતા અભ્યાસ અર્થે વીલાયત ગયા હતા. વીલાયતમાં બેરીસ્ટરની પરિક્ષા પસાર કરી આવ્યા પછી તેઓ મુંબઈ આવ્યા હતા અને ૧૯૦૭ના સાલથી હાઇકોર્ટમાં પ્રેકટીસ શરૂ કીધી હતી. મુંબઇની સેન્ટ ઝેવ્યર્સ કૉલેજ તેમજ મુંબઇની ગવરમેન્ટ લૉ કૉલેજમાં તેમણે પ્રોફેસર તરીકે કામ કીધું હતું એટલુંજ નહી પણ ૧૯૧૯થી ૧૯૨૫ના સાલ સુધી તેમણે લૉ કૉલેજના પ્રીન્સીપાલનો ઓધ્ધો ભોગવ્યો હતો. ૧૯૨૩થી તેવણ મુંબઇની યુનીવર્સીટીની સેનેટના અને ૧૯૩૧થી યુનીવર્સીટી સીન્ડીકેટના એક સભ્ય છે. ૧૯૨૮ના સાલથી તેઓ મુંબઇની હાઈકોર્ટના વખતો વખત એકટીંગ જડજ નીમાતા રહયા હતા ૧૯૩૧ના સાલના જુન મહીનાથી તેઓની નીમણુંક મુંબઇની હાઇકોર્ટના કાયમી જડજ તરીકે થઇ હતી જે ઓધ્ધો તેઓ અત્યાર સુધી ભોગવી રહયા છે. મરહુમ સર ફીરોઝશાહ મહેતાએ ઉભી કીધેલી લીબરલ પાર્ટીના તેઓ એક સભાસદ હતા. સાહિત્ય તેમજ ઇતીહાસના વિષયોમાં તેઓ ઘણો રસ લે છે. ૧૯૧૦ની સાલમાં તેઓના લગ્ન રાજકોટના વતની શેઠ હોરમસજી વાડીઆની પુત્રી બાઈ રતનબાઇ સાથ થયાં હતાં. જેમને બે પુત્રો થયા હતા. તેમાંના એક પુત્ર મી૦ જહાંગીર બેરીસ્ટર છે જ્યારે બીજા સેન્ટ્રલ બેન્કમાં બેન્કીંગના ધંધાની તાલીમ લે છે. ૧૯૨૦માં તેમના ધણીયાણી બાઇ રતનબાઇના ગુજર પામવા પછી ૧૯૨૬માં તેઓએ સીકન્દરાબાદવાલા શેઠ નવરોજી ચીનાઇની પુત્રી બાઈ પેરીનબાનુ સાથ લગ્ન કીધાં હતાં. જેમનાથી તેઓને ત્યાં એક બેટા બેટીની વૃધ્ધી થઇ છે. ઓ૦ મી૦ બમનજી ઘણા દયાળુ છે. તેમને વાંચનનો ઘણો શોખ છે અને તેઓ એક સારા લેખક છે. તેમના પિતાજી ચાલુ સાલમાંજ મરણ પામ્યા છે.

સરનામું:—૩૭, ન્યુ મરીનલાઇન્સ, મુંબઇ.

**ગોર, શ્રી૦ નંદવદન ઝવેરલાલ,** બી. એ., એલ એલ. બી.—શ્રી૦ ગોરને જન્મ સને ૧૮૯૫ માં નડીઆદ મુકામે



થયો હતો. એમના પિતા એક જમીનદાર હતા. શ્રી. ગોરે નડીઆદની હાઈસ્કુલમાંથી મેટ્રીકની પરીક્ષા પસાર કર્યા પછી અમદાવાદ અને જુનાગઢમાં કોલેજની કેળવણી લીધી હતી અને ગ્રેજ્યુએટ થયા પછી તેમણે કાયદાનો અભ્યાસ મુંબઇમાં કર્યો હતો. તેઓ ૧૯૧૭ માં બી. એ. અને ૧૯૧૯ માં એલ એલ. બી. થયા હતા. કેળવણી લીધા પછી તેમણે ત્રણેક વર્ષ નોકરી કરી હતી જે પછી તેમણે "ગોર અને કંપની" નામની એક સ્વતંત્ર પેઢી કાઢી હતી અને આયાતનીકાશનો સ્વતંત્ર ધંધો શરૂ કર્યો હતો. ૧૯૨૪ માં તેમણે પ્રેસીડેન્સી પ્રોવીડન્ટ એન્ડ જનરલ ઇનસ્યુરન્સ કું૦ લી૦ નામની કંપની સ્થાપી હતી અને આમવર્ગની સેવા બજાવવામાં પ્રોવીડન્ટ કંપનીઓ કેટલો મોટો ફાળો આપી શકે છે તે શ્રી૦ ગોરે આ કંપની મારફત બતાવી આપ્યું છે. એ કંપનીના તેઓ મેનેજીંગ ડીરેકટર છે અને તેને પગભર કરવા માટે શ્રી૦ ગોરે મોટો ભોગ આપ્યો છે. વર્ષો સુધી તેમણે કોઇપણ જાતનું એલાવન્સ કે લવાજમ લીધાં હતાં નહી અને તે ભોગને પરીણામે "પ્રેસીડેન્સી પ્રોવીડન્ટ" આજે પહેલા નંબરની પ્રોવીડન્ટ વીમા કંપનીનું સ્થાન ધરાવે છે. પ્રોવીડન્ટ વીમા કંપનીઓ ૧૯૩૦ ની સાલના અરસામાં જે ક્રાઇસીઝમાંથી પસાર થઇ હતી તે ક્રાઇસીઝ "પ્રેસીડેન્સી પ્રોવીડન્ટ" ને નડયો હતો નહીં અને આમવર્ગને ઠગનારી બોગસ પ્રોવીડન્ટ વીમા કંપનીઓ સામે શ્રી૦ ગોરે લડત ચલાવી હતી.

તે પછી શ્રી૦ ગોરની નજર પીન અને કલીપ બનાવવાના ઉદ્યોગ તરફ દોડી. પીન અને કલીપનું આપણા દેશમાં એક પણ કારખાનું હતું નહીં. તે કારખાનું સ્થાપવા માટે તેમણે શરૂઆતમાં પરદેશી એક્ષપર્ટો બોલાવ્યા અને પરદેશથી મશીનરી પણ મંગાવી. આજે એ કારખાનું પરદેશીઓની મદદ વગર ચાલે છે અને આવા પ્રકારનું તે એકલુંજ કારખાનું હિન્દમાં છે.

એ ઉદ્યોગ ઠરીઠામ થયા પછી શ્રી૦ ગોરે કાચનું એક જંગી કારખાનું કાઢવાનો વિચાર કર્યો અને ગોધરા પાસે સંતરોડ આગળ તે માટેની વીશાળ જગ્યા મળતાં અપ-ટુ-ડેટ મશીનરી મંગાવી કારખાનું ચાલુ કરી દીધું. આ કારખાનું બંગડીઓ, બાટલીઓ, કપ-રકાબી, પેપરવેટ, બરણી અને કાચનો દરેક સામાન બનાવે છે અને હિંદમાં આવાં મોટાં કારખાનાં ઘણાંજ જુજ છે.

"પ્રેસીડેન્સી પ્રોવીડન્ટ" આબાદ થયા પછી એક અપ-ટુ-ડેટ લાઈફ ઇનસ્યુરન્સ કું૦ કાઢવાનો શ્રી૦ ગોરે વિચાર કર્યો અને

"પ્રેસીડેન્સી લાઈફ ઇનસ્યુરન્સ કુ૦ લી૦"ની સ્થાપના કરી. "પ્રેસીડેન્સી લાઇફ" અને "પ્રેસીડન્સી પ્રોવીડન્ટ" કંપનીઓ નીયમીત વેલ્યુએશન કરી તેના પોલીસી હોલ્ડરોને સારૂં બોનસ આપે છે

તે ઉપરાંત શ્રી૦ ગોરે "પ્રોપરટી એન્ડ લોન્સ લી૦" નામની એક બીજી કંપની અને છાપખાનું પણ ચલાવે છે. તેઓ કેટલીક જોઇન્ટ સ્ટોક કંપનીઓના ડીરેકટર પણ છે. શ્રી૦ ગોર સ્વદેશીના જબરા હીમાયતી છે અને હીંદુસ્તાનના જુદાજુદા ભાગોમાં બનતો માલ એકજ સ્થળે રજુ થાય તો કારખાનાવાળાઓ અને જાહેર પ્રજા એકજ સ્થળે એકબીજાનાં સમાગમમાં આવી આપણા દેશી માલના પ્રચાર સાથ દેશી માલનાં બજારો પણ મળી રહે. આ હેતુથી બીજા કેટલાક ગ્રહસ્થોની સાથે મળી તેમણે 'ઇન્ડીઅન ઇન્ડસ્ટ્રીઝ ફેર લી૦' નામની કંપનીની સ્થાપના કરી છે અને તે કંપનીના તેઓ પ્રમુખ છે. આ કંપની તરફથી અત્યાર સુધીમાં મુંબઇમાં પાંચ અને અમદાવાદમાં એક મળી છ સ્વદેશી પ્રદર્શનો ભરાયાં છે અને તે બધાં સફળ નીવડયાં છે.

આ બધા ધંધાઓ સંભાળવા સાથ જાહેર પ્રજાની અને વ્યાપારી આલમની સેવા બજાવવાની તેઓ ધગશ ધરાવે છે. તેમની નાગર જ્ઞાતિની સંસ્થાઓમાં તેઓ આગળ પડતો ભાગ લે છે. દેશી વેપારી ચેમ્બર, પેસેન્જર્સ એન્ડ ટ્રાફીક રીલીફ એસોસીએશન, એસોસીએશન ઓફ ઇન્ડીઅન ઇન્ડસ્ટ્રીઝ વગેરે સંસ્થાઓના સભાસદ હોવા ઉપરાંત તેઓ એ સંસ્થાઓની કારોબારી કમીટીઓમાં પણ સ્થાન ધરાવે છે. વીમાના ક્ષેત્રમાં પણ શ્રી૦ ગોર અગ્રસ્થાન ધરાવે છે અને ઇન્ડીઅન લાઇફ ઓફીસીઝ એસોસીએશનના તેઓ ઓનરરી સેક્રેટરી છે.

સરનામું:—તુલસી વિહાર, મરીનડ્રાઇવ, મુંબઇ.

**રૂઇયા, શેઠ રામનિવાસ રામનારાયણ,** જે. પી.—શેઠ રામનાવાસનો જન્મ સંવત ૧૯૬૭માં મુંબઇમાં થયો હતો. એમના સ્વ૦



પિતા શેઠ રામનારાયણુ રૂઇયા રૂના આગેવાન વેપારી હતા અને શેઠ રામનિવાસ પિતાનોજ ધંધો કુનેહપુર્વક આગળ ધપાવી રહયા છે. શેઠ રામનિવાસ પહેલા પુત્ર હોવાથી એમના પિતાએ એમને ખુબ લાડથી ઉછેર્યા હતા. શેઠ રામનિવાસે મુંબઇના મારવાડી વીદ્યાલયમાં મેટ્રીક સુધી અભ્યાસ કર્યો હતો અને પિતાજીનું સ્વાસ્થ્ય ખરાબ હોવાથી તેમની આજ્ઞા અનુસાર નાની વયે તેઓ પિતાના ધંધામાં જોડાઇ ગયા હતા અને થોડા વખતમાં પિતાનો ધંધો કુશળતાપુર્વક સંભાળવા લાગ્યા

હતા. પિતાશ્રીના અવસાન બાદ તેમની ઇચ્છા મુજબ બધો વેપાર એક લીમીટેડ પેઢીને તેમણે સુપ્રત કરી દીધો હતો. સને ૧૯૨૯ માં રામનારાયણ સન્સ લીમીટેડની સ્થાપના થઇ હતી અને શેઠ રામનિવાસ એના મેનેજીંગ ડીરેકટર બન્યા હતા સને ૧૯૩૪માં આ લીમીટેડ કંપનીએ ફીનીક્ષ મીલની એજન્સી ઉપરાંત બ્રેડબરી મીલની એજન્સી લીધી છે. અત્યારે તેઓ આ મીલના વહીવટ સાથે બેંકીંગનો ધંધો સફળતાપૂર્વક સંભાળી રહયા છે. શેઠ રામનિવાસ ઇંડીઆ બેંક, આંધ્રાવેલી પાવર સપ્લાય કુંપની, ન્યુ ઇંડીઆ ઇન્સ્યુરન્સ કુંપની, હીંદુસ્થાન સુગર મીલ્સ, આઉધ સુગર મીલ, બછરાજ એન્ડ કુંપની, ફીનીક્ષ મીલ્સ, સ્વાન મીલ્સ, ગોલ્ડ મહોર મીલ્સ લી૦, વિગેરે કંપનીઓમાં ડીરેકટર છે. એમના પિતાની યાદગીરી અર્થે વીસ લાખનું "રામનારાયણ ચેરીટેબલ ટ્રસ્ટ" સ્થાપવામાં આવ્યું છે. આ ટ્રસ્ટના ટ્રસ્ટીઓમાં શેઠ રામનિવાસ પણ છે અને બીજા ટ્રસ્ટીઓમાં તેમના માતુશ્રી, શેઠ જમનાલાલ બજાજ અને શેઠ પાલીરામ મુનીમ છે. આ ટ્રસ્ટમાંથી રામનારાયણ કોલેજ ફંડમાં રૂપીઆ બે લાખ આપવામાં આવ્યા છે, એમના વતન રામગઢમાં હરનંદરાયજી રૂઇયા સંસ્કૃત કોલેજ અને જયપુર "કન્યા પાઠશાળા" ખોલવામાં આવી છે અને ભૃગુ ક્ષેત્ર તથા રૂષીકેશ એ બે સ્થળે અન્નક્ષેત્ર ચાલે છે. એ ઉપરાંત એમની બીજી અનેક પ્રકારની સખાવતો છે. શેઠ રામનિવાસના લગ્ન કલકત્તાના જાણીતા અગ્રેસર રાયબહાદુર સર હરિરામના પુત્ર શેઠ ઘનશ્યામદાસ ગોએન્કાના પુત્રી શ્રીમતિ કમલાબાઇ સાથે સને ૧૯૨૪ માં થયા હતા. તેમને બે પુત્ર અને એક પુત્રી છે. શેઠ રામનિવાસ મારવાડી સમાજમાં પણ સારી પ્રતિષ્ઠા ધરાવે છે. તેઓ એક પ્રતિભાશાળી વ્યકતી છે અને રાષ્ટ્રીય વિચારના ઉત્સાહી યુવક છે. સને ૧૯૩૯ માં એમને જે.પી નો ઇલ્કાબ આપવામાં આવ્યો છે.

શેઠ રામનારાયણજીના ચાર પુત્રોમાંથી શ્રી૦ રામનિવાસજી ઉપરાંત શ્રી૦ મદન-મોહનજી અને શ્રી૦ રાધાકૃષ્ણજી અત્યારે પિતાજીના ધંધામાં પરોવાઇ ગયા છે. ચોથા પુત્રનું નામ સુશીલકુમાર છે. અને તેઓ હજી અભ્યાસ કરે છે

**શેઠ મદનમોહનજી રૂઇયા**—તેમનો જન્મ સંવત ૧૯૭૧ માં થયો હતો. તેઓ



ગ્રેજ્યુએટ છે અને ભારે ખંતથી વેપાર ઉદ્યોગમાં ધ્યાન આપી રહયા છે. તેઓ ફીનીક્ષ, ડોનમીલ, રામનારાયણ સન્સ, કોટન એક્ષપોર્ટ એન્ડ ઇમ્પોર્ટ લી૦, કેનેરા પેપર એન્ડ પલ્પ મીલ્સ લી૦ વિગેરે કંપનીઓના ડીરેકટર છે.

**શેઠ રાધાકૃષ્ણજી**—બ્રેડબરી મીલ્સ લીના તેઓ ડીરેકટર છે. એમનો જન્મ



સંવત ૧૯૭૩ માં થયો હતો

સરનામું:—આનંદ ભુવન, માઉન્ટ પ્લેઝન્ટ રોડ, મુંબઈ.

**ઝવેરી, દીવાનબહાદુર કૃષ્ણલાલ મોહનલાલ**, એમ. એ., એલ એલ. બી., જે. પી., સ્મોલકોઝીઝ કોર્ટના નિવૃત્ત જજ, મુંબઇ હાઈકોર્ટના આગલા જજ અને પાલણપુર રાજયના સલાહકાર—એમનો જન્મ ૧૮૬૮ માં થયો હતો. ૧૮૮૬ માં એમના લગ્ન થયાં હતાં તેમણે સુરત, ભરૂચ, ભાવનગર, અને મુંબઇ ખાતે કેળવણી મેળવેલી અને બી. એ. ની ડીગ્રી પહેલા વર્ગમાં આવીને પસાર કરેલી. તેમનો પર્શીઅનનો અભ્યાસ ઘણો સારો છે. તેમણે એ વિષે ભાષણો પણ આપ્યાં છે. ૧૮૯૩ થી ૧૯૦૫ સુધી તેમણે મુંબઇ હાઇકોર્ટની એપેલેટ સાઇડમાં એડવોકેટ તરીકે પ્રેક્ટીસ કરેલી. ૧૯૦૫ માં સ્મોલકોઝીઝ કોર્ટના જજ નીમાયા હતા. મુંબઇ યુનીવર્સીટીની એકેડેમીક કાઉન્સીસીલના સભ્ય હતા. લોની ફેકલ્ટીના ડીન, યુનીવર્સીટીના ગુજરાતી સ્ટડીઝની બોર્ડના અને લાઇબ્રેરી કમીટીના ચેરમેન હતા. તેઓ ગુજરાતી, મરાઠી, હિંદી, બંગાળી, ઉર્દુ, ઇંગ્લીશ અને પર્શીઅન ભાષાઓ જાણે છે. મુંબઇની આશરે ૩૫ જાહેર સામાજીક અને કેળણીની સંસ્થાઓ અને ધર્માદા ટ્રસ્ટો સાથે સંબંધ ધરાવે છે. ગુજરાતી સાહીત્યના ક્ષેત્રમાં તેમનું સ્થાન ઉંચુ છે.

સરનામું:—કાંદાવાડી, ગીરગામ, મુંબઇ ૪.

**કોહાવાળા, શ્રી. ફીરોઝ ધનજીશાહ**, બી. એ., એલ એલ. બી, રાજપીપલા સ્ટેટના દિવાન—એમનો જન્મ ૧૮૮૬ માં થયો હતો. ઉત્તાકામંડવાળા મરહુમ મી૦ કે. આર. કામાના પુત્રી તેહમીબાઇ સાથ તેમણે લગ્ન કર્યાં હતાં. રાજપીપલા હાઇસ્કુલ, મુંબઇની એલ્ફીન્સ્ટન કોલેજ અને સરકારી લો કોલેજમાં અભ્યાસ કર્યો હતો અને મુંબઈની હાઈકોર્ટમાં ૧૯૧૨ થી ૧૯૧૫ સુધી પ્રેકટીસ કરી હતી. ૧૯૧૬ માં એમની રાજપીપલાના મહારાજાના ખાનગી સેક્રેટરી તરીકે નીમણુંક થઇ હતી. ૧૯૨૭ માં રાજપીપલાના નાયબ દીવાન હતા અને ૧૯૩૦ માં દિવાન બન્યા હતા કે જે હોદ્દા ઉપર હજુ છે.

સરનામું:—રાજપીપલા

**વાસુદેવ, ઓનરેબલ મી૦ જસ્ટીસ કેશવરાવ બાલકૃષ્ણ,** બી. એ., એલ એલ. બી.—એવણુનો જન્મ ૧૮૮૩ના સાલમાં થયો હતો. મુંબઇની જોન કોનન



સ્કુલમાંથી ૧૮૯૯ના સાલમાં મેટ્રીકની પરિક્ષા પસાર કરી મુંબઇની એલફીનસ્ટન અને સેન્ટ ઝેવ્યર્સ કાલેજમાં દાખલ થયા હતા અને જેમાંથી બી. એ. ની પરિક્ષા માનસહિત પસાર કરી એલ એલ. બી. ની પહેલી પરિક્ષામાં એવણુ પહેલા વર્ગમાં આવ્યા હતા. જ્યારે એલ એલ. બી. ની બીજી પરિક્ષામાં પહેલા વર્ગમાં મોખરે આવીને જડજ સ્પેનસર પ્રાઇઝ મેળવ્યું હતું. ૧૯૦૭ના સાલમાં તેઓ પ્રોવીનશ્યલ સીવીલ સરવીસમાં જોડાયા હતા, જે પછી તેઓની પુના, અમદાવાદ, અહમદનગર વીગેરે જગ્યાઓએ એસીસ્ટન્ટ સેશન્સ જડજ તરીકે નેમણુંક થઇ હતી. ૧૯૧૮ના સાલમાં તેઓની એકટીંગ જડજ તરીકે નેમણુંક થઇ હતી. ૧૯૨૪ના સાલમાં તેવણુને કાયમી ડીસ્ટ્રીકટ અને સેશન્સ જડજનો ઓધ્ધો બક્ષવામાં આવ્યો હતો. જે પછી ૧૯૩૧માં તેઓની ફર્સ્ટ ગ્રેડ જડજ તરીકે અને પાછળથી ૧૯૩૬ના સાલમાં મુંબઈની હાઈકોર્ટ મધે એક જડજ તરીકે નેમણુંક કરવામાં આવી હતી. પ્રોવીનશ્યલ સરવીસના ડીસ્ટ્રીકટ અને સેશન્સ જડજોમાંથી હાઈકોર્ટના જડજનો ઓધ્ધો ભોગવનાર ઓ૦ મી૦ જસ્ટીસ રાનાડે પછી એઓજ છે. ઓ૦ મી૦ જસ્ટીસ વાસુદેવના લગ્ન ૧૯૦૮ના સાલમાં શ્રીમતિ કામાબાઇ સાથ થયાં હતાં કે જેઓ તેમની ન્યાતમાંથી મેટ્રીક થનાર પહેલાંજ બાનુ હતાં.

સરનામું:—૪૬ સી, વોર્ડન રોડ, મુંબઇ.

**નાઇટ, સર હેનરી ફ્રોલે,** બી. એ. (કેન્ટરબરી), આઇ. સી. એસ., સી. આઇ. ઇ.—મુંબઇના ના૦ ગવર્નરના તેઓ સલાહકાર છે. તેમનો જન્મ ૧૮૮૬માં થયો હતો. સર રોબર્ટ બેલની પુત્રી જેસી સ્પેન્સી સાથે તેમના લગ્ન થયાં છે. એમણે કેમ્બ્રીજની હેઇલબરી અને કેઇસ કાલેજોમાં કેળવણી લીધી છે. ૧૯૧૫ થી ૧૯૧૯ના યુધ્ધ દરમ્યાન અનામત હિંદી લશકરના ઓફીસર હતા, રોયલ ફલાઈંગ કોર અને રોયલ ફલાઈંગ ફોર્સમાં પણ જોડાયા હતા અને મુંબઇ સરકારના જુદા જુદા ખાતાંઓમાં નીમાયા હતા અને મુંબઇ સરકારના જનરલ ડીપાર્ટમેન્ટના મંત્રી હતા અને મુંબઇના આબકારી ખાતાના કમીશનર નીમાયા હતા. કોંગ્રેસે ઓધ્ધા છોડયા પછી ના૦ ગવર્નરના સલાહકાર નીમાયા હતા. ૧૯૪૧માં ના૦ શહેનશાહની જન્મોત્સવની ખુશાલીમાં સરકારે તેમને નાઇટ બનાવ્યા હતા.

સરનામું:—ભાયખલા કલબ, મુંબઇ.

**પાટકર, સર સીતારામ સુંદરરાવ,** નાઇટ. બી. એ., એલ એલ. બી.— એવણનો જન્મ ૧૮૭૩ ના સાલમાં મુંબઇમાં થયો હતો મુંબઇના એલફીનસ્ટન હાઇસ્કુલ, એલફીનસ્ટન કોલેજ, અને ગવર્નમેન્ટ લો કોલેજમાં કેળવણી લઇ તેમણે ૧૮૯૭ના સાલમાં મુંબઇની હાઇકોર્ટની એપેલેટ સાઇડ ઉપર પ્રેકટીસ કરવા માંડી હતી. ૧૯૧૩ માં એવણની સરકારી વકીલ તરીકે અને તે પછી ૧૯૨૬ની સાલમાં મુંબઇની હાઇકોર્ટના એક વધારાના જડજ તરીકે નેમાણુંક થઇ હતી કે જે વરસના નવેમ્બર મહીનામાં તેઓની એક કાયમી જડજ તરીકે નેમાણુંક થઇ હતી. ૧૯૩૧ના જુન મહીનામાં તેઓ મુંબઇની હાઇકોર્ટના કામચલાઉ વડા જડજ તરીકે પણ નીમાયા હતા. મુંબઇની હાઇકોર્ટનું ન્યાયાસન લગભગ આઠ વરસ સુધી શોભાવ્યા પછી તેવણ ૧૯૩૩ના સાલમાં સરકારી ફરજોમાંથી નીવૃત્ત થયા હતા. ઇન્ડીયન વીમેન્સ યુનીવર્સીટીના તેઓ પહેલા વાઇસ-ચાનસેલર અને તે પછીથી ચાનસેલર તરીકે ચુંટી કઢાયા હતા. એ ઓધ્ધો તેઓ હાલ પણ ભોગવી રહયા છે. સરકાર તરફથી જુદી જુદી જાહેર સંસ્થાઓની ખટપટોનું સમાધાન કરવા નેમાયલી અનેક કમીટીઓમાં તેઓની નેમાણુંક કરવામાં આવી હતી. તેઓની સેવાઓની સ્તુતી દાખલ ૧૯૩૯ ના સાલમાં તેવણને સર નાઇટનો ઉંચ્ચ ખેતાબ બક્ષવામાં આવ્યો હતો.

સરનામું:—હયુઝ રોડ, મુંબઇ.

**એનજીન્યર મી૦ નશરવાનજી ફીરોઝશાહ**—મી૦ એનજીનીઅરે એક સોલીસીટર તરીકે પોતાની કારકીર્દી શરૂ કીધી હતી.



તેવણ મુંબઇની જાણીતી 'લીગલ ફર્મ્સ' સાથ સંબંધ ધરાવતા હતા. મુંબઇની હાઇકોર્ટની ઓરીજીનલ સાઇડ ઉપર એક એડવોકેટ તરીકે ૧૯૨૧ માં તેમણે પોતાનું નામ "એનરોલ" કરાવ્યું હતું. જે પછી ૧૯૩૬ના સાલમાં મુંબઇની હાઇકોર્ટના એક જડજ તરીકે તેઓની નેમણુક થઇ હતી. પારસી 'એમીલ્યોરેશન' કમીટી મારફતે તેવણ કોમની બહેતરી અર્થે બહુ અચ્છી સેવાઓ બજાવે છે. કોમી સવાલોમાં તેવણ ઘણો ઉલટમંદ ભાગ લઇ રહયા છે. અને પોતાની કોમનાં ભલાં માટે તેઓ પોતાથી બનતું કરે છે.

સરનામું:—વોર્ડન રોડ, મુંબઇ.

**હુકુમચંદ, રાયબહાદુર, રાજ્યભુષણ, રાવરાજા, રાજ્યરત્ન, સર સરૂપચંદજી,** નાઇટ—એવણુનો જન્મ સંવત ૧૯૩૧ માં થયો હતો. માત્ર ૧૫



વરસની નાની વયે એમણે પોતાની ધંધાદારી કારકીર્દીની શરૂઆત કીધી હતી. અફીણુ અને રૂના મોટા ધંધા ઉપરાંત મધ્ય હીંદના રૂના ઉદ્યોગના એક પાયોન્યર તરીકે પણુ તેઓ જાણીતા છે. તેમણે ઈંદોર માલવા યુનાઇટેડ મીલ્સ (૧૯૦૯), હુકુમચંદ મીલ્સ, રાજકુમાર મીલ્સ (૧૯૨૨), અને હીરા મીલ્સ, ઉજ્જન (ગ્વાલીયર સ્ટેટ) ઉભી કીધી હતી. તે ઉપરાંત હુકુમચંદ ઇલેકટ્રીક સ્ટીલ કુંપની લીમીટેડ, સર હુકુમચંદ જયુટ મીલ્સ અને સર હુકુમચંદ એશ્યુરન્સ કુંપની, કલકત્તા સાથ પણુ તેઓ સીધો સંબંધ ધરાવે છે. તેવણુ બહોળી રોકાણુવાલા ગ્રહસ્થ છે. કે જેઓ ધર્માદા સંસ્થાઓ પાછળ લાખો રૂપીયા ખરચે છે. ગઈ લડાઇ દરમ્યાન તેમણે રૂ. ૧૧૫૦૦૦૦૦ની રકમની 'વોર લોન્સ' ખરીદ કરીને બ્રીટીશ સરકારને મદદ કીધી હતી. તેઓ ઘણીક જાહેર સંસ્થાઓના પ્રેસીડન્ટ છે. સર સરૂપચદ હુકુમચંદના નામથી ઓળખાતી મુંબઇ, કલકત્તા, ઇન્દોર વીગેરે મથકોએ આવેલી પેઢીઓના હાલના તેવણુ વડા છે.

સરનામું:—ઈંદોર.

**મહેરવાન, શ્રી. નોશરવાન અસ્પંદીઆર,** એમ. બી. ઇ., બી. એ., જે. પી., રોયલ સ્ટેટીસ્ટીકસ સોસાયટીના ફેલો, મુંબઈ સરકારના મજુર ખાતાના મદદનીશ કમીશ્નર અને મુંબઇ ઇંડસ્ટ્રીઅલ ડીસ્પ્યુટસ એકટના રજીસ્ટ્રાર—એમનો જન્મ ૧૮૯૦ માં થયો હતો. અલ્લાહબાદમાં માધ્યમીક કેળવણી લઇ મુંબઇની એલ્ફીન્સ્ટન કોલેજમાં વધુ કેળવણી લીધી હતી. ૧૯૧૨ માં તેઓ સર દોરાબ તાતાના મંત્રી નીમાયા હતા. એ પછી જુદીજુદી કંપનીઓમાં નોકરી કર્યા પછી ૧૯૨૩ માં મુંબઇ સરકારની મજુર કચેરીના "ઇન્વેસ્ટીગેઇટ" નીમાયા હતા. ૧૯૨૭ માં બોમ્બે પ્રેસીડન્સીના ત્રેડ યુનીઅનોના મદદનીશ રજીસ્ટ્રાર અને ૧૯૩૦ માં કામચલાઉ રજીસ્ટ્રાર નીમાયા હતા. ૧૯૨૧ થી ૧૯૨૯ સુધી ચાલેલી હડતાળ તપાસની ફોસેટ સમિતિના મંત્રી હતા. ૧૯૩૧ માં જીનીવા ખાતે મળેલી આંતરરાષ્ટ્રીય મજુર પરિષદમાં ગયેલા હિંદી પ્રતિનિધિ મંડળના સલાહકાર હતા અને ૧૯૩૮ થી ૧૯૪૦ સુધી ચાલેલી બોમ્બે ટેક્ષટાઇલ લેબર ઇન્કવાયરી કમીટીના મંત્રી નીમાયા હતા.

સરનામું:—માઉંટ વિલા, વાંદરા હીલ, વાંદરા.

**મુન્શી, શ્રી. કનૈયાલાલ માણેકલાલ,** બી. એ., એલ એલ. બી., એડવોકેટ—શ્રી૦ મુન્શીનો જન્મ ૧૮૮૭ માં ભરૂચ



મુકામે થયો હતો. જાતે ભાર્ગવ બ્રાહ્મણ છે. બાલ્યાવસ્થા સુરતમાં ગાળ્યા પછી, ભરૂચ, વડોદરા અને મુંબઇમાં કેળવણી લીધી હતી. ૧૯૦૬ માં બી. એ. થયા અને ૧૯૧૦ માં એલ એલ. બી.ની પરીક્ષા પસાર કરી. તેમની કોલેજની કારકીર્દી ઉજ્જવળ હતી. અનેક ઇનામો પણ તેમણે મેળવ્યાં હતાં. ૧૮ વર્ષની ઉમ્મરે સામાજીક ક્ષેત્રમાં તેમણે પ્રવેશ કર્યો. એ અરસામાં ભરૂચમાં એમની પ્રવૃ-તી હતી. એમણે વિદ્યાર્થીઓને સ્હાયરૂપ થવાની પ્રવૃત્તિ ઉપાડી અને એક પુસ્તકાલય પણ સ્થાપ્યું. ૧૯૦૬ માં બંગભંગની ચળવળથી એમના રાષ્ટ્રીય જીવનનો પ્રારંભ થયો હતો. ૧૯૧૦ માં કોંગ્રેસના સભ્ય બન્યા. શરૂઆતમાં થોડી મુશ્કેલી વેઠયા પછી શ્રી૦ ભુલાભાઇ જીવણજી દેસાઇ જેવા પ્રખર ધારાશાસ્ત્રીનો એમને સાથ મળ્યો અને ધારાશાસ્ત્રી તરીકે બહુજ ટુંક સમયમાં પ્રથમ પંકતીમાં આવી પડયા. સાથે સાથે તેમની પ્રવૃત્તિઓ વધતી ગઇ. સામાજીક, રાજકીય ઉપરાંત સાહિત્ય ક્ષેત્રમાં પણ તેમની નામના વધવા લાગી. હોમરૂલ લીગ, બારડોલી સત્યાગ્રહ અને ૧૯૩૦–૩૧ ની સત્યાગ્રહની લડતનો એમનો ફાળો જાણીતો છે. એમના બીજી વારના લગ્ન શ્રીમતી લીલાવતી મુન્શી સાથે થયાં છે. ૧૯૩૭ માં કોંગ્રેસે સત્તાના સુત્રો હાથ ધરતાં મુંબઇ ઇલાકાના ગૃહસચીવને પદે તેમની નીમણુંક થઇ હતી. એ પદેથી એમણે બાહોશીથી કારભાર ચલાવ્યો હતો. ૧૯૪૦ માં ગાંધીજીની હાકલને માન આપી પાછા જેલનિવાસી બન્યા હતા. પણ નાદુરસ્ત તબીયતને લીધે તેમને પાછળથી છોડી મુકવામાં આવ્યા હતા. હુલ્લડોના સંબંધમાં અહીંસાની રાજ્યનીતિ બાબે ગાંધીજી સાથે તેમને મતભેદ પડતાં તેઓ જુન ૧૯૪૧ માં કોંગ્રેસમાંથી નીકળી ગયા હતા. શ્રી૦ મુન્શી ગુજરાતી સાહિત્ય ક્ષેત્રમાં અનોખું સ્થાન ધરાવે છે. "પાટણની પ્રભુતા", "પૃથ્વીવલ્લભ" અને "ગુજરાતના નાથ" એમને ખુબ પ્રસીધ્ધી અપાવી છે.

સરનામું:—રીજરોડ, મુંબઇ.

**દવે, શ્રી. જુગતરામ**—એઓ બોલવા કરતાં સંગીન કાર્ય કરી બતાવવાનું વધુ પસંદ કરે છે. તેઓ વઢવાણના વતની અને જ્ઞાતીએ બ્રાહ્મણ છે. ૧૯૧૭–૧૮ થી તેઓએ સેવાનો માર્ગ આદર્યો છે. ગાંધીજી, કાકા કાલેલકર વીગેરે દેશના નેતાઓ સાથ તેમણે સેવાકાર્યો કીધાં હતાં. હરિપુરા ખાતે ભરાયલી મહાસભાની બેઠકના પ્રસંગે એમને પ્રકાશન ખાતાનું કામ સોંપાયું હતું. ૧૯૨૪ ના સાલથી તેઓ ગાંધીજીની પ્રેરણાનું પાન કરી ગામડાની જનતાની સેવા કરવા મંડયા છે.

**વિઠ્ઠલદાસ દામોદર ગોવંદજી**—શેઠ વિઠ્ઠલદાસનો જન્મ તા૦ ૨૩ મી નવેમ્બર ૧૮૮૨ના રોજ ખંભાળીઆમાં થયો



હતો. દશ વર્ષની ઉંમરે તેઓ મુંબઇ આવ્યા હતા અને એલ્ફીનસ્ટન હાઇ-સ્કુલમાં છ ધોરણ સુધી અભ્યાસ કરી સોળ વર્ષની વયે કાપડના ધંધામાં પડયા હતા અને કાપડ બજારમાં તેમનું નામ મશહુર છે. પોતાના વેપાર ધંધા સાથ શેઠ વિઠ્ઠલદાસ મુંબઇ શહેરના વ્યાપારી અને સામાજીક સવાલોમાં ઘણો રસ લઇ રહયા છે અને તેમના આનંદી સ્વભાવને લીધે તેઓ વ્યાપારી આલમમાં, પોતાની કોમમાં તથા પર-કોમોમાં ઘણા માનીતા અને લોકપ્રિય છે. દેશી વેપારી ચેમ્બરની સ્થાપનાથીજ તેઓ તેના સભ્ય છે અને મેનેજીંગ કમીટીમાં પણ ચાલુ ચુંટાયા કરે છે બોમ્બે પીસ ગુડઝ મરચન્ટસ એસોસી-એશનના મંત્રી અને ઉપ-પ્રમુખ પણ થયા હતા ૧૯૨૪ થી તેઓ મુંબઈ કોરપોરેશનના સભ્ય છે અને તેની બીજી કમીટીઓમાં ચાલુ ચુંટાય છે. ઇંડીઅન સ્પીનીંગ એન્ડ વીવીંગ, વેસ્ટર્ન ઇન્ડીઆ સ્પીનીંગ એન્ડ મેન્યુફેકચરીંગ, સોલાપુર સ્પીનીંગ એન્ડ વીવીંગ, સરદાર કાર્બોનીક એસીડ ગેસ વીમા કંપની, કૈસરે-હિંદ કંપની વિગેરે કંપનીઓના તેઓ ડીરેકટર છે અને નેપ્ચ્યુન ઇન્શ્યુરન્સ કંપનીના ચેરમેન હતા. ઉપરાંત ખંભાળીઆ વોટર વર્કસ, તુલસીદાસ ગોપાળદાસ ચેરીટેબલ ટ્રસ્ટ, કારાભાઇ મુળજી ભાટીઆ નિવાસ, રામવાડી ફ્રીઆઇ હોસ્પીટલ, અને મુંબઇ ગૌરક્ષક મંડળ વિગેરેના ટ્રસ્ટી છે. મુંબઈની હરકીસનદાસ અને યુમનાબાઇ નાયર હોસ્પીટલો અને નેશનલ મેડીકલ કોલેજના કાર્યવાહક મંડળમાં છે એટ-લુંજ નહિ પણ શ્રીમતિ નાથીબાઇ દામોદર ઠાકરશી યુનીવર્સીટીની સેનેટના સભ્ય છે. જામનગર સ્ટેટ સાથે તેમને સારો સંબંધ છે. ના૦ જામ સાહેબ તરફથી "ઓર્ડર ઓફ મેરીટ"ના પહેલા વર્ગનો ચાંદ તેમને મળ્યો છે ૧૯૩૭ માં ના૦ છઠ્ઠા જ્યોર્જના રાજ્યારોહણ પ્રસંગે તેમણે વિલાયતનો પ્રવાસ કરેલો. જામનગર પ્રજા પરિષદના પહેલા અધિ-વેશનના તેઓ સ્વાગત પ્રમુખ હતા અને ૧૯૩૯ના ગરમાગરમ વાતાવરણમાં મળેલા ત્રીજા અધિવેશનના તેઓ પ્રમુખ ચુંટાયા હતા.

શેઠ વિઠ્ઠલદાસ નેશનાલીસ્ટ વીચારના છે અને પોતાને મળેલો જે. પી નો ઇલ્કાબ તેમણે ગાંધીજીની ૧૯૪૦ ની લડતને અંગે તજી દીધો હતો. ઇ. ડી. સાસુન ગ્રુપની મીલોના શેઠ વિઠ્ઠલદાસ સોલસેલીંગ એજન્ટ હતા અને હાલમાં તેઓ ઠાકરસી મુળજીની ગ્રુપની મીલો સાથ સંબંધ ધરાવે છે. તેઓ સ્વદેશીના મજબુત હીમાયતી છે અને તે માટે તેમણે મોટો ભોગ આપ્યો છે.

સરનામું:—વરલી સી ફેસ, મુંબઇ.

**રેઇસમેન,** સર એબ્રાહામ જેરેમી, નાઇટ, સી. એસ આઇ, સી. આઇ, ઇ.—તેઓ ૧૯૩૯થી હિંદી સરકારના નાણાં ખાતાંના પ્રધાન છે એમનો જન્મ ૧૮૯૨ માં થયો હતો. તેમણે લીડઝ યુનીવર્સીટીમાં કેળવણી લીધી હતી. પેમબ્રોક કોલેજમાં બી. એ. થયા હતા. ૧૯૧૬ માં હિંદી સનંદી નોકરીમાં જોડાયા હતા અને મદદનીશ મેજીસ્ટ્રેટ તરીકે બીહાર અને ઓરીસામાં કામ કર્યું હતું. ૧૯૨૨–૨૮ સુધી મુંબઈ અને કલકત્તાના કસ્ટમ્સ ખાતાંમાં કામ કર્યું હતું. ૧૯૨૮–૩૧ માં પંજાબ અને સરહદના પ્રાંતમાં ઇન્કમટેક્ષના કમીશનર હતા. ૧૯૩૧–૩૪ માં હીંદી સરકારના નાણા ખાતાંના સહમંત્રી હતા, ૧૯૩૪ માં મધ્યસ્થ સરકારની રેવન્યુ બોર્ડમાં સભ્ય હતા, ૧૯૩૬ માં ફીનાન્સ ખાતાંના વધારાના મંત્રી હતા, ૧૯૩૬–૩૯ માં મંત્રી થયા હતા.

સરનામું:—ન્યુ દિલ્હી, સીમલા.

**સીતારામ,** સર, એમ. એ. એલ એલ. બી., ડી. લીટ., રાયસાહેબ, રાયબહાદુર. નાઇટ, યુકત પ્રાંતની લેજીસ્લેટીવ કાઉન્સીલના પ્રમુખ—એમનો જન્મ ૧૮૮૫ માં થયો હતો. તેમણે લાલા જગન્નાથ અગટવાર (લાહોર હાઈકોર્ટના એડવોકેટ)ની પુત્રી શ્રીમતિ વાસુદેવી સાથે લગ્ન કર્યાં છે. તેમણે મીરત અને અલ્લાહબાદ ખાતે શિક્ષણ લીધું છે. ૧૯૧૦-૨૦ માં તેઓ મ્યુ૦ બોર્ડના સભ્ય હતા. મીરત કૉલેજ સાથે તેમને ઘાડો સંબંધ છે. ૧૯૨૧–૩૬ માં યુકત પ્રાંતની લેજીસ્લેટીવ કાઉન્સીલમાં સભ્ય તરીકે ચુંટાયા હતા. ૧૯૨૫–૩૬ સુધી તેના પ્રમુખ રહયા હતા. અલ્લાહબાદ યુનીવર્સીટીના ઘણા વર્ષ સુધી સભ્ય રહયા હતા. હિંદુ યુનીવર્સીટીની કારોબારી કાઉન્સીલના સભ્ય છે. મીરત ખાતે તેમણે હરિજનો માટે શાળાઓ અને સેવક મંડળની સ્થાપના કરી છે. ૧૯૦૫–૧૯ માં હિંદી રાષ્ટ્રીય મહાસભાના સભ્ય હતા.

સરનામું:—મીરત, અને લકનો.

**રીડ, સર સ્ટેન્લી,** નાઇટ., કે. બી. ઇ, એલ એલ. ડી. (ગ્લાસગો), ૧૯૩૮ થી પાર્લામેન્ટના સભ્ય, ૧૯૦૭થી ૧૯૨૩ સુધી "ટાઇમ્સ ઓફ ઇંડીઆ" (મુંબઇ)ના તંત્રી—તેમનો જન્મ બ્રીસ્ટલ ખાતે ૧૮૭૨ માં થયો હતો. મુંબઈના જોન હમ્ફ્રેની પુત્રી સાથે તેમણે લગ્ન કર્યાં હતાં. ૧૮૯૭ માં લંડન "ટાઇમ્સ"ના તંત્રી ખાતાંમાં જોડાયા, ૧૯૦૦ માં "ટાઇમ્સ" અને "ડેઇલી ક્રોનીકલ" માટે હિંદના દુષ્કાળ પીડીત વિસ્તારના ખાસ ખબરપત્રી હતા, ૧૯૦૫–૬ માં પ્રીન્સ અને પ્રીન્સેસ ઓફ વેલ્સના પ્રવાસમાં સાથે હતા, ૧૯૦૭ માં અમીરની હિંદની મુલાકાતનો રીપોર્ટ કરેલો, અને ઇરાની અખાતની મુલાકાતે ગયેલા, ૧૯૧૧ માં ના૦ શહેનશાહ અને બાનુ સાથે હિંદ આવેલા. મુંબઇ પ્રેસીડન્સી, કીંગ એડવર્ડ અને લોર્ડ હાર્ડીંજ સ્મારકોના માનદ સહમંત્રી હતા. ૧૯૦૯ અને ૧૯૩૦ માં મળેલી ઇમ્પીરીઅલ પ્રેસ કૉન્ફરન્સમાં વેસ્ટર્ન ઇંડીઆના પ્રતિનિધિ તરીકે ભાગ લીધેલો.

સરનામું:—ધી ટાઇમ્સ ઓફ ઇંડીઆ,<br>સોલ્સબરી સ્કવેર હાઉસ,<br>ફ્લીટ સ્ટ્રીટ, લંડન,<br>ઇ. સી. ૪.

**ઇશ્વરદાસ લક્ષ્મીદાસ, સર**—રૂપજી ધનજી ખાનદાનના ચોથા સર નાઇટ સર ઇશ્વરદાસ લક્ષ્મીદાસનો જન્મ મુંબઇમાં ૧૮૭૩ના સાલમાં થયો હતો.



મુંબઇ સરકાર અને પ્રજા સાથ રૂપજી ધનજી ખાનદાનનો સંબંધ હિંદમાં બ્રીટીશ અમલ દાખલ થયો તે પહેલાંનો છે, અને એ કુટુંબે મુંબઇના વ્યાપારી અને સામાજીક જીવનમાં ઘણો મોટો ફાળો આપ્યો છે. શેઠ રૂપજી ધનજી ૧૮મી સદીમાં મુંબઇ આવ્યા હતા અને થોડાજ સમયમાં સારી ખ્યાતી મેળવી શકયા હતા. એ કુટુંબના પહેલા સર નાઇટ મંગળદાસ નથ્થુભાઇ, બીજા સર નાઇટ સર હરકીસનદાસ નરોત્તમદાસ, ત્રીજા સર નાઇટ સર જગમોહનદાસ વરજીવનદાસ હતા અને સર ઇશ્વરદાસ ચોથા સર નાઇટ છે. એકજ કુટુંબમાં એક પછી એક એમ ચાર સર નાઇટ થનારૂં આખા હિંદમાં કદાચ આ એકજ કુટુંબ છે.

સર ઇશ્વરદાસ કપોળ વણિક જ્ઞાતિના છે અને તેમણે મુંબઇના જાહેર અને સામાજીક જીવનમાં ઘણો આગળ પડતો ભાગ લીધો છે. સર ઇશ્વરદાસ વર્ષો સુધી કપોળ જ્ઞાતિના શેઠ હતા અને કપોળ જ્ઞાતિની અનેક કેળવણી અને સામાજીક સંસ્થાઓ સાથ તેમને સંબંધ છે.

સર ઇશ્વરદાસે મુંબઇની સેંટ ઝેવીઅર્સ હાઇસ્કુલમાં કેળવણી લીધી હતી અને ઘણી નાની વયથીજ તેઓ વ્યાપારમાં પડી ગયા હતા. તેમણે પ્રથમ તો ડેવીડ સાસુન કંપનીમાં રેશમ, સુતર અને કાપડના દલાલ તરીકે શરૂઆત કરી હતી અને થોડાજ સમયમાં વ્યાપારી કુનેહને લીધે વધી ગયા હતા.

વ્યાપારી ક્ષેત્રમાં સારી નામના મેળવી તેઓ જાહેર જીવનમાં પડયા હતા અને મુંબઇની મ્યુનીસીપલ કોરપોરેશન તથા તેની કમીટીઓમાં વર્ષો સુધી સેવા બજાવી હતી મુંબઇની દેશી વેપારી ચેંબરના તેઓ ઘણા જુના સભાસદ છે અને ચેંબરની કમીટીમાં પણ તેમણે વર્ષો સુધી સ્થાન ધરાવ્યું હતું. તેઓ સુલેહના અમલદાર (જે. પી.) અને ઓનરરી પ્રેસીડેન્સી મેજીસ્ટ્રેટ છે. ઓનરરી પ્રેસીડેન્સી મેજીસ્ટ્રેટોની સોસાયટીના તેઓ ઘણા જુના સભ્ય છે અને એ સોસાયટીની કમીટીમાં વર્ષો સુધી સ્થાન ધરાવી જુદા જુદા હોદાઓ ભોગવી તેના પ્રમુખપદને પણ શોભાવ્યું હતું. એ માન એટલે કે મેજીસ્ટ્રેટોની સોસાયટીના પ્રમુખ થનાર તેઓ પહેલાજ હીંદી હતા અને તેમની જાહેર સેવાની કદરશના-

શીમાં તેમને શેરીફ અને સર નાઇટ બનાવવામાં આવ્યા હતા. રૂપજી ધનજી ખાનદાનમાં તેઓ બીજા શેરીફ છે અને એ કુટુંબમાં પહેલા શેરીફ સર હરકીસનદાસ નરોત્તમદાસ હતા.

સર ઇશ્વરદાસને અનેક વ્યાપારી પેઢીઓ અને જોઇન્ટ સ્ટોક કંપનીઓ સાથ સંબંધ છે. સાસુન સ્પીનીંગ એન્ડ વીવીંગ કું. લી., પોર્ટ કેનીંગ એન્ડ લેન્ડ ઇમ્પ્રુવમેન્ટ કું., સાસુન એન્ડ એલાયન્સ સીલ્ક મીલ કું. લી., ન્યુ યુનીયન મીલ્સ, બુંદી પોર્ટલેન્ડ સીમેન્ટ કું લી., પંજાબ પોર્ટલેન્ડ કું. લી., ખંડાલા–લોનાવાલા ઇલેકટ્રીક કું લી., પનવેલ ઇલેકટ્રીક કું. લી., નાશીક–દેવલાલી ઇલેકટ્રીક કંપની અને બીજી કેટલીક ઇલેકટ્રીક કંપનીઓમાં સર ઇશ્વરદાસ ડીરેકટર છે. દેશી વેપારી ચેંબરના પ્રતિનિધિ તરીકે તેમણે મુંબઇ પોર્ટ ટ્રસ્ટની બોર્ડ ઉપર સ્થાન ધરાવ્યું હતું.

મુંબઇની તથા બહારગામની અનેક કેળવણી વિષયક, તબીબી અને બીજી સંસ્થાઓ સાથ સર ઇશ્વરદાસ સંબંધ ધરાવે છે મુંબઇની જાણીતી સર હરકીસનદાસ નરોત્તમદાસ હોસ્પીટલની મેનેજીંગ કાઉન્સીલના તેઓ પ્રમુખ છે. ગવર્નર્સ હોસ્પીટલ ફંડ, બોમ્બે વીજીલન્સ એસોસીએશન, ગોકળદાસ તેજપાલ હોસ્પીટલ નરસીંગ એસોસીએશન, કબીબાઇ ચેરીટી ટ્રસ્ટ, લેડી નોર્થકોટ હીંદુ ઓર્ફનેજ, ડેવીડ સાસુન ઇન્ડસ્ટ્રીઅલ એન્ડ રેફરમેટરી ઇનસ્ટીટયુટ અને બીજી કેટલીક જાહેર સંસ્થાઓની કારોબારી કમીટીઓના તેઓ સભ્ય છે. એક યા બીજો હોદ્દો ધરાવે છે અને કેટલેક સ્થાને ટ્રસ્ટી પણ છે.

કપોળ કોમમાં સર ઇશ્વરદાસનું નામ ઘણું મોખરે છે અને પોતાની અનેક જાહેર રોકાણો છતાં પોતાની કોમની ઉન્નતિના કાર્યોમાં તેઓ સારો હીસ્સો આપે છે. તેઓ એક સાદા, મળતાવડા સ્વભાવના, સખાવતી જુસ્સાવાળા અને દયાળુ ગૃહસ્થ છે અને દરેક સારાં કાર્યો તરફ તેમની દીલસોજી હોય છે. જાફરાબાદમાં જાફરાબાદ કેળવણી ઉત્તેજક મંડળ હસ્તકની હાઇસ્કુલનું નવું મકાન ખુલ્લું મુકવાની ક્રીયા ડીસેમ્બર ૧૯૩૮ માં કરવા માટે સર ઇશ્વરદાસને ખાસ જાફરાબાદ બોલાવવામાં આવ્યા હતા અને પોતાની અનેક રોકાણો છતાં સર ઇશ્વરદાસ તે પ્રસંગે જાફરાબાદ ગયા હતા. તે પ્રસંગે સર ઇશ્વરદાસને જાહેર પ્રજા તરફથી ભારે આવકાર આપવામાં આવ્યો હતો અને ત્યાંના કપોળ મહાજને તેમને માનપત્ર આપી પોતાની ફરજ અદા કરી હતી. તેવીજ રીતે અમરેલીની કપોળ બોર્ડીંગની જુબીલીના પ્રસંગે સર ઇશ્વરદાસને ખાસ આમંત્રણ થયું હતું અને સર ઇશ્વરદાસની અમરેલીની પધરામણીનો લાભ લઇ ત્યાંની કપોળ કોમે તથા જાહેર પ્રજાએ તેમના માનમાં ઘણા મેળાવડા કર્યા હતા.

સરનામું:—ગાર્ડનવ્યુ, હયુજ રોડ, મુંબઇ.

**મસાણી,** શ્રી રૂસ્તમ પેસ્તનજી, એમ. એ, જે. પી.—એમનો જન્મ ૧૮૭૬ માં થયો હતો. મુંબઇ યુનીવર્સીટીના વાઇસ-



ચેન્સેલર છે. ૧૮૯૭ અને ૧૮૯૮ માં એલ્ફીન્સ્ટન કોલેજના ફેલો હતા. ઇન્સ્ટીટ્યુટ ઓફ બેંકર્સના ફેલો છે. એન. એમ. વાડીઆ ચેરીટીઝ અને પ્રીન્સ ઓફ વેલ્સ મ્યુઝીઅમના ટ્રસ્ટી છે. ૧૯૩૨–૩૬ માં મુંબઇની એન્થરોપોલોજીકલ સોસાયટીના પ્રમુખ હતા. મુંબઇ પ્રાંત પરોઢ શિક્ષણ સંસ્થાના પ્રમુખ છે. એ ઉપરાંત અનેક જાહેર સંસ્થાઓ સાથે તેમને સંબંધ છે. ૧૯૦૭ થી ૧૯૧૯ સુધી મુંબઇ મ્યુનીસીપાલીટીના સેક્રેટરી હતા. પછી ૧૯૧૯–૨૫ માં ડેપ્યુટી મ્યુ૦ કમીશનર બન્યા અને ૧૯૨૨ માં મ્યુનીસીપલ કમીશનરના ઓધ્ધા પર આવ્યા હતા. ૧૯૨૬ થી ૧૯૨૮ સુધી તેમણે સેંટ્રલ બેંક ઓફ ઇંડીઆના મેનેજર તરીકે સેવા બજાવી છે. મુંબઇ પ્રાંતિક બેંકીંગ તપાસ સમિતિના મંત્રી હતા અને ૧૯૩૦–૩૧ માં મધ્યસ્થ સરકારે નીમેલી બેંકીંગ કમીટીના જોડીઆ મંત્રી હતા. રીઝર્વ બેંક ઓફ ઇંડીઆની સ્થાનીક બોર્ડના ઉપ-પ્રમુખ છે અને ઓરીએન્ટલ ગવર્નમેન્ટ સીકયોરીટી લાઇફ એસ્યુરન્સ કંપનીના ડીરેકટર છે. પત્રકાર તરીકે પણ તેમણે કામ કર્યું છે. "કૈસરે-હિંદ" અને "ઇંડીઅન સ્પેકટેટર" પત્રોના થોડા સમય તેઓ તંત્રી બન્યા હતા. તેમણે બાળસંરક્ષણ, સ્થાનીક સ્વરાજ્યની પ્રગતી, મ્યુ૦ કોરપોરેશનનો કાયદો અને વ્યવસ્થા, દાદાભાઈ નવરોજી, ઝોરાસ્ટ્રીએનીઝમ વિગેરે પુસ્તકો લખ્યાં છે. ગુજરાતીમાં દોલતનો ઉપયોગ, ઘરની તથા નિશાળની કેળવણી, તનસુખમાળા, એબીસીનીઆનો હબ્સી, બોધલુ, ચંદ્રચાલ, વિગેરે પુસ્તકો પ્રગટ કર્યાં છે.

સરનામું:—વરસોવા (અંધેરી થઇને).

**નીઓગી,** શ્રી. ક્ષીતીશચન્દ્ર, મયુરભંજ રાજ્યના દિવાન—એમનો જન્મ ૧૮૮૮ માં થયો હતો. તેમણે કલકત્તાની પ્રેસીડન્સી કોલેજ, અને ઢાકા કોલેજમાં અભ્યાસ કર્યો હતો. કલકત્તા હાઇકોર્ટના એડવોકેટ અને પત્રકાર શ્રીમતિ લીલાદેવી સાથે તેમણે લગ્ન કર્યાં છે. નેશનલ લીબરલ ફેડરેશનની અખીલ હિંદ કાઉન્સીલના થોડા વખત સુધી સભ્ય હતા. ૧૯૨૧–૩૪ માં હિંદની વડી ધારાસભાના સભ્ય ચુંટાયા હતા. ૧૯૩૫ માં ઇસ્ટર્ન એજંસીના એક રાજ્ય મયુરભંજના દિવાન નીમાયા હતા. ૧૯૪૦ માં નરેન્દ્ર મંડળની સ્ટેન્ડીંગ કમીટીના સભ્ય ચુંટાયા હતા.

સરનામું—બારીપદ, મયુરભંજ સ્ટેટ.

**રાણા, રાવબહાદુર ત્રીભુવનરાય** ડી. બી. એ, એલ એલ. બી., ફેડરલ કોર્ટના સીનીઅર એડવોકેટ, ૧૯૩૯ થી કચ્છ રાજ્યના દિવાન—તેમનો જન્મ ૧૮૭૦ માં થયો હતો. જુનાગઢની બહાદુરખાનજી હાઇસ્કુલ, મુંબઇની વિલ્સન કોલેજ અને સરકારી લો સ્કુલમાં અભ્યાસ કર્યો હતો. ૧૮૯૭ માં જુનાગઢની એલીએનેશન સેટલમેંટ ઓફીસમાં મદદનીશ દરબાર એજન્ટ નીમાયા હતા, ૧૮૯૯ માં દરબાર એજન્ટ બન્યા, ૧૮૯૯ માં જુનાગઢ રાજ્યે વંશ-પરંપરા રૂ. ૩૭૦નું વાર્ષિક સાલ્યાણું આપવાનું નકકી કર્યું હતું, ૧૯૦૦ થી ૧૯૧૯ સુધી જુનાગઢ સ્ટેટના લીગલ રીમેમ્બ્રન્સર હતા, ૧૯૨૦ માં પોલીટીકલ સેક્રેટરી, ૧૯૨૧–૨૩ માં દિવાન થયા, ૧૯૨૪ માં પ્લીડર તરીકે ધંધો કરવા રાજકોટ ગયા, ૧૯૨૭ માં રાજકોટની સાવીલ સ્ટેશન કમીટીમાં સરકારે સભ્ય તરીકે નીમ્યા, વોટરવર્કસ કમીટીના સભ્ય થયા, ૧૯૨૭ થી ૧૯૩૬ માં ઓનરરી મેજીસ્ટ્રેટની બેંચના ઉપ-પ્રમુખ નીમાયા હતા અને ૧૯૩૬ માં પ્રમુખ નીમાયા, ૧૯૩૬–૧૯૩૭ માં રાધનપુરના દિવાન હતા, ૧૯૩૭ માં કાઠીઆવાડ ઓરફનેજના પ્રમુખ હતા, પંચનાથ ટેમ્પલ ઈન્સ્ટીટયુટના પ્રમુખ છે, શેઠ ગોવિંદજી તુલસીદાસ ટ્રસ્ટ ઇન્સ્ટીટયુટસ (રાજકોટ)ના માનદ મંત્રી અને ટ્રસ્ટી છે. રાજકોટના રેડક્રોસ સેંટરના માનદ મંત્રી છે. એમને સીલ્વર જુબીલી અને કોરોનેશન ચંદ્રકો મળ્યા છે. ૧૯૩૧ માં રાવસાહેબ અને ૧૯૩૫ માં રાવબહાદુર થયા.

સરનામું:—ભુજ, કચ્છ સ્ટેટ.

**સકલાતવાળા, સર સોરાબજી દોરાબજી**, એમ. એલ. એ., બી. એ, જે. પી., તાતા સન્સ લી૦ના ડીરેકટર,—



તેમનો જન્મ ૧૮૭૯ માં થયો હતો. મેજર દીવેચાની પુત્રી મહેરબાઇ સાથે તેમના લગ્ન થયાં છે. તેમણે સેંટ ઝેવીઅર્સ કોલેજમાં અભ્યાસ કર્યો હતો. ૧૯૨૪ માં મુંબઇની મીલમાલેકોની મંડળીના પ્રમુખ, ૧૯૨૯–૩૦ અને ૧૯૩૦–૩૧ માં ઇંડીઅન સેંટ્રલ કોટન કમીટીના ઉપ-પ્રમુખ, ૧૯૩૪ માં મુંબઇની જુની ધારાસભામાં મીલમાલેકોની મંડળીના પ્રતિનિધિ તરીકે ચુંટાયા હતા. અત્યારે મુંબઇની લેજીસ્લેટીવ એસેમ્બલીના સભ્ય છે. તેમણે મીલમાલેકોની મંડળીનો ઇતિહાસ લખ્યો છે. ફુરસદના સમયમાં ટપાલની ટીકીટો એકત્ર કરવાનો તેમને શોખ છે. લંડનની રોયલ ફીલેટેલીક સોસાયટીના સભ્ય છે. વિલીંગ્ડન, મુંબઇ પ્રેસીડન્સી રેડીઓ, હિંદની અને રીપનની ક્રીકેટ કલબોના સભ્ય છે.

સરનામું:—બોમ્બે હાઉસ, કોટ, મુંબઇ.

**ખરેઘાટ, મંચેરજી પેસ્તનજી**—તેમનો જન્મ ૧૮૬૫ના સાલમાં થયો હતો.



કલકત્તાની સેન્ટ ઝેવીઅર્સ કોલેજમાં કેળવણી લઇ લંડન યુનીવરસીટીની મેટ્રીકની પરીક્ષા પસાર કરી ચઢીયાતા અભ્યાસ માટે વીલાયત ગયા હતા જ્યાં ૧૭।। વરસની વયે ઇન્ડીઅન સીવીલ સરવીસની પરીક્ષા પસાર કીધી હતી. એમણે ઓક્ષફર્ડ ખાતે સંસ્કૃત સ્કોલરશીપ મેળવવા ઉપરાંત પાઉન્ડ ૧૦૦નું ઇનામ સીવીલ સરવીસની છેલ્લી પરીક્ષા ફતેહમંદીથી પસાર કરી સર્વથી ચઢીયાતો નંબર ધરાવવા માટે મેળવ્યું હતું. ૧૮૮૪ના સાલથી તેઓ હીંદી સનંદી નોકરીમાં દાખલ થયા હતા. જે પછી અમદાવાદ, થાણા, ભરૂચ, શીકારપુર, સીંધ હઇદ્રાબાદ, રત્નાગીરી, સતારા વિગેરે હીંદના જુદાજુદા મથકોએ એસીસ્ટન્ટ કલેકટર, જોઇન્ટ જડજ અને સેશન્સ જડજનાં ઓધ્ધાઓ ભોગવ્યા પછી ૧૯૦૭ના સાલના જાનેવારી મહીનામાં એવણુની મુંબઈની હાઈકોર્ટના એક જડજ તરીકે નીમણુંક કરવામાં આવી હતી. પણ એવણુ ફાંસીની સજા કરવાની વીરૂધમાં હોવાથી તેમજ પોતાના ઓધ્ધાની મુદત દરમ્યાન ફાંસીની સજા માટે મ્હાલી માગનારૂં રેફરન્સ થએલું હોવાથી તેમજ તેને મંજુર કરવાનું એમનું અંતઃકરણુ ચાલેલું નહી હોવાથી ૧૯૧૦ના સપટેમ્બર મહીનામાં તેઓ સરકારી નોકરીમાંથી રીટાયર થયા હતા.

શેઠ મંચેરજી ખરેઘાટ લાંબો વખત સુધી પારસી પંચાયતના 'મગજ' તથા 'હાથ' મીસાલ છે. ૧૯૩૪માં પારસી પંચાયતની બોર્ડના પ્રમુખ સર કાવશજી જેહાંગીર પહેલા બેરોનેટના નીપજેલાં મરણુ પછીથી એવણુની મજકુર બોર્ડના પ્રમુખ તરીકે નીમણુંક થઇ હતી. જ્યારથી એવણુ પારસી સમસ્ત અનજુમનની સભાઓને પ્રમુખસ્થાને બીરાજતા રહયા છે. એવણુ મુંબઇની અનેક સંસ્થાઓના પ્રમુખ યા મેમ્બર છે. એવણે ગરીબ પારસીઓને વસાવવા માટેની પ્લોટો પારસી પંચાયતને દાદર પારસી કોલોની માટે મેળવી આપવામાં બજાવેલી સેવાઓની કદરશનાસી દાખલ ત્યાંના એક મોટા રસ્તાને ખરેઘાટ રોડનું નામ આપવામાં આવ્યું હતું. સંસ્કૃત ભાષાના એક અઠંગ અભ્યાસી હોવા ઉપરાંત તેઓ એક આગળ વધેલા ખગોળશાસ્ત્રી અને જ્યોતીષ પણુ છે. પારસી કોમ અને સરકાર પ્રત્યેની એવણુની સેવાઓ અનુપમ અને અપાર છે.

સરનામું:—C/o. પારસી પંચાયત સર જે. જે. પારસી બેનીવોલન્ટ ઇનસ્ટીટયુટ, હોર્નબી રોડ, મુંબઇ.

**વલ્લભદાસ ચતુરભુજ શીવજી, જે. પી.**—જાણીતા શ્રીમંત ભાટીઆ વેપારી શેઠ વલ્લભદાસ ચતુરભુજનો જન્મ મુંબઇમાં તા૦ ૧૪ મી ફેબ્રુઆરી ૧૮૮૩



ના દીને થયો હતો. તેમના પિતા કાપડના એક મોટા વેપારી હોવાથી શેઠ વલ્લભદાસ ધંધા પુરતી કેળવણી લઇને ૧૮ વર્ષની વયમાં તેમના વડીલની સાથ ધંધામાં પડી ગયા હતા અને પોતાના મળતાવડા, દયાળુ અને પ્રમાણીક સ્વભાવને લીધે તેમણે ઘણાજ થોડા સમયમાં કાપડ બજારમાં, મુંબઇના શહેરી જીવનમાં અને પોતાની ભાટીઆ કોમમાં સારૂં સ્થાન પ્રાપ્ત કરયું હતું. મુંબઇના રંગીન અને છીંટના કાપડના વેપારીઓની મંડળીના શેઠ વલ્લભદાસ ૧૯૨૭ ની સાલથી તે આજસુધી પ્રમુખ છે, જુન ૧૯૨૭ માં તેઓ જે. પી. થયા હતા અને તેમને મળેલાં તે માન માટે રંગીન કાપડના વેપારીઓની મંડળીએ તેમને એક માનપત્ર આપ્યું હતું અને સ્વર્ગસ્થ સર મનમોહનદાસ રામજીએ તે મેલાવડાનું પ્રમુખસ્થાન લીધું હતું. શેઠ વલ્લભદાસ મંગળદાસ મારકેટના અને ઇન્ડીઅન મરકનટાઇલ ઇનસ્યુરન્સ કંપનીના ડીરેકટર છે. તેઓ બાઇ માણેકબાઇ ભગવાનદાસ શીવજી ટ્રસ્ટ, મોરારજી ભગવાનદાસ શીવજી સેનેટોરીયમ, વૈષ્ણવ મંદીર શાકસમુગરી ટ્રસ્ટ અને કાનપુર ખાતેની મોરારજી ભગવાનદાસ શીવજી કન્યાશાળાના ટ્રસ્ટી છે. કાનપુર ખાતેની ચતુરભુજ શીવજી એંગ્લો ગુજરાતી સ્કુલની મેનેજીંગ કમીટીના પ્રમુખ અને બીજાં અનેક કુટુમ્બીક ટ્રસ્ટોના પણ તેઓ ટ્રસ્ટી છે. કાનપુરની સ્કુલનાં મકાનનું વાસ્તુ કરવા શેઠ વલ્લભદાસ ત્યાં ગયા ત્યારે ત્યાંની ગુજરાતી જનતાએ તેમને માનપત્ર આપ્યું હતું. પોતાના પિતા તથા કાકાની યાદમાં તેમણે ડોંબીવલી અને કાંદીવલીમાં ગૌશાળાઓ પોતાના ભાઇ શેઠ હરીદાસના સહકારથી બંધાવી છે.

શેઠ વલ્લભદાસ ૧૯૧૯ ની સાલથી છએક વર્ષો સુધી મુંબઇની દેશી વેપારી ચેમ્બરની કમીટીના અને હાલાઇ ભાટીઆ મહાજનની કમીટીના સભ્ય પણ હતા. તેઓ મુંબઇ ગૌરક્ષક મંડળની કમીટીના અને ભાટીઆ બાળરક્ષક વીદ્યાલયની કમીટીના સભ્ય છે. ગોવીંદજી ઠાકરસી મુળજી ટ્રસ્ટ અને કડીઆદરાની દામોદર જાદવજી એ. વી. સ્કુલ બોરડીંગના પણ તેઓ ટ્રસ્ટી છે.

શેઠ વલ્લભદાસને બે પુત્રો અને ત્રણ પુત્રીઓ છે. એ બે પુત્રોનાં નામ શેઠ જમનાદાસ અને શેઠ ગોરધનદાસ છે જયારે દીકરીઓનાં નામ શ્રી. મધુરીબ્હેન, શ્રીમતી દમયંતી બ્હેન અને શ્રીમતી યશવંતી બ્હેન છે.

સરનામું:—વાલકેશ્વર રોડ, મુંબઇ.

**જોશી, શ્રી. ડી. સી.,** એમ. એ., એલ એલ. બી., એડવોકેટ, ઇન્ડીઅન ઇનસ્યુરન્સ કંપનીઝ એસોસીએશનના સેક્રેટરી, મુંબઇ—શ્રી૦ જોશીનો જન્મ તા૦ ૫ મી મે ૧૯૧૧ ના રોજ થયો હતો. તેમણે મુંબ-



ઇની વીલસન કોલેજ અને મુંબઇ યુનીવરસીટીની સ્કુલ ઓફ ઇકોનોમીકસ એન્ડ સોશીઓલોજીમાં કેળવણી લીધી હતી. તેમણે માન સાથે એમ. એ. ની પરીક્ષા ફર્સ્ટ કલાસમાં આવી પસાર કરી હતી. વીલસન કોલેજમાં કોલેજના અને યુનીવરસીટી સ્કુલ ઓફ ઇકોનોમીકસ એન્ડ સોશીઓલોજીમાં યુનીવરસીટીના સ્કોલર હતા. ૧૯૩૭ માં મુંબઇ હાઇકોર્ટના એડવોકેટ તરીકે એનરોલ થયા હતા. મુંબઇની ઇનસ્યુરન્સ લેજીસ્લેટીવ કમીટીના સેક્રેટરી હતા. વધારાના નફા ઉપરના કરના કાયદાના સંબંધમાં દેશી વેપારી ચેમ્બર તરફના ડેપ્યુટેશનના પણ સેક્રેટરી હતા. તેઓ ઇનસ્યુરન્સ લો ના સંબંધમાં એક સત્તાસમાન છે. દુનીઆના જુદા જુદા દેશોના વીમાના કાયદાનો બહોળો અભ્યાસ કર્યો છે.

સરનામું:—ઇન્ડસ્ટ્રીઅલ એશ્યુરન્સ બીલ્ડીંગ, ચર્ચગેટ, મુંબઇ.

**દસ્તુર, મી૦ દીનશાહ નસરવાનજી,** એલ. એસ જી. ડી.—મી૦ દીનશાહ નસરવાનજી દસ્તુર જાહેર પ્રજામાં "સદ્દગુણી સરોજ", "પલટાતું કિશ્મત", "બાળ સિતારો", "અમરનામ", "રજપુત રાણી" વિગેરે ગુજરાતી નોવેલો તથા નાટકોના લેખક તરીકે જાણીતા છે. મી૦ દસ્તુરને ઇ. સ. ૧૯૩૨ માં તેમની "પલટાતું કિશ્મત" નામની નોવેલને માટે જાહેરમાં ગુજરાતનું કાંટાવાલાનું નોવેલ પ્રાઇઝ આપવા સુચના થઇ હતી.



"અમરનામ" નામની વાર્તા "સાંજવર્તમાન"માં આવતી હતી, અને "અમરનામ"ની વાર્તા જાહેર પ્રજામાં બહુ પસંદ પડવાથી મી૦ દસ્તુરને જાહેરમાં બે ઇનામો મળ્યાં હતાં. ધરમપુરના સાહિત્ય પ્રેમી મહારાણા સાહેબે "બાળ સિતારા"નો નાટક વખાણ્યો છે, અને કેટલી ચોપડીઓ ખરીદી આ પારસી લેખકને માન આપ્યું છે. મી૦ દસ્તુર લેખક ઉપરાંત એક સોશ્યલ વર્કર તરીકેબી જાણીતા છે. તેઓ મુંબઇના વાઇ. એમ. પી. એ.ના માજી સેક્રેટરી, તથા પારસી ફેડરલ કાઉન્સીલના માજી મેમ્બર, ઉપરાંત મુંબઇની પારસી યુથ

કોનફરન્સની કારોબારી કમીટીના મેમ્બર તરીકે જાણીતા છે. એમણે બોમ્બે ગવર્નમેન્ટ અને લોકલ સેલ્ફ ગવર્નમેન્ટ ઇનસ્ટીટયુટના આશરા હેઠળ લેવાતી મ્યુનીસીપલ ડીસ્ટ્રીકટ ઓફીસરની પરિક્ષા પસાર કરી છે. સોશ્યલ સરવીસ લીગની સોશ્યલ વર્કસની પરિક્ષા પણ પસાર કરી છે કોસમોપોલીટન મંડળીમાંથી એક સોશ્યલ વર્કર તરીકે મી૦ દસ્તુર જાણીતા છે.

સરનામું:—આઇમાઇ વાડીયા બીલ્ડીંગ,
વાચ્છા ગાંધી રોડ,
ગામદેવી, મુંબઇ.

**પટેલ, મીસ ગુલચહેર જમશેદજી—** સુરત શહેરના ૪૦૦ વરસના જુના સરદાર દાવર એદલજી મોદીના ઇતિહાસીક મકાનમાં તા૦ ૧૨ મી સપ્ટેમ્બર ૧૯૦૫ના દિને જન્મ પામેલાં આ



બખતાવર બાનુ વાંદરાના વરસોના જાણીતા થયલા કાવસજી બ્રધર્સને નામે ઓળખાતા કુટુંબના વડા દીકરા જમશેદજીનાં બેટી થાય છે. મીસ ગુલચહેરનાં માતાજી સરદાર દાવર એદલજી મોદીના બેટા કાવસજીનાં દીકરી દીનામાંય હતાં. મેસર્સ-કાવસજી બ્રધર્સનો વેપાર ઘણા બહોળા પાયા ઉપર ચાલતો હતો અને ઇંગ્લંડ તેમજ પેરીસ અને માડાગાસ્કરમાં પણ એ પેઢીની શાખાઓ હતી. ખુદ લંડનના પરાંઓમાં મોરાસુમારી નામનું તેઓનું મકાન હતું.

મીસ ગુલચહેરે મુંબઇની કેથેદ્રલ હાઇસ્કુલ અને સેન્ટ ઝેવીઅર્સ કોલેજમાં કેળવણી લીધી છે. ૧૯૩૩ની સાલમાં વાંદરાનાં જેસમીન પારસી લેડીઝ વેલફેર યુનીઅનની સ્થાપનામાં, વાંદરા બેબી હેલ્થવીક રચવામાં, મરહુમ શહેનશાહ પાંચમા જયોર્જની સીલવર જુબીલીના ઉજવણીમાં, પારસી મતદારોનાં નામ નોંધાવી ચુંટણીમાં પારસીઓને ફત્તેહ અપાવવામાં, પોપી ડેના વેચાણથી સારી આવક ઉપજાવવામાં, ના૦ શહેનશાહ છઠ્ઠા જયોર્જની તાજપોષીની ધામધુમમાં, બાળકોનું રક્ષણ કરનારી મંડળીના સંબંધમાં, ડીફેન્સ લોનનો ઉઠાવ કરાવવામાં વગેરે અનેક કાર્યોમાં તેવણે આગેવાનીભર્યો ભાગ લીધો છે. સખાવતી કામો માટે બજારો શોઝ વગેરે ગોઠવવામાં તેમની મદદ મંગાય છે. દાદરની પારસી સોશીઅલ કલબ, પારસી જીમખાના વગેરેની તેવણે બજાવેલી સેવા જાણીતી છે. મીસ ગુલચહેરની જાહેર સેવાઓની પીછાણમાં ના૦ શહેનશાહની સાલગ્રેહની ખુશાલીના પ્રસંગે સરકાર તરફથી તેવણને કૈસરે હિંદનો બ્રોન્ઝ-મેડલ મળ્યો છે, જે માટે આ સેવાભાવી બાનુ ઇંચેઇંચ લાયક છે.

સરનામું:—કામા લોજ, ટરનર રોડ,
વાંદરા.

**ગોદાવરા ઉર્ફે ભાઠેના, દસ્તુરજી માણેકજી દસ્તુરજી બરજોરજી**—પારસી કોમમાં "ગોદાવરા"ને નામે પ્રસિધ્ધ બનેલી પાકદીની આલાતના હાલના માનવંત દસ્તુરજી સાહેબ દસ્તુરજી માણેકજી દસ્તુરજી બરજોરજી કાવસજી ગોદાવરા ઉર્ફે ભાઠેનાનો જન્મ તા૦ ૩–૧૦–૧૮૮૦ ને દિને સુરત જીલ્લાના ઓરપાડ તાલુકામાં આવેલાં કુંડિઆના ગામમાં થયો હતો. ગોદાવરા પંથના



ચાર મુખ્ય કુટુંબોમાં અસપંદીઆર ચાંદા, હીમજી મહેરજી, પેસ્તનજી ખોરશેદ અને નરીમાન શમ્યના કુટુંબો આવી જાય છે. હાલના દસ્તુરજી માણેકજી આ ચારમાના પહેલા અસ્પંદીઆર ચાંદાના ખાનદાનથી ઉતરી આવ્યા છે. દસ્તુરજીના વડીલો છેલ્લાં લગભગ ૩૦૦ વર્ષ થયાં સુરતના ભાઠા ગામનું પંથકપણું અને મોબેદી સીલસીલાબંધ કરતા આવ્યા છે. વળી સાત દોખમાં ધરાવતી જાણીતી ટેણા નગરીમાં પણ આ જાણીતા દસ્તુરજીના વડીલો મોબેદી પેશો કરતા આવ્યા હતા. દસ્તુરજી માણેકજી મોબેદીનું શિક્ષણ લઇ ત્યાંજ નાવર મહાતબ થઇ નાની વયે મુંબઇ આવ્યા હતા. મુંબઇમાં તેવણ સોડા-વોટરવાલાની દરેમહેરના તે વખતના પ્રખ્યાત વડા ધર્મગુરૂ દસ્તુરજી શાપુરજી મંચેરજી ઇચ્છાપોર્યાના હાથ નીચે લગભગ સાત વર્ષ સુધી યોઝદાથરેની પાકત તાલીમ લઇ બાહેર પડયા હતા.

આ વેળા ગોદાવરામાં સુરતના આતશબહેરામના આલાતથી કામ ચાલતું હતું, કારણ કે ગોદાવરાઓ પોતાનો સ્વતંત્ર આલાત ધરાવતા નહીં હતા. દસ્તુરજી માણેકજીના પિતા દસ્તુરજી બરજોરજીને આ સ્થિતિ રૂચી નહી. તેવણે પોતાની ખંતીલી કોશેષોથી પોતે ગ્રાન્ટરોડની દરેમહેરના પંથકી નેમાયા પછી બરયો–મહાબત કરાવી ધર્મના મૂળ પાયા સમાન ગણાતી મોતેબર નિરંગદીનની ક્રિયા પોતાની જાતી દેખરેખ હેઠળ ગોદાવરા પંથકનો પહેલ-વહેલો સ્વતંત્ર દીની આલાત ઉભો કરી પોતાના પંથના મોબેદોને ગોયા સ્વતંત્ર બનાવ્યા. તેમની આ કોશેષોમાં તેમના બેટા દસ્તુરજી માણેકજીનો હાથ હતો. દસ્તુરજી બરજોરજીની આ શુભ કોશેષોની તેમની દરેમહેરના ધર્મના ખાતાંઓના ટ્રસ્ટીઓએ પ્રશંસા કરી, અને તેઓએ તા૦ ૧૭મી મે ૧૯૧૭ને દીને પડેલી દરેમહેરના આદરીઆનની સાતમી સાલગ્રેહને પ્રસંગે એક જાહેર જશન કરી દસ્તુરો, મોબેદો અને બહેદીનોની મળેલી એક સભામાં દસ્તુરજી બરજોરજીને દીની દસ્તુર ઠેરવી તેના

માનમાં તેમને એક શ્યાલ ઓઢાડી હતી, જ્યારે નાયબ દસ્તુર તરીકે હાલના દસ્તુરજી માણેકજીને પણ એક શાલ એનાયત કરવામાં આવી હતી

તા૦ ૨૦મી નવેમ્બર ૧૯૩૭ને દિને દસ્તુરજી માણેકજી ભાઠેનાને અથોરનાનો અને દીનદાર જરથોસ્તીઓની એક મોટી મીજલસ સમક્ષ એમના મરહુમ પિતાજી દસ્તુરજી બરજોરજી ગોદાવરા (ભાઠેના)ના ઉઠમણામાં દસ્તુરીની સાલ એનાયત કરવામાં આવી હતી. આ નેમાણુંક બદલ ગોદાવરા પંથના આગેવાનો તેમજ બીજા પંથના દસ્તુરો, મોબેદો અને બહેદીનો, તથા ગામેગામના આગેવાન પંથકી સાહેબોએ પ્રશંસા બતાવી તેમને સંખ્યાબંધ શીયાલો એનાયત કરી હતી. હાલ ગ્રાન્ટરોડ મધે આવેલી મરહુમ દોરાબજી એદલજી મીઠાઇવાલાની દરેમહેર, તથા કોટ મધે આવેલી મરહુમ પીરોજબાઇ દાદાભાઈ વાચ્છાની દરેમહેરમાં કામ કરતા સઘળા મોબેદ સાહેબો દસ્તુરજી માણેકજીના વડપણ હેઠળ ક્રિયાકામ કરે છે.

દસ્તુરની ગાદીપર આવ્યા પછી દસ્તુરજી માણેકજી પોતાના વતન ગોદાવરાના ભાઠા ગામ ખાતે ગયા હતા જ્યાં પણ તેવણુને આસપાસના ગામોની દરેમહેરોના પંથકીઓએ સાલો એનાયત કરી મોટું માન આપ્યું હતું.

દસ્તુરજીના લગ્ન લગભગ પંદર વર્ષની ઉંમરે રાંદેરના મરહુમ દસ્તુરજી રૂસ્તમજી હોરમસજી રાંદેરીઆના બેટી જાઇજી સાથે થયાં હતાં. એમને એકપુરો દીકરો ફકત બાર વર્ષની નાની વયે ગુજર પામ્યો હતો.

દસ્તુરજી દસ્તુર તરીકેની પોતાની બહોળી રોકાણો છતાં જાહેર જીંદગીમાં પણ સારો ભાગ ભજવે છે. એવણ પારસી સ્લેટર રોડ મંડળના પ્રમુખ, પંચાયતની સોની અન્જુમનના એક આગેવાન સભાસદ હોવા ઉપરાંત મીઠાઈવાળાની દરેમહેરના એક ગોઠયા ટ્રસ્ટી હોવાનું માન ધરાવે છે. રાંદેરની અન્જુમનના ટ્રસ્ટી તરીકે પણ તેવણે થોડો વખત કામ કર્યું હતું.

**અરદેશર, બી૦ એ. સી.**, એમ. એ.—એઓ ૧૯૦૬ની સાલમાં ગ્રેડયુએટ થયા હતા જે પછી ૧૯૦૮માં એમ. એ.ની



પરિક્ષા પસાર કીધી હતી. ફ-તેહમદ ધંધાદારી કારકીર્દી પછી ૧૯૨૭ના સાલથી એમણે રેસીંગમાં ઝંપલાવ્યું હતું. રેસીંગની દુન્યામાં એક પારસી તરીકે એમણે અનુપમ નામના મેળવી છે. એમણે ગવરનર્સ કપ, ભાયખલા

કપ, રાજપીપળા ગોલ્ડ કપ, સી. એન. વાડયા ગોલ્ડ કપ, વિગેરે સંખ્યાબંધ કપો જીત્યા છે. એમણે વેસ્ટર્ન ઇંડીઆ રેસ હોર્સ ઓનર્સ એસોસીએશન કે તેહમંદી સાથ ઓરગેનાઇઝ કીધી છે કે જેના સેક્રેટરી તરીકે ૧૯૩૦ થી ૧૯૩૭ સુધી તેમણે કામ બજાવ્યું હતું. રોયલ વેસ્ટર્ન ઇંડયા ટર્ફ કલબના પહેલા એકટીંગ સ્ટુઅર્ડ તરીકે અને તે પછીથી સ્ટુઅર્ડ તરીકે તેઓની નેમણુંક થઇ હતી. મોગલ પેન્ટીંગ્સનું એવણનું ખાનગી 'collection' દુન્યાનાં બીજાં સારામાં-સારાં 'કલેકશનો'માંનું એક લેખાય છે.

**રેડીમની, મીસીસ મહેરૂ જહાંગીર કાવસજી જહાંગીર**—એઓ ૭ વર્ષના વયનાં હતાં ત્યારથીજ જાણીતા પારસી



કરોડપતિ મરહુમ સર ધનજીભાઇ બમનજી અને લેડી ફેની ધનજીભાઇ બમનજીએ પોતાની પાલક બેટી તરીકે તેમને રાખ્યાં હતાં અને ઉંચી તાલીમ અને બહોળા અનુભવનો લાભ આપવાની કાળજી રાખી હતી. ઇગ્લાંડની હેરોગેટ કોલેજની સીનીઅર કેમ્બ્રીજની પરિક્ષા એવણે પસાર કરી છે. રેસીંગની દુનીઆમાં મશહુર થયલા મી૦ એ. સી અરદેશરનાં તેવણ બેટી થાય છે અને મી૦ અરદેશર લેડી ધનજીભાઇ બમનજીના સૌથી વડા ભાઇ છે. શ્રીમતી મહેરૂનાં લગ્ન સર કાવસજી જહાંગીર બેરોનેટના વડા દીકરા મી૦ જહાંગીર સાથ થયલાં છે અને તેવણ એક એકોમ્પલીશ્ડ બાનુ હોવા ઉપરાંત મ્યુઝીક અને આર્ટસનો મોટો શોખ ધરાવે છે.

**મીસ્ત્રી, મી૦ હીરજીભાઇ હોરમસજી.** મી૦ મીસ્ત્રીનો જન્મ મુંબઇમાં તા૦ ૧૨ મી જુલાઇ ૧૮૯૬ ના દિને થયો હતો.



તેમનાં માબાપ તેમણે નાનપણમાં

ગુમાવ્યાં હતાં. મેટ્રીકની પરિક્ષા પસાર કર્યા પછી તેમણે કેટલીક વેપારી પરીક્ષાઓ પસાર કરી હતી અને તે પછી તેઓ રોજના એક રૂપીઆના પગારે બોમ્બે લાઈફ અશ્યુરન્સ કંપનીમાં જોડાયા હતા. ત્યાં ચારેક વર્ષ કામ કર્યા પછી તેઓ ૧૯૧૯ની સાલમાં બોમ્બે મ્યુચ્યુઅલ લાઇફ એશ્યુરન્સ સોસાયટીમાં માસિક રૂ. ૭૪ના પગારે એકાઉન્ટન્ટ તરીકે રહયા હતા અને ત્યારથી તેઓ એજ કંપનીમાં છે. હાલમાં તેઓ એ કંપનીના સેક્રેટરીનો હોદ્દો દીપાવી રહયા છે. ૧૮૭૧માં બોમ્બે મ્યુચ્યુઅલ સ્થપાઈ ત્યારથી અત્યાર સુધીમાં સેક્રેટરીના હોદ્દા ઉપર નીમાનાર તેઓ પહેલાજ પારસી અને ગુજરાતી છે.

સરનામું:—બોમ્બે મ્યુચ્યુઅલ બીલ્ડીંગ,
હોર્નબી રોડ, કોટ,
મુંબઇ

**દીવાન, શ્રી. ઠાકોરલાલ જીવણલાલ—** શ્રી. દીવાનનો જન્મ ૧૯૦૫ની સાલમાં ભરૂચ મુકામે થયો હતો. ભરૂચના સામાજીક રાષ્ટ્રીય તથા યુવક ચળવળમાં મહત્વનો ભાગ ભજવનાર તરીકે શ્રી. દીવાનનું નામ જાણીતું છે ડૉ૦ બેસન્ટની હોમરૂલ ચળવળે થીઓસોફી તથા જાહેર જીવન તરફ તેઓને આકર્ષ્યા. રાષ્ટ્રીય ધગશમાં કોલેજ શિક્ષણનો ત્યાગ કર્યો. ગુજરાતભરમાં યુથ લીગની સ્થાપનાનું પહેલું માન તેમને ફાળે જાય છે. તેઓ ઠાકોર-દીવાનના નામથી ગુજરાતની યુવક જનતામાં માનીતા થયા હતા.

નાની ઉંમરમાં વર્ષો સુધી ભરૂચ મ્યુનીસીપાલીટીમાં સભાસદ તરીકે ચુંટાઇ



આવ્યા હતા. ૧૯૩૦-૩૨માં મહાસભાની લડતમાં જોડાઇ ગામડાઓમાં જાગૃતિ આણી હતી. બે વખત તેઓને સત્યાગ્રહ-સંગ્રામમાં જેલ મળી હતી. તે પછી વીમા ક્ષેત્રમાં જોડાયા હતા. ધીમે ધીમે તેઓ આ દિશામાં પણ વધ્યા અને અત્યારે ધી ગ્રેટ સોસીઅલ લાઇફ એન્ડ જનરલ ઇન્સ્યુરન્સ કંપનીના મુંબઈ શાખાના મેનેજરનું પદ ધરાવે છે.

સરનામું:—નીલાબેલીવ્યુ, ભટવાડી,
મુંબઇ ૪.

# TIMBER







## TIMBER QUOTATIONS

RAILWAYS STRUCTURES FOR ALL REQUIREMENTS
HOUSES FURNITURE ETC WHETHER BIG OR SMALL

**Remco**

TELEGRAMS TIMBERS

# R. E. MODY & Co

ON GOVERNMENT RAILWAY & MILITARY LIST OF APPROVED CONTRACTORS
TANK BUNDER REAY ROAD. BOMBAY.

**બલસારા, ખાનબહાદુર ડૉ૦ પીરોજશા પેસ્તનજી**, એલ. એમ. એન્ડ એસ.—એમનો જન્મ ૧૮૭૮ના નવેમ્બર મહીનામાં વલસાડ મધ્યે થયો હતો, જ્યાં



તેઓએ શરૂઆતની કેળવણી લઇ મુંબઇની જે. એન. પીટીટ પારસી ઓરફનેજ તેમજ મુંબઇની ગ્રાન્ટ મેડીકલ કૉલેજમાં ચઢયાતી કેળવણી સંપાદન કીધી હતી. ૧૯૦૧ના સાલમાં એવણે છેવટની તબીબી પરીક્ષા પસાર કીધી હતી. ૧૯૦૩ના સાલમાં પોર્ટ હેલ્થ ડીપાર્ટમેન્ટના એસીસ્ટન્ટ સરજ્યન નીમાયા હતા. ગઇ લડાઇ દરમ્યાન એમણે સોલાપુરના સીવીલ સરજ્યન તરીકે તેમજ ત્યાંના શહેરી જરમન કેદીઓના મેડીકલ ઓફીસર તરીકે સેવા બજાવી હતી. એડનના એસીસ્ટન્ટ સીવીલ સરજ્યન તેમજ ભરૂચના સીવીલ સરજ્યન તરીકેના પણ એવણે ઓધ્ધાઓ ભોગવ્યા હતા. ૧૯૩૩ના સાલમાં એઓ સરકારી નોકરીમાંથી ફારેગ થયા હતા. ૧૯૩૨ માં એવણ ઉપર ખાનબહાદુરના ખેતાબની નવાજેશ થઇ હતી.

સરનામું:—મોટા પારસીવાડ, વલસાડ.

**સત્યપાલ (ડૉ૦)**, ફીઝીશયન, સરજ્યન અને ડેનટીસ્ટ—ડૉ૦ સત્યપાલનો જન્મ ૧૮૮૫ના સાલમાં થયો હતો. ૧૯૦૨ની સાલમાં બી. એ. ની અને ૧૯૦૮ માં એમ. બી.ની ડીગ્રી મેળવી હતી. ગઇ લડાઇ દરમ્યાન એમણે આઇ. એમ. એસ. ઓફીસર તરીકે સેવા બજાવી હતી. તેઓ પંજાબની પ્રોવીનશ્યલ કોંગ્રેસ કમીટીના પ્રેસીડન્ટ હતા. પંજાબ મધ્યે ૧૯૧૯ના સાલમાં થયલાં રમખાણો દરમ્યાન એમને દેશપાર કરવામાં આવ્યા હતા તો પણ એજ સાલ (૧૯૧૯)ના ડીસેમ્બરમાં એમને માફી બક્ષી છોડી મુકવામાં આવ્યા હતા. અસહકારની ચળવળને અંગે એઓને અનેકવાર કેદની સજા પણ થઇ હતી. તેઓ ઓલ ઇન્ડીઆ કોંગ્રેસ વરકીંગ કમીટીના એક સભ્ય પણ હતા. ગાંધીજીના અહીંસાના સિધ્ધાંત સાથ મળતા નહીં થવાથી હાલમાં તેઓ કોંગ્રેસથી છુટા થયા છે.

સરનામું:—૪૨, નીસબટ રોડ, લાહોર.

**નરેન્દ્રદેવ આચાર્ય**, એમ. એ., એલ એલ. બી.,—એઓ પાલી ભાષાના એક સ્કોલર છે. બનારસની નેશનલ વિદ્યાપીઠ જેની ૧૯૨૧ના સાલમાં સ્થાપના થઇ હતી તેના તેઓ પ્રીનસીપાલ છે. ૧૯૨૧ની અસહકારની ચળવળમાં ભાગ લેવા માટે તેમને જેલની સજા થઇ હતી. તે પછી ૧૯૩૦-૩૨ની કાયદાભંગની ચળવળમાં ભાગ લેવા માટે પણ તેમને બેવાર કેદની સજા થઇ હતી. ૧૯૩૪ના સાલમાં મળેલી ઓલ ઇંડયા સોશ્યાલીસ્ટ કોનફરન્સના તેઓ પ્રેસીડન્ટ હતા.

સરનામું:—બનારસ.

# ભાટીઆ જનરલ હોસ્પીટલ.

મુંબઇમાં હીંદુ કોમને તબીબી રાહત આપવામાં મદદ કરનારી સંસ્થાઓમાં ભાટીઆ જનરલ હોસ્પીટલ પણ કીંમતી ફાળો આપી રહી છે. આ હોસ્પીટલ જયારે સ્થપાઇ ત્યારે તે એકલા ભાટીઆઓ માટેજ હતી પરંતુ બીજી હીંદુ કોમોને ઉપયોગી થઇ પડવાના ઉદ્દેશથી હોસ્પીટલના ટ્રસ્ટીઓએ થોડાં વર્ષોથી ભાટીઆ ઉપરાંત બીજા હીંદુઓને પણ રોજની રૂ. ૩ ની ફીથી દાખલ કરવાનું ઠરાવ્યું છે. ભાટીઆ કોમને આ હોસ્પીટલનો મફત લાભ આપવામાં આવે છે. બીજી જ્ઞાતિઓના હીંદુઓને દાખલ કરવાનું પગલું સફળ નીવડયાથી થોડાક સમયથી ભાટીઆ સીવાયની બીજી જ્ઞાતિઓના ગરીબ હીંદુઓને મદદરૂપ થઇ પડવાના ઉદ્દેશથી આ હોસ્પીટલમાં થોડાંક મુફત બીછાનાંઓ પણ રાખવામાં આવ્યાં છે.



આ હોસ્પીટલમાં પહેલા અને બીજા વર્ગના રૂમો, સુવાવડખાતું, અને સામાન્ય વોર્ડો છે. તેમાં ૭૫ થી વધુ દરદીઓ માટે સગવડ છે અને હોસ્પીટલ એક અપ-ટુ-ડેટ ઓપરેશન થીએટર, એક્ષરે પ્લાન્ટ, અલ્ટ્રાવાયોલેટ રેઝ ડીપાર્ટમેન્ટ ધરાવે છે.

શેઠ વલ્લભદાસ કરસનદાસ નાથા, શેઠ ચતુરભુજ ગોરધનદાસ અને શ્રીમતી હંસરાજ પ્રાગજી ઠાકરસીએ આ હોસ્પીટલને અત્યાર સુધીમાં નાણાંની સારી મદદ કરી છે અને કર્યે જાય છે અને જો આ હોસ્પીટલને તેમની મદદ નહી હોય તો હાલના ઉચ્ચ ધોરણ ઉપર તે ચાલુ રાખી શકાય નહીં.

આ હોસ્પીટલ કેટલી સુંદર અને અપ-ટુ-ડેટ છે તે અત્યાર સુધીમાં તેની મુલાકાતે ગયેલ વ્યકિતઓનાં નીચલાં નામો ઉપરથી જણાય છે.

મુંબઇના નાo ગવરનર સર રોજર લમલી, નવાનગરના નાo જામ સાહેબ, કચ્છ અને મોરબીના મહારાજા સાહેબો, મુંબઇના નાo ચીફ જસ્ટીસ સર જોન બોમન્ટ અને લેડી બોમન્ટ, સરદાર વલ્લભભાઇ પટેલ, શ્રીo સુભાષચંદ્ર બોઝ, મુંબઇના એડવોકેટ જનરલ શ્રી. મોતીલાલ સી સેતલવડ, મ્યુo કમીશનર શ્રીo ભટ્ટ, સ્મોલ કોઝીઝ કોર્ટના ચીફ જસ્ટીસ શ્રીo ઇન્દ્રનારાયણ, શેઠ મથુરાદાસ વસનજી (મુંબઇના માજી શેરીફ) વિગેરે.

છેલ્લાં દોઢ વર્ષથી આ હોસ્પીટલ સારી જાહેરમાં આવી છે અને તે માટે તેના ઉત્સાહી જોડયા ઓનરરી સેકરેટરી શ્રીo રણછોડદાસ ગોકળદાસ જવાબદાર છે. જો આપણી સખાવતી સંસ્થાઓને આવા બીનસ્વાર્થી ઓનરરી કાર્યકરો મળે તો તેમની સફળતા માટે જરા પણ શક રહી શકે નહી કારણ કે એ સંસ્થાનો વહીવટ કોના હાથમાં છે તે લોકો પ્રથમ જુવે છે

અને જ્યાં લોકોની એમ ખાત્રી થાય કે તેમનાં નાણાંનો સારો ઉપયોગ થાય છે તો લોકો સારાં કામો માટે છુટથી નાણાં આપે છે. શ્રી૦ રણછોડદાસની તથા બીજા ટ્રસ્ટી ઓની એવી ઉમેદ છે કે આ હોસ્પીટલમાં બધી કોમોના હીંદુઓ માટે વધુ પ્રમાણમા મુફત બીછાનાંઓ રહે અને શ્રીમંત હીંદુઓ આ હોસ્પીટલને એ કાર્યમાં મદદ કરશે તો તેમનાં નાણાંનો સારો ઉપયોગ થયલો કહેવાશે.

**તુલસીદાસ ખીમજી શેઠ**—શેઠ તુલસીદાસનો જન્મ સંવત ૧૯૩૦ ના અશાડ વદ બારસને દિને થયો હતો. તેમણે મુંબઇની ફોર્ટ હાઇસ્કુલમાં કેળવણી લીધી હતી. તેમણે ૧૯ વર્ષની વયે પોતાની ધંધાદારી કારકીર્દી શરૂ કરી હતી અને શરૂઆતમાં મુકાદમ તરીકે કામ કરતા હતા. તેઓ પોતાના મહેનતુ અને પ્રમાણીક સ્વભાવથી થોડાજ સમયમાં યુરોપીઅન, પારસી અને હિંદુ વ્યાપારીઓને પોતાના ઘરાક બનાવી શકયા હતા. એવી રીતે ધંધામાં પગભર થયા પછી તેઓએ કલીઅરીંગ, ફોરવર્ડીંગ, શીપીંગ અને ઇનસ્યુરન્સ એજન્ટસની પેઢી મોટા પાયા ઉપર સ્થાપી હતી અને તેમની પ્રમાણીકતા અને ઘરાકોનાં હિતની કાળજીને લીધે વેપારીઓ અને બેંકો વર્ષોથી તેમની મારફત લાખો રૂપીયાનું કામ કરે છે. તેમના ધંધામાં તેઓ આજે અગ્રસ્થાન ધરાવે છે અને મી૦ એન. એસ. આયરે લખેલાં "હીંદમાં પરદેશી હુંડીઆમણ"ના પુસ્તકમાં શેઠ તુલસીદાસ માટે ઘણું સ્તુતિપાત્ર લખાણ કરવામાં આવ્યું છે



શેઠ તુલસીદાસ એક ધર્મપરાયણ પુરૂષ છે અને તેઓ પુંજાપાઠ અને દેવદર્શનમાં પોતાનો સારો જેવો સમય પસાર કરે છે. અત્યાર સુધીમાં તેમણે ઘણી જાત્રાઓ કરી છે અને કરે છે. તેમની સખાવતો પણ સારા પ્રમાણમાં છે. શાન્તાક્રૂઝના લક્ષ્મીનારાયણ મંદિર, શાન્તાક્રૂઝ રેસીડેન્ટસ એસોસીએશન, અને શાન્તાક્રૂઝ એજ્યુકેશન સોસાયટીના તેઓ ટ્રસ્ટી છે. તેમને બીજી કેટલીક જાહેર અને સખાવતી સંસ્થાઓ સાથે પણ સંબંધ છે. રા૦ શેઠ તુલસીદાસને કરસનદાસભાઇ અને નારણદાસભાઇ નામના બે પુત્રો છે. તેમના ભત્રીજા શ્રી. રણછોડદાસ ગોકળદાસ પણ તેમની સાથેજ છે. શ્રી. રણછોડદાસ ભાટીઆ જનરલ હોસ્પીટલના જોડયા ઓનરરી સેક્રેટરી છે અને એ હોસ્પીટલ છેલ્લાં દોઢ વર્ષથી જે જાહેરમાં આવી છે તે રા૦ રણછોડદાસની બીનસ્વાર્થ સેવાને આભારી છે.

સરનામું:—તુલસીદાસ ભુવન, ઘોડબંદર રોડ, શાન્તાક્રૂઝ.

**લેનટીન, ફીરોઝશાહ કાવસજી—** એવણુનો જન્મ મુંબઇમાં ૧૮૮૯ માં થયો હતો. એમના મરહુમ પીતાજી



શેઠ કાવસજી ફરામજી લેનટીને મુંબઇની તે વેળાની જાણીતી બોમ્બે યુનાઇટેડ (મંગળદાસ) મીલ તેમજ ખટાઉ મકનજી મીલમાં વરસો સુધી મેનેજર અને સુપ્રીન્ટેન્ડન્ટ તરીકે કામ બજાવી એ મીલના એજન્ટો તરફથી વીલાયત જઇ રૂ. ૧૩ લાખના મશીનરી લાવ્યા હતા અને મુંબઇમાં બોંબે યુનાઇટેડ મીલમાં ઇલેકટ્રીસીટીથી કામ કરી શકાય એવી મશીનરી પહેલવહેલી ગોઠવી હતી. મુંબઈની બીજી મીલોમાં પણ એમની તરફથી ઇલેકટ્રીક મશીનરી ગોઠવાઇ હતી. તેઓનું મરણ ૩૯ વરસની ભર-જુવાન વયે નીપજ્યું તેની ૨ વરસ આગમચ તેઓએ મુંબઈની એક જાણીતી મીલ ખરીદી લઇ તેને વહાલન મીલને નામે ચાલુ કરી હતી, જે તેઓના મરણ બાદ વેચી નાંખવામાં આવી હતી.

મી૦ ફીરોઝશાહ લેનટીનની વય તે વેળા ૧૬ વરસની હતી. તેઓ મેટ્રીક સુધીનો અભ્યાસ કીધા બાદ મુંબઇની સીટી ઓફ બોમ્બે મીલમાં એપ્રેન્ટીસ તરીકે જોડાયા હતા જે બાદ તેઓએ ત્રીકમદાસ મીલમાં ચાર વર્ષ સુધી ઇરેકશન ફીટર તરીકે કામ કીધું હતું. તે પછી કલકત્તાની દનબાર મીલમાં ત્રણ વરસ કાર્ડીંગ સ્પીનીંગ માસ્તર તરીકે ગયા હતા, જ્યાં તેઓએ પુર સંતોષ વચ્ચે કામ કરીને લાહોરની તેમજ મીરજાપુરની મીલોમાં મેનેજર તરીકે કામ કર્યું હતું. ૧૯૧૩ માં તેઓ મુંબઇની વીકટોરીયા મીલમાં જોડાયા હતા. એ મીલના એજંટો અમદાવાદવાળા શેઠ ગીરધરદાસ મંગળદાસ અને શેઠ ચીમનલાલ ગીરધરદાસ પારેખે તેઓની જાતી હુશીયારી જોઇને મુબઇની એલાયન્સ મીલ, જુબીલી મીલ, સુરતની ગુલામબાબા મીલ, અમદાવાદ સીટી મીલ, રાજનગર મીલ તેમજ જબલપુરની રાજા ગોકળદાસ મીલ મધેનો વહીવટ મેનેજર અને સુપ્રીન્ટેન્ડન્ટ તરીકે તેમને સોંપ્યો હતો અને મુંબઇ તેમજ અમદાવાદમાં સ્પીનીંગ એક્ષ્પર્ટ અને મેનેજર તરીકે પ્રખ્યાતી પામ્યા હતા. ૧૯૨૬ ના સાલમાં મી૦ ફીરોજશાહ આ શેઠીયાઓને ત્યાંથી છુટા પડીને અમદાવાદ કોટન અને લક્ષ્મી કોટન મીલના એજન્ટ શેઠ જયંતીલાલ અમૃતલાલને ત્યાં મીલ મેનેજર અને સુપ્રીન્ટેન્ડન્ટ તરીકે જોડાયા જે બાદ ફેબ્રુઆરી ૧૯૨૭ માં મુંબઇની માણેકજી

પીટીટ મીલના મેનેજર તરીકે જોડાઇને આ મીલને ફકત ૧ વરસમાં અનેક સુધારા વધારાઓ સાથે રૂ. ૧૧ લાખનો મોટો નફો દેખાડી આપ્યો હતો, જે માટે તેઓના એજન્ટોના વડા ભાગ્યા મરહુમ સર દીનશા પીટીટ બેરોનેટે પોતાની એજન્સી હેઠળની દીનશા પીટીટ, બમનજી પીટીટ, ફરામજી પીટીટ અને માણેકજી પીટીટ મીલમાં ૧૯૨૮ માં સુપ્રીન્ટેન્ડન્ટ તરીકે મી૦ લેનટીનની મોટા પગારે નેમણુંક કરી હતી. કમનસીબે મુંબઇની મીલોના દિવસો નબળા પડવા છતાં ઉપલી પીટીટ મીલો સારૂં કામ બજાવતી હતી. મી૦ લેનટીન એક મોટા મીલકનદાર છે.

સરનામું—શાટોમરીન, મરીનડ્રાઇવ, મુંબઇ.

**દુબાશ, શેઠ માણેકશાહ ફરામજી (બારાલાખ)**—શેઠ માણેકશાહનો જન્મ મુંબઇમાં તા૦ ૧૩ મી જુન ૧૮૮૬ ના દિને થયો હતો. ન્યુ હાઇસ્કુલમાં કેળવણી લીધા પછી તેઓ બી. બી. એન્ડ સી. આઇ. રેલ્વેમાં ૧૯૦૩ ની સાલમાં લોકો ડીપાર્ટમેન્ટમાં રહયા હતા. ૧૯૧૫ માં જયારે છેલ્લી મોટી લડાઇ ચાલતી હતી ત્યારે તેઓ બી. રીગોલ એન્ડ બર્ગમેન કુંપનીમાં સેલ્સમેન તરીકે જોડાયા હતા. એ કંપની બંધ થયા પછી તેઓ જહાં ઓદીને કંપનીમાં અને તે પછી ડબલ્યુ. જે. બરોઝમાં જોડાયા હતા જયાં તેઓ ઘણી સારી સેવા બજાવીને ૧૯૩૨ માં રીટાયર થયા હતા, અને શેર બજારમાં વેપાર કરવા માંડયો હતો. શેર બજારમાં નશીબ-દેવીએ તેમને યારી આપી અને તેમણે સારી મુડી જમાવ્યું. પોતાનાં મરહુમ પહેલાં ધણીઆણી બાનુબાઇ તથા એકપુરા બેટા મરહુમ શામની યાદગીરીમાં તેમણે



દવીઅર ખાતે પારસીઓ માટે એક ભવ્ય અને અપટુડેટ સેનેટોરીઅમ બંધાવી છે, જે શેઠ દીનશાજી શાપુરજી દવીઅરવાલાને હાથે ખુલ્લી મુકાઇ હતી. પોતે ગરીબાઇમાંથી વધેલ હોવાથી તેઓ પોતાની કોમનાં ગરીબ હાજતમંદોને તેમજ ગરીબ ઓળખીતાંઓને છુપે અને છુટે હાથે મદદ કરે છે.

સરનામું:—બાનુમેનશન, ૬૧૯, પારસી કેલોની, દાદર, મુંબઇ.

**સેતલવડ, શ્રી. ભીમરાવ કેશવલાલ—** શ્રી૦ ભીમરાવભાઇનો જન્મ ૧૮૯૭ ની સાલમાં થયો હતો. કેળવણી લીધા પછી



તેઓ પોતાના પિતા રા૦ કેશવલાલ સેતલવડ સાથે ૧૯૨૧ ની સાલમાં જાણીતા ઇનસ્યુરન્સ એજન્ટો મેસર્સ એમ. કાનજી અને કંપનીમાં જોડાયા હતા અને ત્યાં ૧૯૩૦ ની સાલ સુધી કામ કરી વીમાના વધુ અભ્યાસ, ટ્રેનીંગ અને અંગત અનુભવ માટે ટોરેન્ટો (કેનેડા) ખાતે મેન્યુફેકચરર્સ લાઇફ ઇનસ્યુરન્સ કંપનીની હેડ ઓફીસમાં ગયા હતા. તેમણે ન્યુયોર્ક યુનીવરસીટીનો ઇનસ્યુરન્સ ડીપ્લોમા મેળવ્યો છે. ૧૯૩૧ માં વોશીંગ્ટન ખાતે મળેલી દુનીઆની વેપારી ચેમ્બરોની કોનફરન્સમાં ઇન્ડીઅન ઇનસ્યુરન્સ કંપનીઝ એસોસીએશનના એક ડેલીગેટ તરીકે હાજરી આપી હતી. આગ, અકસ્માત અને દરીઆઇ વીમાનાં કામનો લંડનમાં કેટલીક જાણીતી વીમા કંપનીઓમાં તેમણે બહોળો અનુભવ મેળવ્યો છે. ડીસેમ્બર ૧૯૩૨ માં હીંદ પાછા ફર્યા પછી તેમણે યુનાવરસલ ફાયર અને જનરલ ઇનસ્યુરન્સ કંપનીના મેનેજર અને એ કંપનીની મેનેજીંગ એજન્સીમાં એક ભાગીદાર તરીકે ૧૯૩૨ થી ૧૯૩૯ સુધી કામ કર્યું હતું. જુલાઇ ૧૯૩૯ થી તેઓ ફ્રી જનરલ ઇનસ્યુરન્સ કંપની લી૦ ના મુંબઈ વીભાગના જનરલ મેનેજર છે.

સરનામું:—૪૫-૪૭, એપોલો સ્ટ્રીટ, મુંબઈ.

**જયંતીલાલ જમનાદાસ મોરારજી—** રા૦ જયંતીલાલભાઇનો જન્મ ૧૯૧૯ ની સાલમાં મુંબઇમાં થયો હતો. જાણીતા શેર



દલાલ શેઠ જમનાદાસ મોરારજીના તેઓ ત્રીજા પુત્ર છે અને હાલમાં ધી નેટીવ શેર એન્ડ સ્ટોક બ્રોકર્સ એસોસીએશનના

(જુનાં શેર બજારના) ડીરેક્ટરોની બોર્ડમાં બીરાજે છે. તેમણે શાંતાક્રૂઝની આનંદીલાલ પોદાર સ્કુલમાં પ્રાથમીક અને મુંબઇની ભરડા ન્યુ હાઇસ્કુલમાં માધ્યમીક કેળવણી લીધી હતી અને તે પછી ૧૯૩૭ ની સાલમાં તેઓ પોતાના પિતાની પેઢીમાં જોડાઇ ગયા હતા. ઉદયોગી અને મહેનતુ સ્વભાવ, ધંધાદારી કુનેહ અને હુશીઆરી અને મળતાવડી રીતભાતોને લીધે તેઓ થોડાજ સમયમાં પોતાના પિતાને ઉપયોગી થઇ પડયા હતા અને આજે તેઓ પોતાના પિતાના એક જમણા હાથ સમાન છે. રા૦ જયંતીલાલભાઇ એક સારા ટેનીસ પ્લેયર છે અને ક્રીકેટ કલબ ઓફ ઈન્ડીઆના એક સભારૂઢ છે. તેમનાં લગ્ન ૧૯૩૯ની સાલમાં થયાં હતાં. પોતાના આનંદી અને મળતાવડા સ્વભાવને લીધે તેઓ નાની વયમાંજ એક બહોળું મિત્રમંડળ ધરાવે છે.

સરનામું:—ઘોડબંદર રોડ, શાંતાક્રૂઝ.

**નરોત્તમદાસ ભાઉ ઝવેરી**—સ્વર્ગસ્થ શેઠ નરોતમદાસ ભાઉ ઝવેરીએ ૧૮૬૪ માં મુંબઇમાં સોના ચાંદીના વેપારી તરીકે પોતાના ધંધાની શરૂઆત કરી. જમાનાને અનુસરતા સુંદર અલંકારો બનાવી સામાન્ય જનતાને કીમતી ધાતુની ઉપયોગીતા સાથે સંગ્રહ કરતા શીખવ્યું. કીમતી સોના ચાંદી જેવી અમુલ્ય ધાતુ પ્રજાને ચોખ્ખી ભેળસેળ વીનાની આપી પોતાનું નામ મરહુમે એક પ્રમાણીક સોના ચાંદીના વેપારી તરીકે બહાર આણ્યું.

જનતાના બહોળા ટેકા અને સંપુર્ણ વિશ્વાસે એઓશ્રીએ એક બીજી દુકાન શેખ મેમણ સ્ટ્રીટમાં ખોલી હતી. મરહુમના એકજ પ્રમાણીકતાના ચાલુ સીધ્ધાંતે લોકોનો વિશ્વાસ અને ટેકો વધતોજ ગયો.



વખત જતાં મરહુમના ચી૦ ભાઈજમનાદાસભાઇ સહકુટુમ્બ કોન્ટીનન્ટની મુસાફરી કરી આવી ઝવેરાતનો અનુભવ લઇ આવ્યા પછી એક મુખ્ય શાખા લેમીંગ્ટન રોડ ભાસ્કર મેન્શનમાં ખોલવામાં આવી. જ્યાં બાહોશ અનુભવી યુરોપીઅન તેમજ દેશી આર્ટીસ્ટ અને કારીગરો નીચે ઝવેરાતના રમણીય ચોખ્ખા ચાલુ જમાનાને અનુસરતા અલંકારો બનાવી જનતાનો બહોળો વિશ્વાસ મેળવ્યો. આ ધંધાની પ્રમાણીકતા અને ચાલુ ફેશનેબલ આર્ટીસ્ટ કારીગરીને લઇને હિંદુસ્તાનના મુખ્ય રાજારજવાડાઓનો મજબુત આશ્રય મળ્યો. વખત જતાં મહારાજા સાહેબ વડોદરા અને મહારાજા સાહેબ ગ્વાલીઅરના એપોઇન્ટમેન્ટો પણ મળ્યાં.

સરનામું:—નરોતમદાસ ભાઉ ઝવેરી,
લેમીંગ્ટન રોડ, મુંબઇ.

**ગાંધી, મી૦ મીનોચહેર માણેકશાહ**—એવણનો જન્મ ભરૂચમાં તા૦ ૨૭–૨–૧૮૯૬ ના દિને થયો હતો. તેઓએ મુંબઇની



ફોર્ટ હાઇસ્કુલમાં કેળવણી લીધા બાદ પોતાના પીતાજીની અફીણની પેઢી કે જે પેઢી ૪૦ વરસની મોનોપોલી ધરાવે છે તેમાં જોડાયા હતા.

છેલ્લી લડાઈ દરમ્યાન તેઓએ પહેલેથી છેલ્લે સુધી હીંદી લશ્કર માટે બીડીઓ લશ્કરી ખાતાંને પુરી પાડી હતી અને આ લડાઇમાં પણ તેઓએ એ કામ ચાલુ રાખ્યું છે. તેઓની ફર્મ એમ. એચ. ગાંધી એન્ડ સન્સને નામે ગવર્નમેન્ટ ટોબેકો વેર હાઉસમાં ૪૦ વરસથી અફીણ અને ૨૮ વરસથી તંબાકુનું કામકાજ કરે છે, અને તેઓના કામમાં તેઓના નાનાભાઇ તેહમુરસ્પ પણ મોટા મદદગાર છે.

એવણના લગ્ન ૧૯૧૯ની સાલમાં બાઇ રોશન માણેકજી બાટલીવાલા સાથે થયાં હતાં અને તેવણને ૨ દીકરાઓ અને ૧ દીકરી છે. વડો બેટો કેકી લડાઇ આગમચ કેમ્બ્રીજમાંથી રજા ઉપર મુંબઇ આવ્યા બાદ તેઓને ધંધામાં નાંખવાને માટે શેઠ મીનોચહેરે અગાઉની જરમન ઇન્ડસ્ટ્રી જે કેમીકલ મોલ્ડીંગ મેન્યુફેકચરીંગ હતી તે પહેલવહેલીવાર હીંદમાં લાવીને તેના ડીરેકટર બન્યા છે તેમજ સપલખર બ્રધર્સ ઇન્ડીયા લીમીટેડ કુંપનીમાં પણ એક ભાગીઆ અને ડીરેકટર છે. બોમ્બે સબરબન ડીફેન્સ લોન કમીટીના તેઓ એક ઉલટમંદ મેમ્બર છે અને તેઓને ૧૯૩૮ના સાલમાં જે. પી. બનાવવામાં આવ્યા હતા. તેઓના પીતાજીનું મરણ ૧૯૩૭ની સાલમાં થયા બાદ તેઓએ પોતાની ફર્મ ચાલુ રાખીને સારી પંકતી ઉપર મુકી છે. મી૦ માણેકશાહ સી. સી. આઇ.ના મેમ્બર ઉપરાંત બેલેટીંગ કમીટી ઉપર બીરાજે છે અને તેઓ આ કલબ ઉપરાંત વીલીંગ્ડન અને રેડીયો કલબના પણ એક સભાસદ છે. સ્વભાવે આનંદી અને મળતાવડા હોવાથી તેઓ એક બહોળું મિત્રમંડળ મેળવવા પામ્યા છે.

સરનામું:—કેકી મંઝીલ, બેરામજી જીજીભાઇ રોડ, વાંદરા.

**મસુદ, સર સઇયદ રોસ**, આઇ. ઇ. એસ., બાર–એટ–લૉ—એમનો જન્મ ૧૮૮૯ના સાલમાં થયો હતો. એમણે અલીગઢની તેમજ ઓક્ષફર્ડની ન્યુ કોલેજમાં કેળવણી લીધી હતી. ૧૯૧૩માં પટણા હાઇસ્કુલના હેડમાસ્તર હતા. ૧૯૧૬માં કટકની રેવેનશો કોલેજના પ્રોફેસર હતા. કલકત્તા, મદ્રાસ અને ઓસમાન્યા યુનીવર્સીટીઓના એવણ ‘ફેલો’ પણ હતા.

સરનામું:—અલીગઢ.

**પારખ, ખાનબહાદુર બમનજી અરદેશર**—ખાનબહાદુર બમનજી પારખનો જન્મ તા૦ ૧૮ મી માર્ચ ૧૮૬૯ ના દીને સુરતમાં થયો હતો. એવણુના પિતાજી ખાનસાહેબ અરદેશર જહાંગીરજી પારખ પોસ્ટ ખાતામાં એક જાણીતા અમલદાર હતા અને તેમના ખા૦ બ૦ બમનજી ત્રીજા બેટા થાય છે. ખા૦ બ૦ બમનજીએ નાશક, ધુલીઆ અને મુંબઈની સ્કુલોમાં કેળવણી લીધી હતી અને ૧૯ વર્ષની નાની વયે ખાનદેશમાં પોલીસ ખાતામાં એક હેડ કોનસ્ટેબલ તરીકે સરકારી નોકરીમાં જોડાયા હતા. ત્યાંથી તેમને આબકારી ખાતામાં ટ્રાન્સફર કરવામાં આવ્યા હતા અને ત્યાં તેમણે એક બાહોશ ડીટેકટીવ તરીકે નામના મેળવી હતી. આબકારી ખાતાં મધેની મી૦ પારખની કારકીર્દી ઘણી ઝળકતી હતી. મીસીસ અથાઈદેના કેસમાં તેમણે બજાવેલી સેવાએ તેમને સારી ખ્યાતી આપી હતી. તેઓ રીટાયર થયા પછી પંદર વર્ષ બાદ કોંગ્રેસે અસહકારની લડત શરૂ કરી હતી અને તેને અંગે કોંગ્રેસ તરફથી દારૂ તાડીની દુકાનો ઉપર અને લીલાંઉઓ ઉપર પીકેટીંગ ગોઠવવામાં આવ્યું હતું. એ ચળવળને દબાવી દેવામાં ખા૦ બ૦ પારખે સરકારને સારી મદદ કરી હતી. તેમની સેવાની કદરસનાશી તરીકે ૧૯૩૫ માં તેમને ખાન બહાદુર બનાવવામાં આવ્યા હતા. એમનાં લગ્ન ૧૮૮૬ માં સુરતમાં સોરાબજી ગભરૂનાં દીકરી બાઇ મહેરબાઈ સાથે થયાં હતાં. તેમને ૩ છોકરા અને ચાર છોકરીઓ છે. તેઓ આનંદી અને મળતાવડા સ્વભાવના છે અને તેઓ બહોળું મીત્રમંડળ ધરાવે છે.

સરનામું:—હબીબ મેનશન, ૧૫૭, ખંબાલા હીલ, મુંબઈ.

**આયર, મી૦ ટી. કે. ડોરાઇસ્વામી** એમ. એ.—એવણુ કોઇમ્બટોરની ગવર્નમેન્ટ કોલેજના પ્રીન્સીપાલ છે. અગાઉ એવણુ મદ્રાસની પ્રેસીડન્સી કોલેજના ઈકોનોમીકસના વીષયના પ્રોફેસર હતા. મદ્રાસ યુનીવરસીટીના ઈન્ડીઅન ઈકોનોમીકસના મદદનીશ પ્રોફેસરનો અને તે પછી પ્રોફેસરનો પણ ઓધ્ધો ભોગવ્યો હતો. ઇન્ડીઅન કરન્સી અને ફીનાન્સના તેઓ એક એક્ષપર્ટ સમાન છે.

સરનામું:—કોઇમ્બટોર.

**ઝફરૂલ્લાખાન, સર મહમદ**—ના૦ વાઇસરોયની એકઝીક્યુટીવ કાઉન્સીલના



સભાસદ સર મહમદ ઝફરૂલ્લાખાન રીટાયર થયા પછી હીંદની ફેડરલ કોર્ટના એક જજનો હોદ્દો સંભાળનાર છે.

(વધુ વીગતો માટે જુઓ પૃષ્ટ ૩૧૨)

**પટેલ, મી૦ અરદેશર સી.**—મી૦ અરદેશર પટેલનો જન્મ ૧૮૯૮ ની સાલમાં વડોદરામાં થયો હતો. નાનપણથીજ તેઓ



સીનેમા ઉદ્યોગમાં ઘણો રસ લેતા હતા. ૧૯૧૨–૧૩ ની સાલથી તેમણે સીનેમા લાઇન તરફ ધ્યાન આપવા માંડયું અને સ્કુલ છોડયા પછી ૧૯૧૫ માં તેમણે એ લાઇનમાં ઝુકાવ્યું અને ૧૯૨૪ ની સાલથી તેમણે એ લાઇનની પોતાની પેઢી કાઢી ફીલ્મો બનાવવાની, તેની ડીસ્ટ્રીબ્યુશનની અને એકઝીબીશનની લાઈનોમાં ભાગ લેવા માંડયો. હીંદમાં ૧૦૦ થી વધુ સીનેમા થીએટરોમાં તેમણે ઇનસ્ટોલેશનનું કામ કર્યું છે કે જેમાંના દશથી વધુ થીએટરો તો મુંબઇમાંજ છે. હીંદના એક બાદશાહી થીએટર તરીકે ગણાતા મુંબઇના રોયલ ઓપેરા હાઉસને તેમણે પોતાના કબજામાં લીધું અને તેમણે એ થીએટરનો ચાર્જ લીધો ત્યાંથી હીંદી અને પરદેશી પીકચરો બતાવતા એક પહેલી પંકતીના થીએટરની પંકતીમાં એ થીએટર ગણાય છે.

ટુંકી ન્યુસરીલો બનાવનાર તરીકે પણ મી૦ પટેલ મશહુર છે. માજી વાઇસરોયો લોર્ડ અરવીન અને લોર્ડ વીલીંગ્ડનની વીદાયગીરી તથા પધરામણીની ફીલ્મો ઉતારી ૧૨ કલાકમાં તે એકઝીબીટ કરવાનો તેમણે રેકર્ડ કર્યો છે. લોર્ડ વીલીંગ્ડનની પધરામણીની ફીલ્મ તેમણે સ્હવારના ૧૦ વાગે ઉતારી અને તે ફીલ્મ તેમણે સરકારી મહેલમાં બેઉ વાઇસરોયો અને તે વેળાના ગવર્નર સર ફ્રેડરીક સાઇકસ સમક્ષ તેમજ રાજા મહારાજાઓના એક દબદબાભર્યાં મેળાવડા સમક્ષ બતાવી હતી. આટલા ટુંક વખતમાં ફીલ્મ પ્રોડયુસ કરી એકઝીબીટ કરવા માટે વાપરેલી કુનેહ માટે બેઉ વાઇસરોયોએ મી૦ પટેલને મુબારકબાદી આપી હતી.

વીમાની (એવીએશનની) લાઇનમાં પણ મી૦ પટેલ ઉલટ લે છે અને તેમણે ૧૯૨૯ માં પાયલટનું સરટીફીકેટ પણ મેળવ્યું હતું. તેમણે હીંદમાં ઘણીવાર અને એક વખત તો જુહુથી ક્રોયડન સુધી વીમાનો ચલાવ્યાં છે ૫૦૦ કલાકથી વધુ ઉડવાનો તેમણે રેકર્ડ કર્યો છે.

મી૦ પટેલ બે વખત કોન્ટીનન્ટ ઉપર ગયા હતા અને ઇંગ્લંડ, ફ્રાંસ, જર્મની અને ઇટલીનાં કેટલાંક જાણીતા સ્ટુડીઓઝ અને ફેકટરીઓની મુલાકાત લીધી હતી. સીનેમાના ધંધામાં મી૦ પટેલનું સ્થાન ઉચ્ચું છે. હીંદની મોશન પીકચર સોસાયટીની કારોબારી કમીટીના તેઓ સભાસદ છે.

મી૦ પટેલ એક જાણીતા મેસન છે. ૧૯૨૪ ની સાલથી તે હજુ સુધી તેઓ એક સારા સોશીઅલ વર્કર તરીકે સેવા કરે છે.

કેટલીક જાણીતી પબ્લીક વેલફેર સંસ્થાઓ સાથ તેમને સંબંધ છે અને તેની પીછાન તરીકે તેમને લેડી વીલ્સનને હાથે (માજી ગવરનરનાં ધણીઆણી) સોનાના ઘડીઆળની ભેટ આપવામા આવી હતી.

સરનામું:—વાડીઆ હાઉસ, હ્યુજીસ રોડ, મુંબઇ.

**કેપ્ટન, મી૦ હોમી સી.—** મુંબઇના બેંકીંગ તથા વ્યાપારી મંડળોમાં મી૦ એચ. સી. કેપ્ટન ઘણા જાણીતા છે. તેમની કેળવણીની કારકીર્દી જોતાં તેઓ એક બેંકર થવાને સરજાયલા હોય એમ લાગતું નથી પણ એક ધારાશાસ્ત્રી પણ પહેલી પંકિતના બેંકર બની એક મોટી સ્વદેશી બેંકના વડાનો હોદ્દો સફળતાપુર્વક ભોગવી શકે છે તે



મી૦ કેપ્ટનના સેન્ટ્રલ બેંક સાથના ૨૦ વર્ષના અનુભવ ઉપરથી માલમ પડે છે.

મી૦ કેપ્ટનનો જન્મ તા૦ ૧૬ મી મે ૧૮૮૮ ના દિને થયો હતો. તેમણે મુંબઇની ન્યુ હાઇસ્કુલ અને સેન્ટ ઝેવીઅર્સ કોલેજમાં કેળવણી લીધી હતી. ૧૯૦૮ માં તેઓ ગ્રેજ્યુએટ અને ૧૯૧૦ માં એલ એલ બી. થયા હતા. ૧૯૧૭ માં સોલીસીટરની પરીક્ષામાં તેઓ પહેલા નંબરે પસાર થયા હતા. ૧૯૨૧ ના જાન્યુઆરી માસમાં તેઓ આપણી સ્વદેશી બેંક ધી સેન્ટ્રલ બેંક ઓફ ઇન્ડીઆમાં સેક્રેટરી તરીકે જોડાયા હતા અને મરહુમ મહાન હિંદી બેંકર સર સોરાબજી પહોંચખાનાવાલાના હાથ હેઠળ વર્ષો સુધી કામ કરી આપણી એ સ્વદેશી બેંકને આગળ વધારવામાં મોટો ફાળો આપ્યો હતો. આગસ્ટ ૧૯૩૭ માં તેઓ એ બેંકના મેનેજર અને જાન્યુઆરી ૧૯૪૧ માં જનરલ મેનેજર નીમાયા હતા. સર એચ. પી. મોદી ના૦ વાઇસરોયની એકઝીકયુટીવ કાઉન્સીલમાં નીમાયાથી બેંકના ચેરમેન તરીકે તેમની જગ્યાએ મી૦ હરીદાસ માધવદાસ અને મેનેજીંગ ડીરેકટર તરીકે મી૦ કેપ્ટનની નીમણુંક થઇ હતી.

આપણા દેશમાં કામ કરતી મોટી સ્વદેશી બેંકોમાં સેન્ટ્રલ બેંકજ એક એવી છે કે જેનો વહીવટ એકલા હીંદીઓથી ચાલે છે.

મી૦ કેપ્ટન તેમના બહોળા અનુભવ અને વ્યાપારી કુનેહને લીધે વેપારી મંડળોમાં લોકપ્રિય છે. તેઓ યુનીઅન બેંકના ચેરમેન અને મુંબઇની ઇન્ડીઅન મરચન્ટસ ચેમ્બરની કમીટીના વર્ષોથી સભાસદ છે.

સરનામું:—સેન્ટ્રલ બેંક, કોટ, મુંબઇ.

**ગઝદર, મી૦ હોમી નવરોજી**—મી૦ ગઝદરે એક ચુનંદા પારસી સ્વીમર તરીકે સારી નામના મેળવી છે. તેમણે વરસો સુધી ગોળવાલા બાથની વોટરપોલો ટીમની કેપ્ટનશીપ લઇને લગભગ પા સદી સુધી તેમાં સારી રમત કરી એ ટીમને વરસો સુધી જીત અપાવી હતી. એક ચુનંદા કેપ્ટન અને એક અઠંગ વોટરપોલો પ્લેયર તરીકે આ રમતમાં એમના જેવી સુંદર રમત કરનારા અત્યારસુધી કોઇજ જોવામાં આવ્યા છે. ૧૯૨૭ની સાલમાં તેમની કેપ્ટનશીપ હેઠળ મુંબઇની એક વોટરપોલો ટીમ કલકત્તા ખાતે ઓલીમ્પીક ગેમ્સમાં ભાગ લેવા ગઇ હતી અને તે ટીમે ત્યાં ઘણી સારી નામના મેળવી હતી. તેઓ મજબુત બાધાના હોવાથી ફાસ્ટ સ્વીમર તરીકે તથા વોટરપોલો ટુર્નામેન્ટમાં ફતેહ મેળવી શકતા હતા.



મી૦ ગઝદર એક ચંચળ બુધ્ધીના સાહસીક વેપારી તરીકે જાણીતા છે. તેઓ જાણીતા ઓપટીશીઅન્સ (ચશ્માવાલા) મેસર્સ બાલીવાલા એન્ડ હોમી લીમીટેડના એક ડીરેકટર છે. તેમણે યુરોપ અને અમેરીકાની મુસાફરી કરી છે અને ચશ્માની લાઇનનો સારો અનુભવ મેળવી આપણે ત્યાં એ લાઇનમાં અનેક ફેરફારો દાખલ કર્યા છે. ચશ્માની કેટલીક બાબતોમાં હીંદમાં તેમણે દોરવણી આપ્યાનું કહેવાય છે અને તેથી ચશ્માની બાબતમાં મુંબઇમાં બાલીવાલા હોમીનું નામ એક ઘરગથ્થુ નામ સમાન થઇ પડયું છે. તેમની ધંધાદારી કુનેહ, ઘરાકો સાથ નમનતાઇ અને સારી રીતે કામ લેવાની ટેવ અને ઘરાકોનો વીશ્વાસ પ્રાપ્ત કરવાના ગુણોને લીધે બાલીવાલા હોમીની પેઢી જાહેર પ્રજાનો સારો વીશ્વાસ મેળવી શકી છે. તેમના ઉંચા કામને લીધે તેમની પેઢીને ના૦ ગવરનરનું એપોઇન્ટમેન્ટ મળ્યું છે અને તે ઉપરાંત અનેક અમલદારો અને જાણીતા આસામીઓ તરફથી ઘણાં સરટીફીકેટો પણ મળેલાં છે. વડોદરા, માઇસોર અને હીંદના બીજા ભાગોમાં ભરાયલાં ઇન્ડસ્ટ્રીઅલ અને બીજાં એકઝીબીશનોમાં તેમને સોનાના ચાંદ અને સરટીફીકેટો મળ્યાં છે. મી૦ હોમીએ જાહેર પ્રજાને સગવડ આપવા અને વખતને અનુસરતા ચશ્માની લાઇનમાં ફેરફારો દાખલ કરવા લીધેલી તકલીફને લીધે બાલીવાલા અને હોમીની પેઢી ચશ્મા બનાવનારાઓની પેઢીઓમાં ઘણું આગળ પડતું સ્થાન ધરાવે છે. મુંબઇમાં બાલીવાલા હોમી એટલે ચશ્માનો બીજો શબ્દ એવી રીતે એ પેઢી ઓળખાય છે.

સરનામું:—૩૧, વુડ હાઉસ રોડ, કોટ, મુંબઇ.

**ઠાકર, શ્રી૦ શંકરલાલ હરગોવંદદાસ.**—શ્રી૦ ઠાકરનો જન્મ સંવત ૧૯૬૧ માં પ્રેમપુરમાં થયો હતો. તેમણે એલ્ફીનસ્ટન હાઇસ્કુલમાં કેળવણી લીધી હતી. સંવત ૧૯૭૯ માં તેમના પિતાનો સ્વર્ગવાસ થતાં તેઓ ધંધામાં પડયા હતા. તેમના ભાઇઓના સહકારથી તેઓ ઇલેકટ્રીક સામાનનું બીઝનેસ કરે છે અને ભારતીય નીવાસ લોજ ચલાવે છે.



તેમના ગામમાં લોકોને પડતો પાણીનો ત્રાસ દુર કરવા તેમણે રૂ ૪૫૦૦૦ ના ખર્ચે જળાશય બંધાવ્યું છે.

સરનામુ:—ભારતીય નીવાસ હીંદુ લોજ, ૨૧૫, કાલબાદેવી રોડ, મુંબઇ.



**ઉમરીગર, મી૦ કે. ડી.**—મી૦ ઉમરીગર એક જાણીતા જરનાલીસ્ટ છે અને ૧૯૩૨ની સાલથી તેઓ "ટાઇમ્સ ઓફ ઇન્ડીઆ" ના અધિપતિ ખાતામાં ઉંચો હોદ્દો ધરાવે છે. તેમનો જન્મ ૧૮૯૯ માં ગણદેવી ખાતે થયો હતો, પણ તેમના પિતા મુંબઇની મેસર્સ સરદાર કાર્બોનિક ગેસ કંપનીમાં ચીફ એનજીનીઅર તરીકે કામ કરતા હોવાથી તેમણે બાલ્યવસ્થા મુંબઇમાંજ પસાર કરી મુંબઇમાંજ કેળવણી લીધી હતી.



તેમને નાનપણથીજ જરનાલીઝમનો શોખ હતો અને તેથી વર્તમાનપત્રોમાં લખાણો કરતા હતા, અને આખરે ૧૯૧૯ ની સાલમાં એ ધંધામાં જોડાયા હતા. મી૦ ઉમરીગર એક સોશીઅલ વર્કર પણ છે. તેઓ જરનાલીસ્ટ એસોસીએશન ઓફ ઇન્ડીઆ અને ઇન્ડીઅન પ્રોગ્રેસીવ ગરૂપના સભાસદ અને યંગમેન્સ પારસી એસોસીએશનના પ્રમુખ હતા. તેઓ મુંબઇની લેજીસ્લેટીવ એસેમ્બલી પ્રેસગેલેરી એસોસીએશન, મ્યુ. કોરપોરેશન પ્રેસગેલેરી એસોસીએશન અને પારસી સેન્ટ્રલ એસોસીએશનની કાઉન્સીલના સભાસદ છે. તેઓ એક ફ્રીમેશન છે.

**ચુનીલાલ ગીરધરલાલ**—કોલસાના જાણીતા વેપારી શેઠ ચુનીલાલ ગીરધરલાલનો જન્મ તા૦ ૧૮ મી આગસ્ટ ૧૮૮૪ ના દીને થયો હતો. ખંભાતના જાણીતા વેપારી શેઠ ગીરધરલાલ મથુરાદાસના તેઓ દીકરા થાય છે. તેમનાં લગ્ન ૧૯૨૮ ની સાલમાં ખંભાતવાળા શેઠ ગીરધરલાલ ઇશ્વરલાલના પુત્રી વિદ્યાગૌરી સાથે થયાં હતાં. તેમને બે પુત્રો છે.



શેઠ ચુનીલાલે ખંભાતની હાઇસ્કુલમાં કેળવણી લીધી હતી. મુંબઇના કોલસાના જાણીતા વેપારીઓ ચુનીલાલ હરીલાલ અને કંપનીમાં તેઓ ૧૯૦૮ ની સાલમાં એક એસીસ્ટન્ટ તરીકે જોડાયા હતા અને એ પેઢીમાં ૧૯૧૫ ની સાલમાં એક ભાગીદાર બન્યા હતા. તે પછી ૧૯૨૬ ની સાલમાં તેમણે મેસર્સ ચુનીલાલ ગીરધરલાલ અને કંપનીની સ્થાપના કરી પોતાનો સ્વતંત્ર ધંધો શરૂ કર્યો હતો. ૧૯૩૪ ની સાલમાં તેમણે મજકુર બેઉ પેઢીઓને જોડી દઇ ચુનીલાલ મણીલાલ લીમીટેડ નામની કંપની સ્થાપી હતી. શેઠ રામદેવ પોદાર, શેઠ ધનજી દેવશી અને મી૦ એન વી. ખાંડવાળાની સાથે મળી તેમણે તે પછી શ્રી શકતી સીલ્ક મીલ્સ લીમીટેડ નામની કંપની સ્થાપી હતી. કોલહીઆ હીરદાગઢ કું૦ લી૦ અને એસ્ટ્રેલા બેટરીઝ લીમીટેડ પણ તેમણે સ્થાપી હતી અને તે કંપનીઓના તેઓ ચેરમેન છે. ચુનીલાલ મણીલાલ લીમીટેડના ચેરમેન અને મેનેજીંગ ડીરેકટર છે. કેમ્બે (ખંભાત) એજ્યુકેશન સોસાયટી અને કેમ્બે (ખંભાત) હીંદુ મરચન્ટસ કોઓપરેટીવ બેન્કના પણ તેઓ પ્રમુખ છે. શ્રી૦ શકતી મીલ્સ લી૦ ના તેઓ ડીરેકટર છે. તેમને મરહુમ શહેનશાહ પાંચમા જ્યોર્જની સીલ્વર જુબીલી પ્રસંગે મેડલ પણ મળ્યો છે.

કલબો—ક્રીકેટ કલબ આફ ઇન્ડીઆ, હીંદુ જીમખાના અને પ્રાણલાલ મફતલાલ સ્વીમીંગ પુલ્સ અને બોટ કલબ.

સરનામું:—શાંતીસદન, મરવે રોડ,
મલાડ.

**ગઝદર, મી૦ નશરવાનજી સોરાબજી,** જે. પી., ઓનરરી પ્રેસીડેન્સી મેજીસ્ટ્રેટ—મી૦ ગઝદરનો જન્મ મુંબઇમાં તા૦ ૬ ઠ્ઠી મે ૧૮૭૧ ના દીને થયો હતો. તેમણે સેન્ટ ઝેવીઅર્સ હાઇસ્કુલમાં કેળવણી લીધી હતી. કેળવણી લીધા પછી તેઓ પોતાના પિતાજીના ધંધામાં જોડાયા હતા. મુંબઇના જાણીતી જાપાનીસ પેઢીઓ મીટશુઇબુશેન કયશા અને ટોયો મેનકા કયશાની મુકાદમીનું કામ તેમણે વર્ષો સુધી કર્યું હતું. તે પછી તેમણે વાડીઆ ગરૂપની મીલોના મુકાદમો તરીકે ૧૯૦૯

ની સાલથી કામ કરવા માંડયું હતું અને મેસર્સ નશરવાનજી એસ. ગઝદર એન્ડ કંપની નામની એક સ્વતંત્ર પેઢી ખોલી હતી કે જે હજુ સુધી ચાલુ છે. તે ઉપરાંત મેસર્સ તાતા સન્સની મીલો તથા હાઇડરોનું કામ પોતાના પિતાજીના મરણ પછી ચાલુ રાખ્યું હતું અને હજુ તે કામ કરે છે.



મી૦ ગઝદરને નવું નવું જોવા, જાણવા અને શીખવાનો તથા મુસાફરીનો શોખ હોવાથી તેમણે એક ડઝનથી વધુવાર યુરોપ, અમેરિકા, ચીન, જાપાન વગેરે દેશોની મુલાકાત લીધી છે. તેમણે હવાઇ મુસાફરી પણ કરી છે ૧૯૩૪ની સાલમાં તેમણે એક પહેલા હિંદી તરીકે ઝેપલીનમાં ૧૩ દિવસમાં ૧૬૦૦૦ માઇલની મુસાફરી કરવાનો રેકર્ડ કર્યો હતો.

કરાંચીનાં જાણીતાં કોઠારી ખાનદાનનાં નબીરી બાઇ ગુલબાઇ સાથ તેમનાં લગ્ન થયાં હતાં. તેઓ એક ઉમદા ખવાસ અને દયાળુ જીગરનાં હતાં. તેમણે પણ પોતાના ધણી સાથ આખી દુન્યાની મુસાફરી કરી હતી અને "ચાઇના કલીપર" નામના વીમાનમાં તેઓ અમેરિકાથી ઉડીને હોંગકોંગ આવ્યા હતા. તેમણે ૯૦૦૦ માઇલની હવાઇ મુસાફરી કરી હતી. એ ભલાં બાનુ તા૦ ૧ લી સપ્ટેમ્બર ૧૯૪૦ના દિને બહેસ્તનશીન થયાં હતાં. તેમના ઉઠમણાંની ક્રીયા વખતે તેમના ધણી, છોકરાંઓ અને સગાંવહાલાંઓએ રૂ. ૨૭૦૦૦ની સખાવત કરી હતી.

મી૦ ગઝદર એક દયાળુ દીલના ગૃહસ્થ છે. તેઓ દર વર્ષે પોતાનાં ગરીબ હમદીનોને તથા બીજા હાજતમંદોને સારી જેવી રકમ મદદ તરીકે આપે છે. માસીના હોસ્પીટલમાં તેમણે એક ખાસ વોર્ડ બંધાવી આપ્યો છે. પોતાના ગરીબ હમદીનો માટે દાદરમાં પતેતી બ્લોક બંધાવનાર તેઓ પહેલા હતા. ડુંગરવાડી ઉપર અથોરનાનોને ભણવાની સગવડ કરી આપવા માટે તેમણે એક પેવીલીઅન બંધાવી પારસી પંચાયતને સ્વાધીન કર્યાં છે.

મી૦ ગઝદરના બન્ને બેટાઓ તેમની સાથે ધંધામાં પડી ગયા છે. હાલની લડાઇમાં પણ તેમણે સારી જેવી રકમની મદદ આપવા ઉપરાંત એક એમબ્યુલન્સકાર પણ ભેટ આપી છે. તેઓ ચુસ્ત મોટી ડીગ્રીના ફ્રીમેશન છે અને મુંબઇની રોટરી તથા રીપન કલબના મેમ્બર છે

સરનામું:—કેનેડા બીલ્ડીંગ, હોર્નબી રોડ, કોટ, મુંબઇ.

**હરગોવનદાસ જમનાદાસ રામજી—** શ્રી૦ હરગોવનદાસનો જન્મ મુંબઇમાં તા૦ ૧૧ મી જાન્યુઆરી ૧૮૭૯ ના દીને થયો



હતો. તેઓ કપોળ જ્ઞાતિના છે અને પોતાની કોમમાં જાણીતા છે. કેળવણી લીધા પછી ૧૮૯૯ની સાલમાં તેઓ ઇન્ડીઅન મેન્યુફેકચરીંગ મીલની કાપડની દુકાનમાં કાપડના વેપારનો અનુભવ લેવા જોડાયા હતા. તે પછી ૧૯૦૨ માં ન્યુ કૈસરે હિન્દ મીલ્સની ઓફીસમાં જોડાયા હતા કે જેની મેનેજીંગ એજન્સીમાં તેમના વડીલોનો ભાગ હતો અને હાલમાં તેમનો પણ ભાગ છે. એ કંપનીના તેઓ વર્ષો સુધી ડીરેકટર હતા અને સ્વર્ગસ્થ શેઠ સર મનમોહનદાસ રામજીની સાથે રહી તેમણે રૂ, કાપડ અને મીલ લાઇનનો સારો અનુભવ મેળવ્યો તે પછી ૧૯૧૬ ની સાલમાં તેઓ હીંદુસ્તાન સ્પીનીંગ અને વીવીંગ મીલ્સ કુંપની અને ઇન્ડીઅન મેન્યુફેકચરીંગ મીલ્સ કુંપનીમાં ડીરેકટર તરીકે જોડાયા. એ મીલોના મેનેજીંગ એજન્ટો મેસર્સ ઠાકરસી મુળજી અને કંપનીમાં તેઓના વડીલો શરૂઆતથી ભાગીદાર છે અને હાલમાં તેઓ એક સીનીયર ભાગીદાર છે. આથી ૧૯૧૬ની સાલથી તેઓએ મીલોની ઓફીસમાં જોડાયા અને સ્ટોર, રૂ, સુતર, કાપડ વિગેરે કામકાજ પાછળ ધ્યાન આપવા માંડયું.

હિંદુસ્તાન, વેસ્ટર્ન ઇન્ડીઆ અને ઇન્ડીઅન મેન્યુફેકચરીંગ મીલોની કંપનીઓમાં તેઓ ડીરેકટરોની બોર્ડના ચેરમેન છે. તેઓ છેલ્લાં ૭ વર્ષથી મુંબઇના મીલ માલીકોની મંડળીની કમીટીમાં છે અને મજકુર મંડળીની સરવેયર્સ પેનલ, લવાદ પેનલ અને અમ્પાયર પેનલના પણ સભાસદ છે મંગળદાસ મારકેટની કંપનીમાં તેઓ એક ડીરેકટર છે. શ્રી૦ જાફરાબાદ કેળવણી ઉત્તેજક મંડળના તેઓ શરૂઆતથી (૧૯૨૬) ખજાનચી હતા અને છેલ્લાં ૭ વર્ષથી તેના પ્રમુખ છે. ડીસેમ્બર ૧૯૩૮ માં જાફરાબાદ હાઇસ્કુલનાં નવાં મકાનની ઉદઘાટન ક્રિયા પ્રસંગે તેઓ જાફરાબાદ પોતાનું વતન હોવાથી ગયા હતા અને તે સમયે ત્યાંના મહાજન તરફથી તેમને માનપત્ર અપાયું હતું. તેઓ પોતાના કુટુમ્બના તથા બ્હારનાં કેટલાંક સખાવતી ખાતાંઓના ટ્રસ્ટી છે.

સરનામું:—૩૫૭, કાલબાદેવી રોડ,
મુંબઇ ૨.

**કાંગા, મી૦ રૂસ્તમજી દીનશાહ,** બોમ્બે ઇલેકટ્રીક સપ્લાય એન્ડ ટ્રામ્વેઝ કંપની લીમીટેડના સેક્રેટરી—મી૦ કાંગાનો જન્મ તા૦ ૧૮ મી અકટોબર ૧૮૭૬ ના દિને મુંબઇમાં થયો હતો. તેમણે



એલ્ફીન્સ્ટન હાઇસ્કુલ અને એલ્ફીન્સ્ટન કોલેજમાં કેળવણી લીધી હતી અને ૧૯૦૩ માં એમ. એ. (કેમીસ્ટ્રી)ની ડીગ્રી મેળવી હતી.

કોલેજનો અભ્યાસ પુરો કરી તેમણે હિંદના જુદા જુદા ભાગોમાં મીનરોલોજીસ્ટ તરીકે કામ કર્યું હતું અને એ બાબતમાં પોતાને એક એક્ષપર્ટ પુરવાર કર્યા હતા. રજપુતાનામાં આવેલા ખરવા સ્ટેટમાં તેઓએ મેંગેનીઝની ખાણુની શોધ કરી હતી અને તે પછી shellac બનાવવાની ફેકટરી નડીઆદમાં કાઢી હતી. સેન્ટ્રલ ઇન્ડીઆમાં તે પછી તેમણે પાંચ વર્ષ સુધી લાખના કોન્ટ્રેકટર તરીકે ધંધો કરી સારી નામના મેળવી હતી. તે પછી અલ્લાહબાદમાં તેમણે એક ગ્લાસ ફેકટરીની સ્થાપના કરી હતી; ૧૯૧૭ની સાલમાં તેઓ મુંબઇ આવ્યા હતા અને બોમ્બે ઇલેકટ્રીક સપ્લાય એન્ડ ત્રામ્વેઝ કંપનીમાં જોડાયા હતા, અને કનઝ્યુમર્સ ડીપાર્ટમેન્ટના સુપ્રીન્ટેન્ડન્ટનો હોદ્દો સ્વીકાર્યો હતો. પોતાની બાહોશીથી તેમણે ટ્રામ્વે કંપનીમાં એક પછી એક ઉંચા હોદ્દા ભોગવ્યા હતા અને હાલમાં તેઓ એ કંપનીના સેક્રેટરીનો ઉંચો હોદ્દો ભોગવી રહયા છે.

તેઓ એક અચ્છા સ્પોર્ટસમેન છે. તેમને ક્રીકેટનો ઘણો શોખ છે. એલ્ફીન્સ્ટન કોલેજમાં તેઓ ભણુતા હતા ત્યારે એ કોલેજની ક્રીકેટ ટીમના કેપ્ટન તરીકે તેમની પસંદગી થતી હતી અને તેમની સરદારી હેઠળ તે કોલેજની ટીમે પહેલીવાર નોર્થકોટશીલ્ડ મેળવ્યું હતું. તેઓ એક સારા ઓપનીંગ બોલર ઉપરાંત સારા બેટસમેન હતા. ત્રામ્વે કંપનીમાં જોડાયા પછી તેઓ એ કંપનીની સ્પોર્ટસ કલબમાં ભારે ઉલટ લેવા લાગ્યા હતા અને હજુ લે છે. મુંબઇની આગેવાન કલબોમાં બેસ્ટ સ્પોર્ટસ કલબનું સ્થાન ઉંચુ છે, અને એ કલબે ટાઇમ્સ ઓફ ઇન્ડીઆ શીલ્ડ ટુર્નામેન્ટમાં કેટલીકવાર ચેમ્પીઅનશીપ પણ મેળવી છે. એ કલબને આગળ આણુવામાં મી૦ કાંગાનો હીસ્સો મોટો છે. જાહેર પ્રજા તથા કંપનીના સ્ટાફ સાથ તેઓ ઘણીજ નરમાશથી કામ લેતા હોવાથી પ્રજામાં તથા સ્ટાફમાં તેઓ ઘણા લોકપ્રિય છે.

મી૦ કાંગાના વડા દીકરા મી૦ હોમી પણ એક અચ્છા સ્પોર્ટસમેન છે અને

એક સારા ક્રીકેટર તથા ટેબલટેનીસ પ્લેયર તરીકે સારી નામના મેળવી છે. મી૦ હોમી એક ચુનંદા વાયોલીનીસ્ટ પણ છે, અને ગયે વર્ષે ફેલો ઓફ ધી ટ્રીનીટી કોલેજ ઓફ લંડનની બીકટ પરીક્ષા પણ તેમણે માનસહિત પસાર કરી છે.

મી૦ કાંગાને બે બેટા અને ત્રણ બેટીઓ છે.

સરનામું:—ઇલેકટ્રીક હાઉસ, ઓરમીસ્ટન રોડ કોટ,
મુંબઇ.

**રસીકલાલ સોમાભાઇ વકીલ**—રા૦ રસીકલાલભાઇનો જન્મ વડોદરામાં તા૦ ૨૭મી જુલાઇ ૧૯૦૫ના દિને



થયો હતો. તેઓ જૈન શ્વેતાંબર કોમના છે. હાઇસ્કુલ તથા કોલેજની કેળવણી લીધા પછી ધંધાદારી તથા બેકીંગનો અનુભવ લેવા માટે ઇન્ડીઆ બેંકની અમદાવાદની શાખામાં તેમણે થોડો સમય કામ કર્યું હતું અને તે પછી તેઓ પોતાના વડીલોની લાલભાઇ હીરાચંદ અને સોમાભાઇ હીરાચંદની શેર દલાલોની પેઢીઓમાં જોડાયા હતા અને રા૦ રસીકભાઇ હાલમાં એ બન્ને પેઢીઓના ભાગીદાર છે.

રા૦ રસીકભાઇએ આ પેઢીઓમાં જોડાયા પછી થોડાજ સમયમાં પોતાના હસમુખા અને મળતાવડા સ્વભાવને લીધે પોતાના ઘરાકોની પ્રીતિ પ્રાપ્ત કરી હતી અને મુંબઇની પેઢીનો વહીવટ મોટે ભાગે તેઓજ ચલાવે છે, અને તેમના વડીલો શેઠ લાલભાઇ અને શેઠ સોમાભાઇ જરૂર પડતાં તેમને સલાહ આપે છે. વ્યાપારની અંદર રા૦ રસીકભાઇ પણ પોતાના વડીલોનેજ પગલે ચાલે છે અને ઘરાકોનું હિત કેમ જળવાય તે હંમેશાં નજર આગળ રાખી તેઓ કામ કરે છે. તેમના મીલનસાર સ્વભાવ અને ઘરાકો તથા બીજાઓનો વિશ્વાસ પ્રાપ્ત કરવાની તેમની ટેવને લીધે તેઓ આટલી નાની ઉંમરમાં શેર બજારમાં તથા બહાર સારી આબરૂ અને મિત્રમંડળ મેળવી શકયા છે. રા૦ રસીકલાલભાઇ એક અચ્છા સ્પોટર્સમેન છે અને ક્રીકેટ વીગેરે આઉટડોર રમતોમાં ઘણો રસ લે છે. તેઓ પણ દરેક સારી હીલચાલ અને સારાં કાર્ય તરફ સહાનુભુતિ ધરાવી તેમાં મદદરૂપ થઇ પડવા પોતાથી બનતું કરે છે અને કોઇ પણ દિવસ જાહેરમાં આવવાની ઇચ્છા રાખતા નથી.

સરનામું:—૪૧૮, લેમીંગ્ટન રોડ,
મુંબઇ.

**શેઠીઆ, શેઠ દેવચંદ ધર્મસિંહ, જે. પી.**—કોલસાના વેપારમાં હિંદુસ્તાનની અગ્રગણ્ય કંપનીઓમાંની એક મેસર્સ એસ. ડી. શેઠીઆ એન્ડ કું.ની શરૂઆત કરનાર અને મુખ્ય ભાગીદાર તરીકે શેઠ દેવચંદ ધર્મસિંહ શેઠીઆનું નામ મશહુર છે.



એમનો જન્મ સંવત ૧૯૪૩ના ચૈત્ર સુદ ૧ના દીને અંજાર (કચ્છ)માં થયો હતો. ઈ. સ. ૧૯૦૧માં એમનાં લગ્ન અંજારના ઠા. જીવરાજ કલ્યાજીનાં સુપુત્રી દેવકીબાઇ સાથે થયાં. એમને સંતાનમાં એક પુત્રી—બ્હેન જમનાબાઇ છે અને એમના નાના ભાઇ શેઠ શીવજી ધર્મસિંહ શેઠીઆના જયેષ્ઠ પુત્ર શ્રીયુત મધુસુદનને એમણે દત્તક લીધા છે.

અંજારમાં, ગુજરાતી અને થોડા અંગ્રેજીના અભ્યાસ બાદ, સત્તર વર્ષની નાની વયે એમણે વતન છોડી મુંબઇના કિનારા પર પગ મુકયો અને ત્યાંથી કલકત્તા ગયા. ત્યાં ઇ. સ. ૧૯૧૧માં એમણે પોતાના નાના ભાઇ સાથે મેસર્સ એસ. ડી. શેઠીઆ એન્ડ કું.ની સ્થાપના કરી. વેપારમાં ઉત્તરોઉત્તર પ્રગતિ થતી ગઇ અને મુંબઇમાં કંપનીની મુખ્ય ઓફીસ સ્થાપવામાં આવી. હાલ કંપનીની શાખાઓ કલકત્તા, કાનપુર, જરીઆ, અમદાવાદ અને ભાવનગર છે. કંપની જગ્રખંડ કોલસાની તેમજ કલકત્તાના મેસર્સ બર્ડ એન્ડ કું. તથા એફ. ડબલ્યુ. હીલ્જર્સ એન્ડ કું.ના બેંગાલ કોલસા તથા કોકની પશ્ચીમ હિંદ માટે સોલ સેલીંગ એજન્સી ધરાવે છે. કોલસાના મુખ્ય ધંધા ઉપરાંત, મેટલેંડ કરેગ લુબ્રીકેટીંગ ઓઇલસની પણ એજન્સી ધરાવે છે અને નવેમ્બર ૧૯૪૦થી કચ્છના ધી કંડલા સોલ્ટ વર્કસના, જે લીવરપુલ અને હેમ્બર્ગના નિમક જેવું ઉંચા પ્રકારનું નિમક બનાવે છે, તેના સેલીંગ એજન્ટસ છે.

આમ ધંધામાં મશગુલ હોવા છતાં તેઓ સામાજીક સેવાઓ માટે હંમેશ તત્પર રહે છે. ઇ. સ. ૧૯૧૦માં એમણે કલકત્તામાં લેબર યુનીઅનની સ્થાપના કરેલી અને તેના પ્રમુખ હતા. મુંબઇમાં ૧૯૨૨ની સાલથી ગુરખાઓને આ શહેરમાં લાવી, ગુરખા સંઘની સ્થાપના કરી હતી અને ગુરખા સંઘના પ્રમુખ હતા. ઈ. સ. ૧૯૨૯ના હુલ્લડમાં ખાસ અને ત્યાર પછીના દરેક હુલ્લડમાં એમણે મુંબઇના શહેરીઓની અમુલ્ય સેવાઓ બજાવી છે. શ્રી કચ્છી પ્રજાકિય પરિષદની વર્કિંગ કમીટીના તેઓ સભ્ય છે. હોમરૂલની મુવમેંટમાં તેમણે સારો ભાગ

લીધેલો. એમને ઇ. સ. ૧૯૩૪માં સરકાર તરફથી જે. પી.નો ઇલ્કાબ મળ્યો હતો. હાલ તેઓ મુંબઇના ખેતડા કચ્છી લોહાણા મહાજનના પ્રમુખ છે. આમ એમની સેવાઓ વિવિધ પ્રકારની છે. તદુપરાંત તેઓ ઘણા ટ્રસ્ટોના ટ્રસ્ટી છે.

એમની સખાવતો જાહેર અને ખાનગી ઘણી છે. અંજારમાં એમણે પોતાનાં માતાજીના સ્મર્ણાર્થે કન્યાશાળાનું દાન આપી, તે ચલાવે છે તથા વિલેપાર્લેની ગોકર્ળીબાઇ હાઇસ્કુલમાં એમનો ફાળો સારો છે. કચ્છમાં દુષ્કાળ અંગે અંજારમાં રાહત કાર્ય માટે તેમણે રૂ. ૩૦૦૦) ની રકમ આપી છે. તેમણે ગંગેશ્વર મહાદેવના મંદિરપર ઘણો ખર્ચ કર્યો છે તેમજ ત્યાં સત્તરેક વર્ષથી પાણીનું પરબ ચલાવે છે. ખાનગી નાની મોટી રકમો તો ચાલુ યોગ્ય વિદ્યાર્થીઓ અને આર્થિક મુશ્કેલીમાં આવી પડેલા કુટુંબો એમની પાસેથી મેળવતા રહે છે.

સરનામું:—પોદાર ચેમ્બર્સ, પારસી બજાર સ્ટ્રીટ, કોટ, મુંબઇ અને, શેઠીઆ ભુવન, બેનહામ હોલ લેન, ગીરગામ, મુંબઇ ૪.

**મનુભાઇ સોમાભાઇ વકીલ**—રા૦ મનુભાઇનો જન્મ તા૦ ૩જી માર્ચ ૧૯૦૮ના દિને થયો હતો. તેઓ જૈન શ્વેતાંબર કોમના છે. હાઇસ્કુલ અને કોલેજની કેળવણી લીધા પછી રા૦ મનુભાઇ ધંધાદારી અને બેકીંગનો અનુભવ લેવા માટે ઇન્ડીઆ બેંકની અમદાવાદની શાખામાં જોડાયા હતા અને ત્યાં ત્રણેક વર્ષ કામ કર્યા પછી તેઓ ૧૯૩૨માં પોતાના વડીલોની શેર દલાલોની પેઢીમાં જોડાયા હતા. હાલમાં તેઓ અમદાવાદની સોમાભાઇ હીરાચંદની પેઢીનું કામકાજ સંભાળે છે રા૦ મનુ-



ભાઇ આનંદી અને મળતાવડા સ્વભાવના હોવાથી પોતાના ઘરાકોમાં ઘણા માનીતા છે. ઘરાકો સાથે કેવી રીતે કામ લેવું, ઘરાકોની સગવડો કેવી રીતે સાચવવી અને ઘરાકોના હીતમાં પોતાનું હીત સમાયલું છે તે રા૦ મનુભાઇ સારી રીતે સમજે છે અને તેથી તેઓ પોતાના ઘરાકોનો સારો વિશ્વાસ ધરાવે છે. રા૦ મનુભાઇ એક સારા સ્પોર્ટસમેન છે અને પોતાના મીલનસાર સ્વભાવને લીધે મોટું મિત્રમંડળ ધરાવે છે.

સરનામું:—એલીસબ્રીજ, અમદાવાદ.

**બોટાવાલા, મી૦ આહમદ યુસુફ—** રાંદેરના જાણીતા સુન્ની મહોમેદન વેપારી શેઠ યુસુફભાઇના મી૦ આહમદભાઇ વડા દીકરા થાય છે. તેમનો જન્મ તા૦ ૧૨ મી ફેબ્રુઆરી ૧૮૯૬ ના દીને રાંદેરમાં થયો



હતો. એમના પીતાજી ચોખાના અને ખાંડના મોટા વેપારી હતા અને તેમની પેઢી યુસુફ મહમદ સુલેમાનના નામથી જાણીતી હતી. મોરીશલ, કલકતા, કટક, રંગુન વગેરે સ્થળોએ તેઓ મોટા પાયા ઉપર વેપાર કરતા હતા.

મી૦ આહમદભાઇએ પોતાની શરૂઆતની કેળવણી રાંદેરમાં પીપરડીવાલાની હાઇસ્કુલમાં લીધી હતી. તેમના પીતાજી ૧૯૦૨ માં ગુજરી જવાથી તેમની પેઢી બંધ કરવામાં આવી હતી. તેમના પીતાશ્રીએ રૂ. ૨૧ લાખની રકમ ધર્માદામાં આપી હતી. વળી તેમના પીતાએ સુરત તથા રાંદેરમાં પાણીના નળ લાવવા માટે રૂ. ૧ લાખ ૩૬ હજારની રકમ તેમના હૈયાતીમાંજ આપી હતી રાંદેરના રસ્તાઓ ઉપર ઇલેકટ્રીક લાઇટ લાવવામાં તેમનો હીસ્સો હતો. સુરત તથા રાંદેરમાં મરહુમ યુસુફ શેઠે કેટલીક મસ્જીદો પણ બંધાવી હતી.

મી૦ આહમદભાઈ નાનપણથીજ ક્રીકેટની રમતના શોખીન છે અને રાંદેરના ઇસ્લામ જીમખાના તરફથી રમીને તેમણે હીંદની અનેક સારી ટીમો સામે ભાગ લઇ સેંચરીઓ કરી હતી. એક ઉંચી પંકતીના બોલર તરીકે પણ તેમણે સારી નામના મેળવી છે. મુંબાઇમાં રમાતી કવોડ્રેંગ્યુલર મેચોમાં મુસ્લીમ ટીમ તરફથી વર્ષો સુધી રમીને અનેક સારા બેટસમેન તથા બોલર તરીકે તેમણે સારી નામના મેળવી છે. ૧૯૨૪ ની સાલમાં મુસ્લીમ ટીમ પહેલીવાર ચેમ્પીઅન થઇ તે માટે મી૦ આહમદ બોટાવાલા ખાસ જવાબદાર હતા કારણ કે તેમણે બેટીંગ તથા બોલીંગમાં ઘણો સારો દેખાવ કર્યો હતો. મોહીનુદૌલા ગોલ્ડ કપની રમતમાં પણ મી૦ બોટાવાલાએ સારી નામના મેળવી હતી.

મી૦ બોટાવાલા એક અઠંગ ક્રીકેટર હોવા છતાં ધાર્મીક કાર્યો તરફ તેઓ ઘણી ઉલટ લે છે અને છુટે હાથે મોટી રકમોની મદદ આપે છે. તેમણે રેડક્રોસ સોસાયટીને એમ્બ્યુલન્સ કાર માટે રૂ. ૨૫૦૦૦ તથા બીહાર અને કવેટાના ધરતીકંપ ફંડમાં દરેકમાં રૂ. ૨૫૦૦૦ આપ્યા છે. આ ઉપરાંત તેમની ખાનગી સખાવતો પણ ઘણી છે. મુસ્લીમ કોમમાં મોટી સખાવતો કરનારાઓ તરીકે તેમનું કુટુંબ મશહુર છે અને તેમની સખાવતોનો લાભ અત્યારસુધીમાં હજારો ગરીબોએ લીધો છે અને લે છે. તબીબી રાહત અને કેળવણી માટે તેમના ટ્રસ્ટ

તરફથી સારી રકમો ખર્ચાય છે. બોટાડવાલા કુટુમ્બની સખાવતો કોમી ઉપરાંત સઘળી કોમોના ગરીબો માટે છે.

મી૦ આહમદભાઇ ૪૫ વર્ષના થવા છતાં ક્રીકેટની રમતમાં હજુ સારો ફાળો આપી રહયા છે અને પોતાના હાતીમ દુલગુરદાને લીધે અને માયાળુ તથા દયાળુ સ્વભાવને લીધે પોતાની તથા પરકોમોની અંદર સારૂ માન ધરાવે છે. તેમના દીકરા મી૦ યુસુફભાઇ પણુ ક્રીકેટની રમતમાં સારો રસ લે છે અને એક સારા ક્રીકેટર તરીકે નામના મેળવવાની અત્યારથીજ આશા આપી રહયા છે. બેઉ બાપ દીકરા અનેકવાર એકજ ટીમમાંથી ઉતર્યા છે. મી૦ યુસુફ ભાઇ એક સારા ગુગલી બોલર તરીકે ઉગી નીકળે એમ છે.

સરનામુ:—૧૪૦, ચકલા સ્ટ્રીટ, મુંબઇ.

**મસરી મી૦ જી. એન. (ગુરજી-નીસીમ), મી૦ ડાયમંડ**—મી૦ જી. એન. મસરી મુંબઇમાં આયાત નીકાશનો વેપાર કરે છે. તેમનો જન્મ ઇરાકમાં તા૦ ૨૭ મી ફેબ્રુઆરી ૧૮૯૫ ના દીને થયો હતો. બગદાદમાં કેળવણી લીધા પછી જાપાન, હીંદુસ્તાન અને ઇરાકના જુદા જુદા શહેરોની મુલાકાત લઇ તેઓ મુંબઇમાં આવંને ઠરીઠામ થયા હતા અને આયાત નીકાશના વેપારમાં સારી નામના મેળવી શકયા છે. એ ધંધામાં સારી રીતે આગળ વધ્યા પછી તેઓએ રેસીંગની દુનીયામાં ઝંપલાવ્યું હતું અને ૧૯૩૦ ની સાલમાં સારી જાતના અને કીંમતી ઇંગ્લીશ તથા અરબી ઘોડાઓ ખરીદ્યા હતા, અને શરતોની અંદર તે ઘોડાઓ દોડાવવા માંડયા હતા. તેમના ધણીઆણી પણ રેસીંગના શોખીન હોવાથી તેમના ઘોડાઓ મી૦ અને મીસીસ ડાયમંડની માલેકીના ઘોડાઓ તરીકે જુદા જુદા શહેરોમાં



રમાતી રેસોમાં ભાગ લે છે. તેમના ઘણા ઘોડાઓ સારી રકમના ઇનામો અને મોંઘા કપો ઉંચકી ગયા છે અને ઉંચકી જાય છે. છેલ્લાં બે વરસમાં રેસીંગ આલમમાં મી૦ ડાયમંડ ઘણા લોકપ્રીય થઇ પડયા છે અને તેમના અનેક સારા ઘોડાઓમાં "બકલાવા" એ તો છેલ્લાં બે વરસમાં કમાલ કરી છે. ૧૯૩૯ તથા ૧૯૪૦ ના વર્ષોમાં એ ઘોડાએ ના૦ વાઇસરોય કપો બેઉ સાલ ચાલુ જીત્યા છે ૧૯૩૯ ની સાલમાં એ ઘોડાએ કીંગ એમ્પરર કપ પણ જીત્યું હતું. મી૦ મસરીને આ ઘોડાએ ડબલ ક્રાઉન મેળવી આપવા ઉપરાંત ઇકલીપ્સ સ્ટેકસ ઓફ ઇન્ડીઆમાં પણ જીત અપાવી હતી. એ ઘોડાએ મી૦ મસરીને અનેક

કપો અને સારી રકમની સ્ટેકસ મેળવી આપવામાં ભાગ્યશાળી બનાવ્યા છે.

મી૦ મસરી સ્વભાવે આનંદી અને મળતાવડા હોવાથી તેઓએ પોતાના ધંધામાં તેમજ રેસીંગ આલમમાં બહોળુ મીત્રમંડળ મેળવ્યું છે.

સરનામુઃ—કેનેડા બીલ્ડીંગ, હોર્નબી રોડ, મુંબઈ.

**બાટલીવાલા, શેઠ ફરામરોજ કાવસજી,** શેઠ ફરામરોજ બાટલીવાલાનો જન્મ તા૦ ૭ મી મે ૧૮૮૨ ના દીને થયો હતો.



સર જે. જે. સ્કુલમાં કેળવણી લીધા પછી તેમણે ૧૮ વર્ષની ઉંમરે મેસર્સ રાલી બ્રધર્સમાં ૧૯૦૦ ની સાલમાં રૂ. ૨૫ ના નાના પગારે એક કલાર્ક તરીકે જોડાયા હતા અને મહેનતુ સ્વભાવ અને શેઠીઆઓનાં હીત તરફ હંમેશ કાળજી રાખવાની ટેવને લીધે આગળ વધતા ગયા હતા અને એ કંપનીના ખાંડના એકલા બ્રોકર તરીકે હજુ સુધી સેવા બજાવે છે. તેમના લગ્ન ૧૯૦૯ માં ડો૦ મંચેરજી જામાસ્પજી મીસ્રી (સીવીલ સરજન)ના બેટી નાજાંબાઇ સાથે થયાં હતાં અને એ લગ્નથી તેમને દીના નામની એક દીકરી છે. જાણીતા એકાઉન્ટન્ટ મી૦ જાલ ટી. દેશાઇ સાથ બાઇ દીનાના લગ્ન કરવામાં આવ્યા છે. શેઠ ફરામરોઝને બાગબાની તથા ખેતીવાડીનો ઘણો શોખ છે અને તેઓએ દમણ ખાતે એક મોટી વાડી રાખી છે. એ વાડીમાં દરેક જાતનાં ફ્રૂટસ, તરકારી, અને ફુલો ઉગાડવામાં આવે છે અને તેમાં ઇલેકટ્રીસીટી તથા બીજા સાધનો પણ છે. શેઠ ફરામરોઝ મેસર્સ ગોળવાલા બ્રધર્સના વીકટોરીઆ સ્વીમીંગ બાથના એક જુના સભાસદ છે. તેઓ ૬૦ વર્ષની ઉમ્મર છતાં પોતાના મહેનતુ સ્વભાવને લીધે હજુ એક જુવાન જેવાજ જણાય છે. તેઓ ધર્મ તરફ ઘણી મોટી જાનફેશાની ધરાવે છે તેવણના વડવાઓની જુની બાટલીવાલાની અગીઆરી પહેલાં એક નાના બેઠાં મકાનમાં તારદેવ ખાતે પીટીટ મીલની બાજુમાં હતી. તે ઘણી બીસમાર હાલતમાં આવી પડયાથી શેઠ ફરામરોઝે પોતાના ખર્ચે એક નવું કુશાદે મકાન બંધાવી આપ્યું છે. એ મકાનના માળ ઉપર એક કુશાદે પબ્લીક હોલ રાખ્યો છે આવી રીતે તેમણે પોતાના વડવાઓની યાદગીરી કાયમ રાખી છે. મી૦ ફરામરોઝ વાર તહેવારે એ અગીઆરીમાં બંદગી માટે જાય છે એટલુંજ નહીં પણ તેના રોજીંદા વહીવટમાં પણ ઘણી ઉલટ લે છે. આથી આ અગીઆરી તારદેવના જરથોસ્તીઓમાં ઘણી લોકપ્રીય થઈ પડવા ઉપરાંત જશનો, મેળાવડાઓ વગેરે માટે તેના ઉપલા માળના હોલનો ઘણી છુટથી ઉપયોગ થાય છે.

સરનામુઃ—૨૫, વોર્ડબી રોડ, મુંબઇ.

**ગોળવાલા, મી૦ એરચ રૂસ્તમજી**— જાણીતા ગોળવાલા ટયુશન કલાસીઝના માલેક મી૦ એરચશાહ ગોળવાલાનો જન્મ ૧૮૯૩ માં થયો હતો. મેત્રીકની



પરીક્ષા પસાર કીધા પછી તેઓએ મુંબઇની એલફીનસ્ટન અને ઝેવ્યર્સ કોલેજમાં ચઢયાતી કેળવણી લીધી હતી. ઇંડયન એડયુકેશનલ સોસાયટીના તેઓ એક ફેલો છે. તેમણે સ્થાપેલી ગોળવાલા ફોર્ટ ટયુશન કલાસીસ જે બોમ્બે મ્યુચ્યુઅલ બીલ્ડીંગમાં તેઓ ચલાવી રહયા છે તે કલાસના તેઓ સ્થાપક છે કે જે ૧૯૧૦ ના સાલમાં તેઓ હસ્તીમાં લાવ્યા હતા. આ કલાસો મી૦ ગોળવાલા ઘણી બાહોશીથી ચલાવી રહયા છે અને તે મુંબઇની દરેક કોમમાં બહુ લોકપ્રીય થઇ પડયા છે. તે કલાસોમાં માધ્યમિક કેળવણી ઉપરાંત ધંધાદારી કેળવણી પણ આપવામાં આવે છે અને નબળા તરીકે આશા છોડી દીધેલા વિદ્યાર્થીઓને મી૦ ગોળવાલા એવી રીતનો કોચ કરે છે કે પ્રથમ પંકિતમાં આવનાર વિદ્યાર્થીઓમાં તેઓ સ્થાન ધરાવી શકે છે. મીસ ગુલચહેર થોડી સાથ તેવણુ શાદીના ગાંઠથી જોડાયા હતા. તેઓ એક જાણીતા એડયુકેશનીસ્ટ હોવા ઉપરાંત એક ઉલટમંદ સામાજીક કાર્યવાહક પણ છે. વળી એક જાહેર વકતા તેમજ ગુજરાતી લેખક અને કવી તરીકે તેઓ જાણીતા છે તેઓ માઝદયશની મંડળના જોઇન્ટ ઓ૦ સેકરેટરી, અંજુમન પક્ષના વાઇસ પ્રેસીડન્ટ અને કોલાબા પારસી એસોસીએશનના ત્રેઝરર છે. The Perfect English Teacher નામની તેમની લખેલી ચોપડી હીંદની જુદી જુદી સરકારોના કેળવણી ખાતાંઓ તરફથી બહાલ રખાઇ છે તેમજ સંમતી મેળવવા પામી છે. તે ઉપરાંત તેમણે બીજી કેટલીક ગુજરાતી અંગ્રેજી ચોપડીઓ લખી છે.

સરનામું:— ગોળવાલા ફોર્ટ ટયુશન કલાસીસ, બોમ્બે મ્યુચ્યુઅલ બીલ્ડીંગ, હોર્નબી રોડ, કોટ. મુંબઈ,

**ખબરદાર, કવીશ્રી અરદેશર ફરામજી**—આ પારસી કવીનો ૧૮૮૧ માં દમણ ખાતે જન્મ થયો હતો. પાંચ



વર્ષની વયે પિતાશ્રીનો દેહાંત થવાથી તેમની માતા અને દાદીએ ઉછેર્યા હતા. માતા અને દાદી નાના "અદી"ને ગીતો, ગરબીઓ, અને લોકવાર્તાઓ સંભળાવતાં અને એ રીતે શ્રી. ખબરદારના કવિ હૃદયને પોષણ મળવું શરૂ થયું. દાદાએ પણ કુળજોશીની ભવિષ્યવાણીથી પ્રેરણા પામી આઠ વર્ષની વયે મહાકવિ ફિરદુસી તુર્સાના "શાહનામા"નું ગુજરાતી ભાષાંતર અને ગિરધરકૃત રામાયણ વંચાવ્યા. આ રીતે કવિતાનું બીજ વિકાસ પામ્યું. દખ્ખણમાં ગુજરાતી સાત ચોપડીનો અભ્યાસ કર્યા પછી ૧૮૯૧ માં અંગ્રેજી અભ્યાસ માટે આવ્યા. મુંબઇમાં ન્યુ હાઇસ્કુલમાં અંગ્રેજી ૬ ઠ્ઠી સુધી અભ્યાસ કર્યા બાદ અભ્યાસ પડતો મુકવો પડયો. પણ સ્વ૦ શ્રી. જાલ ભરડા, સ્વ૦ શ્રી. દાદી તારાપોરવાળા વગેરેના પ્રોત્સાહનથી કાવ્ય લેખનનો વિકાસ ચાલુજ રહયો. ૧૮૯૯ માં શ્રીમતી પીરોજાબાઇ સાથે તેમનું લગ્ન થયું. એ પછી પણ કાવ્યવાંચન અને લેખન સાથે સાથે ચાલુજ રહયું. સ્વ૦ શ્રી. મટુભાઇ કાંટાવાળાએ કવિની કવિતાઓ "સાહિત્ય"માં છાપી તેમણે આગળ પડવાનો સફળ પ્રયત્ન કર્યો. ૧૯૦૯ માં દખ્ખણ છોડી કુટુંબ સાથે શ્રી. ખબરદાર મદ્રાસ જઇ રહયા. ત્યાં તેમણે સાઇકલ અને મોટરનો ધંધો શરૂ કર્યો. ૧૯૩૮ માં ધંધો સમેટી લઇ તેઓ મુંબઇ પાછા ફર્યા. તેમનું પહેલું પુસ્તક ૧૯૦૧ માં બહાર પડયુ. ૧૯૧૮ માં તેમણે "ધી સીલ્કન ટેંસેલ" નામે એક અંગ્રેજી કાવ્યોનું પુસ્તક પણ પ્રસિધ્ધ કર્યું, જેની પાશ્ચાત્ય વિવેચકોએ અને કવિશ્રી રવીન્દ્રનાથ ટાગોરે પણ પ્રશંસા કરી છે. ૧૯૨૪ માં કવિશ્રી સાતમી ગુજરાતી સાહિત્ય પરિષદના સાહિત્ય વિભાગના પ્રમુખ તરીકે ચુંટાયા હતા. ૧૯૩૧ માં તેમનો કન્કોત્સવ ઉજવાયો હતો. ૧૯૩૭ માં મદ્રાસ ખાતે અખિલ હિંદી સાહિત્ય પરિષદની સત્કાર સમિતિના પ્રમુખ નીમાયા હતા મુંબઇ યુવિર્સીટીએ તેમને ઠકકર વસનજી માધવજી ભાષણમાળાની યોજના હેઠળ ભાષણ આપવા ૧૯૩૯ માં નોંતર્યા હતા. તેમણે ગુજરાતી કવિતાની રચનાકળા પર પાંચ ભાષણો આપ્યા હતા. તેઓ ગુજરાતી અંગ્રેજી ઉપરાંત અનેક ભાષાઓ જાણે છે. તેમનો જ્યોતિષનો અભ્યાસ પણ વિશાળ અને ઉંડો છે. તેમના પુસ્તકો:—કાવ્યરસિકા, ભારતનો

ટંકાર, કલિકા, ભજનિકા, દર્શનિકા, પ્રભાતનો તપસ્વી વગેરે પ્રખ્યાત છે.

સરનામું:—જાલાં મેનશન, જામેજમશેદ રોડ, પારસી કોલોની, દાદર, મુંબઇ.

**ઠક્કર, શ્રી. રતિલાલ ત્રીભોવનદાસ—** શ્રી. રતીલાલ ઠક્કરનો જન્મ સુરત મુકામે ત્રીકમ પરમાણંદના જાણીતા અને લક્ષાધિપતી કુટુંબમાં સને ૧૮૮૭માં થયો હતો. તેમણે ગુજરાતી સાતમી ચોપડી સુધી તથા સાધારણ અંગ્રેજી અભ્યાસ કર્યો છે. પણ સ્વતંત્ર મગજ ધરાવતા હોવાથી એક ધંધાદારી તરીકે સફળ નીવડયા છે. સંવત ૧૯૬૩માં સુરતમાં શાકભાજીની કમીશન એજંટની પેઢી ખોલીને તેમણે ધંધાની શરૂઆત કરી હતી અને સંવત ૧૯૬૫માં મુંબઇ આવીને એજ ધંધો મોટા પાયા પર ખીલવ્યો હતો. સને ૧૯૧૦માં તેમણે હોટેલના ધંધાની શરૂઆત કરી અને તેમાં પણ તેમને યશ મળતો ગયો. સને ૧૯૧૫થી તેઓ રૂના ધંધામાં દાખલ થયા અને સને ૧૯૧૮માં એક્ષપોર્ટ ઇમ્પોર્ટની ઓફીસ ખોલી. ૧૯૨૦માં રતિલાલ એન્ડ કુંપનીને નામે રૂની દલાલીનો ધંધો શરૂ કર્યો જેમાં પણ સફળતા સાંપડી. ધીમે ધીમે રૂના ધંધામાં લોકોનું લક્ષ એમની તરફ ખેંચાવા લાગ્યું અને સને ૧૯૨૪માં કોટન બ્રોકર્સ એસોસીએશનના માનદ મંત્રી તરીકે તેમની નીમણુંક થઇ. સને ૧૯૩૦–૩૨ની સત્યાગ્રહની લડતમાં આ સંસ્થા ખુબજ લોકપ્રીય બની હતી. ચળવળ ચાલુ રાખવામાં સંસ્થાએ અગત્યનો ભાગ ભજવ્યો હતો, એને લીધેજ સરકારે સને ૧૯૩૨માં તેમને મુંબઇ છોડી જવાનો હુકમ કર્યો હતો. એનો ભંગ કરતાં તેમને જેલમાં પુરવામાં આવ્યા હતા જેલ દરમ્યાન તેમને તથા તેમના



ધંધાને ખુબ સહન કરવું પડયું હતું. એટલુંજ નહીં પણ પ્લેહાઉસના નાકાપરની જાણીતી સુરતી હિંદુ હોટેલ બંધ કરવી પડી હતી. જેલમાંથી આવ્યા પછી સને ૧૯૩૪માં પોતાનો રૂનો વેપાર વીકસાવવા માટે લગભગ રૂ. ૭૦૦૦૦ ખર્ચી ન્યુયોર્ક કોટન એક્ષચેન્જના સભ્ય બન્યા હતા ૧૯૩૫–૩૬માં જાણીતી ઇસ્ટ ઇંડીઆ કોટન એસોસીએશનના ડીરેકટર તરીકે ચુંટાયા હતા. ૧૯૩૮માં મુંબઇ મ્યુનીસીપાલીટીની ચુંટણીમાં કોંગ્રેસ પક્ષના સભ્ય તરીકે ચુંટાયા હતા. પત્નીના અવસાન બાદ હાલમાં તેઓ વેપાર ધંધામાંથી તેમજ રૂની સંસ્થાઓમાંથી રફતે રફતે મુકત થતા જાય છે.

સરનામું:—ભુલેશ્વરને નાકે, મુંબઇ.

**દ્વારકાદાસ ત્રીભોવનદાસ,** જે. પી.—શેઠ દ્વારકાદાસ ત્રીભોવનદાસનો જન્મ જાણીતા આગેવાન કુટુમ્બ શેઠ ત્રીભોવનદાસ જાદવજી કમળશીને ત્યાં સને ૧૮૮૧ માં



થયો હતો. શેઠ દ્વારકાદાસના દાદા સ્વ૦ જાદવજી કમળશી અસાધારણ વ્યાપારી કુનેહને લઇ સર દીનશા પીટીટની મીલોની, માનચેસ્ટરની યુરોપીઅન પેઢી ગાહમ કું૦ ની અને બીજી યુરોપીઅન કંપનીઓની દલાલી કરતા. તેઓ વેપારમાંથી નીવૃત થતાં તેમનું દલાલીનું કામકાજ તેમના પુત્ર શેઠ ત્રીભોવનદાસે સંભાળી લીધું. શ્રીયુત દ્વારકાદાસે એલ્ફીન્સ્ટન હાઇસ્કુલમાં મેટ્રીક સુધીનો અભ્યાસ કર્યો અને તેઓના પીતાશ્રીના અવસાન પછી ૧૯ વર્ષની વયે તેમના વડીલનો રૂના દલાલીનો ધીખતો ધંધો સંભાળી લીધો અને થોડાજ વખતમાં તેઓ રૂની દલાલીના ધંધામાં પાવરધા થઇ ગયા. કોલાબાના રૂ બજારના વેપારી વર્ગમાં તેમણે એવી સારી પ્રતીષ્ઠા જમાવેલ કે જેને પ્રતાપે ઓસાકાની એક મોટી જાપાનીસ પેઢી "જાપાન કોટન ટ્રેડીંગ કું૦ લી૦" એ સને ૧૯૦૭ માં શેઠ દ્વારકાદાસને એમના રૂના દલાલ તરીકે નીમ્યા.

આ કુંપનીની દલાલીનું કામકાજ તેમણે ત્રેવીસ વર્ષ સુધી એક નીષ્ઠાથી કર્યું. જાપાન કોટન ટ્રેડીંગ કુંપનીનો રૂનો, કાપડનો અને સુતરનો વેપાર હીંદમાં ધમધોકાર ચાલતો હતો અને શેઠ દ્વારકાદાસને હાથે હજારો ગાંસડીઓની ખરીદી અને વેચાણ થતું હતું, પણ પોતે એક પણ ગાંસડીનો સટો પોતાના હીસાબે કર્યો નથી.

સંવત ૧૯૮૬ ના વર્ષથી તેઓએ પોતાના વડીલ પુત્ર ભાઇ નારણદાસના નામે મેસર્સ નારણદાસ દ્વારકાદાસ કું૦ નામની રૂના દલાલ અને કમીશન એજન્ટસ તરીકે બીજી પેઢી મુંબઇમાં ખોલી. આ બને પેઢીઓએ રૂના દલાલ તરીકે ઘણુજ માનમોભા અને પ્રતિષ્ઠાભર્યું સ્થાન મેળવ્યું છે. ધંધાની ખીલવટ સાથે તેઓ જ્ઞાતીની અને સમાજની સારી સેવા બજાવે છે.

મુંબઇની કપોળ જ્ઞાતીની સેવા કરવામાં શેઠ દ્વારકાદાસ પોતાના તન, મન અને ધનનો ઉપયોગ કરી જ્ઞાતીની સુંદર સેવા છેલ્લા પચીસ વર્ષથી બજાવ્યા કરે છે.

મુંબઇ કપોળ જ્ઞાતીના માનદ મંત્રી તરીકે સાત વર્ષ સુધી તેમજ હાલમાં છેલ્લા ચાર વર્ષથી કપોળ ન્યાતના શેઠ તરીકેના હોદા પર રહી જ્ઞાતીની સુંદર સેવા બજાવે છે. સંવત ૧૯૭૪ માં દુષ્કાળ વખતે તેમણે કપોળ ફેમીન રીલીફ ફંડ સ્થાપી મુંબઇ બહારના કપોળ જ્ઞાતિના સેંકડો કુટુમ્બોને રોકડ, અનાજ, કપડાંની અમુલ્ય મદદ કરી છે ઘણા વીદ્યાર્થીઓને શીષ્યવૃતીઓ આપી, વીદ્યાદાનમાં હજારોનો ખર્ચ કર્યો છે, તેમજ તેમણે રૂા. ૩૦,૦૦૦ નું શેઠ દ્વારકાદાસ ત્રીભોવનદાસ જાદવજી ચેરીટી ફંડ સ્થાપ્યું છે તેમાંથી ઘણા અના-

ઓને કેળવણી, કપડાં, અનાજ વીગેરેની મદદ મળે છે.

ચેમ્બુર અને આજુબાજુ આવેલાં ગામોના લોકોને દાકતરી મદદ મેળવી આપવાના હેતુથી રૂા. પાંત્રીસ હજારના ખર્ચે શેઠ દ્વારકાદાસ ચેરીટેબલ ડીસ્પેન્સરી બંધાવી આપી છે, તેમજ તેમના મુળ વતન સથરા પાસે આવેલા તળાજામાં સદાવત વીગેરે લોકોપયોગી અને જ્ઞાતીહીતના કાર્યમાં આશરે પચાસ હજાર રૂપીઆ ખરચ્યા છે. ૪૫,૦૦૦ રૂપીયા ખરચી તેમના પીતાશ્રી ત્રીભોવનદાસના નામથી નાશીક પંચવટીમાં "પરમાનંદ ભુવન" નામનું સેનેટોરીઅમ બાંધવામાં આવ્યું છે જેનો લાભ ઘણા હીંદુ કુટુંબો લે છે. રૂ. ૮૦૦૦ વાલકેશ્વર તથા ભુલેશ્વરની મ્યુનીસીપલ સ્કુલના છોકરા છોકરીઓને ઈનામ ફંડ તરીકે તેમના ભાઈઓ સાથે મળી બોમ્બે મ્યુનીસીપાલીટી સ્કુલ કમીટીને આપ્યા છે. તેથીજ રીતે બીજા હજારો રૂપીઆ લોકસેવાના કામોમાં ખરચ્યા છે. તેમની એકંદરે સખાવત આશરે રૂ. દોઢ લાખની ગણાય છે. તેમની જાહેર સેવાઓ ધ્યાનમાં લઈ સરકારે તેમને ૧૯૨૫માં જે. પી. અને ૧૯૨૬ માં ઓનરરી મેજીસ્ટ્રેટની નીમણુંક કરી હતી. સને ૧૯૨૯ માં મુંબઈમાં ભયંકર હિંદુ-મુસ્લીમ હુલ્લડ વખતે તેઓએ અનેક અગવડો વેઠીને જીવને જોખમે દરરોજ બારબાર કલાક સુધી મેજીસ્ટ્રેટ તરીકેની ફરજ બજાવી હતી. તે સેવાના બદલામાં મુંબઈ સરકાર તરફથી આભાર અને પ્રશંસા પત્ર મળ્યો છે.

તેઓ જ્ઞાતીના કાર્યો અને ઘણાં ખરાં જાહેર કાર્યોમાં આગેવાનીભર્યો ભાગ લે છે, તે ઉપરાંત તેઓ ઘણા જાણીતા ધર્માદા ટ્રસ્ટ ખાતામાં ટ્રસ્ટી તરીકે કામ કરે છે.

સરનામું:—૨૦-૨૨, વાલકેશ્વર રોડ, મુંબઈ.

**મુન્શી, શ્રીમતી લીલાવતી કનૈયાલાલ**—શ્રીમતિ મુનશી જૈન છે. એમનો જન્મ અમદાવાદમાં ૧૮૯૯ માં થયો હતો. નાની ઉમ્મરે માતુશ્રી ગુજરી જવાથી



મોસાળમાં મોટાં થયાં હતાં. અભ્યાસની શરૂઆત કર્યા પછી તબીઅત બગડવાથી અભ્યાસ પડતો મુકવો પડયો હતો પણ પુસ્તકોનું વાંચન ચાલુજ રાખેલું. તેમણે ઘેર "સીનીયર કેમ્બ્રીજ" સુધી અભ્યાસ કર્યો હતો. સાથે સાથે "ગુજરાત" માસીકમાં લખાણો કરવા માંડયા. જે તરફ સાહિત્યરસીક જનતાનું સારૂં ધ્યાન ખેંચાયું. એમના પ્રથમ લગ્ન અમદાવાદના મીલ એજન્ટ શેઠ લાલભાઈ ત્રીકમલાલ સાથે થયું હતું. ૧૯૨૬ માં એમનું અવસાન થતાં શ્રી૦ મુન્શી સાથે એમનાં પુનર્લગ્ન થયાં હતાં. આ લગ્નથી સમાજમાં ખુબ ઉહાપોહ થયો હતો. આ લગ્ન પછી એમનું ક્ષેત્ર વિશાળ બન્યું. "તીલક સ્વરાજ ફંડ" એકત્ર કરવાના કાર્યથી કરેલા રાજકીય જીવનનો હવે વીકાસ થવા માંડયો. ૧૯૩૦ ના

સત્યાગ્રહમાં જેલ ગયાં પછી સ્વદેશીની લડત ઉપાડી અન્ય કાર્યકરો સાથે સ્વદેશી મારકેટની યોજના પાર ઉતારી. બહીષ્કાર સમિતી, સંગ્રામ સમિતી, ભુલેશ્વર જીલ્લા સમિતી વિગેરે સમિતીઓની એમની સેવા જાણીતી છે. મુંબઇ મ્યુ૰ કોરપોરેશન, મુંબઇ એસેમ્બલી અને યુનીવરસીટી સેનેટના સભ્ય છે. મ્યુ૰ સ્ટેન્ડીંગ કમીટીના પ્રમુખપદે પણ હતાં. એમણે અનેક પરિષદોનું પ્રમુખપદ લીધું હતું અને કેટલીક કંપનીઓમાં ડીરેકટર પણ હતાં.

સરનામું:—રીજરોડ, મુંબઇ ૬.

**નીલકંઠ, લેડી વિદ્યાગૌરી રમણભાઇ**—એમનો જન્મ અમદાવાદ ખાતે ૧૮૭૬ માં થયો હતો. પ્રાથમીક કેળવણી લીધા પછી માત્ર ૧૨ વર્ષની વયે સર રમણભાઇ સાથે તેમના લગ્ન થયાં હતાં. સર રમણભાઇ સમાજ સુધારક હોવાથી વિદ્યાબ્હેનને આ લગ્નથી ઘણી અનુકુળતા પ્રાપ્ત થઇ. એમના સસરા સૌથી દરીયાપાર પ્રવાસ કરનાર પહેલા ગુજરાતી હતા. લગ્ન પછી ત્યારના જુનવાણી સમાજમાં તેમણે પહેલ કરી વિદ્યાભ્યાસ કરવા માંડયો. એક કન્યા શાળામાં જોડાઇ પંદર વર્ષે મેટ્રીકની પરિક્ષા પસાર કરી. કન્યાઓ ઈંગ્લીશ ભણે એ વસ્તુ ત્યારે અસહ્ય ગણાતી પણ તેમણે તો બેઠો બળવો ચાલુ રાખી આગળ અભ્યાસ કર્યો અને ૧૯૦૧ માં ગ્રેજ્યુએટ થયાં. પશ્ચિમ હિંદના તેઓ પ્રથમ ગ્રેજ્યુએટ હતા અને ત્યારથી સ્ત્રી વર્ગ માટે નવયુગના મંડાણ મંડાયા હતા. તેમનામાં સાહિત્ય શોખ પણ છે. તેમણે સ્ત્રી ઉન્નતિનું ઘણું સાહિત્ય ગુજરાતને અર્પણ કર્યું છે. જનતાની સેવા એ એમનું જીવનધ્યેય છે. એમણે ગત મહાયુદ્ધમાં ઘાયલ સૈનિકોની સારવાર કરવામાં પોતાની સેવા અર્પણ કરી હતી. ૧૯૧૮ માં તેમને એમ. બી. ઇ.નો ખેતાબ અને ૧૯૨૬ માં કૈસરે હિંદનો ચંદ્રક મળ્યો છે. તેમણે સ્ત્રીઓ માટે અનેક કેળવણીની સંસ્થાઓ સ્થાપી છે. અને સ્ત્રીઓ માટે ઉચ્ચ શિક્ષણનો પ્રચાર પોતાની પુત્રીઓ મારફતે કર્યો છે. તેમણે ૧૯૩૨ માં મળેલી અખિલ હિંદ સ્ત્રી પરિષદનું પ્રમુખપદ લીધું હતું અને અમદાવાદ મ્યુનીસીપાલીટીના સભ્ય પણ ચુંટાયા હતા.

સરનામું:—અમદાવાદ.

**કોંટ્રાકટર, મીસ નવાજબાઇ દોરાબજી,** બી. એ.—એમનો જન્મ ૧૮૮૬ માં મુંબઇ ખાતે થયો હતો. મીસ નવાજબાઇ ૧૯૦૯ માં વિલ્સન કોલેજમાંથી બી. એ. થયા પછી ચંદારામજી ગર્લ્સ હાઇસ્કુલમાં જોડાયાં હતાં અને હજીયે ત્યાંજ પ્રિન્સીપાલ તરીકે છે. ૧૯૨૫ માં તેમની નીમાણુંક મુંબઇ યુનીવર્સીટીના આર્ટસના ફેલો તરીકે થઇ હતી. આ માન મેળવનાર તેઓ પહેલાં બાનુ હતાં. તેમણે કેળવણીની સંસ્થાઓ અંગે વધુ અભ્યાસ કરવા માટે યુરોપ, અમેરીકા, અને ચીન જાપાનના પ્રવાસ પણ ખેડયા છે. સરકારે તેમને જે. પી. અને ઓનરરી પ્રેસીડન્સી મેજીસ્ટ્રેટ પણ બનાવ્યાં છે. અત્યારે તેઓ યુનીવર્સીટી સેનેટના સભ્ય છે.

સરનામું:—ચંદારામજી હાઇસ્કુલ,
ગીરગામ બેંક રોડ, મુંબઇ.

**ખાંડવાળા, કુમારી કપીલા,** બી. એ., બી. ટી. (મુંબઇ), એમ એ (અમેરીકા)—ન્યાતે લાડવાણીઆ. એમનો જન્મ ૧૯૦૭ માં મુંબઇ ખાતે થયો હતો. એમના પિતાશ્રી તુલજારામ ચુનીલાલ ખાંડવાળા સરકારી ડોકટર હતા. મુંબઇની એલ્ફીન્સ્ટન કોલેજમાંથી ૧૯૨૮ માં બી. એ. થયા પછી ૧૯૩૦ માં બી. ટી. ની પરિક્ષા માનસહિત પસાર કરી હતી. ત્યાર પછી અમેરીકા જઇ એમ. એ. ની ડીગ્રી મેળવી અને અમેરીકા તથા યુરોપનો પ્રવાસ કરેલો ૧૯૩૨ માં સ્વદેશ પાછા ફર્યાં પછી વનિતા વિશ્રામ હાઇસ્કુલમાં શિક્ષક તરીકે જોડાયાં અને ભગિની સમાજસેવા મંદિરના મંત્રી થયાં. ૧૯૩૮ થી તો વનિતા વિશ્રામ ટ્રેનીંગ કોલેજના પ્રીન્સીપાલના હોદ્દા પર છે. એ ઉપરાંત મુંબઇ તેમજ શાન્તાક્રૂઝની કેળવણીવિષયક સંસ્થાઓ સાથે પણ તેમનો સંબંધ છે. ૧૯૩૪ માં બીજીવાર પરદેશના પ્રવાસે ગયાં હતાં અને ૧૯૩૭ માં ટોકીઓ ખાતે મળેલી જગતભરની શિક્ષણ પરિષદમાં હિંદના પ્રતિનિધિ તરીકે ગયાં હતાં. તે પ્રસંગે સાથે સાથે ચીનનો પ્રવાસ પણ કરેલો. હાલમાં તેઓ યુનીવર્સીટી સેનેટમાં ચુંટાયા છે.

સરનામું:—શાન્તાક્રૂઝ.

**રાણા, બમનશાહ બહેરામશાહ,** લોકો ફોરમેન, રનીંગ શેડ, લોઅરપરેલ. બી.બી. સી. આઇ. રેલ્વે, મુંબઇ—એવણનો જન્મ વલસાડમાં થયો હતો, પણ તેવણના પીતાજી મરહુમ મી૦ બહેરામશાહ ગોધરા ખાતે એનજીન ડ્રાઇવર હોવાથી મી૦ રાણાએ પોતાની કેળવણી ગોધરા ખાતેજ લીધી હતી. ૧૭ વરસની ભરજુવાન વયે તેવણ એક ફાયરમેન તરીકે રેલ્વે નોકરીમાં જોડાયા હતા. ૨૧ વરસની ઉંમરે તેવણે પોતાના પીતાજીને ગુમાવ્યા હતા પણ ખંતીલી મહેનત, સખત કામ અને વફાદારીભરી નોકરીથી ૧૯૧૧ માં તેવણ ડ્રાઇવરની પદવી મેળવી શકયા હતા, જે પછી ૧૭ વરસની સારી સેવા બજાવીને ૧૯૨૮ ના સાલમાં તેવણ માસીક રૂ. ૪૨૫ ના પગારે ફોરમેન થયા હતા, જે ઓહ્દાપર તેઓ વધતા વધતા માસીક રૂ. ૬૦૦ મેળવવાને તેવણ ભાગ્યશાળી નીવડયા હતા. તેવણના સર્વે ઉપરી અમલદારોએ તેવણના મહેનતું અને વફાદાર કામના ઘણા મોટા વખાણ કર્યાં છે. અગાઉ જે ઓહ્દાઓ ફકત એખલા યુરોપીયનોજ ધરાવી શકતા હતા તે ઉપર પણ મી૦ બમનશાહે તારીફ લાયક કામ કરી દેશીઓની લાયકાત પુરવાર કરી આપે છે. ૧૯૨૭ માં ગુજરાતમાં આવેલી મોટી રેલને સબબે ગોધરા નજદીક રેલ્વે લાઇનો ધોવાઇ ગયલી હોવાથી તેમણે કામદારોની સંખ્યા રોકી સળંગ વહેવાર પાછો ચાલુ રાખવા માટે જે જીવતોડ મહેનત કરી હતી તેની સઘળાઓ તરફથી મોટી પીછાણ કરવામાં આવી હતી. ૧૯૨૮ માં તેવણ આગ્રા ખાતે ફોરમેન તરીકે નીમાયા હતા. તેવણની શેહાદી ૧૯૦૯ માં થઇ હતી. જેથી તેવણને એક બેટો અને એક બેટી થઇ હતી. આ બેટો કુંવરજી પણ ફાયરમેન અને એકટીંગ ડ્રાઇવર તરીકે હાલમાં કામ બજાવે છે.

**મહેતા, શ્રીમતિ હંસા,** બી. એ.—શ્રીમતિ હંસાબ્હેન મહેતા ન્યાતે વડનગરા નાગર છે. એમનો જન્મ ૧૮૯૭ માં સુરત ખાતે થયો હતો. ૧૯૧૮ માં તેમણે મુંબઇમાં બી. એ. ની પરિક્ષા પસાર કરી હતી. ૧૯૧૯માં ઇંગ્લાંડ ગયા હતા અને ૧૯૨૦ માં જીનીવા ખાતે મળેલી આંતરરાષ્ટ્રીય મહીલા પરિષદમાં હિંદી પ્રતિનિધિ તરીકે હાજરી આપી હતી. એ ઉપરાંત ૧૯૨૩ માં અમેરીકા ખાતે મળેલી પહેલી જગતભરની કેળવણી પરિષદમાં હાજરી આપી હતી. ૧૯૨૪ માં વડોદરા ખાતે ડૉ૦ જીવરાજ મહેતા સાથે એમનાં લગ્ન થયાં હતાં. મુંબઇ મ્યુનાસીપાલીટીની સ્કુલ્સ કમીટી અને મુંબઇ યુનીવર્સીટી સેનેટના સભ્ય તરીકે ચુંટાયા હતા. ૧૯૩૦ ની કોંગ્રેસની લડતમાં અગ્ર ભાગ લીધો હતો અને "વિગ્રહ સમિતિ"ના પ્રમુખ તરીકે નીમાયા હતા અને જેલ ગયા હતા. ૧૯૩૨ માં પણ જેલ ગયા હતા ત્યાર પછી ૧૯૩૪ માં મુંબઇ પ્રાંતિક કોંગ્રેસ કમીટીના સભ્ય ચુંટાયા હતા. ૧૯૩૭ માં કોંગ્રેસ પ્રધાન મંડળે પ્રાંતના સત્તાના સુત્રો હાથ ધરતા તેમને વડા પ્રધાનના પાર્લામેન્ટરી સેકરેટરી તરીકે નીમવામાં આવ્યા હતા. ૧૯૩૯ માં શ્રીમતિ મહેતા મુંબઇ પ્રાંતિય હરિજન સેવક સંઘના ઉપ-પ્રમુખ ચુંટાયા હતા.

સરનામું:—નેપીઅનસી રોડ, મુંબઇ.



**દેશાઇ, શ્રી. ગણુપતિ શંકર નારણુજી**—એમનો જન્મ ૧૮૯૯ માં મુંબઇ ખાતે થયો હતો. કુટુંબની ગરીબ સ્થિતિ હોવાથી શ્રી. દેશાઈ પુરતી કેળવણી ન લઇ શકયા અને તેર વર્ષની નાની વયે તેર રૂપીઆના પગારે નામુ લખનાર મહેતાજી તરીકે નોકરી લીધી અને ધીમે ધીમે પ્રગતિ કરતાં ૧૮૨૭–૨૮ માં ઇન્કમટેક્ષ એક્ષપર્ટ તરીકે તેમણે સ્વતંત્ર ઓફીસ ખોલી હતી. શ્રી. દેશાઈએ હોમરૂલ લીગની ચળવળથી રાજકારણમાં ભાગ લેવાનો પ્રારંભ કર્યો. શ્રી. ઉમર સોબાની અને શ્રી. શંકરલાલ બેંક સાથે રહીને એ ચળવળમાં તેમણે ઉત્સાહભર્યો ભાગ લીધો હતો. ત્યાર પછી કોંગ્રેસની દરેકે દરેક લડતમાં ભાગ લઇ જેલ ભોગવી છે. પચ્ચીસ વર્ષથી તેઓ મુબઇ કોંગ્રેસની એકધારી સેવા બજાવી રહયા છે. વીસ વર્ષથી મુંબઇ પ્રાંતિક કોંગ્રેસ કમીટીના સભ્ય છે. પાંચ વર્ષ સુધી તેના મંત્રી હતા. મુંબઇ ખાતે ભરાયલી કોંગ્રેસની બેઠક પ્રસંગે તેઓ સામાન્ય મંત્રી તરીકે નીમાયા હતા. એ ઉપરાંત દારૂનિષેધ પ્રવૃત્તિ, ગુજરાત જળપ્રલય અને ઇન્ફ્લુએન્ઝાના ઉપદ્રવ પ્રસગે એમણે સારી સેવા બજાવી છે. મુંબઇની કારપોરેશનમાં તેઓ કોંગ્રેસ પક્ષના સભ્ય છે અને સ્કુલ્સ કમીટીના સભ્ય તરીકે ફરજ્યાત પ્રાથમીક કેળવણીના પ્રશ્ન અંગે આગેવાનીભર્યો ભાગ લીધો છે. ૧૯૪૧ ની લડતમાં તેઓ સત્યાગ્રહ કરી જેલ ગયા છે.

સરનામું::—કાલબાદેવી રોડ, મુંબઇ.

**કાલેલકર, શ્રી. દત્તાત્ર્ય બાળકૃષ્ણ**—કાકા કાલેલકરના નામથી મશહુર થયેલી આ વ્યકતિનો જન્મ ૧૮૮૫ માં બેલગામ ખાતે થયો હતો. બેલગામ તથા પુના ખાતે કેળવણી લઇ તેઓ ગ્રેજ્યુએટ થયા અને પછી પહેલી એલ એલ. બી. સુધી અભ્યાસ કરીને અટકી ગયા. ત્યારથી તેમણે "રાષ્ટ્રમત" પત્રમાં જોડાઇને પત્રકારનો ધધો શરૂ કર્યો. તેમણે એ ઉપરાંત વર્તમાનપત્રોમાં લેખો લખીને રાષ્ટ્રીયતાનો ધોધ વ્હેવડાવ્યો અને રાષ્ટ્રીય શિક્ષણ પ્રચાર અંગે શાળાઓમાં કાર્ય કરવા માડયું. અનેક સંસ્થાઓની પણ સ્થાપના કરી. ત્યારબાદ તેમણે પગપાળા પ્રવાસ આદર્યો. હિમાલય, નેપાળ, સિલોન, બર્મા વિગેરે સ્થળોએ ફર્યા અને કુદરતના સૌંદર્યનું પાન કર્યું. એ દરમ્યાન ગાંધીજી આફ્રીકાથી આવ્યા અને અમદાવાદ ખાતે સાબરમતી આશ્રમની સ્થાપના કરી. કાકા કાલેલકર ગાંધીજી તરફ આકર્ષાયા અને તરતજ આશ્રમમાં જોડાઇ ગયા. કાકા કાલેલકરે ગુજરાત વિદ્યાપીઠની સ્થાપનામાં અમુલ્ય ફાળો આપ્યો છે. એનું વાઇસ ચેન્સેલરપદ તથા પ્રિન્સીપાલ પદ તેમણે ૧૯૨૭ થી ૧૯૩૪ સુધી દીપાવ્યુ' હતું. ગાંધીજીના જેલનિવાસ દરમ્યાન તેમણે "નવજીવન" પત્રનું તંત્ર ચલાવ્યું હતું. દક્ષિણી હોવા છતાં ગુજરાતી ભાષાપરનો તેમનો કાબુ અજબ છે. એમના પ્રવાસવર્ણન અને બીજા પુસ્તકો તો બહુજ લોકપ્રીય થઇ પડયા છે. દરેક વખતે લડતમાં ભાગ લઇ એમણે જેલ સેવી છે.

**મહેરઅલી, શ્રી. યુસુફ જે.**—એમનો જન્મ ૧૯૦૭માં મુંબઇ ખાતે થયો હતો. ૧૯૨૭માં તેમણે એલ એલ. બી. ની પરિક્ષા પસાર કરી, પરંતુ તેમની સરકાર વિરોધી પ્રવૃત્તિઓને લક્ષમાં રાખી સરકારે વકીલાત કરવાની સનદ આપી ન્હોતી. શ્રી. મહેરઅલી મુંબઇના કોંગ્રેસ સમાજવાદી અગ્રેસર છે અને યુથ લીગના સ્થાપક છે. મુંબઇની કોંગ્રેસ પ્રવૃત્તિમાં તેઓ અગ્રગણ્ય ભાગ લે છે. ૧૯૩૦–૩૨ ની લડતમાં તેમણે સારો ફાળો આપ્યો હતો. ૧૯૩૪ માં મુંબઇની કોંગ્રેસ બેઠક વખતે સ્વયંસેવક દળના તેઓ સેનાપતિ નીમાયા હતા. સાયમન કમીશનના બહીષ્કારની પ્રવૃત્તિમાં તેમણે આગેવાનીભર્યો ભાગ લીધો હતો. કચ્છી હોઇ કચ્છની પ્રજાકીય લડતમાં મોખરે છે. અત્યારે તેઓ સત્યાગ્રહ કરી જેલ ગયા છે.

**મહાલક્ષ્મીવાલા, મી૦ કાવસજી ધનજીભાઇ**—તેઓનો જન્મ ૧૮૬૩ના સાલમાં થયો હતો. મુંબઇ અને પુનામાં કેળવણી લીધી હતી. ૧૮૮૩ માં તેમણે ખેતીવાડીની છેવટની પરિક્ષા પસાર કીધી હતી. ગણેશ ખીંડના બોટેનીકલ ગારડન્સના સુપ્રીન્ટેન્ડેન્ટ, નાગપુરના ગવરમેન્ટ ગારડન્સના સુપ્રીન્ટેન્ડેન્ટ વીગેરે ઓહ્દાઓ ભોગવ્યા પછી ૧૮૯૨ માં તેઓની મુંબઇના વીકટોરીઆ ગારડન્સ તેમજ મ્યુનીસીપાલીટી હસ્તકના બગીચાઓના સુપ્રીન્ટેન્ડેન્ટ તરીકે નેમણુંક થઇ હતી. કે જે ઓહ્દા ઉપર ૨૫ વરસ સેવા બજાવી ૧૯૧૮ના સાલમાં તેઓ રીટાયર થયા હતા. પારસી કોમના હીતોને લગતાં અગત્યના સવાલો માટે નેમાયલી અનેક કમીટીઓના તેવણ એક સભ્ય હતા. વળી મુંબઇની પારસી પંચાયત તરફથી પારસી કોમની હાલની કેળવણીની ખામીભરી પધ્ધતી બાબે તપાસ કરી તે દુર કરવા માટેના માર્ગો સુચવનારા રીપોર્ટ કરવા પારસી કેળવણીકારોની નેમાયલી એક કમીટીના તેઓ સેક્રેટરી હતા.

સરનામું:—હેલકોમન લોજ, એલેકઝાન્દ્રા રોડ, ગામદેવી, મુંબઇ.

**મુસ, મી૦ સોરાબ નાનાભાઇ**, એમ. એ. (કેન્ટબ) એફ. આર. એસ. એ., આઇ. ઇ. એસ.—૧૯૪૦ના સાલથી એઓ મુંબઇના જાહેર કેળવણી ખાતાંના એક ડીરેકટર છે. તેમનો જન્મ ૧૮૯૦ સાલમાં થયો હતો. તેમણે મુંબઇની એલફીનસ્ટન કોલેજમાં તેમજ કેમ્બ્રીજની કીંગ્સ કોલેજમાં કેળવણી લીધી હતી. બી. એ ના એકઝીબીશનર અને પ્રાઇઝમેન તેમજ ફસ્ટ કલાસ નેચરલ સાયનસીસ ત્રીપોઝ ધરાવે છે. ૧૯૧૯ થી તેમને કાયમ માટે ઈંડીયન એડયુકેશનલ સરવીસમાં દાખલ કરવામાં આવ્યા હતા. વીકટોરીઆ જુબીલી ટેકનીકલ ઈનસ્ટીટયુટના પ્રોફેસર, મુંબઇ ઇલાકાના સાયન્સ ટીચીંગના ઇનસ્પેકટર, સધર્ન ડીવીઝનના એડયુકેશનલ ઈનસ્પેકટર, મુંબઇ સરકારે નીમેલી સેકન્ડરી એન્ડ પ્રાઇમરી એડયુકેશન કમીટીના ચેરમેનના ઓહ્દાઓ ઉપરાંત ૧૯૪૦ના ડીસેમ્બર સુધી તેમણે મુંબઇની જાહેર કેળવણી ખાતાંના ડેપ્યુટી ડીરેકટરનો ઓહ્દો પણ ભોગવ્યો હતો.

સરનામું:—ગારડન રોડ, પુના.

**ભગવાનલાલ પનાલાલ, બાબુ,** જે. પી.—એમનો જન્મ સંવત ૧૯૪૦ માં થયો હતો. બાબુ પનાલાલજીના એઓ બીજા બેટા થાય છે. તેમણે ખાનગીમાં કેળવણી લીધી હતી. પોતાના પીતા તેમજ ભાઇના હાથ હેઠળ તેમણે ઝવેરાતના ધંધાને લગતી તાલીમ લીધી હતી. તેઓના લગ્ન ૧૭ વરસની વયે થયાં હતાં એવણ મુંબઇની આગેવાન કલબોના એક સભાસદ છે. એ ઉપરાંત માંગરોલ જઇન સભાના તેઓ એક લાઇફ મેમ્બર છે. વળી એવણ પાલી તાણા જઇન બાલાશ્રમના પ્રેસીડન્ટ તેમજ બાબુ પનાલાલ પી. ચેરીટીઝના પ્રેસીડન્ટ અને મેનેજીંગ ટ્રસ્ટી છે.

સરનામું:—નીઝામ બીલ્ડીંગ, ૩૦૫, કાલબાદેવી રોડ, મુંબઈ.

**ડાંગરકેરી, મી૦ સુંદરરાવ રામરાવ,** બી. એ., એલ એલ. બી., જે. પી., તેઓ મુંબઇની યુનીવર્સીટીના રેજીસ્ટ્રાર છે. તેઓનો જન્મ ૧૮૯૮ ના સાલના ફેબ્રુઆરી માસમાં થયો હતો. મુંબઇ મધેની સેન્ટ-ઝેવીયર્સ હાઇસ્કુલ તેમજ એલફીન્સ્ટન કોલેજમાં તેમણે કેળવણી લીધી હતી. ૧૯૨૩ માં તેમણે સોલીસીટરની પરિક્ષા પસાર કીધી હતી. જે પછી સાત વરસ સુધી સોલીસીટર તરીકે પ્રેકટીસ કીધી હતી. ૧૯૩૦ માં તેઓ મુંબઇની યુનીવર્સીટીના મદદનીશ રેજીસ્ટ્રાર તરીકે અને તે પછીથી ૧૯૩૧ માં યુનીવર્સીટીના રેજીસ્ટ્રાર તરીકે નીમાયા હતા. ૧૯૩૩ માં તેઓ એક સુલેહના અમલદાર (જે. પી.) નીમાયા હતા. જે પછી ૧૯૩૪ માં તેવણ ઓનરરી પ્રેસીડન્સી મેજીસ્ટ્રેટ નીમાયા હતા. ૧૯૩૫ ના સાલમાં નામદાર વડા જજ તરફથી નેમાયલી લીગલ એડયુકેશન કમીટીના સેકરેટરી તરીકે તેઓએ સેવા બજાવી હતી. ૧૯૨૦ માં તેવણના લગ્ન મીસ કમલાબાઇ નામના એક સોશયલ વરકર અને આરટીસ્ટ બાનુ સાથ થયાં હતાં, કે જેઓ બોમ્બે પ્રેસીડન્સી વીમેન્સ કાઉન્સીલની સ્ટેન્ડીંગ કમીટીના એક ઉલટમંદ સભ્ય છે. ૧૯૩૬—૩૭ ના સાલ માટેના કનારા સારસવટ એસોસીએશનના મી૦ ડાંગરકેરી પ્રેસીડન્ટ હતા. એમણે કાયદાને લગતા વિષયો સંબંધી કેટલીક ચોપડીઓ પણ લખી છે.

સરનામું—૪૭, હયુઝ રોડ, મુંબઇ.

**દેશાઇ, શ્રી. કનઇયાલાલ**—ગુજરાતભરમાં શ્રી. દેશાઇ કાનજીભાઇના નામથી વધુ જાણીતા છે. તેઓ ઓરપાડના જમીનદાર તથા વતનદાર દેશાઈ છે. ૧૯૦૭ ની કોંગ્રેસમાં તેમણે આગળ પડતો ભાગ લીધો હતો. ૧૯૩૦—૩૨ ની લડતમાં તેમણે તેમજ તેમના કુટુંબે ઝંપલાવ્યું હતું. પરિણામે તેમની દેશાઇગીરી જપ્ત થઈ હતી અને જેલની સજા થઇ હતી. આ પછી કોંગ્રેસ સત્તાપર આવતાં તેમની દેશાઇગીરી પાછી સુપ્રત થઇ હતી. હરિપુરા ખાતે સુભાષ બાબુના પ્રમુખપદે ભરાયલી કોંગ્રેસની બેઠક તેમની ઝહેમતને પરિણામે સફળ નીવડી હતી. તેઓ સ્વાગત કમીટીના પ્રધાન-મંત્રી નીમાયા હતા. ગુજરાત પ્રાંતિક કોંગ્રેસ વ્યવસ્થા સમિતિના તથા ગુજરાત કમીટીની મધ્યસ્થ લોકલ બોર્ડના સભ્ય અને વર્ષો થયા સુરત જીલ્લા કોંગ્રેસના સંચાલક છે. સંગઠ્ઠન તથા વ્યવસ્થા શકતી માટે ગુજરાતભરમાં જાણીતા છે. ૧૯૪૧ ની લડતમાં સત્યાગ્રહ કરી જેલ સીધાવ્યા છે.

**ઢેબર, શ્રી. ઉછરંગરાય નવલશંકર—** રાજકોટની જવાબદાર તંત્ર માટેની લડતનું સુકાન સાંભળનાર શ્રી. ઢેબરે એલ એલ. બી. થયા પછી ૧૯૨૭–૨૮ માં વકીલાત શરૂ કરી હતી અને ટુંક સમયમાં અગ્રગણ્ય વકીલોની હરોળમાં આવી ગયા હતા. તેમણે વિદ્યાર્થી દશામાં પણ વિદ્યાર્થીઓની પ્રવૃત્તિમાં આગળ પડતો ભાગ લીધો હતો. દેશ-સેવામાં પોતાનો સમય આપી દેવા કાજે તેમણે વકીલાત છોડી દીધી છે. શ્રી. ઢેબર કાઠીઆવાડ રાજકીય પરિષદના તંત્રી છે અને કોંગ્રેસની સેવા બજાવે છે.

**પીટીટ, શ્રીમતિ મીઠુબ્હેન—**એમનો જન્મ ૧૮૯૨ માં મુંબઇ ખાતે ખાનદાન પીટીટ કુટુંબમાં થયો હતો. હિંદના પહેલા બૅરોનેટ સર દીનશા માણેકજી તેમના વડા દાદા થાય. પિતાનું નામ હોરમસજી તથા માતાનું નામ પીરોજ-બાઇ. જલીઆનવાળા બાગના બનાવે તેમને રાષ્ટ્રસેવા તરફ વાળ્યા અને ગાંધીજીને ચરણે પોતાની સેવા ધરી દીધી. તેમણે વર્ષો થયાં પોતાનું જીવન ગુજરાતના અને ખાસ કરીને સુરત જીલ્લાના ગામડાંઓને સમર્પણ કરી દીધું છે. મરોલી ખાતે આશ્રમ સ્થાપી પછાત વર્ગની સેવા બજાવે છે ૧૯૨૭ ના રેલસંકટ નિવારણમાં, બારડોલી સત્યાગ્રહમાં, ૧૯૩૦–૩૨ ના લડત વખતે દારૂ તથા પરદેશી કાપડના બહિષ્કારની પ્રવૃત્તિઓમાં તેમણે સેવા આપી છે ખાદી તથા ગ્રામ્યઉદ્યોગ કાર્યો પણ કરે છે અને સુરત જીલ્લામાં તેમણે અનેક મથકો સ્થાપ્યા છે.

**કાનુગા, શ્રીમતિ વિજ્યાલક્ષ્મી બળ-વંતરાય—**એમનો જન્મ ૧૮૮૮ માં અમદાવાદ ખાતે થયો હતો. અમદા-વાદના સુપ્રસીધ્ધ ડોકટર બળવંતરાય કાનુગાના તેઓ પત્ની થાય. ૧૯૨૦ ની સાલથી તેમણે અમદાવાદની રાષ્ટ્રીય તથા સામાજીક પ્રવૃત્તિઓમાં ભાગ લેવા માંડયો છે કાંતણકાર્ય, દારૂ, તાડી અને વિદેશી કાપડનું પીકેટીંગ, મહીલા-દળ વિગેરે પ્રવૃત્તિઓનું સંચાલન કર્યું છે. ૧૯૨૧ માં તેમણે સ્વદેશી વ્રત લીધું હતું અને અમદાવાદ તથા જીલ્લાના ગામોમાં સ્વદેશીનો પ્રચાર કર્યો હતો. સત્યાગ્રહની લડત દરમ્યાન જેલ પણ ભોગવી છે. મુંબઈની વડી ધારાસભામાં અમદાવાદના સ્ત્રી વિભાગ તરફથી કોંગ્રેસ પક્ષની ટીકીટપર તેઓ ચુંટાઇ આવ્યા છે.

**ગજ્જર, શ્રીમતિ શિવગઉરીબ્હેન—** સ્ત્રી સમાજની સેવા પાછળ સર્વસ્વ અર્પણ કરનાર શ્રીમતિ શિવગૌરીના નામથી ગુજરાતી જનતા અજાણ નથી. મુંબઇના વનિતા વિશ્રામના સ્થાપકોમાંના એક તરીકે તેઓ જાણીતા છે. બત્રીસ વર્ષથી તેમણે સેવાક્ષેત્રમાં દાખલ થઇ સ્ત્રીઓ માટે આશ્રમો, ઉદ્યોગાલયો, ઉપરાંત કન્યાશાળાઓ, ત્રેનીંગ કોલેજ વિગેરેની સ્થાપના કરી છે. સરકારે પણ તેમની સેવાઓની કદર કરી તેમને "કૈસરે હિંદ"ના ચાંદની અને જે. પી. ના ખેતાબ તથા ઓનરરી પ્રેસીડન્સી મેજી-સ્ટ્રેટના ઓધ્ધાની નવાજેશ કરી છે. મુંબઇના વનિતા વિશ્રામના રૌપ્ય મહોત્સવ પ્રસંગે તેમને તેમની સેવાઓની કદરમાં એક માનપત્ર અર્પણ થયું હતું.

**કેપ્ટન, શ્રીમતિ પરીનબ્હેન**—એમનો જન્મ ૧૮૮૮ માં કચ્છ માંડવી ખાતે મરહુમ શ્રી. અરદેશર નવરોજી ડોકટરને ત્યાં થયો હતો શ્રીમતિ પેરીનબ્હેન હિંદના દાદા મહર્ષિ દાદાભાઇ નવરોજીના પૌત્રી થાય. મુંબઇમાં ગ્રેજ્યુએટ બની તેઓ વધુ અભ્યાસ અર્થે પેરીસ ગયાં હતાં અને ત્યાંથી "ડ" "એલાયન્સ ફ્રાન્સીસ"નો ડીપ્લોમાં મેળવી હિંદ આવ્યાં હતાં. વિદ્યાર્થી જીવનમાંથીજ રાષ્ટ્રીય ક્ષેત્ર પર એમની દ્રષ્ટી ઠરી હતી. હિંદમાં આવ્યા પછી તેમણે રાજકીય તથા સામાજીક ક્ષેત્રોમાં ઝંપલાવ્યું હતું. દેશસેવીકા સંઘ તથા રાષ્ટ્રીય સ્ત્રી સભાની તેમણે સ્થાપના કરી હતી. આ સંસ્થાઓ પર લડત દરમ્યાન સરકારનો પ્રતિબંધ મુકાયો હતો. એ પછી ગાંધી સેવા સેનાની સ્થાપના થતાં એમણે તેનાં સંચાલનમાં આગેવાની ભર્યો ભાગ ભજવ્યો હતો. આ સંસ્થા દ્વારા તેઓ ખાદી અને ગ્રામ્ય-ઉદ્યોગના કાર્યમાં સારો ફાળો આપી રહયાં છે. સ્વ૦ પંડીત મોતીલાલ નહેરૂએ રાષ્ટ્રસેવામાં અર્પણ કરેલા સ્વરાજ્ય ભુવનના તેઓ એક ટ્રસ્ટી છે. મુંબઇ કોંગ્રેસ કમીટીના સભ્ય તથા ગીરગામ જીલ્લા કોંગ્રેસ કમીટીના પ્રમુખ તરીકેની એમની સેવા જાણીતી છે.

**ઠક્કર, શ્રીમતી બચુબ્હેન ધરમસિંહ**—મુંબઇના આ જાણીતા સામાજીક કાર્યકરનો જન્મ ૧૮૯૦ માં મુંબઇ ખાતે થયો હતો. મેસર્સ ધરમસિંહ દીનકરરાવ અને નંદલાલ સોલીસીટરની પેઢીના ભાગીદાર શ્રી૦ ધરમસિંહ જેઠાભાઇ ઠક્કર એમના પતિ થાય. ૧૯૧૮ માં મુંબઇ ખાતે મળેલા કોંગ્રેસ અધીવેશનથી એમણે જાહેર જીવનની શરૂઆત કરી હતી. ત્યારે એમણે મહિલા વિભાગની વ્યવસ્થા કરવાનું કાર્ય ઉપાડી લીધું હતું. ત્યારબાદ એમણે પતિ સાથે યુરોપનો પ્રવાસ કર્યો હતો. આ પ્રવાસ દરમ્યાન પરદેશની મહિલા પ્રવૃતિઓનો એમણે અભ્યાસ કર્યો હતો. તેઓ ભાટીઆ સ્ત્રી મંડળના સ્થાપકોમાંના એક છે. ૧૯૩૫ માં એના પ્રમુખ હતાં. એ ઉપરાંત તેઓ રાષ્ટ્રીય, સામાજીક, કેળવણી તથા આરોગ્ય વિષયક પ્રવૃતિઓમાં આગળ પડતો ભાગ લે છે.

**મૃદુલા અંબાલાલ સારાભાઇ**—કુમારી મૃદુલાબ્હેન અમદાવાદના જાણીતા મીલમાલેક શ્રી૦ અંબાલાલ સારાભાઇના પુત્રી થાય. અમદાવાદની સ્ત્રી ઉન્નતી અને જાગ્રતિમાં એમનો ફાળો કીંમતી છે. એમણે ૧૯૩૦–૩૨ ની કોંગ્રેસની લડતમાં ભાગ લીધો હતો અને બ્હેનો તરફથી દારૂતાડી અને પરદેશી કાપડની દુકાને થયેલા પીકેટીંગનું સંચાલન કર્યું હતું. એમને હરિપુરા કોંગ્રેસના સેવીકાદળના સેનાપતિ નીમવામાં આવ્યા હતા. તેઓ રાષ્ટ્ર-નિયોજન કમીટી (પ્લાનીંગ કમીટી)ના મહીલા વિભાગના મંત્રી તથા અખીલ હીંદ મહાસભા સમીતીના સભ્ય છે. તાજેતરમાં ગુજરાત પ્રાંતિક કોંગ્રેસ કમિટીની કારોબારીમાં એમની ચુંટણી થઇ છે. રાજકોટની લડતમાં કુમારી મૃદુલાએ પણ ઝંપલાવ્યું હતું અને સ્ત્રી વર્ગમાં ચેતન રેડયું હતું. ૧૯૪૧ માં અમદાવાદ ખાતે થયેલા હુલ્લડ દરમ્યાન શાંતિ સ્થાપવા માટે એમણે સારો ફાળો આપ્યો હતો.

સરનામું:—અમદાવાદ.

**જોશી શ્રી. ઝીણાભાઇ પાર્વતિશંકર—** એમનો જન્મ ૧૮૮૩ માં સુરત જીલ્લાના સરસ ગામે થયો હતો. ૧૯૨૧ થી તેઓ કોંગ્રેસની લડતમાં આગેવાનીભર્યો ભાગ લે છે. ૧૯૩૦–૩૨ ની લડતમાં પણ તેમણે જેલનિવાસ ભોગવ્યો હતો. સાબરમતી આશ્રમ ફંડ, ખાદી પ્રચાર તથા દલીત વર્ગોની સેવામાં તેમનો ફાળો કીંમતી છે. મુંબઇની લેજીસ્લેટીવ એસેમ્બલી ચુંટણીમાં કોંગ્રેસ પક્ષના સભ્ય તરીકે તેમની ચુંટણી થઈ છે. પરેલ જીલ્લાના તેઓ એક અગ્રગણ્ય કોંગ્રેસ કાર્યકર છે. કોંગ્રેસ ચળવળને અંગે હાલ તેઓ જેલમાં છે.

**નંદા, શ્રી. ગુલઝારીલાલ—**એમનો જન્મ ૧૮૯૮ માં ગુજરાનવાલા ખાતે આવેલા બાડોક ગામે થયો હતો. તેમનું વિદ્યાર્થીજીવન ઉજ્જવળ હતું. વકીલની પરિક્ષા પસાર કર્યા છતાં પૈસા કમાવવાની વૃત્તિ ન રાખતાં અમદાવાદની મજુર પ્રવૃત્તિમાં પરોવાઇ ગયા હતા. અમદાવાદનું મજુર મહાજન તેમની પ્રવૃત્તિનું મુખ્ય કેન્દ્ર છે અને તેમની ઝહેમતે તે સમૃધ્ધ બન્યું છે. સત્યાગ્રહના સમયમાં સ્થાપેલી મુંબઇની નેશનલ કોલેજના અર્થશાસ્ત્રના પ્રોફેસર તરીકે તેમની નીમણુંક થઈ હતી. કોંગ્રેસની બધી લડતોમાં તેમણે સક્રીય ફાળો આપ્યો છે અને જેલનિવાસ પણ ભોગવ્યો છે. કોંગ્રેસે સન્તા હસ્તગત કર્યા પછી મુંબઇ પ્રાંતના મજુર અને આબકારી ખાતાંના પાર્લામેન્ટરી સેક્રેટરી નીમાયા હતા. તેમણે અમદાવાદ મ્યુનીસીપાલીટીની પ્રવૃ-તિઓમાં પણ સંગીન ફાળો આપ્યો છે.

સરનામું:—અમદાવાદ.

**મુકાદમ, શ્રી. વામનરાવ સીતારામ—** એમનો જન્મ ૧૮૮૭ માં ગોધરા ખાતે થયો હતો. ખેડા જીલ્લાના સત્યાગ્રહથી તેમના રાજકીય જીવનની શરૂઆત થઇ હતી. આજ પર્યંત તેઓ કોંગ્રેસના સેવક તરીકે સેવા બજાવે છે. મુંબઇની જુની ધારાસભાના તેઓ સ્વરાજ્ય પક્ષના એક સભ્ય હતા પણ કોંગ્રેસની હાકલ પડતાં તેમાંથી રાજીનામું આપ્યું હતું. એ પ્રસંગે તેમણે સ્વરાજ્ય પક્ષના વ્હીપ તરીકે સુંદર કામ બજાવ્યું હતુ. અસહકારની અને સત્યાગ્રહની લડતમાં તેઓ મોખરે રહયા હતા અને ધરાસણાની ધાડમાં એક ટુકડીની આગેવાની લઇ ધાડ પાડતા ગયા હતા અને લાઠીમાર ખાધો હતો. તેઓ જેલમાં પણ ગયા હતા. એક પ્રસંગે તેઓ મુસ્લીમોના હુમલાનો ભોગ બનેલા અને હોસ્પીટાલમાં પડયા હતા. ગોધરા મ્યુનિસિપાલીટી, સ્કુલ બોર્ડ, જીલ્લા બોર્ડ, ગુજરાત પ્રાંતિક કોંગ્રેસ કમીટી તેમજ અન્ય સંસ્થાઓમાં જવાબદારીભર્યા સ્થાને રહી સેવા બજાવી છે. ઓલ ઇંડીઆ કોંગ્રેસ કમીટીના સભ્ય તરીકે અનેક પ્રસંગોએ ચુંટાયા છે. દક્ષીણી હોવા છતાં ગુજરાતનેજ તેમણે પોતાની સેવાનું ક્ષેત્ર બનાવ્યું છે અને ગુજરાતી ભાષામાં કેટલાંક પુસ્તકો લખ્યાં છે. તેમણે શીવાજીનું જીવનચરિત્ર લખ્યું છે. એ બહુ લોકપ્રીય બન્યું છે. મુંબઇની લેજીસ્લેટીવ એસેમ્બલીના કોંગ્રેસપક્ષના સભ્ય છે ૧૯૪૧ ની લડતમાં જેલ ગયા છે.

સરનામું:—ગોધરા.

**યાજ્ઞિક, બિરાદર ઇન્દુલાલ**—એમનો જન્મ ૧૮૮૬ માં નડીઆદ ખાતે નાગર બ્રાહ્મણ જ્ઞાતિમાં થયો હતો. તેમણે બી એ. થયા પછી કાયદાનો અભ્યાસ પુરો કર્યો પણ સ્વતંત્ર સ્વભાવને લીધે વકીલાત ન કરતાં સેવાના ક્ષેત્રમાં પડયા. સરવન્ટસ ઓફ ઇંડીઆ સોસાયટીમાંથી પોતાના જાહેર જીવનની શરૂઆત કરી અને પછી સાબરમતી આશ્રમમાં ગાંધીજી સાથે જઇ રહયા. ત્યાંથી તેમણે આખા ગુજરાતને ગામડેગામડે ફરી રાષ્ટ્રવાદનો સંદેશો પહોંચાડયો. ગાંધીજીએ "નવજીવન" પત્ર શરૂ કરતાં શ્રી. યાજ્ઞિક તેમાં જોડાયા અને તંત્રીસ્થાનેથી ગુજરાતની અમુલ્ય સેવા બજાવી તેમણે ગુજરાતમાં કેળવણીનો પ્રચાર કરવામાં પણ સારો ફાળો આપ્યો. હોમરૂલ લીગ, રોલેટએકટ, અસહકાર અને સ્વદેશીની ચળવળોમાં તેમણે આપેલો ફાળો જાણીતો છે ગાંધીજીના એક આદર્શ કાર્યકર તરીકે તેમને ગુજરાત આખું જાણે છે. ત્યાર પછી કેટલાક કારણોએ તેમને મતભેદ પડતાં ગાંધીજીથી તેઓ અલગ પડી ગયા હતા અને મુંબઇ આવી "હિંદુસ્તાન" પત્રના તંત્રી બન્યા હતા. એ પછી થોડો વખત તેઓ પરદેશ ગયા હતા અને જ્યારે ગોળમેજી પરિષદ વખતે ગાંધીજી લંડન ગયા હતા ત્યારે તેમને લાંબે સમયે મળ્યા હતા. આયર્લેંડ જઇ ડ'વલેરાને મળ્યા પછી તેઓ હિંદ પાછા ફર્યા હતા અને ગુજરાતને પોતાની સેવા અર્પણ કરવાનો નિરધાર કર્યો હતો પરંતુ તેમના ઉદ્દામ વિચારોને લીધે તેઓ કોંગ્રેસમાં રહી શકયા ન્હોતા. તેથી તેમણે મજુરો અને કીસાનોની સેવાનું કાર્ય ઉપાડયું હતું અને સુબાઝ બાજુના પ્રગતિક પક્ષમાં પણ સામેલ થયા હતા. તેમણે અનેકવાર જેલની સજા ભોગવી છે. તાજેતરમાં હિંદ સંરક્ષણ ધારા હેઠળ ગુજરાતના ગામડાંઓમાં કડક ભાષણ કરવા માટે તેમને લાંબી સજા થઇ છે.

**હબીબુલ્લાહ, ખાનબહાદુર સર મહમદ**, નાઇટ (૧૯૨૨), કે. સી. એસ. આઇ. (૧૯૨૭), કે. સી. આઇ. ઇ. (૧૯૨૪), સી. આઇ. ઈ. (૧૯૨૦)—સર મહમદ હબીબુલ્લાહનો જન્મ ૧૮૬૯ માં થયો હતો. ૧૮૮૯ માં બેરીસ્ટર થયા હતા. ૧૯૦૫ માં તેમની ઉપર ખાનબહાદુરના ખેતાબની નવાજેશ થઇ હતી. તેઓ ૧૯૦૯ થી ૧૯૧૨ સુધી મદ્રાસની લેજીસ્લેટીવ કાઉન્સીલના સભાસદ, ૧૯૧૯ ના સાલમાં મદ્રાસની એકઝીકયુટીવ કાઉન્સીલના એક કામચલાઉ સભ્ય અને ૧૯૨૦ ના સાલમાં મદ્રાસ કોરપોરેશનના કમીશનર હતા. રોયલ કમીશન તેમજ પબ્લીક સર્વીસ કમીશન સમક્ષ તેમણે જુબાની આપી હતી. ૧૯૨૬–૨૭ માં હિંદથી દક્ષિણ આફ્રિકા ગયેલાં હિંદી ડેલીગેશનના તેઓ લીડર હતા. તે પછી ૧૯૨૯ ના સાલમાં લીગ ઓફ નેશન્સ મધે ગયેલાં હિંદી ડેલીગેશનના પણ તેઓ એક લીડર હતા એજ સાલમાં લંડનમાં મળેલી સંસ્થાનોની લેજીસ્લેટીવ કોન્ફરન્સ મધે હીંદ તરફના એક પ્રતિનિધિ હતા. ૧૯૨૫ થી ૧૯૩૦ ના સાલ સુધી તેઓ ના૦ વાયસરોયની કારોબારી કાઉન્સીલના એક સભાસદ હતા. ૧૯૩૪ થી ૧૯૩૬ સુધી તેમણે ત્રાવણકોર સ્ટેટનુ દીવાનપદ શોભાવ્યું હતું.

સરનામું:—મલબાર હીલ, મુંબઇ.

**નાદીરશા, મી૦ એરચ અરદેસર,** બી. એ., બી. ઇ., બી. એસ સી. (ઇંગ્લાંડ), એમ. ઇનસ્ટીટ સી. ઇ. (લંડન), એફ. વાઇ. એસ ઇ. (લંડન), એમ. આઇ. ઇ. (ઇંડયા)—એવણુનો



જન્મ ૧૮૯૫ માં થયો હતો. તેવણે મુંબઇ, પુના અને સ્કોટલેંડની એડીનબરો યુનીવરસીટી મધે કેળવણી લીધી હતી. ૧૯૨૮ માં તેઓ મીસ એમી હોરમસજી નરીમાન સાથ શાદીના ગાંઠથી જોડાયા હતા. તેમણે એક એપ્રેન્ટીસ એનજીન્યર તરીકે જીંદગીની શરૂઆત કીધી હતી. વીલાયતમાં જુદા જુદા ઓહ્દાઓ ભોગવી હીંદ મધે પાછા ફર્યા પછી તેવણ બામ્બે સીટી ઇમ્પરૂવમેન્ટ ટ્રસ્ટમાં એસીસટન્ટ એનજીન્યર તરીકે જોડાયા હતા. જે ઓહ્દો ચાર વરસ સુધી ભોગવ્યો હતો. જે પછી ૧૯૨૭ ના સાલમાં તેઓની મુંબઇની મ્યુનીસીપાલીટીના સીન્યર એસીસ્ટન્ટ એનજીન્યર (ડ્રેનેજ) તરીકે નેમણુંક થઇ હતી. ૧૯૩૨-૩૩ ના સાલ દરમ્યાન તેમણે મુંબઇની મ્યુનીસીપાલીટીના એકટીંગ ડેપ્યુટી સીટી એનજીન્યરનો જે પછી ૧૯૩૪ ના સાલથી તેમણે મ્યુનીસીપાલીટીના ડેપ્યુટી સીટી એનજીન્યરનો ઓહ્દો ભોગવ્યો હતો. ૧૯૩૬ ના સાલમાં તેઓની મુંબઇની મ્યુનીસીપાલ કોરપોરેશનના એકટીંગ હાઇડરોલીક એનજીન્યર તરીકે નેમણુંક થઇ કે જે પછી હાઇડરોલીક એનજીન્યરના ઓહ્દા ઉપર પાછળથી તેવણુને કાયમના કરવામાં આવ્યા હતા. ૧૯૩૦ થી તેવણ ડબલ્યુ. આઇ. એ એ. ની કમીટીના એક સભ્ય છે. ૧૯૩૩ થી રોડ ટ્રાન્સપોર્ટ ડેવેલોપમેન્ટ એસોસીએશનમાં ડબલ્યુ. આઇ. એ. એ. ના પ્રતિનિધિ તરીકે બીરાજે છે. ઇનસ્ટીટયુટ ઓફ એનજીન્યર્સના બામ્બે સેન્ટરની મેનેજીંગ કમીટીના એક સભ્ય હોવા ઉપરાંત ઇનસ્ટીટયુટ ઓફ એનજીન્યર્સના બામ્બે સેન્ટરના ૧૯૩૭-૩૮ ના સાલ માટેના તેઓ ચેરમેન પણ હતા.

સરનામું:—રેઝરવોયર બંગલો, ગીબ્સ રોડ, મલબાર હીલ, મુંબઇ.

**મહેતા, શ્રી. બળવંતરાય ગોપાળજી—** રાજસ્થાની પ્રજાના સેવક શ્રી. મહેતાએ ૧૯૨૦ માં કોલેજનો અભ્યાસ છોડી દઇ કાઠીયાવાડની રાજસ્થાની પ્રજાની સેવા ઉપાડી હતી. તે પછી ધીમે ધીમે તેઓ અખીલ હિંદ રાજસ્થાની પ્રજાપરિષદના અગ્રગણ્ય બન્યા હતા. તે ઉપરાંત તેમણે નાગપુર સત્યાગ્રહ, બારડોલી સત્યાગ્રહ અને ૧૯૩૦-૩૨ ની કોંગ્રેસ લડતમાં ભાગ લઇ જેલ યાત્રા પણ ભોગવી હતી.

**દસ્તુર, કૈખશરૂ માહીયાર કુતાર, દસ્તુર દારબ પાહલન, એમ. એ.** મુંબઇના વાહડયાજીની આતશ બહેરામના વડા દસ્તુર.—દસ્તુરજી કુતારનો જન્મ ૧૮૮૮ના સાલમાં નવસારી મધે થયો



હતો. ૧૯૨૬માં તેવણુનાં લગ્ન થયાં હતાં. મુંબઇ તેમજ નવસારી મધે કેળવણી લીધી હતી. ૧૯૧૩માં બી એ. અને ૧૯૧૫માં એમ. એ.ની પરિક્ષા તેમણે પસાર કીધી હતી. બી. એ. માં અવસ્તા-પહેલવીમાં ચઢયાતી લાયકાત મેળવવા માટે તેઓને યુનીવરસીટી તરફથી સ્કૉલરશીપ મળી હતી. એ ઉપરાંત દસ્તુર પેશોતન સંજાણા ગોલ્ડ મૅડલ પણ તેવણુને એનાયત થયો હતો. તેઓ એક ધાર્મીક શીક્ષક હોવા ઉપરાંત મુંબઇની માસ્તર્સ ટયુટોરીઅલ હાઇસ્કુલના પ્રીન્સીપાલ અને જોડયા માલેક હતા. ૧૯૨૯માં તેઓની દાદર પારસી કોલોનીની રૂસ્તમ ફરામ અગીયારીના વડા દસ્તુર તરીકે નેમણુંક થઇ હતી. મુંબઇ અને નવસારીની જુદી જુદી અનેક સંસ્થાઓની મેનેજીંગ કમીટીઓના એક સભ્ય હોવા ઉપરાંત કેટલીકના ત્રસ્ટી પણ છે. ૧૯૩૮ના જાનેવારીમાં તેવણુની મુંબઇના વાહડયાજીના આતશ બહેરામના વડા દસ્તુરજી તરીકે નેમણુંક થઇ હતી. જરથોસ્તી ધર્મના તેઓ એક અઠંગ અભ્યાસી અને એક ચુનંદા ભાષણ કર્તા છે.

સરનામું:—રોશન મેનશન, ૬૬૪,
પારસી કોલોની, દાદર,
મુંબઇ.

**રફીઉદ્દીન આહમદ, મોલવી, સર,** બાર-એટ-લૉ., જે. પી.—તેમણે પુનાની દખ્ખણ કોલેજમાં તેમજ લંડનની યુનીવરસીટી કોલેજમાં કેળવણી લીધી હતી. ૧૮૯૨ના સાલમાં બારીસ્ટર થયા હતા. કેટલાક વરસો સુધી એમણે પ્રીવી કાઉનસીલમાં પ્રેકટીસ કીધી હતી. એક જરનેલીસ્ટ તરીકે "ધી ટાઇમ્સ", 'પોલ મોલ ગેઝેટ', વીગેરે આગેવાન છાપાઓમાં ચાલુ લખાણો કરતા હતા. તેમને મહારાણી વીકટોરીઆ ડાયમન્ડ જુબીલી મેડલ એનાયત થયો છે. ૧૯૦૯માં પહેલીજવાર મુંબઇની લેજીસ્લેટીવ કાઉન્સીલમાં ચુંટાયા હતા. ૧૯૩૦માં મુંબઇ સરકારના એક પ્રધાન નીમાયા હતા જે પછી ૧૯૩૨ના સાલમાં તેઓ ઉપર નાઇટહુડની નવાજેશ થઇ હતી, કે જે વરસના જુલાઇ માસ સુધી એમણે કેળવણીખાતાંના પ્રધાનનો ઓધ્ધો ભોગવ્યો હતો.

સરનામું:—બંદ ગારડન રોડ, પુના.

**રવીશંકર મહારાજ,**—શ્રી૦ રવીશંકર ગાંધીજીના ચુસ્ત અનુયાયી છે. એમણે ખેડા જીલ્લાની ગુન્હેગાર ગણાતી જાતીઓમાં પોતાની પ્રવૃતિ ઉપાડી હતી અને એ જાતીઓને સ્વાશ્રયી તથા મહેનતુ બનાવી હતી. ઉત્તર મહેસાણામાં પણ આજ પ્રકારનું કાર્ય કર્યું હતું. તેઓ અત્યારે ધારાળાઓના ગોર તરીકે પ્રખ્યાત છે. શ્રી૦ રવિશંકર મહારાજે કોંગ્રેસની બધી લડતોમાં ભાગ લઇ જેલ યાત્રા પણ ભોગવી છે. હરીપુરા કોંગ્રેસને ફતેહ બનાવવામાં એમણે પોતાનો અમુલ્ય ફાળો આપ્યો હતો. તાજેતરમાં અમદાવાદ ખાતે ફાટી નીકળેલા કોમી હુલ્લડમાં એમણે જાનને જોખમે શાંતી સ્થાપવાનું કાર્ય ઉપાડી લીધું હતું અને કોમ કોમ વચ્ચેના ભેદ ભુલી જઈ રસ્તે રઝળતા શબોની અંતીમ ક્રીયા કરી હતી.

**પરેલકર, ભગવંતરાય ગંગાધર**—તેમનો જન્મ ૧૮૭૬ માં થયો હતો. એમણે મુંબઇમાંજ કેળવણી લીધી હતી. ૧૯૦૨ ના સાલથી તેઓ બોમ્બે પોર્ટ ટ્રસ્ટના કોન્ત્રેકટર છે. ૧૯૨૧ ના સાલથી તેઓ મુંબઇની મ્યુનીસીપલ કોરપોરેશનના એક ચુંટી કઢાયલા સભાસદ છે. ૧૯૩૧ માં મુંબઇની મ્યુનીસીપલ કોરપોરેશનની વોટર કમીટીના ચેરમેન, ૧૯૩૦ ના સાલથી મુંબઇની ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટ કમીટીના સભ્ય, મુંબઇના પ્રીન્સ ઓફ વેલ્સ મ્યુઝીયમના એક ટ્રસ્ટી અને તે ઉપરાંત સામાજીક બાબદોમાં આગળ પડતો ભાગ લેતી સંસ્થાઓના એવણ પ્રમુખ, ઉપ-પ્રમુખ અગર તો સભાસદ છે.

સરનામું:—૪૦૧, પરેલ વીલેજ, પરેલ, મુંબઇ.

**રાજન, ડા૦ ટી. એસ. એસ.**—તેઓ મદ્રાસની સરકારના આરોગ્ય ખાતાંના માજી પ્રધાન અને દક્ષીણ હીંદના જાણીતા સરજ્યન છે. મદ્રાસમાં જનરલ અને મેડીકલ એજ્યુકેશન લીધા પછી તેમણે લંડનની મીડલસેક્ષ હોસ્પીટલમાં અભ્યાસ કીધો હતો, કે જ્યાંના તેઓ સરજરીના વીષયના "પ્રાઈઝમેન" હતા. છેલ્લાં ૧૭ વરસથી તેઓ કોંગ્રેસની ચળવળોમાં આગળ પડતો ભાગ લે છે અને કેટલીકવાર જેલમાં પણ ગયા છે. ઇંડીયન નેશનલ કોંગ્રેસના ૧૯૨૩ ના સાલમા થોડોક વખત સુધી તેઓ સેકરેટરી હતા. ૧૯૩૪ માં તેઓ હીદની વડી ધારાસભાના સભ્ય ચુંટાયા હતા. ૧૯૩૭–૩૯ માં મદ્રાસની સરકારના પ્રધાનનો ઓધ્ધો પણ એવણે ભોગવ્યો હતો.

સરનામું:—મદ્રાસ.

**ચુડગર શ્રી. પોપટલાલ**, બાર-એટ-લો–રાજસ્થાનોના બંધારણીય પ્રશ્નોના ઉંડા અભ્યાસી તથા કાઠિયાવાડના જાણીતા બેરીસ્ટર છે. તેમનું મુળ વતન વઢવાણ છે, પરંતુ રાજકોટમાં ધંધા અંગે લાંબા સમયથી રહે છે. ૧૯૨૮ માં તેઓ રાજસ્થાન પ્રજા પરિષદ તરફથી રાજસ્થાનોની પરિસ્થિતિનો ખ્યાલ આપવા માટે તથા પ્રચાર કરવા માટે વિલાયત ગયા હતા. રાજકોટની સત્યાગ્રહની લડતમાં તેમણે આગેવાનીભર્યો ભાગ લીધો હતો અને જેલ ભોગવી હતી. સરદારગઢના ઠાકોર સામે એજંસી તરફથી ચલાવેલી લડત જગજાહેર છે.

સરનામું:—રાજકોટ.

**કાન્તીલાલ ઇશ્વરલાલ, રાવસાહેબ,—** તેઓ મુંબઇના ધી નેટીવ શેર એન્ડ સ્ટોક બ્રોકર્સ એસોસીએશન (જુનાં શેર બજાર)ના એક શેર દલાલ અને ડીરેકટર છે.



તેઓનો જન્મ સંવત ૧૯૫૮ માં થયો હતો તેમણે મુંબઇની બાબુ પનાલાલ જૈન હાઇસ્કુલમાં શીક્ષણ લીધું હતું. શાદી રાધનપુરવાલા મુમખલાલ કાલીદાસની બેટી શંકુન્તલા સાથ થઇ હતી. મેટ્રીક સુધી અભ્યાસ કીધા પછી તેઓ શેરના બીઝનેસમાં તેઓના મામા સાથ જોડાયા હતા. ૧૯૨૯ ના સાલમાં તેમણે પોતાનો કાર્ડ ખરીદ કીધો હતો. ૧૯૩૯ ના માર્ચ માસમાં તેઓ શેરબજારના એક ડીરેકટર તરીકે ચુંટી કઢાયા હતા. તેઓ માંગરોલ જૈન સભા અને ઉદેપુર જૈન બાલાશ્રમના પ્રેસીડન્ટ છે. એ ઉપરાંત તેવણ જૈન ટેમ્પલ (મંદીરના) એક ટ્રસ્ટી પણ છે. રાધનપુર ખાતેની ઇશ્વરલાલ અમૃતલાલભાઇ બોર્ડીંગને તેમણે રૂ. ૧,૨૫,૦૦૦ની રકમની બક્ષેસ કીધી હતી. તે ઉપરાંત જૈન છોકરીઓ માટેની હાઇસ્કુલ માટે તેમણે મુંબઇ અને માંગરોલની જૈન સભાને રૂ. ૧,૧૦,૦૦૦, અંબાલાની જૈન કોલેજને રૂ. ૧૧,૦૦૦, રાધનપુરની જૈન શાળાને રૂ. ૨૫,૦૦૦ અને મહાવીર જૈન વિદ્યાલયને રૂ. ૧૦,૦૦૦ ની બક્ષેસ કીધી હતી. વળી તેમણે વીલેપાર્લે ઇશ્વરલાલ પાર્ક પોતાના મરહુમ પિતાની યાદમાં ભેટ કીધો હતો.

સરનામું:—પ્લોટ નં૦ ૭૩, મરીન ડ્રાઇવ, મુંબઇ.

**દેશાઇ, ડો૦ ચંદુલાલ મણિલાલ—** એમનો જન્મ ૧૮૮૨ માં થયો હતો. તેમણે એલ. ડી. એસ. ની ડીગ્રી લઇ ડાકટરી ધધો શરૂ કર્યો હતો. દાંતના રોગોના મશહુર ડાકટર તરીકે તેમની ખ્યાતી હતી અને મુંબઇમાં મોટું દવાખાનું ચાલતું. એ ધિકતા ધંધાને ઠોકર મારી રાષ્ટ્રની સેવાનો ભેખ ધારણ કરી ગુજરાતમાં સેવાકાર્ય ઉપાડી ભરૂચને પોતાનું કેન્દ્ર બનાવ્યું. તેમણે પોતાનું સર્વસ્વ રાષ્ટ્રસેવામાં અર્પણ કરી દીધું છે. ડો૦ ચંદુલાલ વિલાયતમાં હતા ત્યારે લોકમાન્ય તિલકનો ભેટો થયો હતો. લોકમાન્યે તેમને સ્વરાજ્યનો સરળ માર્ગ બતાવ્યો હતો. ત્યારથી તેઓ કોંગ્રેસના ચુસ્ત અનુયાયી બન્યા છે. ૧૯૧૮ માં મુંબઇ ખાતે ભરાયલી મહાસભાની ખાસ બેઠકમાં, હોમરૂલ લીગની ચળવળમાં તેમજ રોલેટ એકટની સામે વિરોધ જગાવવામાં તેમણે આગેવાનીભર્યો ભાગ લીધો હતો. કોંગ્રેસની એકેએક લડતમાં તેમણે ભાગ લીધો છે. એ ઉપરાંત રેલસંકટ, દુષ્કાળ વિગેરે

કુદરતી આફતના સમયમાં જનતાની સેવા બજાવી છે. ભરૂચમાં તેમણે સેવાશ્રમની સ્થાપના કરી છે, એ તેમના પરિશ્રમનું પરિણામ છે. ડૉ૦ ચંદુલાલ ઓલ ઇંડીઆ કોંગ્રેસ કમીટીના સભ્ય છે, ભરૂચ જીલ્લા કોંગ્રેસ કમીટી તથા ગુજરાત વ્યાયામ ખંડના પ્રમુખ તથા ગુજરાત પ્રાંતિક કોંગ્રેસ કમીટીના ઉપ-પ્રમુખ છે.

સરનામું:—સેવાશ્રમ, ભરૂચ.

**એન્જીનીઅર મીસ ભીખાઇજી અરદેશર**—એમનો જન્મ ૧૮૭૮ માં ભરૂચ ખાતે થયો હતો. ૧૯૧૦ માં એલ એલ. બી. નો અભ્યાસ પુરો કર્યા પછી તેઓ ૧૯૧૩ માં સેવાસદનમાં મંત્રી તરીકે જોડાયા હતા. પારસી કોમમાં પ્રથમ એમ. એ., એલ એલ. બી. થવાનું માન તેમને મળ્યું છે. સેવાસદનની પ્રગતિ તેમની સેવાને આભારી છે. સેવાસદનની પ્રવૃત્તિ ઉપરાંત કન્યાઓ માટે પુસ્તકો પસંદ કરનારી સરકારી સમિતિના, મુંબઈ મહિલા મંડળની વ્યવસ્થા સમિતિના, પારસી બાળ અનાથાશ્રમની વ્યવસ્થા સમિતિના તેઓ સભ્ય છે તથા વિમેન્સ ગ્રેજ્યુએટ યુનીઅનનાં ટ્રસ્ટી અને પ્રમુખ છે. મુંબઇની જેલોની તપાસ લેવા માટે નામાયલી સમિતિમાં તથા મુંબઇ શાળા સમિતિમાં પ્રથમ વેળાએ નિયુકત થયેલા બે સ્ત્રી સભ્યોમાં તેઓ એક હતાં. મુંબઇમાં ભરાયલી સામાજીક કાર્યકર્તાઓની પરિષદમાં પણ તેમણે આગેવાનીભર્યો ભાગ લીધો હતો. વૃધ્ધાવ્યવસ્થા હોવા છતાં સામાજીક સેવામાં એટલાજ ઉમંગથી કાર્ય કરે છે.

સરનામું:—સેવાસદન, ગામદેવી, મુંબઇ.

**શેઠ, શ્રી. અમૃતલાલ દલપતભાઇ**—એમનો જન્મ ૧૮૯૦ માં થયો હતો. શિક્ષક તરીકેના જીવનથી તેમણે શરૂઆત કરી હતી. પછી તો તેમણે વઢવાણમાં ધારાશાસ્ત્રીપણું તથા લીમડીમાં ન્યાયાધિશપણું પણ કરેલું. ગાંધીજીએ અસહકારની લડત ઉપાડતાં તેમણે એ પદનો ત્યાગ કરી કાઠિયાવાડની જનતાની સેવા ઉપાડી તે કાર્ય માટે તેમણે સૌરાષ્ટ્ર સેવા સમિતિની સ્થાપના કરી અને વર્તમાનપત્રો પણ ચલાવ્યા. આ પ્રવૃત્તિથી રાજસ્થાની જનતામાં ખુબ ચેતન આવ્યું હતું. જળપ્રલય અને દુકાળના પ્રસંગોએ પણ તેમણે અપુર્વ સેવા બજાવી હતી. ૧૯૨૬ માં મુંબઈની જુની ધારાસભામાં ચુંટાયા હતા. તેમાંથી ૧૯૩૦ માં કોંગ્રેસની હાકલ થતાં રાજીનામું આપ્યું હતું. લડતમાં જેલ પણ ભોગવી છે. લંડન ખાતે ગોળમેજી પરિષદ ભરાય હતી તે પ્રસંગે રાજસ્થાની પ્રજા પરિષદ તરફથી તેઓ ત્યાં પ્રચારાર્થે ગયા હતા અને ત્યાંથી પાછા ફરતાં આફ્રીકા ઉતર્યા હતા. હિંદ આવતાં તરતજ તેમની ધરપકડ થઇ હતી અને બે વર્ષની સજા થઇ હતી. તેમણે તે પછી સ્ટેટસ પીપલ્સ લીગની સ્થાપના કરી હતી અને અંગ્રેજી "ડોન", ગુજરાતી "જન્મભુમી" તથા મરાઠી "લોકમાન્ય" એમ ત્રણ પત્રો શરૂ કર્યાં હતાં. તેમાંથી "ડોન" પત્ર બંધ થયું છે. સ્ટેટસ પીપલ્સ લીગના સંચાલક તરીકે થોડા સમય સુધી તેમને નિવૃત્ત થવું પડયું હતું પરંતુ ૧૯૪૧ માં ફરી પાછા આવી તેમણે પોતાનું સ્થાન સંભાળી લીધું હતું.

સરનામું:—"જન્મભુમી", મેડોઝ સ્ટ્રીટ, કોટ, મુંબઇ.

**શાહ, શ્રી. લવણપ્રસાદ ફુલચંદ—** એમનો જન્મ ૧૯૦૧ માં જામનગર ખાતે થયો હતો. ન્હાનપણમાંજ માબાપ દેવલોક પામ્યા હોવાથી તેમને ઉચ્ચ કેળવણી મળી શકી ન્હોતી ૧૯૧૮ માં તેમણે મુંબઇ કરાંચી વિગેરે નોકરી કર્યા પછી રાજકોટમાં વેપાર શરૂ કર્યો હતો તેઓ થોડો વખત ગોદરેજ કંપનીના કાઠિયાવાડના સોલ એજંટ હતા. શ્રી. શાહે જાહેર જીવનની શરૂઆત જામનગરમાંથી કરી હતી. વાહનવહેવારની ગેરવ્યવસ્થા, હોસ્પીટલોમાં ચાલતી ગેરરીતીઓ, જાહેર સેવાની અરજીઓ પર લેવાતો સ્ટેંપ, વેપારના એકહથ્થુ ઇજારા વિગેરે વસ્તુઓ સામે લડત ચલાવી હતી. એ ઉપરાંત ધરોળ સત્યાગ્રહ, જામનગર બેડીબંદર બહિષ્કાર ચળવળ, તથા કાઠીઆવાડના મેળાઓમાં ચાલતા જુગારની બદી સામેની લડતમાં અગ્ર ભાગ લીધો હતો. કોંગ્રેસની અને રાજકોટની લડતમાં પણ ભાગ લઇ જેલ ભોગવી હતી.

**ભટ્ટ, શ્રી. ગોકુળભાઇ દોલતરામ—** એમનો જન્મ ૧૮૯૮ માં થયો હતો. કોલેજમાંથી વિદ્યાભ્યાસ છોડીને તેઓ કોંગ્રેસની પ્રવૃત્તિમાં જોડાઇ ગયા હતા. છેક ૧૯૧૭ થી રાષ્ટ્રીય તથા રાજસ્થાની ચળવળોમાં ભાગ લઇ રહયા છે. તેમની પ્રવૃત્તિ મુંબઇના ઉપનગર જીલ્લામાં છે અને વિલેપાર્લાને તેમણે કેન્દ્ર બનાવ્યું છે. વિલેપાર્લા–અંધેરી મ્યુનીસીપાલીટીના સભ્ય તરીકે ચુંટાઇ તેમણે વિલેપાર્લાની સેવા બજાવી છે. એ ઉપરાંત પોતે શિરોહી રાજ્યના વતની હોઇ શિરોહી રાજ્યની પ્રજાકીય ચળવળમાં આગળ પડતો ભાગ લઈ રહયા છે. સત્યાગ્રહની લડતો અને શિરોહી પ્રવૃત્તિ અંગે તેમણે અનેક પ્રસંગોએ જેલનિવાસ ભોગવ્યો છે. રાષ્ટ્રીય ઉપરાંત સામાજીક, સાહિત્યવિષયક અને ગાંધીજીની રચનાત્મક પ્રવૃતિઓમાં હંમેશ રચ્યાપચ્યા કરે છે.

સરનામું:—વીલેપારલે, મુંબઇ.

**દિવાન, શ્રી. જીવણલાલ હરિપ્રસાદ—** એમનો જન્મ ૧૮૭૭ માં અમદાવાદમાં થયો હતો. તેમણે એમ. એ., એસ. ટી. સી. ની ડીગ્રી પ્રાપ્ત કરી ૧૯૦૦ માં સરકારી નોકરી લીધી પરંતુ નોકરી કરતાં સ્વતંત્ર થવાની ઇચ્છા થતાં તેમણે શ્રી. બળવંતરાય પી. ઠાકોર સાથે મળી અમદાવાદમાં પ્રોપ્રાયટરી હાઇસ્કુલ કાઢી હતી. સ્કુલની પ્રવૃત્તિ સાથે સાથે તેમણે કોંગ્રેસ પ્રવૃત્તિને વિસારે મુકી ન્હોતી. ૧૯૨૫ થી ૧૯૩૨ સુધી શ્રી. દિવાન ગુજરાત પ્રાંતિક કોંગ્રેસ કમીટીના મંત્રી હતા. તેમણે ૧૯૩૦–૩૨ માં જેલનિવાસ પણ ભોગવ્યો હતો. તેઓ એક લેખક પણ છે.

સરનામું:—અમદાવાદ.

**મુન્શી, શ્રી. પ્રાણલાલ ઠાકોરલાલ—** એમનો જન્મ ભરૂચ ખાતે થયો હતો. તેઓ વડોદરાના જાણીતા વકીલ ઉપરાંત પ્રજામંડળના અગ્રગણ્ય કાર્યકર્તા છે. વડોદરા પ્રજામંડળની અનેક પ્રવૃત્તિઓમાં ભાગ લઇ વડોદરા રાજ્યની પ્રજામાં ચેતન આણ્યું છે. પ્રજામંડળના પ્રમુખ પણ ચુંટાઇ ગયા છે. પ્રજામંડળ તરફથી પ્રગટ થતી પત્રિકાના તેઓ તંત્રી તથા પ્રજામંડળના મંત્રી પણ છે.

સરનામું:—વડોદરા.

**બેન્કર, શ્રી. શંકરલાલ**—શ્રી. બેન્કર હોમરૂલની ચળવળથી પ્રકાશમાં આવ્યા છે. "નવજીવન" પત્રના સંચાલક હતા, ત્યારે તેમના પર રાજદ્રોહનો આરોપ મુકી સરકારે તેમની સામે કેસ કર્યો હતો. આ કેસમાં તેમને બે વર્ષની જેલની સજા થઇ હતી. સત્યાગ્રહની લડતમાં તેમણે ભાગ લીધો છે. અને હવે અમદાવાદ ખાતેની મજુર તથા ખાદી અને ગ્રામોદ્યોગ પ્રવૃત્તિમાં પરોવાઈ ગયા છે.

સરનામું:—અમદાવાદ.

**લાલા, શ્રી. ભોગીલાલ ધીરજલાલ**—એમનો જન્મ ૧૮૭૮ માં ઓરપાડ (સુરત જીલ્લા) ખાતે થયો હતો. ૧૯૨૦ ની લડતમાં તેમણે કોંગ્રેસની હાકલને માન આપી વકીલાતને ઠોકરે મારી ચળવળમાં ઝંપલાવ્યું હતું. તે પછીની લડતોમાં પણ તેમણે ભાગ લીધો છે અને અમદાવાદના અગ્રગણ્ય કોંગ્રેસ કાર્યકરોમાં તેમનું સ્થાન મોખરે છે. ૧૯૩૧ થી ગુજરાત પ્રાંતિક કોંગ્રેસ કમીટીના તેઓ મંત્રી છે અને કોંગ્રેસ પક્ષ તરફથી મુંબઇની લેજીસ્લેટીવ એસેમ્બલી સભ્ય ચુંટાયા છે.

સરનામું:—અમદાવાદ.

**દેસાઇ, શ્રી. દાદુભાઇ પુરુષોત્તમ**—નડીઆદના જાણીતા દેસાઇ કુટુમ્બના શ્રી૦ દાદુભાઇ નબીરા છે. દેસાઇ કુટુમ્બ સરકારી માનચાંદ ભોગવતું આવ્યું હતું પણ કોંગ્રેસની હાકલ પડતાં એમણે માનચંદનો ત્યાગ કરી દેશની સેવામાં ઝંપલાવી દીધું હતું. શ્રી૦ દાદુભાઈ જીલ્લા લોકલ બોર્ડના પ્રમુખપદે તથા જુની ધારાસભાના સભ્યપદે દશ વર્ષ સુધી હતા પણ કોંગ્રેસમાં દાખલ થતાં એમણે ધારાસભામાંથી રાજીનામું આપી દીધું હતું એટલુંજ નહી પરંતુ રાવ સાહેબનો ઇલ્કાબનો ત્યાગ કર્યો હતો. ૧૯૩૦ ની સાલમા એમણે જેલ યાત્રા કરી હતી. નડીઆદ ખેતીવાડી મંડળના પ્રમુખ તરીકે તથા આબકારી અને મહેસુલ સમીતીના સભ્ય તરીકે પણ એમણે સારી સેવા બજાવી છે.

**ગાંધી, શ્રી. રતીલાલ મુળજી**—એમનો જન્મ ૧૮૯૪ માં થયો હતો. બી. એ. ની ડીગ્રી લીધા પછી તેઓ વ્યાપારના ક્ષેત્રમાં દાખલ થયા હતા. ઘઉં, બીયાં તથા અનાજના વેપારી તરીકે આજે તેઓ જાણીતા છે તેમણે બોમ્બે સીડસટ્રેડર્સ એસોસીએશનની સ્થાપનામાં અગ્રગણ્ય ભાગ લીધો હતો. તેઓ બીયાંના વેપારના વિકાસ માટે યુરોપના પ્રવાસે પણ ઉપડયા હતા. શ્રી. રતિલાલ ગ્રેન મરચન્ટસ એસોસીએશન અને દેશી વેપારી ચેમ્બરની કમીટીના સભ્ય છે અને બોમ્બે પોર્ટ ટ્રસ્ટના ટ્રસ્ટી પણ હતા. ઇન્ટરનેશનલ ચેમ્બર ઓફ કોમર્સની પેટા સમિતિ, ઓઇલ ક્રશીંગ ઇન્ડસ્ટ્રી ઇન્કવાયરી કમીટી અને સ્ટેન્ડીંગ વ્હીટ કમીટીમાં પણ એમની ચુંટણી થઇ હતી કોંગ્રેસ ટીકીટ પર તેઓ મુંબઇની લેજીસ્લેટીવ કાઉન્સીલના સભ્ય તરીકે ચુંટાયા હતા. હાલમાં તેઓ કોંગ્રેસ ચળવળને અંગે જેલમાં છે.

સરનામું:—સાગર વિલાસ, ચોપાટી,
મુંબઈ.



મીસીસ ધનબાઇજી અરદેશર વાચ્છા અને મી૦ અરદેશર રતનજી વાચ્છા.

**વાચ્છા, મીસીસ ધનબાઇજી ખોદાદાદ**—(૧૮૫૫-૧૯૩૯) એવણુ શેઠ ખરશેદજી પેસ્તનજી લીમજી બનાજીનાં વડાં બેટી થતાં હતાં. જરથોસ્તી છોકરીઓની નિશાળમાં ઉપલા વર્ગો સુધી શીખી માત્ર ૧૪ વરસની નાની વયે "સ્ત્રીઓની ભરથાર તરફની ફરજ" નામનો રેશાલો લખી રૂ. ૭ની સ્કોલરશીપ તથા રૂ. ૧૬નું ઇનામ મળી રૂ. ૧૦૦ મેળવ્યા હતા શાળા છોડ્યા પછી ઘરગતુ કેળવણી સંપાદન કીધી હતી. વળી ભરતકામમાં પણ એઓ ઘણા હુશીયાર હોવાથી નાનામોટાં પીકચરો પણ તેવણે રેશમથી ભર્યાં હતાં, જેમાનું એક પીકચર જે એવણે ૧૮૮૫માં ભરેલું હતું તે ઉપલી શાળાને ભેટ કીધું હતું. જયારે ઇનામના મળેલા રૂ. ૧૦૦ બીજી શીખાઉ છોકરીઓને બક્ષેશ કરી દીધા હતા.

**મી૦ ખોદાદાદ વાચ્છા,** (એલ. સી, ઇ.) તે શેઠ રતનજી ફરામજી વાચ્છા, જેમણે "મુંબઇનો બહાર" અને ૧૨૫ વરસની "પંચાગ પોથી" ગુજરાતી કેલેન્ડર કે જેમાં ચીનાઇ તારીખ પણ આપવામાં આવી હતી, તેવી કીંમતી અને યાદગાર ચોપડીઓ ૧૮૭૪ના સાલમાં છપાવી બાહેર પાડી હતી, તેઓના ચોથા બેટા થાય છે. મહેતાજીના હાથ હેઠળ શરૂઆતની કેળવણી લઇ પછી નેક નામદાર સર જમશેદજી જીજીભાઇની કોટની શાળામાં પહેલેથીજ દાખલ થઇ એવણુ મેટ્રીકબી ત્યાંથીજ થયા હતા. જે પછી સ્કોલરશીપ મેળવી પુનાની "કોલેજ ઓફ સાયન્સ"માં દાખલ થઇ પહેલી એનજીનીયરીંગ પરિક્ષા પસાર કીધી હતી, અને સ્કોલરશીપ મેળવી છેવટની એલ. સી. ઇ. ની પરિક્ષામાં એમણે ફતેહ મેળવી હતી. એવણે મુંબઇના તે વખતના ના૦ ગવર્નર લોર્ડ રેના હાથે ડીપલોમાં પણ મેળવ્યો હતો.

મી૦ વાચ્છા પુનામાં જે વખતે અભ્યાસ કરતા હતા, તે વખતે બાઇ ધનબાઇજી પણ પુના ખાતે હવા ખાવા આવેલાં હોવાથી તેઓનાં સગાંને ત્યાં બન્નેની પીછાન થઇ હતી. એવી રીતે કોઇક સબકતે ચોઘડીએ એઓ બન્ને વચ્ચે થયલી ઓળખાણને લીધે આ સુખી સંતોષી અને મોજીલાં જોડાંને ૫૦ વરસ સુધી લીલા લહેર થઇ હતી. બાઇજી ધનબાઇજીનું પગલું સબકતું અને ભાગ્યશાળી નીવડવાથી મી૦ વાચ્છા જેઓએ પોતાનો સ્વતંત્ર ઇજનેરી ધંધો શરૂ કીધો હતો તે ઘણી સારી રીતે ખીલ્યો હતો. બાઇ ધનબાઇજી સાથ તેઓની પીછાન થયા પછીના પાંચ વરસે આ ભાગ્યશાળી જોડું શાદીના ગાંઠથી જોડાયું હતું. એવણુ બાઇજીનો આ સાથનો ફોટો એઓની ૭૬ વરસની વયે લેવામાં આવ્યો હતો. પણ કોઇબી આસામી એવણની ૫૦ વરસથી વધુ વય આંકતું હતું નહીં.

મી૦ વાચ્છાના બધાં ઇજનેરી કામોમાં સૌથી વધુ ભપકાભર્યો બંગલો શેઠ બમનજી દીનશા પીટીટ, જે. પી. નો વોર્ડન રોડ ઉપર આવેલો અને "શાટો પીટીટ"ના નામથી ઓળખાતો બંગલો હતો. આ બંગલો જો કે જુનો હતો તો પણ પ્લાસટર ઓફ પારીસની રોણકદાર સીલીંગ, તે ઉપરના સોનાના વરખ, તેમજ ઇટલીથી મંગાવવામાં આવેલા મારબલ ગ્રેનાઇટના થાંભા સાથ આરટી-

સ્ટીક રીતે શણગારવામાં આવેલો આ બંગલો કે જે વીજળીની રોશનીથી રાત્રે ઝગઝગી રહેતો હતો, તેની તે વખતે આખા મુંબઇ ઈલાકામાં જોડીજ નહી હતી. આ બંગલાને માત્ર 'રીનોવેટ' કરવા પાછળ રૂ. ૩ લાખનો ખર્ચ થયો હતો. મી૰ વાચ્છાએ મહાબળેશ્વર તેમજ માથેરાન ખાતે પણ શેઠ બમનજી પીટીટના બંગલાઓ બાંધ્યા હતા.

મી૰ અને મીસીસ વાચ્છા બન્નેને ફરવાહરવાનો અતીષ્ય શોખ હતો. ૧૯૧૬ માં આ સુખી જોડું પહેલવ્હેલી વાર દાર્જીલીંગની મુસાફરીએ નીકળ્યું હતું. અને ઉગતો સુરજ કે જેનું વર્ણન કરી શકાય એમ નથી તે બેવાર જોવાને ભાગ્યશાળી નીવડયું હતું. મીસીસ વાચ્છાનો ચહેરો એટલો તો આકર્ષક હતો કે મીસીસ વાચ્છા જેઓ રોજ સહવારના ફરવા જતાં હતાં, તેઓનો એક દિવસ તે વખતના ગવર્નર ના૰ લોર્ડ કારમાઇકલ સાથ રસ્તામાં સાંમસામો મેળાપ થતાં એ નામવરે આખી ટોપી ઉતારી બાઇ ધનબાઇજીને સલામ કીધી હતી. અને તે પછી આખી સીઝન દરમ્યાન જયારે જયારે મીસીસ વાચ્છા સામેથી આવતાં કે તેઓ નામવર તેવણને સલામ ભરતા હતા અને સાથે લેડી કારમાઇકલ હોય તો તેઓબી ડોકયું કરતાં હતાં.

બાઇ ધનબાઇજીનું પગલું કેટલું સબકતું અને સગનવંતુ હતું તે નીચલા એક ધ્યાન ખેંચનારા દાખલા ઉપરથી જોઇ શકાશે. એક દીવસ મીસીસ વાચ્છાએ એક રેશમી કાપડવાલાની દુકાને જઇ તેને બનારસી સાડીઓ પોતાના હોટલપર લાવવાને કહયું હતું. પણ બાઇજી ધનબાઇજીનું સબકતું પગલું પેલા વેપારીને એટલું બધું ફળી ગયું હતું કે પેલો વેપારી રાત્રે હોટલ ઉપર આવી દરગુજર સાથ કહેવા લાગ્યો કે તેવણનાં સબકતાં પગલાંને અંગે એક રાણી દુકાનમાં આવી તમામ બનારસી સાડીઓની ખરીદી કરી ગઇ હતી. સીઝનની આખેરીએ એજ વેપારીએ કીધેલાં સેલમાં પણ મીસીસ વાચ્છાને હાજર થવાની અને સેલમાંથી ગમે તે માલ ગમે તે કીંમત આપી ખરીદવાની તેણે અરજ કીધી હતી. સેલની આખેરીએ બાઇજી ધનબાઇજી મજકુર દુકાનમાં જતાં વેપારીએ હરખભેર દોડતો આવી ખબર આપી કે તેણે તો માત્ર રૂપ્યા પાંચ હજારના માલના વેચાણની વકકી રાખી હતી, જયારે ખરેખરૂં વેચાણ તો રૂ. ૧૪૦૦૦ નું થયું હતું.

કેશ્મીરે તો આ હેતવંટા જોડાંને એવાં તો આકર્ષી લીધાં હતાં કે લાગટ અગ્યાર વરસ સુધી મી૰ અને મીસીસ વાચ્છા ત્યાં એપ્રીલથી નવેમ્બર સુધી જયા કરતા હતાં. કે જેમ કરી તેઓએ આ દીશામાં એક રેકોર્ડજ કીધો હતો. ત્યાં તેઓએ નુરમહાલ નામની એક હાઉસ બોટ બાંધી હતી. જે જેટલી આરટીસ્ટીક તેટલીજ આકર્ષક હતી. કેશ્મીર છોડતી વખતે ત્યાંના મહારાજાએ તેઓની આ બોટ ખરીદી લીધી હતી. એવી રીતે એક ખાનગી માલેકીની બોટ એક મહારાજા ખરીદ કરી લે એ એક જાતનો રેકોર્ડજ કહેવાય.

કેશ્મીરના અંદરના જંગલો અને બરફના પહાડો પર પણ આ જોડાંએ મુસાફરી કીધી હતી. જે દરમ્યાન 'Bird of Paradise' યાને બહેસ્તનું પક્ષી, 'વુલર લેક', 'વોટર મીરેજ', કોલોહોઇ ગ્લેશયર,

અમરનાથના હજારો વરસના પુરાના ગુફાઓ, હાપતગંજના રંગીન બરફના પહાડો, ઝોઝીલા પાસ વિગેરે વિગેરે જગ્યાઓ જોઇ હતી, જેની ખુબસુરત, રમણીય અને આકર્ષક સીનસીનરીઝ વિગેરેનું શબ્દોથી બ્યાન કરવું કેવળ અશકયજ છે. આ બહાદુર અને હીંમતવાન જોડાંએ કેશમીરમાં એવી એવી એકાંત જગ્યાઓની મુલાકાત લીધી હતી કે જે જગ્યાએ ન તો ટેલીગ્રાફ ઓફીસ, ન તો પોસ્ટ ઓફીસ કે ન તો દવાખાનું હતું. એવી એવી જગ્યાઓએ આ સંતોષી જોડું દુધ, પાંઉ, માખણ જે કાંઇ મળી શકતું તે ઉપર ગુજારો કરી તે કીરતારના હજારો શુકરાના કરતું હતું.

ગુલમર્ગ જે ૮૦૦૦ ફીટની ઉંચાઇએ આવેલું છે ત્યાં મીસીસ વાચ્છાએ ચાર વરસ એક બંગલો રહેવા માટે રાખ્યો હતો, અને જેઓ વીઝીટરો ત્યાં જવા માગે તેઓને એ બંગલો થોડાક દિવસ રહેવા માટે આપતાં. આ ધણીધણીયાણી જ્યારે ગુલમર્ગમાં હતાં ત્યારે તેઓએ પોતાની "સીલવર વેડીંગ"ની ઉજવણી કીધી હતી. જે વખતે તેઓએ રૂ. ૫૦૦૦ હોસ્પીટલમાં બીછાણું નિભાવવા, મુંબઈની પારસી સ્કુલોમાં છોકરાઓના ભોજન ફંડમાં, સેવાસદન ફંડમાં આપ્યા હતા. બીજી વખતે રૂ. ૧૦૦૦૦ ની રકમ પારસી છોકરીઓની સ્કુલોમાં ઇનામ આપવામાં, જાપાનના ધરતીકંપ ફંડમાં, ફીઝીકલ કલચરમાં ઇનામ આપવામાં. સર જમશેદજી સ્કુલના માનવંત પ્રીનસીપાલ શેઠ ડોસાભાઇ નશરવાનજી વાહડયાના યાદગીરી ફંડમાં રૂ. ૧૧૧૧ આપ્યા હતા. કે જે શાળામાં મી૦ વાચ્છા શીખ્યા હતા. કેશમીરની મીશન સ્કુલને પોતાની જુની બોટ રૂ. ૩૦૦૦ ની કીંમતની ભેટ આપી હતી કે જેમાંથી છોકરાઓને વાર્ષીક ઇનામો આપવાને બની શકે. એ ઉપરાંત મીસીસ વાચ્છાએ પોતાના મરહુમ મુરબ્બી માતાજી તથા મુરબ્બી પીતાજીને નામે રૂ. ૧૭૦૦૦ અલાહેદા રાખ્યા છે. જેનો ધર્મ હવે પછી જાહેર થશે. એક મોટી ધરખમ રકમ સાધારણ ગુંજાસના પારસી મરદો, અને ઓરતો સ્વતંત્ર રીતે જાતી મહેનતથી કમાણી કરે તેટલા માટે "દયાળ બાગ"ના ધોરણ ઉપર, યા એવીજ બીજી કોઈક રીતે નાના પાયા ઉપર એક યોજના ઘડી કાઢી, તે માટે પારસી કોમની કાંઇક અંશે હાલની હાલત સુધારવાની અને કોમની બની શકતી બહેતરી કરવાની આ ભલાં જોડાંની ખાએશ છે.

બાઇ ધનબાઈજી ઉચ્ચ ખવાસના, સ્વમાન ધરાવનારા, નરમ સ્વભાવના, પવીત્ર, ઉદયોગીક, મહેનતુ, હીંમતવાન, હાતમ દીલના અને તે સાથ દયાળુ જીગરના અને સંતોષી હતાં. તેઓને કજીયોકંકાસ, તાહરીમારી, નીંદાનાલેસીને નામનો મોટો ધીકકાર હતો. તેવણ બાઇજી જેટલાં મોજીલાં, શોખીલાં એટલાં હેટાળુ અને ભલાં પણ હતાં. એવાં એક સદગુણી અને ચારીત્રવાન નારીને અવસ્તામાં "નાઇરીકામચ અષ-ઓનીમ" કહે છે. કે જેને બધા આરાધે છે, યાદ કરે છે, અને વખાણે છે.

બાઇજી ધનબાઇજીએ ૪૭ વરસની પરણેલી જીંદગી તદન સુખ આરામ અને શાંતીમાં પસાર કરી અને ફુલ કરમાય તે મીસાલ ૮૪ વરસની પાકત વયે છેવટે મી૦ વાચ્છાના હાથમાંજ પોતાનો સબકતો પવીત્ર હાથ આપી

તા૰ ૨૫ મી જુલાઇ ૧૯૩૯ ને દીને સ્હવારના ૮ કલાક અને ૩૫ મીનીટે પાક ખુદાતાલાની પનાહમાં હસ્તાં સીધાવ્યાં મરનાર કોઇનાજ બુરામાં હતાં નહીં. ખુદાતાલાએ જીવતી જીંદગીમાં પુરતી સુખશાંતી આપી રહેમદીલી બતાવી એટલુંજ નહીં પણ છેવટે જ્યારે દાદગાર દાદારે એવણુને પોતાની પનાહમાં લીધાં તે દિવસેબી તે માહનામીએ પોતાની નીચલી ઉ-તમ બક્ષીસો (Nature's Cnoicest Gifts) બધી સામતીજ બક્ષી હતી. કુદરતની આ બક્ષીસો એ હતી કે:—(૧) ૮૪ વરસની પુરી અને પાકટ ઉંમર (૨) પાયદસ્ત કાઢતી વખતે મારમારના વરસાદજીના સારા સગન. (૩) ચુડે ને ચાંડલે ચાર ચીતલ સાથે સોહવાસનપણામાં સીધાવ્યાં, (૪) સહવારે ૮-૩૫ કલાકે ફુલ કરમાય તેમ ગુજર્યાં, અને સાંજે પાંચ વાગતે પાયદસ્ત કાઢી જેથી ૩ સરોષ ત્રણુ દિવસ છુટા છુટા ભોગવ્યા, (૫) ૪૭ વરસની તદન શાંત, ભાગ્યશાળી, સંપુર્ણ સુખ સાથે તંદરોરતીભરી પરણેલી જીદગીનું સુખ ભોગવ્યું, (૬) છેક છેવટની ઘડી સુધી શરીરના તમામ ભાગો જેવા કે હાથ, પગ, કાન, આંખ વીગેરે તદન સલામત. ફકત શાંતપણામાં એક સેકન્ડમાં ડીરતારને ત્યાં ગયાં. (૭) જન્મ દિવસ દપમહેર દાદાર, મરણુ રોજ દેપદીન દાદાર.

મરહુમ મીસીસ વાચ્છાની ધીરજ, હીંમત અને માણુસોને ઝટ કરીને પીછાણુી લેવાની શકતિ અજબ પ્રકારની હતી, આનો પુરાવો નીચલા બે દાખલાઓ ઉપરથી જોઇ શકાશે. પહેલા બનાવમાં કેશ્મીરની નવી બોટ હાઉસ બાંધ્યા પછી એક રાત્રે થયલાં સખત તોફાનના સબબે તેનું પીટલનું નવું કરૂં તુટી જવા સાથ દોરડું છુટી ગયું હતું જેથી મી૰ અને મીસીસ વાચ્છાના જાનને હાની પુગવા સાથ હજારોની માલમતાની નુકશાની પુગવાનો સંભવ હતો, પણુ મીસીસ વાચ્છા એ માણુસોને આપેલી હીંમત અને ધીરજથી કોઇનાબી જાનમાલને કશી પણુ હાની પુગી નહી. બીજા એક બનાવમાં જ્યારે મી૰ અને મીસીસ વાચ્છા રાત્રે એક ત્રેનમાં મુસાફરી કરતા હતા, ત્યારે તેઓના કમપાર્ટમેન્ટમાં તેઓ એકલાંજ હતાં એમ માની લઇને એક સ્ટેશનેથી બે માણુસો તેઓને લુંટવાના ઇરાદાથી દબ્બામાં ચઢી બેઠા હતા, પણુ એજ દબ્બામાં એક ગોરા લશ્કરી અમલદાર પણુ સુતેલા હતા તેનું આ બદમાશોને ભાન હતું નહી. આ બે શખ્સો જેઓના મોઢાં માથાં ધાકેલાં હતા અને જેઓ દોડતા દોડતા આવી તેઓના કમપાર્ટમેન્ટમાં બેઠા કે તુરતજ મીસીસ વાચ્છા સમજી ગયા કે આ તો કોઇક બદમાશો હતા અને તે મુજબ પોતાના ધણીને પણુ ચેતાવ્યા હતા. પણુ જ્યારે આ બદમાશોની નજર ડબ્બામાં સુતેલા પેલા ગોરા અમલદાર ઉપર પડી કે તેઓ પોતાની બાજી ઉંધી વળેલી પામી ગયા હતા, અને જેવી ત્રેન બીજા સ્ટેશને ઉભી રહી કે એ બદમાશો નાહસી છુટયા. આ બન્ને બનાવો વેળાએ મીસીસ વાચ્છાની દુરઅંદેશી, હીંમત અને ધીરજના સબબે આ જોડું જાનમાલની કસીબી નુકશાની પામતું સલામત બચી જવા પામ્યું હતું.

કેશ્મીર જેટલું તેના રમણીય અને આંખે ઉંડી વળગે એવા 'સીન્ઝ' માટે જાણીતું છે તેટલુંજ તેની સ્ટ્રોબેરી, રાસ્પબેરી, ગુઝબેરા, પ્લમ્ઝ, પીચીઝ, એપરીકોટ, પેર, એપલ્ઝ વિગેરે ઇંગ્લીશ ફ્રુટસ માટે પણ જાણીતું છે. એપ્રીલથી તે સપટેમ્બર મહીના સુધી ત્યાંના બધા બગીચાઓ એજ સીઝન દરમ્યાન ફળફુલથી ચીકાર ભરાયેલા રહે છે. પામપોર જે કેસર (saffron)નું ખેતર છે અને જે શ્રીનગરથી ૧૫ માઇલને છેટે આવેલું છે ત્યાં ઘણાજ ઉત્તમ પ્રકારનું કેસર પાકે છે જે હિંદ અને હિંદની બાહેર જાય છે અને જેનાથી કેશ્મીરની સરકારને વાર્ષીક રૂ. ૨ લાખની આમદાની ઉપજે છે.

કેશ્મીર છોડયા પછી મી૦ અને મીસીસ વાચ્છા બે વરસ ઉતાકામાન્ડ ફર્યા હતાં. જયાંથી ત્રીજે વરસે તેઓ બેંગ્લોર ગયાં હતાં. જયાંની સઘળી જગ્યાઓ ફરીને જોયા પછી મીસીસ વાચ્છાની આંખમાં માતીઓ પાકયો હતો. મી૦ વાચ્છાની ખાએશ ત્યાંના તબીબ જેઓએ સેંકડો મોતીઆઓ કાઢયા હતા તેઓ પાસ હોવાના બંગલામાં તે કઢાવવાની હતી, પણ ખુદાની મરજી એઓની આંખ બચાવી લેવાની અને મુંબઇમાંજ મોતીઓ કઢાવવાની હતી, એટલે તે પહેલાં તો મીસીસ વાચ્છાનો પગ એકાએક દુખી આવ્યો, જે પછી હાથની આંગળીને એવો તો સખત ગાઉત થઈ આવ્યો કે જેના દુખારાથી મોતીઓ કાઢવાનું ત્યાંના સરજયનને અશકયજ હોવાનું જણાવ્યું. જેથી ખુદાની રહેમથી મીસીસ વાચ્છાની આંખ બચી ગઇ અને આખરે મોતીઓ મુંબઇ જઇને કઢાવ્યો ને માત્ર ચોથેજ દીવસે ડોકટરે કાચ બતાવ્યો જેથી મીસીસ વાચ્છાએ તેમાંથી બધાંને ઓળખી કાઢયાં. આ વખતે એવણ બાઇજીની વય ૭૫ વરસની હતી. મીસીસ વાચ્છાને ખુદરતે જે નવું નુર બક્ષયુ હતું તે નવાં ખુદાઇ નુરે એઓને મરણ સુધી એટલે કે તે પછીથી બીજાં દશ વરસ સુધી યારી આપી હતી.

એવી રીતે બધે બધે ૧૪ વરસ સુખરૂપ સહીસલામત ફરી મુશીબતો, અકસ્માતો અને લુટાણામાંથી બચી જઇ ૧૯૨૯ માં અસલ પ્યારાં શાહેર મુંબઇ મધે પાછાં ઠરીઠામ થયાં હતાં. જે માટે તે કીરતારનો હજારો હજાર ઉપકાર!

**વાચ્છા, શેઠ રતનજી ફરામજી** (૧૮૧૫-૧૮૯૩)—એઓ નાની ઉમ્મરે ધંધામાં પડી ૨૦ વરસની વયે ચીન ગયા હતા જયાં વેપારી લાઇનમાં નામ કાઢયું હતું. ૧૮૪૦ ની ચીનની અફીણની લડાઇ તેઓએ નજરે જોઇ હતી. તેઓ હીસાબ કીતાબમાં ઘણાજ હુશીયાર હતા અને વેપારીઓના કજયા



બેઉ પક્ષના સંતોષ વચ્ચે ચુકવે તેથી તેઓને રતનજી માંદરીન (મેજીસ્ટ્રેટ) તરીકે સઉ કોઇ ત્યાં પીછાણતું હતું. ૪૦ વરસ ચીનમાં કાઢયા પછી મુંબઇ આવી "મુંબઇનો બાહાર" જેમાં પારસી, હીંદુ, મુસ્લીમ કુટુમ્બની વંશાવલી આપવામાં આવી છે તે ચોપડી બાહેર પાડી હતી. એ

ઉપરાંત ૧૨૫ વરસનું પંચાંગ જેમાં બધી તારીખો ઉપરાંત ચીનાઇ તારીખબી આપવામાં આવી છે કે જેવી તારીખ અત્યાર સુધી કોઇબી પંચાંગમાં આપવામાં આવી નથી, તેમજ આખાં હીંદમાં એવી કોઇબી ચોપડી છપાઇને અત્યાર સુધી બાહેર પડીજ નથી, તે બન્ને યાદગાર અને કીમતી ચોપડીઓ તેઓએ ૧૮૭૪ માં છપાવીને બહાર પાડી હતી. કે જે ચોપડીઓ "સ્ટેનડર્ડ વર્કસ" સમાન લેખાય છે. વળી પંચાંગ પોથીનું એમણે હાથે લખેલું "મેન્યુસ્ક્રીપ્ટ" ચોપડીના આકારમાં છે, જે મોતીના દાણા જેવા દસ્કતે લખેલી ૮૦૦ પાનાની ચોપડીરૂપે છે. આ ચોપડીની એક સઉથી અગત્યની અને ધ્યાન ખેંચનારી બીના તો એ છે કે એ આખી ચોપડીમાં એકબી ભુલ કે છેકો નથી. આખાં હીંદમાં પણ એવી એકે ચોપડીની જોડીજ નથી. આ ચોપડી "રોયલ એશ્યાટીક સોસાયટી"ની મુંબઇની શાખાને ભેટ આપવામાં આવી છે દરેકે દરેકને આ ચોપડી જોવાની ખાસ ભલામણ છે.

**વાચ્છા, મીસીસ નવાજબાઇ રતનજી**— એઓ શેઠ રતનજી વાચ્છાના ધણીઆણી થાય છે. બાઇ નવાજબાઇ સ્વભાવે બહુ ગરીબ ને નમાના હતાં. તેઓને ચાર છોકરા અને ત્રણ છોકરીઓ હતી. જે બધાંને તે વખતના જમાના અનુસારની કેળવણી આપવામાં આવી હતી. આ નેકજાદ બાનુ જ્યારે ગુજર પામ્યાં ત્યારે તેઓના



ચહેરા ઉપર જે ખુદરતી નુર અને તેજ જોવામાં આવ્યું હતું તે ખરેજ એક ખુદરતી બક્ષેસ હતી કે જે નુરાણી મી૦ વાચ્છાની નજર આગળથી હજી જતીજ નથી.

**વાચ્છા, જેહાંબક્ષ રતનજી** (લકબે વાચ્છાજી સીબીના), એલ. એમ. ઇ.— એવણ સર જમશેદજી જીજીભાઇની શાળામાં શીખી ત્યાંથીજ મેત્રીક થઇ વીકટોરીઆ જ્યુબીલી ટેકનીકલ ઇનસ્ટીટયુટમાં દાખલ થયા હતા, જ્યાંથી મીકેનીકલ એનજીનીઅરની છેવટની પરીક્ષા પસાર કરી L. M. E. નો ડીપ્લોમાં મેળવ્યો હતો.



એમણે કોટન પ્રેસના ઇજનેર તરીકે ઘણેક ઠેકાણે નામ કાઢયું હતું. છેવટે નવસારીની તાતા ઇન્ડસ્ટ્રીઅલ સ્કુલના પ્રીનસીપાલનો માનવંત ઓધ્ધો પણ એમણે ભોગવ્યો હતો, જ્યાં ૪૪ વરસની ભર જવાન વયે એવણ હક થયા હતા. તેઓના ત્રણ બેટાઓ આફ્રીકામાં સારા ઓધ્ધાઓ ઉપર છે. તેઓના વડા ભાઇ શેઠ વાચ્છાજી કાબુલની લડાઇમાં "સીબી" ગામમાં ટાઇફોઇડથી ગુજરી ગયા હતા. એમણે શેઠ જેહાંબક્ષને છોકરો કરી રાખ્યો હતો, જેથીજ "શેઠ જેહાંબક્ષ વાચ્છાજી સીબીના" એમ એઓ ઓળખાતા હતા.

**પાંડે, મી૦ સોરાબજી લીમજી**, એમ. બી. ઇ , જે. પી.—એવણનો જન્મ ૧૮૬૮ ના સાલમાં થયો હતો. એવણે મુંબઈમાં કેળવણી લીધી હતી. ૧૯૦૯ માં તેઓને



એક સુલેહના અમલદાર (જે. પી.) બનાવવામાં આવ્યા હતા. ૧૯૦૯ના સાલથી તેઓ માથેરાનની મ્યુનીસીપાલીટીના એક કાઉન્સીલર છે. જ્યારે ૧૯૩૪ના સાલમાં તેના પહેલા બીન-સરકારી પ્રેસીડન્ટ પસંદ થયા હતા અને એ હોદ્દો તેમણે વર્ષો સુધી ભોગવ્યો હતો. ૧૮૮૯ના સાલમાં તેઓ જાણીતી મેસર્સ રીચી સ્ટુઅર્ટ એન્ડ કુંપનીમાં જોડાયા હતા, જે પાછળથી ૧૯૦૩ના સાલમાં મેસર્સ ફોરબ્સ કેમ્પબેલ એન્ડ કુંપની લીમીટેડ સાથ જોડાઇ હતી. ૧૮૯૫ માં એવણના પીતા એ પેઢીમાંથી રીટાયર થતાં તેઓ તેના હેડ સેલ્સમેન અને તે પછીથી ઓફીસ સુપ્રીનટેન્ડન્ટ બન્યા હતા. ૧૯૦૭ ના સાલમાં એવણ પોતાના ધણીઆણી સાથ માનચેસ્ટરની મુલાકાતે ગયા હતા. ૧૯૨૬ના સાલમાં એવણ ઉપલી પેઢીમાંથી રીટાયર થયા ત્યારે તેની તરફથી મી૦ ઇ. જે. બનબરીએ મી૦ સોરાબજીને માનપત્ર એનાયત કીધું હતું. ૧૯૩૫ના સાલમાં તેઓ ઉપર એમ. બી. ઇ. ના ખેતાબની નવાજેશ થઇ હતી. માથેરાનની મ્યુનીસીપાલીટીના પ્રેસીડન્ટ તરીકે એમણે ૧૯૩૪ થી ૧૯૪૦ના વરસો સુધી ભોગવેલા ઓધ્ધા દરમ્યાન માથેરાનની મ્યુનીસીપાલીટીએ ભારે પ્રગતી કીધી હતી, એટલુંજ નહી પણ એવણની દેખરેખ અને વડપણ હેઠળ માથેરાનની રેલ્વેના વહીવટમાં પણ બહોળા ફેરફારો થવા પામ્યા હતા.

સરનામું:—માથેરાન, અથવા માથેરાન રેલ્વે કુંપની, ૫૪, એસ્પ્લેનેડ રોડ, કોટ, મુંબઇ.

**મરચન્ટ, મી૦ ફરામરોઝ રૂસ્તમજી**, એફ. એસ. એ. એ., જે. પી., બીહાર અને ઓરીસાના ઇનકમટેક્ષ કમીશનર—તેમનો જન્મ ૧૮૮૮ના સાલમાં થયો હતો. એમણે મુંબઇ અને લંડન મધે કેળવણી લીધી હતી. સુમારે આઠ વરસ સુધી તેઓ મુંબઇમાં પ્રોફેશનલ એકાઉનટન્ટ અને ઓડીટર હતા. મુંબઇની સીડનહામ કોલેજ આફ કોમર્સ એન્ડ ઇકોનોમીકસ મધે તેઓ બાર વરસ સુધી એકાઉનટીંગ અને ઓડીટીંગના વીષયના પાર્ટ-ટાઇમ લેકચરર હતા. મુંબઇની ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટ ના કામચલાઉ સેક્રેટરી અને ચીફ એકાઉનટન્ટનો ઓધ્ધો ભોગવવા ઉપરાંત તેઓ મુંબઇની યુનીવરસીટીના એકાઉનટીંગના એકઝામીનર પણ હતા. ચાર વાર એમણે મુંબઇ ઇલાકાના અને એડનના ઇનકમટેક્ષ કમીશનરનો કામચલાઉ ઓધ્ધો ભોગવ્યો હતો. એઓએ બુકકીપીંગ તેમજ ઇનકમ-ટેક્ષને લગતાં કેટલાંક પુસ્તકો પણ લખ્યાં છે.

સરનામું—કટક.

**રાજા, મી૦ ત્રીભોવનદાસ જગ-જીવનદાસ**, એમ. એ., એલ એલ. બી., તે પોરબંદર સ્ટેટના દીવાન—મી૦ ત્રીભોવનદાસ રાજાનો જન્મ ૧૮૯૩ માં થયો હતો. તેમણે મુંબઇ તેમજ જુનાગઢ ખાતે કેળવણી લીધી હતી ૧૯૧૪ના સાલમાં મુંબઇની વીલસન કોલેજમાં હીસ્ટરીના વિષયના લેકચરર તરીકે જોડાયા હતા. ૧૯૧૭ થી ૧૯૨૦ ના સાલ સુધી વાંકાનેર સ્ટેટના નાયબ દીવાન અને સર ન્યાયાધીશનો ઓધ્ધો ભોગવ્યો હતો. ૧૯૨૦-૨૧ માં જુનાગઢ સ્ટેટના ડેપ્યુટી રેવેન્યુ કમીશનર તરીકે અને ૧૯૨૧ થી ૧૯૩૦ સુધી લીંબડી સ્ટેટના હુઝુર પરસનલ એસીસ્ટન્ટ અને રેવેન્યુ મીનીસ્ટર તરીકે સેવા બજાવી હતી. ૧૯૩૦ ના સાલમાં તેઓની લુણાવાડા સ્ટેટના દીવાન તરીકે અને પાછળથી ૧૯૩૪ માં પોરબંદર સ્ટેટના દીવાન તરીકે પણ નેમણુંક થઇ હતી. ૧૯૩૬ ના સાલમાં પોરબંદરના ના૦ મહારાજા તરફથી તેવણને તાઝુમી "સરદાર"નો ઇલ્કાબ બક્ષવામાં આવ્યો હતો.

સરનામું:—પોરબંદર, (કાઠીયાવાડ.)

**રહીમતુલ્લા, મી૦ હુસેનઅલી મહમદભાઇ**, બી. એ., જે. પી., મુંબઇની લેજીસ્લેટીવ કાઉન્સીલના પ્રમુખ (૧૯૩૬-૩૭)—તેવણનો જન્મ ૧૮૯૦ ના સાલમાં થયો હતો. ૧૯૧૮ થી ૧૯૩૬ ના સાલ સુધી તેઓ મુંબઇના મ્યુનીસીપાલ કોરપોરેશનના અને ૧૯૨૧ થી ૧૯૨૮ ના સાલ સુધી તેની સ્ટેન્ડીગ કમીટીના તેવણ એક સભાસદ હતા. તે ઉપરાંત સ્ટેન્ડીગ કમીટીના ચેરમેનનો ઓધ્ધો પણ તેમણે ભોગવ્યો હતો. મુંબઈની ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટ બોર્ડના તેઓ એક સભાસદ હોવા ઉપરાંત તેમણે ઇમ્પ્રુવમેન્ટ કમીટીના ચેરમેનના તેમજ બોમ્બે પોર્ટ ટ્રસ્ટના એક ટ્રસ્ટીનો ઓધ્ધો પણ ભોગવ્યો છે. વળી તેઓ હજ કમીટીના ગોકળદાસ તેજપાલ હોસ્પીટલની એડવાઇઝરી કમીટીના, ઈંડયન રેડક્રોસ સોસાયટીની કમીટીના તેમજ બોમ્બે વીજીલન્સ એસોસીએશનના એક સભાસદ હતા. ૧૯૩૪-૩૫ના સાલમાં તેમણે મુંબઈની મ્યુનીસીપાલ કોરપોરેશના મેયરનો ઓધ્ધો પણ ભોગવ્યો હતો. ૧૯૩૧ થી ૧૯૩૬ સુધી તેઓ એક ઓનરરી પ્રેસીડન્સી મેજીસ્ટ્રેટ હતા. ૧૯૩૭ના સાલમાં કોંગ્રેસે હોદ્દો લેતાં પહેલાં તેમણે મુંબઇ સરકારના એક મીનીસ્ટર તરીકેનો ઓધ્ધો પણ ભોગવ્યો હતો.

સરનામું:—૨૨, પેડર રોડ, મુંબઇ.

**કેનેડી, મી૦ ટી. સીંકલેર,**—એવણનો જન્મ ૧૮૮૪ ના સાલમાં સ્કોટલેન્ડ મધે થયો હતો. એડીનબરોની ફેટસ કોલેજમાં તેમણે કેળવણી લીધી હતી. દક્ષીણ આફ્રીકાની સોનાની ખાણોમાં બે વરસ સુધી કામ કીધા પછી ૧૯૧૧ ના સાલમાં મુંબઈની ગ્લેનફીલ્ડ એન્ડ કેનેડી પેઢીમાં જોડાયા હતા. ૧૯૧૪-૧૯૧૮ ના મહાનયુધ્ધમાં તેમણે સેવાઓ બજાવી હતી. ૧૯૩૭ ના સાલ દરમ્યાનની બોમ્બે એન્જીનીયરીંગ કોંગ્રેસના તેઓ પ્રેસીડન્ટ હતા. ૧૯૨૯ ના સાલથી તેઓ મુંબઈના એક ઓનરરી પ્રેસીડન્સી મેજીસ્ટ્રેટ છે. યુરોપીયન એસોસીએશનની મુંબઇની શાખાના તેવણ બે વરસ સુધી ચેરમેન હતા. મુંબઇની લેજીસ્લેટીવ કાઉન્સીલના

એક સભ્ય હોવા ઉપરાંત તેઓ મુંબઇની સેન્ટ જયોરજીસ હોસ્પીટલની મેનેજીંગ કમીટીના પણ એક મેમ્બર હતા. ૧૯૪૧ ના સાલ માટેના મુંબઇ શહેરના શેરીફના ઓધ્ધા ઉપર તેમની નીમણુંક થઇ હતી.

સરનામું:—ફીનાક્ષ બીલ્ડીંગ, ગ્રેહામ રોડ, બેલાર્ડ એસ્ટેટ મુંબઇ.

**ટેનડન, બાબુ પરશોતમદાસ,** એમ. એલ એ.—સરવન્ટસ ઓફ પીપલ સોસાયટીના એઓ પ્રેસીડન્ટ છે. ૧૯૨૧ ના સાલ સુધી એઓ અલાહબાદમાં એક ધારાશાસ્ત્રી તરીકે પ્રેકટીસ કરતા હતા. જે પછીથી અસહકારની ચળવળ શરૂ થતાં એવણે પ્રેકટીસ કરવાનું માંડી વાળ્યું હતું. ૧૯૨૧ માં જોડયા પ્રાંતની કોંગ્રેસ કમીટીના પ્રેસીડન્ટ હતા. અલાહબાદની મ્યુનીસીપાલીટીના એવણ વરસો સુધી ચેરમેન હતા. ૧૯૩૦ અને ૧૯૩૨ ના સાલની કાયદાભંગની ચળવળોમાં એવણે આગળ પડતો ભાગ લીધો હતો. જેથી કેટલીકવાર તેમને જેલની સજા થઇ હતી. જોડયા પ્રાંતની લેજીસ્લેટીવ એસેમ્બલીમાં ૧૯૩૭ માં ચુંટી કઢાયા હતા. અને તેના સ્પીકરનો હોદ્દો દીપાવે છે.

સરનામું:—સરવન્ટસ ઓફ ધી પીપલ સોસાયટી, અલાહબાદ.

**રાંગણેકર, સર સાજબા શંકર,** બી. એ., એલ એલ. બી., બારીસ્ટર-એટ-લો. મુંબઇની હાઇકોર્ટના રીટાયર્ડ જડજ—સર સાજબાનો જન્મ ૧૮૭૮ ના સાલના ડીસેમ્બર મહીનામાં થયો હતો. ૧૯૨૪ ના સાલમાં તેવણુની મુંબઇના વડા ઇલાકેદાર મેજીસ્ટ્રેટ તરીકે નેમણુંક થઇ હતી. ૧૯૨૬-૨૭ અને ૨૮ ના વરસો દરમ્યાન તેમણે મુંબઈની હાઇકોર્ટના એકટીંગ જડજ તરીકેનો ઓધ્ધો ભોગવ્યો હતો કે જે ઓધ્ધા ઉપર ૧૯૨૯ ના સાલના એપ્રીલ માસમાં તેવણુની કાયમના જડજ તરીકે નેમણુંક થઇ હતી. ૧૯૩૮ ના સાલમાં તેઓ ઉપર નાઇટહુડની નવાજેશ થઇ હતી. સરકાર તરફથી નેમાતી કેટલીક ટ્રીબ્યુનલોના વડા તરીકે તેમની નીમણુંક થાય છે.

**માધવરાવ, મી૦ એન.,** બી. એ. બી. એલ.—મી૦ એન. માધવરાવનો જન્મ ૧૮૮૭ના સાલના જુન માસમાં થયો હતો. ૧૯૦૭ના સાલમાં પ્રોબેશનરી એસીસ્ટન્ટ કમીશનર તરીકે માઇસોર સીવીલ સરવીસમાં જોડાયા હતા. તેઓએ એસીસટન્ટ કમીશનર, સીનીયર એસીસ્ટન્ટ કમીશનર ડેપ્યુટી કમીશનર ઉપરાંત માઇસોર સીટી મ્યુનીસીપલ કાઉન્સીલના પ્રેસીડન્ટનો ઓધ્ધો પણ ભોગવ્યો હતો. ૧૯૨૧ માં તેઓ માઇસોર ડીસ્ટીલેશન એન્ડ આર્યન વર્કસની બોર્ડ ઓફ મેનેજમેન્ટના સેકરેટરી અને ૧૯૨૩ માં માઇસોર આર્યન વર્કસની બોર્ડ ઓફ મેનેજમેન્ટના ડીરેકટર અને સેકરેટરી નીમાયા હતા. ૧૯૨૭ માં માઇસોરની સરકારના ચીફ સેકરેટરી અને ૧૯૩૩ માં રેવેન્યુ કમીશનર નેમાયા હતા. ૧૯૩૫ ના સાલમાં તેઓએ માઇસોરની કાઉન્સીલના સભાસદ તરીકેનો ઓધ્ધો પણ ભોગવ્યો હતો. હાલમાં તેઓ માઇસોરના દીવાનનો હોદ્દો દીપાવે છે.

સરનામું:—"હીમાલ્યા," બસાવનગુડા બેંગ્લોર.

**ઝાબવાલા, શ્રી. શ્યાવક્ષ એચ.—** મુંબઈના આ જાણીતા મજુર નેતાએ અનેક મજુર સંસ્થાઓની સ્થાપના કરી છે. શ્રી. ઝાબવાળાના જીવનની શરૂઆત શિક્ષક તરીકે થઇ હતી. શિક્ષક તરીકે નોકરી કરવા ઉપરાંત તેમની જાહેર પ્રવૃત્તિ તો ચાલુજ રહેલી. તે પછી શિક્ષકની નોકરી છોડી તેઓ મજુર પ્રવૃત્તિમાંજ પડયા અને સાથે વર્તમાનપત્રોમાં લેખો પણ લખતા. મીરત કાવત્રાં કેસમાં બીજાઓ સાથે તેમને પણ પકડવામાં આવ્યા હતા. મુંબઈની લેજીસ્લેટીવ એસેમ્બલીના તેઓ એક સભ્ય છે.



સરનામું:—ખાર.

**વકીલ, મી૦ વસંતરામ જમીયતરામ,** બી. એ., એલ એલ. બી., જે. પી.— તેમનો જન્મ ડીસેંબર ૧૯૦૨ માં થયો હતો. તેમણે મુબઈની એલ્ફીન્સ્ટન હાઈસ્કુલ અને કોલેજમાં કેળવણી લીધી હતી ૧૯૨૯ની સાલથી એમણે મુંબઈમાં પ્રેકટીસ શરૂ કીધી હતી. બાબુલનાથ ટેમ્પલ ટ્રસ્ટ વીગેરે ટ્રસ્ટોના એઓ એક ટ્રસ્ટી છે. ભારતીય વીદ્યાભવનના ત્રેઝરર છે. મુંબઈની સર હરકીશનદાસ નરોતમદાસ હોસ્પીટલને રૂ. ૧૦ હજારની રકમની બક્ષિસ કીધી છે. ૧૯૩૯ માં કોંગ્રેસ ટીકીટ ઉપર તેઓ મુંબઈની મ્યુનીસીપલ કોરપોરેશનના એક સભાસદ તરીકે ચુંટી કઢાયા હતા

સરનામું:—૧૯, વાચ્છા ગાંધી રોડ, ગામદેવી, મુંબઇ.

**સાકરલાલ બાલાભાઇ, શેઠ, એમ. એલ. એ.—** શેઠ સાકરલાલ અમદાવાદના એક મીલમાલેક તેમજ અમદાવાદના મીલમાલેકોની મંડળીના માજી પ્રમુખ છે. તેમનો જન્મ ૧૮૮૬ના સાલમાં થયો હતો કેળવણી લીધા પછી ૧૯૦૩ના સાલમાં તેઓ ધંધામાં જોડાયા હતા. તેઓ એક કુશળ બીઝનેસમેન હોવા ઉપરાંત અનુભવી ઉદ્યોગપતી પણ છે. ૧૯૨૮ના સાલમાં તેમણે સારંગપુર કોટન મેન્યુફેકચરીંગ કુંપની લીમીટેડ નં૦ ૨ ચાલુ કીધી હતી. ૧૯૩૪માં નં૦ ૧ મીલમાં તેમણે નવું સાંચાકામ મુકયું હતું. હાલે તેવણ કાપડની ત્રણ મીલોનો કુશળતાથી વહીવટ કરે છે. મુંબઈની લેજીસ્લેટીવ એસેમ્બલીમાં અમદાવાદના મીલમાલેકોના પ્રતિનિધિ તરીકે તેવણ ચુંટી કઢાયા છે. તેવણે સંખ્યાબંધ ધર્માદા ખાતાંઓને મદદ કીધી છે.

સરનામું:—સાંકડી શેરી, અમદાવાદ.

**વેલીનકર, મી૦ વસંત શ્રી કૃષ્ણ,** બી. એ (ઓક્ષન), બાર-એટ-લૉ— તેમનો જન્મ ૧૯૦૧ના સાલમાં થયો હતો. મુંબઈમાં ૧૯૧૯ના સાલમાં મેટ્રીકની પરીક્ષા પસાર કરી ૧૯૨૦માં ચઢયાતા અભ્યાસ માટે ઇંગ્લાંડ ગયા હતા જયાં ૧૯૨૪માં બી. એ. (ઓક્ષન)ની પરીક્ષા હીસ્ટરીના વીષયમાં ઓનર્સ સાથ પાસ કીધી હતી. ૧૯૨૫ના સાલમાં તેઓ બેરીસ્ટરની પરીક્ષામાં પસાર થયા હતા. જે પછી ૧૯૨૬માં એવણ હીંદ પાછા ફરી એજ સાલમાં મુંબઇની હાઈકોર્ટના એક એડવોકેટ તરીકે પોતાનું નામ "એનરોલ" કીધું હતું. ૧૯૩૦ના સાલમાં એવણ મુંબઈની મ્યુનીસીપલ કોરપોરેશનમાં ચુંટી કઢાયા હતા.

સરનામું:—રતન હાઉસ, ૪૨૫, લેમીંગ્ટન રોડ, મુંબઇ.

**ઉમર હયાતખાન ટીવાના, ધી ઓનરેબલ કરનલ નવાબ રાણા મલીક, સર,** કે. સી. આઇ. ઇ, સી. બી. ઇ., એમ. વી. ઓ.—સર ઉમર હયાત ખાનનો જન્મ ૧૮૭૪માં થયો હતો. એમણે લાહોરમાં કેળવણી લીધી હતી. મરહુમ શહેનશાહ એડવર્ડની દીલ્હી ખાતે ભરાયલી કોરોનેશન દરબારમાં એમણે હાજરી આપી હતી. સોમાલીલેન્ડ મધ્યે લશ્કરી સેવાઓ બજાવી હતી ગયાં મહાન યુદ્ધમાં ફ્રાંસ અને મેસોપોટેમ્યા મધ્યે એમણે લશ્કરી ટુકડીઓ સાથ સેવા બજાવી હતી. એ ઉપરાંત એમણે ત્રીજી કાબુલની લડાઇમાં પણ ભાગ લીધો હતો (જે બાબે ડીસ પેચીઝમાં પણ ઇશારો કરવામાં આવ્યો હતો.) એઓને પાછળથી કરનલની ઉચ્ચ પદવીએ ચઢાવવામાં આવ્યા હતા. ૧૯૨૦ના સાલમાં નેમાયલાં ઇશર કમીશનના એઓ એક સભ્ય હતા.

સરનામું:—કીરા, ડીસ્ત્રીકટ શાહપુર,
પંજાબ.

**સ્ટોન્સ, સર ફ્રેડરીક,** ઓ.બી ઈ., જે.પી. એમ. એલ. એ.—સર ફ્રેડરીક સ્ટોન્સનો જન્મ ૧૮૮૬ના સાલના અકટોબર માસમાં થયો હતો. માનચેસ્ટરની કોલેજ ઓફ ટેકનોલોજી મધ્યે કેળવણી લીધા પછી ઇંગ્લાંડની જુદી જુદી મીલોમાં જોડાઇ ૧૯૦૮–૧૯૦૯ માં કલકત્તાની બંગાળ કોટન મીલ્સના વીવીંગ માસ્તર તેમજ તે પછી ૧૯૦૯–૧૯૧૦ માં મુંબઇની સ્વાન મીલ્સ લીમીટેડના માસ્તર તરીકે અને મુંબઇની બોમ્બે ડાઇંગ એન્ડ મેન્યુફેકચરીંગ કુંપનીના મીલ્સ સુપ્રીનટેન્ડન્ટ તરીકે કામ બજાવ્યુ હતું. ૧૯૨૦ના સાલથી તેઓ ઇ. ડી. સાસુન એન્ડ કુંપની લીમીટેડના એક ડીરેકટર છે એ ગરૂપની મીલોનો વહીવટ સારી રીતે સંભાળે છે. મીલ ઉદ્યોગની તેમણે બજાવેલી સેવા ધ્યાનમા લઇ તેમને ચાલુ વર્ષમાં સર નાઇટ બનાવવામાં આવ્યા છે. તેઓ મુંબઇની લેજીસ્લેટીવ કાઉન્સીલના એક સભ્ય છે.

સરનામું:—ઇ. ડી. સાસુન એન્ડ કુંપની
લીમીટેડ, ડુગાલ રોડ,
બેલાર્ડ એસ્ટેટ, મુંબઇ.

**માસ્તર, શ્રી. નગીનદાસ ત્રિભુવનદાસ**—એમનો જન્મ ૧૮૭૫ માં મુંબઇમાં થયો હતો. તેમણે ૧૯૦૬ માં સોલીસીટર તરીકે ધંધાની શરૂઆત કરી હતી અને આજે પણ તેઓ રાઘવય્યા નગીનદાસની પેઢીના ભાગીદાર છે. શ્રી. નગીનદાસે ૧૯૧૬ માં હોમરૂલ લીગની ચળવળમાં જોડાઇ રાજકીય જીવનની શરૂઆત કરી હતી. ત્યાર પછી કોંગ્રેસ પ્રવૃત્તિમાં પડયા હતા અને ૧૯૩૦–૩૨ ની કોંગ્રેસ લડતમાં તેમણે આગેવાનીભર્યો ભાગ લીધો હતો. એ સમયે તેઓ બહિષ્કાર સમિતિના પ્રમુખ હતા. લડતમાં તેમને જેલનિવાસ મળ્યો હતો અને તેમને "સી" વર્ગમાં રાખવામાં આવ્યા હતા. ૧૯૩૧ થી તેઓ મુંબઇ પ્રાંતિક કોંગ્રેસ કમીટીના ઉપ–પ્રમુખ છે અને ૧૯૩૫ થી મ્યુનીસીપાલીટીના સભ્ય ચુંટાયા છે. તેઓ વધુમાં મુંબઇની લેજીસ્લેટીવ એસેમ્બલી કોંગ્રેસ પક્ષના સભ્ય છે અને કોંગ્રેસ પક્ષના મંત્રી છે મ્યુનીસીપાલીટીમાં ગયેલા કોંગ્રેસ પક્ષના તેઓ નેતા છે. ૧૯૪૧ ની લડતમાં જેલ ગયા છે.

સરનામું:—૯૪, મેડોઝ સ્ટ્રીટ, કોટ,
મુંબઇ.

**તારાબ્હેન માણેકલાલ પ્રેમચંદ**—શ્રીમતિ તારાબ્હેનનો જન્મ ૧૮૯૮ માં



થયો હતો. મુંબઇના સામાજીક કાર્ય-કરોમાં તેમનું સ્થાન આગળ પડતું છે. મુંબઇની અનેક સ્ત્રી સંસ્થાઓ સાથે તેમને સંબંધ છે અને તેમાં જવાબ-દારીભર્યા ઓધ્ધાઓ ભોગવે છે. તેઓ અખીલ હિંદ મહિલા પરિષદના જવાબ-દાર કાર્યકર્તા છે અને તેના પ્રતિનિધ તરીકે ફ્રાંસ તથા યુગોસ્લાવીઆમાં મળેલી આંતરરાષ્ટ્રીય મહિલા પરિષદમાં હાજરી આપી હતી. સરકારે તેમની સેવાઓની કદર કરી એમને જે પી. તથા ઓનરરી મેજીસ્ટ્રેટ બનાવ્યા છે.

સરનામું:—"પ્રેમોદ્યાન," લવલેન, મઝગામ, મુંબઇ.

**પરીખ, શ્રી. નરહરી**—ગાંધીજીના ચુસ્ત અનુયાયી શ્રી. પરીખ ગુજરાત વિદ્યાપીઠના અધ્યાપક તથા આદર્શ કેળવણીકાર તરીકે ગુજરાતને જાણીતા છે. ગાંધીજી ગુજરાતમાં આવ્યા ત્યારે તેઓ તેમના સમાગમમાં આવ્યા અને આકર્ષાઇને આશ્રમમાં જોડાઇ ગયા. વકીલ હોવા છતાં તેમણે વકીલાતને તિલાંજલી દઇ રાષ્ટ્રસેવાનું કાર્ય ઉપાડયું હતું તેમની પ્રવૃત્તિ બારડોલીના પછાત પ્રદેશમાં શરૂ થઇ હતી. ત્યાં કેળવણી પ્રચાર, ખેડુત સેવા તથા ગ્રામ્યોધ્ધારના કાર્યો કર્યાં હતાં. હવે તેમની પ્રવૃત્તિ સમસ્ત ગુજરાતભરની પ્રવૃત્તિ બની છે. હરિપુરા કોંગ્રેસની સ્વાગત સમિતિના મહાતંત્રી તરીકે તેમનું કાર્ય સુપરિચિત છે. બારડોલી સત્યાગ્રહ પ્રસંગે ખેડુતોનો કેસ રજુ કરવામાં તેમણે અથાગ શ્રમ લીધો હતો.

**પાંગારકર, કોમરેડ**—મુંબઇ પ્રાંતના આ જાણીતા મજુર અગ્રેસરને મુંબઇની હડતાળમાં ભાગ લેવા માટે બ્રી. હિંદ-માંથી હદપાર કરવામાં આવ્યા હતા. તેથી તેમણે વડોદરા રાજ્યના નવસારી પ્રાંતને પોતાની પ્રવૃત્તિનું ક્ષેત્ર બનાવ્યું હતું. ત્યાંની કિસાન અને મજુરોની પ્રવૃત્તિમાં અનેકવાર તેમની ધરપકડ થઇ હતી અને હદપારીના હુકમો પણ થયા હતા. હિંદ સંરક્ષણ ધારા હેઠળ તેમને અત્યારે સુરતમાંજ રહેવાનો હુકમ કરવામાં આવ્યો છે. સુરતની બહાર જવાની તથા કોઇની સાથે પત્ર-વ્યવહાર કરવાની તેમને મનાઇ છે.

**જાગીરદાર, આર. એ.** એમ. એ., એલ એલ. બી મુંબઇની હાઇકોર્ટના ગવરનમેન્ટ પ્લીડર—તેમનો જન્મ ૧૮૮૮ ના સાલમાં થયો હતો. બીજાપુર, પુના અને મુંબઇ મધે એમણે કેળવણી લીધી હતી. પુનાની ફરગ્યુસન કોલેજમાંથી ગ્રેડયુએટ થઇ તેઓએ મુંબઇની હાઇકોર્ટના એક એડવોકેટ તરીકે પોતાનુ નામ "એનરોલ" કરાવ્યું હતું. જાણીતા ભીખાભાઇ વીરૂધ ગુરૂનાથ ગઉદ્દા કેસમાં એવણુ પ્રીવી કાઉનસીલની જુડીશીઅલ કમીટી સમક્ષ પણ હાજર થયા હતા. મુંબઇની હાઇકોર્ટના ગવરમેન્ટ પ્લીડર તરીકે એઓની ૧૯૩૯ માં નેમાણુંક થઈ હતી. એઓ મુંબઇની યુનીવરસીટીના એક ફેલો છે. ૧૯૩૫ માં મુંબઈમાં મળેલી કેનેરીઝ લીટરરી કોનફરન્સની રીસેપશન કમીટીના તેઓ ચેરમેન હતા.

સરનામું:—પ્રોકટર રોડ, ગીરગામ બેક રોડ, મુંબઈ, ૪.

**લેડી લક્ષ્મીબ્હેન જગમોહનદાસ,—** ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળના આ પ્રમુખ મુંબઇના મહિલા સમાજમાં માનભર્યું સ્થાન ધરાવે છે. ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળના તેઓ પ્રાણુસમા છે. બીજી સામાજીક અને મહિલા સમાજની ઉન્નતિની સંસ્થાઓમાં પણ તેઓ અગ્રગણ્ય ભાગ લે છે.

**મહેતા, શ્રીમતિ રતનબ્હેન**—મુંબઈ અને ઉપનગરની સ્ત્રી ઉપયોગી પ્રવૃત્તિના શ્રીમતિ રતનબ્હેન એક અગ્રણી છે. એ ઉપરાંત રાષ્ટ્રીય પ્રવૃત્તિઓમાં પણ ભાગ લે છે. તેઓ વૃધ્ધાવસ્થાએ પહોંચ્યા છે, છતાંયે તેમનો ઉત્સાહ જેવોને તેવો છે.

**દેશાઇ શ્રીમતિ ભકતિ લક્ષ્મી—** શ્રીમતિ દેશાઇ લીંબડી રાજ્યના દિવાન સ્વ૰ ઝવેરભાઇના પુત્રી થાય તથા દરબાર ગોપાળદાસનાં બીજીવારનાં પત્ની થાય. પતિ સાથે પોતે પણ રાષ્ટ્રીય લડતમાં ઝંપલાવ્યું છે અને જેલનિવાસ પણ કેટલીકવાર ભોગવ્યો છે. બારડોલી અને બોરસદની લડતમાં સ્ત્રી શકતીને જાગ્રત કરવામાં એમનો ફાળો અપુર્વ કહેવાય. હરિપુરા અધિવેશન પ્રસંગે પણ તેમણે સારો ફાળો આપ્યો હતો. તાજેતરમાં લીંબડી પ્રકરણ અંગે દરબારશ્રી સાથે તેમણે પણ લીંબડીની હીજરતી પ્રજાની સેવા બજાવી હતી. ૧૯૪૧ ની લડતમાં ફરી જેલ ગયા છે.

**શુકલ–શ્રીમતિ જ્યોત્સના**–શ્રીમતિ જ્યોત્સના બ્હેન સુરતના જાણીતા વકીલ જેવચરામ ત્રીવેદીના પુત્રી થાય. બાળપણામાં વૈધવ્ય પ્રાપ્ત થતાં પિતૃગ્રહે આવ્યાં હતાં અને ત્યાંજ રહે છે. ૧૯૩૦ માં કૌટુમ્બીક આપત્તિ છતાંયે તેમણે મુકતી સંગ્રામમાં ભાગ લઇ જેલ સ્વીકારી લીધી હતી. તેઓ સુરત શહેર સમિતિ તથા વિદ્યાર્થી મંડળના પ્રમુખ છે, સુરત જીલ્લા કોંગ્રેસ કમીટીના ઉપ-પ્રમુખ છે અને "સુદર્શન" પત્રના તંત્રી હતા. હરીપુરા કોંગ્રેસની સ્વાગત સમીતીના સહતંત્રી હતા. એમની સાહિત્ય વિષયક પ્રવૃતિ પણ જાણીતી છે.

સરનામું:—સુરત.

**જાની, શ્રી. અંબાલાલ બુલાખીરામ,** બી. એ., માજી ઉપ-તંત્રી, 'ગુજરાતી' (ઇ. સ. ૧૯૦૯ થી ૧૯૩૬ સુધી), સહાયક મંત્રી શ્રી. ફાર્બસ ગુજરાતી સભા (૧૯૧૭ થી હજી પણ ચાલુ છે)—એમનો જન્મ ૧૮૮૦ માં નડીઆદ ખાતે થયેલો. વડનગરા નાગર બ્રાહ્મણ જ્ઞાતિમાં પ્રતિષ્ઠાવાન તથા વ્યાજવટરનો ધંધો કરતા કુટુંબના છે. ૧૯૦૬ માં બી. એ. થયા પછી મુંબઇ જૈન પનાલાલ હાઇસ્કુલમાં મેટ્રીકમાં સાયન્સના શિક્ષક તરીકે કામ કરેલું. ૧૯૦૫ માં ગુજરાતી સાહિત્ય પરિષદના કાર્યમાં ભાગ લેવા માંડયો તેમજ પ્રાચીન ગુજરાતી સાહિત્યના વિષયોના નિબંધો અને ભાષણો આપવા માંડયા ગુજરાતીના ઉપ–તંત્રીપદે હતા છતાં સહાયક મંત્રી તરીકે શ્રી. ફાર્બસ ગુજરાતી સભાનું કામકાજ ઉપાડયું હતું. શ્રી. જાનીએ પ્રાચીન ગુજરાતી સાહિત્યના વિવેચન અને સંશોધન વિષયક એકંદર ૧૩ ગ્રંથો લખ્યા છે. ૧૯૨૯ થી ગુજરાતી સાહિત્ય પરિષદના કારોબારી તંત્ર–મધ્યસ્થ મંડળમાં આ જીવન સભ્યોના પ્રતિનિધિ તરીકે અને સાહિત્ય પરિષદના મંત્રી તરીકે ૧૯૩૩ થી આજ સુધી ચુંટાયા છે. તેમણે જ્ઞાતિ કાર્યમાં સખાવત કરી છે.

સરનામું:—કલ્યાણ મોતી ચાલ નં૦ ૩. કાંદાવાડી, મુંબઇ ૪.

**ખાપરડે, શ્રી. બાલકીષ્ણ ગણેશ,** બી. એ., એલ એલ. બી.—તેઓ મધ્ય પ્રાંતના માજી પ્રધાન છે. તેઓનો જન્મ ૧૮૮૦ ના સાલમાં થયો હતો. પુનાની દખ્ખણ કોલેજમાં તેમણે કેળવણી લીધી હતી. તેઓ પુનાના ફર્સ્ટ કલાસ સરદાર છે. અમરાવતી (બીરાર) ખાતે એક ધારાશાસ્ત્રી તરીકે પ્રેકટીસ શરૂ કીધી હતી. ૧૯૨૪ માં સ્વરાજ્ય પાર્ટીના એક સભ્ય તરીકે તેઓ લેજીસ્લેટીવ કાઉન્સીલમાં દાખલ થયા હતા, ૧૯૨૭ ના સાલથી તેવણ મધ્ય પ્રાંતની ધારાસભામાં નેશનાલીસ્ટ પાર્ટીના એક લીડર હતા. જે પછી ૧૯૩૦ ના સાલથી એવણ ધારાસભા મધેની વીરૂધ પક્ષના એક લીડર હતા. ૧૯૩૪ ના માર્ચ મહીનામાં તેઓ કેળવણી ખાતાંના મીનીસ્ટર નીમાયા હતા. ૧૯૩૭ ના જુલાઈ માસમાં જ્યારે કોંગ્રેસ ઓફીસ ઉપર આવી ત્યારે તેવણ એ ઓફીસ ઉપરથી ફારેગ થયા હતા.

સરનામું:—ખાપરડે વાડા, અમરાવતી.

**ભોપટકર, શ્રી. લક્ષ્મણ બળવંત,** એમ. એ., એલ એલ. બી., એડવોકેટ અને પુનાની લૉ કોલેજના વાઇસ-પ્રીનસીપાલ—એક ફીઝીકલ કલચરીસ્ટ તરીકે તેઓ ઘણા જાણીતા છે કે જે વિષય બાબે તેમણે કેટલાંક પુસ્તકો પણ લખ્યાં છે. મહારાષ્ટ્રીય મંડળ કે જે પુનાનું જાણીતું ફીઝીકલ કલચર ઇનસ્ટીટયુટ છે તેના તેઓ ચેરમેન છે. એક કેળવણીકાર તરીકે તેવણ પુનાની લગભગ તમામ કેળવણી આપનારી સંસ્થાઓ સાથ જોડાયેલા છે. કોંગ્રેસ ડેમોક્રેટીક પાર્ટીના આગેવાનોમાંના તેઓ એક છે અને કોંગ્રેસની ચળવળને અંગે તેવણને કેટલીકવાર જેલમાં પણ જવું પડયું હતું.

સરનામું:—બળવંત આશ્રમ, સદાશીવ પેઠ, પુના સીટી.

**જયશ્રી રાયજી,** બી. એ.,—શ્રીમતિ જયશ્રીબ્હેન વડનગરા નાગર છે. એમનો જન્મ ૧૮૯૫માં સુરતમાં થયો હતો. તેમના પિતા સર મનુભાઇ નંદશંકર મહેતા વડોદરા તથા બીકાનેરના દિવાન તરીકે જાણીતા છે. તેમણે ૧૯૧૮ માં બરોડા કૉલેજમાંથી બી. એ.ની પરિક્ષા પસાર કરી હતી. તેમના પતિ શ્રી નૈષધરાય મગનલાલ રાયજી સર શાપુરજી બીલીમોરીઆ ઓડીટર્સની પેઢીમાં ભાગીદાર છે. શ્રી. જયશ્રી લગ્ન પછી એમના પતિ સાથે મુંબઇ આવ્યા હતા અને મુંબઇની જાહેર અને સ્ત્રી ઉન્નતિની પ્રવૃત્તિઓમાં આગળ પડતો ભાગ લેવા લાગ્યાં હતાં. ભગિનિ સમાજ, વનિતા વિશ્રામ, ગુજરાતી હીંદુ સ્ત્રી મંડળ, બોમ્બે વીમેન્સ કાઉન્સીલ, બોમ્બે સ્વદેશી લીગ, રાષ્ટ્રીય સ્ત્રીસભા, દેશસેવિકા સંઘ, વિગેરે સંસ્થાઓમાં આગેવાનીભર્યો ભાગ લઇ રહયા છે. ૧૯૩૦–૩૨ ની સત્યાગ્રહની લડતમાં પણ ભાગ લીધો હતો. ૧૯૩૪ માં યુનીવર્સીટી સેનેટના સભ્ય ચુંટાયા હતા અને ૧૯૩૯ માં મ્યુનીસીપાલીટીમાં કોંગ્રેસ પક્ષના સભ્ય તરીકે ચુંટાયા છે.

સરનામું:—તુલસી વીલા, એલેકઝાન્ડ્રા રોડ, ગામદેવી, મુંબઇ.

**દીવાન, શ્રીમતિ શારદા,** એમ. એ.—શ્રીમતિ નાથીબાઇ યુનીવર્સીટીના રજીસ્ટ્રાર. શારદાબ્હેન ન્યાતે બ્રહ્મક્ષત્રિય છે. જન્મ ૧૯૦૩માં અમદાવાદમાં થયો હતો. સર ચીમનલાલ સેતલવડના એ પુત્રી થાય. ૧૯૨૩માં મુંબઇની વિલ્સન કૉલેજમાં બી. એ. થયા હતા અને પછી એમ. એ. થયા હતા. એમ. એ.ની ડીગ્રી મેળવનાર તેઓ પહેલા ગુજરાતી બ્હેન હોવાથી તેમના માનમાં એક મેળાવડો પણ થયો હતો. એમનું લગ્ન અમદાવાદના કેળવણીકાર શ્રી. જીવણલાલ હરિપ્રસાદ દીવાનના પુત્ર શ્રી. બાબુરાવ સાથે થયું હતું. પહેલાં અમદાવાદ જઇ ત્યાં વનિતા વિશ્રામ મહિલા વિદ્યાલયમાં કામ કર્યું હતું. ૧૯૨૭ થી ૧૯૩૦ સુધી મુંબઇ વનિતા વિશ્રામમાં જોડાયાં હતાં. એનું તંત્ર હાથ ધરી ઘણા સુધારા કર્યા હતા. ૧૯૩૬માં શ્રી. શારદાબ્હેનની નીમણુંક શ્રીમતિ નાથીબાઇ યુનીવર્સીટીના રજીસ્ટ્રાર તરીકે થઇ હતી. તે હોદ્દાપર તેઓ આજે પણ ચાલુ છે. તેઓ ૧૯૩૫–૩૬ માં ગાંધી સેવા સેનાના મંત્રી હતા. ભગિની સમાજ અને સેવા મંદિર સાથે પણ તેમનો સંબંધ છે.

સરનામું:—C/o. શ્રીમતી નાથીબાઇ યુનીવરસીટી, ક્વીન્સ રોડ, મુંબઇ ૧.

**દેશાઇ, શ્રીમતિ રસીકમણી**—શ્રી. રસિકમણીબ્હેન ન્યાતે બ્રહ્મક્ષત્રિય છે. એમનો જન્મ ૧૮૯૧માં અમદાવાદ ખાતે થયો હતો. રા. બ. ચુનીલાલ હરિલાલ સેતલવડના એ પુત્રી થાય. એમનો અભ્યાસ અંગ્રેજી પાંચ ધોરણ સુધીનો હોવા છતાં તેમનું વાંચન વિશાળ છે. પંદર વર્ષની ઉંમરે દી. બા. અંબાલાલ સાકરલાલ દેશાઇના પુત્ર બાલમુકુન્દરાય સાથે તેમનાં લગ્ન થયાં હતાં પરંતુ દુર્ભાગ્યે ૧૧ વર્ષ ગ્રહસ્થાશ્રમ ચાલ્યા પછી તેમના પતિ ગુજરી જતાં યુવાન વયે તેઓ વિધવા થયાં હતાં. તે પછી તેમણે સમાજ

સેવાના ક્ષેત્રમાં ઝંપલાવ્યું હતું. ૧૯૧૬ માં ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળના જોડીયા માનદ મંત્રી તરીકે જોડાયા હતા અને હજીયે એજ પદે છે. ઉપરાંત સેવા-સદન, બોમ્બે પ્રેસીડન્સી વિમેન્સ કાઉન્સીલ અને સાહિત્ય સંસદ વિગેરે સંસ્થાઓની સેવા કરે છે. સંતાનમાં તેમને સરોજબ્હેન નામે એક પુત્રી છે, તેમણે બી. એ. ની પરિક્ષા પાસ કરી છે.

સરનામું:—C/o. ગુજરાતી હીંદુ સ્ત્રી મંડળ, ગીરગામ બેકરોડ, મુંબઈ.

**પટેલ, શ્રીમતિ ગંગાબ્હેન ગોર્ધનદાસ**—શ્રી. ગંગાબ્હેન પાટીદાર છે. એમનો જન્મ ૧૮૯૦ માં ભાદરણ ગામે થયો હતો. પાટીદાર રીવાજ મુજબ તેમનાં લગ્ન ચાર વર્ષની વયે શ્રી. ગોર્ધનદાસ વાઘજીભાઇ પટેલ સાથે થયાં હતાં. શ્રી. ગંગાબ્હેને ૧૯૧૯ માં જાહેર જીવનની શરૂઆત કરેલી. તે વર્ષે ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળની શાખા શાંતાકરૂઝમાં સ્થપાઇ હતી. એ સ્થાપનામાં તેમનો મોટો હીસ્સો હતો અને આજ સુધી તે સંસ્થાના તેઓ ઉપ-પ્રમુખ છે. ૧૯૨૬ થી ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળની કમીટીના સભ્ય છે અને મંડળની પત્રિકાના તંત્રી તરીકે કામ કરે છે. ઉપરાંત મુંબઇની અનેક સ્ત્રી સંસ્થાઓ સાથે તેમને સંબંધ છે. ૧૯૩૧ માં આણંદ ખાતે ભરાયલી પાટીદાર ભગિનિ સમાજ પરિષદના પ્રમુખ ચુંટાયલા. ૧૯૨૧ થી શાન્તાકરૂઝ કોંગ્રેસ કમીટી, ઉપનગર જીલ્લા કોંગ્રેસ કમીટી, તેની કાર્યવાહી કમીટીઓ અને મહારાષ્ટ્ર પ્રાંતિક કોંગ્રેસ કમીટીના સભાસદ છે. ૧૯૩૦ ની ચળવળ દરમ્યાન તે જેલમાં ગયલાં. તેઓ ઓલ ઇંડીઆ કોંગ્રેસ કમીટીના સભ્ય છે. ૧૯૩૮ ની સાલથી વાંદરા મ્યુનીસીપાલીટીના સભ્ય છે. વડોદરા રાજ્ય પ્રજામંડળની કમીટીના પણ સભ્ય છે. તેઓ એક વકતા અને લેખિકા પણ છે.

સરનામું:—શાન્તાકરૂઝ.

**ખાંડવાળા, શ્રીમતિ કાન્તાબ્હેન,** બી. એ.—કાન્તાબ્હેન લાડવાણીયા છે. એમનો જન્મ ૧૯૦૩ માં મુંબઈ ખાતે થયો હતો. એમના પિતા શ્રી. નગીનદાસ ટી. માસ્તર, મુંબઇ પ્રાંતિક કોંગ્રેસ કમીટીના ઉપ-પ્રમુખ છે અને સોલીસીટર છે. શ્રીમતિ કાન્તાબ્હેને ૧૯૨૬ માં વિલ્સન કોલેજમાંથી બી. એ. ની પરિક્ષા પસાર કરી હતી. એ પછી તરતજ તેમણે જાહેર પ્રવૃત્તિઓમાં ભાગ લેવાનું શરૂ કર્યું હતું અને અનેક સ્ત્રી સંસ્થાઓમાં આગેવાની લીધી હતી. ખાસ કરીને બોમ્બે પ્રેસીડન્સી વિમેન્સ કાઉન્સીલ કમીટીના સભ્ય, વનિતા વિશ્રામ સોસાયટીના ઓનરરી સેક્રેટરી, શ્રીમતિ નાથીબાઇ યુનીવર્સીટીના ફેલો, અને ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળની વ્યવસ્થાપક કમીટીના સભ્ય છે.

સરનામું:—શાંતાકરૂઝ.

**ઘોષ, તુષાર કાંન્તી**—બી. એ.,—એઓ કલકત્તાના "અમરીત બઝાર પત્રીકા"ના અધીપતિ છે. તેવણનો જન્મ ૧૮૯૯ ના સાલમાં થયો હતો. તેઓએ કલકત્તા ખાતે કેળવણી લીધી હતી. કલકત્તાની હાઇકોર્ટનો તીરસ્કાર કરવા માટે તેવણને દંડ તેમજ કેદની સજા થઇ હતી.

સરનામું:—આનંદ ચેટરજી લેન, કલકત્તા.

**નંદદાસ હરિદાસ શેઠ**—શેઠ નંદદાસનો જન્મ ૧૯૦૪માં થયો હતો. તેમણે



સરકારી શાળામાં અને તે પછી વિદ્યાપીઠમાં કેળવણી લીધી હતી. ૧૯૨૪માં તેઓ માણેકલાલ હરીલાલ સ્પીનીંગ એન્ડ મેન્યુફેકચરીંગ કુંપની લીમીટેડના મેનેજમેન્ટમાં જોડાયા હતા તેઓની મદદ સાથ તેઓના પિતાએ પોતા હસ્તકની મીલોમાં અમદાવાદ ખાતેની વીજય મીલ્સ કુંપની લીમીટેડનો અને ભરૂચ ખાતેની ગોપાલ મીલ્સ કુંપની લીમીટેડનો ૧૯૩૦ના સાલમાં વધારો કીધો હતો. તેઓ અમદાવાદની કેટલીક મીલોના ડીરેકટરોના બોર્ડના એક મેમ્બર ઉપરાંત ઇન્ટરનેશનલ બેન્ક ઓફ ઇંડયા લીમીટેડના પણ એક ડીરેકટર છે. છેલ્લાં ૧૩ વરસો થયાં તેઓ અમદાવાદના મીલમાલેકોની મંડળીના મેનેજીંગ કમીટીના એક સભાસદ છે. હીંદ અને બ્રીટન વચ્ચેના વેપારી કરાર સબંધી વાટાઘાટ ચલાવવા માટે સરકારના બીનસરકારી સલાહકાર તરીકે ૧૯૩૮ના સાલમાં તેવણુની નેમણુંક કરવામાં આવી હતી. વળી તેઓ વૉર કમીટીમાં પણ ઘણી ઉલટ લઇ સેવા કરી રહયા છે ૧૯૪૧ના અપ્રીલ માસમાં અમદાવાદમાં ઇન્ડીઅન ઇન્ડસ્ટ્રીઝ ફેર તરફથી ભરાયલાં છઠ્ઠાં સ્વદેશી પ્રદર્શનને ફતેહ અપાવવામાં તેમનો ફાળો મોટો હતો.

સરનામું:—અમદાવાદ.

**કોટક, રાવબહાદુર હરજીવનદાસ ભગવાનભાઇ,** બી. એ., એલ એલ. બી. જંજીરા સ્ટેટના દીવાન—તેમનો જન્મ આગસ્ટ ૧૮૭૨માં થયો હતો. તેમણે મુંબઇમાં કેળવણી લીધી હતી. ૧૮૯૮માં એલ એલ. બી.ની પરિક્ષા પસાર કીધા પછી વાંકાનેર સ્ટેટના ખાસ પબ્લીક પ્રોસીકયુટર તરીકે નેમણુક થઇ હતી. ૧૯૦૦ના સાલમાં વાંકાનેરના તેઓ નાયબ દીવાન અને સર ન્યાયધીશ નીમાયા હતા. ૧૯૦૭ના સાલમાં રાજકોટ સ્ટેટના દીવાન નીમાયા હતા. ૧૯૨૦માં રાવબહાદુરનો ખિતાબ મળ્યો હતો. રાજકોટ મધ્યે ૧૪ વરસ સેવા બજાવ્યા પછી ઇસ્ટ ઇંડયા કોટન એસોસીએશન લીમીટેડના જેનરલ મેનેજર તરીકે નેમણુંક થઇ હતી જે ઓહ્દા ઉપર હતા ત્યારે તેવણુની મુંબઇ સરકાર તરફથી એક સીલેક્ટના અમલદાર તરીકે નેમણુંક થઇ હતી. ૧૯૨૬થી લગભગ બે વરસ માટે એઓ ઇડર સ્ટેટના દીવાન હતા. જે પછીથી તેઓ જંજીરા સ્ટેટના દીવાન નેમાયા હતા.

સરનામું:—જંજીરા—મુરાદ.

**મુસ, ડો૦ એફ. એન.,** એમ. ડી., બી. એસ. (લંડન); ડી. પી. એચ. (ઈંગ્લાંડ); ડી. ટી. એમ. એન્ડ એસ. વાઇ. (ઈંગ્લાંડ); એમ. બી. બી. એસ. (બોમ્બે); એફ. આર. આઇ. પી. એચ. (લંડન); જે. પી.,—ડા૦ મુસનો જન્મ ૧૮૯૩ના સાલમાં થયો હતો. તેમણે કેથીડ્રલ હાઇસ્કુલ, ન્યુ હાઇસ્કુલ, એલ્ફીનસ્ટન કોલેજ અને ગ્રાન્ટ મેડીકલ કોલેજમાં તેમજ લંડનની યુનીવર્સીટી કોલેજ અને હોસ્પીટલમાં કેળવણી લીધી હતી. તેમણે મુંબઇની ગ્રાન્ટ મેડીકલ કોલેજના ક્લીનીકલ ફેલો, મુંબઇની જે. જે. હોસ્પીટલના મેડીકલ રજીસ્ટ્રાર, લંડનની મેટ્રોપોલીટન હોસ્પીટલના હાઉસ સરજ્યન, લંડનના મેડીકલ રેફરી વિગેરે ઓદ્ધાઓ ભોગવ્યા હતા. એ ઉપરાંત મુંબઇની યુનીવર્સીટીના ટયુબરક્યુલોસીસના નેવણ લેકચરર, મુંબઇની જી. ટી. હોસ્પીટલના ઓનરરી ફીઝીશ્યન, અને ફેલો ઓફ ધી રોયલ સોસાયટી ઓફ પબ્લીક હેલ્થના ફેલો છે. મુંબઇ યુનીવર્સીટીના પણ તેઓ એક ફેલો છે. સેન્ટ જ્યોરજીસ હોસ્પીટલના એવણ ઓનરરી ફીઝીશ્યન છે. હાલમાં તેઓ જી. ટી હોસ્પીટલના સુપરીન્ટેન્ડન્ટ અને ચીફ મેડીકલ ઓફીસર છે.

સરનામું:—એલીસ બીલ્ડીંગ, હોર્નબી રોડ, મુંબઇ.

**પરમાર, ડો૦ વી. એલ.**—ડા૦ પરમારે મુંબઇમાં કેળવણી લઇ ૧૯૧૯ના સાલમાં મેડીકલ ડીગ્રી મેળવી હતી. ૧૯૧૯-૨૦ના સાલ દરમ્યાન તેઓ મુંબઇની જે. જે. હોસ્પીટલના હાઉસ સરજ્યન હતા. ૧૯૨૪માં લંડનના ફેલો ઓફ સરજ્યન્સ તેમજ એસોસીએટ પ્રોફેસર ઓફ સરજ્યન્સ (લંડન)ની ડીગ્રીઓ મેળવી હતી ૧૯૨૬માં તેમણે મુંબઇની ગ્રાંટ મેડીકલ કોલેજના સરજ્યનના પ્રોફેસરનો તેમજ મુંબઇની સર જે. જે. હોસ્પીટલમાં ઓનરરી સરજ્યનનો ઓધ્ધો ભોગવ્યો હતો. બ્રીટીશ મેડીકલ એસોસીએશનની મુંબઇની શાખાના પ્રતિનિધિ તરીકે ડા૦ પરમારે એસોસીએશનની ઇંગ્લાંડમાં મળેલી અનેક કોનફરન્સોમાં હાજરી આપી છે. ડા૦ પરમારની ગ્રાન્ટ મેડીકલ કોલેજના સરજરીના પ્રોફેસર તરીકે તેમજ જે. જે. હોસ્પીટલના સીનીયર (ફર્સ્ટ) સરજ્યન તરીકે ડા૦ એસ. આર. મુલગાંવકરની જગ્યાએ ૧૯૪૧થી પાંચ વરસની મુદત માટે નેમણુંક થઇ છે. હિંદમાં "ઇલેકટ્રો સરજરી" દાખલ કરનાર એવણ પહેલાજ સરજ્યન છે.

સરનામું:—ગ્રાન્ટ મેડીકલ કોલેજ, મુંબઇ.

**ઝા, ગંગાનાથ,** એમ. એ., ડી. લીટ, એલ એલ. ડી., મહામહોપાધ્યાય—એમનો જન્મ ૧૮૭૧માં થયો હતો. તેમણે બનારસની કવીન્સ કોલેજમાં અભ્યાસ કર્યો હતો. ૧૮૯૪ થી ૧૯૦૨ સુધી દરભંગા રાજના લાઇબ્રેરીઅન હતા. એ પછી અલ્લાહબાદની મ્યુર કોલેજમાં સંસ્કૃતના પ્રોફેસર નીમાયા હતા. ૧૯૧૮માં બનારસની સંસ્કૃત કોલેજના પ્રીનસીપાલ બન્યા અને અલ્લાહબાદ યુનીવર્સીટીના વાઇસ-ચેન્સેલર તરીકે ત્રણ વાર ચુંટાયા હતા. વેદાંત, તત્વજ્ઞાન અને હિંદુ ધારા વિષે તેમણે કેટલાંક પુસ્તકો લખ્યાં છે.

સરનામું:—૧૧, જયોર્જ ટાઉન, અલ્લાહબાદ.

**મુન્શી, ઇશ્વરશરણ**, બી. એ. (અલ્લાહબાદ). એડવોકેટ અલ્લાહબાદ હાઇકોર્ટ—એમનો જન્મ ૧૮૭૪માં થયો હતો. એમણે યુકત પ્રાંતમાં ગોરખપુરની ચર્ચમીશન હાઇસ્કુલ અને જુબીલી હાઇસ્કુલમાં અને અલ્લાહબાદની મ્યુઇર સેન્ટ્રલ કોલેજમાં અભ્યાસ કર્યો હતો. તેઓ વડી ધારાસભાના સભ્ય હતા અને ૧૯૩૫માં અલ્લાહબાદ યુનીવર્સીટીની અને બનારસ હિંદુ યુનીવર્સીટીની કોર્ટના સભ્ય હતા. ૧૯૨૫–૨૯માં અલ્લાહબાદની કાયસ્થ પાઠશાળાના પ્રમુખ હતા, તે ઉપરાંત અલ્લાહબાદની કરોસ્થવેઇટ ગર્લ્સ કોલેજના સંયુકત મંત્રી, અલ્લાહબાદની મેકડોનલ્ડ હિંદુ બોર્ડીંગ હાઉસ, યુકત પ્રાંત ઇંડસ્ટ્રીઅલ કોન્ફરન્સ અને બીજી સામાજીક અને રાજદ્વારી કોન્ફરન્સોના માનદ મંત્રી હતા. ૧૯૧૦માં હિંદી રાષ્ટ્રીય કોંગ્રેસની સત્કાર સમિતિના માનદ મંત્રી નીમાયા હતા. અલ્લાહબાદ સ્વદેશી લીગના એકવાર પ્રમુખ હતા. અલ્લાહબાદની હરિજન પ્રવૃત્તિમાં પણ ભાગ લઇ રહયા છે. અત્યારે હરિજન સેવકસંઘના પ્રમુખ છે. ચારવાર યુરોપના પ્રવાસે ગયા હતા અને હિંદ વિષે લેખો લખ્યા હતા તથા ભાષણો આપ્યાં હતાં.

સરનામું:—૬, એડમન્સ્ટન રોડ, અલ્લાહબાદ.

**પટણી, મી૦ અનંતરાય પ્રભાશંકર**, એમ. એ. (કંનટબ)—તેઓ ભાવનગર સ્ટેટના દીવાન છે. મરહુમ સર પ્રભાશંકર દલપતરામ પટણીના તેઓ દીકરા થાય છે. તેમનો જન્મ ૧૮૮૮ના સાલમાં થયો હતો. તેમણે ઇંગ્લાંડ મધ્યે કેળવણી લીધી હતી. ૧૯૧૧માં ભાવનગર સ્ટેટની સરવીસમાં જોડાયા હતા જ્યાં કન્ટ્રોલર ઓફ સ્ટેટ એકાઉન્ટસ, હુઝુર સેક્રેટરી (૧૯૩૧), સ્ટેટ કાઉન્સીલના સભાસદ (૧૯૩૫) વીગેરે ઓધ્ધાઓ ભોગવી ૧૯૩૭ના સાલમાં એવણ દીવાન નીમાયા હતા. એમણે ગુજરાતીમાં કેટલાંક પુસ્તકો પણ લખ્યાં છે.

સરનામું:—અનંતવાડી, ભાવનગર.

**કાનીટકર, શ્રી. કેશવ રામચન્દ્ર**, એમ. એ., બી. એસ સી.—એમનો જન્મ ૧૮૭૬માં થયો હતો. એમણે વાઇ અને પુનાની ન્યુ ઇંગ્લીશ સ્કુલમાં અને ફરગ્યુસન કોલેજમાં અભ્યાસ કર્યો હતો. ડેકકન એજ્યુકેશન સોસાયટીના આજીવન સભ્ય તરીકે સેવા બજાવી છે અને ૧૯૩૦–૩૨માં એ સંસ્થાના ફીઝીકસના પ્રોફેસર નીમાયા હતા. ૧૯૦૫માં ન્યુ ઇંગ્લીશ સ્કુલના બોરડીંગ હાઉસનો અને ૧૯૦૬–૧૪માં ફરગ્યુશન કોલેજની હોસ્ટેલનો કારોબાર એમના હસ્તક હતો. એ ઉપરાંત ૧૯૧૪–૨૧માં નવીન મરાઠી શાળાનો વહીવટ પણ શ્રી૦ કાનીટકરે કર્યો હતો. છેલ્લા ૨૪ વર્ષ થયાં તેઓ મુંબઇ યુનીવરસીટીની સેનેટમાં છે, ૧૯૨૧–૨૯માં એની સીંડીકેટમાં નીમાયા હતા અને છ વર્ષ સુધી સ્કુલ લીવીંગ એકઝામીનેશન બોર્ડમાં નીમાયા હતા. છ વર્ષ થયાં પુના જીલ્લા સ્કુલ બોડના ચેરમેન છે, સાત વર્ષ થયાં પુના સીટી મ્યુનીસીપાલીટીમાં પુનાના પશ્ચીમ વીભાગના પ્રતિનિધી તરીકે ચુંટાય છે. ૧૯૨૦માં એમણે વિશ્વેશ્વરાયા ટેકનીકલ એજ્યુકેશન કમીટીમાં કામ કર્યું હતું. ૧૯૨૮માં સરકારે નીમેલી ફીઝીકલ ટ્રેનીંગ કમીટીના

મંત્રી નીમાયા હતા, ૧૯૨૧ થી ૧૯૨૯ સુધી પુનાની ફરગ્યુસન કોલેજના પ્રીન્સીપાલ હતા, મોર્ડન એજ્યુકેશન સોસાયટીના આજીવન સભ્ય, પુનાની નવરોજી વાડીયા કોલેજના ફીઝીકસના પ્રોફેસર, મુંબઇ યુનીવરસીટીના ૧૯૩૩-૩૪ માં સાયન્સની ફેકલ્ટીના ડીન અને ૧૯૩૮-૩૯ માં ટેકનોલોજીના ડીન બન્યા હતા.

સરનામું:—૧૨, ગણેશવાડી, પુના ૪.

**જોશી, શ્રી. નારાયણ મલ્હાર,** બી. એ., જે. પી.—એમનો જન્મ ૧૮૭૯ માં થયો હતો. એમણે પુનાની ન્યુ ઇંગ્લીશ સ્કુલ અને ડેકકન કોલેજમાં અભ્યાસ કર્યો હતો. એ પછી એમણે આઠ વર્ષ સુધી શીક્ષકનો વ્યવસાય ઉપાડયો હતો. ખાનગી અને સરકારી શાળાઓમાં શિક્ષક બન્યા હતા. ૧૯૦૯ માં શ્રી૦ જોશી સરવન્ટસ ઓફ ઇંડીઆ સોસાયટીમાં દાખલ થયા, ૧૯૧૧ થી બોમ્બે સોશીઅલ સરવીસ લીગના મંત્રી છે, ૧૯૧૭ થી ૧૯૨૯ સુધી બોમ્બે પ્રેસીડન્સી સોશીઅલ રીફોર્મ એસોસીએશનના મંત્રી હતા, ૧૯૧૯ થી ૧૯૨૯ સુધી વેસ્ટર્ન ઇંડીઆ નેશનલ લીબરલ એસોસીએશનના મંત્રી હતા, ૧૯૨૫-૨૯ માં ઓલ ઇંડીઆ ટ્રેડ યુનીઅન કોંગ્રેસના સામાન્ય મંત્રી હતા, ૧૯૨૨ થી ૧૯૩૩ સુધી તેઓ જીનીવાની ઇંટરનેશનલ લેબર ઓફીસ (આઇ. એલ. ઓ.)ની ગવરનીંગ બોડીના ડેપ્યુટી સભ્ય હતા. ૧૯૧૯ માં એમને કૈસરે હિંદનો ચાંદીનો ચંદ્રક મળ્યો હતો. શ્રી૦ જોશીએ મ્યુનીસીપાલીટી દ્વારા મુંબઇ શહેરની પણ સેવા બજાવી છે. ૧૯૨૧ માં હીંદની વડી ધારાસભાના સરકાર નીયુકત સભ્ય હતા અને ૧૯૨૪, ૧૯૨૭ અને ૧૯૩૪ માં મજુરોના પ્રતીનીધી તરીકે વડી ધારાસભામાં બીરાજ્યા હતા. હીંદના મજુર પ્રશ્નોની તપાસ કરવા નીમાયલા શાહી કમીશનમાં મજુરોના પ્રતિનિધિ તરીકે નીમાયા હતા. ૧૯૩૦, ૧૯૩૧ અને ૧૯૩૨ માં ગોળમેજી પરિષદમાં અને જોઇન્ટ પાર્લામેન્ટરી કમીટીમાં એક હીંદી પ્રતિનિધી તરીકે ભાગ લીધો હતો. ૧૯૨૪ અને ૧૯૩૭ માં આઇ. એલ. ઓ.ની ગવરનીંગ બોડીના સભ્ય ચુંટાયા હતા. ૧૯૪૧ માં સરવન્ટસ ઓફ ઇંડીઆ સોસાયટીમાંથી તેઓ છુટા થયા છે.

સરનામું:—સેંડહર્સ્ટ રોડ, મુંબઇ, ૪.

**કાલે, શ્રી. વામન ગોવિંદ,** ફરગ્યુસન કોલેજના નિવૃત્ત પ્રોફેસર—એમનો જન્મ ૧૮૭૬ માં થયો હતો. એમણે પુનાની ન્યુ ઇંગ્લીશ સ્કુલ અને ફરગ્યુસન કોલેજમાં અભ્યાસ કર્યો હતો. ૧૯૦૭ માં તેઓ પુનાની ડેકકન એજ્યુકેશન સોસાયટીનાં આજીવન સભ્ય તરીકે જોડાયા હતા. ૧૯૧૯ થી પાંચ વર્ષ સુધી મુંબઇ યુનીવર્સીટીના ફેલો હતા. ફરગ્યુસન કોલેજમાં ઇતિહાસ અને અર્થશાસ્ત્રના પ્રોફેસર છે. ૧૯૨૧-૨૩ માં કાન્ઉસીલ ઓફ સ્ટેટના સભ્ય અને ૧૯૨૩-૨૫ માં ઇંડીઅન ટેરીફ બોર્ડના સભ્ય હતા. ૧૯૨૫ થી ૧૯૨૮ સુધી ડેકકન એજ્યુકેશનલ સોસાયટીના મંત્રી હતા. પુનાની બેન્ક ઓફ મહારાષ્ટ્રના ચેરમેન છે. રાજકારણમાં વિનીત પક્ષના છે અને ઘણી સભાઓમાં ભાષણો કર્યાં છે અને અર્થશાસ્ત્ર, રાજકારણ અને સામાજીક સુધારણા અંગે અનેક લેખો અને પુસ્તકો લખ્યાં છે. મરાઠી સાપ્તાહીક "અર્થ"ના તંત્રી છે.

સરનામું:—પુના નં૦ ૪.

**દસ્તુર, ફ્રામરોઝ અરદેશર બોડ,** બી. એ. (ઓનર્સ)—દસ્તુરજી બોડનો જન્મ ૧૯૦૦ના સાલના મે માસમાં થયો હતો.



જે. એન. પીટીટ ઓર્ફનેજમાં કેળવણી લીધી હતી. મુંબઇના અનજુમનના આતશબહેરામમાં તેમણે મોબેદ તરીકે કામ કીધું હતું. ઇરાન્યન ભાષાઓ શીખાડતી સર જે. જે. મદરેસાનો એમ. એ. નો ડીપ્લોમાં ધરાવે છે, તેમજ એ મદરેસાના તેઓ એક ગોલ્ડ મેડલીસ્ટ છે. ૧૯૨૫ માં તેમણે બી. એ. ની પરિક્ષા પસાર કીધી હતી. અંધેરીની કામા અથોરનાન ઇનસ્ટીટયુટમાં પાંચ વરસ સુધી ધાર્મીક શિક્ષણ આપનારા શિક્ષક તરીકે તેમણે કામ કીધું હતું જે પછી દાદરની અથોરનાન મદરેસાના તેઓ પ્રીન્સીપાલ નીમાયા હતા. ૧૯૩૩ માં કવી ટાગોરના શાન્તીનીકેતનમાં તેઓ જોડાયા હતા કે જ્યાં એક વરસ સુધી રહયા હતા. યંગમેન્સ પારસી એસોસીએશન તેમજ યુનીવર્સીટી સ્ટુડન્ટસ પારસી યુનીયનના ચેરમેન હોવા ઉપરાંત તેઓ અનેક પારસી મંડળો સાથ સંબંધ ધરાવે છે. મુંબઇમાં ચર્ચગેટ ઉપર આવેલાં ફસલી આતશબહેરામના તેઓ દસ્તુરજી છે.

સરનામું:—યુસુફ બીલ્ડીંગ, ચર્ચગેટ, મુંબઇ.

**પ્રાંજપે, શ્રી. ગોપાળ રામચન્દ્ર,** એમ એસ સી, એ. આઇ. આઇ. એસ સી, આઇ. ઈ. એસ,) એફ. એન. આઇ., જે પી, મુંબઇની રોયલ ઇન્સ્ટીટયુટ ઓફ સાયન્સના પ્રીન્સીપાલ અને ફીઝીકસના પ્રોફેસર—એમનો જન્મ ૧૮૯૧ માં થયો હતો. શ્રીમતિ માલીની પ્રાંજપે સાથે તેમના લગ્ન થયાં છે. એમણે પુના, હેઇડલબર્ગ અને બર્લીન ખાતે કેળવણી લીધી હતી. ત્રણ વર્ષ સુધી બેંગ્લોર ખાતે મુંબઇ યુનીવર્સીટીના રીસર્ચ સ્કોલર હતા. એ પછી થોડા સમય સુધી બેંગ્લોરના ઇંડીઅન ઇનસ્ટીટયુટ ઓફ સાયન્સના ફીઝીકલ કેમીસ્ટ્રી વિભાગના મદદનીશ હતા. ૧૯૨૦ થી રોયલ ઇનસ્ટીટયુટ ઓફ સાયન્સમાં ફીઝીકસના પ્રોફેસર છે. બેંગ્લોરની ઇંડીઅન એકેડેમી ઓફ સાયન્સ અને કલકત્તાની નેશનલ ઇન્સ્ટીટયુટ ઓફ સાયન્સીસના ફેલો છે. તેમણે સાયન્સના સામયીકોમાં લેખો લખ્યા છે. મરાઠી માસીક 'સૃષ્ટીજ્ઞાન"ના સહતંત્રી છે.

સરનામું.—રોયલ ઇન્સ્ટીટયુટ ઓફ સાયન્સ, મેયો રોડ, મુંબઇ.

**લોટવાલા, શ્રી. રણછોડદાસ ભવાન—** પત્રકાર આલમમાં જાણીતા આ પત્ર માલેકનો જન્મ ૧૮૭૫માં લોહાણા કુટુંબમાં થયો હતો. નાનપણમાં તેઓ મુંબઇ આવ્યા હતા અને મુંબઇની કોલેજમાં અભ્યાસ કર્યા પછી ડીગ્રીના મોહમાં નહિ પડતાં અભ્યાસ છોડી દીધો હતો અને આટાના ધંધામાં પડયા હતા. ધંધામાં પડયા છતાં એમણે જગતના મુખ્ય પ્રશ્નોનો અભ્યાસ ચાલુ રાખ્યો હતો. શેઠ લોટવાળા મુકત અને સ્વતંત્ર વિચાર ધરાવતા હોવાથી તેમના સામાજીક, રાજકીય અને ધાર્મિક વિચારો ક્રાંતિકારી છે. તેમણે આર્ય સામાજીસ્ટો તરફથી થયેલા આંતરજ્ઞાતિય ભોજન સમારંભમાં ભાગ લીધો હતો અને ત્યારથી તેમની જ્ઞાતિએ તેમનો બહીષ્કાર કર્યો છે. પણ જ્ઞાતિના એ નિર્ણય છતાં તેઓ અડગજ રહયા હતા. પોતાના વિચારોને પ્રજામાં ફેલાવવા માટે તેમણે મીૃ નાનાભાઇ ચીંચગર પાસે "અખબારે સોદાગર" નામનું પત્ર અને પ્રેસ ખરીદી લીધા અને ૧૯૧૪માં શ્રી. રતનશાહના તંત્રીપદે મુંબઇનું હિંદુ માલેકીનું પહેલું ગુજરાતી દૈનિક પત્ર "હિંદુસ્તાન" અસ્તીત્વમાં આવ્યું. ત્યારથી તેઓ આર્ય સામાજીસ્ટ પ્રવૃત્તિમાં પણ સારો ભાગ લઇ રહયા હતા. "હિંદુસ્તાન" પત્ર ઉદ્દામ નીતિએ ચાલતું હતું. ગાંધીજી દક્ષિણ આફ્રિકાથી જયારે હિંદ આવ્યા ત્યારે બીજાઓની માફક શ્રી. લોટવાળા પણ તેમના તરફ આકર્ષાયા હતા અને સાબરમતી આશ્રમની સ્થાપના માટે રૂ. ૧૦૦૦નો ફાળો આપ્યો હતો. તેમજ ગાંધીજીના લડાયક કાર્યક્રમની પણ હિમાયત કરી હતી. પણ ગાંધીજીએ ધર્મને રાજકારણ સાથે ભેળી દઇ. ચરખો, ખાદી વિગેરેની હીમાયત કરી ઉદ્યોગવાદને વખોડી કાઢયો ત્યારથી તેઓ ગાંધી વિરોધી બન્યા છે અને તેમના પત્રોની પણ એવીજ નીતિ રહી હતી. તેમણે લીમીટેડ કંપની કરીને "હિંદુસ્તાન" ઉપરાંત "પ્રજામિત્ર કેસરી" સાપ્તાહીક, "નવયુગ" માસીક, "એડવોકેટ ઓફ ઇંડીઆ" અંગ્રેજી, "ચિત્રા" મરાઠી, અને "હિંદ પ્રજા" સાંજનું દૈનિક ચલાવ્યાં છે. શેઠ લોટવાળાને ત્યાં ઘણા મોટા પત્રકારોએ પત્રકારીત્વના ધંધાનું શિક્ષણ મેળવીને સ્વતંત્ર રીતે વર્તમાન પત્રો કાઢયા છે. તેમણે પોતાના સિધ્ધાંતોના પ્રચાર ખાતર મોટો ભોગ આપ્યો છે અને રાષ્ટ્રીય જીવનમાં સંગીન ફાળો આપ્યો છે. તેમણે વારંવાર વિલાયતનો પ્રવાસ કર્યો છે અને લંડનમાં ઓફીસ પણ ખોલેલી. તેમણે એક પુસ્તકાલય અને આર. એલ. હોસ્ટેલ પણ સ્થાપ્યા છે.

સરનામું:—આર્ય ભવન, સેંડહર્સ્ટ રોડ, મુંબઈ. ઓફીસ: દલાલ સ્ટ્રીટ, કોટ, મુંબઇ.

**લોટવાળા, કુમારી બચુબ્હેન રણછોડદાસ—**બચુબ્હેનનો જન્મ ૧૯૦૦માં મુંબઇમાં થયો હતો. "હિંદુસ્તાન" ના માલેક શ્રી. રણછોડદાસના એ પુત્રી થાય. તેમણે સેંટ ઝેવીઅસ કોલેજમાં અભ્યાસ કર્યો હતો. શ્રીમતિ બચુબ્હેન મુંબઇ કોરપોરેશનના પહેલા સ્ત્રી કોરપોરેટર છે. ૧૯૨૩માં પહેલી વાર ચુંટાયાં હતાં અને સતત નવ વર્ષ સુધી ચુંટાતાં રહયાં હતાં. ૧૯૩૦

માં "હિંદુસ્તાન"ના તંત્રીનું સુકાન સંભાળ્યું હતું અને એ પદે બે વર્ષ ચાલુ રહયાં હતાં. "નવયુગ" માસીકના નારી વિભાગમાં તેમણે કામ કર્યું હતું. અત્યારે ભગિની સમાજની તેમજ અન્ય સ્ત્રી પ્રવૃત્તિઓમાં ભાગ લે છે. બચુ-બ્હેન ભગિની સમાજ પત્રિકાના સહ-તંત્રી પણ છે.

**નાયક,** સરદાર રા૦ બ૦ ભીમભાઇ રણછોડજી—એમનો જન્મ ૧૮૭૯ માં થયો હતો. ૧૮૯૬માં તેઓ સાઉથ રોહડેસીઆના સાલ્સબરી ખાતે ધંધા અર્થે ગયા હતા. ત્યાંની ભીમજી આર. નાયકની પેઢીના માલેક હતા. ૧૯૧૨ માં ત્યાંથી પાછા ફર્યા પછી જાહેર જીવનમાં પડયા હતા. ૧૯૨૫થી ૧૯૩૮ સુધી સુરતની જીલ્લા લોકલ બોર્ડના પ્રમુખ હતા, ૧૯૨૯ થી ૧૯૩૯ સુરતના જીલ્લા સ્કુલ બોર્ડના ચેરમેન હતા અને ૧૯૨૭થી ૧૯૩૭ સુધી મુંબઇની જુની ધારાસભાના સભ્ય હતા. તેઓ મુંબઇની ઇસ્ટ ઇન્ડીઆ કોટન એસોસીએશનના ડીરેકટર છે. ૧૯૨૩ થી ઇન્ડીઅન સેન્ટ્રલ કોટન કમીટીના સભ્ય છે. ઉપરાંત મુંબઇની એગ્રીકલ્ચરલ રીસર્ચ કમીટી અને ન્યુ દીલ્હીની એગ્રીકલ્ચરલ રીસર્ચની ઇમ્પીરીયલ કાઉનસીલની સલાહ-કારી બોર્ડના સભ્ય છે. જાપાન સાથે વ્યાપારી કરારની વાટાઘાટ માટે નીમાયલા હીંદી પ્રતિનીધી મંડળના ત્રણ વાર બીન સરકારી સલાહકાર નીમાયા હતા. મુંબઇના સર સાસુન ડેવીડ ટ્રસ્ટ ફંડના ટ્રસ્ટી છે. મુંબઇ સરકારની "ડીલીમીટેશન" કમીટીના સભ્ય હતા. શાહી ખેતીવાડી કમીશન સમક્ષ એમણે જુબાની આપી હતી. તેઓ બીજી અનેક જાહેર અને ખાનગી સંસ્થાઓ સાથે સંબંધ ધરાવે છે. ૧૯૨૩ માં રાવબહાદુર થયા હતા અને ૧૯૩૨ માં એમને ગુજરાતના બીજા વર્ગના સરદાર તરીકે માન્ય રાખ્યા હતા. તેઓ સુરત જીલ્લાના ઇનામદાર છે.

સરનામું:—સગરામપુરા, સુરત.

**નટરાજન, શ્રી. કામાક્ષી,** બી. એ., "ઇંડીઅન સોશીયલ રીફોર્મર" મુંબઇના તંત્રી—એમનો જન્મ ૧૮૬૮ માં થયો હતો. કુંભકોનમની સરકારી કોલેજમાં એમણે વિદ્યાભ્યાસ કર્યો હતો. મુંબઇમાં પ્રગટ થતાં "ઇંડીઅન ડેલી મેલ"ના થોડો વખત સુધી તંત્રી નીમાયા હતા. ૧૯૧૧ માં મળેલી મદ્રાસ પ્રાંત સોશીયલ કોન્ફરન્સના પ્રમુખ ચુંટાયા હતા. ૧૯૧૮ માં મુંબઇ પ્રાંત સોશ્યલ કોન્ફ-રન્સ, ૧૯૨૧ માં માઇસોર સીવીક એન્ડ સોશ્યલ પ્રોગ્રેસ કોન્ફરન્સ અને ૧૯૨૧ માં અમદાવાદ ખાતે મળેલી નેશનલ સોશ્યલ કોન્ફરન્સના પ્રમુખ ચુંટાયા હતા. ૧૯૩૮ માં ચીકાગો યુનીવર્સીટીના હસકેલ ભાષણમાળાના ભાષણ કર્તા હતા, ૧૯૩૭ માં અનામલાઇ યુનીવર્સી-ટીના પદવીદાન સમારંભ વખતે ભાષણ આપેલું, તેમણે મીસ કેથેરાઇન મેયોના "મધર ઇંડીઆ" પુસ્તકનો જવાબ આપ્યો છે, અને "અવર ટ્રીપ ટુ અમે-રીકા" નામનું પુસ્તક પ્રગટ કર્યું છે.

સરનામું:— "કામાક્ષી હાઉસ,"
વાંદરા, મુંબઇ.

**રહીમતુલ્લા, શ્રી. ફાઝલ ઇબ્રાહીમ,** સી. આઇ. ઇ, બી. એ., જે. પી., ઓનરરી મેજીસ્ટ્રેટ, ઇંડીઅન ટેરીફ બોર્ડના સભ્ય, વેપારી—એમનો જન્મ ૧૮૯૫ માં થયો હતો. તેમણે અલીમહમદ ફાઝલભાઇની પુત્રી જૈનાબાઇ સાથે લગ્ન કર્યાં છે. તેમણે ઝેવીઅર્સ સ્કુલ અને કોલેજમાં અભ્યાસ કર્યો છે અને પુનામાં બીજી એલ એલ. બી. સુધી અભ્યાસ કર્યો હતો. ઘણાં



વર્ષો સુધી તેઓ મુંબઇ કોરપોરેશનના સભ્ય હતા. ૧૯૨૧ અને ૧૯૩૦ માં મુંબઈ પોર્ટ ટ્રસ્ટના ટ્રસ્ટી બન્યા હતા, ૧૯૨૨ માં ડેવેલપમેન્ટ ડીપાર્ટમેન્ટની સલાહકારી સમિતિના સભ્ય હતા, ૧૯૨૯ માં દારૂની દુકાનો સંબંધી મુંબઇની સરકારને સલાહ આપવા નીમાયલી કમીટીના સભ્ય નીમાયા હતા. હિંદી સરકારની ત્રણ અને ૩॥ ટકાની લોનો માટે "સીંકીંગ ફંડ" ઉભુ કરવા માટે નીમાયલી ગવર્નમેન્ટ સીક્યુરીટીઝ કમીટીમાં નીમાયા હતા. ૧૯૨૧ અને ૧૯૩૦ માં દેશી વેપારી ચેમ્બરની કમીટીમાં હતા. ઉપરાંત અનેક સંસ્થાઓ સાથે તેમને સંબંધ છે. ઓલ ઇંડીઆ મુસ્લીમ કોન્ફરન્સ, ઓલ–ઇંડીઆ માઇનોરીટીઝ કોન્ફરન્સ, મુંબઇ પ્રાંત ઉર્દુ શિક્ષક પરિષદ વગેરેમાં પણ તેમણે આગેવાની ભર્યો ભાગ લીધો છે. તાતા કંપની, બોમ્બે ઇલેકટ્રીક એન્ડ ટ્રામ્વે કંપની વીગેરે લીમીટેડ કંપનીઓના ડીરેકટર છે. સેન્ટ્રલ બ્રોડકાસ્ટીંગ એડવાઇઝરી કાઉન્સીલના સભ્ય છે. ૧૯૨૫–૩૦ માં હિંદની વડી ધારાસભાના સભ્ય હતા. ૧૯૩૦ માં તેમને ટેરીફ બોર્ડમાં નીમવામાં આવ્યા હતા અને ૧૯૩૫ માં તેના પ્રમુખ થયા હતા. ૧૯૩૭ માં મુંબઇની વડી ધારાસભાના સભ્ય ચુંટાયા હતા. તેમાંથી તેમણે ટેરીફ બોર્ડમાં જોડાવાનું આમંત્રણ આવતાં રાજીનામું આપી દીધું હતું. અમદાવાદ એડવાન્સ મીલ અને તાતાપાવર કંપનીના ડીરેકટર છે અને ઇસ્માઇલીઆ કો–ઓપરેટીવ બેન્ક લી૦ના પ્રમુખ છે.

સરનામું:—ઇસ્માઇલ બીલ્ડીંગ, હોર્નબી રોડ, મુંબઇ.

**મનોહરલાલ શ્રી. એમ. એ.,** બી. એ. કેમ્બ્રીજ, ફીલોસોફી અને અર્થશાસ્ત્ર, બાર–એટ–લૉ., ૧૯૩૭થી પંજાબ સરકારના નાણાં ખાતાંના મંત્રી—એમનો જન્મ ૧૮૭૯ માં થયો હતો. તેમણે પંજાબ યુનીવર્સીટી અને સેન્ટ જોન્સ કોલેજ, કેમ્બ્રીજમાં અભ્યાસ કરેલો. સંસ્કૃતના સ્કોલર છે. ૧૯૦૬ થી ૧૯૦૯ સુધી તેઓ કપુરથલાની રણધીર કોલેજના પ્રીન્સીપાલ નીમાયા હતા. ૧૯૦૯ થી ૧૯૧૨ સુધી કલકત્તા યુનીવર્સીટીના અર્થશાસ્ત્રના મીટો પ્રોફેસર હતા. લાહોર હાઇકોર્ટના એડવોકેટ હતા. ૧૯૧૫ થી પંજાબ યુનીવર્સીટીના ફેલો અને સીંડીકેટના સભ્ય હતા. ૧૯૨૭–૩૦ માં પંજાબ સરકારના કેળવણી ખાતાંના પ્રધાન થયેલા. ૧૯૩૫ માં મળેલી ઓલ ઇંડીઆ ઇકોનોમીક કોન્ફરન્સ (ઢાકા) ના પ્રમુખ હતા. ૧૯૩૭ થી પંજાબના નાણાં ખાતાંના પ્રધાન છે. તેમણે અર્થશાસ્ત્ર પર લેખો લખ્યા છે.

સરનામું:—૭, કલબ રોડ, લાહોર.

**નગરી, શ્રી. પોપટલાલ હરીલાલ—** શેઠ પોપટલાલનો જન્મ અમદાવાદમાં



થયો હતો. ૧૯૧૨ માં એમણે ધંધામાં પ્રવેશ કર્યો ત્યારથી સતત પરિશ્રમ અને બુદ્ધિબળથી આગળ આવતા ગયા. ૧૯૦૫ માં શરૂ થયેલી ધી નેશનલ મીલ્સ કું. લીoનું સુકાન એમના હાથમાં આવતાં એ મીલનો વીકાસ થવા માંડયો હતો. એ મીલના શેઠ પોપટલાલ મેનેજીંગ એજન્ટ છે. અમદાવાદ મીલ માલેક મંડળના માનદ સંયુકત મંત્રી પણ નીમાયા હતા. અમદાવાદ મ્યુનીસીપાલીટીના સભ્ય તરીકે પણ એમણે શહેરની સેવા બજાવી છે. વ્યાપાર ઉદયોગોનાં હીંદી મંડળોનાં ફેડરેશનના સભાસદ તરીકે તે ચુંટાયા હતા. મુંબઇમાં સને ૧૯૩૩ માં ભરાયલી લોકલ બોર્ડની પ્રાંતિક કોનફરન્સમાં તેઓ સભ્ય હતા. સેન્ટ્રલ બોર્ડ ઓફ ક્રિકેટ, ગુજરાત ક્રિકેટ એસોસીએશન ઉપરાંત કેળવણી અને વ્યાયામ વિષયક અને ધાર્મિક સંસ્થાઓ સાથે સંબંધ ધરાવે છે. ૧૯૩૨ માં ભરાયેલા અખિલ હિંદ સ્વદેશી પ્રદર્શનના તેઓ પ્રમુખસ્થાને હતા. ચાલુ વર્ષના એપ્રીલ માસમાં ઇન્ડીઅન ઇન્ડસ્ટ્રીઝ ફેર તરફથી અમદાવાદમાં ભરાયલાં છઠ્ઠાં સ્વદેશી પ્રદર્શનની સલાહકારી બોર્ડ ઉપર તેઓ હતા. ૧૯૨૭ના ગુજરાતના મહાજળપ્રલય તેમજ બીહાર ધરતીકંપ વખતે મોટી રકમની મદદ કરેલી. એ ઉપરાંત કિસાન, મજદુર, અનાથ કે અબલાશ્રમો, વ્યાયામ મંદીરો, સીલ્વર જ્યુબીલી ફંડ, યુદ્ધ ફંડ, ક્ષય નિવારણ ફંડ, યંગ ફોકસ બ્રધરહુડ, બનારસ હિંદુ યુનીવરસીટી વિ. જુદી જુદી સંસ્થાઓને કરેલી મદદ એમના ઉદાર સ્વભાવની પ્રતિતી કરાવે છે. એમના સ્વતંત્ર અને ન્યાયપ્રિય સ્વભાવને લીધે એમને વારંવાર લવાદ તરીકે નીમવામાં આવે છે. ઔદયોગીક ક્ષેત્રમાં પણ શેઠ પોપટલાલે અનેક નવીન દીશાઓ હાથ ધરી તે દીશામાં પણ બુધ્ધિને વાળી છે. અમદાવાદ શહેરમાં એક અગ્રગણ્ય ઉદયોગપતિ તેમજ કાર્યદક્ષ વ્યકતી તરીકે એમનું નામ જાણીતું છે.

શ્રી૦ બંસીધરભાઇ તેમના વડીલ પુત્ર છે અને યુવાવસ્થામાંજ પિતાશ્રીની છાયા નીચે ધી નેશનલ મીલ્સ કું૦ લી૦ નો વહીવટ સંભાળવાની તેમને તક મળી છે. શ્રી૦ બંસીધરભાઇ ક્રીકેટના જાણીતા ખેલાડી છે અને રમતગમતના શોખીન છે. મીલમાં તેમણે ઔદયોગીક અને



ટેકનીકલ ટ્રેઇનીંગ લીધી છે અને મીલના વહિવટની સંગીન તાલીમ લઇ રહયા છે. નેશનલ મીલ્સ કું. લી૦ના તે ડીરેકટર છે.

સરનામું:—પ્રિતમ નગર, ૪૫ એ.
એલીસબ્રીજ, અમદાવાદ.

**જોશી, સર મોરોપંત વિશ્વનાથ,** કે. સી. આઇ. ઇ., બી. એ., એલ એલ. બી.—એમનો જન્મ ૧૮૬૧ માં થયો હતો. એમણે પુનાની ડેકકન કોલેજ અને મુંબઇની એલ્ફીન્સ્ટન કોલેજમાં અભ્યાસ કર્યો હતો. ૧૮૮૪ થી ૧૯૨૦ સુધી એમણે વરાડ (બીરાર)ના જ્યુડીશીઅલ કમીશનરની કોર્ટમાં એડવોકેટ તરીકે પ્રેકટીસ કરી હતી. ૧૯૨૦–૨૫ માં તેમની મધ્યપ્રાંતની સરકારના ગૃહ-મંત્રી તરીકે નીમણુંક થઇ હતી. ૧૯૨૫ માં ઓલ ઇન્ડીઆ લીબરલ ફેડરેશનના તેઓ પ્રમુખ ચુંટાયા હતા. ૧૯૨૮–૨૯ માં "એજ ઓફ કનસેન્ટ કમીટી" (સંમતિવય કમીટી)ના ચેરમેન નીમાયા હતા. અત્યારે નાગપુર હાઇકોર્ટના એડવોકેટ છે.

સરનામું:—નાગપુર, સી. પી.

**હકીમ, ડૉ૦ રૂસ્તમજી એદલજી,** પ્રાણાચાર્યા, એફ. પી. એ. સી.—એવણનો જન્મ ૧૮૬૧ ના સાલમાં થયો હતો. મુંબઇના તેઓ એક આગેવાન પારસી યુનાની ફીઝીશ્યન છે. તેઓ એકલાજ હીંદી અને પારસી યુનાની ફીઝીશ્યન છે કે જેઓને સારવાર અર્થે કોન્ટીનન્ટ ઉપર બોલાવવામાં આવ્યા હતા. એક યુનાની ફીઝીશ્યન તરીકે ૫૦ વરસો થયાં પ્રેકટીસ કરતાં ડૉ૦ હકીમ જાણીતા થયા છે. મહારાજા સીંધ્યા જ્યારે ૧૯૨૫ માં પારીસ ખાતે ગયા હતા ત્યારે તેઓની બીમારી જ્યારે યુરોપના આગેવાન તબીબોના હાથે પણ સાજી થઇ શકી નહી ત્યારે એવણને હીંદથી બોલાવી મંગાવવામાં આવ્યા હતા.

સરનામું:—૬૧૮, ગઝદર હાઉસ, ધોબી-તલાવ, મુંબઇ ૨.

**હકીમ, ડૉ૦ દારાં રૂસ્તમજી,** બી. એસ સી., એમ. બી. બી. એસ., એફ. આર. એમ. એસ. (લંડન), વીગેરે—તેઓનો જન્મ ૧૯૦૪માં થયો હતો. મુંબઇના તેઓ એક જાણીતા તબીબ અને પારસી યુનાની ફીઝીશ્યન ડા૦ રૂસ્તમજી હકીમના બેટા છે મરહુમ શહેનશાહ બાનુ રાણીમાતા વીકટોરીયાના માજી તબીબી સલાહકાર ડૉ૦ જે. બીસ્કો તરફથી ૧૯૩૫ માં એવણને ન્યુ કાસલ-ઓન-ટાઇન મધે આવવાનું આમંત્રણ મળ્યું હતું. "તબીબી ધંધાના આદર્શો"વાલો ૧૯૩૬ માં તેમણે આપેલો રેડીયો બ્રોડકાસ્ટ ઘણો વખણાયો હતો. મુંબઇની પારસી પંચાયત રીલીફ કમીટીના તબીબી સલાહકાર તરીકે તેઓ કીંમતી સેવાઓ બજાવી રહયા છે. સેન્ટ જોન એમ્બ્યુલન્સ બ્રીગેડના જ્યુઇશ ડીવીઝનના તેવણ એક 'લેકચરર' પણ છે.

સરનામું:—૬૧૮, ગઝદર હાઉસ, ધોબી-તલાવ મુંબઇ ૨.

**મંડલીક, સર નારાયણ વિશ્વનાથ,** બી. એ. એલ એલ. બી., જે. પી—રા. સા. વી. એન. મંડલીકના દત્તક પુત્ર, એડવોકેટ, ઇનામદાર અને ખોત—એમણે મુંબઇની એલ્ફીન્સ્ટન કોલેજમાં અભ્યાસ કર્યો હતો. ૧૯૦૪ થી ૧૯૨૬ સુધી તેઓ મુંબઇ મ્યુનીસીપાલીટીના સભ્ય હતા અને મ્યુ૦ કમીટીઓના ચેરમેન હતા. એ ઉપરાંત શહેરની અનેક જાહેર ઉપયોગી સંસ્થાઓ સાથે તેમને સંબંધ છે. મુંબઇમાં ૧૮૯૮–૯૯ માં ફાટી નીકળેલા પ્લેગ વખતે તેમણે બજાવેલી સેવા માટે સરકારે ખાસ આભાર માન્યો હતો. તેમણે ગત

ગહાયુધ્ધ વખતે સરકારને સારી સ્હાય કરી હતી. તેમણે પોતાના પિતાના નામે ફરગ્યુસન કોલેજને એક કીંમતી પુસ્તકાલયની ભેટ આપી છે.

સરનામું:—"હરમીટેજ", પેડર રોડ, મુંબઇ.

**પેમાસ્તર, મી૦ રૂસ્તમ બરજોરજી,** બી. એ., એલ એલ. બી.—એમનો જન્મ ૧૮૭૦ ના સાલમાં થયો હતો. મુંબઈની એલફીન્સ્ટન કોલેજમાં એમણે કેળવણી લીધી હતી. એલફીન્સ્ટન કોલેજ યુનીઅનના તેઓ સ્થાપક હતા. ૧૮૯૩ માં એમણે એલ એલ. બી.ની પરીક્ષા પસાર કરી હતી જે પછી મુંબઇની હાઈકોર્ટના પ્લીડર તરીકે "એનરોલ" થયા હતા. એવણની પ્રેકટીસ બહોળી છે. ખાસ કરીને એવણની પારસી ચીફ મેત્રીમોનીયલ કોર્ટ મધેની પ્રેકટીસ ઘણી વીશાળ છે. ખાસ કરીને છુટાછેડાને લગતું કાયદાને લગતું એમનું જ્ઞાન ઘણું બહોળું હોવાથી ખુદ સોલીસીટરો એવણની સલાહ લે છે. સુમારે ચાર દાયકાથી વધુ મુદત થયાં તેઓ પોતાની કોમના ધાર્મીક, સામાજીક, કેળવણી, આર્થીક વીગેરે સવાલોમાં ઉલટમંદ ભાગ લઇ સેવા બજાવી રહયા છે. તેઓ એક અચ્છા જરનાલીસ્ટ પણ છે અને છાપાઓમાં વારંવાર લખાણો કરતા રહે છે. ખાસ કરીને 'પારસી પ્રકાશ' મારફતે એવણ તરફથી કોમની બજાવવામાં આવતી સેવા તેઓની બધી સેવાઓમાં શ્રેષ્ટ છે. તેઓ ફારસીના એક સ્કોલર પણ છે. ઘરભાડાંને લગતા કાયદાની ચર્ચા વેળાએ ઘર ભાડુતો તરફથી એમણે જબરી ઝુંબેશ ચલાવી હતી એમણે સંખ્યાબંધ પુસ્તકો અને પેમ્ફલેટો લખ્યાં છે.

સરનામું:—પારસી કોલોની, દાદર, મુબઇ.

**પીટીટ, શ્રી. જહાંગીર,** વેપારી, માજી મીલ માલેક, પીટીટ ગરૂપની મીલોના માજી એજન્ટ—એમનો જન્મ ૧૮૭૯ માં થયો હતો. એમણે સેંટ ઝેવીઅર્સ કોલેજમાં અભ્યાસ કર્યો છે. (૧૯૦૪–૧૫) માં ઓનરરી પ્રેસીડન્સી મેજીસ્ટ્રેટ હતા, ૧૯૩૧–૩૪ માં મુંબઇની જુની ધારાસભામાં સભ્ય હતા. ૧૯૧૧–૩૦ માં મુંબઇ મ્યુનીસીપલ કોરપોરેશનના સભ્ય ચુંટાયા હતા. ઉપરાંત શહેર સુધારા ટ્રસ્ટ બોર્ડ, બોંબે ડેવેલપમેન્ટ બોર્ડ, વી. જે. ટેકનીકલ ઇન્સ્ટીટયુટ બોર્ડ, ઇંડીજીનીઅસ ઇન્ડસ્ટ્રીઝ કમીટી, બોંબે પ્રેસીડન્સી ઇન્ડસ્ટ્રીઝ કમીટી, ઇન્ડસ્ટ્રીઅલ ડીસ્પ્યુટઝ કમીટી, એકસાઇઝ કમીટી, યુનીવરસીટી રીફોર્મ કમીટી અને બોંબે પ્રોવીન્શઅલ ફ્રેન્ચાઇઝ કમીટીના સભ્ય હતા તેમજ પીટીટ ધર્માદા ટ્રસ્ટો અને અન્ય સંસ્થાઓની વ્યવસ્થાપક કમીટીઓના સભ્ય છે. ૧૯૨૮–૩૪ માં મુંબઇની પારસી પંચાયતના ટ્રસ્ટી હતા. ૧૯૦૦–૨૦ માં પારસી ચીફ મેત્રીમોનીઅલ કોર્ટના ડેલીગેટ હતા ૧૯૧૯–૨૦ માં મુંબઇની દેશી વેપારી ચેમ્બરના પ્રમુખ હતા અને મુંબઇની મીલ માલેકોની મંડળીના ૧૯૧૫–૧૬ અને ૧૯૨૮–૨૯ માં બે વાર પ્રમુખ ચુંટાયા હતા.

સરનામું:—પીટીટ બીલ્ડીંગ, હોર્નબી રોડ, કોટ, મુંબઇ.

**દસ્તુર, નોશેરવાન કેકોબાદ, ખાન-બહાદુર સરદાર,**—મરહુમ શમ-શુલ-ઓલમા સરદાર કેકોબાદ આદરબાદના દસ્તુરજી નોશેરવાન બેટા થાય છે. તેઓનો જન્મ ૧૮૮૪ના સાલમાં થયો હતો. એવણે



સેન્ટ ઝેવ્યર્સ કોલેજમાં કેળવણી લીધી હતી. તેઓ અવસ્તા, પહેલવી અને ફારસી ભાષાના જાણીતા સ્કોલર છે. ૧૯૧૩ થી ૧૯૨૬ના સાલ સુધી મધ્ય હીંદમાં વસ્તા પારસીઓના તેઓ વડા ધર્મગુરૂ હતા. પોતાના પીતાના મરણ પછીથી તેમણે પુનામાં આવીને વસવાટ કીધો હતો, જે પછીથી તેઓ દખ્ખણ, મદ્રાસ, માલવા, મધ્ય હિંદ અને જોડયા પ્રાંતોમાં વસ્તા પારસીઓના તેઓ વડા દસ્તુરજી છે. છેલ્લા મહાન યુધ્ધ દરમ્યાન તેમણે બજાવેલી સેવાઓ બદલ તેઓની ઉપર ફર્સ્ટ કલાસ સરદાર તરીકેની અને તે પછી ખાનસાહેબ અને ખાનબહાદુરના ખેતાબોની નવાજેશ થઇ હતી. સરદાર નોશેરવાન ગર્લ્ઝ હાઇસ્કુલ અને સરદાર દસ્તુર હોશંગ બોયઝ સ્કુલ કે જેની સાથ તેવણ જોડાયલા છે તેમાં તેઓ ઘણો આગેવાન ભાગ લે છે. ૧૯૩૫ના સાલમાં ના૦ શહેનશાહની સીલવર જુબીલીની ઉજવણીના પ્રસંગે તેવણે ઇંગ્લાંડની મુલાકાત લીધી હતી. ૧૯૩૪ના સાલમાં ઇરાનના નામવર શાહ તરફથી તેવણને ઇરાન આવવાનું આમંત્રણ થયું હતું. તેમણે કેટલાંક કીંમતી પુસ્તકો પણ લખ્યાં છે.

સરનામું:—દસ્તુર હોલ, નાના પેઠ, પુના સીટી.

**ગારદા, સરદાર ફ્રામરોજ બરજોરજી** (નવસારીવાલા)—એમનો જન્મ ૧૮૭૮ના સાલમાં થયો હતો. નવસારી તેમજ મુંબઇ મધે એમણે કેળવણી લીધી હતી. નોરધર્ન ડીવીઝનના કમીશનરની ઓફીસમાં રહી એમણે મામલતદાર, ડેપ્યુટી પોલીટીકલ એજન્ટ, ધરમપુર સ્ટેટના દીવાન, પાલનપુરના સેશન્સ જજ વીગેરે ઓહ્દાઓ ભોગવ્યા હતા. ૧૯૨૪માં બ્રીટીશ સરવીસમાંથી રીટાયર્ડ થયા હતા. ૧૯૨૧માં તેઓને ગુજરાતના સરદાર બનાવવામાં આવ્યા હતા. એ ઉપરાંત એમણે બીજા જુદાં જુદાં અનેક સ્ટેટોમાં દીવાન અને એડમીનીસ્ટ્રેટર તરીકેના ઓહ્દાઓ ભોગવ્યા હતા. એવણ ઉપર જુબીલી અને કોરોનેશનના મેડલોની પણ નવાજેશ થઇ હતી. ગુજરાતમાં ચાલેલી અસહકારની ચળવળ વખતે એમણે સરકારને મદદ કીધી હતી.

સરનામું:—નવસારી.

**તારાપોરવાલા, મી૦ વીકાજી અરદેશર,** એફ. આર. આઇ. બી. એ., એફ. આઇ. એ. એ.—એવણુનો જન્મ સુરત મધ્યે થયો હતો. મેત્રીકની પરીક્ષા પસાર કીધા પછી તેઓ મુંબઇની સેન્ટ ઝેવીઅર્સ કૉલેજમાં જોડાયા હતા. પણ આરકીટેકચર તરફ તેઓની કુદરતી વલણુ હોવાથી તેઓ પોતાના પીતા જેઓ એક જાણીતા બીલ્ડીંગ કોંત્રેકટર હતા, તેઓની પેઢીમાં જોડાયા હતા. તે પછી એમણે તુરતજ આરકીટેકચરલ કોર્સ લીધો હતો. ખંબાલાહીલ ઉપર આવેલી ફરામજી દીનશા પીટીટ પારસી સેનેટોરીઅમ અને મલબારહાલ ઉપર આવેલા પીટીટ હોલ તેમજ બીજા બાંધકામોમાં ખાસ કરીને ખંબાલાહીલ ઉપરની ધી બમનજી દીનશા પીટીટ પારસી હોસ્પીટલનું આલીશાન ભવ્ય મકાન તેઓના આરકીટેકચર અને નમુનેદાર ડીઝાઇનનો યાદગાર નમુનોજ છે. ૧૯૦૧ માં તેઓ સોસાયટી ઑફ આર્ટસના એક સભ્ય તરીકે અને લંડનની સોસાયટી ઑફ સાયન્સના ફેલો તરીકે તેમજ ૧૯૦૪ના સાલમાં લંડનની સોસાયટી ઑફ આરકીટેકટસના એક મેમ્બર અને પાછળથી ૧૯૨૫ ના સાલમાં એક ફેલો બન્યા હતા. એજ સાલમાં લંડનની રોયલ ઇનસ્ટીટયુટ ઑફ બ્રીટીશ આરકીટેકટસના એઓ ફેલો બન્યા હતા. ઇન્ડીઅન ઇનસ્ટીટયુટ ઑફ આરકીટેકટસ કે જેના પહેલાં તેઓ એક "ફેલો" હતા, તેના ૧૯૩૧ માં એવણુ પહેલા ચુંટી કઢાયલા ઉપ-પ્રમુખ હતા. ૧૯૧૧ ના સાલથી એવણુ પારસી ચીફ મેત્રીમોનીઅલ કોર્ટના ડેલીગેટ છે. એવણુ એક ઉલટમંદ ફ્રીમેશન પણુ છે તેમજ કેટલીક મેશોનીક લૉડજેના સ્થાપકોમાંના એવણુ એક છે.

સરનામું:—૬૨૧, પારસી કૉલોની,
દાદર, મુંબઇ.

**મહેતા, મી૦ જમશેદજી નશરવાનજી,** તેમનો જન્મ ૧૮૮૬ ના સાલમાં થયો હતો. તેમણે દશથી બાર વરસ સુધી કરાંચી મ્યુનીસીપલ કૉરપોરેશનના મેયર-પદનું માન મેળવ્યું હતું. તેઓ શુધ્ધ સ્વદેશીના ઉપાસક છે. તેઓ લોકસેવા માટે કોઇબી ભોગ આપતાં અચકાયા નથી. જીવ માત્રની સેવા એ તેઓના જીવનનો ગોયા મુદ્રાલેખ બની રહયો છે. તેમણે કરાંચીના મેયરનો માનવંત ઓધ્ધો ભોગવવા ઉપરાંત ધારાસભાના સભ્ય તથા જીવદયા મંડળીના પ્રમુખનો ઓધ્ધો પણુ ભોગવ્યો છે.

સરનામું:—કરાંચી.

**મલીક, રાયબહાદુર પ્રમથનાથ,** ભારત–બાની–ભુષણુ, એમ. આર. એ. એસ, એફ. આર. એસ. એ.—એમનો જન્મ ૧૮૭૬ માં થયો હતો. તેમણે હિંદુ સ્કુલ, સેન્ટ ઝેવીઅર્સ કૉલેજ અને ઘેર કેળવણી પ્રાપ્ત કરી હતી. ૧૯૧૧ માં તેમણે કલકત્તા કૉરપોરેશનમાં સેવા અર્પણુ કરી હતી. ૧૯૨૩ માં કલકત્તા કૉરપોરેશનના કમીશનર નીમાયા હતા. ૧૯૨૩ માં કલકત્તા પ્રદર્શનની કમીટીના સભ્ય હતા. કલકત્તા મકાન માલેક મંડળના માનદ મંત્રી, મરકન્ટાઇલ બેન્ક ઑફ ઇંડીઆ, ઇંડીઆ જ્યુટ કંપની, ઇંડીઆ રબર મેન્યુફેકચર્સ વિગેરેના ડીરેકટર છે અને રીઝર્વ બેન્કની કલકત્તાની સ્થાનિક બોર્ડના ૧૯૩૫–૩૬ માં સભ્ય હતા. એમણે "મહાભારત", "બંગાળના વૈશ્યોનો ઇતિહાસ," કલકત્તાનો ઇતિહાસ વિગેરે પુસ્તકો પ્રગટ કર્યાં છે.

સરનામું:—૧૨૯, કૉર્નવોલીસ સ્ટ્રીટ,
કલકત્તા.

**વોરા (ડૉ૦) જેઠાલાલ વનમાળીદાસ,** એલ. એમ. એન્ડ એસ.—એવણનો જન્મ ૧૮૮૩ના સાલમાં થયો હતો. તેઓ ન્યાતે કપોળ વાણીઆ છે. ૧૯૦૭ના સાલમાં તેમણે એલ. એમ. એન્ડ એસ. ની પરીક્ષા પસાર કીધી હતી. ૧૯૧૮–૧૯૧૯ના સાલથી તેમણે હોમરૂલ લીગમાં જોડાઇ જાહેર જીવનની શરૂઆત કીધી હતી. ૧૯૧૯ના સાલથી તેઓ મહાસભા સમિતિના માંડવી વીભાગના એક સભ્ય છે. ૧૯૩૦–૩૨ના સાલની સત્યાગ્રહની ચળવળમાં તેઓએ આગેવાન ભાગ લીધો હતો, જેને અંગે તેવણુને જેલની સજા પણુ થઇ હતી. ૧૯૨૨ના સાલમાં મરહુમ મી૦ વીઠ્ઠલભાઇ પટેલની સરદારી હેઠળ ઉભી થયલી નેશનાલીસ્ટ પાર્ટીના તેઓ એક સભ્ય હતા ત્યારથી તેઓ કોરપોરેશનમાં ચુંટાયા કરે છે. મ્યુનીસીપાલીટીની સ્કુલ્ઝ કમીટી તેમજ સ્ટેન્ડીંગ કમીટીના પણુ એક સભ્ય હોવા ઉપરાંત ૧૯૩૧–૩૨ના સાલમાં તેઓ સ્કુલ્ઝ કમીટીના પ્રમુખ તરીકે અને ૧૯૩૯ના સાલમાં સ્ટેન્ડીંગ કમીટીના પ્રમુખ તરીકે ચુંટી કઢાઇ એ ઓધ્ધાઓ પણુ ભોગવ્યા હતા. તેઓ ઈંડયન મેડીકલ એસોસીએશનની મેનેજીંગ કમીટીના એક સભ્ય પણુ છે.

સરનામું:—વોરા ભુવન, ૪૬૭ એ. કીંગ્સ સરકલ, માટુંગા, મુંબઇ.

**ચાગલા, મી૦ મહુમદઅલી કરીમભાઇ**—તેમનો જન્મ ૧૯૦૦ના સાલમાં થયો હતો. મુંબઇમાં તેમજ વિલાયતમાં કેળવણી લઇ તેમણે વિલાયતમાં ધંધો શરૂ કીધો હતો. પ્રથમ તો તેમને મુસ્લીમ લીગના મંત્રી તરીકે સેવાઓ બજાવી હતી. પરંતુ નહેરૂ રીપોર્ટ ઉપર મતભેદ પડતાં ૧૯૨૬ના સાલમાં મુસ્લીમ લીગમાંથી રાજીનામું આપ્યું હતું. તેઓ રાષ્ટ્રવાદના હીમાયતી છે. રાષ્ટ્રવાદી મુસ્લીમોમાં તેઓ અગ્રસ્થાન ભોગવે છે. કોમીવાદના તેઓ શત્રુ છે. સામાજીક ક્ષેત્રોમાં તેઓ સેવાઓનો સારો ફાળો આપી રહયા છે. મુંબઇ હાઇકોર્ટમાં પ્રેકટીસ કરતા આગેવાન બેરીસ્ટરોમાં તેમનું પણુ સ્થાન છે.

સરનામું:—માઉન્ટ પ્લેઝન્ટ રોડ, મુંબઇ.

**અંકલેસરીઆ, ડૉ૦ ધીરજલાલ ટી.**—તેમનો જન્મ ૧૮૯૯માં અંકલેશ્વર મધે થયો હતો. એમ. બી. બી. એસ.ની પરીક્ષા પસાર કીધા પછી તબીબી પ્રેકટીસ શરૂ કીધી હતી. તેમણે સ્કોલરશીપો તેમજ ઇનામો પણુ મેળવ્યાં હતાં. તેઓ એક ચુસ્ત મહાસભાવાદી હોવાથી ૧૯૩૦–૩૨ની સાલની કોંગ્રેસની કાયદાભંગની ચળવળમાં ભાગ લીધો હતો. જેને લીધે તેમને જેલની સજા થઇ હતી. તેઓ મુંબઇની પ્રાંતીક મહાસભા સમીતીના મંત્રી તરીકે ચુંટી કઢાયા છે. દારૂબંધી, મજુર સુખાકારી તથા સામાજીક ચળવળોમાં તેઓ અગ્રસ્થાન ધરાવે છે. તેઓ મુંબઇ પ્રાંતિક કોંગ્રેસ કમીટીમાં જવાબદાર હોદ્દો ધરાવે છે અને કોરપોરેશનના પણુ સભાસદ છે. ગાંધીજીએ શરૂ કરેલી હાલની સત્યાગ્રહની ચળવળને અંગે તેઓ જેલ ગયા હતા.

સરનામું:—કાંદાવાડી, મુંબઈ ૪.

**પાવરી, મીસ બેપ્સી,** એમ. એ.— એમણે મુંબઈની ક્વીનમેરી હાઇસ્કુલ અને સેન્ટ ઝેવીઅર્સ કોલેજમાં કેળવણી લીધી



છે અને કોલમ્બીઆ યુનીવરસીટીમાં એમ. એ.ની ડીગ્રી સંપાદન કરી છે. ૧૯૨૪ પછી દર વર્ષે તેઓ ઇંગ્લાંડના પ્રવાસે જાય છે. ૧૯૨૮ માં ના૦ શહેનશાહની દરબારમાં હાજર રહયા હતા. ૧૯૨૪ માં અમેરીકન પ્રમુખ કુલીજ, ૧૯૨૬ માં ના૦ પોપ, ૧૯૩૪ માં સીનોર મુસોલીની, ઇરાનના શાહ અને અફઘાનીસ્તાનના રાજાની મુલાકાત લીધી હતી. ૧૯૩૭ માં હીટલર ઉપરાંત યુરોપ એશીઆના બીજા રાજવીઓની મુલાકાતનું માન પણ મેળવ્યું હતું. ૧૯૨૮ માં રાજા જયોર્જના પેરીસમાં થયેલા સત્કાર વખતે હાજર રહયા હતા. એમણે "પ્રાચીન ઇરાનની વીર નારીઓ" નામનું પુસ્તક અંગ્રેજીમાં પ્રગટ કર્યું છે.

સરનામું:—મલબારહીલ, મુંબઇ.

**મુકરજી, ડા૦ વિશ્વનાથ,** એલ. એમ. એસ., એમ એલ. એ.—એમનો જન્મ ૧૮૯૩ માં થયો હતો. તેમણે ગોરખપુર અને કલકત્તામાં કેળવણી લીધી હતી. ગોરખપુરના તેઓ જાણીતા ડાકટર છે. મીરત કાવત્રાં કેસ અંગે જયારે તેઓ જેલમાં હતા ત્યારે તેમને ડાકટરી ધંધો ચલાવવા માટે ખાસ પરવાનગી અપાઇ હતી. તેઓ એક પત્રકાર પણ છે. એમને ૧૯૧૫ થી ૧૯૧૯ સુધી "અમરીત બજાર પત્રિકા" સાથે ઘાડો સંબંધ હતો. "નેપાલમાં ગુલામનો વેપાર" એ નામનો લેખ લખવા માટે ૧૯૦૯ માં જયારે તેઓ એક વિદ્યાર્થી હતા ત્યારથી સત્તાધીશો સાથે ઘર્ષણમાં આવ્યા હતા. ૧૯૨૦ માં રાષ્ટ્રીય મહાસભામાં જોડાયા હતા અને ૧૯૨૧ માં ઇંડીઅન પીનલ કોડની કલમ હેઠળ એમને જેલ મળી હતી. એમણે ૧૯૨૦ માં બી. એન. એન્ડ એન. ડબલ્યુ. રેલ્વે મેન્સ એસોસીએશન અને ૧૯૨૫ માં ગોરખપુરમાં મજદુર અને કીસાન સભાની સ્થાપના કરી હતી. મીરત કાવત્રાં કેસમાં તેમણે જાતે બચાવ કર્યો હતો અને ૧૯૨૩ થી ૧૯૨૯ સુધી કેસ ચાલ્યા પછી એમને દોષમુકત કરવામાં આવ્યા હતા. ૧૯૨૫ થી ૧૯૨૯ સુધી ઓલ ઇંડીઆ ટ્રેડ કોંગ્રેસ અને ઓલ ઇંડીઆ રેલ્વે મેન્સ ફેડરેશનના ઉપ-પ્રમુખ હતા. ૧૯૩૫ માં ગોરખપુર મ્યુનીસિપાલીટીના કમીશ્નર ચુંટાયા હતા અને ૧૯૩૭ માં કેળવણી કમીટીના ચેરમેન ચુંટાયા હતા. ૧૯૩૭ માં ગોરખપુર તરફથી તેઓ યુકત પ્રાંતની ધારાસભામાં ચુંટાયા હતા. ઓલ ઇંડીઆ હોમીઓપેથીક મેડીકલ કોન્ફરન્સ અને આંધ્ર પ્રાંતિક કોન્ફરન્સના પ્રમુખ ચુંટાયા હતા.

સરનામું:—ગોરખપુર, યુકત પ્રાંત.

**ઓઝા, શ્રી. અમરીતલાલ,** એમ. આઇ. એમ. ઇ., એફ. આર. એસ. એ. (લંડન)—એમનો જન્મ ૧૮૯૦ માં અંજાર (કચ્છ) ખાતે થયો હતો. કલકત્તાના જાણીતા ધંધાદારી છે. ઇંડીઅન માઇનીંગ ફેડરેશનના ૧૯૨૮ માં ચેરમેન હતા. ૧૯૨૬–૩૦ માં બિહારની લેજીસ્લેટીવ કાઉન્સીલમાં ચુંટાયા હતા. ૧૯૨૮ માં બંગાળ નેશનલ ચેમ્બર ઓફ કોમર્સના ઉપ–પ્રમુખ હતા. ૧૯૨૮–૩૦ માં માઇનીંગ, જીઓલોજીકલ અને મેટેલ્યોરજીકલ સોસાયટી ઓફ ઈંડીઆના પ્રમુખ થયા હતા. ૧૯૩૩–૩૪ માં કલકત્તાની દેશી વેપારી ચેમ્બરના પ્રમુખ હતા. ૧૯૩૧ માં મળેલી બીહાર અને ઓરીસા ઇંડસ્ટ્રીઅલ કોન્ફરન્સના પ્રમુખ હતા. ૧૯૩૭–૩૮ માં કલકત્તા પોર્ટ ટ્રસ્ટના સભ્ય હતા. ૧૯૩૩–૧૯૩૪, ૧૯૩૫ અને ૧૯૩૯ માં ઇંડીઅન કોલીઅરી ઓનર્સ એસોસીએશનના પ્રમુખ હતા. ૧૯૩૯ માં ફેડરેશન ઓફ ઇંડીઅન ચેમ્બર્સ ઓફ કોમર્સ એન્ડ ઇંડસ્ટ્રીઝના ઉપ–પ્રમુખ હતા અને બંગાળ સરકારે નીમેલી ઇંડસ્ટ્રીઅલ સર્વે કમીટીના સભ્ય હતા. હિંદભરની વ્યાપારી સંસ્થાઓ સાથે તેમને ઘાડો સંબંધ છે. સારા પ્રમાણમાં યુરોપનો પ્રવાસ કર્યો છે. ૧૯૩૦ માં હિંદ તરફથી માલેકોના પ્રતિનિધિ તરીકે જીનીવા ખાતે મળેલી મજુર પરિષદમાં ભાગ લીધો હતો. સમાજોન્નતિની સર્વ પ્રવૃત્તિમાં શ્રી. ઓઝા સારો ભાગ લે છે. કલકત્તા એંગ્લો–ગુજરાતી સ્કુલના ચેરમેન અને કલકત્તાની અનેક વ્યાયામ અને રમતગમતની કલબોના આશ્રય દાતા છે.

સરનામું:—"સીકયુરીટી હાઉસ", ૧૦૨ એ. કલાઇવ સ્ટ્રીટ, કલકત્તા.

**પાવરી, ડો૦ જાલ દસ્તુર સી.,** એમ. એ., પી એચ. ડી.—લંડનની સોસાયટી ફોર સ્ટડી ઓફ રીલીજીઅન્સના ઉપ–પ્રમુખ, કોલંબો યુનીવરસીટીના ફેલો.



એમણે યુરોપનો પ્રવાસ ખેડયો છે અને રાજા જયોર્જ, ના૦ પોપ, હીટલર, મુસોલીની તેમજ એશીઆ અને યુરોપના મોટા મોટા રાજવીઓની મુલાકાત લીધી છે. ધર્મદ્વારા આંતરરાષ્ટ્રીય સુલેહ સ્થાપવા માટે જીનીવા ખાતે નીમાયલી "વર્લ્ડ એલાયન્સ"ની કાઉનસીલના સભ્ય છે. "ભાવી જીવન માટેના ઝોરાસ્ત્રીઅન સિધ્ધાંતો" એ નામનું અંગ્રેજીમાં એક પુસ્તક પ્રગટ કરયું છે.

સરનામું:—મલબારહીલ, મુંબઇ.

**હાજી, મી૦ ઇબ્રાહીમ સુલેમાન,** બી. એ., બી. એસ સી. (લંડન), બાર-એટ-લૉ.—એવણુનો જન્મ ૧૮૮૯ ના સાલમાં થયો હતો. ૧૯૦૭ માં એલફીનસ્ટન હાઇસ્કુલમાંથી તેમણે મેટ્રીકની પરીક્ષા પસાર કીધી હતી, જે પછી ૧૯૧૨ માં એલફીન્સ્ટન કોલેજમાંથી બી. એ. ની પરિક્ષા પસાર કીધી હતી. ૧૯૧૪ માં ના૦ આગાખાનની સ્કોલરશીપ લઈને તેઓ વિલાયત ગયા હતા, જ્યાં ૧૯૧૭ માં બેરીસ્ટરની અને ૧૯૧૮ માં લંડન યુનીવર્સીટીની બી. એસ સી. (ઇકોનોમી અને પોલીટીકલ સાયન્સ)ની પરિક્ષા પસાર કીધી હતી. ૧૯૧૯ માં મુંબઈ પાછા ફર્યા પછી તેમણે મુંબઇની કોર્ટોમાં પ્રેકટીસ કરવાનું શરૂ કીધું હતું. ૧૯૩૪ માં તેઓની એક કામચલાઉ પ્રેસીડન્સી મેજીસ્ટ્રેટ તરીકે અને તે પછીથી ૧૯૩૬ માં કાયમી પ્રેસીડન્સી મેજીસ્ટ્રેટ તરીકે તેવણુની નેમણુંક થઇ હતી. ૧૯૨૧ માં મુંબઈ શહેરના મુસ્લીમો તરફથી તેઓ મુંબઇની ધારાસભામાં ચુંટી કઢાયા હતા. તેવણુનાં લગ્ન ૧૯૨૦ માં થયાં હતાં. તેઓ એક અચ્છા સ્પોર્ટસમેન પણુ છે.

સરનામું:—રામપ્રસાદ બીલ્ડીંગ, બાબુલનાથ રોડ, મુંબઇ.

**બાબરેકર, મી૦ દત્તાત્રય સખારામ,** બી. એ., એલ એલ બી.—એવણુનો જન્મ ૧૮૯૫ માં થયો હતો. તેમણે ૧૯૧૬ માં બી. એ. અને ૧૯૧૮ માં એલ એલ. બી. ની પરીક્ષા પસાર કીધી હતી. જે પછી તેમણે મુંબઈની પોલીસ કોર્ટ તેમજ સ્મોલ કોઝીઝ કોર્ટમાં પ્રેકટીસ કરવા માંડી હતી. ૧૯૩૯ ના આગસ્ટ મહીનામાં તેઓની મુંબઇના પ્રેસીડન્સી મેજીસ્ટ્રેટ તરીકે નેમણુંક થઇ હતી. તેઓ એક મહાસભાવાદી હોવાથી તેમજ ૧૯૩૦-૩૨ ના વરસો દરમ્યાનની કોંગ્રેસની કાયદાભંગની લડતમાં ભાગ લીધેલો હોવાથી તેઓને જેલની સજા પણુ થઇ હતી. ૧૯૩૩ થી ૧૯૩૬ ના વરસો સુધી તેઓ મુંબઇની મ્યુનીસીપાલીટીના એક સભ્ય પણુ હતા. આર્યન એડયુકેશનલ સોસાયટી જેમાં તેઓ પહેલાં એક શિક્ષક હતા, તેના પાછળથી તેમણે એક સભાસદ અને તે પછીથી તેના સેકરેટરીનો ઓધ્ધો પણુ ભોગવ્યો હતો.

**સબનીસ, મી૦ ગજાનન આત્મારામ,** બી. એ. એલ એલ. એડવોકેટ (ઓ. એસ.)—એઓનો જન્મ ૧૮૯૪ ના સાલમાં થયો હતો. તેઓ ન્યાતે સારવસ્ત બ્રાહ્મણુ છે. તેમણે ૧૯૧૦ માં મેટ્રીકની, ૧૯૧૫ માં બી. એ. ની અને ૧૯૧૯ માં એલ એલ. બી. ની પરિક્ષા પસાર કીધી હતી. ૧૯૨૨ ના સાલથી તેમણે મુંબઇની પોલીસ કોર્ટમાં તેમજ સ્મોલ કોઝીઝ કોર્ટમાં પ્રેકટીસ શરૂ કીધી હતી. ૧૯૧૭ માં તેમણે એડવોકેટ (ઓ. એસ.) ની પરિક્ષા પસાર કીધી હતી. જે પછી મુંબઈની હાઈકોર્ટની ઓરીજીનલ સાઇડ ઉપર પ્રેકટીસ શરૂ કીધી હતી. ૧૯૩૯ ના ઓગસ્ટ મહીનામાં તેઓની મુંબઇના એક પ્રેસીડન્સી મેજીસ્ટ્રેટ તરીકે નેમણુંક થઈ હતી.

**તન્ના, મી૦ મોરારજી આણંદજી—** એમનો જન્મ સંવત ૧૯૨૧ ના ચૈત્ર માસમાં દ્વારકા મધે થયો હતો. તેમણે ૧૮૮૧ માં મેટ્રીકની, ૧૮૮૪ માં બી. એ. ની અને ૧૮૮૭ માં એલ એલ. બી. ની પરીક્ષાઓ પસાર કીધી હતી. જે પછી 'મુંબઇમાં વકીલાતનો ધંધો શરૂ કીધો હતો. ૧૮૮૯ માં તેઓ ભાવનગર રાજ્યની નોકરીમાં ન્યાયાધીશ તરીકે જોડાયા હતા. ૧૯૦૦ માં તેઓની નેમણુંક રાજકોટ મધે ભાવનગર સ્ટેટના એક વકીલ તરીકે થઇ હતી. તે પછી ૧૯૦૪ માં તેવણુની સ્ટેટના નાયબ દીવાન, એકટીંગ દીવાન અને ૧૯૧૨ માં કાયમી દીવાન તરીકે નેમણુંક થઇ હતી. ભાવનગરના દીવાન તરીકેનો ઓધ્ધો લગભગ આઠ વરસ ભોગવ્યા પછી ૧૯૨૦ ના સાલમાં તેઓ એ ઓધ્ધા ઉપરથી પેનશન ઉપર રીટાયર થયા હતા. તે પછી ૧૯૨૫ અને ૧૯૨૬ ના વરસો દરમ્યાન તેઓ પાલનપુર સ્ટેટના દીવાન નીમાયા હતા. જ્યારે ૧૯૨૬ થી ૧૯૩૦ સુધી પન્નાના દીવાન તરીકે સેવા બજાવી હતી. ૧૯૩૦ ના સાલથી તેઓ મુંબઇ આવીને વસ્યા છે. ૧૯૧૦ માં મુંબઇમાં મળેલી પહેલી લોહાણા પરિષદના તેઓ પ્રમુખ ચુંટી કઢાયા હતા. જ્યારે હાલમાં કેટલાંક વરસથી તેઓ મુંબઇની હાલાઇ લોહાણા મહાજનના પ્રમુખ છે. તે ઉપરાંત તેઓ મુંબઈની કેટલીક લીમીટેડ કુંપનીઓના ડીરેકટર અને કેટલીક સંસ્થાઓના ટ્રસ્ટી પણ છે.

સરનામું:—સત્યસદન, શાંતાકરૂઝ.

**રજપુત, શ્રી. જમનાદાસ એમ.,** એફ. આર. ઇકોનોમી એસ. (લંડન), જે. પી., ઓનરરી પ્રેસીડન્સી મેજીસ્ટ્રેટ, સરકારી કંત્રાકટર, જમીનદાર, સામાજીક કાર્યકર જુદી જુદી સ્પોર્ટસ અને સોશીયલ કલબોના સભ્ય—એમનો જન્મ ૧૯૦૪ માં થયો હતો. એમણે મુંબઈ ખાતે કેળવણી લીધી હતી.

સરનામું:—પરસોત્તમ નીવાસ, ન્યુ કવીન્સ રોડ, મુંબઇ.

**નારંગ, ડૉ૦ સર ગોકુળચંદ,** એમ. એ., પી એચ. ડી., બાર-એટ-લો, પંજાબ સરકારના માજી પ્રધાન—એમનો જન્મ ૧૮૭૮ માં થયો હતો. એમણે પંજાબ, કલકત્તા, ઓક્ષફર્ડ અને બર્ન યુનીવર્સિટીઓમાં કેળવણી પ્રાપ્ત કરી હતી. પ્રોફેસર પણ નીમાયા હતા અને બેરીસ્ટર તરીકે ધંધો પણ કરેલો. વેદનો સંદેશો અને શીખ ધર્મ પર પુસ્તકો પણ લખ્યાં છે.

સરનામું:—૫, મોંટગોમરી રોડ, લાહોર.

**મુલ્લાં, શ્રી. જાલ ફીરોઝશાહ,** એમ. એ., એફ. ઝેડ. એસ., એફ. આર. ઇ. એસ., ઝુલોજીના પ્રોફેસર, સેંટ ઝેવીયર્સ કોલેજની ઝુલોજીકલ લેબોરેટરીના ડીરેકટર—એમનો જન્મ ૧૮૮૪ માં થયો હતો. એમણે સેન્ટ ઝેવીયર્સ કોલેજમાં અભ્યાસ કર્યો હતો. મુંબઇ યુનીવરસીટીના પ્રોફેસર અને પરીક્ષક છે. એમણે "એનીમલ ટાઇપ્સ ફોર કોલેજ સ્ટુડન્ટસ" એ નામનું પુસ્તક પ્રગટ કર્યું છે.

સરનામું:—વકીલ ટેરેસ, લેમીંગ્ટન રોડ, ગ્રાંટરોડ, મુંબઇ.

**મુરસીદાબાદના નવાબ બહાદુર,** કે. સી. એસ. આઇ, કે. સી. વી. ઓ, ધી ઓન૦ ઇહતીશામ-ઉલ-મુલ્ક, રઇસ-ઉદ-દઉલા, અમીર-ઉલ-ઉમરાહ, નવાબ અસફ કુદર સઇદ સર વસેફ અલી મીરઝા, ખાન બહાદુર, મહાબત જંગ; બંગાળ, બીહાર અને ઓરીસાના એક મોટા ઉમરાવ, અરબસ્તાનના પયગમ્બરના ૩૮ મા વંશજ—એમનો જન્મ ૧૮૭૫ માં થયો હતો. ૧૮૯૮ માં નવાબ સુલતાન દુલીન ફુગફુર જહાન બેગમ સાહેબા સાથે એમના લગ્ન થયા હતા. મુરસીદઝાદા અસ્તફ જહા સયદ વારિસ અલી મીરઝા એમના વારસ છે. નવાબ સાહેબે હિંદમાં ઘરમેળે કેળવણી લીધા પછી ઇંગ્લાંડમાં શેરબોર્ન, રગ્બી, અને ઓક્ષફર્ડ ખાતે ઉચ્ચ અભ્યાસ કર્યો હતો. બંગાળની ધારાસભાના છ વાર સભ્ય ચુંટાયા હતા.

સરનામું:—પેલેસ, મુરસીદાબાદ.

**મહમુદાબાદ (આઉધ)ના રાજા મહમદ અમીર અહમદખાન,** કે. બી.—એમનો જન્મ ૧૯૧૪ માં થયો હતો. ૧૯૨૭ માં તેમણે બીલ્હેરાના રાણી સાહેબા સાથે લગ્ન કર્યાં હતાં. તેઓ ૧૯૩૧ માં ગાદીએ આવ્યા હતા. તેમણે લકનઉની લા માર્ટીની-અર કોલેજમાં અને જાણીતા યુરોપીઅન અને હિંદી શિક્ષકો હસ્તક કેળવણી લીધી હતી. તેમણે યુરોપ અને નજીકના પુર્વમાં ખુબ પ્રવાસ ખેડયો છે અને ઈંગ્લીશ, પર્શીઅન અને ઉર્દુના સ્કોલર છે. ઇતિહાસ, રાજકારણ, સમાજ-સુધારણા વિગેરે વિષયોમાં એમને ખુબ રસ છે. તેઓ મુસ્લીમ લીગના ખાસ સ્હાયક છે અને મુસ્લીમ વિદ્યાર્થી અને યુવક પ્રવૃત્તિના અગ્રણી છે ઉપરાંત તેઓ માનનીય મુસ્લીમ નેતા પણ છે.

સરનામું:—બટલર પેલેસ અને કૈસર-બાગ લકનો, ગેલોત્રે હાઉસ, નૈનીતાલ.

**મીઠા, ઓ૦ સરદાર સર સુલેમાન કાસમ હાજી,** નાઇટ, સી. આઇ. ઇ., જે. પી. મીલકતદાર અને બેન્કર—મુંબ-



ઇના શહેરીઓથી અને ખાસ કરીને મુંબ-ઇની મુસ્લીમ જનતાથી સર સુલેમાનનું નામ અજાણ્યું નથી. મુસ્લીમ કોમના સવાલોમાં સર સુલેમાન આગળ પડતો ભાગ લઇ રહયા છે અને તેથી તે વર્ગમાં તેઓ માનીતા છે. વ્યાપાર ધંધાને અંગે તેઓ હીંદુ કોમના પણ સમાગમમાં આવેલા છે અને તેથી બેઉ કોમો મળી-સંપી રહે એમ તેઓ માને છે. તેમણે મુંબઇમાં કેળવણી લીધેલી. ન્યુ ઇંડીઆ એસ્યુરન્સ કં૦ લી૦ના તેઓ ડીરેકટર છે, અને સુલેમાન એન્ડ કંપની લીમીટેડના ગવર્નીંગ ડીરેકટર છે. જામનેર અને શેન્દુરની (પુર્વ ખાનદેશ)માં જીનીંગ અને પ્રેસીંગ ફેકટરીઓના માલેક છે. ૧૯૩૪ માં મુંબઇના શેરીફ નીમાયા હતા. કાઉન્સીલ ઓફ સ્ટેટ અને મધ્યસ્થ હજ કમીટીના સભ્ય છે. મુસ્લીમ કમી-ટીના છ વર્ષથી પ્રમુખ છે.

સરનામું:—૨૭, કોલસા મહોલ્લા, મુંબઇ.

**અમરનાથ, લાલા**—જાણીતા ક્રીકેટર એલ. અમરનાથનો જન્મ ૧૯૦૬ના સાલમાં થયો હતો. વીકેટકીપર તરીકે પોતાની ક્રીકેટ કારકીર્દીની શરૂઆત કરી હતી. ૧૯૩૩ના સાલમાં ઇંગ્લાંડ ગયલી હીંદી ટીમ તરફથી પહેલી ટેસ્ટ મેચમાં ૧૦૦ રન કરીને એમણે "સેનસેશન" કરી મુકયું હતું. તેઓ એક ઓલ રાઉન્ડર હોવા ઉપરાંત એક "સ્ટાર બેટસમેન" ગણાય છે. ૧૯૩૪ અને ૧૯૩૫ના સાલમાં મુંબઇમાં રમા-યલી કવોડરેંગ્યુલર મેચોમાં હીંદુ ટીમ તરફથી એમણે ભાગ લીધો હતો. એમની સારામાંસારી રમત સીકન્દરાબાદ ખાતે રમાયલી મેચમાં વેસ્ટ ઇન્ડીઝ બોલર કોનસ્ટેનટાઇન સાથે હતી કે જે મેચમાં એમણે એક સદી નોંધાવી હતી. જયારે ઓસ્ટ્રેલીઅનો સાથે સીકન્દરાબાદ ખાતે રમાયલી મેચમાં તેઓ એકલાએ ૧૪૪ રનનો જુમલો નોંધાવ્યો હતો. કોઇબી હીંદી પ્લેયરે ટુરીંગ ટીમ સામે જે મોટામાં મોટો જુમલો કીધો હોય તો તે એઓજ છે. ઇંગ્લાંડમાં રમાયલી મેચોમાં ૧૧૪ રને નોટ-આઉટ રહી તેમજ ૧૩૦ અને ૧૦૭ રનોના જુમલાઓ કરી એમણે પોતાના બેટીંગ બળની પુરવારી કરી આપી હતી.

સરનામું:—નોરધર્ન ઇન્ડીયા ક્રીકેટ એસોસીએશન, (પી. ઓ. બોક્ષ ૯૭), ધી મોલ, લાહોર

**શ્રોફ, રાવસાહેબ ચુનીલાલ મોતીલાલ,** બી. એ., ૧૯૩૭ થી રતલામ સ્ટેટના દિવાન—એમનો જન્મ ૧૮૭૧ માં થયો હતો. એમણે સુરત, મુંબઇ, નડીઆદ, અમદાવાદ અને ભાવનગર ખાતે કેળવણી લીધી હતી. વઢવાણ હાઇ સ્કુલમાં શિક્ષક તરીકે જીવનની શરૂઆત કરેલી અને ૧૫ વર્ષ સુધી નોકરી કરી હતી. ૧૯૦૦ માં ધ્રાંગધ્રા સ્ટેટના એજ્યુકેશનલ સુપ્રીન્ટેન્ડંટ તરીકે નીમાયા હતા. ૧૯૧૧ માં રાજકોટની આલ્ફરેડ હાઇ સ્કુલના હેડ માસ્તર અને રાજકોટના કેળવણી ખાતાંના ઇન્સ્પેકટર નીમાયા હતા. ૧૯૧૯ માં રાજકોટના જનરલ કારભારી અને ૧૯૨૧ માં મુખ્ય કારભારી નીમાયા હતા. ૧૯૨૪ માં રાજકોટના આગલા ઠાકોર સાહેબ સાથે ઇંગ્લાંડ ગયા હતા અને સેંટ જેમ્સ પેલેસમાં ઠાકોર સાહેબ સાથે ના૦ શહેનશાહની મુલાકાત લીધી હતી. વેસ્ટર્ન ઇંડીઆ સ્ટેટસ એજન્સી તરફથી એમને રાજકોટ સીવીલ સ્ટેશનનાં પહેલાં વર્ગના બેંચ મેજીસ્ટ્રેટની સત્તા અપાઇ છે. રા૦ સા૦ શરોફ ૧૯૩૪ થી ૧૯૩૭ સુધી પ્રતાપગઢ સ્ટેટ (રજપુતાના) ના દીવાન હતા.

સરનામું:—(કાયમનું) સીવીલ સ્ટેશન
રાજકોટ, (હાલનું સરનામુ)
રતલામ, સેંટ્રલ ઇંડીઆ.

**શુકલ, પંડીત રવિશંકર,** બી. એ., એલ એલ. બી., મધ્ય પ્રાંતની સરકારના માજી વડા પ્રધાન—એમનો જન્મ ૧૮૭૬ માં થયો હતો. શ્રીમતિ ભવાનીબાઇ સાથે તેમના લગ્ન થયાં છે. તેમણે નાગપુરની હીસલોપ કોલેજ અને જબલપુરની લૉ કોલેજમાં અભ્યાસ કર્યો હતો. પંડીતજી ત્રણ વર્ષ સુધી ખૈરગઢ હાઇસ્કુલમાં હેડમાસ્તર હતા. ૧૯૦૮ માં બારમાં જોડાયા હતા પણ ૧૯૨૧ માં અસહકારની લડત ઉપડતાં તેમાં જોડાઇ ગયા હતા અને જેલમાં ગયા હતા. તે પછી ૧૯૩૦ માં તેમને છ વર્ષની અને ૧૯૩૨ માં બે વર્ષની જેલ અને રૂ. ૫૦૦ ના દંડની સજા થઇ હતી. ૧૯૩૨ માં સરકારે વકીલાતની સનદ પાછી ખેંચી લીધી હતી પણ ૧૯૩૫ માં તેમને એ પાછી મળી હતી. ૧૯૨૩ માં સ્વરાજ્ય પક્ષના સભ્ય તરીકે લેજીસ્લેટીવ કાઉન્સીલમાં ચુંટાયા હતા. ૧૯૨૬ થી રાયપુરની જીલ્લા કાઉન્સીલના પ્રમુખ છે. ૧૯૩૭ માં કોંગ્રેસ સત્તાપર આવી ત્યારે ડૉ૦ ખરેના પ્રધાનમંડળમાં તેઓ કેળવણી ખાતાંના પ્રધાન હતા અને વિદ્યામંદિરની યોજના દાખલ કરી હતી. ૧૯૩૮ માં વડા પ્રધાન બન્યા હતા અને ૧૯૩૯ ના નવેમ્બરમાં બધા કોંગ્રેસ પ્રધાન મંડળો સાથે તેમના પ્રધાન મંડળે પણ રાજીનામું આપ્યું હતું.

સરનામું:—બુધપરા, રાયપુર, સી. પી.

**બખલે, મી૦ રઘુનાથ રામચંદર—** એમનો જન્મ ૧૮૯૬ ના સાલમાં થયો હતો. સાંગલી, પુના અને મુંબઇ મધ્યે કેળવણી લીધી હતી. ૧૯૧૯ માં સરવન્ટસ ઓફ ઇંડયા સોસાયટીમાં "જ્ઞાન પ્રકાશ" ના સબ-એડીટર તરીકે જોડાયા હતા. ૧૯૨૩ માં તેના લાઇફ મેમ્બર થયા હતા. ઓલ ઇંડયા ટ્રેડ યુનીયન કોંગ્રેસના તેઓ મદદનીશ સેક્રેટરી અને ઓલ ઇંડયા ટ્રેડ યુનીયન ફેડરેશનના

સેક્રેટરી હતા. એમ્બે ટેક્ષટાઇલ લેબર યુનીયનના સેક્રેટરી તેમજ તેના પહેલા ઓરગેનાઇઝર હતા. બેલજ્યમ ખાતે મળેલી દેશપરદેશની કાપડની મીલોના મજુરોની કોનફરંસમાં હીંદની કાપડની મીલોના મજુરો તરફના ડેલીગેટ તરીકે હાજરી આપી હતી. કામદારોને લગતા સવાલના અભ્યાસ અર્થે તેમણે ગ્રેટ બ્રીટન અને કાન્ટીનેન્ટના ઉદ્યોગીક મથકોની મુલાકાત લીધી હતી. ૧૯૨૦ માં જીનીવા ખાતે મળેલી દેશપરદેશોના મજુરોની કોન્ફરંસમાં હાજરી આપવા ગયલા હીંદી ડેલીગેશનના સેક્રેટરી તરીકે સેવા બજાવી હતી. મુંબઇની લેજીસ્લેટીવ કાઉન્સીલના તેમજ ફ્રેનચાઇઝ કમીટીના તેઓ એક સભ્ય હતા.

સરનામું:—સરવન્ટસ ઓફ ઇંડયા સોસાયટી, સેન્ડહર્સ્ટ રોડ, મુંબઇ.

**સરકાર,** ડા૦ સર નીલરત્ન, એમ. એ., એમ. ડી. (કલકત્તા), ડી. સી. એલ. (ઓક્ષફર્ડ), એલ એલ. ડી., કનસલ્ટીંગ ફીઝીશીઅન—એમનો જન્મ ૧૮૬૧ માં થયો હતો. નિર્મળા મજુમદાર સાથે લગ્ન કર્યાં છે, એક છોકરો અને પાંચ છોકરી છે. તેમણે કલકત્તા યુનીવર્સીટીમાં કેળવણી લીધી છે. નેશનલ સોપ ફેકટરી અને નેશનલ ટેનરી કંપનીના સ્થાપક અને માલેક છે. કારમાઇકલ મેડીકલ કોલેજ અને ઇસ્પીતાલો અને મેડીકલ કલબ (કલકત્તા)ના સ્થાપકોમાંના એક અને પ્રમુખ છે. ચીત્તરંજન સેવાસદન, જાદવપુર ટયુબરકયુલોસીસ હોસ્પીટાલ, ચીત્તરંજન હોસ્પીટાલ અને કલકત્તા યુનીવર્સીટીના સાયન્સ પોસ્ટ–ગ્રેજ્યુએટ ડીપાર્ટમેન્ટના પ્રમુખ, કલકત્તા યુનીવર્સીટીના વાઇસ–ચેન્સેલર થયા હતા. બંગાળની લેજીસ્લેટીવ કાઉન્સીલના સભ્ય છે.

સરનામુ:—૭, શોર્ટ સ્ટ્રીટ, કલકત્તા.

**સાંબમુર્તિ શ્રી. બી.,** ૧૯૩૮ થી મદ્રાસની લેજીસ્લેટીવ એસેમ્બલીના સ્પીકર છે—તેમનો જન્મ ૧૮૮૬ માં થયો હતો. ૧૯૦૯ માં વીઝીઆનગરમની મહારાજા કોલેજમાં ફીઝીકસના લેકચરર હતા. ૧૯૧૧ થી ૧૯૨૦ સુધી વકીલાત કરી હતી. તેમનો ધંધો બહુજ ધીકતો હતો. પણ ૧૯૨૧ માં એ ધંધાને લાત મારી અસહકારની લડતમાં જોડાઇ ગયા. ૧૯૨૩ માં હિંદી રાષ્ટ્રીય કોંગ્રેસની સત્કાર સમિતિના સામાન્ય મંત્રી હતા. ૧૯૨૬ માં આંધ્ર પ્રાંતિક કોંગ્રેસ કમીટીના પ્રમુખ, અને ૧૯૩૫ થી ૧૯૩૭ સુધી આંધ્ર પ્રાંતિક કોંગ્રેસ કમીટીના સામાન્ય મંત્રી ચુંટાયા હતા. ૧૯૩૬ માં મદ્રાસ પ્રાંત કમ્પોઝીટ પાર્લામેન્ટરી કમીટીના મંત્રી બન્યા હતા. તેમણે સ્વયંસેવક દળોની સ્થાપના કરી હતી. હિંદુસ્થાન સેવાદળના પ્રમુખ થયા હતા એ ઉપરાંત બંગાળ વોલંટીઅર કોન્ફરન્સના પ્રમુખ ચુંટાયા હતા. ૧૯૨૯ માં કોંગ્રેસની કારોબારી સમિતિમાં સભ્ય નીમાયા હતા. ૧૯૨૧, ૧૯૨૮, ૧૯૩૦, અને ૧૯૩૨ માં સત્યાગ્રહ માટે જેલ ભોગવી હતી. ૧૯૩૭માં મદ્રાસ લેજીસ્લેટીવ એસેમ્બલીમાં ચુંટયા હતા અને સ્પીકર બન્યા હતા.

સરનામું:—કોકોનાડા, લેજીસ્લેટીવ એસેમ્બલી હોલ, મદ્રાસ.

**સીંઘ**, કુંવર સર મહારાજ, એમ. એ. (ઓક્ષફર્ડ), બાર–એટ–લૉ, સી. આઇ. ઇ., યુક્ત પ્રાંતની ધારાસભાના સભ્ય—તેમનો જન્મ ૧૮૭૮ માં થયો હતો. તેમણે ફીરોઝપુર (પંજાબ)ના ૨૧૦ રાયબહાદુર માયાદાસની પુત્રી ગુણવંતી માયાદાસ સાથે લગ્ન કર્યાં છે. તેમણે હેરો અને ઓક્ષફર્ડની કોલેજમાં કેળવણી લીધી હતી. ૧૯૦૨ માં મીડલ ટેમ્પલમાં બારીસ્ટર થયેલા. ૧૯૦૪ માં યુક્ત પ્રાંતની સીવીલ સર્વીસમાં દાખલ થયેલા અને ૧૯૧૧ માં હિંદી સરકારના કેળવણી ખાતાંના મદદનીશ મંત્રી નીમાયલા. ૧૯૧૭ માં યુક્ત પ્રાંતના હમીરપુરના મેજીસ્ટ્રેટ અને કલેકટર હતા, ૧૯૧૮ માં હારડોઇના ડેપ્યુટી કમીશ્નર, ૧૯૧૯ માં યુક્ત પ્રાંતની સરકારના મંત્રી, ૧૯૨૦–૨૩ માં હિંદી સરકારના કેળવણી ખાતાંના ડેપ્યુટી સેક્રેટરી, ૧૯૨૩ માં બાહરઇચના ડેપ્યુટી કમીશનર, ૧૯૨૭ માં અલ્લાહબાદના કમીશનર, ૧૯૨૮ માં બનારસના કમીશ્નર, ૧૯૨૯ માં ફરી અલ્લાહબાદના કમીશનર અને ૧૯૩૧ માં જોધપુર રાજ્યના વડા પ્રધાન બન્યા હતા. ૧૯૩૨ માં તેમને હિંદી સરકારે દક્ષિણ આફ્રિકાનાં હિંદી સરકારના એજંટ જનરલ તરીકે નીમ્યા હતા. ૧૯૩૫ માં ફરી પાછા તેઓ યુક્ત પ્રાંતની કારોબારી કાઉન્સીલના સભ્ય હતા અને ૧૯૩૭ માં યુક્ત પ્રાંતની લેજીસ્લેટીવ એસેમ્બલીના સભ્ય ચુંટાયા હતા. તેમણે યુક્ત પ્રાંતની કો ઓપરેટીવ ક્રેડીટ સોસાયટીઓનો ૧૯૦૮–૧૯૦૯ નો વાર્ષિક હેવાલ પ્રગટ કર્યો હતો ઉપરાંત મોરેશીયસ, બ્રિટિશ ગાએના અને દ આફ્રીકાના હિંદીઓના પ્રશ્ન વિષે હેવાલો રજુ કર્યા છે અને વર્તમાનપત્રોમાં અન્ય ઘણા લેખો લખ્યા છે.



સરનામું:—લખનો.

**અમરીતકુંવર (રાજકુમારી)**—એમણે ઇંગ્લાંડની છોકરીઓ માટેની શેરબોર્ન સ્કુલમાં કેળવણી લીધી હતી. ૧૯૩૨ માં ફ્રેન્ચાઈઝ કમીટી સમક્ષ અને ૧૯૩૩ માં જોઇન્ટ પાર્લામેન્ટરી કમીટી સમક્ષ તેમણે જુબાની આપી હતી. પંજાબની પ્રીઝનર્સ એઈડ સોસાયટીના તેઓ પ્રેસીડન્ટ છે. દીલ્હીની લેડી અરવીન કોલેજ ઓફ હોમ સાયન્સની ગવરનીંગ બોર્ડની કારોબારી કમીટીના પણ એક સભાસદ છે. એ ઉપરાંત જલન્દરની મ્યુનીસીપાલીટીના તેઓ એક મેમ્બર છે. ઓલ ઇન્ડીઆ વીમેન્સ કોનફરન્સનું પ્રમુખપદ પણ તેમણે શોભાવ્યું છે અને તેઓ ગાંધીજીના અનુયાયી છે.

સરનામું:—મેનોર વીલા, સીમલા.

**આતીયા બેગમ**—તેમનાં લગ્ન ૧૯૧૨ માં જાણીતા આરટીસ્ટ મી૦ ફઇઝી રહીમાન સાથ થયાં હતાં. તેઓ ૬ ભાષા જાણે છે. અલીગઢ ખાતે મુસ્લીમ છોકરીઓ માટેની કોલેજની સ્થાપના કીધી હતી. ૧૯૦૫ માં મુસ્લીમ ખાનુઓની કોન્ફરન્સ ઓરગેનાઈઝ કીધી હતી. તેમણે યુરોપ અને નજીકના પુર્વના મુલકની મુલાકાત લીધી હતી.

મુસ્લીમ લેડીઝ કોન્ફરન્સના ૧૯૦૯ અને ૧૯૧૦ ના સાલ માટેના તેઓ પ્રેસીડન્ટ હતા. વડોદરા તેમજ બનારસ ખાતે મ્યુઝીકલ કોન્ફરન્સો ભરવા માટેની વ્યવસ્થા કીધી હતી. ૧૯૧૮–૧૯ માં ચીન, જાપાન અને અમેરીકાની મુલાકાત લીધી હતી. 'થ્રી આર્ટસ સરકલ' તેમજ રાષ્ટ્રીય સ્ત્રી સભાની સ્થાપના કીધી હતી. લંડનની યુનીવર્સીટી તરફથી ૧૯૩૨–૩૩ માં તેની સમક્ષ ભાષણ કરવાનું તેમને આમંત્રણ મળ્યું હતું.

સરનામું:—આઇવાર્ન–રફાટ, રીજ રોડ, મલબાર હીલ, મુબઇ.

**સોરાબજી, કારનેલીઆ**—તેમને કૈસરે હિંદનો સોનાનો પહેલા વર્ગનો ચંદ્રક મળ્યો છે (૧૯૦૯), બાર પહેલો વર્ગ (૧૯૨૧), બંગાળ, બીહાર અને ઓરીસા અને આસામની કોર્ટ ઓફ વોર્ડસમાં પરદાનશીનોના કાયદાના સલાહકાર અને ૧૯૦૪ થી ૧૯૨૨ સુધી કનસલ્ટીંગ કાઉન્સલ હતા. એમણે સમરવીલે કોલેજ, ઓક્ષફર્ડ, લી અને પેમ્બરટન્સ, લીનકન્સ ઇન ફીલ્ડઝ લંડનમાં કેળવણી લીધી છે. ૧૮૯૨ માં બેચલર ઓફ સીવીલ લો, (ઓક્ષફર્ડ) થયા હતા. ૧૯૨૩ માં લીનકન્સમાં બારીસ્ટર બન્યા હતા. કલકત્તા હાઇકોર્ટમાં ધંધો કરે છે. એમણે "સનબેવીઝ" "બીટવીન ધી ટવાઇલાઇટસ," "ધ પરદાનશીન," "ગોલ્ડ મહોર ટાઇમ" વિગેરે પુસ્તકો પ્રગટ કર્યા છે. ઉપરાંત નાઇન્ટીન્થ સેંચરી, વેસ્ટ મીનીસ્ટર ગેઝેટ "ટાઇમ્સ" વિગેરેમાં લેખો લખ્યા છે.

સરનામુ:—૨૨, ઓલ્ડ બીલ્ડીંગ્સ, લીનકન્સ ઇન, લંડન, ડબલ્યુ. સી. ૨.

**દુલીપસીંગજી, કે. એસ. પ્રીન્સ**—એમનો જન્મ ૧૯૦૫ માં થયો હતો. તેમણે કેમ્બ્રીજ મધે કેળવણી લીધી હતી.



૧૯૩૨ ના સાલમાં કેમ્બ્રીજ અને શસેકસ તરફથી તેમણે ક્રીકેટની રમતમાં ભાગ લીધો હતો. પોતે શસેકસની ક્રીકેટ ટીમના કેપ્ટન હોવાથી ઇંગ્લાંડની મુલાકાતે જનારી હીંદી ટીમની કેપ્ટનશીપ લેવાનાં ઇન્ડીઅન ક્રીકેટ બોર્ડ ઓફ કન્ટ્રોલ તરફનાં આમંત્રણનો તેમણે અસ્વીકાર કીધો હતો. પહેલીજ ટેસ્ટ મેચમા ભાગ લેતાં એમણે એક સદીનો જુમલો નોંધાવ્યો હતો. દુનીઆના આગેવાન ચુનંદા ક્રીકેટરોમાંના તેઓ એક છે. નાદુરસ્ત તબીઅતના કારણે તેઓ ૧૯૩૪ ના સાલથી રીટાયર થયા હતા. જેન્ટલમેન ઇલેવન તરફથી પણ તેમણે રમતમાં ભાગ લીધો હતો.

સરનામું:—જામનગર.

**બરશીવાલા, મી૦ ચુનીલાલ દામોદરદાસ**, એમ. એ., એલ એલ. બી.—એમનો જન્મ ૧૮૮૬ માં થયો હતો. લોકલ સેલ્ફ ગવરમેન્ટ ઇનસ્ટીટયુટના 'કવારટરલી' જનરલના એડીટર છે. લોકલ સેલ્ફ ગવરમેન્ટ ઇનસ્ટીટયુટના તેઓ સુપ્રીન્ટેન્ડન્ટ છે. બોમ્બે સબરબન ડીસ્ટ્રીકટ લોકલ બોર્ડના એવણુ પ્રેસીડન્ટ અને બોમ્બે કોઓપરેટીવ ઇનસ્યુરન્સ સોસાયટી લીમીટેડના ડીરેકટર છે.

સરનામું:—અંધેરી.

**પંતુલુ, શ્રી. રામદાસ વી.,** બી. એ., બી. એલ., એડવોકેટ, મદ્રાસ—એમનો જન્મ ૧૮૭૩ માં થયો હતો. મદ્રાસની ક્રીશ્રીઅન કોલેજમાં તેમણે વિદ્યાભ્યાસ કર્યો છે. કાઉન્સીલ ઓફ સ્ટેટના ચુંટાયલા સભ્ય છે અને કોંગ્રેસ પક્ષના અગ્રેસર છે. મદ્રાસ પ્રાંત કો–ઓપરેટીવ બેંક, લી૦, મદ્રાસ પ્રાંત કો–ઓપરેટીવ યુનીઅન, દક્ષિણ હિંદ કો–ઓપરેટીવ ઇન્શ્યુરન્સ સોસાયટી લી૦, ઇંડીઅન પ્રોવિન્શીઅલ કો–ઓપરેટીવ બેન્કર્સ એસોસીએશન અને ઓલ–ઇંડીઆ કો–ઓપરેટીવ ઇન્સ્ટીટયુટસ એસોસીએશનના પ્રમુખ છે. "ઇંડીઅન કો–ઓપરેટીવ રીવ્યુ"ના તંત્રી છે. લંડનની ઇન્ટરનેશનલ કો–ઓપરેટીવ એલાયન્સની મધ્યસ્થ કમીટીના સભ્ય છે, ૧૯૩૪ માં લંડન ખાતે ભરાયલી ૧૪ મી ઇન્ટરનેશનલ કો–ઓપરેટીવ કોંગ્રેસના ડેલીગેટ હતા. વડી સરકારે નીમેલી બેંકીંગ તપાસ સમિતિના સભ્ય હતા, ઇંડીઅન રીસર્ચ ફંડ એસોસીએશનનું કારોબારી મંડળ, દિલ્હી યુનીવર્સીટી કોર્ટ, ઇંડીઅન સેંટ્રલ કોટન કમીટી વિ.ના સભ્ય છે.

સરનામું:—"ફરહતબાગ" કચેરી રોડ, માયલાપોર, મદ્રાસ.

**રાવ, સર રાઘવેન્દ્ર,** એમ. એ., હિંદી સરકારના દક્ષીણ આફ્રીકા મધેના એજંટ—એમનો જન્મ ૧૮૮૯ માં થયો હતો. એમણે કુંદપુર હાઇસ્કુલ, બેંગ્લોર ગવર્નમેન્ટ કોલેજ અને મદ્રાસ ક્રીશ્રીઅન કોલેજમાં અભ્યાસ કર્યો હતો. ૧૯૧૨ માં ઇંડીઅન ઓડીટ અને એકાઉન્ટસ સરવીસમાં તેઓ દાખલ થયા હતા. વિવિધ હિસાબ ખાતાંઓની કચેરીમાં સેવા આપ્યા પછી ૧૯૨૧ માં હિંદી સરકારના નાણુંખાતાંમાં દાખલ થયા હતા. એ ખાતાંમાં નાયબ મંત્રી તરીકે પાંચ વર્ષ કાર્ય કરી સારો અનુભવ મેળવ્યા પછી લી કમીશનના નાણાંકીય ખાતાંના મદદનીશ મંત્રી બન્યા હતા. ૧૯૨૬ માં રેલ્વે ખાતાંમાં જોડાયા હતા. ૧૯૨૮ માં નાણું ખાતાંના ડીરેકટર થયા. ૧૯૨૯–૩૨ માં રેલ્વેઓના કામચલાઉ ફીનાન્શીયલ કમીશનર નીમાયા પછી ૧૯૩૭–૩૯ માં મુંબઇના એકાઉન્ટંટ જનરલને પદે આવ્યા. તે પછી હિંદી સરકારના નાણુંખાતાંના વધારાના સેક્રેટરી થયા હતા અને હાલમાં દક્ષીણ આફ્રીકામાં હીંદી સરકારના એજંટના હોદ્દા ઉપર છે.

**સબનીસ, રા૦ બ૦ સર રઘુનાથરાવ વી.,** નાઇટ, બી. એ., સી. આઇ. ઇ.—એમનો જન્મ ૧૮૫૭ માં થયો હતો. એમણે કોલ્હાપુરની રાજારામ હાઇસ્કુલ અને મુંબઇની એલફીન્સ્ટન કોલેજમાં અભ્યાસ કર્યો હતો. કોલ્હાપુરના શીક્ષણખાતામાં દાખલ થયા પછી હજુર ચીટનીસ અને ચીફ રેવન્યુ ઓફીસરના પદે આવ્યા હતા. ૧૯૨૬ માં નિવૃત્ત થયા. ૧૯૩૧ માં કોલ્હાપુરની વરીષ્ટ ન્યાયાધિકારી અદાલતમાં જજ નીમાયા હતા. રોયલ સોસાયટી ઓફ આર્ટસ અને એશીઆટીક સોસાયટીના ફેલો છે. કોલ્હાપુરની ઈલાખા પંચાયતના ૧૯૨૭–૩૮ માં પ્રમુખ હતા. કોલ્હાપુરની બેન્કના ડીરેકટરોની બોર્ડના ચેરમેન અને કોલ્હાપુરની સુગર મીલના ડીરેકટરોની બોર્ડના ચેરમેન છે.

સરનામું:—કોલ્હાપુર, શાહપુરી.

**બાલગાંધર્વ, રાજહંસ, નારાયણ શ્રીપદ**—તેઓ જાણીતા મરાઠી એકટર અને મ્યુઝીશયન તેમજ ગાંધર્વ નાટક મંડળીના માલેક છે. એમનો જન્મ ૧૮૮૮ ના સાલમાં પુનામાં થયો હતો. બાળપણથીજ તેઓ એક અચ્છા સંગીતકાર પુરવાર થયા હતા અને માત્ર દશજ વર્ષની વયે લોકમાન્ય તીલક તરફથી "બાલગાંધર્વ" નો ખેતાબ મેળવવા પામ્યા હતા. ૧૯૧૩ માં ગાંધર્વ નાટક મંડળીની સ્થાપના કીધી હતી. જેના ૧૯૧૯ થી તેઓ માલેક છે. ૧૯૨૯ ના સાલમાં મળેલી ડ્રામાટીસ્ટ કોનફરન્સના તેઓ પ્રેસીડન્ટ હતા.

**ધીઆ, ડો૦ ચંપકલાલ જેકીશનદાસ**—એમનો જન્મ ૧૮૮૯ ના સાલમાં સુરત ખાતે થયો હતો. ૧૯૦૭ માં સુરત ખાતે મળેલી મહાસભાની બેઠક વેળાએ એમણે સ્વયંસેવક તરીકે સેવા બજાવી હતી. જલીયાનવાળા બાગના અત્યાચાર તેમજ ખીલાફત અન્યાયના વીરોધ અર્થે તેમણે ૧૯૨૦ ના સાલમાં એસીસ્ટન્ટ સરજયન તરીકેના પોતાના હોદ્ધાનું રાજીનામુ આપ્યું હતું. તે પછીથી લાગત ૧૧ વરસ સુધી સુરત જીલ્લા મહાસભા સમીતીનું તેમણે પ્રમુખસ્થાન ભોગવ્યું હતું. સત્યાગ્રહ તેમજ કાયદાભંગ અંગેની કોંગ્રેસની ચળવળમાં તેમણે ભાગ લીધેલો હોવાથી તેમને સજા થઈ હતી. તેમણે સુરત બરો મ્યુનીસીપાલીટીના પ્રમુખ, ધારાસભાના સભ્ય, તથા મુંબઈની સોશીયલ સરવીસ લીગના માનદ તબીબનો હોદ્ધો ભોગવ્યો હતો.

સરનામું:—સુરત.

**રાવ, શ્રી વિનાયક ગણપત,** બી. એ. (મુંબઈ), બી.એ., એલએલ.બી (કેન્ટરબરી), મુંબઈની એલ્ફીન્સ્ટન કોલેજમાં ફ્રેંચના પ્રોફેસર—એમનો જન્મ ૧૮૮૮ માં થયો હતો. એમણે એલ્ફીન્સ્ટન કોલેજ, સેંટ જોન્સ કોલેજ (કેમ્બ્રીજ), ફ્રાંસની ગ્રેનોબલ યુનિવર્સીટી વિગેરેમાં વિદ્યાભ્યાસ કર્યો હતો. ૧૯૧૪ થી ૧૯૧૭ સુધી એલ્ફીન્સ્ટન કોલેજમાં ફ્રેંચના માનદ પ્રોફેસર તરીકે સેવા આપી હતી. ૧૯૨૩–૧૯૨૪ માં સરકારી લો કોલેજમાં કાયદાના પ્રોફેસર હતા, ૧૯૨૩ માં ઇંડીઆ લો રીપોર્ટસ, બોંબે સીરીઝના મદદનીશ "લો રીપોર્ટર" હતા. તેઓ જે. પી. છે અને મુંબઈ કોરપોરેશનના સભ્ય હતા, મુંબઈ મ્યુનિસિપાલીટીની શાળા સમિતિના એકવાર પ્રમુખ હતા, હિંદુસ્થાન સ્કાઉટસ એસોસીએશનના પ્રાંતિક કમીશનર, જુનીઅર રેડ ક્રોસ સોસાયટીના ચેરમેન, ફેકલ્ટી ઓફ આર્ટસના ડીન, યુનિવર્સિટી ટ્રેનીંગ કોરના લેફ્ટેનંટ.

સરનામું:—૩૪૭, કાલબાદેવી રોડ, મુંબઈ (૨)

**સેન, શ્રી. ઉષાનાથ,** સી. બી. ઈ., એસોસીએટેડ પ્રેસ ઓફ ઇંડીઆના ડાયરેકટર અને મેનેજીંગ એડીટર—એમનો જન્મ ૧૮૮૦ માં થયો હતો. કલકત્તાની રીપન કોલેજમાં એમણે અભ્યાસ કર્યો છે.

સરનામું:—એસોસીએટેડ પ્રેસ ઓફ ઇંડીઆ, ૪ થી પાર્લામેંટ સ્ટ્રીટ, ન્યુ દિલ્હી.

**રામ શરણદાસ, લાલા,** રાયબહાદુર, સી. આઇ. ઇ. કાઉન્સીલ ઓફ સ્ટેટમાં વિરોધ પક્ષના અગ્રેસર—એમનો જન્મ ૧૮૭૬ માં થયો હતો. ૧૯૧૨ થી ૧૯૨૦ માં પંજાબની ધારાસભાના સભ્ય હતા. તેઓ રાયબહાદુર લાલા મેલારામના પુત્ર થાય. તેઓ લંડન ખાતેની રીઝર્વ બેંક કમીટીમાં સરકાર તરફના ડેલીગેટ, ઇમ્પીરીઅલ બેન્ક ઓફ ઇંડીઆના ડીરેકટર, સેંટ્રલ બેંક ઓફ ઇંડીઆ લી૦ (પંજાબ શાખા) ની સલાહકાર કમીટીના ચેરમેન, ઈંડીઅન ઇન્સ્ટીટયુટ ઓફ બેંકર્સ (પંજાબ શાખા) ના ચેરમેન, કાનપુરની બ્રિ. ઇંડીઆ કોરપોરેશન લી૦ ના ડીરેકટર, ઈંડીઅન ટ્રાન્સ–કોન્ટીનેન્ટલ એરવેઝ લી૦ ના ડીરેકટર, અને ઉત્તર હિંદ વ્યાપારી ચેમ્બરના પ્રમુખ હતા. લંડન ખાતે ૧૯૩૩ માં ફેડરેટેડ ચેમ્બર્સ ઓફ બ્રિટિશ એમ્પાયર સેશન્સમાં ઉત્તર હિંદની ચેમ્બરના ડેલીગેટ તરીકે ગયા હતા. ઓલ ઇંડીઆ લેંડ હોલ્ડર્સ એસોસીએશનના સભ્ય છે, ગ્વાલીઅર સ્ટેટ ઇકોનોમીક બોર્ડ ઓફ ડેવેલપમેન્ટના ઉપ–પ્રમુખ, કનકર્ડ ઓફ ઇંડીઆ ઇન્શ્યુરંસ કંપનીના ડીરેકટર અને લાહોરની મેલારામ કોટન સ્પીનીંગ એન્ડ વીવીંગ મીલ્સના માલેક છે. પંજાબ સરકારની ડેવેલપમેન્ટ બોર્ડના સભ્ય, સતલજ કોટન મીલ્સ કંપનીના ડાયરેકટર, સનલાઇટ ઓફ ઇંડીઆ ઇન્શ્યુરંસ કંપનીના ચેરમેન, પંજાબ સનાતન ધર્મ પ્રતિનિધિ સભાના પ્રમુખ, લાહોરની સનાતન ધર્મ કોલેજની મેનેજીંગ કમીટીના જનરલ પ્રેસીડંટ, પંજાબ ચેમ્બર ઓફ કોમર્સ અને દિલ્હી અને ઉત્તર હિંદ ચેમ્બર્સ ઓફ કોમર્સ (લાહોર)ની મેનેજીંગ કમીટીના સભ્ય છે.

સરનામું:—લાહોર

**શ્રીવાસ્તવ, ડૉ૦ સર,** જે. પી., નાઈટ, ડી. એસ સી. (આગ્રા), ડી. લીટ. (લખનો), એમ. એસ સી., ટેક. (વીકટ), એ. એમ. એસ. ટી., એ. આઇ. સી., સ્વ૦ મુન્શી જાનકીપ્રસાદ શ્રી વાસ્તવના પુત્ર, બંસી જીલ્લાના રાઇસ અને જમીનદાર—એમનો જન્મ ૧૮૮૯ માં થયો હતો. એમણે કૈલાશ કુમારી સાથે લગ્ન કર્યાં હતા, જેમને બે પુત્ર અને પાંચ દીકરી છે. એમણે કાનપુરની ક્રાઇસ્ટ ચર્ચ કોલેજ, અલ્લાહાબાદની મયુર સેન્ટ્રલ કોલેજ અને મેન્ચેસ્ટર કોલેજ ઓફ ટેકનોલોજીમાં અભ્યાસ કર્યો હતો. એમનો કાનપુરમાં મોટો ધંધો છે. ન્યુ વીકટોરીઆ મીલ અને ઇન્ડીઅન ટરપેન્ટાઇન એન્ડ રોસીન કંપનીનો વહીવટ કરે છે. અલ્લાહબાદ બેન્ક લી૦, વેસ્ટર્ન ઇન્ડીઆ મેચ કંપની, પાયોનીઅર લી૦, રેઝા ટેક્ષટાઇલ્સ લી૦ અને ગ્રેટ સુગર કમ્બાઇન લી૦ના ડીરેકટર છે. ૧૯૨૬–૩૬ માં અપર ઇન્ડીઆ ચેમ્બર ઓફ કોમર્સના પ્રતિનિધી તરીકે યુ. પી. લેજીસ્લેટીવ કાઉન્સીલમાં ચુંટાયા હતા. નવી યુ. પી. વડી ધારાસભામાં પણ બીનહરીફ ચુંટાઇ આવ્યા હતા. ૧૯૨૮ માં યુ. પી. સાઇમન કમીશન કમીટીના પ્રમુખ હતા. ૧૯૨૮–૩૧ માં કાનપુરના ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટના માનદ પ્રમુખ હતા. ૧૯૩૧–૩૭ માં યુકત પ્રાંતના કેળવણીખાતાંના પ્રધાન હતા. ૧૯૩૭ માં નાણાં અને ઉદયોગ ખાતાંના પ્રધાન થયા હતા.

સરનામું:—કૈલાશ, કાનપોર,

**પદમસી દામોદર ગોવિંદજી**, જે પી.— શેઠ પદમસી મેસર્સ દામોદર ગોવીંદજી સન્સની કંપનીના માલેક છે. એમનો જન્મ



૧૮૯૧માં થયો હતો. મુંબઇની એલ્ફીન્સ્ટન હાઇસ્કુલ અને કોલેજમાં કેળવણી લીધેલી. ઘણા ઇનામો પણ મેળવેલા. ૧૯૦૮ માં મેટ્રીકની પરીક્ષા પસાર કરેલી. ૧૯૦૭માં બાઇ પ્રેમકોરબાઇ સાથે લગ્ન કરેલા, એમને ત્રણ દીકરીઓ છે. ૧૯૩૫ માં જે. પી. બન્યા. હિંદુસ્તાન સ્પીનીંગ એન્ડ વીવીંગ કંપની લી૦ અને મરકન્ટાઇલ ઇનસ્યુરન્સ કંપની લી૦ના ડીરેકટર, બોંબે પીસ ગુડસ નેટીવ મરચન્ટસ એસોસીએશન અને હાલાઇ ભાટીઆ મહાજનના માનદ મંત્રી, મુંબઇ ગૌરક્ષક મંડળીના આશ્રયદાતા અને ખજાનચી છે. એ ઉપરાંત તેઓ ધોયલાં અને ફેન્શી કાપડના વેપારીઓની મંડળીના ઉપપ્રમુખ છે. એમને નવાનગરના ના૦ મહારાજા તરફથી સોનાનો ચન્દ્રક અર્પણ કરવામાં આવ્યો છે અને તેઓ જામનગર રાજ્યમાં સારૂં માન અને પ્રતિષ્ઠા ધરાવે છે. બોંબે પીસ ગુડસ નેટીવ મરચન્ટસ એસોસીએશનના મફત દવાખાનાના ટ્રસ્ટી છે. બોંબે પીસ ગુડઝ મારકેટ કંપની (મુળજી જેઠા મારકેટ)ના મંત્રી પણ છે. ના૦ વાઇસરોયે દેશના પશુધનની સુધારણા અર્થે ઉપાડેલી યોજનામાં એમણે સહાય કરેલી અને મુંબઇ પ્રાંતના ખેતીવાડી ખાતાં મારફતે રૂ. ૫૦૦ની રકમ ભેટ મોકલાવેલી. આ રકમમાંથી ગીર જાતના આખલાની ખરીદી થઇ હતી અને પંઢરપુર જીલ્લાના ઢોરોની સુધારણા અર્થે એ આખલાને પંઢરપુરમાં મુકવામાં આવ્યો હતો. ગત મહા યુદ્ધ પ્રસંગે એમણે રૂ. ૨૦૦૦૦ જેટલી વૉર લોન લીધેલી. પોતાના પિતાશ્રીની યાદમાં એમણે જામખંભાળીઆ ખાતે દામોદર ગોવીંદજી મીડલ સ્કુલ માટે મકાન બંધાવવા રૂ ૨૦૦૦૦ ની ભેટ આપેલી. એ ઉપરાંત જામનગર અને જામખંભાળીઆ ખાતે "દામોદર ગોવિંદજી મેટરનીટી કોટેજીસ" બાંધવાનો બધોજ ખર્ચ આપેલો. શેઠ પદમસી સ્વભાવે ઉદાર હોવાથી અનેક ધર્માદા સંસ્થાઓને એમણે સારી રકમો ભેટ આપી છે. સારા અને મળતાવડા સ્વભાવને પરીણામે તેમજ ઉદાર દીલ હોવાથી જેમના સંસર્ગમાં આવે છે તેઓના પ્રેમ અને માન જીતી લે છે.

સરનામું:—૧૫, મહાલક્ષ્મી ટેમ્પલ સ્ટ્રીટ, વોર્ડન રોડ, મુંબઇ.

**ચરનજીવ, મી૦ જનમેજ્ય,** એમ. એ. (કેન્ટબરી)—તેઓનો જન્મ ૧૯૦૮ ના સાલમાં થયો હતો. લાહોરની ગવર્નમેન્ટ કોલેજ અને કેમ્બ્રીજની એમેન્યુઅલ કોલેજમાં કેળવણી લીધી હતી. કેમ્બ્રીજ યુનીવર્સીટી કરોકોડાઇલ કલબના તેઓ પ્રેસીડન્ટ છે. ૧૯૩૧–૩૨ ના સાલની કેમ્બ્રીજની એમેન્યુઅલ કોલેજની ટેનીસ ટીમના તેઓ કેપ્ટન હતા. તેવણુ એક 'ટેનીસ બ્લુ' પણ છે, અને ૧૯૨૯ થી ૧૯૩૨ સુધી ઓક્ષફર્ડ ટીમ સામેની મેચોમાં ભાગ લીધો હતો. ડેવીસ કપ ટુર્નામેન્ટમાં હીંદના પ્રતીનીધી તરીકે વીંમબલડન ખાતે તેમણે હાજરી આપી હતી. ૧૯૩૫ માં મુંબઇ મધે યુગોસ્લાવ્યા સામેની દેશપરદેશની ટીમો વચ્ચેની મેચમાં તેમણે હીંદના પ્રતીનીધી તરીકે ભાગ લીધો હતો.

સરનામું:—બરમા શેલ, મુંબઇ.

**ચેટી, સર આર. કે. સનમુખમ,** કે. સી. આઇ. ઇ., બી. એ., બી. એલ.—એમનો જન્મ ૧૮૯૨ ના અકટોબર મહીનામાં થયો હતો. મદ્રાસની ક્રીશ્ચીયન કોલેજમાં તેમણે કેળવણી લીધી હતી. ૧૯૨૪ ના સાલમાં તેમણે ઇંગ્લાંડની મુલાકાત લીધી હતી. ૧૯૨૬ માં ઓસ્ટ્રેલ્યા મધે મળેલાં એમ્પાયર પાર્લામેન્ટરી એસોસીએશનના ડેલીગેશનમાં હીંદના પ્રતીનીધી તરીકે હાજરી આપી હતી. હીંદની વડી ધારાસભાની કોંગ્રેસ પાર્ટીના તેઓ ચીફ વ્હીપ હતા. ૧૯૨૮ ના સાલમાં જીનીવા ખાતે મળેલી દેશ પરદેશોના મજુરોની કોનફરન્સમાં હીંદી કારખાનાવાળાઓના ડેલીગેટના સલાહકાર તરીકે હાજરી આપી હતી. સેન્ટ્રલ બેન્કીંગ ઇન્કવાયરી કમીટીના એક સભ્યનો ઓધ્ધો ભોગવવા ઉપરાંત હીંદની વડી ધારાસભાના પહેલા ડેપ્યુટી પ્રેસીડન્ટનો અને તે પછીથી તેના એકમતે ચુંટી કઢાયલા પ્રેસીડન્ટનો ઓધ્ધો ભોગવ્યો હતો. તે પછી તેઓ કોચીનના દીવાન નીમાયા હતા અને હાલમાં તેઓ અમેરીકા મધેના હીંદી ફેડરેશનના વડા નીમાયા છે.

સરનામું:—હેર્વડન રેસકોર્સ,
કોઇમબટોર.

**ચોઇથરામ ગીડવાની, ડૉ૦ પ્રતાપરાય**—એમનો જન્મ ૧૮૮૯ ના સાલમાં થયો હતો. ૧૯૧૧ માં તેઓ હેદ્રાબાદની જેલના તબીબ હતા જે ઓધ્ધા ઉપરથી ફારેગ થઇ ૧૯૧૨ માં તેઓ બ્રહ્મચર્ય આશ્રમમાં જોડાયા હતા. ૧૯૧૯ માં સત્યાગ્રહની ચળવળમાં જોડાયા હતા. ૧૯૨૨ માં રાજદ્રોહના આરોપસર તેઓને જેલની સજા થઇ હતી. ૧૯૨૩ માં તેઓનો છુટકારો થતાં બદનક્ષીના આરોપ માટે ફરી ધરપકડ થઇ હતી. સીંધની પ્રાંતીક કોંગ્રેસ કમીટીના ૧૯૨૩–૨૪ ના સાલ માટેના તેઓ પ્રેસીડન્ટ હતા. છેલ્લી સત્યગ્રહની ચળવળમાં પડવાથી તેઓને ફરી જેલની સજા થઇ હતી.

સરનામું:—હૈદ્રાબાદ (સીંધ).

**ચુરી, મી૦ પી. ડી**—મુંબઇના ઇનસ્યુરન્સ સરકલમાં મી૦ ચુરી જાણીતા છે. નેશનલ ઇન્શ્યુરન્સ કુંપનીના તેઓ વર્ષો સુધી બ્રાન્ચ સેકરેટરી હતા. હાલમાં ન્યુ સ્વસ્તીક ઇન્શ્યુરન્સ કુંપની લીમીટેડના સ્થાપકોમાંના તેઓ એક છે.

સરનામું:—ગામદેવી, મુંબઇ ૭.

**ફ્રેલાહ, મી૦ એસ. એમ. એચ.**— એમનો જન્મ ૧૯૦૨ ના સાલમાં થયો હતો. બોમ્બે કવોડરેંગ્યુલર પારસી ટીમના તેઓ એક જવાન સભ્ય છે અને એ ટીમમાં ૧૯૨૨ ના સાલથી તેઓ રમતા આવ્યા છે. દરેક સીઝન દરમ્યાન તેઓ ૧૦૦૦ થી વધુ રન લેતા આવ્યા છે. તેમનો સૌથી ચઢયાતો સ્કોર ૨૦૪ રને નોટ–આઉટ રહેવાનો છે. મહાન પારસી ઓલ–રાઉન્ડર જે. એસ. વોર્ડનના હાથ હેઠળ તેમણે ક્રીકેટનું કોચીંગ લીધું હતું. ૧૯૩૨ ના સાલમાં ઇંગ્લાંડની મુલાકાતે ગયલી ઓલ ઇંડીઆ ટીમના તેવણ એક મેમ્બર હતા. ૧૯૩૩ માં મુંબઇમાં રમાયલી પહેલી ટેસ્ટ મેચમાં ઇંગ્લાંડ સામે ઉતરેલી ટીમમાં તેવણ રમ્યા હતા.

સરનામું:—પારસી જીમખાના, મુંબઇ અને રણજીત લોજ, જામનગર.

**સુબારાયન, ડૅા૦ પી.**, એમ. એ., બી. સી. એલ. (ઓક્ષન), એલ એલ. ડી. (ડબલીન), કુમાર મંગળમના જમીનદાર—એમનો જન્મ ૧૮૮૮ માં થયો હતો. એમણે મદ્રાસ અને ઓક્ષફર્ડ ખાતે કેળવણી લીધી હતી. સુધારા પછીની પહેલી ધારાસભાની કાઉન્સીલના થોડા મહિના મંત્રી હતા. ૧૯૨૦ માં સાઉથ સેન્ટ્રલ લેન્ડ હોલ્ડર્સ તરફથી મદ્રાસની ધારાસભાના સભ્ય ચુંટાયા હતા. ૧૯૨૦ માં ઓલ ઇન્ડીઆ કોંગ્રેસ કમીટીના સભ્ય હતા, ૧૯૨૬–૩૦ માં મદ્રાસ સરકારના મુખ્ય પ્રધાન હતા. મદ્રાસની નવી વડી ધારાસભામાં બીનહરીફ ચુંટાઇ આવ્યા હતા. ૧૯૩૭–૩૯ માં ઓલ ઇન્ડીઆ કોંગ્રેસ કમીટીના સભ્ય હતા. મદ્રાસની કોંગ્રેસ સરકારમાં કાયદાના પ્રધાન હતા. મદ્રાસ ઓલીમ્પીક એસોસીએશન, બોર્ડ ઓફ કંટ્રોલ ફોર ક્રીકેટ ઇન ઇન્ડીઆ, મદ્રાસ હોકી એસોસીએશન અને મદ્રાસ ક્રીકેટ એસોસીએશનના પ્રમુખ છે.

સરનામું:—"ઇમાવાડી હાઉસ" ત્યાગરાજનગર, મદ્રાસ.

**કુપર ડૅા૦ રૂસ્તમ અરદેશર**—મુંબઇની સર જે. જે હોસ્પીટલના તેવણ એક ઓનરરી ઓરલ (Aural) સરજ્યન છે. મુંબઇની ધી બમનજી દીનશા પીટીટ પારસી જેનરલ હોસ્પીટલ અને પાંઉવાલા હોસ્પીટલના આગલા ઓનરરી સરજ્યન છે. હીંદના જાણીતા સરજ્યનોમાં ડા૦ રૂસ્તમ કુપરનું નામ મોખરે છે.

સરનામું:—મુંબઇ.

**અનસુયાબ્હેન**—શ્રીમતી અનસુયાબ્હેન તબીબી અભ્યાસ માટે જ્યારે વીલાયત ગયાં હતાં ત્યારે મહાત્મા ગાંધીજી સાથ એવણને મેલાપ થતાં તેઓ ગાંધીજીના અનુયાયી બન્યાં હતાં. વીલાયતના પ્રવાસ દરમ્યાન એમણે ત્યાંની મહીલા પ્રવૃતીઓનો અભ્યાસ કીધો હતો. દેશની સ્ત્રીઓની હાલતનો અભ્યાસ કરતાં તેઓની હાલની હાલતથી એમને આઘાત થયો હતો. આજ કારણસર એમણે રાજકીય, સામાજીક તેમજ મજુરોના હીતઅર્થેની ચળવળોમાં ઝંપલાવ્યું હતું. અમદાવાદની મજુર મહાજનના તેઓ પ્રમુખ હતાં. તેઓ પોતાની જીંદગી મજુરોનાં ભલાં અર્થે ગુજારી રહયાં છે.

સરનામું:—અમદાવાદ.

**દેશાઇ, શ્રીમતિ હિરાવંતી મનસુખલાલ**—એમનો જન્મ ૧૯૦૪માં પુના ખાતે આવેલ સોરવલ ગામે ગરીબ પિતાને ઘેર થયો હતો. સાધારણ



ગુજરાતી, મરાઠી અને હિંદીના અભ્યાસ પછી સત્તર વર્ષની ઉંમરે તેમના લગ્ન મુંબઇના જાણીતા શેરદલાલ સ્વ૦ શ્રી. મનસુખલાલ છગનલાલ સાથે થયાં હતાં. લગ્ન પછી શ્રી. મનસુખલાલને ત્યાં પૈસો આવ્યો હતો અને એ પૈસાનો ગરીબ કાજે સારો ઉપયોગ થયો હતો. ૧૯૩૦ની લડત દરમ્યાન તેમને ત્યાંજ સરદાર વલ્લભભાઈ પટેલ તથા અન્ય કોંગ્રેસ અગ્રેસરોના મંત્રણાઓ ચાલતી અને શ્રીમતિ હિરાવંતી પતીના કાર્યમાં પુરેપુરો સાથ દેતાં. એમના પતી ટ્રસ્ટ કરી ગયા છે. તેમાંથી શ્રીમતિ હિરાવંતી બ્હેનની સંમતિથી મોટી સખાવતો થઇ રહી છે ટ્રસ્ટીઓમાં સરદાર પટેલ પણ છે. થોડા સમય પહેલાં આણંદ ખાતે સ્થપાયેલી ખેતીવાડીની કોલેજમાં આ ટ્રસ્ટમાંથી નવ લાખની જંગી સખાવત કરવામાં આવી છે. સર હરકીસનદાસ હોસ્પીટલને રૂ. ૮૦ હજાર અપાયા છે. એ ઉપરાંત સ્ત્રી કેળવણી તથા સ્ત્રી ઉન્નતિ માટે પણ અનેક સખાવતો થઇ છે. શ્રીમતિ હિરાવંતી સ્ત્રી ઉપયોગી સંસ્થાઓમાં અગ્રગણ્ય ભાગ લઇ રહયા છે અને પોતાના સ્વર્ગસ્થ પતિની યાદમાં ત્રસ્ટમાંથી લાખોની સખાવત કર્યે જાય છે.

સરનામું:—શાંતાકરૂઝ.

**ભવનાની, મી૦ મોહન**—એમનો જન્મ ૧૯૦૨ના એપ્રીલ માસમાં થયો હતો. તેઓએ માનચેસ્ટરની કોલેજ ઓફ ટેકનોલોજી મધ્યે કેળવણી લીધી હતી અને ડીગ્રી મેળવવા પહેલાં ફીલ્મ ઉદ્યોગમાં પડયા હતા કે જે ઉદ્યોગને લગતી તાલીમ તેમણે જર્મની અને ફ્રાન્સ મધ્યે ચાર વરસ સુધી લીધી હતી. ૧૯૩૧માં તેઓ મીસ ઇનાક્ષી રામરાવ, એમ. એ. (ઓનર્સ) સાથ શાદીના ગાંઠથી જોડાયા હતા. ૧૯૨૫ માં યુરોપથી હીંદ પાછા ફર્યા પછી કોહીનુર ફીલ્મ કુંપની અને ઇમ્પીરીઅલ ફીલ્મ કુપની માટે ૨૦ 'સાઇલન્ટ ફીલ્મો ડાયરેકટ કીધી હતી. ૧૯૩૧થી તેઓ ઇંડીઅન ટોકીઝ પાછળ રોકાયા હતા. ૧૯૩૫માં ભવનાની પ્રોડકશન્સની સ્થાપના કીધી હતી. અત્યાર સુધીમાં તેમણે ઘણાં 'ટોકી' પીકચરો ઉતાર્યાં છે.

સરનામું:—૩, હાર્કનેસ રોડ, મલબાર હીલ, મુંબઇ.

**ઘડીઆળી, કર્નલ દીનશા પેસ્તનજી,** મેટોફીઝીશીઅન અને સાઈકોલોજીસ્ટ— એમનો જન્મ ૧૮૭૩ના નવેમ્બરમાં મુંબઇ મધે થયો હતો. ન્યુયોર્ક પોલીસ રીઝર્વ એર સરવીસના તેઓ માજી કમાન્ડર અને ન્યુ જરસી (યુ. એસ. એ.)ના મલાગા ખાતેના સ્પેકટ્રોકરોમ ઇનસ્ટીટયુટના એઓ પ્રેસીડન્ટ છે. માત્ર ૧૪ વરસની વયથી તેમણે કેમીસ્ટ્રી અને ફીઝીકસમાં અખતરાઓ કરવા માંડયા હતા. ધોલપુર સ્ટેટમાં કામ કરી પતીયાલા સ્ટેટના ઇલેકટ્રીકલ એનજીનીઅર તરીકે પણ તેમણે કામ બજાવ્યું હતું. ૧૮૯૬ ના સાલમાં તેમણે પહેલીજવાર યુનાઇટેડ સ્ટેટસની મુલાકાત લીધી. તે પછી ત્યાંથી મુંબઇ પાછા ફરતાં એમણે મેડીકલ પ્રેકટીશનર તરીકેને ધંધો શરૂ કીધો હતો. પછી ૧૯૦૮ ના સાલમાં પોતાની ઇલેકટ્રીક તેમજ સાયન્ટી-ફીક શોધોને "Promote" કરવાના હેતુથી એઓ ઇંગ્લાંડ અને કોન્ટીનન્ટની મુલાકાતે જવા માટે હીંદ છોડી ગયા હતા ૧૯૧૧ માં એઓ પાછા અમેરીકાની મુલાકાતે ગયા હતા. ૧૯૧૮ ના સાલમાં ન્યુયોર્ક પોલીસ રીઝર્વમાં એમને સરજ્યન કેપ્ટન તરીકે કમીશન મળ્યું હતું. ૧૯૧૯ માં તેઓને મેયર્સ કમીશન મળ્યું હતું અને ન્યુયોર્કની પોલીસ એવીએશન સ્કુલના ગવર્નર તરીકે તેમની નીમણુંક થઇ હતી. તે પછી ન્યુયોર્ક પોલીસ રીઝર્વ એર સરવીસના એઓ કરનલ અને કમાન્ડર તરીકે નીમાયા હતા. વળી ન્યુયોર્કથી ફીલાડેલફીયા તેઓજ પહેલા પોલીસ એર મેલ લઇ ગયા હતા. તેઓની 'સ્પેકટ્રોકરોમ'ની શોધ કે જેનાથી દરદો સાજા કરવામાં આવે છે તેનો ન્યુ જરસી સ્ટેટ તરફથી ૧૯૨૨ ના સાલમાં સ્વીકાર કરવામાં આવ્યો હતો. તેઓ પુર્વના તેમજ પશ્ચીમના મુલકની બધી મળીને સુમારે સોળ ભાષાઓ જાણે છે. ૧૯૩૯ ની સાલમાં તેઓ હીંદની મુલાકાતે આવ્યા ત્યારે કોંગ્રેસ સરકારની પ્રોહીબીશન પોલીસીને ટેકો આપનારાં તેમણે ભાષણો કર્યા હતાં.

સરનામું:—સ્પેકટ્રોકરોમ ઇનસ્ટીટયુટ,
માલાગા, ન્યુ જરસી,
યુ. એસ. એ.

**ચુનીલાલ, રાયસાહેબ**—તેવણુનો જન્મ ૧૮૯૯ના સાલમાં થયો હતો. ૧૯૧૬ માં પેશાવરના મીલીટરી એકાઉ-ન્ટસ ખાતાંમાં જોડાયા હતા, જે ઓહ્દા ઉપરથી ૧૯૧૮ માં તેઓ ફારેગ થયા હતા અને મેસાપોટેમ્યા ખાતેના મીલીટરી એકાઉન્ટસ ડીપાર્ટમેન્ટમાં જોડાયા હતા. ૧૯૨૦ માં મેસાપોટેમ્યાની પોલીસના ફીનાન્સ ડીપાર્ટમેન્ટના હેડ બન્યા. જે પછી લશ્કરી ખાતાં તરફથી તેવણુને કેપટનની ઉંચ્ચ પદવીએ ચઢા-વવામાં આવ્યા હતા. હીંદી સરકારને તેઓએ પોતાના કામથી એટલો બધો તો સંતોષ આપ્યો હતો કે ૧૯૨૫ માં તેઓ ઉપર રાયસાહેબના ખેતાબની નવાજેશ થઇ હતી. ૧૯૨૯ માં હીંદ મધે પાછા ફરતાં મી૦ હીમાનસુરાયના સહકાર સાથ હીમાનસુરાય ઇનટરનેશનલ ટોકીઝ અને પાછળથી ૧૯૩૪ માં બોમ્બે ટોકીઝ લીમીટેડ ઉભી કીધી હતી.

સરનામું:—રેડીમની બીલ્ડીંગ, ચર્ચગેટ
સ્ટ્રીટ, કોટ, મુંબઈ.

**ઠાકોરરામ કપીલરામ, દિવાનબહાદુર,** બી. એ., એલ એલ. બી., સી. આઇ. ઇ., એડવોકેટ (ઓ૦ એસ.), સુરત જીલ્લાના માજી સરકારી પ્લીડર અને પબ્લીક પ્રોસીક્યુટર, (૧૯૩૮ માં નિવૃત્ત થયા)—એમનો જન્મ ૧૮૬૮ માં થયો હતો. શ્રી. કેશવરાય અમૃતરાયની પુત્રી રતનગૌરી સાથે લગ્ન કરેલા. તેમણે ભાવનગરની **આલ્ફ્રેડ** હાઇસ્કુલ અને મુંબઈની એલફીન્સ્ટન કોલેજમાં વિદ્યાભ્યાસ કર્યો હતો. શરૂઆતમાં થોડો વખત સુરતની સોરાબજી જે. જે. હાઇસ્કુલમાં શિક્ષક તરીકે નોકરી કરેલી. પછી સુરતમાંજ ૧૮૯૪ માં વકીલાત શરૂ કરી હતી. ૧૯૦૪ માં સુરત મ્યુનીસીપાલીટીમાં દાખલ થયા હતા અને ૧૯૦૭–૧૯૦૯ અને ૧૯૧૧ માં સ્કુલ્સ કમીટીના ચેરમેન બન્યા હતા. ૧૯૦૮, ૧૯૦૯, :અને ૧૯૧૭–૧૮ માં મેનેજીંગ કમીટીના ચેરમેન અને ૧૯૧૪–૧૭, ૧૯૨૮–૩૧ માં ઉપ–પ્રમુખ હતા ૧૯૨૨–૨૫ માં કમીટી ઓફ મેનેજમેંટના ચેરમેન અને ૧૯૨૫–૩૧ અને ૧૯૩૨ માં સ્કુલ બોર્ડના ચેરમેન બન્યા હતા. ૧૯૨૮ થી રાયચંદ દીપચંદ ગર્લ્સ સ્કુલ સોસાયટીના પ્રમુખ છે, ૧૯૩૦–૩૩ માં પીપલ્સ કો–ઓપરેટીવ બેંકના ચેરમેન, ૧૯૨૨ થી સુરત જીલ્લાના સ્કાઉટ કમીશનર, પ્રાટ કમીટીના સભ્ય હતા અને ૧૯૧૯ માં રોયલ રીફોર્મ્સ કમીશન સમક્ષ તેમણે જુબાની આપી હતી. ૧૯૨૭–૪૦ માં સુરતની સાર્વજનીક એજ્યુકેશનલ સોસાયટીના ઉપ–પ્રમુખ હતા. ૧૯૩૧ માં નીમાયલી બારડોલી તપાસ સમિતિમાં સરકાર તરફના વકીલ હતા. ૧૯૨૧ થી હોમ ફોર હેસ્ટીટયુટ ચીલ્ડ્રનના પ્રમુખ છે. ૧૯૩૫ માં જુબીલી ચંદ્રક મળ્યો હતો. ના૦ શહેનશાહ છઠ્ઠા જ્યોર્જના રાજ્યારોહણ પ્રસંગે ચાંદીનો ચંદ્રક મળેલો અને ૧૯૩૬ માં સ્કાઉટ પ્રવૃત્તી અંગેની સેવા બદલ ચંદ્રક મળેલો.

સરનામું:—સંઘાડીઆવાડ, સુરત.

**બોલે, રાવબહાદુર સીતારામ કેશવ,** જે. પી.—એમનો જન્મ ૧૮૬૯ ના સાલમાં થયો હતો. ૧૯૨૨ થી ઘણાં વરસો સુધી તેઓ મુંબઇની મ્યુનીસીપાલ કોરપોરેશનના એક સભ્ય હતા. ૧૯૨૧ માં મુંબઇની લેજીસ્લેટીવ કાઉનસીલના એક સભાસદ તરીકે ચુંટી કઢાયા હતા. ૧૯૧૧ માં સુલેહના એક અમલદાર અને તે પછી ૧૯૧૨ માં ઓનરરી પ્રેસીડન્સી મેજીસ્ટ્રેટ નીમાયા હતા. ૧૯૧૯ માં તેઓ ઉપર રાવબહાદુરના ખેતાબની નવાજેશ થઇ હતી. એ ઉપરાંત ભંડારી એડયુકેશનલ કોનફરન્સ, નાસીક ડીસ્ટ્રીકટ નોન–બ્રાહ્મીણ એડયુકેશનલ કોન્ફરન્સ, વીગેરે કોનફ્રન્સોના તેઓ પ્રેસીડન્ટ હતા.

સરનામું:—દાદર, મુંબઇ.

**શેઠ, શ્રી. માવજી ગોવિંદજી**—એમનો જન્મ ૧૮૮૩ માં કચ્છ–ભુજમાં ગરીબ માતપિતાને ત્યાં થયો હતો. તેમની વિદ્યાર્થી તરીકેની કારકીર્દી ઝળકતી હતી. અંડર ગ્રેજ્યુએટ હોવા છતાં તેમણે "કરસનદાસ મુલજીના જીવન અને કાર્યની પશ્ચિમ હિંદની સામાજીક પ્રગતિપર અસર" એ વિષયપર સુંદર નિબંધ લખવા માટે મુંબઇ યુનીવર્સીટી તરફથી રૂ. ૧૫૦ નું ઇનામ મળ્યું હતું.

તેમણે શિક્ષક તરીકે અમદાવાદમાં પોતાના જીવનની શરૂઆત કરી હતી અને પછી વર્તમાન પત્રના તંત્રી બન્યા હતા. અમદાવાદથી મુંબઇ આવી વેપારમાં પડયા હતા. તેમણે હિંદ કો-ઓપરેટીવ સ્ટોર્સ લી૦ની સ્થાપના કરી હતી. ૧૯૦૪થી શ્રી. શેઠે રાષ્ટ્રીય પ્રવૃત્તિમાં ભાગ લેવા માંડયો હતો. ૧૯૦૫ની બંગભંગની ચળવળથી તેમણે સ્વદેશી વ્રત લીધું હતું અને ૧૯૧૮માં મુંબઇ ખાતે મળેલી કોંગ્રેસની ખાસ બેઠકના તેઓ મંત્રી નીમાયા હતા. ૧૯૧૮–૨૦ સુધી તેઓ ઓલ ઇંડીઆ કોંગ્રેસ કમીટીના સભ્ય હતા. છેવટે ૧૯૨૧માં મતભેદ પડતાં કોંગ્રેસમાંથી મીસીસ એનીબેસંટ સાથે રાજીનામું આપ્યું હતું. શ્રી. શેઠે હોમરૂલ લીગની ચળવળમાં આગળ પડતો હીસ્સો આપ્યો હતો. ઉપરાંત હિંદની પ્રથમ ટ્રેડ યુનીઅનના તથા બુદ્ધ સોસાયટીના સ્થાપક તથા થીઓસોફીસ્ટ આગેવાન છે. કચ્છની પ્રજાકીય લડતમાં પણ તેઓ મોખરે છે.

સરનામું:—શાન્તાકરૂઝ.

**સુહરાવર્દી, સર હસન,** નાઇટ, લેફ. કર્નલ, આઇ. ટી. એફ., ઓ. બી. ઇ., એલ. એમ. એસ., એમ ડી., એફ. આર. સી. એસ. આઇ ડી. પી. એચ, ઓનરરી એલ એલ. ડી. (લંડન), ડી. એસ. સી. (કલકત્તા) હિંદી વજીરના સલાહકાર—તેમનો જન્મ ૧૮૮૪ માં થયો હતો. મૌલાના આબેદુલ્લા અલ ઓબૈદી સુહરાવર્દીના પુત્ર થાય. તેમણે ઢાકા મદરેસા, ઢાકા કોલેજ અને કલકત્તા મેડીકલ કોલેજમાં અભ્યાસ કર્યો હતો. પોસ્ટ ગ્રેજ્યુએટ ડબ્લીન, એડીનબરો અને લંડન. ૧૯૨૨માં બંગાળની લેજીસ્લેટીવ કાઉન્સીલના ડેપ્યુટી પ્રમુખ થયા હતા. ૧૯૩૧માં એડીનબરો ખાતે મળેલી બ્રીટીશ એમ્પાયર યુનીવર્સીટી કોંગ્રેસમાં ગયેલા હિંદી પ્રતિનિધિ મંડળના અગ્રેસર હતા. કલકત્તા યુનીવર્સીટી કોરના કમાન્ડીંગ ઓફીસર અને એસોસીએટ કમાન્ડર ઓફ ધી ઓર્ડર ઓફ સેંટ જોન, મહાત્મા ગાંધીએ સ્થાપેલા ઇંડીઅન ફીલ્ડ એમ્બ્યુલન્સ બોઝ વોટર, લંડન (૧૯૧૪)ના ઓરગેનાઇઝીંગ મેમ્બર, બંગાળ પબ્લીક સરવીસીસ કમીશનના માજી મેમ્બર અને ૧૯૩૦–૩૪માં કલકત્તા યુનીવર્સીટીના વાઇસ-ચેન્સેલર હતા. ના૦ વાયસરોયના ઓનરરી સરજ્યન છે. એમણે "મધર એન્ડ ઇન્ફન્ટ વેલ્ફેર ફોર ઇંડીઆ", "કલકત્તા એન્ડ એમ્પાયર્સ", "મેન્યુઅલ ઓફ પોસ્ટ ઓપરેટીવ ટ્રીટમેન્ટ" વિગેરે પુસ્તકો પ્રગટ કર્યાં છે.

સરનામું:—ઇંડીઆ ઓફીસ, લંડન.

**ભારગવ ડૉ૦ ગોપીચંદ,** એમ. બી. બી. એસ.—લાહોરની મેડીકલ કોલેજમાં કેળવણી લીધી હતી. ૧૯૧૩ના સાલથી તબીબ તરીકેની પ્રેકટીસ શરૂ કીધી હતી. ૧૯૧૯માં દેશની આઝાદી માટેની ચળવળમાં જોડાયા હતા. ૧૯૩૫માં પ્રેકટીસ છોડી દીધી હતી. લાહોરની લાલા ગણપતરાય ફ્રી હોસ્પીટલના તેઓ એક ટ્રસ્ટી, લાહોરની હરીજન સેવક સંઘના પ્રેસીડન્ટ હોવા ઉપરાંત તેઓ અનેક જાહેર સંસ્થાઓ સાથ સંબંધ ધરાવે છે.

સરનામું:—૪, કોર્ટ સ્ટ્રીટ, લજપતરાય ભવન, લાહોર.

**હાસમભાઇ જેઠા**—શેઠ હાસમભાઇનો જન્મ ૧૯૦૦ના સાલમાં કાઠીયાવાડ મધ્યે થયો હતો. તેઓએ



માત્ર પ્રાથમીક કેળવણીજ લીધી છે. ૧૯૧૭ના સાલમાં તેમણે મુંબઇ આવી એક નાના વેપારી તરીકે ધંધાની શરૂઆત કીધી હતી. ૧૯૧૮ માં તેમણે ખાલી પીપો (drums)નો ધંધો નાના પાયા ઉપર શરૂ કીધો હતો. પોતાની જાતી હુશિયારીથી મહેનત અને ખંતને અંગે તેમણે પોતાના આ ધંધાને એટલો બધો તો મચાવી દીધો કે આજે મુંબઇમાં આ ધંધો કરનારા મોટા વેપારીઓની તેઓ હરોળમાં આવી શકે છે. ૧૯૪૦ માં તેમણે ખાલી પીપો બનાવવા માટેનું પોતાનું કારખાનું પણ ઉભું કીધું છે. ધંધાને અંગે તેઓ સરકાર, રેલ્વેઓ, ટ્રામ્વે કુંપની, મીલો, જાહેર બાંધકામ ખાતાં વીગેરે સાથ સંબંધ ધરાવે છે. ૧૯૩૪ માં તેઓ ઇંગ્લાંડ તેમજ કોન્ટીનન્ટના પ્રવાસે નીકળ્યા હતા.

સરનામું:—ગ્રેટ ઇસ્ટર્ન મીલ્સ નજીક, પરેલ રોડ, મુંબઇ નં૦ ૧૨.

**દેશાઇ, મી૦ ખંડુભાઇ કશનજી**—એમનો જન્મ ૧૮૯૮ના સાલમાં વલસાડ ખાતે થયો હતો. ૧૯૨૦ ની અસહકારની ચળવળને અંગે એમણે બી. એ. નો અભ્યાસ પડતો મેલ્યો હતો અને વલસાડ ખાતે રાષ્ટ્રીય શાળા ઉભી કીધી હતી. ૧૯૨૧ના સાલમાં એવણ અમદાવાદના મજૂર મહાજનમાં જોડાયા હતા, જેના તેઓ પાછળથી ઓનરરી સેક્રેટરી નીમાયા હતા. મજુર સેવા એમના જીવનનો મુદ્રા લેખ છે. સત્યાગ્રહની ચળવળને અંગે તેઓને કારાવાસ ભોગવવો પડયો હતો. એવણ અમદાવાદની મ્યુનીસીપાલીટીના, અખીલ હીંદ મહાસભા સમીતીના તેમજ મુંબઇની લેજીસ્લેટીવ એસેમ્બલીના એક સભાસદ છે.

સરનામું:—મજુર મહાજન, અમદાવાદ.

**કાપડીઆ, મી૦ મોતીચંદ ગીરધરલાલ**—એમનો જન્મ ૧૮૯૭ના સાલમાં મુંબઇ મધ્યે થયો હતો. તેઓ જાણીતા સોલીસીટર તથા ચુસ્ત કોંગ્રેસમેન છે. ૧૯૩૦–૩૨ ની કોંગ્રેસની કાયદાભંગની ચળવળમાં ભાગ લેવા માટે એમને જેલની સજા થઇ હતી. તેઓ એક અચ્છા વકતા અને લેખક છે. જઇન કોમની બહેતરી માટે તેઓ ભારે શ્રમ લઇ રહયા છે. એવણ મુંબઇની મ્યુનીસીપલ કોરપોરેશનના તેમજ તેની જુદી જુદી કમીટીઓના એક સભ્ય પણ છે.

સરનામું:—મુંબઇ.

**ચુંદરીગર, મી૦ ઇસમાઇલ ઇબ્રાહીમ**, બી. એ , એલ એલ. બી.—એમનો જન્મ અમદાવાદ ખાતે ૧૮૯૭ના સાલના સપ્ટેમ્બર મહીનામાં થયો હતો.



તેઓની એકેડેમીક કારકીર્દી ઘણી ઝળકતી નીવડી હતી અને બીજી એલ એલ. બી.ની પરીક્ષામાં આખા મુંબઇ ઇલાકામાં બીજા નંબરે પસાર થયા હતા. ૧૯૨૦ના સાલમાં તેમણે અમદાવાદ ખાતે એક ધારાશાસ્ત્રી તરીકે પ્રેકટીસ શરૂ કીધી હતી. ૧૯૨૬ના સાલમાં તેઓની અમદાવાદના એસીસ્ટન્ટ પબ્લીક પ્રોસીકયુટર અને ગવર્નમેન્ટ પ્લીડર તરીકે નેમણુંક થઇ હતી. ૧૯૩૭માં તેઓ આ ઓધ્ધા ઉપરથી ફારેગ થયા હતા. આ પહેલાં મી૦ ચુંદરીગરે સર લલ્લુભાઇ લો કોલેજમાં લગભગ ચાર વરસ સુધી પ્રોફેસર તરીકે કામ કીધું હતું. ૧૯૨૪ થી ૧૯૨૭ સુધી તેઓ અમદાવાદની મ્યુનીસીપાલીટીના એક સભ્ય હતા. અમદાવાદની અનજુમને ઇસ્લામના ઓનરરી સેકરેટરી તરીકે તેમણે ૧૯૨૭ થી ૧૯૩૭ સુધી સેવા કરી હતી. ૧૯૨૭માં અમદાવાદ ખાતે મળેલી પહેલી ગુજરાત અને કાઠીઆવાડ મુસ્લીમ કેળવણી કોનફરન્સના તેઓ ઓ૦ સેકરેટરી હતા. અમદાવાદની મુસ્લીમ એજયુકેશન સોસાયટીના પણ તેઓ ઓ૦ સેકરેટરી છે. અમદાવાદની સુની મુસ્લીમ વકફ કમીટીના તેવણ એક સભાસદ છે. ઇલાકાના ઉત્તર વિભાગમાં મુસ્લીમ લીગની શાખાઓ ઉભી કરવામાં તેમણે અગ્રપદ લીધું હતું. ૧૯૩૮માં અમદાવાદ ખાતે મળેલી બોમ્બે પ્રોવીનશ્યલ મુસ્લીમ લીગની પહેલી બેઠકની રીસેપશન કમીટીના તેવણ ચેરમેન હતા. મુંબઇની લેજીસ્લેટીવ એસેમ્બલીની મુસ્લીમ લીગ પાર્ટીના તેઓ ડેપ્યુટી લીડર છે. બોમ્બે પ્રોવીનશ્યલ મુસ્લીમ લીગના એવણ હાલના પ્રેસીડન્ટ છે. ૧૯૪૦ના એપ્રીલ મહીનામાં મુબઇ હાઇકોર્ટના ઓરીજીનલ સાઇડના એડવોકેટ તરીકે તેવણ એનરોલ થયા હતા.

સરનામું:—ચોપાટી સી ફેસ, મુંબઇ.

**દેવદાસ, સર એમ. ડી.**, બાર-એટ-લો— એઓ મદ્રાસની હાઇકોર્ટના રીટાયર્ડ જડજ છે. મદ્રાસની ધારાસભાના એકવાર ચુંટી કઢાયલા સભાસદ હતા. પાલમકોટ ખાતે કેળવણી લઇ ત્યાં પ્રેકટીસ કીધા પછી બારીસ્ટરની પરીક્ષા પસાર કીધી હતી. ૧૯૩૦ના સાલમાં તેઓ કાઉન્સીલ ઓફ સ્ટેટના એક સભ્ય હતા.

સરનામું:—સીલવન લોજ, લુઝ,
માયલાપોર, મદ્રાસ.

**ત્રીવેદી, સર ચંદુલાલ માધવલાલ,** આઈ. સી. એસ., બી. એ. (મુંબઇ), ઓ. બી. ઇ., સી. આઇ. ઇ., મધ્ય પ્રાંતની સરકારના મુખ્ય મંત્રી—તેમનો જન્મ ૧૮૯૩ માં થયો હતો. તેમણે મુંબઈની એલ્ફીન્સ્ટન કોલેજ અને ઓક્ષફર્ડની સેન્ટ જોન્સ કોલેજમાં અભ્યાસ કર્યો હતો. ૧૯૧૭ માં ઇંડીઅન સીવીલ સર્વીસમાં દાખલ થયા અને ૧૯૨૧ સુધી મધ્ય પ્રાંતના મદદનીશ કમીશનર તરીકે નોકરી બજાવી. જુદા જુદા ખાતાંઓમાં નોકરી કર્યા પછી ૧૯૩૨–૩૫ માં હીંદી સરકારના હોમ ડીપાર્ટમેન્ટમાં ડેપ્યુટી સેક્રેટરી તરીકે નીમાયા હતા. ૧૯૩૫–૩૬ માં તેમને હીંદી સરકારની સેક્રેટરીએટ ઓરગેનાઇઝેશન કમીટીના મંત્રી બનાવવામાં આવ્યા હતા. ૧૯૩૬ માં વરાડના અને ૧૯૩૬–૩૭ માં ચતીસગઢ ડીવીઝનના કમીશનર નીમાયા હતા. ૧૯૩૭ થી મધ્ય પ્રાંતની સરકારના મુખ્ય મંત્રી છે.

સરનામું:—નાગપુર.

**ટાગોર, મહારાજ બહાદુર સર પ્રદ્યોત કુમાર,** કે. સી. આઇ. ઇ., નાઈટ—તેમનો જન્મ ૧૮૭૩ માં થયો હતો. એમણે કલકત્તાની હિંદુ સ્કુલમાં અભ્યાસ કર્યા પછી ખાનગીમાં અભ્યાસ કર્યો હતો. ૧૯૦૯ માં કલકત્તાના શેરીફ નીમાયા હતા. વીકટોરીઆ મેમોરીઅલ હોલ અને ઇંડીઅન મ્યુઝીઅમના ટ્રસ્ટી છે. ગ્રેટ બ્રિટનની રોયલ ફોટોગ્રાફીક સોસાયટીના ફેલો છે. બંગાળની એસીઆટીક સોસાયટીના સભ્ય છે અને બંગાળ કાઉન્સીલના સભ્ય હતા.

સરનામું:—ટાગોર કેસલ, કલકત્તા.

**દેવીકારાણી**—એમણે બોમ્બે ટોકીઝના સ્ટાર તરીકે દેશપરદેશમાં વીખ્યાતી મેળવી છે. મદ્રાસના માજી સરજ્યન જનરલ કરનલ એમ. એન. ચોધરીનાં તેઓ બેટી થાય છે. એમના લગ્ન મી૦ હીમાનસુરાય સાથ થયાં હતાં. "કર્મ" નામની મી૦ હીમાનસુરાય તરફથી અંગ્રેજી ભાષામાં ઉતારવામાં આવેલી પહેલી હીંદી ટોકીમાં એમણે "હીરોઇન" તરીકે આગેવાન ભાગ લીધો હતો. હીંદ જોગો બ્રોડકાસ્ટ કરવાનું એમને બ્રીટીશ બ્રોડકાસ્ટીંગ કુંપની (બી. બી. સી.) તરફથી અનુપમ માન મલ્યું હતું.

સરનામું:—બોમ્બે ટોકીઝ લીમીટેડ, મલાડ, મુંબઈ.

**દેશાઇ, મણીભાઇ વસનજી,** બી. એ., એલ એલ. બી.—એમનો જન્મ ૧૮૯૪ ના સાલમાં થયો હતો. બરોડા કો–ઓપરેટીવ લેન્ડ મોરગેજ બેન્કના તેઓ એક ડીરેકટર પણ છે. વડોદરાની એફ. એ. ઓરફનેજના એઓ એક સેકરેટરી છે. શ્રી૦ સયાજી હાઇસ્કુલના ટ્રસ્ટીઓની બોર્ડના એવણ ચેરમેન છે. વડોદરા રાજ્યમા તેઓ એક ચુનંદા ધારાશાસ્ત્રી છે.

સરનામું:—પેલેસ રોડ, વડોદરા.

**ધ્રુવ, આચાર્યશ્રી આનંદશંકર બાપુભાઈ,** એમ. એ., એલ એલ. બી.—બનારસની હીંદુ યુનીવરસીટીના એઓ પ્રો–વાઇસ ચાનસેલર છે. ગુજરાત કોલેજ અને એલફીન્સ્ટન કોલેજમાં કેળવણી લીધી હતી. બનારસની હીંદુ યુનીવરસીટીમાં એક પ્રોફેસર તરીકે એઓ જોડાયા હતા. એઓ સંસ્કૃતના એક મોટા સ્કોલર છે અને જાણીતા સાક્ષર છે.

સરનામું:—બનારસ.

**ડે, મી૦ કે. સી.**—બંગાળના તેઓ અંધ ગવૈયા છે. "પૂરણ ભકત" મધેનાં મીઠાં સંગીતથી એઓ જાણીતા થયા હતા. એમની ગાયનો ગાવાની રીત અજબ જેવી હોવાથી હીંદી સીનેમા આલમને એઓ ઝટ આકર્ષી લે છે. પાછળથી એવણ મુંબઇની સાગર ફીલ્મ કુંપનીમાં જોડાયા હતા અને બીજી કેટલીક કંપનીઓની ઘણીક જાણીતી ફીલ્મોમાં ભાગ લીધો હતો.

**દીક્ષીત, ડા૦ એમ. કે.,** એલ. એમ. એન્ડ એસ.—એમનો જન્મ ૧૮૭૮ના સાલમાં થયો હતો. ૧૯૨૧ માં તેઓનાં લગ્ન મી૦ આઇ. એલ. પંડીતનાં બેટી માલતી સાથ થયાં હતાં. પીપલ્ઝ એજ્યુકેશન સોસાયટી, એન્ટીઅનટચેબીલીટી લીગ, તેમજ સુરત મેડીકલ યુનીઅનના તેવણ પ્રેસીડન્ટ છે. મુંબઇની જુની ધારાસભાના તેઓ એક સભ્ય છે.

સરનામું:—કણપીઠ, સુરત.

**વઝીર હુસન, સર સૈયદ,** બી. એ, એલ એલ. બી.—તેમણે અલ્લાહબાદની સરકારી હાઇસ્કુલ અને બાલીઆ મુઇર સેંટ્રલ કોલેજમાં અભ્યાસ કરી પાછળથી એમ. એ. ઓ. કોલેજ અલીગઢમાં શિક્ષણ લીધું હતું અને ૧૯૦૩ માં લકનૌ બારમાં દાખલ થયા હતા. ૧૯૧૨–૧૯ માં તેઓ ઓલ ઇંડીઆ મુસ્લીમ લીગના મંત્રી હતા. ૧૯૧૬ના હિંદુ–મુસ્લીમ કરાર એમની ઝહેમતથી પાર પડયા હતા ૧૯૨૦ માં આઉધના જ્યુડીશીયલ કમીશ્નર અને ૧૯૩૦–૩૪ માં આઉધના વડા જજ નીમાયા હતા. ૧૯૩૪ માં નિવૃત્ત થયા હતા.

સરનામું:—વઝીર હુસન રોડ, લખનો.

**તામ્બે, શ્રી૦** શ્રીપાદ બળવંત, બી. એ., એલ એલ. બી.—તેમનો જન્મ ૧૮૭૫ માં થયો હતો. એમણે જબલપૂર, ઉમરાવતી અને મુંબઇમાં અભ્યાસ કર્યો હતો. ઉમરાવતી ખાતે પ્લીડર છે, ઉમરાવતી ટાઉન મ્યુનીસીપલ કમીટીના સભ્ય અને ઉપ–પ્રમુખ છે. પ્રાંતિક કોંગ્રેસ કમીટીના પ્રમુખ પણ હતા. સી. પી. લેજીસ્લેટીવ કાઉન્સીલના ૧૯૧૭–૧૯૨૦ અને ૧૯૨૪ માં સભ્ય હતા અને ૧૯૨૫ માં એના પ્રમુખ થયા હતા. મધ્ય પ્રાંતના ગૃહમંત્રી થયા હતા અને ૧૯૨૯ માં મધ્ય પ્રાંતના કામચલાઉ ગવર્નર નીમાયા હતા. પહેલી અને બીજી ગોળમેજી પરિષદોમાં ડેલીગેટ તરીકે ગયા હતા. ૧૯૩૨ માં નીમાયલી ઇન્ડીઅન ફ્રેન્ચાઇઝ કમીટીના સભ્ય હતા.

સરનામું:—ઉમરાવતી રોડ, નાગપુર.

**કોલાસો, મી૦ જોસફ આલટીનો** એલ. એમ. એન્ડ એસ., એમ. એલ. એ.—એવણનો જન્મ ૧૮૮૧ માં થયો હતો. ગોવા, કરાંચી અને મુંબઈમાં તેમણે કેળવણી લીધી હતી. ૧૯૧૦ થી પ્રાઇવેટ મેડીકલ પ્રેકટીશનર તરીકે કામ કરે છે. તેવણ મુંબઇની મ્યુનીસીપાલ કોરપોરેશનના એક જુના સભાસદ છે. મુંબઇની મ્યુનીસીપાલ કોરપોરેશનના મેયર (૧૯૪૧–૪૨) પણ નેમાયા છે. તેઓ મુંબઇના મુંગાબહેરાંઓના ઇનસ્ટીટયુશનની કમીટીના એક સભ્ય છે. તેવણ આગલી મુંબઇની લેજીસ્લેટીવ કાઉનસીલના એક મેમ્બર પણ હતા.

સરનામું:—ડી મોન્ટી બીલ્ડીંગ, મુંબઇ નં૦ ૨.

**પાટીલ,** રા. સા. પ્રેમચંદ ઇચ્છારામ—રા૦ સા૦ પાટીલ સાવડા મ્યુનીસીપાલીટીના



પ્રમુખ, મુંબઇની મહારાષ્ટ્ર વેપારી ચેમ્બરના ઉપ-પ્રમુખ, સાવડા (પુર્વ ખાનદેશ)ના જમીનદાર, મીલમાલેક, અને બેંકર છે. જળગામ (પુર્વ ખાનદેશ)ની ધી ગ્રેટ સોશીયલ લાઇફ એન્ડ જનરલ એસ્યુરન્સ લી૦ ના મેનેજીંગ ડીરેકટર, સાવડા ફૈઝપુર ઇલેકટ્રીક સપ્લાય કં૦ લી૦ અને પાચોરા ઇલેકટ્રીક સપ્લાય કં૦ના ચેરમેન અને મોરબી મીલ્સના મેનેજીંગ એજન્ટ છે. એ ઉપરાંત સામાજીક કાર્યકર પણ છે.

સરનામું:—સાવડા (પુર્વ ખાનદેશ).

**દેશાઇ, રા૦ બ૦ ગોવીંદભાઇ હાથીભાઇ,** બી. એ., એલ એલ બી—તેઓએ મુંબઇ તેમજ વડોદરામાં કેળવણી લીધી હતી. ૧૮૮૯ ના સાલમાં તેઓ વડોદરાના જુડીશીઅલ ડીપાર્ટમેન્ટમાં દાખલ થયા હતા. ૧૯૧૦ ના સાલમાં એમણે નવસારી પ્રાંતના સુબાનો ઓધ્ધો ભોગવ્યો હતો. ૧૯૧૦-૧૨ માં તેઓ સેનસસ સુપ્રીનટેન્ડન્ટ નીમાયા હતા. ૧૯૧૭-૧૮ માં લીગલ રીમ્મેમ્બ્રનસરનો ઓધ્ધો ભોગવ્યો હતો. ૧૯૧૯-૨૦ માં એમણે વડોદરાની હાઇકોર્ટના ચીફ જસ્ટીસનો ઓધ્ધો ભોગવ્યો હતો એ ઉપરાંત સ્ટેટના નાયબ દીવાન તેમજ એકઝીકયુટીવ કાઉન્સીલના એક સભાસદ તરીકેના ઓધ્ધા પણ એમણે ભોગવ્યા હતા. મુંબઇની લેજીસ્લેટીવ કાઉન્સીલના તેઓ એક માજી સભ્ય છે. લીયોં ખાતે મળેલી સ્થાનીક સત્તાવાળાઓની દેશ-પરદેશની છઠ્ઠી કોંગ્રેસમાં એવણે એક ડેલીગેટ તરીકે હાજરી આપી હતી. તેઓ ઉપર ના૦ શહેનશાહના સીલ્વર જુબીલી મેડલની પણ નવાજેશ થઇ હતી.

સરનામું—રેસકોર્સ રોડ, વડોદરા.

**વકીલ, લેફ્. સરદાર જહાંગીર રૂસ્તમ,** એ. આઇ. આર. ઓ, જમીનદાર અને વેપારી—રા૦ ખા. બ. સરદાર સર રૂસ્તમ જહાંગીર વકીલ (મુંબઇ સરકારના ૧૯૩૦-૩૩ માં પ્રધાન)ના તેઓ જયેષ્ટ પુત્ર થાય તેમનો જન્મ ૧૯૦૬ માં થયો હતો. એમણે હિંદમાં, લંડન યુનીવર્સીટી અને જર્મનીની હાઝ યુનીવર્સીટીમાં અભ્યાસ કર્યો હતો. ૧૯૩૧ માં તેમણે વડોદરાવાળા મી૦ ટી. આર. કોઠાવાળાની પુત્રી કેતાયુન સાથે લગ્ન કર્યાં હતાં. સરદાર જહાંગીર ૧૯૩૪ થી ૧૯૩૭ સુધી અમદાવાદ જીલ્લા લોકલ બોર્ડના ઉપ-પ્રમુખ હતા. ૧૯૩૮ સુધી તેઓ પહેલા વર્ગના ઓનરરી મેજીસ્ટ્રેટ હતા. ૧૯૩૮ માં મુંબઇના ગવર્નરના ઓનરરી એડીકાં

નીમાયા હતા. ૧૯૪૦ માં સેન્ટ જોન એમબ્યુલન્સ બ્રીગેડ ઓવરસીઝના સુપ્રીન્ટેન્ડન્ટ નીમાયા હતા. ઇંડીઅન રેડક્રોસ સોસાયટીની અમદાવાદ જીલ્લા શાખાના અને ગુજરાત લેન્ડઓનર્સ એસોસીએશનના માનદ મંત્રી છે. વીલીંગ્ડન અને ક્રીકેટ કલબ ઓફ ઇંડીઆના સભ્ય છે.

સરનામું:—હેર-એ-નીશન, શાહીબાગ, અમદાવાદ.

**વઝીફદાર, લફટન્ટ-કરનલ સોહરાબ શાપુર,** એમ. આર. સી પી. (લંડન), એમ. આર. સી. એસ. (ઇંગ્લંડ), લેફ-કર્નલ., આઇ. એમ. એસ., જે. પી., ઓનરરી મેજીસ્ટ્રેટ—એમનો જન્મ ૧૮૮૩ માં થયો હતો. તેમણે મેરી હોરમસજી વાડીઆ સાથે લગ્ન કર્યાં છે. તેમણે મુંબઇની ગ્રાંટ મેડીકલ કોલેજ, અને સેંટ બારથેલોમ્યુઝ હોસ્પીટાલ (લંડન)માં અભ્યાસ કર્યો છે. ૧૯૦૮ માં ઇંડીઅન મેડીકલ સર્વીસમાં દાખલ થયા હતા. ગત મહાયુધ્ધમાં તેમણે જર્મન પુર્વ આફ્રીકા અને પાછળથી દક્ષીણ ઇરાન અને મેસોપોટેમીઆમાં સેવા બજાવી હતી. ૧૯૨૩ માં તેઓને ગ્રાંટ મેડીકલ કોલેજના પેથોલોજીના પ્રોફેસર નીમવામાં આવ્યા હતા. ૧૯૨૩ માં જે. જે. હોસ્પીટલના સેકન્ડ ફીઝીશીયન અને ગ્રાંટ મેડીકલ કોલેજમાં મેટેરીઆ મેડીકાના પ્રોફેસર નીમાયા હતાં ૧૯૨૫ માં જે. જે. હોસ્પીટાલમાં ફર્સ્ટ ફીઝીશીઅન અને ગ્રાંટ મેડીકલ કોલેજમાં મેડીસીનના પ્રોફેસર નીમાયા હતા. ૧૯૨૬-૩૮ સુધી જે. જે. હોસ્પીટલના સુપ્રીન્ટેન્ડન્ટ હતા

સરનામું:—C/o લોઇડઝ બેન્ક લીમીટેડ, મુંબઇ.

**દેવધર, પ્રો૦ દીનકર બલવન્ત,** એમ. એ.—એવણનો જન્મ ૧૮૯૨ ના સાલમાં થયો હતો. પુનાની ફરગ્યુસન કોલેજમાં કેળવણી લીધી હતી. એઓ એક પુરાણ: હીંદુ ક્રીકેટર છે અને મુંબઇમાં રમાયલી કવોડરેંગ્યુલર અને પેન્ટેંગ્યુલર ક્રીકેટ મેચોમાં ભાગ લેતી હીંદુ ટીમના એવણ કાંઠા મીસાલ છે. પુનાના હીંદુ જીમખાના તરફથી ક્રીકેટની રમતમાં ભાગ લેતાં એઓ એક ક્રીકેટર તરીકે જાહેર પ્રજાની જાણમાં આવ્યા હતા. ૧૯૨૭ ના સાલમાં એમણે એમ સી.સી. ટીમ સાથેની રમતમાં પણ ભાગ લીધો હતો. હીંદુ ટીમના કેપ્ટન તરીકે ચુંટી કઢાયા હતા. મહારાષ્ટ્ર ઇલેવનના પણ એવણ વર્ષોથી કેપ્ટન તરીકે ચુંટી કઢાય છે. પુનાની સર પરશુરામભાઉ કોલેજના સંસ્કૃત વીષયના એઓ પ્રોફેસર છે.

સરનામું—સર પરશુરામભાઉ કોલેજ, પુના.

**વિઝીઆનગરના મહારાજકુમાર, સર વિજય,** યુકત પ્રાંતની ધારાસભાના સભ્ય અને બનારસ એસ્ટેટના માલેક—એમનો જન્મ ૧૯૦૫ માં થયો હતો. તેમણે ભાગીરથીદેવી સાથે લગ્ન કર્યાં છે. તેમણે અજમેરની મેયો કોલેજ અને ઇંગ્લાંડની હેઇલેબરી કોલેજમાં અભ્યાસ કર્યો હતો. ૧૯૩૬ માં ઇંગ્લાંડના પ્રવાસે ગયેલી હિંદી ક્રીકેટ ટીમના તેઓ સરદાર હતા. ૧૯૩૪-૩૭ માં હિંદની વડી ધારાસભામાં સભ્ય હતા. તેઓ ઉત્સાહી સ્પોર્ટસમેન છે. તેમણે યુરોપ અને અમેરીકામાં ખુબ પ્રવાસ ખેડયો છે.

સરનામું:—વિઝીઆનગરમ-પેલેસ, બનારસ સીટી.

**માદન, શ્રી. એસ. એફ.**—એમનો જન્મ ૧૮૮૮ માં નવસારી ખાતે થયો હતો.



પિતાજી છ મહિનામાં ગુજરી જતાં કાકાજી ફરામજી માદને એમને કેળવણી આપી અને મોબેદી શીખવી. એ પછી સુરત રૂસ્તમપુરા ભગરપંથની અગીઆરીમાં રોજ બે ઇજરને કરવા માટે રૂ. ૧૭ના પગારે નોકરીએ રહયા. આ નોકરી છ વર્ષ કર્યા પછી ખા. બા. ભીવંડીવાલાને ત્યાં નિઝામ સલ્તનતમાં ૧૧ વર્ષ સુધી દારૂના ઠેકોના મેનેજર તથા દુકાનદારોના ઇન્સ્પેકટર તરીકે નોકરી કરી. એ પછી મુંબઇની જાણીતી ભારત ફલોરીંગ ટાઇલ્સની ફેકટરીમાં ૧૮ વર્ષ મેનેજર તરીકે સેવા બજાવી છે. આ ફેકટરીના કામદારોને અનેક પ્રકારના સુખસગવડના સાધનો મેળવી અપાવ્યાં છે. ઉરણની મ્યુનીસીપાલીટીમાં સભ્ય તથા પ્રમુખ તરીકે ઉરણની પ્રજાની સેવા બજાવી છે. એમણે કોમ કોમ વચ્ચે શાંતિભર્યો સંબંધ રહે તે માટે ઉપયોગી કાર્ય કર્યાં છે અને લોકોએ એમને એ બદ્દલ માનપત્રો આપ્યાં છે. ઉરણ અને પનવેલ મેટરનીટીહોમ, એકસાઇઝ એડવાઇઝરી કમીટી, લોયલટી લીગ, વિગેરેના સભ્ય છે.

સરનામું:—મોરા, કોલાબા જીલ્લો.

**દીલાવર હુસેન**—એઓ મહોમેદન ટીમના એક ચુનંદા બેટસમેન અને અચ્છા વીકેટકીપર છે. ઇંગ્લાંડ સામેની હીંદમાં રમાયલી ટેસ્ટ મેચમાં પણ એમણે ભાગ લીધો હતો. કલકત્તા ખાતે રમાયલી ટેસ્ટ મેચમાં એમણે સુંદર બેટીંગ કરી ભારે પ્રશંસા મેળવી હતી. મુંબઇમાં રમાયલી કવોડરેંગ્યુલર અને પેન્ટેંગ્યુલર મેચોમાં પણ એવણે મહોમેદન ટીમ તરફથી ભાગ લીધો હતો. ૧૯૩૬ માં એઓ અભ્યાસઅર્થે કેમ્બ્રીજ ખાતે ગયા હતા. ઓલ ઇંડીઆ ક્રીકેટ તરફથી ઇંગ્લાંડમાં રમાયલી મેચ માટે પણ એવણને ચુંટી કાઢવામાં આવ્યા હતા. ૧૯૩૬ના સાલમાં રમાયલી બીજી અને ત્રીજી ટેસ્ટ મેચોમાં પણ એવણ ઉતર્યા હતા.

**દીવાન, મી૦ લાલચંદ નવલરાય**—એમનો જન્મ ૧૮૭૦ના સાલમાં થયો હતો. ૧૯૨૮ના સાલથી એડવોકેટ તરીકે એઓ પ્રેકટીસ કરતા આવ્યા છે. એસેમ્બલીના પણ તેઓ એક સભ્ય છે. એમણે યુરોપ, અમેરીકા, ઈજીપ્ત, પેલેસ્ટાઇન વીગેરે જગ્યાઓની બહોળી મુસાફરી કરી હતી. પ્રેન સીંધ કમીટીના એઓ એક સભ્ય હતા. ૧૯૩૪ માં મળેલી ઓલ સીંધ હીંદુ કોનફરન્સના એઓ પ્રમુખ હતા.

સરનામું.—૩૪, વેસ્ટર્ન કોર્ટ,
ન્યુ દીલ્હી.

**વાડીઆ, શ્રી. દારાશાહ નોશેરવાન,** એમ. એ., એફ. જી., એસ., એફ. આર. જી. એસ., એફ. આર. એ. એસ. બી., સીલોન સરકારના મીનરેલોજીસ્ટ—એમનો જન્મ ૧૮૮૩ માં થયો હતો. તેમણે વડોદરા કોલેજ અને મુંબઇ યુનીવર્સીટીમાં શિક્ષણ લીધું હતું. ૧૯૦૭–૧૯૨૦ માં જમ્મુ (કાશ્મીર)ની પ્રીન્સ ઓફ વેલ્સ કોલેજમાં જીઓલોજીના પ્રોફેસર હતા ૧૯૨૧–૧૯૩૯ સુધી તેમણે હિંદની ભુગર્ભ તપાસ (જીઓલોજીકલ સર્વે) કરી હતી. સરકારી ફરજ દરમ્યાન તેમણે ઉત્તર–પશ્ચીમ પંજાબ, હઝારા અને કાશ્મીરની પણ ભુગર્ભ તપાસ કીધી હતી. ૧૯૩૮ થી સીલોન સરકારના મીનરલ સલાહકાર છે. તેમણે "હિંદનું ભુસ્તરશાસ્ત્ર" "નંગા પર્વત અને ગીલગીટ જીલ્લાની ભુસ્તર રચના", "હિમાલય વિષે નવીન વિચાર" વિગેરે પુસ્તકો અંગ્રેજીમાં પ્રગટ કર્યાં છે.

સરનામું:—૨૭, ચૌરંઘી, કલકત્તા.

**દુનીચંદ લાલા,** બેરીસ્ટર–એટ–લો.—તેવણનો જન્મ ૧૮૭૦ ના સાલમાં થયો હતો. લાહોરની ફોરમેન ક્રીશ્ચીઅન કોલેજ તેમજ ગવર્નમેન્ટ કોલેજમાં અને લંડનની ગ્રેઝ ઇનમાં તેમણે કેળવણી લીધી હતી. ૧૮૯૬ માં બેરીસ્ટરની પરીક્ષામાંથી પસાર થયા હતા. તેઓ લાહોરની હાઇકોર્ટના એક એડવોકેટ પણ છે. લાહોરની મ્યુનીસીપાલ કોરપોરેશનના તેઓ ૨૫ વરસ થયાં એક સભાસદ છે. ૧૯૩૪ ના સાલ સુધી તેઓ પંજાબની પ્રાંતિક કોંગ્રેસ કમીટીના પ્રેસીડન્ટ હતા. ૧૯૧૯ ના સાલના 'મારશ્યલ લૉ' ના અમલ વખતે તેવણને દેશપાર કરવામાં આવ્યા હતા, અને પાછળથી જન્મદેશનીકાલની સજા થઈ હતી. જો કે ૧૯૧૯ ના ડીસેમ્બરમાં તે પછીથી છોડી મેલવામાં આવ્યા હતા. ૧૯૨૧ ના સાલની તેમજ હાલની સત્યાગ્રહની ચળવળમાં ભાગ લેવા માટે બન્નેવાર સજા થઇ હતી.

સરનામું—૨૯, ટેમ્પલ રોડ, લાહોર.

**દેશાઇ, મી૦ ઝીણાભાઇ** આર. (સ્નેહરશ્મી),—બી. એ. (ઓનર્સ) તેમનો જન્મ ૧૯૦૩ માં થયો હતો મુંબઇ તેમજ ભરૂચમાં કેળવણી લીધી હતી. ૧૯૨૬ માં તેઓ ગુજરાત વીદ્યાપીઠના હીસ્ટરીના વીષયના પ્રોફેસર હતા. ૧૯૨૯ માં ગુજરાત સોશ્યલ રીફોર્મ લીગના વાઇસ–પ્રેસીડન્ટનો તેમણે ઓધ્ધો ભોગવ્યો હતો. ૧૯૩૦ ના સાલની કાયદાભંગની ચળવળમાં ભાગ લેવા માટે તેઓને જેલની સજા થઇ હતી. ૧૯૩૧ ના સાલમાં સુરત સીટી કોંગ્રેસ કમીટીના તેવણ ચુંટી કઢાયલા પ્રમુખ હતા. એજ સાલમાં તેઓ ઓલ ગુજરાત યુથ લીગના વાઇસ–પ્રેસીડન્ટ પણ હતા. ૧૯૩૨ માં ફરી કાયદાભંગની ચળવળમાં ભાગ લેવા માટે સજા થઇ હતી.

સરનામું:—ક્રીષ્ણ નીવાસ, જુહુ રોડ, વીલેપારલે, મુંબઇ.

**ધનરાજગીરજી બહાદુર, રાજા**—એવણ નીઝામ હૈદ્રાબાદના એક લક્ષાધિપતી શેઠયા છે. તેઓ ગોસ્વામી રાજાઓના માનવંત કુટુંબના એક સભ્ય છે. ૧૯૨૩ ના સાલમાં તેઓ હકદાર તરીકે ગાદીએ આવ્યા હતા. તેવણ એક સ્પોર્ટસમેન હોવા ઉપરાંત ક્રીકેટમાં ભારે ઉલટ ધરાવનાર શેઠયા છે. તેઓ એક મીલ માલેક તરીકે પણ જાણીતા છે.

**દાલમીઆ, શેઠ રામકૃષ્ણ**—એમનો જન્મ ૧૮૯૩માં થયો હતો. તેઓ



૧૯૧૦ માં શ્રીમતિ દુર્ગાદેવી સાથે પરણ્યા હતા. તેમણે ઘેર ખાનગીમાંજ અભ્યાસ કર્યો હતો અને અર્થશાસ્ત્રના સિધ્ધાંતોનું શિક્ષણ મેળવ્યું હતું. ઉપરાંત ઇંગ્લીશ, હિંદી, બંગાળી અને ગુજરાતી ભાષાઓનો પણ અભ્યાસ કર્યો હતો. તેઓ એક ધંધાદારી ઉપરાંત સારા વકતા છે અને ધાર્મિક અભ્યાસમાં રોજ કલાક ગાળે છે. તેમણે લાખો રૂપીયાની સખાવત કરી છે. ૧૯૩૧ માં તેમણે ઉદ્યોગો પાછળ લક્ષ દેવા માંડયું. તેમણે હિંદમાં સૌથી મોટું ખાંડનું કારખાનું કાઢયું, ૧૯૩૪માં તેમણે એવુંજ બીજું ખાંડનું કારખાનું કાઢયું અને ૧૯૩૬ માં ભારત વિમાકંપનીના શેરો મોટા પ્રમાણમાં ખરીદી લઇ એની વ્યવસ્થા પોતાને હસ્તક લીધી. દાલમીયાનગર ખાતે ખાંડના જે કારખાના છે, તેમાં તેમણે કાગળની મીલ, સીમેન્ટનું કારખાનું અને કેમીકલ પ્લાંટનો ઉમેરો કર્યો છે. ૧૯૩૭માં સીમેન્ટના ઉદ્યોગમાં તેમણે ઝંપલાવ્યું અને ટુંક સમયમાં બીહારના દાલમીયાપુરમમાં અને પંજાબના ડેન્ડોટમાં અને કરાંચીમાં સીમેન્ટનાં કારખાનાં ઉભાં કરી દીધા હતા. તેમના નાના ભાઇ શેઠ જયદયાલ દાલમીયા એમના જમણા હાથ સમા છે.

સરનામું:—દાલમીયાનગર.

**વાકનીસ**, મી૦ ત્ર્યંબક દીનકર—એમનો જન્મ ૧૯૦૨માં પુનામાં થયો હતો. પુનામાં શિક્ષણ લઇ સને ૧૯૨૩ માં મુંબઇ વિશ્વવિદ્યાલયની બી. એ.ની પરીક્ષા ઇંગ્લીશનો ઐચ્છીક વિષય લઇ માનસહીત પસાર કરી, સને ૧૯૨૩–૨૪ માં પુનાની સર પરશુરામ ભાઉ કોલેજમાં ફેલો અને લેકચરર નીમાયા. સને ૧૯૨૫ માં અલ્હાબાદની અને સને ૧૯૨૬ માં લંડનની આઇ. સી. એસ.ની પરીક્ષામાં બેઠા. તા૦ ૨૮–૫–૨૭ થી વડોદરા રાજ્યની નોકરીમાં પ્રોબેશનર તરીકે પેટલાદ દાખલ થયા. સને ૧૯૩૩ માં લંડન વિશ્વવિદ્યાલયમાં સ્ટેટ સ્કોલર તરીકે પુસ્તકાલય શાસ્ત્રનો અભ્યાસ કરવા મોકલવામાં આવ્યા અને ત્યાંની ડીપ્લોમાની પરીક્ષા પસાર કરી. સપ્ટેમ્બર ૧૯૩૪ માં વડોદરા રાજ્યના પુસ્તકાલય ખાતાના વ્યવસ્થાપક તરીકે કાયમ થયા.

શ્રીમંત મહારાજા સાહેબના હીરક મહોત્સવ વખતે તેમને રૌપ્ય પદક મળેલ છે.

સરનામું:—કૃષ્ણનિવાસ, દાંડયાબજાર, વડોદરા.

**પટેલ, ડૉ૦ ધનજીશાહ હીરજીભાઇ**— ડૉ૦ ધનજીશાહ પટેલનો જન્મ તા૦ ૬-૧-૧૮૫૬ ના રોજ થયો હતો. તેમને નાનપણથીજ ક્રીકેટનો શોખ હતો અને ૧૨ વર્ષની નાની ઉમ્મરે કૉલેજીઅનો સામે ૩૨ રનનો ટોપ સ્કોર કરીને એક સ્પ્રીંગ બેટ મેળવ્યું હતું જે તે વખતમાં એક નવાઇ હતી. તેઓ તે બાદ સ્પાર્ટન કલબમાં જોડાયા હતા. ૧૮૭૩ માં સ્થપાયલી મી૦ જમશેદજી એમ. પટેલે પોતાની જે ક્રીકેટની ચોપડી લખી છે તેમાં સારી જાતની ક્રીકેટ રમત માટે ડૉ૦ પટેલ તથા ડૉ૦ કાપડીઆ માટે ઘણું સારૂ લખાણુ કર્યું હતું. ૧૮૮૬ ની સાલમાં ઇગ્લાંડ ગયલી પહેલી પારસી (ઇન્ડીઅન) ટીમના ડૉ૦ ધનજીશાહ પટેલ કેપ્ટન હતા અને તે વેળાનાં મહારાણી વીકટોરીઆની ખાહેશથી પ્રીન્સ ક્રીશ્રીઅન વીકટર્સ ટીમ વીરૂધ્ધ



**ડૉ૦ ધનજીશાહ પટેલ અને મીસીસ બાઇજી પટેલ ઉભાં છે, જ્યારે ઉપરનાં ચિત્રો ડૉ૦ પટેલનાં માતા બાઇ રતનબાઇ અને પિતા શેઠ હીરજીભાઇના છે.**

એલ્ફીનસ્ટન ક્રીકેટ કલબના તેઓ એક ફાઉન્ડર હતા. એ કલબને આગળ પાડવામાં તેમણે મોટો ફાળો આપ્યો હતો અને એ કલબના પ્રેસીડન્ટ સીવાયના સઘળા હોદાઓ તેમણે ભોગવ્યા હતા. ૧૮૭૫ ની સાલમાં તેઓએ એક ઇન્ડીઅન ક્રીકેટર તરીકે પહેલવહેલી સેન્ચરી કરી હતી. તે પછી ૧૮૭૭ની સાલમાં તેમણે ઘણી ઇન્ટરનેશનલ મેચોમાં ભાગ લીધો હતો. મરહુમ પારસીઓ વચ્ચે એક ક્રીકેટ મેચ ગોઠવાઇ હતી, જે માટે ડૉ૦ પટેલ અને તેમના ગોઠીઆઓને વીન્ડસર ખાતે લઇ જવા માટે ખાસ બાદશાહી ગાડીઓ મોકલવામાં આવી હતી. વળી પ્રીન્સ અને પ્રીન્સેસ ક્રીશ્રીઅને તેમના માનમાં એક ભવ્ય ખાણુંનો મેળાવડો કર્યો હતો, જે તે વખતમાં એક અસાધારણ અને મગરૂરીભર્યો બનાવ ગણવામાં આવ્યો હતો.

ઇંગ્લાંડના પેપરોએ આ મેચનો રીપોર્ટ ફોટાઓ સાથે છાપીને ડૉ૦ પટેલની બાહોશ કેપ્ટનશીપ અને પારસી ક્રીકેટરોના સારા સ્પોરટીંગ સ્પીરીટ અને રમતનાં વખાણુ કર્યાં હતાં.

ડૉ૦ પટેલ હાલના હયાત પારસી ક્રીકેટરોમાં ૮૬ વર્ષની ઉમ્મરના સૌથી જુના પારસી ક્રીકેટર છે. તેઓએ લગભગ ૪૦ કપો અને શીલ્ડો જુદી જુદી ક્રીકેટ એસોસીએશનોને ભેટ કીધાં છે. તે ઉપરાંત એ શેઠીઆઓ બેરામજી જીજીભાઇ અને નાનાભાઇ બેરામજી જીજીભાઇના મેડીકલ એટેન્ડન્ટ થયા હતા. ૧૮૯૨ થી ૧૯૧૪ સુધી તેમણે બાઇ હીરાંબાઇ બેરામજી જીજીભાઇની ચેરીટેબલ ડીસ્પેન્સરીમાં કામ કર્યું હતું.

ડૉ૦ પટેલ અનેક જાહેર, સખાવતી અને ધાર્મીક ખાતાંઓના ટ્રસ્ટી છે. તીથલ (વલસાડ પાસે) ખાતે એક પારસી સેનેટોરીઅમના તેઓ એક ડોનર, ફાઉન્ડર



**બાઇ રતનબાઇ અને હીરજીભાઇ સેનેટોરીઅમ, તીથલ.**

રમતની ખીલવણી માટે તેમણે જુદી જુદી રીતે મદદ કર્યા કરી છે.

ડૉ૦ પટેલે ૧૮૮૩-૮૪ ની સાલમાં એલ. એમ. એન્ડ એસ. ની ડીગ્રી મેળવી હતી અને તે પછી તેઓ મરહુમ સર મંગળદાસ નથુભાઇના સેકરેટરી અને ખાસ તબીબ તરીકે રહયા હતા

ઇંગ્લાંડ ખાતેથી પાછા ફર્યા પછી તેમણે મીંટરોડ ઉપર મેસર્સ રાઇટ અને કંપની નામની એક ફર્મ કાઢી હતી અને મરહુમ અને મેનેજીંગ ટ્રસ્ટી છે. એ સેનેટોરીઅમ માટે તેમણે રૂ. ૪૩૦૦૦ જેવડી મોટી રકમ આપી હતી. તે ઉપરાંત તેઓ કેળવણીની દીશામાં પણ સારી મદદો આપે છે અને ગરીબોને પણ ચાલુ મદદ કરે છે. છેલ્લી મોટી લડાઇમાં તથા હાલની લડાઇમાં મદદ કરવાને લગતી હીલચાલોમાં તેમનો ફાળો સારો છે. પોતાની તીથલની એસ્ટેટ પણ જરૂર પડે તો ઉપયોગ માટે આપવાની ડૉ૦ પટેલે એ. આર. પી. ને



ડૉ૦ પટેલ અને ક્રીકેટ ટીમ

ઓફર કરી છે.

ડૉ૦ પટેલના પીતાજી શેઠ હીરજીભાઈ એક જુની ઈંગ્લીશ ફર્મમાં મુકાદમ હતા અને તેમના કાકાજી ઓનરેબલ શેઠ ફરામજી નશરવાનજી પટેલ મોટા મોટા અંગ્રેજ અમલદારોમાં પારસી નેસ્ટર તરીકે ઓળખાતા હતા અને તેમની ફરામજી સન્સ એન્ડ કું૦ સો વર્ષની જુની ફર્મ હતી.

ડૉ૦ પટેલનાં ધણીઆણી બાઈ જાઈજી શેઠ અરદેશર એચ. નારીએરવાળાનાં બેટી થાય છે જેઓ ડૉ૦ પટેલને તેઓના બુઝરોગીના વખતમાં સારી સેવાઓ બજાવીને તેમનાં અનેક સખાવતી કામોમાં મદદ કરે છે. ડૉ૦ પટેલ જેવા ભલા અને કોમી હીત જાળવનારા ગ્રહસ્થોની કોમને જરૂર છે.

સરનામું:—બાઈ રતનબાઈ હીરજી પટેલ
સેનેટોરીઅમ, તીથલ
(વલસાડ).

**દવે, પ્રભાશંકર મંગળજી**, એમ. આઇ. ઈ. એસ., એફ. આર. ઇ. એસ. (લંડન), રાજકોટ—જન્મ: તા૦ ૧૯ ઓગસ્ટ ૧૮૯૮.



બાલ્ય વિતાવી યૌવન વસંતમાં પ્રવેશતાં ઇ. સ. ૧૯૧૬ માં તેઓ ઉપલેટા (કાઠીઆવાડ)ના જાણીતા બેંકરનાં સુપુત્રી શ્રીમતિ પ્રભાકુંવર સાથે લગ્નગ્રંથીથી જોડાયા–હાલ તેમને બે પુત્રો અને ત્રણ પુત્રીઓ છે.

આવશ્યક કેળવણી સંપાદિત કરી તેઓ તુરતજ લખતર સ્ટેટમાં રાજકુમારો અને રાજકુમારીઓના ટયુટર તરીકે જોડાયા અને પોતાની કુનેહથી આગળ વધી સને ૧૯૨૫ સુધી તેમણે લખતરના મહારાણાના સેક્રેટરી અને હાઉસ હોલ્ડ ઓફીસર તરીકે કાર્ય બજાવેલ હતું.

ત્યાર પછી નવાનગર સ્ટેટ સરવીસમાં જોડાયા હતા અને કોઓપરેટીવ ડીપાર્ટમેન્ટના સેક્રેટરી તરીકે કાર્ય બજાવેલ હતું. નવાનગર સ્ટેટમાં તેમણે નવીન ઇન્સ્યુરન્સ ડીપાર્ટમેન્ટ ઓરગેનાઇઝ કરેલ હતું, જે અત્યારે રાજ્યના નોકરો તથા પ્રજા વર્ગમાં એક સરખું આશીર્વાદદાયી અને આવકદાયી થઇ પડયું છે. ઇ. સ. ૧૯૩૩ના ડીસેમ્બરમાં તેમને આ ઓધ્ધા પરથી રીટાયર કરવામાં આવ્યા. પરંતુ કાર્યની તત્પરતાવાળા માણસને બેસી રહેવું ગમતું નથી–એ હિસાબે તેઓ તુરતજ એટલે ઈ. સ. ૧૯૩૪ માં યુરોપની સફરે ઉપડયા હતા. જ્યાં લંડન ખાતે આયાત નીકાસનું બીઝનેસ શરૂ કર્યું. ચાલુ વિગ્રહ ફાટી નીકળ્યા પુર્વે તેમણે લંડન ખાતેનું પોતાનું કામકાજ બંધ કરી દીધું હતું અને ઇ. સ. ૧૯૩૯ની શરૂઆતમાં તેઓ હિંદ પાછા ફર્યા.

રાજકોટથી ૯ માઇલ દુર આવેલ ન્યારા ગામે તેઓનું એક મોટું સુંદર વેજીટેબલ ફર્મ છે અને એક સુંદર કન્ટ્રી બંગલો પણ છે જેનું નામ 'પર્ણકુટી' રાખેલું છે. મી૦ દવેએ યુરોપ, પુર્વ આફ્રીકા, દક્ષીણ આફ્રીકા અને અમેરીકાની બારથી વધુ વખત ભિન્ન ભિન્ન કાર્યપ્રસંગોએ મુલાકાત લીધી છે. ઉપરાંત તેમણે ૧,૦૦,૦૦૦ થી વધુ માઇલોની હવાઈ સફર કરી છે. 'ઓવરસીઝ લીગ'ની રાજકોટ શાખાના તેઓ ઓનરરી સેક્રેટરી (માનદ મંત્રી) હોવા ઉપરાંત લંડન ખાતેની ઈંડીયન એમ્પાયર સોસાયટીના સભાસદ અને ત્યાંનીજ રોયલ એમ્પાયર સોસાયટીના એક ફેલો છે માટુંગા ગુજરાતી કલબના તેઓ પેટ્રન છે. તેઓ એક ફીલોસોફર હોવા ઉપરાંત એક સારા લેખક પણ છે. મી૦ દવે જુનાં પુસ્તકો અને જુનાં મેન્યુસ્ક્રીપ્ટસનો સંગ્રહ કરવાનો

શોખ ધરાવતા હોવાથી ૧૨ મી અને ૧૩ મી સદીનાં ઇટાલીયન, ઈંગ્લીશ અને સ્વીડીશ પુસ્તકોનો તેઓ સારો જેવો સંગ્રહ ધરાવે છે. ઇ. સ. ૧૯૩૬ ની સાલમાં તેઓ ઇજીપ્તમાં Louxor ખાતે ગયા હતા, જયાંના પુરાતન ખોદકામોની મુલાકાત લીધી હતી. Louxor ખાતેથી મળેલાં કેટલાંક 'મેન્યુસ્ક્રીપ્ટસ' અને સીકકાઓ તેમણે રાજકોટ ખાતેના વોટસન સંગ્રહસ્થાનને ભેટ કરેલા છે. મી૦ પી. એમ. દવેને તેમના જીવનમાં જે કાંઇ સફળતા પ્રાપ્ત થયેલ છે તે સ્વાભાવિક રીતેજ તેમનાં સુશીલ કાર્યદક્ષ અને કર્તવ્યપરાયણ પત્નિ શ્રીમતિ પ્રભાકુંવરનીજ પ્રેરણાને આભારી છે.



તેઓ માટુંગા ગુજરાતી સ્ત્રી મંડળના લાઈફ મેમ્બર છે અને મંડળની પ્રવૃત્તિઓમાં રસ લઇ રહયાં છે.

કલબો—રોટરી અને સર લાખાજીરાજ કલબ્સ રાજકોટ, ઓરીએન્ટ અને પી. એમ. સ્વીમીંગ અને બોટ કલબ્સ, ડબલ્યુ આઇ. એ. એ. મુંબઇ, ઓવરસીઝ લીગ, ઇન્ડીયન એમ્પાયર સોસાયટી, રોયલ એમ્પાયર સોસાયટી અને એ એ લંડન.

સ્થળ:—નારાયણ નિવાસ-રાજકોટ. (૨)કુસુમકુંજ—માટુંગા—મુંબઇ (૩) (૧૮) નોરથંબર લેન્ડ એવન્યુ—લંડન—ડબલ્યુ. સી. ૨.

**દલાલ, ખાનસાહેબ તહેમુરસ્પ ગુસ્તાદજી**—ખાનસાહેબ દલાલનો જન્મ સુરતમાં તા૦ ૬-૫-૧૮૮૭ ના દિને થયો હતો. કેમ્પ ડીસા ખાતે શરૂઆતની કેળવણી લીધા પછી સુરતની શેઠ સોરાબજી જીજીભાઇ હાઇસ્કુલ અને મુંબઇની વીલ્સન કોલેજમાં વધુ કેળવણી લીધી હતી. રજપુતાના એજન્સીની આફીસમાં એક કલાર્ક તરીકે તેમણે નોકરીની શરૂઆત કરી હતી અને પોતાની જાતીમહેનત અને હુશિયારીથી તેઓ આગળ વધીને ૧૯૩૩ માં પબ્લીક વર્કસ બ્રાન્ચના સુપ્રીન્ટેન્ડન્ટ થયા હતા. હાલમાં તેઓ જોધપુર રાજ્યમાં પોલીટીકલ સેક્રેટરી તરીકે કામ કરી રહયા છે. તેમની સેવાની કદરદાનીમાં સરકારે તેમને ૧૯૩૭ ની સાલમાં ખાનસાહેબ બનાવ્યા હતા. તેમને સીલવરજુબીલી મેડલ તથા કોરોનેશન મેડલો પણ મળ્યા છે. ૧૯૨૨ ની સાલમાં માઉન્ટ આબુવાળા ખાનબહાદુર ફરામજી નશરવાનજી સંતોકનાં બેટી બાઇ બચુબાઇ સાથે તેમણે લગ્ન કર્યાં હતાં. તેમને એક બેટો અને બે બેટીઓ છે. પોતાના મળતાવડા સ્વભાવને લીધે જોધપુર રાજ્યની રૈયતમાં તેઓ લોકપ્રિય છે.

સરનામું:—જોધપુર.

**પટેલ, મી૦ માણેક કાવસજી (ટ્રેનર)—** જાણીતા ત્રેનર મી૦ પટેલનું નામ રેસીંગ આલમમાં મશહુર છે. તેમનો જન્મ



વડોદરામાં તા૦ ૧૦–૧૦–૧૮૯૦ ના દિને થયો હતો. તેમના પિતાજી કાવસજી વડોદરા રાજ્યમાં એક મોટા કોન્ટ્રેકટર હતા. મી૦ માણેક પટેલે વડોદરા તથા મુંબઇમાં કેળવણી લઇને ૧૭ વર્ષની નાની વયમાં સીનેમા લાઇનમાં ઝંપલાવ્યું હતું અને શરૂઆતમાં એક ઓપરેટર તરીકે કામ કરવા માંડયું હતું. તે પછી ૧૯૦૯–૧૦ ની સાલમાં તેઓ "પાથે ફ્રેરર્સ" ની કાલબાદેવી બ્રાન્ચના મેનેજર થયા હતા અને અનેક સારાં પીકચરો અને સીરીઅલો (ઝીગોમાર, એક્ષપ્લોઇટસ ઓફ એલન, પેરીલ્સ ઓફ પોલીન વીગેરે) બતાવી સારી નામના મેળવી હતી. ૧૯૨૭ ની સાલમાં એ લાઇનમાંથી રીટાયર થયા હતા. વળી મી૦ માણેક પટેલને નાની ઉમ્મરથીજ રેસીંગનો શોખ હતો અને પોતાના અનેક ઘોડાઓ રાખીને ઘણી સારી અને મોટી રેસોમાં તેમને ઉતાર્યા હતા. તેઓ અનેક ઇનામો અને કપો જીતી જવાને ભાગ્યશાળી નીવડયા હતા. તેમની માલેકીના ચેમ્પીઅન ઘોડા મોસે હીંદની બ્લુ રીબન્ડ તરીકે ગણાતી ધી ઇકલીપ્સ સ્ટેકસ ૧૯૨૮ ની સાલમાં મેળવી આપતાં તે વર્ષના માલીકોના લીસ્ટમાં મી૦ માણેક પટેલ રૂા. ૧,૪૩,૦૦૦ ની મોટી સ્ટેકસ મેળવી સૌથી પહેલે નંબરે બીરાજવાનું માન મેળવી ગયા હતા કે જેવું માન અત્યાર સુધીમાં કોઇ પણ પારસી માલીકે ટર્ફ ઉપર મેળવ્યું નથી. "મોસ" જેવા ઇંગ્લીશ ઘોડા ઉપરાંત તેમણે રૂા. ૩૫,૦૦૦ ની કીંમતે હીલાલુ જમાન જેવો ચેમ્પીઅન અરબ ઘોડો અને સ્ટીલ બ્લુ જેવો કન્ટ્રી-બ્રેડ તેટલીજ મોટી કીંમતે ખરીદયા હતા. આ સર્વે ચેમ્પીઅન ઘોડાઓની બરકતથી મી૦ પટેલે મુંબઇ, બેંગ્લોર, સીકન્દરાબાદ, કોલ્હાપુર, મીરત વગેરે સ્થળોએ રેસકોર્સ ઉપરથી ઘણાં ગોલ્ડ અને સીલ્વર કપો મેળવ્યા છે કે જેની સંખ્યા ૮૨ જેટલી થવા જાય છે. તેઓ સ્વભાવે ઘણાજ નમાના અને મળતાવડા છે અને તેઓ બધાને વાજબીજ સલાહ આપતા હોવાથી ટર્ફ ઉપર તેઓ "એમ. સી." ના લાડકવાયા નામથી ઓળખાય છે. ટર્ફ ઉપરની તેમની સારી સમજદારીથી તેઓને કેટલાક મોટા રાજવંશી માલીકોની પેટ્રનેજ મળવા પામી છે. વડોદરાના ના૦ મહારાજા ગાયકવાડ, ગ્વાલીઅરના ના૦ મહારાજા સીંધીઆ અને રાજા ઓફ બોબીલીના ત્રેનર થવાને તેઓ ભાગ્યશાળી નીવડયા છે. વડોદરાના ના૦ ગાયકવાડને મી૦ માણેક પટેલે ઘણા સારી જાતના ઘોડાઓ ખરીદી આપ્યા છે અને મી૦ પટેલની

સમજદારી તથા ટ્રેનીંગને લીધે મુંબઈ, પુના અને મુંબઈની છેલ્લી ત્રણ સીઝનમાં માલેકોનાં લીસ્ટમાં ના૦ ગાયકવાડ પહેલે નંબરે આવવાને ભાગ્યશાળી નીવડયા હતા. મુંબઈની ૧૯૪૦-૪૧ ની છેલ્લી સીઝનમાં ના૦ ગાયકવાડે રૂા. ૨,૪૭,૫૦૨ ની મોટી સ્ટેકસ મેળવી હતી કે જે રેસીંગ કારકીર્દીમાં એક ખરેજ રેકર્ડ તરીકે ગણાય છે.

મી૦ માણેક પટેલનાં લગ્ન ૧૯૧૪ ની સાલમાં ચીન જાપાનના જાણીતા પારસી વેપારી શેઠ ખરશેદજી કે. કરંજીઆનાં બેટી બાનુબાઈ સાથે થયાં હતાં કે જેઓનાં નામ ઉપર પણ ઘણા ઘોડાઓ દોડતા હતા. મી૦ પટેલનો વડો દીકરો કેકી પણ પોતાના પિતાજીના હાથ હેઠળ રેસીંગમાં સારી તાલીમ મેળવીને ભવીષ્યમાં સારી નામના મેળવવા પામે એમ જણાય છે. જુવાન કેકીને પણ ઘોડાઓ સાથે સારૂં લ્હેણું છે તે એટલા ઉપરથી જણાય છે કે તેમના "માર્ક યુ" નામના ઘોડાએ ચાર રનીંગમાં ચારે રેસો જીતી હતી.

ફેર રેસીંગ એ મી૦ માણેક પટેલનો મુદ્રાલેખ છે અને જયારે પણ બરોડા-પટેલના સ્ટેબલ્સના ઘોડાઓ દોડે છે ત્યારે રેસીંગ આલમ તે ઘોડાઓને આંખ મીંચીને બેક કરે છે જે જાહેર પ્રજાના એમની ઉપરના વિશ્વાસનો પુરાવો છે.

સરનામુ:—માસ્તર મેનશન, ચોપાટી, મુંબઇ.

**નેકીરામ શર્મા**—એમનો જન્મ ૧૮૮૭ ના સાલમાં થયો હતો. તેઓ સંસ્કૃત અને હીંદી ભાષાઓના સ્કોલર છે. હોમરૂલની હીલચાલમાં ભાગ લીધો હતો. ૧૯૨૦ની સાલમાં એમણે "વેઠ" (forced labour)ની સામે મજબુત ચળવળ શરૂ કીધી હતી. એજ સાલમાં તેમને ઇંડીઅન પીનલ કોડની ૧૫૩ એ. મી કલમ હેઠળ તેમજ ૧૯૩૦ માં મીઠાંનો સત્યાગ્રહ કરવા માટે અને ૧૯૩૨ માં ઓરડીનન્સ ત્રીજા હેઠળ એમ ત્રણ વાર જેલની સજા થઈ હતી. તેઓ એક આગલ વધેલા વીચારના સનાતનીસ્ટ તેમજ હરીજનોના એક મીત્ર છે. મારવાડી અગરવાલ મહા સભાના એવણ એક સ્થાપક છે.

**દવે, શ્રી૦ નૈષધરાય બાપાલાલ**—શ્રી૦ દવેનો જન્મ અમદાવાદમાં ૧૯૦૧ ની સાલમાં થયો હતો, ૧૯ વર્ષની વયે તેઓ વીમા કંપનીના એજંટ થયા હતા અને એમાં જુદા જુદા હોદ્દાઓ ભોગવી આજે પણ એ ધંધામાં સારૂં સ્થાન ધરાવે છે. ૧૯૨૮ માં હીંદી વીમા કંપનીઓની પહેલી કોનફરન્સ મુંબઈમાં મળી



તેની ગોઠવણો કરનારાઓમાં શ્રી૦ દવે એક હતા અને તેમણે "India for Indians in Insurance"ના વિષય પર ભાષણ કર્યું હતું. શ્રી૦ દવે એક સારા સામાજીક કાયકર છે. ભુસાવલ ખાતે મળેલી ઔદીચ્ય યુવક પરીષદના તે પ્રમુખ હતા. તેમને ડઝનેક સામાજીક સંસ્થાઓ સાથે સંબંધ છે. અમદાવાદના ઔદીચ્ય બ્રાહ્મણ વિદ્યાર્થી ભુવનની સમીતીના તેઓ પ્રમુખ છે અને અખીલ ભારત વર્ષિય ઔદીચ્ય બ્રહ્મસમાજની કારોબારી કમીટીના પ્રમુખ છે.

સરનામું:—ભાઉની પોળ, રાયપુર, અમદાવાદ.

**મોદી, ખાનબહાદુર કેપ્ટન સોહરાબ રૂસ્તમજી, જે. પી.**—ખાનબહાદુર મોદીનો જન્મ મુંબઇમાં તા૦ ૧ લી સપટેમ્બર ૧૮૯૪ ના દીને થયો હતો. તેમના



પિતાજી ક્રીકેટમાં પારસીઓના એક ફાસ્ટ ડેમન બોલર તરીકે ઓળખાતા હતા અને તેઓ મેસર્સ એફ. કે. મોદી એન્ડ સન્સને નામે ઇમારતી લાકડાંનો ધંધો કરતા હતા.

ખા૦ બ૦ મોદી ભરડા ન્યુ હાઇસ્કુલમાં અને સેન્ટ ઝેવીઅર્સ કોલેજમાં કેળવણી લીધા પછી પોતાના પિતાની પેઢીમાં જોડાયા હતા અને પોતાની અકકલ હુંશીઆરીથી પોતાના એ બાપીકા ધંધાને આગળ વધારવામાં અગત્યનો ભાગ ભજવ્યો હતો. ત્યાંથી છુટા થઇને તેમણે ખાનબહાદુર સોહરાબ આર. મોદીના નામની પોતાની સ્વતંત્ર પેઢી સ્થાપી હતી અને એ પેઢી ઇમારતી લાકડાંના વેપારીઓમાં ઘણું ઉંચુ સ્થાન ધરાવે છે. સરકાર, રેલ્વે, લશ્કર અને દરીઆઇ ખાતાં ઉપરાંત તેઓ અનેક મોટાં ખાતાંઓને માલ પુરો પાડે છે.

ખા૦ બ૦ મોદી એક ચુનંદા સ્પોર્ટસમેન છે. તેઓ પારસી ક્રીકેટ, હોકી અને એથેલેટીક સ્પોર્ટસની ખીલવણીમાં ભારે ઉત્સાહ લે છે અને પોતાથી બનતી મદદ પણ કરે છે. આ ઉપરાંત તેઓ એ. એફ. આઇ. "સી." કંપનીના એક કેપ્ટન છે તેઓ ફ્રીમેશનરીમાં ગ્રાન્ડ લોજમાં હોદ્દો ધરાવે છે. તેઓ હેલ્થ એન્ડ સ્ટ્રેંગ્થ લીગ (ઇંગ્લાંડ)ના વાઇસ પ્રેસીડેન્ટ, બ્રીટીશ એમેચ્યોર વેટ લીફ્ટીંગ એસોસીએશન (ઇંગ્લાંડ)ના વાઇસ પ્રેસીડન્ટ અને હીંદુસ્તાનના પ્રતિનિધી છે. તેઓએ ૧૯૨૯ થી ૧૯૩૨ સુધી ડી. એચ પટેલ કપ જીતવાનો રેકર્ડ કર્યો હતો. તેમણે અનેક ગોલ્ડ અને સીલ્વર મેડલો મેળવ્યા છે ૧૯૩૮ની સાલમાં તેમને ના૦ સરકારે ખાનબહાદુરનો ખેતાબ આપ્યો હતો.

સરનામું:—કોલાબા ચેમ્બર્સ, કોલાબા, મુંબઇ.

**નાયડુ**, સી. એસ.—તેઓ મધ્ય હિંદના જાણીતા ક્રીકેટર અને કેપ્ટન નાયડુના ભાઇ છે. એમણે રણજી ટ્રોફી ઇન્ટર પ્રોવીનશ્યલ ક્રીકેટ ટુર્નામેન્ટમાં તેમજ ૧૯૩૫ માં રમાયલી બોમ્બે કવોડરેંગ્યુલર ક્રીકેટ ટુર્નામેન્ટની રમતમાં હિંદુઓ તરફથી રમતમાં ભાગ લીધો હતો. તેઓ એક ગુગલી બોલર છે. ૧૯૩૬ ના સાલમાં ઇંગ્લાંડ ગયલી ઓલ ઇંડીયા ક્રીકેટ ટીમને મજબુત બનાવવા માટે એવણ હિંદથી વીમાનમાં વીલાયત ગયા હતા ત્યાર પછી બોલીંગ, બેટીંગ અને ફીલ્ડીંગ ત્રણે ક્ષેત્રમાં તેમની ખ્યાતી વધી હતી. દરેક વર્ષે મુંબઇની મેચોમાં અને અન્ય અગત્યની મેચોમાં ભાગ લે છે.

**ચંપકલાલ દેવીદાસ**—જાતી મહેનત, સાહસીકપણું અને સાલેસાઈથી જીંદગીમાં આગળ વધેલાઓમાંના શેઠ ચંપકલાલ એક છે. તેમનો જન્મ સુરતમાં તા૦



૧૫–૩–૧૮૯૯ ના દિને થયો હતો. તેમના પિતાજી દેવીદાસ મુંબઈના જાણીતા સોલીસીટરો મેસર્સ જમશેદજી રૂસ્તમજી અને દેવીદાસની કંપનીમાં એક ભાગીદાર હતા.

શેઠ ચંપકલાલભાઈ કેળવણી લીધા પછી શેર બજારના ધંધામાં પડયા હતા અને શરૂઆતમાં બીજા દલાલો સાથે કામ કરી એ ધંધામાં સારો અનુભવ અને ગ્રાહકમંડળ મેળવ્યા પછી ૧૯૨૭ની સાલમાં તેમણે પોતાનો કાર્ડ લીધો હતો અને ચંપકલાલ દેવીદાસ નામની શેર દલાલોની પેઢી સ્થાપી હતી. શેર બજારના ધંધામાં દલાલો માટે જે મુખ્ય ગુણ હોવો જોઈએ તે તેઓ ધરાવે છે. ઘરાકોનો વિશ્વાસ એ એક દલાલ માટે મુખ્ય લાયકાત છે અને શેઠ ચંપકલાલ તે ગુણ ધરાવતા હોવાથી અને પોતાના સ્વાર્થ કરતાં ઘરાકોનાં હીત તરફ તેઓ ખાસ ધ્યાન આપી તેમને યોગ્ય સલાહ આપતા હોવાથી તેમણે થોડાજ સમયમાં સારી ખ્યાતિ પ્રાપ્ત કરી હતી અને આજે શેઠ ચંપકલાલની પેઢી આગેવાન દલાલોની પેઢીઓમાંની એક ગણાય છે. બોમ્બે સબરબન ડીસ્ટ્રીકટ ડીફેન્સ લોનની કમીટીના તેઓ એક સભ્ય છે અને તેમણે સારા પ્રમાણમાં એ લોન ભરાવી આપી છે.

શેઠ ચંપકલાલ એક સ્પોર્ટસમેન છે. તેમને ક્રીકેટની રમત તરફ ખાસ પક્ષપાત છે. ૧૯૩૯ની સાલમાં પરાંઓમાં એક ક્રીકેટ ટુર્નામેન્ટ રમાડવા માટે એક સીલ્વર કપ તેમણે ભેટ આપ્યું હતું. તેઓ ધારમીક તથા સખાવતી ખાતાંઓને સારી મદદ કરે છે. તેઓ મળતાવડા અને આનંદી સ્વભાવના હોવાથી પોતાની આસપાસ એક બહોળું મીત્રમંડળ ધરાવે છે.

સરનામું:—મંડપેશ્વર રોડ, બોરીવલી.

**નહેરૂ, (મીસીસ) ઉમા,**—એમનો જન્મ ૧૯૧૪ના સાલમાં થયો હતો. એવણ પંડીત શામલાલ નહેરૂ સાથ શાદીના ગાંઠથી જોડાયા હતા. તેઓ એક આગેવાન કોંગ્રેસ કાર્યકર છે. જોડયા પ્રાંતની કોંગ્રેસ કમીટીના તેઓ પ્રોવીનશ્યલ ડીરેકટર છે. સત્યાગ્રહની ચળવળમાં ભાગ લેવા માટે એમને કેદની સજા થઈ હતી. ૧૯૩૬ના સાલમાં મળેલી એટાવાહ ડીસ્ટ્રીકટ કોનફરન્સના તેઓ પ્રેસીડન્ટ હતાં.

સરનામું:—પ્રયાગ સ્ટ્રીટ, અલ્લાહબાદ

**એડનવાલા, મી૦ નરીમાન દાદાભાઇ,** આર. એ , જી. ડી. એ., એફ. સી. આઇ. (લંડન)—મી૦ નરીમાન એડનવાલાનો જન્મ ૧૯૦૦ ની સાલમાં થયો હતો.



સર બી. જે. પી. સી. ઇનસ્ટીટયુશનમાં કેળવણી લઈ મેટ્રીકની પરીક્ષા પસાર કરી એક સ્ટેનો ટાઇપીસ્ટ તરીકે પોતાની કારકીર્દી શરૂ કરી હતી. નોકરી કરતાં કરતાં તેમણે પહેલા વર્ગમાં આવીને કેટલીક વેપારી પરીક્ષાઓ પસાર કરી હતી અને કંપની લો અને એકાઉન્ટસીમાં તેમણે ડીસ્ટીંકશન મેળવ્યું હતું.

જી. ડી. એ.ની પરીક્ષા પસાર કર્યા પછી તેમણે ૧૯૨૩ માં એકાઉન્ટસીમાં સરકારી ડીપ્લોમા મેળવ્યો હતો. હીંદમાં એકાઉન્ટસીની ઉંચામાં ઉંચી પરીક્ષા એ ડીપ્લોમાંની છે. ૧૯૨૮ માં તેમણે એક રજીસ્ટર્ડ એકાઉન્ટન્ટ અને ઓડીટર તરીકે પ્રેકટીસ શરૂ કરી હતી.

ઇનકમટેક્ષની લીમીટ રૂપીએ ૧૮ પાઇ ઉપરથી વધારીને ૩૨ા પાઈ (સરચાર્જ સુધ્ધાં) કરવામાં આવી તે અરસામાં મી૦ નરીમાન એડનવાલાએ "ઇનકમટેક્ષ રીફંડની ગાઈડ" નામનું પુસ્તક પ્રગટ કર્યું હતું અને તે પુસ્તકે તેમને એક પ્રેકટીસીંગ એકાઉનટન્ટ અને ઓડીટર તરીકે જાહેરમાં આણ્યા હતા. તે પછીનાં તેમનાં પુસ્તકો "ઇનકમટેક્ષ ગાઇડ" અને "ઇનકમટેક્ષ રીફંડ ગાઇડ" જાણીતા બુકસેલરો મેસર્સ ડી. બી. તારાપોરવાલા એન્ડ સન્સે પ્રગટ કર્યાં હતાં અને તેમની સારા પ્રમાણમાં માંગણી થઇ હતી. એ પુસ્તકો ગુજરાતી તથા અંગ્રેજી ભાષાઓમાં પ્રગટ થયાં હતાં. મી૦ નરીમાન પોતાના બહોળા મીત્રમંડળમાં "ઇનકમટેક્ષના ભોમીઆ" તરીકે ઓળખાય છે કારણ કે ગુજરાતી ભાષામાં તેમણે "ઇનકમટેક્ષનો ભોમીઓ" નામનું પુસ્તક પ્રગટ કરયું હતું. ઇનકમટેક્ષના સવાલ ઉપર અંગ્રેજી તથા ગુજરાતી પત્રોમાં મી૦ નરીમાન ચાલુ લખાણો કરે છે અને એ લખાણોએ તેમને એક નીષ્પક્ષપાત લેખક તરીકે પુરવાર કર્યા છે. ઇનકમટેક્ષને લગતી બાબતોમાં તેઓ એક ઓથોરીટી સમાન લેખાય છે અને તેઓ એક મોટું અને વગવાળું ગ્રાહક મંડળ ધરાવે છે.

પોતાની બહોળી રોકાણો હોવા છતાં મી૦ નરીમાન જાહેર સેવા બજાવવા પોતાથી બનતું કરે છે. તેઓ એક સારા સોશીઅલ વર્કર છે. તેઓ બેરામજી જીજીભાઇ ઇનસ્ટીટયુશન ઓલ્ડ બોયઝ યુનીઅનના માજી પ્રમુખ, છુટેલા કેદીઓને રાહત આપનારી મંડળી (રીલીઝડ પ્રીઝનર્સ એડ સોસાયટી)ની સેન્ટ્રલ કમીટીના સભાસદ, દાદાભાઇ નવરોજી મેમોરીઅલ એસોસીએ-

શનની વર્કીંગ કમીટીના સભાસદ, ઇનકમ ટેક્ષ કમીટીના સભાસદ, મુંબઇની ઇન્ડીયન મરચન્ટસ ચેમ્બરની વેપારી પરીક્ષાની બોર્ડના એક સભાસદ અને પરીક્ષક અને પારસી પંચાયતની સોનામંડળ કમીટીના એક સભાસદ છે. રાજ્યદ્વારી ક્ષેત્રમાં તેઓ લીબરલ વીચારના છે અને મુંબઇમાં મળેલી છેલ્લી નેશનલ લીબરલ ફેડરેશન ઓફ ઇન્ડીઆની રીસેપશન કમીટી ઉપર તેમણે સેવા બજાવી હતી.

સરનામું:—૪૧૮, છોટાલાલ ભુવન, કાલબાદેવી રોડ, મુંબઇ.

**પુનાવાળા, મીο અરદેશર જમશેદજી,** બી. એ. (ઓક્ષન), બેરીસ્ટર-એટ-લો— મીο પુનાવાળાનો જન્મ તાο ૨૮ મી ફેબ્રુઆરી ૧૮૯૫ના દીને થયો હતો.



તેમણે મુંબઇની સેંટ ઝેવીઅર્સ કોલેજ અને ઓક્ષફર્ડની લીનકન કોલેજમાં કેળવણી લીધી હતી. તાο ૨જી જુલાઇ ૧૯૧૯ના દીને તેઓ બેરીસ્ટરની પરીક્ષામાં પસાર થયા હતા. ૧૯૨૦ની સાલથી તેઓ મુંબઇ હાઇકોર્ટમાં પ્રેકટીસ કરે છે. "ટાઇમ્સ ઓફ ઇન્ડીઆ"ના હાઇકોર્ટના રીપોર્ટસ માટે તેમને ખાસ બેરીસ્ટર રીપોર્ટર તરીકે રોકવામાં આવ્યા છે. ૧૯૨૭ની સાલમાં શીરીનબાઇ જમશેદજી મીસ્ત્રી સાથે તેમનાં લગ્ન થયાં હતાં. તેમને પરવીઝ નામનો દીકરો છે.

સરનામું:—૧૪૯, ખંભાલાહીલ, મુંબઇ.

**મોદી, મીο નોશીરવાન રૂસ્તમજી—** મીο નોશીરવાન મોદી જાણીતા મરહુમ ક્રીકેટર મીο રૂસ્તમ ઇ. મોદીના ત્રીજા બેટા થાય છે. તેમનો જન્મ મુંબઇમાં તાο ૬-૯-૧૯૦૬ના રોજ થયો હતો. ટયુટોરીઅલ હાઇસ્કુલ તથા ન્યુ હાઇસ્કુલમાં કેળવણી લીધા પછી ૧૯૨૩ની સાલમાં તેઓ પોતાના પિતાની મેસર્સ આર. ઇ. મોદીની કંપનીમાં જોડાયા હતા જ્યાં તેમણે પોતાની હુંશીઆરી વડે પોતાના બાપીકા ધંધાને આગળ વધાર્યો છે. આ કંપની રેલ્વે, સરકાર, નેવી તથા શીપ બીલ્ડીંગ ખાતાંઓને ટીમ્બર તથા લાકડું મોટા જથામાં પુરૂં પાડે છે. મીο મોદી બોંબે ફલાઇંગ કલબમાં "એ" પાયલટનું લાઇસન્સ ધરાવે છે. ફલાઇંગ કલબની કમીટીમાં તેઓ ત્રણથી વધુ વરસ સભાસદ પણ હતા. બોંબે પ્રેસીડન્સી રેડીઓ કલબના તેઓ શરૂઆતથી મેમ્બર છે. ૧૯૩૦ની સાલમાં સ્થપાયલી ઇંડીઅન ગ્લાઇડીંગ એસોસીએશનના તેઓ એક ફાઉન્ડર મેમ્બર છે અને છેલ્લાં કેટલાંક વર્ષથી તેના ઓનરરી સેક્રેટરી તરીકે ફતેહમંદીથી સેવા બજાવે છે. એ એસોસીએશનને સરકાર તરફનું રેકનીશન મળ્યું છે અને તેને રૂા. ૬૬૦૦૦ની સબસીડી પણ મળે છે. આવી એસોસીએશન હીંદમાં આ પહેલવહેલી છે. હાલમાં લડાઇ ચાલતી હોવાથી સરકારના ડીફેન્સ ખાતાં તરફથી મીο મોદીની પેઢીને જુદો જુદો માલ પુરો પાડવા મોટા ઓર્ડરો મળે છે. તેઓ સ્વભાવે મળતાવડા અને ખુશમીજાજી હોવાથી તેઓ પોતાનાં વેપારી મંડળમાં તેમજ દોસ્ત આસનાઓમાં જાણીતા છે.

સરનામું:—૩૪, ન્યુ કવીન્સ રોડ, મુંબઇ.

**દેશાઇ, શ્રી૦ યુ. એસ.**—શ્રી૦ દેશાઇનો જન્મ તા૦ ૨જી મે ૧૮૮૬ના દીને થયો હતો. તેમણે મુંબઇની વીલ્સન



કોલેજમાં કેળવણી લીધી હતી. ૧૯૦૬માં તેમણે બી. એ. (ઇંગ્લીશ અને સંસ્કૃત લીટરેચર સાથે)ની અને ૧૯૦૮ માં એમ. એ. (કેમીસ્ટ્રી સાથે)ની પરીક્ષાઓ પસાર કરી હતી. તેઓ જબલપુરની સરકારી કોલજમાં કેમીસ્ટ્રીના પ્રોફેસર (૧૯૦૯–૧૦), કેરૂ અને કંપનીના કેમીસ્ટ (૧૯૧૭) અને બેંક ઓફ મોરબીના મેનેજર (૧૯૨૪–૨૫) હતા. ૧૯૨૬ માં મેસર્સ એમ. આર. વેદ (શેર એન્ડ સ્ટોક બ્રોકર્સ)માં અને ૧૯૨૯ માં મેસર્સ ચંપકલાલ દેવીદાસ (શેર એન્ડ સ્ટોક બ્રોકર્સ)ની પેઢીમાં જોડાયા હતા. ધી નેટીવ શેર એન્ડ સ્ટોક બ્રોકર્સ એસોસીએશનના ડીરેકટરનો ઓદ્ધો ૧૯૩૯ની સાલથી અને બોમ્બે મ્યુચ્યુઅલ લાઇફ એશ્યુરન્સ સોસાયટીના પ્રમુખનો ઓદ્ધો ૧૯૩૮ની સાલથી ભોગવી રહયા છે. મુંબઇના નાણાં બજાર અને ઈનસ્યુરન્સ સરકલમાં શ્રી૦ દેશાઇ જાણીતા છે અને નાણાંના ઇનવેસ્ટમેન્ટની બાબતમાં તેમની સલાહ કીંમતી મનાય છે. તેઓ બોમ્બે સબરબન એજ્યુકેશન સોસાયટી (ખાર)ના પ્રમુખ, વાકોલાની વેલફેર લીગના પ્રમુખ અને શાંતાક્રુઝના રેસીડેન્ટસ એસોસીએશનના ઓનરરી ટ્રેઝરર છે. ૧૯૧૭ની સાલમાં મીસ જરબાનુ બી. એનજીનીઅર એમ. એ., બી. એસ સી., સાથ તેમણે લગ્ન કર્યાં હતાં.

સરનામું:—આગાખાન બીલ્ડીંગ,
દલાલ સ્ટ્રીટ, કોટ, મુંબઇ.

**જાઇ, શ્રી. લક્ષ્મીદાસ પી.**—આ જાણીતા હિંદુ ખેલાડીનો જન્મ ૧૯૦૨ માં થયો હતો. તેમણે મુંબઇની વીલ્સન કોલેજમાં કેળવણી લીધી હતી અને મુંબઇમાં ઇમ્પીરીઅલ બેંકમાં નોકરીએ જોડાયા હતા તેઓ એક જાણીતા બેટસમેન છે અને મુંબઈની અનેક કવોડરેંગ્યુલર મેચોમાં ભાગ લીધો છે. ૧૯૨૪ના સાલમાં મુસ્લીમો સામેની કવોડરેંગ્યુલર મેચમાં તેમણે ૧૫૬ રનનો યાદગાર ફાળો આપ્યો હતો. ૧૯૩૩–૩૪ માં મુંબઇમાં રમાયલી પહેલી ટેસ્ટ મેચમાં ઇંગ્લાંડ સામે રમતમાં ભાગ લેવા માટે એમને પસંદ કરવામાં આવ્યા હતા. ૧૯૩૬ માં ઇંગ્લાંડના પ્રવાસે ગયલી ઓલ ઇંડીયા ક્રીકેટ ટીમના તેઓ એક મેમ્બર હતા. રણજી ટ્રોફી ક્રીકેટ ટુર્નામેન્ટનું ૧૯૩૪ અને ૧૯૩૫માં તેમણે વડપણ લીધું હતું. મુંબઇની કવોડરેંગ્યુલર ટુર્નામેન્ટમાં હિંદુઓ તરફથી એવણ લાગત ૧૬ વરસોથી રમતા આવ્યા છે.

**ગોપાળદાસ પુંજા,** મેસર્સ ખીમજી પુંજાની કંપનીના વડા ભાગીદાર અને મુખ્ય સંચાલક—શેઠ ગોપાળદાસ પુંજા



સ્વર્ગસ્થ શેઠ ખીમજી પુંજાના નાના ભાઈ થાય છે. શેઠ ખીમજી પુંજાના સ્વર્ગવાસ પછી મુંબઇની આ જાણીતી પેઢીનો સમગ્ર વહિવટ એમના હસ્તક છે. આ પેઢીમાં એમના ઉપરાંત શેઠ ખીમજીના બે ભત્રીજા શ્રી૦ ખટાઉ અને શ્રી૦ પુરૂષો-તમ પણ ભાગીદાર છે.

૧૯૧૮ માં નવા શેર બજારની સ્થાપના થઇ ત્યારે શેઠ ખીમજી પુંજાએ રૂ, અળસી, ઘઉં, બીયાં વિગેરે બજારોમાં ચાલતો એમનો ધંધો વિસ્તૃત કરવાનો વિચાર કર્યો એમણે પોતાના ભાઇ ગોપાળદાસની સેવા મેળવી, એમને ભાગીદાર બનાવ્યા અને શેર દલાલ તરીકે ધંધો શરૂ કર્યો. છ માસ પછી શેઠ ખીમજીએ જુના શેર બજારમાં કાર્ડ લીધો અને ત્યાં પણ ધંધો ચાલુ કર્યો. આ ધંધો ૧૯૩૮ સુધી ચાલ્યો અને એ પછી શેઠ ખીમજી સ્વર્ગવાસ પામતાં શેઠ ગોપાળદાસ બધોજ વહિવટ ચલાવે છે.

શેઠ ગોપાળદાસે શેઠ ખીમજીની પેઢીનું કામકાજ સારી રીતે ચલાવ્યું છે અને શેઠ ખીમજીએ મેળવેલી નામના સ્હેજે ઓછી આવવા દીધી નથી. મુંબઇની વેપારી આલમમાં આજે પણ શેઠ ખીમજીની પેઢીના માન પ્રતિષ્ઠા એટલા ને એટલાજ છે. સાથે સાથે ધંધો પણ ધીકતો ચાલે છે.

શેઠ ખીમજી ઉદાર દીલના હોવાથી ગરી-બોને સારા પ્રમાણમાં આર્થીક સ્હાય આપતા હતા. એમણે પોતાના ભાઇ શેઠ ગોપાળદાસને પોતાના અવસાન બાદ પોતાની બધીયે ગરીબોને લાભદાયી પ્રવૃત્તિઓ ચાલુ રાખવાની સુચના કરી હતી. એ સુચના અનુસાર શેઠ ગોપાળદાસ સ્વ-ર્ગસ્થની સઘળી ગરીબ જનતાના હીતની પ્રવૃત્તિઓ ચાલુ રાખી રહ્યા છે અને એ સર્વ પ્રવૃત્તિદ્વારા શેઠ ખીમજીની સ્મૃતિ હંમેશાં તાજીજ રહે છે. ૧૯૩૯ના વર્ષના દુષ્કાળ પ્રસંગે શેઠ ગોપાળદાસે પોતાના નીરૂના ગામના ૮૦૦ ગરીબ દુષ્કાળપીડીત માણસોને રોજ ભોજન આપ્યું હતું અને આમ એમણે વરસાદ આવતાં સુધી ચાલુ રાખ્યું હતું. શેઠ ખીમજીએ કરેલા 'વીલ' માં શેઠ ગોપાળદાસને એકલાનેજ ટ્રસ્ટી નીમી ગયા છે. ટ્રસ્ટી તરીકેની સર્વ ફરજો એમણે વફાદારીપુર્વક બજાવી છે.

શેઠ ગોપાળદાસ વ્યવ્હારદક્ષ અને કાર્યદક્ષ વેપારી છે. કાર્યદક્ષતાને લીધે તેઓ મુંબઇની વ્યાપારી આલમમાં મશહુર છે. સ્વભાવે હસમુખા છે, સુંદર વ્યવસ્થા શકિત ધરાવે છે. આ સર્વ ગુણોને લીધે તેઓ વ્યાપારીઓ, મીત્ર વર્ગ અને જેમના સમાગમમાં આવે છે એ સર્વમાં ખુબ

લોકપ્રીય થઇ પડયા છે. ગરીબો પ્રત્યે હંમેશ સહાનુભુત રહે છે. એમનામાં યુવાનીનો જુસ્સો છે, ભોગ આપવાની તમન્ના છે. એમનું જીવન દરેક યુવકે પ્રેરણા લેવા જેવું છે.

સરનામું:—C/o. મેસર્સ ખીમજી પુંજા એન્ડ કું૦, દલાલ સ્ટ્રીટ, કોટ, મુંબઇ.

**કોન્ટ્રેકટર, ડૉ૦ ડોલી અરદેશર—** ડૉ૦ કોન્ટ્રેકટરનો જન્મ મુંબઇમાં તા૦ ૧૪–૭–૧૮૮૭ ના રોજ થયો હતો. એલ્ફીનસ્ટન કોલેજ અને ગ્રાન્ટ મેડીકલ કોલેજમાં કેળવણી લઇ ૧૯૦૯ ની સાલમાં તેઓ એલ. એમ એન્ડ એસ. ની પરીક્ષામાં પસાર થયા હતા. તેઓ તરતજ મુંબઇની મ્યુનીસીપલ નોકરીમાં જોડાયા હતા અને ડીસ્ટ્રીકટ રજીસ્ટ્રાર તથા મ્યુનીસીપલ ડીસ્પેનસરીના ચાર્જમાં નીમાયા હતા. ૧૯૧૩ની સાલમાં તેમણે બેચલર ઓફ હાઇજીનની પરીક્ષા પસાર કરી હતી. ૧૯૧૯ માં તેઓ મુંબઇ મ્યુનીસીપાલીટીના ડેપ્યુટી હેલ્થ ઓફીસર નીમાયા હતા અને તે હોદ્દા ઉપર પાંચેક વર્ષ કામ કર્યા પછી તેઓ એસીસ્ટન્ટ હેલ્થ ઓફીસર થયા હતા. તા૦ ૧૬ મી જુલાઇ ૧૯૪૧ થી તેઓ ઓફીસીએટીંગ એકઝીકયુટી હેલ્થ ઓફીસરનો ઉંચો હોદ્દો દીપાવી રહયા છે.

ડૉ૦ કોન્ટ્રેકટર ઘણાજ મળતાવડા છે અને મ્યુનીસીપાલીટીના એક ઘણાજ બાહોશ અમલદાર લેખાય છે. તેમના સ્વભાવને લીધે તેઓ મ્યુનીસીપલ સ્ટાફમાં ઘણા માનીતા છે.

સરનામું:—મ્યુનીસીપલ બીલ્ડીંગ, કોટ, મુંબઇ.

**મેનેજર, મી૦ કેખશરૂ રતનજી (ભુત)**—ગરીબ સ્થીતીમાંથી સખ્ત મહેનત, સાલેસાઈ અને પ્રમાણિકપણાંથી આગળ વધેલાઓમાંના મી૦ કેખશરૂ એક છે.



તેમનો જન્મ નવસારીમાં તા૦ ૨-૧૧-૧૮૯૦ ના રોજ થયો હતો. તેમના પિતાજી તે વખતની મુંબઇની જાણીતી ફીનીક્ષ કલબ તેમજ બીજી કેટલીક કલબોના મેનેજર હતા. મી૦ કેખશરૂ મુંબઇની સર બેરામજી જીજીભાઇ હાઇસ્કુલમાં કેળવણી લઇને પોતાના પીતાજીના કેટરીંગના ધંધામાં મદદ કરવા લાગ્યા હતા અને એમના પિતાજી ૧૯૧૬ની સાલમાં મરણ પામતાં તેમણે એજ લાઇનમાં પોતાનો સ્વતંત્ર ધંધો પોતાના નાના ભાઇ મી૦ દારબશાહ સાથ કરવા માંડયો હતો અને મી૦ કેખશરૂ આજે એજ ધંધો ઘણી સારી રીતે કરે છે એટલુંજ નહી પણ પારસી કોમમાં એક જાણીતા કેટરર તરીકે તેમનું નામ મશહુર છે. એમનાં લગ્ન એમના કાકાની દીકરી પીરોજબાઇ સાથ થયાં હતાં પણ તેવણ પાંચ વરસમાં બહેસ્તનશીન થયાથી મી૦ કેખશરૂએ મરહુમનાં બહેન ગુલબાઇ સાથ ૧૯૨૮ની સાલમાં ફરીથી લગ્ન કર્યાં હતાં. મી૦ કેખશરૂને બે બેટાઓ અને બે બેટીઓ છે.

સરનામું:—પાટકનો બંગલો, લેમીંગ્ટન રોડ, મુંબઇ.

**જાફર, ખાનબહાદુર સર ઇબ્રાહીમ હારૂન**—એમનો જન્મ ૧૮૮૧ના સાલમાં થયો હતો. તેમણે પુના મધે કેળવણી લીધી હતી. ઓમ્બે પ્રોવીનશ્યલ મુસ્લીમ લીગના તેમજ ૧૯૧૯ના સાલમાં લકનો ખાતે મળેલી ઓલ ઇંડીયા મુસ્લીમ કોનફરન્સના તેઓ પ્રેસીડન્ટ હતા. ૧૯૧૬થી ૧૯૧૯ના વરસો સુધી તેવણ મુંબઇની લેજીસ્લેટીવ કાઉન્સીલના એક સભાસદ હતા. ૧૯૧૯–૨૦ના સાલમાં ઇમ્પીરીઅલ લેજીસ્લેટીવ કાઉન્સીલના પણ એવણ એક સભ્ય હતા. ૧૯૨૦ના સાલમાં મળેલી ઓલ ઇંડીયા મુસ્લીમ કેળવણી કોનફરન્સના એવણ પ્રેસીડન્ટ હતા. એવણ ૧૯૨૭–૨૮ના સાલમાં હજ ઇનકવાયરી કમીટીના પણ એક સભાસદ હતા.

સરનામું:—ઇસ્ટ સ્ટ્રીટ, પુના.

**વજીફદાર,** શ્રી. હોમી જે.—તેઓ એક જાણીતા પારસી ક્રીકેટર છે. જ્યારે શાળામાં શીખતા હતા ત્યારે મુંબઈની કવોડરેંગ્યુલર મેચમાં તેમને દાખલ કરવામાં આવ્યા હતા. એક ઓલ-રાઉન્ડર તરીકે તેમણે સારી વીખ્યાતી મેળવી છે. તેઓ એક ચુનંદા બોલર પણ છે. મુંબઇની કવોડરેંગ્યુલર મેચોમાં ૧૦૦૦ રનનો જુમલો કરનાર તેઓ એકલા પારસી ક્રીકેટર છે. મુંબઇના કવોડરેંગ્યુલર ટુરનામેન્ટમાં પારસી ટીમની તેમણે ઘણીવાર સરદારી લીધી હતી. ૧૯૩૩ના સાલમાં એમ. સી. સી. સામે રમાયલી મેચમાં બોમ્બે પ્રેસીડન્સી ઇલેવનના કેપ્ટન તરીકે તેઓ ચુંટી કઢાયા હતા. રણજી ટ્રોફી ક્રીકેટ ચેમ્પીયનશીપમાં પણ એમણે ભાગ લીધો હતો અને ૧૯૩૬ના સાલમાં ટ્રોફી જીતી ગયા હતા. ત્યાર પછી પણ ઘણી પારસી ટીમોની એમણે સરદારી લીધી છે.

સરનામું:—પારસી જીમખાના, મુંબઇ.

**મેઘાણી,** શ્રી ઝવેરચંદ કાળીદાસ, બી. એ.—તેઓ ગુજરાત-કાઠિયાવાડના મશહુર સાહિત્યકાર અને પત્રકાર છે. કેળવણી લીધા પછી કલક-તામાં નોકરી કરતા હતા, ત્યાંથી તેઓ રાણપુર આવી "સૌરાષ્ટ્ર" નામના સાપ્તાહીકમાં જોડાયા હતા. શ્રી મેઘાણીની તેજસ્વી કલમની ત્યારથી ગુજરાતી આલમને પીછાન થઇ હતી. શ્રી. મેઘાણીએ સૌરાષ્ટ્ર સાહિત્ય મંદિરની સ્થાપના કરી હતી અને એ મંદિરથી બરૂહદ ગુજરાતમાં સાહિત્યના અજવાળાં પથરાંયાં હતાં. શ્રી. મેઘાણીએ લોકસાહિત્યને સજીવન કર્યું છે, રાષ્ટ્રજીવનને કાવ્યોદ્વારા પ્રેરણા આપી છે અને દૈનિક પત્ર "જન્મભૂમિ"દ્વારા સાહિત્ય વિવેચનની નવી પ્રથા દાખલ કરી છે. તેમણે વાર્તાઓ લખી છે, કાવ્યો રચ્યા છે, નવલકથાઓ પણ લખી છે એમાં "સૌરાષ્ટ્રની રસધાર" બહુ પ્રખ્યાત છે. શ્રી. મેઘાણી સત્યાગ્રહની પ્રવૃત્તિમાં જોડાઇ ૧૯૩૦માં જેલ જઇ આવ્યા છે. મુંબઇમાં પ્રગટ થતાં દૈનિક પત્ર "જન્મભુમિ"માં "કલમ અને કિતાબ"ને નામે સાહિત્ય સમીક્ષાવાળુ પાનુ આવે છે, એની શરૂઆત શ્રી. મેઘાણીથી થઈ હતી. ૧૯૪૧માં તેઓ "જન્મભુમિ"માંથી છુટા થઇ રાણપુરથી "ફુલછાબ" સાપ્તાહિક પ્રગટ કરે છે.

સરનામું:—બોટાદ, કાઠીઆવાડ.

**મસાણી, મી૦ મીનોચહેર રૂસ્તમ,** બી. એ. (બોમ્બે), એલ એલ. બી. (લંડન), બાર–એટ–લો—મી૦ મીનુ મસાણીનો જન્મ ૧૯૦૫ ની સાલમાં થયો હતો. મુંબઇની એલ્ફીનસ્ટન કોલેજ તેમજ લંડનની સ્કુલ ઓફ ઇકોનોમીકસમાં એમણે કેળવણી લીધી હતી. ઈન્ડીઆ સોસાયટીના એવણુ ૧૯૨૬–૨૭ ના સાલ દરમ્યાન પ્રેસીડન્ટ હતા. ઇન્ડીઅન લેબર પારટીના ૧૯૨૬–૨૮ ના સાલ માટેના તેઓ એક સભાસદ હતા. ૧૯૨૯ની સાલમાં મુંબઇની હાઇ કોર્ટમાં એમણે ઓરીજીનલ સાઇડ ઉપર પ્રેકટીસ શરૂ કીધી હતી. ૧૯૩૨ ના સાલની કાયદાભંગની ચળવળમાં એમણે ભાગ લીધો હતો. ૧૯૩૩ માં તેઓને રાજદ્વારી ચળવળને અંગે જેલની સજા થઇ હતી. બોમ્બે પ્રેસીડન્સી કોંગ્રેસ સોશ્યાલીસ્ટ ગરૂપના સ્થાપકોમાંના તેઓ એક છે. કે જે ગરૂપમાં એમણે ઓધ્ધાઓ ભોગવ્યા છે. મુંબઇની પ્રાંતીક કોંગ્રેસ કમીટીના તેમજ તેની કારોબારી કાઉન્સીલના ૧૯૩૪–૩૫ ના સાલ દરમ્યાન અને તે પછી પણુ તેઓ એક સભ્ય હતા. તેઓ મુંબઇની મ્યુનીસીપલ કોરપોરેશનના પણુ એક મેમ્બર હતા.

સરનામું:—બોમ્બે કોંગ્રેસ સોશ્યાલીસ્ટ પારટી, દાદાભાઇ મનઝીલ, કોંગ્રેસ હાઉસ, ગીરગામ, મુંબઇ.

**મહેતા, મી૦ ગગનવીહારી લલ્લુભાઇ** એમ. એ.—અમનો જન્મ ૧૯૦૦ ના સાલમાં થયો હતો. ૧૯૨૪ ના સાલમાં એમના લગ્ન સર રમણુભાઇ અને લેડી વિદ્યાગૌરી નીલકંઠની બેટી મીસ સૌદામીની રમણુભાઈ નીલકંઠ (બી. એ.) સાથે થયાં હતાં. ૧૯૨૩–૨૫ ના સાલમાં તેમણે "બોમ્બે ક્રોનીકલ"ના મદદનીશ તંત્રીનો ઓધ્ધો ભોગવ્યો હતો. ૧૯૧૮ ના સાલથી સીંધીઆ સ્ટીમ નેવીગેશન કંપની લીમીટેડના કલકત્તા ખાતેના મેનેજર છે. ૧૯૩૦–૩૪ ના વરસો દરમ્યાન એમણે કલકત્તાના બારાંના કમીશનરનો ઓધ્ધો ભોગવ્યો હતો. કલકત્તાની ઇન્ડીઅન ચેમ્બર ઓફ કોમર્સના ૧૯૩૬ ના સાલ માટેના તેઓ ઉપ–પ્રમુખ હતા. ૧૯૩૬ ના સાલમાં નીમાયલી બેંગાલ બોર્ડ ઓફ ઇકોનોમીક ઇન્કવાયરીના તેઓ એક સભાસદ હતા.

સરનામું:—૧૦૦, કલાઇવ સ્ટ્રીટ, કલકત્તા.

**નાણાવટી, ડો૦ પ્રાણલાલ મનસુખલાલ**—એમનો જન્મ ૧૮૮૮ના સાલમાં થયો હતો. ૧૯૧૩ ના સાલમાં એઓ વડોદરા સ્ટેટ સરવીસમાં જેનરલ ડ્યુટી મેડીકલ ઓફીસર તરીકે જોડાયા હતા. સ્ટેટ તરફથી બેકટેરીઓલોજી વીગેરે પોસ્ટ ગ્રેજ્યુએટના અભ્યાસ અર્થે એમને ૧૯૨૧ ના સાલમાં યુરોપ મધે મોકલવામાં આવ્યા હતા. યુરોપથી હીંદ પાછા ફર્યા પછી એમણે સીવીલ મેડીકલ ઓફીસર, એકટીંગ ચીફ મેડીકલ ઓફીસર વીગેરે ઓધ્ધાઓ ભોગવ્યા હતા. ૧૯૨૭ તેમજ ૧૯૩૩ ના સાલમાં એઓ ના૦ મહારાજા સાથ તેમના પેલેસ ફીઝીશીઅન તરીકે બે વાર દુનીઆની સફરે જઇ આવ્યા હતા. ૧૯૩૩ માં મળેલી વર્લ્ડ ફેલોશીપ ઓફ ફેથ્સ કોનફરન્સમાં પણુ એમણે હાજરી આપી હતી.

સરનામું:—વડોદરા.

**ઉદયશંકર**—એઓ એક જાણીતા હીંદી કલાસીકલ ડાનસર છે, કે જેઓ તરફથી ડાનસીંગના થતા પ્રયોગોએ દુનીઆમાં વીખ્યાતી મેળવી છે. જુના જમાનાની હીંદની ડાનસીંગ કળામાં એમણે નવચેતન રેડયું છે. એક ડાનસર તરીકેની એવણનાં "જીનયસ" ની માડામ પાવલોવાએ પહેલવહેલી પીછાન કીધી હતી અને એમને લંડનમાં ડાન્સ કરતા જોઇને કૃષ્ણ–રાધા બાલેમાં માડામ પાવલોવાએ પોતાના ભાગીદાર તરીકે લીધા હતા, જે આઇટમ માડામ પાવલોવાના પ્રોગ્રામની સૌથી માનીતી આઇટમ થઇ પડી હતી. ના૦ શહેનશાહ જયોર્જ કે જેઓ સમક્ષ થયલા એક "ચેરીટી શો"માં એવણે ભાગ લીધો હતો, તે મધેનાં ડાનસીંગની એ નામવર ઉપર એટલી બધી તો અસર થઇ હતી કે એ નામદારે ઉદયશંકરને પોતાની શાહી મુલાકાતનું માન આપ્યું હતું. પાછળથી ડેનમાર્ક, નોરવે અને સ્વીડનના રાજાઓએ પણ તેઓને પોતાની મુલાકાતનું માન આપ્યું હતું. એમનો જન્મ ૧૯૦૦ ના સાલમાં થયો હતો. બચપણથીજ એવણમાં હીંદી ડાનસીંગ કળાની કુશળતા અને લાયકાતો જોવામાં આવી હતી. મુંબઇની સ્કુલ ઓફ આર્ટમાં અને તે પછીથી વીલાયતની એકેડેમી ઓફ આર્ટમાં પણ એમણે અભ્યાસ કીધો હતો. મેત્રો-ગોલ્ડવીન મેયરની ફીલ્મ "The Lives of a Dancer"માં ઇનાક્ષી રામરાવ સાથ એમણે ભાગ લીધો હતો. એક ઉંચી કોટીના ડાન્સર તરીકે ઉદયશંકર હીંદમાં તથા આખી દુનીઆમાં મશહુર છે.

**જમનાદાસ દવારકાંદાસ**—શ્રી. જમનાદાસ હીંદની વડી ધારાસભાના એક વેળાના સભાસદ હતા. એક વખત એઓ ડો૦ બેઝન્ટના અનુયાયી અને હોમરૂલના હીમાયતી હતા. "યંગ ઇન્ડીયા" ના તેઓ એક સ્થાપક તેમજ અધીપતી પણ હતા. હાલમાં એઓ એક કોંગ્રેસમેન છે. ૧૯૨૩ ના સાલમાં નેમાયલાં ઇન્ડીઅન ટેરીફ કમીશનના એવણ એક સભાસદ હતા. ૧૯૩૦ અને ૧૯૩૨ ના સાલની કાયદાભંગની ચળવળોમાં એમણે ભાગ લીધો હતો જેને અંગે એઓને ત્રણ વખત જેલની સજા થઇ હતી. એઓ મુંબઇની મ્યુનીસીપલ કોર-પોરેશનના એક સભાસદ પણ છે.

સરનામું:—ઝવેર મહાલ, મરીનડ્રાઇવ, મુંબઇ.

**જીનવાલા, મી૦ એફ. જે.**, સોલીસીટર, એમ. એ , એલ.એલ. બી.—એમનો જન્મ ૧૮૮૪ના સાલમાં થયો હતો. એમણે અમદાવાદની ગુજરાત કોલેજમાં કેળવણી લીધી હતી. ૧૯૧૩ ના સાલથી એઓ મુંબઇની હાઇકોર્ટમાં એક સોલીસી-ટર તરીકે પ્રેકટીસ કરતા આવ્યા છે. ૧૯૧૫ ના સાલમાં એઓ કોંગ્રેસમાં અને ૧૯૧૭ ના સાલમાં હોમરૂલ લીગમાં જોડાયા હતા. મુંબઇની મ્યુનીસીપલ કોરપોરેશનમાં દાખલ થઇ ૧૯૨૩ માં એવણ તે મધેની સ્વરાજ્ય પારટીના એક વ્હીપ હતા. એજ સાલમાં એઓ મુંબઇની લેજીસ્લેટીવ કાઉ-ન્સીલ મધેની સ્વરાજ્ય પારટી તેમજ નેશ-નાલીસ્ટ પારટીના સેકરેટરી પણ હતા. મજુરોના હીતોને લગતી ચળવળોમાં એમણે આગેવાન ભાગ લીધો હતો. ઓલ ઇંડીયા કોંગ્રેસ કમીટીના ૧૯૨૭ થી ૧૯૩૦ ના સાલ સુધીના એઓ એક મેમ્બર હતા. ૧૯૨૪ ના સાલમાં એવણ ઓલ ઇન્ડીઆ ટ્રેડ યુનીયન કોંગ્રેસના સેકરેટરી હતા.

સરનામું:—હારડીંજ હાઉસ, ગોવાલ્યા ટેન્ક રોડ, મુંબઇ.

**નરેન્દ્રનાથ, (રાજા),** એમ. એ.— એમનો જન્મ ૧૮૫૪ના સાલમાં થયો હતો. ૧૮૮૬ના સાલમાં તેમણે 'માસ્તર ઓફ આર્ટ'ની ડીગ્રી મેળવી હતી. ૧૮૮૭ના સાલમાં પંજાબની યુનીવર્સીટીના એક ફેલો નીમાયા હતા. તેમણે ડીસ્ટ્રીક્ટ જડજ, ડેપ્યુટી કમીશનર વીગેરે ઓધ્ધાઓ ભોગવ્યા હતા. ૧૯૧૭માં એમને 'રાજા'નો ખેતાબ અપાયો હતો. ૧૯૧૬ના સાલમાં તેઓ સરકારી નોકરીમાંથી ફારેગ થયા હતા. એ પછી તેઓ જાહેર જીવનમાં પડયા હતા અને હિંદુ મહાસભાની પ્રવૃત્તિમાં ભાગ લઇ રહયા છે. ૧૯૨૧ના સાલથી પંજાબની લેજીસ્લેટીવ કાઉન્સીલના એક સભ્ય છે. ૧૯૩૧ના સાલમાં મળેલી રાંઉન્ડ ટેબલ કોન્ફરન્સમા એક પ્રતિનિધિ તરીકે તેમણે ભાગ લીધો હતો.

સરનામું:—૨, વોરીસ રોડ, લાહોર.

**જીરાડ, ડૉ૦ મીસ જેરૂશા**—ડૉ૦ મીસ જીરાડનો જન્મ ૧૮૯૧ના સાલમાં થયો હતો. મુંબઇની ગ્રાન્ટ મેડીકલ કોલેજમાં એમણે અભ્યાસ કર્યો હતો. ૧૯૧૨માં એમણે એલ. એમ. એન્ડ એસ.ની, ૧૯૧૭માં લંડનની એમ. બી.બી. એસ.ની અને ૧૯૧૯માં એમ ડી.ની પરીક્ષા પસાર કીધી હતી. એલીઝાબેથ ગેરેટ હોસ્પીટલના એઓ ૧૯૧૭માં અને ૧૯૧૮માં બરમીંગહામની મેટરનીટી હોસ્પીટલના હાઉસ સરજ્યનનો એમણે ઓધ્ધો ભોગવ્યો હતો. કામા હોસ્પીટલના ઓનરરી સરજ્યનનો અને હાલમાં એજ હોસ્પીટલના મેડીકલ ઓફીસરનો ઓધ્ધો એઓ ભોગવી રહયા છે. ૧૯૩૧માં તેમને એક સુલેહના અમલદાર (જે. પી.) બનાવવામાં આવ્યા હતા.

સરનામું:—કામા હોસ્પીટલ, કવીન્સ રોડ, મુંબઇ.

**રાગીની દેવી**—હીંદમાં કલાસીકલ ડેન્સ અને મ્યુઝીકના તેઓ હીમાયતી છે. ૧૯૨૪ના સાલમાં ન્યુયોર્ક સીટી મધે પહેલીજવાર તેમણે હિંદી ડાનસીંગ અને સંગીતનો જલસો પોતાના ગોઠયાઓ સાથ કરી દેખાડયો હતો. અમેરીકાની સફર ફરી ત્યાં એવણે અનેક કોનસર્ટો કીધા હતા. હીંદના કલાસીકલ ડાનસીઝનો વધુ અભ્યાસ કરવા અર્થે એમણે ૧૯૩૧ના સાલમાં હીંદની મુલાકાત લીધી હતી. ૧૯૩૧ના સાલથી તે ૧૯૩૬ના સાલ સુધી એમણે માઇસોર, મદ્રાસ, આંધ્રા, મલબાર વીગેરે દક્ષિણ હિંદના કેટલાંક મથકોનો પ્રવાસ કરી કલાસીકલ ડાનસીંગના જુદા જુદા તબકકાઓનો અભ્યાસ કીધો છે. હીંદના કેટલાક જનરલો અને મેગેઝીનો મધે હીંદી ડાનસીંગ અને મ્યુઝીક બાબે સંખ્યાબંધ લખાણો કીધાં છે.

**વઝીરઅલી, સય્યદ**—એમનો જન્મ ૧૯૦૩ના સાલમાં થયો હતો. એઓ એક ચુનંદા બેટસમેન છે. બામ્બે કવોડરેંગ્યુલરમાં ૧૯૭ રનનો યાદગાર ફાળો નોંધાવી તે પછી એમ. સી. સી. સામેની રમતમાં એમણે સદીઓ નોંધાવી હતી. ૧૯૩૨ની સાલમાં ઇંગ્લાંડના પ્રવાસે ગયલી ઓલ ઇન્ડીયા ટીમમાં તેમને સ્થાન મળ્યું હતું. એકલા ઇંગ્લાંડમાં એમણે ૬ સદીઓ નોંધાવી હતી. હીંદ આવેલી એમ. સી. સી. ટીમ સાથે રમાયલી ત્રણે ટેસ્ટ મેચોમાં એમણે ભાગ લીધો હતો. ૧૯૩૪માં મુંબઈમાં રમાયલી કવોડરેંગ્યુલર ક્રીકેટ ટુર્નામેન્ટમાં મહોમેદન ટીમના એઓ કેપ્ટન હતા. ૧૯૩૫ના સાલમાં ઓસ્ટ્રેલીઅનો વીરૂધ્ધ ઓલ ઇન્ડીઆ વચ્ચેની બીજી અને ત્રીજી ટેસ્ટ મેચોમાં ઓલ ઇન્ડીઆ ટીમના કેપ્ટન તરીકે એમની પસંદગી થઇ હતી. ૧૯૩૬માં ઇંગ્લાંડના પ્રવાસે ગયલી ઓલ ઇન્ડીઆ ક્રીકેટ ટીમમાં પણ તેઓ ગયા હતા. કેપ્ટન વઝીરઅલી ૧૯૪૧ સુધી દરેક કવોડરેંગ્યુલર અને પેન્ટેંગ્યુલર મેચમાં મુસ્લીમ ટીમના સરદાર નીમાયા છે.

સરનામું:—ઓનરરી સેક્રેટરી, સેન્ટ્રલ ઇન્ડીઆ ક્રીકેટ એસોસીએશન, યશવંત કલબ, ઇન્દોર.

---

# અનુક્રમણિકા

**નામ૰ શહેનશાહ, વાઇસરોય અને ગવર્નરો.**



## દેશી રાજ્યકર્તાઓ

# સામાન્ય વિભાગ

## અ



## આ

## ઈ



## ઉ



## એ



## ઓ



## અં



## ક

## ખ



## ગ

## ઘ



## ચ

## ડ



## ઢ



## ત



## દ

## ધ



## ન

## ભ

## મ

### ય



### ર

# જા. ખ. ની અનુક્રમણિકા.

---


"હિન્દના નામાંકીત નરનારીઓ" *(Gujarati Who's Who)* નામનું આ પુસ્તક મી૦ ડી. ડી. એફલહરે એ "ધી પીન પ્રીન્ટીંગ પ્રેસ", દાદર, મુંબઇ.માં ધી ગુજરાતી "હુ'ઝ હુ" પબ્લીશીંગ કંપની માટે છાપ્યું છે અને

**મેરવાન બીલ્ડીંગ, સર ફીરોજશાહ મહેતા રોડ, કોટ,**

**મુંબઇ, માંથી પ્રગટ કર્યું છે.**